॥ श्री गुरवे नमः ॥




ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय । ॐ

[illegible] | अधिक श्रावण-१९७५ | जूनो अंक ८
नवु वर्ष १ | जुलाई १९१९ | नवो अंक १


## ॥ श्री रामकृष्ण जयाष्टक ॥

जय जय मंगल, पुरुष निरंजन,
सविपति गंजनकारी,
पतित जन रंजन, मनमद खण्डन,
जय भव बन्धनहारी—१

जय जगपालक, सुरदल भावक,
जय जय विश्वविधाता,
चित शुभसाधक, भक्तिपद पावक,
जय [illegible]—२

सुरनर [illegible], विजय [illegible],
[illegible] नन्दनकारी,
त्रिभुवन [illegible], जय भवतारण,
[illegible]—३

[illegible], [illegible],
[illegible],
[illegible], [illegible],
जय [illegible] माता—४

अचल भास्कर, जय परमेश्वर,
सुखकर सुन्दर भाषी,
अचल सनातन, जय भव पावन,
जय त्रिजगी अविनाशी-५

भक्त विमोहन, नर तनु धारण,
जय हरि कीर्तन भोला,
गद्गद भाषण, चित मनतोषण,
जय जन नर्तन शीला—६

मति गति वर्द्धन, कलि बल मर्दन,
विषय विराग प्रसारी,
जड़चित चेतक, भवजल भेदक,
जय नर मानसचारी—७

जय पुरुषोत्तम, अनुपम संयम,
जय जय अन्तरयामी,
[illegible] साधन, [illegible]
जय रामकृष्ण नमामि—८

श्रीयुक्त देवेन्द्रनाथ मजुमदार.




## प्रार्थना-उद्देश्य-आशा ।

(२)

इषे त्वा । उर्ज्जे त्वा । वायव स्थ ।
देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्म्मण
आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावती रनमीवा
अयक्ष्मा मा च स्तेन ईशत माघशंसो ध्रुवा
अस्मिन गोपतौ स्यात् वह्वीः । यजमानस्य
पशून् पाहि ॥ १ ॥　　　　यजुः १-१.

૧ હે દેવ ! અમારા અનિષ્ટ પરિપૂર્ણ કરવા માટે આપનુ આહ્વાન કરીએ છીએ

૨ હે દેવ ! શક્તિ અને પ્રાણ પ્રાપ્ત કરવાની કામનાથી અમે આપનુ આહ્વાન કરીએ છીએ

૩ હે દેવવૃન્દ ! આપ વાયુવત્ ગતિશીલ છો તેથી જ પ્રાર્થના કરીએ છીએ કે આપ વાયુગતિએ શીઘ્ર આવી અમારૂં રક્ષણ કરો.

૪ સત્કર્મના પ્રવર્તક જ્ઞાનપ્રદ દેવતા, આપના મગથી સર્વ શ્રેષ્ઠ (ભગવત આરાધનાદિ) કર્મમાં અમને સપૂર્ણરૂપે પરિચાલિત કરો (જેથી અમે નિયમિતરૂપે સત્કર્મમાં યોગનમ રહીએ ) શોભવણ કરનાર અજરા, અમરા, વિનાશ રહિતા, હે દેવિયો ! ભગવત્ ઉદ્દેશ પૂર્વક થયેલી અમારી પૂજા ( ભક્તિદાન ) આપ સર્વ પ્રકારે વૃદ્ધિગત કરો પાપના આશ્રય સ્થાન રૂપી ઇન્દ્રિયાદિ ચોરો, આપની કૃપાથી અમારી હિંસા કરવા સમર્થ ન થાય સત્ય સ્વરૂપ બુદ્ધિ સમ્પન્ન અમારા હૃદયને જ્ઞાનના આધાર સ્વરૂપ બનાવી આપને તે સ્થાને વહન કરી લાવવા સમર્થ થાય ॐ शान्ति शान्ति शान्ति ।

એક વખતનું રાજદ્વારી ઐતિહાસિક "આરતજીવન" આજે , ધાર્મિકરૂપ ધારણ કરી ધર્મસેવા બજાવવા પુન: ઉદય પામે છે. એક વખત તેમાં કેવળ દેશભક્તિના લેખો લખાતા, આજે તેમાં ધર્મભક્તિ જોવામાં આવશે. જો કે આશયમાં થોડો ફેર જણાય છે, પરંતુ પરિણામ તો એકજ છે. તે વખતે દેશને ન્હાવાનો ઉપદેશ દેતું. આજે તે ધર્મને પણ ન્હાતાં શિખવશે. ભારતીય પ્રજાની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ થાય, પ્રજા સનાતન ધર્મનાં રહસ્યો સમજે અને ભારતીય પ્રજા પોતાને શિયાળ નહિં પણ સિંહ સમજી પોતાનું જુનું ફેંકી નહિ દેતાં તેને અતિ ઉપયોગી, કલ્યાણકારક માની ગહન ધર્મતત્ત્વો સમજી તે પુન: ગ્રહણ કરી સર્વ પ્રકારે સુખી થાય એવોજ માર્ગ બતાવશે. ધર્મ એજ ભારતવર્ષનું જીવન છે. યુરોપાદિ સુધરેલા દેશો જે સમયે જંગલી સ્થિતિમાં પડી રહી શરીરે રંગ ચોપડી શરીર શોભાવતા, જેને ધર્મનું જ્ઞાન જ નહતું તે સમયે ભારત વર્ષમાં રસપૂર્વક વેદગાન થતાં. તે ધર્મ પરાયણ હતું. ધર્મ પ્રાપ્તિને માટે તે અનેક યજ્ઞ યાગાદિમાં રત રહેતું. પરપ્રજાના સંસર્ગ-દોષથી ભારત વર્ષ સ્વધર્મ ભૂલ્યું છે. ભગવાન શ્રીરામકૃષ્ણદેવે અને સ્વામી વિવેકાનંદજીએ ભારતવર્ષને તેનો પ્રાચીન સનાતન ધર્મ સમજાવી આપ્યો છે. તેમને જાગૃત કર્યા છે ! જોકે કેટલાક ધર્માચાર્યોએ પણ ગુજરાતમાં એવા યત્ન સેવ્યા છે અને તેનાં કંઇક સારાં પરિણામ જોવામાં આવ્યાં છે. તેમાં થયેલું કાર્ય કેટલેક અંશે ઉત્તમ જ છે.

\+ + + +

**પરમહંસદેવ** અને પૂજ્યપાદ વિવેકાનંદજીએ સર્વ ધર્મ પ્રત્યે સમાન દ્રષ્ટિ રાખી પ્રત્યેકને પોતાનો ધર્મ સમજાવ્યો છે. પરંતુ હિંદુધર્મને વિશેષતા આપી છે. ઇશ્વર સમીપ થવામાં એ ધર્મને સરલ-સર્વોત્તમ કથ્યો છે. હિંદુ ધર્મનાં રહસ્યો સરલ રીતે સમજાવ્યાં છે. પાશ્ચાત્ય વિદ્યાને પ્રતાપે હિંદુ ધર્મને અસાર માનનારા હિંદુઓને ધર્મતત્ત્વ સમજાવી તે માર્ગે વાળ્યા છે. તેમને ધર્મ-પ્રેમી બનાવ્યા છે. ભગવાન રામકૃષ્ણદેવનો ઉદ્દેશ્ય તેજ "ભારત જીવન" નો ઉદ્દેશ્ય છે. તે રામકૃષ્ણદેવ કથિત ધર્મ માર્ગ-ધર્મ-જ્ઞાન ગુર્જર પ્રજાને અર્પણ કરશે. વિવેકાનંદજીના અમર લેખો પ્રકટ કરશે. વિવેકાનંદજીના ગુરુ બંધુ મહાત્મા બ્રહ્માનંદજી, સારદાનંદજી આદિ મહા પુરૂષોના પવિત્ર લેખ-પ્રસાદ ગુજરાતને સમર્પણ કરશે. રામકૃષ્ણ મિશનદ્વારા પ્રકટ થયેલાં બંગાળી અંગ્રેજી માસિકો-પુસ્તકોમાંથી સારા ધાર્મિક લેખો ઉપરાંત સનાતન ધર્મના સિદ્ધાન્તો-લેખો-પ્રકટ કરી બનતી ધર્મ-સેવા કરશે. રામકૃષ્ણ મિશનનાં આદર્શ પરોપકારી, સન્યાસીઓ દ્વારા બંગાલા, કાશી, દહેરાદુન, હરિદ્વાર, કનખલ, મદ્રાસ. બિહાર આદિ દેશોમાં થતું નિસ્વાર્થ સેવા કાર્ય ગુજરાતને સમજાવશે. રામકૃષ્ણદેવના ત્યાગી સન્યાસી અને આદર્શ ગૃહસ્થાશ્રમી ભક્તોની છબીઓ તથા જીવનચરિત્રો પ્રકટ કરશે. વળી ગુજરાત કાઠિયાવાડના (હિંદુસ્થાનના) ત્યાગી વિરાગી સાચા સંત મહાત્મા, યોગીઓનાં ચિત્રો, ચરિત્રો સાદર કરી તેમને સંત સમાગમ કરાવશે. સંતસમાગમથી મનુષ્યના ત્રય તાપ ટળે છે, એ કથન કોણ અસત્ય ઠરવે એમ છે ? કલિયુગમાં સંતસમાગમ દુર્લભ્ય થઇ પડ્યો છે. એવા સમયમાં સાચા સંતોના ઉપદેશામૃતનું પાન કરી જન્મ-મરણ રહિત-થવા કોણ નહિ ઇચ્છે ?

(અપૂર્ણ.)

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# जडवादमां झूकेलूं जगत् अने तेनो उद्धार ।

(૧)



જડ અને ચેતન, પ્રકૃતિ અને પુરૂષ, માયા અને બ્રહ્મ, દૈવિ સંપત્તિ અને આસુરી સંપત્તિ આદિ શબ્દોથી નિરૂપાતી આ બ્રહ્માંડ લીલાની ગતિ અગમ્ય, આશ્ચર્યકારક અને અવર્ણનીય છે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ ઈતિહાસ અને ધર્મશાસ્ત્રો આ બ્રહ્મલીલાનું નિરૂપણ કરતાં થાકી ગયાં છે અને છેવટે વેદ પણ **નેતિ નેતિ** કહી વિરામ્યા છે.

જ્યાં વેદ પણ વિરામ પામે ત્યાં સામાન્ય મનુષ્યનું તો શું કહેવું ? બ્રહ્માંડ લીલાના આ વિચિત્ર ગુતિ જગતનાં મનુષ્યોને પોતાની રમતનાં રમકડાં માફક નચાવે છે. પ્રકૃતિની—માયાની—આ અગમ્ય લીલા મહા સમર્થ તપસ્વીઓની હજારો વર્ષની કઠીન તપશ્ચર્યાને પણ એક સહજ માત્રમાં ચુકાવી પોતાના રંગમાં રમાડી શકે છે, કોઈને તપશ્ચર્યાના અભિમાનના મોહમાં ભુલાવીને, તો કોઈને રમણીના લાવણ્યમય મોહમાં મુગ્ધ બનાવીને, તો કોઈને રાજ્ય સત્તાના લોભથી લોભાવીને પણ પ્રકૃતિ—માયાની આ વિચિત્ર રચના પ્રલોભનમાં નાખી પોતાના રમકડાં માફક નચાવે છે; ધર્મ ગ્રંથો, આપણી પ્રજાના અને અન્ય પ્રજાના ઈતિહાસો આ સત્યની સાક્ષી પૂરે છે કે—પ્રકૃતિ માયાની આ અગમ્ય લીલા મ્હોટા મ્હોટા મુનિવરોને, મહા બુદ્ધિશાળી ચાણુક્ય જેવા કુશળ પુરૂષોને, સમર્થ તત્વવેત્તાઓને પણ પોતાના ખેલમાં નચાવી પોતાના પ્રવાહમાં એક પુતળા માફક નચાવે છે. પણ પ્રકૃતિના આ વિચિત્ર ખેલનમાં, આ અગમ્ય ઘટનામાં એક, સત્ય પ્રતિપાદિત થાય છે. બધાં શાસ્ત્રો, માનવ જીવનનો ઈતિહાસ. આ સત્યની અવશ્ય સાક્ષી આપશે—આ સત્ય તે એ કે—જ્યારે બ્રહ્માંડના કોઈપણ પ્રદેશના સમર્થ તત્વવેત્તાઓ, ધાર્મિક મહા પુરૂષો, રાજ્ય ધુરંધરો, અને માનવ જીવનના અગ્રગણ્ય નેતાઓ માયાના આ વિચિત્ર ખેલનમાં સત્ય તત્વને ભૂલી જઈ બધા જનસમૂહને માયાનાં નાશવંત પ્રલોભનોમાં ડુબાડી દેવા તૈયાર થઈ રહ્યા હોય ત્યારે બ્રહ્માંડ માત્રને નિયંત્રણ, પોષણ, અને ચૈતન્યમય રાખનાર અખંડ શાંતિ, શાશ્વત પ્રેમ અને અનંત જ્ઞાનના દૈવી મહાસાગર રૂપ પરમાત્માના અમર્યાદિત ચૈતન્ય મહાસાગરમાંથી, એક અદ્ભુત શક્તિ અમુક વ્યક્તિ રૂપે ઉત્પન્ન થઈ, માયાના આ નાશવંત પ્રલોભનોએ ઉત્પન્ન કરેલાં હજારો વિઘ્નોને છિન્નભિન્ન કરી, જનસમુદાયને બચાવે છે, અને સનાતન સત્યનો, શાંતિનો માર્ગ બતાવે છે; જે વ્યક્તિદ્વારા આ દૈવી કાર્ય થાય છે, તે કાર્યનું પરિણામ જોનારૂં જગત્ તેને ઉદ્ધારક તરીકે સ્વીકારે છે, અવતાર તરીકે પૂજે છે, પયગમ્બર તરીકે તેના પરમાત્માના ઈશ્વરી આજ્ઞા પ્રમાણે સ્વીકારે છે.

જગતનાં ધર્મશાસ્ત્રો, અવતારી મહાપુરૂષોની જીવન ઘટનાઓ, પ્રકૃતિનું આ વિચિત્ર નર્તન અને તેમાંથી જન સમૂહનો ઉદ્ધાર થવો, એવી વિગતોથીજ ભરપૂર છે.

આ પવિત્ર ભારત ભૂમીમાં, આના ઉદ્ધારકો એક બે નહીં પણ અનેક થયા છે. અયોધ્યામા થયેલા **ભગવાન શ્રી રામચંદ્ર**, વ્રજવિહારી શ્રી કૃષ્ણ **ભગવાન**, કપિલ વસ્તુના શ્રીબુદ્ધ ભગવાન, એ આ જમાનાના મહા ઉદ્ધારકો થયા છે, તેજ પ્રમાણે વેદશાસ્ત્ર પ્રણેતા વ્યાસ ભગવાન, યોગશાસ્ત્ર પ્રણેતા પતંજલિ, સાંખ્ય શાસ્ત્ર પ્રણેતા કપિલ ભગવાન, અને કણાદ, યાજ્ઞવલ્ક્ય શ્રીશંકરાચાર્ય, શ્રીમહાવીર શ્રી રામાનુજાચાર્ય, કબીર, ચૈતન્ય અને આ વગર અનેક પ્રસિદ્ધ સંત મહાપુરૂષો, અને ભક્તોએ આ આર્ય ભૂમીને દૈવિ સત્યથી અલંકૃત કરી હતી, અને તે પછીના જમાનામા તેમજ વર્તમાન કાળે પણ અનેક પ્રસિદ્ધ અપ્રસિદ્ધ સંત મહા પુરૂષો, આ ભારત ભૂમીમા સનાતન સત્ય, શાશ્વત શાંતિ અને અનંત જ્ઞાનના દૈવિ તત્ત્વો પ્રસાર્યા જ કરે છે

પાશ્ચાત્ય પ્રદેશમાં જ્યારે આખુ યુરપ માત્ર સ્વાર્થ, વિષયોપભોગ અને જડ સંપત્તિ માટે ભયંકર લડાઇઓ ઉઠાવી રહ્યુ હતુ, પોતાના સ્વાર્થ માટે મનુષ્યો મનુષ્યોનો વધ કરવા પાછા હઠતા નહોતા, અને, જન સમૂહમાથી નીતિ, ધર્મ, પ્રેમ, દયા, શ્રદ્ધા આદિ દૈવિ તત્ત્વો નાશ થવા માડયા હતા એ વખતે એ પ્રદેશમા ક્રાઇસ્ટનો પ્રાદુર્ભાવ થયો, જેણે જન સમુદાયને સત્ય તત્ત્વ સમજાવવા અનેક યાતનાઓ સહન કરી જ્ઞાનનો માર્ગ બતાવ્યો, અને પ્રભુ પ્રતિ વિશ્વાસ શ્રદ્ધા જગાડવા, 'સત્ય પ્રેમને ખાતર, પ્રભુને ખાતર, સત્યને ખાતર,' ક્રૉસ સ્થાનપર પોતાનો ભોગ આપ્યો હતો ' તે પાશ્ચાત્ય પ્રજાઓના ઉદ્ધારક હતા. તેજ પ્રમાણે અરબસ્તાનના વેરાન રેતીના રણોમા રખડતી જુદી અજ્ઞાન ટોળીઓ કે જે ધર્મના જરાવી અને ઝનુની વહેમમા રખડતી હતી તેને એક પ્રભુ અલ્લાહમાં શ્રદ્ધા, યકીન રાખવાનો બોધ આપી ધર્મ અને નીતિનો બોધ આપનાર, ઇસ્લામ ધર્મના પ્રવર્તક મહાન્ હજરત મહંમદ પયગંબર સાહેબ પણ આ વર્ગના એક મહાન્ ઉદ્ધારક હતા

આ પ્રમાણે જ્યારે જ્યારે જન સમુદાયનો મ્હોટો ભાગ પ્રકૃતિની આ નાશવંત રમતમાં અંધ બની જઇને સ્વભાવ ભૂલી માયાના અગમ્ય ખેલનમા અંધ બની જાય છે અર્થાત્ ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે તેનો ઉદ્ધાર કરવા કોઈ દિવ્ય વ્યક્તિ પ્રાદુર્ભાવ પામે છે, જ્યારે તે વ્યક્તિ હયાત હોય છે, ત્યારે જગત્ તેને ભાગ્યેજ પિછાની શકે છે છતા પણ આ મહા પુરૂષનુ દૈવિ કાર્ય કોઇ અગમ્ય દૈવિ શક્તિથી પૂર્ણ થાય છે, તે અદૃશ્ય થાય છે, અને પછીથી તેના પરિણામ અનુભવનારૂ જગત્ તેને મહા પુરૂષ ઉદ્ધારક તરીકે પૂજવા તૈયાર થાય છે.

વર્તમાન કાળમા પણ આવા જગદોદ્ધારક મહાપુરૂષો થયા છે અને થાય છે, પણ માયાના પ્રલોભનોમા અંધ બનેલી મનુષ્યવૃત્તિ તેમને પીછાની શકતી નથી પીછાની શકતી હોય તો પણ તેમના દિવ્ય સત્યનો આદેશ ઝીલવા જેટલી તૈયાર થયેલી હોતી નથી અને તેથીજ વિદ્યમાન જીવત મહાપુરૂષોના દિવ્ય જીવનનો લાભ ઘણીજ થોડી વ્યક્તિઓ લઇ શકે છે અને એ મહાપુરૂષ અદૃશ્ય થયા પછી તેના દિવ્ય સત્યો ધીમે ધીમે પ્રજાના હૃદયપર અમર કરે છે, ત્યાર પછીજ જગત્ તેમને પીછાની શકે છે, અવતારીક મહા પુરૂષ તરીકે તેમની લીલા ભૂમીને તીર્થ સ્થળ તરીકે પૂજે છે, તેમના વચનોને ધર્મ વચનો તરીકે સ્વીકારે છે, અને આ રીતે મહા પુરૂષના દૈવિ કાર્યના પરીણામ જોનારૂ જગત તેને મહાપુરૂષ તરીકે પૂજે છે

જ્યારે આપણે ભારત વર્ષના અને જગતની અન્ય પ્રજાના વર્તમાન સૈકાનો ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે આપણા જોવામાં આવશે કે પાશ્ચાત્ય પ્રજાઓ ઇસુ ખ્રીસ્તનો દૈવિ આદેશ ભૂલવા લાગી અને માત્ર જડ સંપત્તિ, રાજ્ય સત્તા, અને શારીરિક સુખોપ-

ભંગુર હાડ-માંસની વાત તેમના ધ્યાન હતી? તેમનું મન તે વખતે શ્રીરામકૃષ્ણ-લીલા-સરોવરમાં પ્રફુલ્લિત થયલા "સહસ્ર-દલ-કમળ" નું અપૂર્વ માધુર્ય, નયનદ્વારા પાન કરી રહ્યા હતા. ઉત્તર આપવાનો વખતજ ક્યાં હતો?

સ્વામિજીએ સ્વામી પ્રેમાનન્દજીને ભગવાન શ્રીરામકૃષ્ણદેવનો પ્રસાદ લાવી નાગ મહાશયને આપવાની આજ્ઞા કરી. તેજ ક્ષણે નાગ મહાશયને ભાન આવ્યું હોય તેમ એ હાથજોડી બોલી ઉઠ્યા: "પ્રસાદ! ઓહો! સ્વામિજી! આપનાં દર્શન થતાંજ મ્હારી ભવ-ક્ષુધા દૂર થઈ ગઇ છે!" * * * સ્વામીજીએ ત્યાં બેઠેલા સર્વ ભક્તો તરફ દૃષ્ટિ ફેરવી કહ્યું: "જૂવો છો? મહાત્મા નાગ મહાશયનાં પુણ્ય પવિત્ર દર્શન કરો! એઓ ગૃહસ્થ છે, તેમ છતાં જગત્ છે કે નહિં તેનું એમને ભાનજ નથી! સર્વદા ભગવદ્-ભક્તિમાં તલ્લીન રહે છે." પછી નાગ મહાશયને કહ્યું: "આપ દયા કરી, આ સર્વ બ્રહ્મચારીઓને અને મ્હને ભગવાન શ્રીરામકૃષ્ણદેવ સંબંધી ઉપદેશ સંભળાવો."

નિરાભિમાન અને નમ્રતાની સાક્ષાત્ મૂર્તિ નાગ મહાશયે ઉત્તર દીધું: "એ શું બોલો છો? શું બોલો છો? સ્વામિજી! હું શું સંભળાવું? હું તો આપનાં દર્શન કરવા આવ્યો છું. પરમહંસ દેવનો ઉપદેશ એની મેળે લોકોના સમજવામાં આવશે! જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ!"

સ્વામિજીએ પુનઃ કહ્યું: "આપે ભગવાન શ્રીરામકૃષ્ણદેવને યથાર્થ રૂપે ઓળખ્યા હતા. અમે તો ભટકતા ફર્યા છીએ."

નાગ મહાશય: "એવું શું બોલો છો સ્વામિજી? આપ તો પરમહંસદેવની છાયા છો. બન્ને બાજુ તપાસવામાં આવે તો પણ તેજ જણાશે. જેને (દિવ્ય) નેત્રો હોય તે જૂવે!"

સ્વામિજીએ પૂછ્યું: "મઠ વગેરે જે થાય છે તે યોગ્ય થાય છે કે?"

નાગ મહાશય! "હું તો ક્ષુદ્ર! શું સમજું વારૂ? આપ જે કરો છો તેનાથી જગતનું શુભજ થશે. કલ્યાણજ થશે."

× × × × ×

સ્વામિજીએ કહ્યું: "એક વખત તમારે ગામ આવવા ઇચ્છા છે."

એ સાંભળી નાગ મહાશયને આનંદ થયો. તેમણે કહ્યું: "એવો દિવસ આવશે ખરો? અહા! આપ જો ત્યાં પધારો તો તે ગામ કાશી ક્ષેત્ર જેવું પવિત્ર થઇ જાય. શું મ્હારા ભાગ્યમાં એવો દિવસ જોવાનું લખ્યું હશે?"

સ્વામિજી સહાસ્ય વદને બોલ્યા: "મ્હારી તો ઇચ્છા છે. મા જગદમ્બા મ્હને લઇ જાય તો બને."

નાગ મહાશય: "સ્વામિજી! આપને કોણ ઓળખી શકે? આપનું સત્ય સ્વરૂપ કોણ સમજી શકે? દિવ્યદૃષ્ટિ-દિવ્યજ્ઞાન પ્રાપ્ત થયા વગર આપનું સ્વરૂપ સમજવાનું બને એમ નથી. આપને માત્ર શ્રીરામકૃષ્ણદેવેજ ઓળખી લીધા હતા. બીજા સર્વ મનુષ્યો પરમહંસદેવના કથન ઉપર વિશ્વાસ રાખી આપને પવિત્ર ભાવે જૂવે છે એટલુંજ."

સ્વામિજી: "આ સમયે મ્હને એક માત્ર એવી ઇચ્છા થઈ છે કે: સમસ્તદેશને જાગ્રત કરી દઉં. મહાવીર તો જાણે પોતાની શક્તિ પ્રતિભા પ્રત્યે અનાસ્થાવન થઇ નિદ્રાવશ થઈ ગયા છે. તેમનું અસ્તિત્વજ જણાતું નથી! સનાતન ધર્મભાવના દ્વારા જગત્

કોઇ પ્રકારે જાગૃત કરી શકાય તો એમજ સમજીશું કે પરમહંસદેવ અને આપણી આશાઓ સાર્થક થઈ, માત્ર એજ એક ઇચ્છા છે. મુક્તિ-ભુક્તિ સર્વ તુચ્છ જણાય છે. આપ આશીર્વાદ આપો કે જેથી કૃતકાર્ય થઇ શકાય. "

નાગ મહાશયઃ " આશીર્વાદ પરમહંસદેવનો જોઇએ. આપની ઇચ્છા થતાં તેની ગતિ ફેરવી શકે એવો મનુષ્ય હું તો કોઈ જોઇ શકતો નથી. આપની ઇચ્છા થશે તે પ્રમાણેજ આપ કરી શકશો. એજ રામકૃષ્ણદેવની કૃપા. "

સ્વામિજીઃ " કશુયે થતું નથી! તેની ઇચ્છા સિવાય કશુયે થતું નથી. "

નાગ મહાશયઃ " તેમની ઇચ્છા અને આપની ઇચ્છા એક થઈ ગઇ છે. આપની ઇચ્છા તેજ પરમહંસદેવની ઇચ્છા! જય રામકૃષ્ણ! જય રામકૃષ્ણ! "

× × × × ×

સ્વામિજીઃ " નાગ મહાશય! હું શું કરૂં છું અને શું નથી કરતો તે કશુ સમજાતું નથી. કોઇ કોઈ સમયે કોઇ કોઇ કાર્ય કરવા પ્રબળ ઇચ્છા થઇ આવે છે. બસ, તેજ કાર્ય કરવા મન દોડે છે, તે પ્રમાણે કાર્ય કરી દઉં છું તે સારૂં થાય છે કે નઠારૂં હું તે સમજી શકતો નથી. "

નાગ મહાશયઃ " પરમહંસદેવે કહ્યું છે કે; કુંચી આપવાની બાકી રહી છે. " તેથીજ તેઓ સમજવા દેતા નથી તે તેમની ઇચ્છાનુસાર કાર્ય કરાવ્યે જાય છે. જ્યારે કર્તવ્ય કર્મનું તમને જ્ઞાન થશે ત્યારે તમારી જીવન લીલા શાન્ત થઈ જશે. "

નાગ મહાશયનું કથન સાંભળી સ્વામિજી વિચારમગ્ન થયા.

આવો, વાચક, આપણે આ સમયે કંઈક વિચાર કરી જોઈએ. કલ્પના નેત્ર દ્વારા એટીટમે, બેલુરના પુણ્ય-મઠ-મંદિરમાં પરસ્પર સ્હામે ઉભેલા એ મહાપુરૂષોની મૂર્તિ જોઇએ. અહા! જૂવો તો ખરા! વિદ્યા વિજયી સન્યાસીશ્રેષ્ઠ સ્વામી વિવેકાનંદ દીન ભાવે બે હાથ જોડી પોતાના કરતાં વિશેષ દીન ગૃહસ્થોત્તમ નાગ મહાશય પાસે આશીર્વાદની કેવી ભિક્ષા માંગી રહ્યા છે! જે વિવેકાનન્દજી જાતિ, વર્ણ, નરનારીનો ભેદ રાખ્યા વગર પ્રત્યેકને સમાન ભાવે, સનાતન ધર્મ-સાગરનું મન્થન કરી અદ્વૈતામૃત પીરસી રહ્યા છે, તે પોતાનું કર્મ જગતહિત માટે કલ્યાણકારક છે કે અકલ્યાણકારક તે સબંધી સંદેહ યુક્ત થઈ બોલી રહ્યા છે કેઃ " હું કશુ સમજી શકતો નથી. " હે વાંચક! એજ વીર સન્યાસીના હૃદયમાં સમાયલી અતિ પ્રબળ આત્મશક્તિની પ્રેરણાથીગર્વોન્મત્ત મસ્તક ઉંચુ કરી તેમને સિંહની પેઠે શૌર્યશાળી વક્ર નેત્રે ઉભા રહેલા તમે ઘણી વખત વાંચ્યું હશે. પરંતુ આજે મહિમામય પુણ્ય પ્રતાપી મનુષ્યત્વ સ્હામે તેઓ મહા નમ્રતાપૂર્વક મસ્તક નમાવી કેવી રીતે હૃદયની અકૃત્રિમ શ્રદ્ધા નિવેદન કરી રહ્યા છે તે જૂવો! તમે જોઇ શકશો કે તેમનામાં આજે તપ, સંયમ કે વિદ્યાનું અભિમાન નથી જાણે અભિમાનને તેમણે સાત્મે પાતાળે દાટી દીધું નહોય તેમ તેઓ નમ્ર થઈ હાથ જોડી મસ્તક નમાવી ઉભા છે! એ મહાપુરૂષના વિશાળ હૃદયમાં, મહાશક્તિ અને મહા નમ્રતાનું કેવું સુંદર માધુર્ય મિલન થયું છે? અને મહાત્મા નાગ મહાશયે? તેમનું તો કહેવુંજ શું? જેમને માટે સ્વામિજીએ કહ્યું છે કેઃ " હું સમગ્ર પૃથિવિ ફર્યો પરંતુ નાગ મહાશય જેવો સાધુ પુરૂષ મ્હેં બીજો કોઈ દીઠોજ નથી! " પૂર્વ બંગાલાની રત્નખાણના એ ઉજ્જ્વળ રત્ન-પુરૂષોત્તમ નાગ મહાશયનું જીવન ચરિત્ર જો ન

વાંચ્યું હોય તો " સસ્તી વાર્તામાળા " દ્વારા પ્રકટ થયેલું " આદર્શ ગૃહસ્થ " નામક પુસ્તક હજી પણ એક વખત વાંચવા સર્વને ભલામણ છે. ગૃહસ્થ ધર્મ સમજાશે, સન્યસ્ત ધર્મ પણ સમજાશે. વાણી, કર્મમાં પવિત્રતાનો પ્રવેશ થશે. હૃદયમાં શીતળતા, શાંતિ પ્રાપ્ત થશે. " આદર્શ " મળી જશે. શ્રીરામકૃષ્ણદેવની જીવન લીલાએ કેવા કેવા સર્વોત્તમ ભક્તો ઉત્પન્ન કર્યો છે તે જાણવામાં આવશે. વાચકનું જીવન ધન્ય થશે. કૃતાર્થ થવાશે !

## ध्यानाभ्यास–देवदर्शन. ( ૫ )

વિવેકાનંદજીને બાલ્યાવસ્થાથીજ સન્યાસી થવાનો, ધ્યાન કરવાનો, પૂજન કરવાનો, અને રામાયણ, મહાભારત આદિ ધર્મ શાસ્ત્રો સાંભળવાનો શોખ હતો. તેમાં તેમને રસ પડતો. બાલ્યાવસ્થાના એ શોખનું સુપરિણામ મ્હોટી વયે સર્વના જોવામાં આવ્યું છે. એ ઉપરથી વાંચકોએ બોધ લેવાનો એ છે કે: પોતાનાં બાળકોને ન્હાનપણથીજ દેવ શાસ્ત્ર ઉપર શ્રદ્ધા ઉપજાવવી, દેવપૂજન તરફ ચિત્ત વાળવું. નીતિ–ધર્મયુક્ત ન્હાની ન્હાની વાર્તાઓ કહેવી, નઠારી ટેવો ન પાડવી. ગાળો બોલતાં કે નઠારા શબ્દો બોલતાં ન શીખવવું, જેથી તેમનાં ભાવિ જીવન ઉજ્વળ થાય. બાળકને સારી ટેવો પડેલી હોય છે તો તેનું પરિણામ કેવું શ્રેષ્ઠ આવે છે તે વિવેકાનંદજીના જીવન ઉપરથી સારી પેઠે જોઇ શકાશે.

એક સમય વિવેકાનંદજીને રામાયણ સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. કથા કહેનાર પંડિતજીના પ્રભાવથી તેમનાં મનમાં રામ સીતા પ્રત્યે વિશેષ શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થયાં. એક દિવસ થોડા પૈસા ભેગા કરી, પાડોશીના એક છોકરા સાથે તેઓ બજારમાંથી માટીનાં બનાવેલા રામ સીતાની મૂર્તિ એક જોડ લેઈ આવ્યાં અને ઘરને બીજે માળે અગાસીની બારીએ સાંકળ વાસી, એક ગોખલામાં રામસીતા પધરાવી બન્ને મિત્રો તેમનું પૂજન કરવા લાગ્યા. રામ સીતા સ્હામે બન્ને બાળકો નેત્રો બંધ કરી બેઠા. નરેન્દ્રને ઘરમાં નહિ જોવાથી ઘરનાં માણસો ચિન્તા કરવા લાગ્યાં. તોફાની છોકરો ! ક્યાંયે ચાલ્યો જાય, તેનું ઠેકાણું નહિ, માટે જ ચિન્તાનું કારણ ! ઘરમાં અને મહોલ્લામાં શોધ ખોળ ચાલી રહી પણ નરેન્દ્રનો પત્તો લાગ્યો નહિ. બધાંના જીવ ઉંચા થઇ ગયા. તેમની માતા તો અશ્રુપાત કરવા લાગ્યાં. એટલામાં એકજણે કહ્યું: માળ ઉપર અને અગાસીમાં તપાસ કરો. જુવો તો ખરાં. વખતે ત્યાંયે હોય. માળ ઉપર જતાં જણાયું કે: અગાસીનાં બારણાં કોઇએ અંદરથી બંધ કર્યાં છે. બારણાં ઘણાંએ ખખડાવ્યાં, ઠોક્યાં, પરંતુ જવાબ કોણ આપે ? અન્તે બારણાં ભાંગી નાંખ્યાં. અગાસીમાં દીઠેલો પાડોશીનો બ્રાહ્મણ બાળક ગભરાઇ જઈ સપાટાબંધ ન્હાસી ગયો પરંતુ નરેન્દ્રનાથ ( સ્વામીજી ) પૂર્વવત્ સ્થિર, નિશ્ચલ, નેત્રો બંધ કરી ધ્યાનાવસ્થ થઈ રહ્યા હતા. તેમને બાહ્ય જ્ઞાન ન હતું. પંખીએ ખૂબ પાડવા

× અમારે દીલગીરી સાથે કહેવું પડે છે કે: વિદ્યાર્થિઓને જ્ઞાન દાન આપનાર શિક્ષકોના ઘરમાંજ બાળકો ઉચ્છૃંખલ જોવામાં આવે છે ત્યાંપછી બીજાની શી વાત ? બાળકોનાં ચરિત્ર ઉત્તમ બનાવવાની ઇચ્છા રાખનાર માતાપિતાએ તેમને બાલ્યાવસ્થાથીજ સારી ટેવો પાડવી જોઇએ. એ અવસ્થામાં જરાપણ કુટેવ જણાતાં યુક્તિપૂર્વક તે છોડાવવી જોઇએ.

છતાં બોલ્યા નહિ. જ્યારે તેમનું શરીર હલાવી મૂક્યું ત્યારેજ તેમને બાહ્ય ચૈતન્ય આવ્યું. બધાં આશ્ચર્ય ચકિત થયાં.

એ પછી કેટલેક દિવસે એક ગમ્મત થઇ. સ્વામિજી તો ઘણું ખરૂં અશ્વશાળામાં જ્યાં પોતાના ગાડી ઘોડા બધાતા ત્યાંજ બેસી રહેતા. ઘોડાવાળા જોડે તેમને ઘણી ગાઢ મૈત્રી બંધાઈ હતી. તેને તેઓ એક " મહાન્ જ્ઞાની " માણસ સમજતા. જ્યારે પણ કોઇ ગંભીર વિષય સંબધી તેમને સલાહ લેવાની આવસ્યકતા જણાતી ત્યારે તેઓ ઘોડાવાળાની જ સલાહ લેતા ? સ્વામીજી નિત્ય રામ સીતાની પૂજા કરતા. એક દિવસ રામ સીતાની પૂજા કર્યાં પછી તેઓ અશ્વશાળામાં (તબેલામા) ગયા. ઘોડાવાળા જોડે વાતોના તડાકા ચાલે છે એટલામા કંઇક વાત નીકળતાં ઘોડાવાળો બોલ્યો કે: " લગ્ન કરવા એ બહુ ખરાબ છે. પરણવું જ ન જોઇએ. " ઘોડાવાળાને ઘરમાં પોતાની સ્ત્રી સાથે ટંટો થયો હોવાથી દામ્પત્ય જીવન ઉપર ધિક્કાર ઉપજ્યો હતો. તે પોતાના અનુભવ ઉપરથી સમજી શક્યો હતો કે: લગ્ન કર્યાથી સંસારમાં ટંટા ઝગડા અને મારામારી થાય છે, અનેક પ્રકારનાં તોફાનો અને ક્લેશ થાય છે. પૈસા પેદા કરવા પડે છે અને સ્ત્રી, પુત્ર કન્યાનું પાલન પોષણ કરવું પડે છે ! ટુંકા પગારની નોકરીમાં શેઠનાં અનેક કટુ વચનો સાંભળવાં પડે છે ! તિરસ્કાર સહન કરવા પડે છે એ ઉપરાંત બીજી પણ અનેક અગવડો વેઠવી પડે છે. બાયડી ન હોય તો કશી પંચાતજ નહિ. ગમે ત્યા રખડતા ફરાય ! બીજું ન બને તો છેવટે બાવાજી થઈ સુખે સ્વચ્છંદે સહેલ સપાટા તો થાય! ભીખ માંગતાં પેટ જેટલું તો મળેજ ! લગ્ન થયા કે મનુષ્યનું સર્વ સુખ, સ્વતંત્રતા નાશ પામે છે! ઘોડાવાળાએ આવાં આવાં અનેક વૈરાગ્ય વચનો લગ્ન પરત્વે ઉચ્ચાર્યાં. સ્વામીજીના કુમળા મગજમાં તે સટ દઇને ઉતરી પડયાં. તેમણે તત્ક્ષણાત્ પ્રતિજ્ઞા કરી કે તેઓ (સ્વામીજી) કદી પણ લગ્ન કરશે નહિ. પરંતુ આ વખતે એક મુસ્કેલી ઉભી થઈ. જે રામસીતા ઉપર તેઓ અતિશય ભક્તિ રાખતા, તે તો પરણેલાં હતાં ! માતાને મુખેથી સાંભળ્યું હતું કે: રામ સીતાના પ્રેમની તુલના થઈ શકે એમ નથી. તે પ્રેમ સ્વર્ગીય હતો. અતિશય સુખદાયક હતો. અપાર આનન્દમય હતો. તેમનો ખાસ સલાહકાર અને ઘોડાવાળો તો તેથી ઉલટુંજ બોલે છે ! આ કેવો ગોટાળો ! ઘોડાવાળો તો કહે છે કે: વિવાહ કરે છે તેને સુખજ મળતું નથી ! સ્વામીજી ઉંડા વિચારમા પડી ગયા કંઈ પણ નિર્ણય નહિં કરી શકવાથી અશ્રુપાત કરતા કરતા ઘરમા ગયા. એક રીતે જાણે તેમનુ બાલ્યસ્વપ્ન ચૂર્ણ થવા બેઠું ! સીતા રામ માટે તેમના અંતઃકરણમાં અતિશય દુઃખ થવા લાગ્યું. પુત્રના નેત્રમાં જળ જોઈ માતાએ તેનું કારણ પૂછ્યું. બાળક પ્રથમ તો ચુપ બેસી રહ્યો. કાંઇપણ ઉત્તર દીધો નહિ. ત્યારપછી ડુસકાં લઇ રડવા લાગ્યો. માતાએ તેને પોતાના ખોળામા લીધો એટલે બાળકે માતાની છાતીમાં મુખ સંતાડી પોતાના મનનું દુઃખ નિવેદન કર્યું. એ સાંભળી માતાએ હાસ્ય કરતાં કરતાં કહ્યું: નરેન્દ્ર ! એમાં શું થયું ? જો એમ હોય તો તુ શિવ પૂજન કર. "

સન્ધ્યાના અંધકારમા બાળક નરેન્દ્ર એકલો અગાશીમા જઇ થોડો વખત રામ સીતાની મૂર્તિ સ્હામે જોઇ ઉંડા નિઃશ્વાસ નાખવા લાગ્યો. એક વખત માતાના શબ્દો યાદ આવવા લાગ્યા કે: રામ સીતાના પ્રેમની તુલના નથી. બીજી વખત ઘોડાવાળાના શબ્દો હૃદયમાં કહેવા લાગ્યા કે: " પરણવામાં સુખ નથી. સ્વતંત્રતા નથી. " આ બન્નેમાંથી

સાચું કોણ ? મનમાં ઘણી બાંજગડ ચાલી. રામાયણ સાંભળ્યું હતું, તેમાં સીતાને રાવણ ઉપાડી ગયો તેથી રામને બહુ સંકટો સહન કરવા પડયાં હતાં અને સીતાજીનો ઉદ્ધાર કરવો પડ્યો હતો, એ પ્રસંગ યાદ આવ્યો. તે ઉપરથી નિશ્ચય થયો કે પરણવામાં બહુ દુઃખ છે. નરેન્દ્રને રામની સ્થીતિ ઉપર દયા આવી. મન કહેવા લાગ્યું કે પરણવામાં બહુ દુઃખ છે. સ્વામિજીએ રામ સીતાની મૂર્તિયો હાથમાં લઇ ધીમે ધીમે તેના અનેક કટકા કરી નાંખી રસ્તામાં ફેંકી દીધી !

બીજે દિવસે બજારમાંથી માટીની શિવ મૂર્તિ લાવી રામસીતાના આસન ઉપર પધરાવી અને સ્વામીજી તેમના સમક્ષ બેસી નેત્રો બંધ કરી પુનઃ ધ્યાનાભ્યાસ કરવા લાગ્યા. એ અભ્યાસને પરિણામેજ તેઓ ઉચ્ચપદે સ્થપાયા હતા.

× × × × × ×

સન્યાસી થવાનો શોખ પણ તેમને બાલ્યાવસ્થાથીજ હતો. તેઓ ભગવા રંગનો એક કટકો વસ્ત્ર કમ્મરે વીંટાળી ફર્યા કરતા. માતા પૂછતાં કે " આ શું કરે છે ? " ત્યારે બાળક આનંદ પામી મ્હોટેથી બોલી ઉઠતો કે " હું શંકર બન્યો છું. " એ જોઈ વૃદ્ધ મનુષ્યો હાસ્યવિનોદ કરતાં કહેતાં કે " ધ્યાન કરશે તો ઋષિ મુનિયોની પેઠે માથે લાંબી જટા ઉગશે અને તે વડના મૂળની પેઠે ઘણે દૂર સુધી જમીનની અંદર ચાલી જશે. " સરલ ચિત્તનો બાળક નેત્ર બંધ કરી ધ્યાનમાં તો બેસી જતો પરંતુ વચમાં વચમાં નેત્ર ઉઘાડી જોતો કે માથે જટા ઉગી જમીનમાં પેઠી છે કે નહિ ? જ્યારે તેવું કશું જોવામાં આવતું નહિ ત્યારે તુરતજ તે ઉઠીને વૃદ્ધો પાસે દોડી જઈ કહેતા કે ધ્યાન તો કર્યું પરંતુ જટા કેમ ઉગી નથી ? " તેમની માતા હાસ્ય કરતાં કહેતાં કે " બેટા ! કલાક અર્ધી કલાકમાં એમ થઇ જાય કે ? તેને તો ઘણા દિવસ જોઇએ. "

આ પ્રમાણે ઘરનાં માણસો જોતાં કે નરેન્દ્ર કોઈ વખત પાડોશી બાળકો સાથે એકત્ર બેસી ધ્યાન ધરતો. ધ્યાન ધરતી વખત તે મનમાં શા વિચાર કરતો તે તો પ્રભૂ જાણે પરંતુ કોઇ કોઇ સમયે તે એવો એકચિત્ત થઇ જતો કે કોઇ થોડી બૂમો પાડતું, તો તે સાંભળી શકતો નથી. અહા ! સન્ધ્યા સ્નાન કરનારાં બ્રાહ્મણો નાક દબાવી આંખો મીચે છે તે વખત તેઓ એકચિત્ત થઇ આ પ્રમાણે ધ્યાન કરતા હોય તો કેવું સારૂં ? આજકાલ તો ભલભલા બ્રાહ્મણો સન્ધ્યા ગાયત્રી જપ કરતા જાય, માળા ફેરવતા જાય અને મોઢેથી વ્યાપાર રોજગારની, પાપ પ્રપંચની, કોંધકંકાશની અનેક વાતો પણ કરતા જાય ! એનું નામ કલિયુગી સન્ધ્યા ! કલિયુગી ધ્યાન !

એક દિવસ સન્ધ્યા સમયે કેટલાંક બાળકો ઠાકોરજીની ઓરડીમાં બેસી ધ્યાન કરતાં હતાં. એકાએક એક બાળકની દૃષ્ટિ ખુણામાં પડેલી ન્હાની બારી ઉપર ગોખુરા જાતિનો મ્હોટો ઝેરી સર્પ હતો તેના ઉપર પડી. તેણે ભય પામી "સાપ" "સાપ" કહી ચિત્કાર કર્યો. સ્વામિજી સિવાય અન્ય સર્વ બાળકો ભય પામી ઓરડીમાંથી બહાર ન્હાશી ગયાં, પરંતુ સ્વામિજી ધ્યાન નિમગ્ન-જ્ઞાનશૂન્ય હતા. બાળક મિત્રોએ તેમને ઘણીએ બૂમો પાડી પરંતુ કાંઇ ઉત્તર મળ્યો નહિ. ઉત્તર કોણ આપે ? તેમનું ચિત્ત હૃદય ગુફામાં પેશી ગયું હોય એમ જણાતું હતું. બાળકોએ જોયું કે મહાન્ વિપદ્ ઉપસ્થિત થઇ છે. તેમણે દોડતે પગલે જઇ સ્વામિજીના માતા પિતાને સમાચાર કહ્યા. તેમણે આવી જોયું તો ભયંકર દેખાવ

જણાયો બાળક નરેન્દ્ર ( સ્વામી વિવેકાનન્દજી ) નેત્ર બંધ કરી, સ્થીર ચિત્તે ધ્યાનમાં બેસી રહ્યા છે સામે એક મ્હોટો નાગ ફેણ માંડી આમતેમ ડોલી રહ્યો છે ઉંચે આકાશમાં ક્ષીણ ચન્દ્ર શોભી રહ્યો છે નીચે પૃથિવિ ઉપર અસ્પષ્ટ અંધકાર. બોલચાલ કરવાથી વખતે સર્પ કંઈક અનિષ્ટ કરે એ ભયથી ધ્યાનમાં બેઠેલા બાળકને બૂમો પાડવાનું સાહસ કરી શકાયું નહિ બધાં પ્રભુનું સ્મરણ કરતાં ઉભા થોડી વારમાં સર્પ એની મેળેજ ત્યાંથી ચાલ્યો ગયો અદૃશ્ય થયો એક મિનિટ પછી તેને શોધવા છતાં કોઈ પણ સ્થળેથી તે જડ્યો નહિ દેવની ઓરડીમાં સર્વત્ર તપાસ કરતાં કોઈ સ્થળે છિદ્ર ન હતું કે તેમાં ભરાઈ જાય! ત્યારે તે ગયો ક્યાં? બધા વિસ્મય વિહ્વળ ચિત્તે વિચારવા લાગ્યા! થોડીવાર પછી સ્વામીજીને બાહ્ય જ્ઞાન થયું જ્યારે તેમણે માતાને મુખેથી સર્વ વૃત્તાન્ત સાંભળ્યું ત્યારે કહ્યું કે "મ્હને તો કશાયે ખબર નથી"

રમતો ખાતર કરવા છતાં પણ આવા ધ્યાનયોગનું પરિણામ એ આવ્યું કે તે સમયે સ્વામિજીને નાના પ્રકારના અદ્ભુત દર્શન થતાં. એ સંબંધી તેમણે સ્વમુખે કહ્યું છે કે વિદ્યાભ્યાસ કરતો તે સમયે એક દિવસ રાત્રે બારણાં બંધ કરી ધ્યાનમાં બેસી ગયો ધ્યાન પૂરૂં થયું હતું તેમ છતાં હું શાન્ત ચિત્તે બેસી રહ્યો હતો એટલામાં જોતામાં આવ્યું કે ઓરડાની દક્ષિણ બાજુ ભીંત ચિરાઈ તેમાંથી એક દેદીપ્યમાન, પ્રશાન્ત જ્યોતિર્મય મૂર્તિ મ્હારી સામે આવી ઉભી રહી છે સંન્યાસીની પેઠે તેના એક હાથમાં દંડ અને બીજા હાથમાં કમણ્ડલ, મસ્તક મુણ્ડન કરાવેલું હતું તે મહાપુરૂષના મુખ ઉપર અનિર્વચનીય શાન્તિના ચિન્હો વિરાજી રહ્યા હતાં તે અપૂર્વ જ્યોતિર્મય મહાપુરૂષે થોડી વાર પર્યંત મ્હારા સામે જોયાં કર્યું જાણે કંઈક કહેવાની ઇચ્છા હોય એવી કલ્પના થતી પ્રથમ તો હું પણ શાન્ત ચિત્તે તેમના સામે જોઈ રહ્યો પણ પછી કોણ જાણે શા કારણથી મ્હને ભય લાગ્યો એટલે હું ઉતાવળે પગલે બારણું ઉઘાડી બહાર ચાલ્યો ગયો પરંતુ પાછળથી મનમાં પશ્ચાતાપ થયો અને મનને કહેવા લાગ્યો કે "શા કારણથી અજ્ઞાનની પેઠે ભય પામી નાસી ગયો! કદાચ તે મહાત્મા કંઈ વાતચિત કરત" ગમે તેમ હો, તે પછી તે મૂર્તિનાં સ્વામિજીને કદી પણ દર્શન થયાં નહિ તેમજ તેમના સંબંધી વિચાર કરતાં કંઈ નિશ્ચય કરી શક્યા નહિ માત્ર તેઓ એટલું કહેતા કે તે મૂર્તિ બુદ્ધદેવ ભગવાનની હોવી જોઈએ

વળી નિદ્રા એ તેમનો અદ્ભુત વ્યાપાર હતો અન્ય બાળકની પેઠે પથારીમાં સૂતાં કે તુર્તજ તેમને નિદ્રા આવતી નહિ તેમને ઉંધા સૂવાનો અભ્યાસ હતો એમ સૂતાં પછી થોડી વારે તેમને સહજ નિદ્રા થતી અને તે વખતે બાહ્ય જગત્ ક્રમશ ક્ષીણ અને અસ્પષ્ટ થતું જણાતું તે ક્ષણે તેઓ જોઈ શકતા કે જાણે એક બાળક એક ગોળાકાર જ્યોતિ પિણ્ડો પગ વડે ઠેલતો ઠેલતો તેમની સામે આવી રહ્યો છે તે દિશામાં એવી નજરે જોતાં જણાતું કે તે ગોળો (જ્યોતિપિણ્ડ) પોતાની ભ્રમરમાં આવી અટક્યો છે ત્યારપછી દારૂખાનાની પેઠે તે ગોળો એકદમ ફાટી જઈ ચારેદિશામાં જ્યોતિ પ્રકાશ વિસ્તાર કરી દેછે તે જ્યોતિ-સમુદ્રમાં ડુબતાં ડુબતાં તેઓ અંતે નિદ્રાવશ થઈ જતા નિત્ય રાત્રે આવા બનાવ બનતો તેઓ અનુભવતા આ તો અતિ આશ્ચર્યજનક વ્યાપાર હતો પરંતુ તેઓ તો એમજ ધારતા કે પ્રત્યેક મનુષ્યને આવોજ અનુભવ થતો હશે તેથીજ તેમણે એ સંબંધી

કોઇને કંઇપણ પૂછ્યું નહિ. ઘણા દિવસ પછી જ્યારે દેવેન્દ્રનાથ ઠાકુર પાસે જઇ તેઓ ધ્યાન શિક્ષા કરતા તે સમયે કોને કેવા પ્રકારનું ધ્યાન થાય છે અર્થાત્ ધ્યાનાવસ્થામાં તેમને કંઇ જણાય છે કે કેમ વગેરે જાણવા માટે એક બંધુને તેમણે પૂછ્યું કે: "ભાઇ, નિદ્રાવશ થતાં પહેલાં તને કોઇ જ્યોતિ જણાય છે કે?" તેણે કહ્યું: "ના." સ્વામિજીએ પુનઃ પૂછ્યું; "શું કહે છે? નિદ્રાવશ થતાં પહેલાં એક મ્હોટા અતિ પ્રકાશિત લાંબા માર્ગ ઉપર એક બાળક એક જ્યોતિર્મય ગોલક ( જાણે દડો હોય તેમ ) તેને પગવડે ઠેલતો ઠેલતો આવતો હોય એવું ત્હારા જોવામાં નથી આવતું?" મિત્રે કહ્યું: "ના, ભાઇ." સ્વામિજીએ પૂછ્યું: "એમ કેમ? વારૂ પણ ત્યારપછી તે જ્યોતિપિણ્ડ આવી બન્ને ભ્રમરોની વચમાં સમાઇ જાય છે ત્યારે તેમાં ભરાઇ જઇ તું નિદ્રાવશ થતો નથી?" બાળક મિત્ર સ્વામિજીની વાતચિત સમજી નહિ શકવાથી સ્તબ્ધ થઇ ગયો. સ્વામિજી તો જીવન પર્યંત નિદ્રાવશ થતાં પહેલાં એ પ્રમાણે જ્યોતિ દર્શન કરતાં કરતાં નિદ્રાવશ થઇ જતા. અંત સમયે એ જ્યોતિ પૂર્વના જેવી અતિશય પ્રકાશિત નહિં પણ સહજ ઝાંખી જણાતી હતી.

એ વૃત્તાન્ત સાંભળી શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ કહેતા કે: "એ પ્રમાણે જ્યોતિ દર્શન થાય ત્યારે તે પુરૂષને ધ્યાનસિદ્ધ કહેવો જોઇએ.

વાંચકબન્ધુ! શું તમને એવા ધ્યાનસિદ્ધ થવાની ઇચ્છા થાય છે? જો ઇચ્છા થતી હોય તો મન, વાણી અને કર્મ પવિત્ર કરી નિત્ય ઇષ્ટ દેવનું ધ્યાન ધરોઃ નિરાશ ન થશો. ધીમે ધીમે એવીજ સ્થિતિ પ્રાપ્ત થશે.

કેટલાંક વર્ષ ઉપર સ્વામિજીના એક ગુરૂબંધુએ તેમના જેવું જ્યોતિઃ દર્શન કરાવવા માટે પ્રાર્થના કરી હતી. તે ગુરૂબંધુ હજી પણ કહે છે કેઃ તેમણે કપાળ ઉપર સ્પર્શ કર્યો તેજ ક્ષણે બાહ્ય જગત્ સમ્પૂર્ણરૂપે બદલાઇ ગયું. તેને બદલે માત્ર એક અખંણ્ડ જ્યોતિઃ સમુદ્રનાં મ્હને દર્શન થયાં હતાં. અહા! સ્વામિ વિવેકાનંદજી કેવા સિદ્ધ મહાત્મા હતા! તેમનો સ્પર્શ થતાં જ મનુષ્યની સ્થીતિ સંપૂર્ણ બદલાઇ જતી! એ સર્વ સદ્‌ગુરૂદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસનો પ્રતાપ! ધન્ય ગુરૂ! ધન્ય શિષ્ય!

એક ચિત્તે ધ્યાન ધરવાનો અભ્યાસ કરવાથી એ પ્રમાણે જ્યોતિ દર્શન થઇ શકે છે. શરૂવાતમાં વિશ્વાસ ન બેસે એવાં વિચિત્ર દેખાવ જણાય છે પરંતુ ધીમે ધીમે અભ્યાસ થતાં, ચિત્તશક્તિ એક સ્થળે સ્થપાતાં ઝાંખો પ્રકાશ જણાયા પછી વિજળિક રેખા જેવી ન્હાની ન્હાની રેખાઓ અને પછી જ્યોતિર્મય સમુદ્ર જણાશે. અભ્યાસ વિના કંઇ પ્રાપ્ત થતું નથી. પ્રત્યેક વિષયમાં ઉંડા ઉતરી, તેના સર્વ અંગો જાણી લઇ અભ્યાસ કરવો જોઇએ. સ્વામિજીને બાલ્યાવસ્થાથીજ ધ્યાનનો અભ્યાસ હતો. પરિણામે તેમને તે વખતથી જ જ્યોતિઃદર્શન થવા લાગ્યાં હતાં એ ઉપરથી એમ પણ ધારણા થઇ શકે છે કે: તેમણે પૂર્વજન્મે ઘણું ધ્યાન કર્યું હશે. તેજ કારણથી આ જન્મમાં ધ્યાન જાણે સ્વાભાવિક રીતે જ તેમને સિદ્ધ થઇ ગયું હતું.

જ્યોતિઃ દર્શન થતું હોય એવું ધ્યાન કરવાની બાબ્યે જ કોઇને અનિચ્છા થતી હશે!

**दाहाभाई रामचन्द्र म्हेता.**

॥ ॐ तत्सत् ॥

# उपनिषदावली ।

( २ )

## केनोपनिषत् ।

### प्रथमखण्डः ।



પ્રાર્થનાઃ—મ્હારૂં સમસ્ત અંગ, વાક્, પ્રાણ, ચક્ષુ, કર્ણ અને સર્વ ઇન્દ્રિયો વૃદ્ધિ અને પુષ્ટિ પ્રાપ્ત કરો. ઉપનિષત્ પ્રતિપાદ્ય બ્રહ્મનો મ્હને સાક્ષાત્કાર થાઓ. હું તે બ્રહ્મનો અસત્કાર અથવા અસ્વીકાર ન કરૂં. તે બ્રહ્મ મ્હારો અસત્કાર અથવા પરિત્યાગ ન કરે. મ્હારો તેની સાથે અને તેનો મ્હારી સાથે અવિરલ સંબંધ વિદ્યમાન રહે. હું આત્મશોધક છું. મ્હારામાં ઉપનિષત્ કથિત સર્વ ધર્મ પ્રકટ થાઓ.

૧. મન કોની ઇચ્છાથી પ્રેરાઈ ગમન કરે છે અર્થાત્ પોતાના વિષયનું ચિન્તન કરે છે? શરીરમાં રહેલો પ્રાણ કોની પ્રેરણાથી સ્વકાર્ય સમ્પાદન કરે છે? સર્વ મનુષ્યો કોની ઇચ્છાથી પ્રેરાઈ શબ્દોચ્ચાર કરે છે અને કયા દેવતા ચક્ષુ અથવા કર્ણને સ્વકાર્યમાં પ્રેરેછે?

૨. જે કર્ણમાં કર્ણ, મનમાં મન અને વાક્યમાં વાક્રૂપ છે તેજ પ્રાણના પ્રાણ અને ચક્ષુના ચક્ષુ સ્વરૂપ છે, અર્થાત્ તેજ તેના પ્રેરક છે, એ જ્ઞાનદ્વારા જ્ઞાનિયો ઇન્દ્રિયમાંથી આત્મભાવનો ત્યાગ કરી મૃત્યુ પછી અમરત્વ પ્રાપ્ત કરે છે.

૩. તે સ્થળે અર્થાત્ તે બ્રહ્મપર્યંત ચક્ષુ, વાક્ય અને મન જઇ શકતું નથી. આપણે તેને જાણી શકતા નથી, અને આચાર્યો શિષ્યોને જે પ્રકારે બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરે છે તે પણ સમજી શકતા નથી. તે જ્ઞાત અર્થાત્ સ્થુલ વસ્તુથી પૃથક્ અને અજ્ઞાત અર્થાત્ સૂક્ષ્મ વસ્તુથી પણ પૃથક્ છે. અમારા સમક્ષ જે પૂર્વાચાર્યોએ એ તત્ત્વની વ્યાખ્યા કરી છે, તે પૂર્વાચાર્યોને મુખેથી અમે એ પ્રમાણેજ સાંભળ્યું છે.

૪. જે વાક્ દ્વારા પ્રકાશિત થઇ શકતો નથી, પરંતુ જેની સહાયતા વડે વાક્ય ઉચ્ચારી શકાય છે તેને જ તું બ્રહ્મ જાણજે. મનુષ્યો જેને ભિન્નરૂપ સમ્પન્ન માની જેની ઉપાસના કરે છે તે સાચો બ્રહ્મ નથી, તે જડવસ્તુ છે.

૫. જેનું મનદ્વારા ચિન્તન થઈ શકે એમ નથી; છતાં જે મનને જાણી શકે છે, તેને

જ તું બ્રહ્મ માનજે. પરંતુ મનુષ્યો ભિન્નરૂપ સમ્પન્ન માની જેની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી.

૬. જેને મનુષ્યો ચક્ષુદ્વારા જોઇ શકતા નથી, તથાપિ જેના દ્વારા ચક્ષુ સર્વ વસ્તુઓનું દર્શન કરી શકે છે તેનેજ તું બ્રહ્મ માનજે. પરંતુ મનુષ્યો ભિન્નરૂપ સમ્પન્ન માની જેની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી.

૭. મનુષ્યો કર્ણદ્વારા જેને સાંભળી શકતા નથી તથાપિ કર્ણ જેના દ્વારા સાંભળી શકે છે તેનેજ બ્રહ્મ માનવો. પરંતુ મનુષ્યો જેને ભિન્નરૂપ સમ્પન્ન માની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી.

૮. મનુષ્યો ઘ્રાણેન્દ્રિદ્વારા ગન્ધની પેઠે જેને ગ્રહણ કરી શકતા નથી, તથાપિ જેના દ્વારા ઘ્રાણેન્દ્રિય સ્વ વિષયમાં પ્રેરાય છે તેનેજ તમે બ્રહ્મ જાણજો. પરંતુ મનુષ્યો જેને ભિન્નરૂપ સમ્પન્ન માની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી.

## प्रथम खण्ड समाप्त.



## द्वितीय खण्डः ।

૧. તમે એમ ધારતા હો કે: મ્હેં બ્રહ્મને ઉત્તમરૂપે જાણ્યો છે ત્યારે જાણજો કે: હજી તમે બ્રહ્મનું સ્વરૂપ અલ્પ પ્રમાણમાં જાણ્યું છે. કારણ કે: બ્રહ્મનું ભૂત ભૌતિકરૂપ અથવા દૈવતારૂપ, એ બન્ને અલ્પ છે. તેથી હું ( આચાર્ય ) ધારૂં છું કે: ત્હેં ( શિષ્યે ) જાણેલુ બ્રહ્મ સ્વરૂપ હજી પણ વિચાર અને તર્ક દ્વારા મીમાંસિત થયું નથી, અર્થાત્ તે ત્હારા જાણવામાં હજી પણ બાકી રહ્યુ છે.

૨. હું બ્રહ્મને ઉત્તમરૂપે જાણું છુ એમ માનશો નહિ અને તદન જાણતો નથી એમ પણ ધારશો નહિં. આપણામાંથી જે વ્યક્તિ ( બ્રહ્મને ) "જાણું છું અને નથી જાણતો" એ કથનનું તાત્પર્ય સમજી શકે છે તેજ વ્યક્તિએ બ્રહ્મને જાણ્યો છે.

૩, જે મનુષ્ય એમ માને છે કે: " હું બ્રહ્મને જાણતો નથી " તેણેજ સાચા બ્રહ્મને ઓળખ્યો છે, અને જે માને છે કે: " હું બ્રહ્મને જાણું છું. " તે બ્રહ્મના સત્ય સ્વરૂપને જાણતોજ નથી. કારણકે, વિદ્વાનો બ્રહ્મને અજ્ઞેય માને છે, અને અજ્ઞાન મનુષ્યોજ તેને જ્ઞેય ( જાણી શકાય એવો ) માને છે.

૪, જે પ્રત્યેક જ્ઞાનમાં બ્રહ્મ સ્વરૂપનો અનુભવ કરે છે તેજ મોક્ષપ્રાપ્ત કરે છે. ભેદ માત્ર એટલોજ છે કે: મનુષ્ય કેવળ જીવાત્માના જ્ઞાનથી અણિમાદિ ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે અને વિદ્યા અથવા પરમાત્માના જ્ઞાનથી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે.

૫. મનુષ્ય જો આ લોકમાંજ બ્રહ્મને ઓળખી શકે છે, તો તેને સત્ય પ્રાપ્ત થાય છે, અને બ્રહ્મને ઓળખી શક્તો નથી અર્થાત્ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી શક્તો નથી તેનુ મહાન અનિષ્ટ થાય છે, અર્થાત્ તેને પુનઃ પુનઃ જન્મ અને મૃત્યુ ભોગવવું પડે છે. જ્ઞાનિજનો પ્રત્યેક ભૂત માત્ર પ્રત્યે-પ્રાણી માત્ર પ્રત્યે-એક બ્રહ્મભાવ સ્થાપે છે તેથી તે મૃત્યુ પછી બ્રહ્મ સ્વરૂપ પામે છે.

## इति द्वितीय खण्डः ।

## તૃતીય खण्डः ।

૧. દેવતાઓના હિતને માટે ઇશ્વરના નિયમનું ઉલંઘન કરનારા અસુરોનો એક વખત બ્રહ્મે પરાજય કર્યો હતો, પરંતુ દેવતાઓ બ્રહ્મકૃત જયને પોતાનો જય માની લઇ પોતાને ગૌરવાન્વિત માનતા હતા. તેમણે અજ્ઞાનતાને લીધે ધાર્યું હતું કેઃ એ વિજય અને ગૌરવ અમારાજ છે. અન્યના નહિં.

૨. દેવતાઓની એ અજ્ઞાનતા જાણી લઇ બ્રહ્મ તેમના સમક્ષ પ્રકટ થયા. એ રૂપ-જોવા છતાં પણ તે પૂજ્ય મૂર્તિ કોની છે તે તેઓ સમજી શક્યા નહિં.

૩. તેમણે અગ્નિને કહ્યું કેઃ હે અગ્નિ! અમારા સમ્મુખ પ્રકટ થયેલા આ પૂજનીય પુરૂષ કોણ છે, તે તમે વિશેષરૂપે જાણી આવો. અગ્નિએ તથાસ્તુ કહી તેમના તરફ ગમન કર્યું.

૪. અગ્નિદેવ તે પુરૂષ શ્રેષ્ઠ સમીપ ઉપસ્થિત થયા, તે સમયે તે પરમપૂજ્ય પુરૂષે કહ્યું અર્થાત અગ્નિને કાને એવો શબ્દ સંભળાયો કેઃ " તું કોણ છે ? " અગ્નિએ કહ્યુંઃ " હું અગ્નિ અને જાતવેદાના નામથી પ્રસિદ્ધ છું. "

૫. બ્રહ્મે કહ્યુંઃ " તું વિખ્યાત અગ્નિ છે ત્યારે કહે કેઃ ત્હારામાં કેટલી શક્તિ છે ?" અગ્નિએ ઉત્તર દીધોઃ " આ વિશ્વ બ્રહ્માણ્ડમાં જેટલી વસ્તુઓ દ્દસ્યમાન થાય છે તે સર્વને દગ્ધ કરવા હું શક્તિમાન છું. "

૬. તે સમયે બ્રહ્મે અભિમાની અગ્નિના સ્હામે એક તૃણ મૂકી કહ્યું કેઃ " આ દગ્ધ કર. " અગ્નિએ ઉત્સાહપૂર્વક તૃણની પાસે આવી પોતાની સમુદય શક્તિનો ઉપયોગ કર્યો પરંતુ તૃણને દગ્ધ કરવા શક્તિમાન થયો નહિં. ત્યારે તે ત્યાંથી પાછો ફરી દેવતાઓને કહેવા લાગ્યો કેઃ " એ પૂજનીય પુરૂષ કોણ છે તેનો હું નિર્ણય કરવા શક્તિમાન નથી. "

૭. ત્યારપછી દેવતાઓએ વાયુને કહ્યું કેઃ " હે વાયુ ! એ પૂજનીય પુરૂષ કોણ છે તે તમે જાણી આવો. " તથાસ્તુ કહી વાયુએ તે તરફ ગમન કર્યું.

૮. વાયુદેવ તેમની પાસે ગયા. તેમણે વાયુને પૂછ્યું અર્થાત્ વાયુને કાને એવો શબ્દ સંભળાયો કેઃ તું કોણ છે ? વાયુએ કહ્યુંઃ મ્હારૂં નામ વાયુ છે. હું માતરિશ્વાના નામથી પ્રસિદ્ધ છું.

૯. યક્ષે કહ્યું કેઃ તું આવો વિખ્યાત વાયુ છે ત્યારે કહે કેઃ ત્હારામાં કેટલી શક્તિ છે ? વાયુએ કહ્યુંઃ આ જગતમાં જેટલા દૃશ્ય પદાર્થ છે તે સર્વને હું ગ્રહણ કરી શકું છું અર્થાત્ ઉડાડી શકું છું.

૧૦. તે સમયે યક્ષે વાયુના સમક્ષ એક તૃણ મૂકી કહ્યું કેઃ " આ તમે ગ્રહણ કરો અર્થાત ઉડાડી દો. વાયુ તે સ્થળે જઇ ઉત્સાહપૂર્વક પોતાનું સમસ્ત બળ અજમાવવા લાગ્યો પરંતુ તૃણને જરાપણ હલાવી શક્યો નહિં. અને તે દેવતાઓ પાસે પાછો ફર્યો અને કહેવા લાગ્યો કેઃ એ વંદનીય પુરૂષ કોણ છે તે હું સમજી શકતો નથી.

૧૧. ત્યાર પછી દેવતાઓએ ઇન્દ્રને કહ્યું કેઃ હે વંદનીય ઇન્દ્ર ! એ પૂજનીય પુરૂષ કોણ છે તે તમે જાણી આવો. ઇન્દ્ર " તથાસ્તુ " કહી ચાલ્યા ગયા. તેજ ક્ષણે યક્ષ ઇન્દ્રની આગળથી અદૃશ્ય થઇ ગયા. ( અપૂર્ણ. )

# सन्ध्या गायत्री उपासना प्रयोजन.

( ૨ )



ગુરુ: સન્ધ્યા ઉપાસના કરવાથી વિષ્ણુનીજ ઉપાસના થાય છે. જે ગાયત્રી છે તેજ સન્ધ્યા છે. એકજ દ્વૈત રૂપે થઇ રહ્યાં છે. જે મનુષ્ય જીવન પર્યંત ત્રણ કાળ સન્ધ્યા કરે છે તેનું તેજ અને તપસ્યા સૂર્યના સમાન થઇ રહે છે. તેની ચરણ રજ દ્વારા વસુન્ધરા પવિત્ર થાય છે. સન્ધ્યા—ગાયત્રીવિત્ બ્રાહ્મણ જીવન-મુક્ત થાય છે એમાં સંદેહ નહિ. ( ગુરુદેવે સન્ધ્યોપાસન વિધિ કહી સંભળાવી. )

શિષ્ય: મ્હેં સાંભળ્યું છે કે: ગાયત્રી એજ બ્રાહ્મણોની પરમ ઉપાસ્ય મહા દેવી છે, પરંતુ ગાયત્રી મંત્રની પ્રાર્થના અથવા ગાયત્રીના અર્થ વિશદ રૂપે મ્હારા સમજવામાં આવતા નથી. આપ મને ગાયત્રી વિશદ રૂપે સંભળાવો.

ગુરુ: ગાયત્રી પરમ પવિત્રકારિણી છે. જે દ્વિજ નિત્ય ગાયત્રીની ઉપાસના અર્થાત ગાયત્રી મંત્ર જપ કરશે તે અન્ય કોઇ પણ ક્રિયા નહિ કરે તોપણ તેની આત્મોન્નતિ થશે એમાં સંદેહ નથી. ગુરુવાક્ય ઉપર વિશ્વાસ રાખી તે પ્રમાણે વર્તવાથી જ શિષ્યનું પરમ કલ્યાણ થાય છે. અનેક શંકાઓને વશ થવાથી મન વચનભ્રમિત થાય છે. તે આ પાર કે પેલે પાર જેઇ શકતો નથી, માટે જ વારંવાર કહું છું કે: શ્રદ્ધા રાખી ગાયત્રી મંત્રનો જપ કરવો. મનુષ્ય નિત્ય ગમે તેટલાં પાપ કર્મ કરે પણ ગાયત્રી મંત્ર જપ કરવાથી ગાયત્રી દેવી તે પાપ કર્મ બાળી ભસ્મ કરે છે. એ ઉપરથી એમ ન સમજવું કે અનેક પ્રકારનાં પાપ કર્મ કરીને પછી ગાયત્રી મંત્ર જપ કરવો. પાપ કરવું જ નહિં. પુણ્ય કર્મ, સત્કર્મજ કરવાં અને ગાયત્રી મંત્રનો જપ કરવો, પછી જૂઓ કે: તે મનુષ્યનું કેટલું કલ્યાણ સધાય છે. એ સંબંધી એક સુન્દર અને બોધક વાર્તા કહું તે સાંભળ:—

ભરૂચમાં એક બ્રાહ્મણ યુવક નિવાસ કરતો હતો. તેનો પિતા ધર્મ, કર્મનિષ્ઠ પરમ જ્ઞાની, ગાયત્રીનો ભક્ત હતો. સંસ્કૃતમાં પારંગત, ધર્મ શાસ્ત્રનો અભ્યાસી, ત્રિકાળ સંધ્યા, પુષ્કળ ગાયત્રી જપ વગેરે સત્કર્મમાં પ્રવૃત્ત રહેતો. પિતાએ પુત્રને સંસ્કાર વિધિ પ્રમાણે સંસ્કારો કરેલા હતા. ધર્મ નીતિનું જ્ઞાન આપ્યું હતું. પાઠશાળામાં ગુરુ મુખેથી સંસ્કૃત વેદાધ્યયન પણ થોડું કરેલું હતું. તેને ધર્મ નીતિના સંસ્કાર માતૃ ગર્ભમાંથીજ પડેલા હતા, પરંતુ તે જ્ઞાન સાથે પુત્રને આંગ્રેજી વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. અંગ્રેજી સ્કુલમાં ભણતી વખત બીજા સહાધ્યાયીઓની સોબતથી પુત્રની વર્તણુંક ધીમે ધીમે બદલાતી જોઇને તેમજ ત્રિકાળ સંધ્યા કરવાને બદલે ધીમે ધીમે એકજ વખત સંધ્યા કરવી, સ્પર્શા-સ્પર્શને ઓછો માનવો, માથે બાબરી રાખી તેના સેંથા પાડવા, બૂટ સ્ટોકિંગ પાટલુન તરફ વિશેષ પ્રેમ થવો, નાટક ચેટક તરફ ચિત્ત વળવું, વગેરે લક્ષણો જોઇ પિતાએ કલ્પના

કરી કે ભવિષ્યમાં આ છોકરો સંગતિ દોષથી ધર્મ માર્ગનો ત્યાગ કરશે. એની બુદ્ધિ ભ્રષ્ટ થશે. કુમાર્ગે ચડશે. સંગતિ દોષ લાગ્યા વગર રહેશે નહિ. એમ જાણી અફસોસ કરવા લાગ્યો. પુત્રને ઉપનયન સંસ્કાર વખતે પિતાએ વિશુદ્ધ શબ્દોચ્ચાર દ્વારા મંત્રોપદેશ દીધો હતો. પુત્ર પ્રતિદિન ચાર માળા ગાયત્રી મંત્ર જપે એવો નિયમ રાખ્યો હતો. પુત્રના અસદાચરણ જોઇ પિતા તેમજ માતાએ તેને વારંવાર શિખામણ આપી હતી પરંતુ તે ઉપર તેનું લક્ષ્ય બહુ ઓછું હતું. પિતા દિલગીર થવા સિવાય વિશેષ કાંઇ કરી શકયો નહિ.

અંતે એક દિવસ પિતાએ પુત્રને પોતાની પાસે બોલાવી કહ્યું: "જો ભાઇ! હવે મ્હારી વૃદ્ધાવસ્થા થઇ છે, તેથી ત્હને બે બોલ શિખામણના કહું છું. તું વિદ્યાભ્યાસ કરે છે, પરંતુ પ્રથમ જેવી ત્હારી મનોવૃત્તિ હતી તેવી હમણાં જણાતી નથી. તું અંગ્રેજી વિદ્યાભ્યાસ છોડી દેશે તોપણ માતા ગાયત્રીને પ્રતાપે મ્હારી પાસે એટલી લક્ષ્મી છે કે કોઇપણ વ્યાપારમાં પડયા વગર પણ તેના વ્યાજમાંથી જ તું ત્હારા કુટુંબનું સારી રીતે પોષણ કરી શકશે. ભાગીદાર કરીને કોઈ વેપારમાં પડવાનો વખત નથી. આજકાલ ભાગીદારો વિશ્વાસુ મળતા નથી. તેઓ માત્ર પોતાનાંજ ગજવાં ભરે છે. તું ભોળો છે. ત્હને છેતરી લેશે. માટે હવે મ્હારી શિખામણ માની ઘેર બેસી શાસ્ત્રાભ્યાસ-યોગાભ્યાસ કર અને માતા ગાયત્રીનું ચરણ-શરણ લે. ભગવાન ત્હારું કલ્યાણ કરશે. મરણનો કંઇ ભરૂસો નથી. તે ક્યારે મનુષ્યને ઝડપી લઇ જશે તે નિશ્ચય નથી. ત્હને મ્હેં ઇષ્ટદેવીનો મંત્રોપદેશ કરેલો છે; માટે હવે તું મ્હારા કહેવા પ્રમાણે કરે તો મ્હારૂં મન સંતોષ પામે."

પિતાનાં વચન સાંભળી યુવાન પુત્રને જરાક હસવું આવ્યું! અંગ્રેજી અભ્યાસ; મિત્રો અને મોજવિલાસને છોડી દેવાય કેમ? શાસ્ત્રાભ્યાસમાં આનંદ ક્યાં છે? વગેરે અનેક વિચારો કરી ઉત્તર દીધો: "મેટ્રીક પાસ થઇ સ્કૂલ છોડી દઇશ."

પિતાએ ઉંડો નિઃશ્વાસ મૂકી કહ્યું: "હજી બે વર્ષ મેટ્રીકને બાકી છે એટલામાં ત્હારી કુટેવો વધશે. તું વિશેષ બગડશે માટે હમણાંજ છોડી દે."

પિતાની આજ્ઞા પુત્રને માન્ય ન હતી તેથી જ તેણે કંઇપણ શબ્દોચ્ચાર કર્યો નહિ. ને મૌન્ય ધારણ કરી ઉભોજ રહ્યો.

પિતાએ પુત્રનું મન પારખી લીધું. અને તેમણે કહ્યું: "ભાઈ, મ્હારી શિખામણ નહિ માને તો બહુ પસ્તાશે. નઠારા મિત્રોની સંગતિથી ત્હને નઠારી ટેવો પડશે. ત્હારૂં અકલ્યાણ થશે. તું બહુ પસ્તાશે. હજી ચેત. હજી સાવચેત થા."

પુત્ર હજી નીચું મુખ કરી ઉભો જ રહ્યો હતો. પિતાએ તો પ્રથમથી જ તેનું મન જાણી લીધું હતું. તેમણે કહ્યું: "વારૂ, જેવી ત્હારી મરજી. અમારા જેવા સંસારના અનુભવી અને અનેક કસોટીમાંથી પસાર થયલા વડીલ વૃદ્ધોનું કહેવું જેટલા યુવકોએ નથી માન્યું તેટલા દુઃખી થયા છે. મ્હારૂં કહ્યું નહિ માને તો તું પણ દુઃખી થશે. જેવી ત્હારી મરજી. પણ ત્હને એક વાત કહું તે સાંભળ. શું તું મ્હારોજ પુત્ર છે?"

આટલી વારે પુત્રે જરા આંખ ઉંચી કરી પિતાના સ્હામે જોયું, અને ઉત્તર દીધો: "હા."

પિતા: "ત્યારે તો ત્હારે મ્હારૂં એક વચન માનવું પડશે. કેમ માનશે?"

પુત્રઃ " હા, માનીશ. "

પિતાઃ "સાંભળ, આજથી તું પ્રતિજ્ઞા લે કે તું ગમે તે સ્થિતિમાં હોય, ગમે તે સ્થળે હોય તોપણ ત્હારે પ્રાતઃકાળમાં સન્ધ્યા વંદન કરવું અને ચાર માળા ગાયત્રી જપ કરવો. કલિયુગમાં ચાર ગણો મંત્ર જપ કરવો જોઇએ. જો તું મ્હારી આટલી આજ્ઞા પ્રમાણે વર્તશે તો તું ગમે તેવા દુઃખ-સંકટમાં પડ્યો હશે તોપણ ગાયત્રી માતા તેમાંથી ત્હારો ઉદ્ધાર કરશે. ત્હારૂં કલ્યાણ થશે. જો તું મ્હારૂં વચન નહિં પાળે તો હું જ્યાં હોઇશ ત્યાંથી ત્હને શાપ દઇશ. "

પુત્રઃ " આપનું વચન અવશ્ય પાળીશ. "

પુત્રે તેજ દિવસથી નિયમિત બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી સ્નાન કરી પ્રાતઃસન્ધ્યા અને ચાર માળા ( ચારસો બત્રિશ ) ગાયત્રી જપ કરવાનું શરૂ કર્યું. એ કાર્ય કર્યા પછી તે અન્ય કાર્યમાં પ્રેરાતો.

એમ કરતાં કેટલોક સમય વ્યતીત થયો. પિતાએ આ નશ્વર સંસારમાંથી માતા ગાયત્રીની કૃપાથી અમર ધામ તરફ પ્રયાણ કર્યું. પુત્રે યુવાવસ્થામાં પ્રવેશ કર્યો. પિતાની મિલ્કત વગેરે સંભાળી લીધું. ઘરમાં પત્ની, અને માતા ઉપરાંત એક બાળક પુત્રની સૃષ્ટિ થઇ હતી.

થોડા દિવસ તો માતાની આમન્યાને લીધે પુત્રે પોતાની કુટેવો છુપાવ્યાં કરી. સ્કૂલે જવાનું બહાનું કહાડી દુરાચરણી, દુર્વ્યસની મિત્રો સાથે ગમે ત્યાં ભટકવા માંડ્યું. ધીમેધીમે જૂઠી સાક્ષીઓ પૂરવા લાગ્યો. ખોટા પુરાવા ઉભા કરી લોકોને ત્રાસ આપવા લાગ્યો. લોકોને છેતરી બમાવી તેમના પૈસા ખાઇ જવા લાગ્યો. ખોટા પ્રપંચો કરી લોકોને ફસાવવા લાગ્યો, એટલું જ નહિ પણ વેશ્યાને ઘેર રહી પિતાની સમ્પતિ ઉડાવવા લાગ્યો ! માતાએ તેની ગેરવર્તણુંક જોઇ પોતાનાથી બન્યું તેટલું દ્રવ્ય, વસ્ત્રાભૂષણ સંતાડી રાખ્યાં અને તેને ઘરમાં આવતો બંધ કર્યો. તેને એટલું જ જોઇતું હતું. તે ઘરમાં આવતોજ નહિ પણ સદ્દગુણી સુશીલ પુત્રવધુ વૃદ્ધ સાસુની તથા બાળક પુત્રની સેવા કરવામાં જ આનંદ માનતી. પતિને ભગવાન સદ્દબુદ્ધિ આપે એવી તે પ્રાર્થના કરતી.

બ્રાહ્મણ યુવક વેશ્યાને મકાને રહી, દુષ્ટ મિત્રોની સંગતમાં રહી અનેક અધર્માચરણ આચરતો. ભક્ષ્યાભક્ષ્યનો નિયમ રહ્યો નહોતો. તેમ છતાં પણ નિત્ય પ્રાતઃકાળમાં પિતાની આજ્ઞા પ્રમાણે નર્મદા સ્નાન કરી કિનારા ઉપર બેસી સન્ધ્યા ગાયત્રી જપ કર્યા પછી પુનઃ સ્થાને ઘેર જતો. ઘેર પત્ની અને માતા પુત્ર વિરહ શોકે દુઃખી થવા લાગ્યાં. પરંતુ પરસ્ત્રીલંપટ યુવકને તેમની સ્થિતિનું ક્યારે ભાન થાય છે ? તે બિચારાં પરમાત્માની પ્રાર્થના કરી દિવસો નિર્ગમન કરતાં.

આ સમયે એક ચમત્કાર બન્યો. બ્રાહ્મણ યુવક નિત્ય પ્રાતઃ સમયે નદી કિનારે જઇ સન્ધ્યા કરવા બેસતો તેજ સમયે એક સોળ વર્ષની તરૂણી સાદાં-સુંદર વસ્ત્ર અને એક બે સુવર્ણ-રત્ન જડિત અલંકારો ધારણ કરેલી, અલૌક સામાન્ય સુંદર સ્વરૂપા યુવતી, હાથમાં એક કાળી વસ્તુ ગ્રહણ કરી નર્મદા જળમાં પ્રવેશ કરતી. અને નાજુક કોમળ હથેળીમાં તે કાળી વસ્તુને ધોઇ ન પતી.

અપૂર્ણ.

# अर्वाचीन सतीमण्डल।

## १ सती मेनावती.

### ( २ )



પોતાનો પતિ હવે સ્વર્ગવાસી થાય છે, તે પોતાનો ત્યાગ કરી સત્વર ચાલ્યો જશે, એવું જોઇ તે સાધ્વી પતિવ્રતાએ પતિના કરતાં પણ પહેલાં પોતેજ દિવ્ય સ્વર્ગનો માર્ગ ગ્રહણ કરવાની ઇચ્છાથી ઘરમાં આવજા કરતી સમાન વયની યુવતીઓ પાસેથી થોડું કંકુ માગ્યું ત્યારે તેમણે પૂછ્યું કે: "હાથ ચોખ્ખો નથી. કંકુને શું કરશો ?" તેના ઉત્તરમાં મેનાવતીએ કહ્યું કે: "તમારે વિશેષ તપાસ કરવાનું પ્રયોજન શું છે બ્હેન ?" ભગવાને તેની બુદ્ધિ પણ ટુંપી કરી દીધી. તેણે કંકુ આપ્યું. મેનાવતીએ સૌભાગ્યાલંકાર કપાળમાં સર્વત્ર ચોપડ્યો. કપાળ કંકુથીજ ભરાઇ ગયું. એક વખત વેગળેથી પતિનું મુખ દર્શન કર્યું, મન તૃપ્ત કર્યું. તેણે કોઇને કાંઇપણ કહ્યું નહિ. તેના મુખ ઉપર દુઃખ શોકનાં કાંઇપણ ચિન્હ જણાયાં નહિ. પતિનાં દર્શન કરીને પાછલે બારણે વળી. ઇન્ફ્લુએન્ઝાના તાવ વખતે માણસ બહુ નિર્બળ થઇ જાય છે. મેનાવતી પણ અત્યંત નિર્બળ થઇ હતી, પરંતુ દૈવી શક્તિએ તેના શરીરમાં સંચાર કર્યો તેથી તેણે ઘરની પાછળનો કાચો કુવો સાધ્યો. એકાદ મણનો પત્થર લુગડે બાંધી સૌભાગ્યાલંકાર સહિત તેણે કુવામાં ભુસકો માર્યો. સાધ્વી મેનાવતી સ્વર્ગવાસી થઇ !

સવારમાં ચાર વાગતાંને સુમારે એ બનાવ બન્યો. તે પછી એકાદ કલાકે પાંચેક વાગ્યાને સુમારે લંબોદર પણ (આશ્વિન શુકલા એકાદશીને દિવસે) સ્વર્ગવાસી થયો ! સતિ અને પતિએ સહગમન કર્યું. સતી અને પતિ બન્નેએ સાથે સાથે સ્વર્ગગમન કર્યું. બન્નેના અમર આત્મા આ લોકનો ત્યાગ કરી દિવ્ય સ્વર્ગ લોક તરફ સિધાવ્યા ! ધન્ય સતી ! ધન્ય ત્હારો પતિ પ્રેમ !

પરમાત્માની ઇચ્છા સિવાય કાંઇ બનતું નથી. લંબોદરનું જે થવાનું હતું તે થયું. હવે તો જે કરવાનું બાકી હતું તેની તજવીજ કરવામાં અમે રોકાયા. મ્હેં સર્વને ખબર આપી માણસો એકત્ર કર્યાં. અર્ધા કલાકપછી શંકરરાવને ઘેર આવ્યો એટલે તેની ભાણેજ વહુએ કહ્યું કે: "મેનાવતી નથી ! કોણ જાણે ક્યાં ગઇ ?" તે એવી બુમો પાડતી બહાર આવી. હું ગભરાઇ ગયો. આસપાસ સર્વત્ર તપાસ કરવા લાગ્યો. તે પાછલે બારણે ગયાનું ભાણેજ વહુ કહેતી હતી. તેજ ક્ષણે ઉપલી કલ્પના મનમાં જાગ્રત થઇ. તુર્તજ કુવામાં ગલ નાંખી જોતાંજ સાધ્વી મેનાવતીના ચોટલાના વાળ ગલમાં ભરાયા. કલ્પના સત્ય ઠરી. તેણે કુવામાં પડતું મુકી દેહ અર્પણ કર્યાનું જાણવામાં આવ્યું. ડુબકી મારનારા તારાને બોલાવ્યા. તેણે સાધ્વી મેનાવતીનો મૃતદેહ બહાર કાઢ્યો. આવો અલૌકિક બનાવ છાનો કેમ રહે ? ક્ષણવારમાં શંકરરાવના ઘર આગળ હજારો સ્ત્રીપુરૂષો એકત્ર થઇ ગયાં. સર્વેએ સતી સાધ્વીનાં અંતીમ દર્શન કર્યા. આ વખતે સૌભાગ્યવતી સ્ત્રીઓના મન ઉપર પાતિવ્રત્યની ચમત્કારિક

અસર થઈ હતી, તે તેમના મુખ ઉપરથીજ જણાઈ આવતું. મેનાવતી ક્યાં છે તેની તેના પિતાને કશી ખબર નહતી.

મેનાવતી કુવામાં પડ્યાની ખબર પડતાંજ સર્વે સ્તબ્ધ થઈ ગયાં ! તે પછી સર્વ કાર્ય યથાર્થ કરવામાં આવ્યું. પુષ્કળ વર્ષ થયાં ઘણાં મનુષ્યના જોવામાં આવો પ્રસંગ આવ્યો ન હતો તેથી પુષ્કળ મનુષ્યો એકત્ર થઇ ગયાં. પતિ પત્નીનાં શબ-દેહ એક સાથે સાથે ચલાવવા લાગ્યા. આગળ ભજન મંડળીઓ ભગવાનનાં ભજન ગાતી ચાલતી હતી. માર્ગમાં સેંકડો સ્ત્રી પુરૂષો પતિવ્રતા સતી સાધ્વીના શબને નમસ્કાર કરવા લાગ્યાં. બસ, સાધ્વીનું પુણ્ય પવિત્ર ચરિત્ર સમાપ્ત થયું.

સતી મેનાવતીના પિતા રા. સા. દેશપાંડે મામલતદારને મળવા હું પુને ગયો હતો; અને મેનાવતી સંબંધી પુછતાં જ તેમનું મુખ ફિક્કું થઇ ગયું. નેત્ર અશ્રુથી ભરાઇ આવ્યાં. કંઠ રૂંધાઈ ગયો. માત્ર તેમણે એક ( મરાઠી ભાષામાં ) છાપેલી પત્રિકા મ્હારા હાથમાં આપી. તેમાં પુત્રી સતી થવાથી પોતાનાં બેંતાળીશ કુળનો ઉદ્ધાર કર્યો વગેરે સ્મરણ લેખ હતો.

" કેરળ કોકિલ " માસિક પત્રમાં " સતીને પતિ સિવાય અન્ય દેવ નહીં. " એવી મતલબની એક કવિતા પ્રકટ થઇ હતી. તે કવિતા મેનાવતીને બહુ પસંદ પડેલી હોવાથી વારંવાર તેનું જ તે રટણ કરતી હતી. " કેરળ કોકિલ " ની એ કવિતાએ મેનાવતીના મન ઉપર સચોટ અસર કરી તેનું અદ્ભૂત પરિણામ આ સમયે જોવામાં આવે છે. કારણ કે કોઇપણ પ્રાણીને પોતાનો જીવ અતિશય વ્હાલો હોય છે. પ્રાણ કરતાં વિશેષ વ્હાલું જગતમાં કોઇ નથી. વળી અંતકાળની વેદના સમાન અન્ય દુઃસહ્ય વેદના કોઈ પણ નથી. જેને મરણ વખતની વેદનાનો અનુભવ છે તેનેજ તેનું ખરૂં જ્ઞાન હોય છે. એમ છતાં પોતાનો અતિ કિમતિ પ્રાણ નાશ કરવા અને અંતકાળની ગતિને સહન કરવા માટે મનુષ્ય રાજી ખુશીથી-પોતાની મેળેજ તૈયાર થાય ત્યારે તો એમજ માનવું પડશે કે તે મનુષ્યને ભવિષ્યમા ભોગવવાનુ દુઃખ તે વેદનાઓ કરતાં પણ અધિક કષ્ટ કર, દુઃસહ્ય એમજ તે સમજે છે તેમજ જે મનુષ્યને માટે પોતે પ્રાણ અર્પણ કરે છે તે મનુષ્યનો પ્રેમ પોતાના પ્રાણ કરતાં પણ અધિક મૂલ્યવાન હોવાની તેની માન્યતા દૃઢ થયેલી હોય છે. તેથી જ એવે સમયે આત્મ હત્યાનો શુદ્ધ વિચાર કોઇએ મનમાં નહિં પ્રવેશ થવા દેતાં મેનાવતી, જેવી કોમળ અબળાના મનોનિગ્રહની, ભાવિ વૈધવ્ય દુઃખના દુરદર્શિત્વની, અને અતિ ઉજ્વળ પ્રેમની કલ્પનાજ કરવી જોઇએ. એવા મનોનિગ્રહી અને અનુપમ પ્રેમી મનુષ્યો જગતમાં બહુ થોડા જોવામાં આવે છે. એમ છતાં ક્વચિત્ જોવામાં આવે છે એમાં તો શંકાજ નહિં. ધન્ય છે એ કોમળ અંતઃકરણની સાધ્વીને ! તેનો પતિ પ્રેમ અને દૃઢ નિગ્રહ જે જે સમયે સ્મરણ પટ પર તરી આવશે તે તે સમયે કોઇપણ મનુષ્યનું અંતઃકરણ ગદ્ગદ્ થયા વિના રહેશે નહિ. તો પછી તેના સ્મરણથી તેના જન્મદાતા પિતાની અને સગાં સંબંધી જનોની કેવી સ્થિતિ થતી હશે તેની કલ્પનાજ કરી લેવી. અમે તો કહીએ છીએ કે, પતિ પ્રેમ પરાયણ, સતી સાધ્વી માતા મેનાવતી ! ત્હને ધન્ય છે ! તું સાચી પતિવ્રતા ! શાબાસ છે ત્હને ! તેં ઉભય કુળનો ઉદ્ધાર કર્યો એમાં જરા પણ શંકા નથી. એક પછી એક આવા અનેક બનાવો ગુજરાત બંગાલ વગેરે કેટલેક સ્થળે હમણાં હમણાં બન્યાં છે તે એક પછી એક પ્રસંગોપાત " ભારત જીવનમાં સાદર કરવાની ઇચ્છા છે. "

ताराकान्त.

# कृष्णभक्त करमेतिबाई.

(૧)



ભારતવર્ષ એ ભગવદ્ભક્ત સાધકની લીલાભૂમિ છે આ દેશમાં જેટલા નિષ્કામ સાધુ સન્યાસીઓ જોવામા આવે છે તેટલા પૃથિવિના કોઈ પણ સ્થળે જોવામા આવતા નથી આ દેશમાજ, મ્હોટા મ્હોટા રાજમહાલયોમા સુખે નિવાસ કરતા ચક્રવર્તી રાજાઓએ રાજવેશનો ત્યાગ કરી, ભગવાં વસ્ત્ર ધારણ કરી હિમાચલની શાંત-એકાન્ત ગુહાનો આશ્રય લીધો છે આ દેશમાજ રાજાના સુકોમળ રાજપુત્રોએ અનેક પ્રકારના ભોગવિલાસને તિલાજલિ આપી ભિક્ષુકનો વેશ ધારણ કરી દ્વારે દ્વારે જઈ જીવમાત્રના ઉદ્ધારને માટે ઉપદેશામૃત વિતરણ કર્યા છે નાનક, કબીર, શ્રી ચૈતન્ય, રામાનંદ, દાદુ, શ્રી શંકરાચાર્ય, શુકદેવ, શ્રી રામકૃષ્ણ વિવેકાનંદ, મીરાબાઈ,બીલ્વમંગલ, રામદાસ, તુકારામ, નરસિંહ મહેતા વગેરે મહાપુરૂષોની વાતજ ક્યાં? એ સિવાય ભારતવર્ષમા અનેક જ્ઞાતઅજ્ઞાત ભગવદ્ભક્તે જન્મ ગ્રહણ કરી, કેટલાક દિવસ પર્યંત લોકકલ્યાણ કાર્ય કરી પાણીના પરપોટાની પેઠે લોકદૃષ્ટિથી દૂર, સાધકને ઉચિત એવા અમર ધામમાં ચાલ્યા ગયા છે તેની કોણે ગણત્રી રાખી છે? આજે એવા એક કૃષ્ણભક્ત, ભગવદ્ભક્ત, ભક્તિમતી નારી-રત્નનો પરિચય આપવાનો સંકલ્પ કર્યો છે કે જેણે જીવન પર્યંત કેવળ "કૃષ્ણ" "કૃષ્ણ" નામોચ્ચાર કરી અને શ્રીકૃષ્ણ ભગવાનની ચરણ-કમળ-રજ દ્વારા પવિત્ર થએલા શ્રી વૃન્દાવન ધામમા શરીર ત્યજ્યુ હતુ અહા! એ કૃષ્ણભક્તિમા તલ્લીન થયલી જગદમા-મહાદેવીને, પાર્થિવ ભોગ-સુખ અથવા યૌવનને ઉચિત ઇન્દ્રિય-લાલસા, કોઈ પણ પ્રકારે પોતાની સંકલ્પિત-સાધનામાંથી પાછી હઠાવી શકી નથી! તેણે "કૃષ્ણ" "કૃષ્ણ" નામોચ્ચાર કરી કૃષ્ણનો સાક્ષાત્કાર કર્યો હતો એ ભાગ્યવતી, પુણ્યમયી રમણી શિરોમણીનુ નામ કરમેતિબાઈ હતું

કરમેતિ એ દક્ષિણ પ્રદેશના ખાજલ ગ્રામનિવાસી પરશુરામ પંડિત નામક એક રાજપૂત-પુરોહિતની કન્યા હતી પરશુરામ પરમવૈષ્ણવ હતા, અને તેમણે પોતાની કન્યાના હૃદય-ક્ષેત્રમા પણ બાલ્યાવસ્થાથીજ વૈષ્ણવાચાર-વિચારના બીજ રોપ્યા હતા પરિણામે જેમ જેમ તેનુ વય વૃદ્ધિ પામતું ગયુ તેમ તેમ તેના હૃદય-ક્ષેત્રમાં પડેલા બીજ વૃક્ષના રૂપમા વૃદ્ધિ પામ્યા તેથી તે પરમ વૈષ્ણવી થવા પામી હતી પંડિતજીએ પોતાની કન્યાને સર્વ વૈષ્ણવ શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો હતો અને શાસ્ત્રકથિત આચરણો આચરવાની ટેવ પાડી હતી અભ્યાસ કરવો અને તે પ્રમાણે વર્તવું, એ બે મહાન્ ગુણો જેના હૃદયમાં પ્રવેશ કરે છે તેનોજ અભ્યાસ સાર્થક થાય છે વાચ્યા પછી તે પ્રમાણે વર્તવું નહિ એ માત્ર પોથીમાના રિંગણાજ કહેવાય! કરમેતિમા અભ્યાસ અને અધ્યાસ બન્ને હતા તે વૈષ્ણવધર્મશાસ્ત્ર વાચતી અને તે પ્રમાણે વર્તવા યત્ન કરતી પિતાએ તેને એવુંજ શિક્ષણ આપ્યુ હતું. તે

ગ્રન્થમાં વાંચતી કે: અસત્ય ભાષણ ન કરવું. તેજ દિવસથી તે અસત્યનો ત્યાગ કરતી. જે ગ્રન્થમાં તે વાંચતી કે ભગવાનને ક્ષણ પણ વિસરવા નહિ. તે ક્ષણથી તેનાં હૃદયમાંથી ભગવન્નામોચ્ચાર દૂર થતો નહિ; આ ગુણ તેના ગુરુનો હતો. પિતારૂપ ગુરુ-શિક્ષકે તેને એવોજ બોધ કર્યો હતો. ગુજરાતની અનેક નિશાળો-સ્કૂલોના શિક્ષકોએ-માસ્તરો-પ્રોફેસરોએ આવા કેટલા વિદ્યાર્થી તૈયાર કર્યા છે તે કોઈ કહી શકશે ? શિક્ષક નિશાળમાં બોધ આપી આપી ઉભયના મસ્તક દુઃખાવી નાંખે છે ! પરંતુ પરિણામે વિદ્યાર્થીઓ તેમનો એક અંશ નીતિબોધ ગ્રહણ કરતા હોય તો ઉભયનું સદ્ભાગ્ય ! વિદ્યાર્થીની વાત બાજુએ મૂકીએ અને શિક્ષકોને જે સદાચારી-નીતિમાન-કહેવામાં આવે તો તેમને પ્રશ્ન કરી શકાશે કે: વિદ્યાર્થીઓને તમે જે બોધ આપો છો તેજ બોધ પ્રમાણે તમે વર્તો છો ? કોઈ શિક્ષક ઉત્તર આપી શકે એમ છે ? ત્યારે શું યોગ્ય શિક્ષક કે વિદ્યાર્થી છેજ નહિ ? ઉત્તરઃ એક ઉંડો નિશ્વાસ !

કરમેતિનો પિતા યોગ્ય શિક્ષક હતો, યોગ્ય ગુરુ હતો. તેણે જીવનમાં એકજ યોગ્ય વિદ્યાર્થી તૈયાર કર્યો હતો. તે કરમેતિબાઇ. ભક્ત પિતા, ભક્ત ગુરુ, તેણે ભક્ત પુત્ર, ભક્ત શિષ્ય તૈયાર કર્યો. એક યોગ્ય શિક્ષક એકજ યોગ્યતાવાળો વિદ્યાર્થી તૈયાર કરે તો પરિણામે કેટલો પરોપકાર થાય ? પિતાના શિક્ષા-બળથી કરમેતિ કિશોરાવસ્થા આવતા પહેલાંજ અતિશય બુદ્ધિમતિ-વિદુષી, ધર્મપરાયણ થઇ ગઈ હતી. શાસ્ત્ર અધ્યયનની સાથેજ તેના હૃદયમાં ગુપ્ત રહેલી કૃષ્ણભક્તિનો પ્રવાહ, સેંકડો ધારા દ્વારા વહેવા લાગ્યો. કન્યાની એવી પ્રબળ પ્રભુભક્તિ જોઈ પિતા પરશુરામને અતિશય ચિન્તા થઈ. કન્યાના શરીરમાં પ્રતિદિન યુવાવસ્થાનાં સર્વ ચિહ્નો ખિલતાં જાય છે, તેમ છતાં તેનું તો તે તરફ કિંચિત પણ લક્ષ્યજ નથી. તે તો કેવળ રાત દિવસ કૃષ્ણ ભજનમાંજ તલ્લીન રહે છે, કન્યાનો આવો વૈરાગ્ય જોઇ પિતા પરશુરામે તેનાં લગ્ન કરી દેવાનો નિશ્ચય કર્યો. તત્ક્ષણાત્ ઇચ્છાનુસાર પતિ પણ મળી આવ્યો, પરંતુ કરમેતિએ કહ્યું કે: " મ્હારે લગ્ન કરવાં નથી. " કન્યાનો ઉત્તર સાંભળી પરશુરામ અત્યન્ત વિસ્મય પામ્યા. તેમણે કન્યાને અનેક પ્રકારે બોધ આપ્યો અને એમ પણ કહ્યું કે: લગ્ન કર્યા પછી કૃષ્ણ ભજનમાં ત્હને જરા પણ વિઘ્ન નડશે નહિ. અંતે કન્યાએ પિતાની આજ્ઞા પાલન કરવા માટે, પિતાને સંતોષ આપવા માટે લગ્ન કર્યાં.

કરમેતિ પિતાને ઘેર હતી ત્યાં સુધી કોઈ પણ પ્રકારનું મનઃકષ્ટ થવાનું તેને કારણ ન હતું. તે રાતદિવસ માત્ર "કૃષ્ણ ક્યાં છે ? હે કૃષ્ણ ! હે કૃષ્ણ !" કહી કૃષ્ણ વિરહે ઘેલી બનતી. કૃષ્ણ પ્રેમને લીધે તેના નેત્રમાંથી દડ દડ અશ્રુધારા પડતી. તે દેહભાન ભૂલતી ! શ્રી કૃષ્ણ ભગવાનને માટે તેનું કરુણરોદન જોઈ પાષાણ જેવા હૃદયમાં પણ ક્ષણવારને માટે ભક્તિપ્રવાહ વહન થતો-તે પિગળી જતું, પરંતુ જ્યારથી તે પતિને ઘેર આવી ત્યારથી તેને એક મ્હોટું વિઘ્ન ઉપસ્થિત થયું હતું. તેનો પતિ અતિશય વિષયી અને વૈષ્ણવદ્વેષી હતો. કરમેતિબાઇનું સાધનભજન અને કૃષ્ણ વ્યાકુલતા જોઇ તેના પતિના નેત્રમાંથી વિષની વૃષ્ટિ થવા લાગી હતી. વિષયી અને ધર્મદ્વેષી સાથે ભગવદ્ભક્તને બનતું નથી ! સંસારમાં એવું અનેક સ્થળે જોવામાં આવે છે. શાસ્ત્ર-પુરાણમાં એવાં અનેક દ્રષ્ટાંતો વાંચવામાં આવે છે. ભક્તિ અને વિષયભોગ વચ્ચે ઘણું અંતર હોય છે. આ સ્થળે પણ તેમજ થયું. ધીમે ધીમે પતિ-પત્ની વચ્ચે ખટપટ જાગી. અંતે તે ખટપટને લીધે બન્ને વચ્ચે વિચ્છેદ થયો. જગતપતિ કૃષ્ણ ભગવાનને જેણે પતિદેવ માની લીધા હતા, તે શું ભોગસુખ વિલાસી, ઇન્દ્રિય પરવશ થ-

વસ્તા પતિના પ્રેમમાં આબદ્ધ થાય ખરી? જેણે ભક્તિરસ ચાખ્યો હોય તેને ક્ષણિક સુખ અર્પે એવા ભોગવિલાસમાં આનંદ થાય ખરો? કરમેતિ ક્ષણે ક્ષણે ભગવદ્ પ્રેમમાં નિમગ્ન થઇ જતી. પતિદેવ તેને વારંવાર વિષયાસક્તિ તરફ આકર્ષતો! કરમેતિને તે જરા પણ ગમતું નહિ! તે તો કેવળ "હા, કૃષ્ણ! ઓ કૃષ્ણ! અરે કૃષ્ણ!" એવોજ નામોચ્ચાર કરતી. વારંવાર તેનું ચિત્ત હૃદયગુહામાં ભરાઈ જતું. તે ખોવાઇ જતી! પતિની અતિશય સતામણી થવાથી, જોરજુલમ થવાથી પરિણામે કરમેતિબાઇએ પતિનું ઘર ત્યાગ કર્યું. તે પિતાને ઘેર જતી રહી. ત્યાં તે શ્રી કૃષ્ણના સાધનભજનમાં લીન રહેવા લાગી. તેમ થવાથી તેનો પતિ ત્યાં આવીને પણ કરમેતિને પોતાને ઘેર લઈ જવા ધાંધલ મચવવા લાગ્યો-તોફાન કરવા લાગ્યો. પતિને ઘેર જતાંજ ત્યા તેની આસુરીવૃત્તિ પરિપૂર્ણ કરવી પડશે અને અતિ વિષયલંપટ પતિ તેને પ્રતિદિન વિષયાનુરાગી બનાવી દેશે. એ આશંકાથી કરમેતિએ પતિના ત્રાસમાથી મુક્ત થવાનો માર્ગ શોધવા માંડ્યો. અનેક વિચારો કર્યાં પછી અંતે તેણે પિતાનું ઘર ત્યાગ કરી શ્રી કૃષ્ણચંદ્રની નિત્ય લીલાભૂમિ શ્રી વૃંદાવનના એકાંત કુંજનો આશ્રય લેવાનો નિશ્ચય કર્યો અને એક દિવસ મધ્યરાત્રિને સમયે શય્યા ત્યાગ કરી ઘરમાંથી બહાર નિકળી જવાનો યત્ન કર્યો પરંતુ હાય! તેનો યત્ન વ્યર્થ ગયો! સર્વ દ્વાર બહારથી બંધ કરેલાં હતાં, તેમ છતાં કરમેતિ નિરાશ થઈ નહિ. તે સામાન્ય સ્ત્રી ન હતી. તે પ્રભુભક્ત હતી. તેનામાં ભક્તિનું અપૂર્વ બળ હતું. તેનામા અસાધારણ બુદ્ધિ હતી. તે સાહસિક હતી. તેણે ઘરને ત્રીજે માળ જઈ અગાશીમાંથી "જય શ્રી કૃષ્ણ" એવો શબ્દોચ્ચાર કરી બહાર ભૂસકો માર્યો. કૃષ્ણ ભગવાનની કૃપાથી તેને શરીરે જરા પણ આઘાત થયો નહિ કરમેતિએ ઘરબહાર ઉભા રહી જોયુ તો ચારે દિશામા ઘોર અંધકાર પ્રસર્યો હતો. કયે માર્ગે વૃંદાવન જવું તે પણ તે જાણતી ન હતી. તેના પિતા કિંવા પતિ જો તેના ન્હાસી જવાની વાત જાણે તો તેને પકડી લઇ પુનઃ ઘરમા ગોંધી મુકે! એ શંકા ઉત્પન્ન થતાજ કરમેતિએ જે માર્ગ સૂઝ્યો તે તરફ મુઠ્ઠીઓવાળી ઉતાવળે પગલે ચાલવા માંડ્યુ. પગ નીચે કેટલા કાંટા, કાંકરા ખુંદાઈ જાય છે, શરીરે કાંટા વાગવાથી કેટલે સ્થળે ઉઝરડા ભરાય છે, અને લોહી નિકળે છે તેનું પણ તેને ભાન નથી! જેના મન, વાણીમાં કેવળ "કૃષ્ણ, કૃષ્ણ," ઉચ્ચાર થઈ રહ્યો છે તેને સુખ દુઃખનુ ભાન થતુંજ નથી! નદીનો પ્રવાહ સાગરસંગમ માટે વહન થઈ રહ્યું છે ત્યારે તેને કોણ અટકાવી શકે છે? અનેક વિઘ્ન વિનાશીને પણ તે તો ઇષ્ટ સિદ્ધિ તરફજ પ્રવાહિત થાય છે. કરમેતિબાઈનું પણ તેમજ થયું. કદમ્બવૃક્ષ નીચે "રાધા, રાધા" ગાયન સાંભળી જે કૃષ્ણનો સાક્ષાત્કાર કરવા વ્રજાંગનાઓ કુલ માનનો ત્યાગ કરી પતિની શય્યાનો ત્યાગ કરી, ઉંચે શ્વાસે દોડતી, તેજ પ્રમાણે પ્રેમમસ્ત કરમેતિબાઇ પણ આજે તેજ વ્રજમોહન, બંસીધારીની ચરણરજ પ્રાપ્ત કરવાની આશામાં જાતિ, કુલ, માનને તિલાંજલિ આપી વૃન્દાવન તરફ દોડતી ચાલી. (અપૂર્ણ.)

डाह्याभाई रामचन्द्र म्हेता.

# श्रीमद् शंकराचार्य अने उग्र भैरव.

(૧)



ભગવાન શંકરાચાર્યજી મંડનમિશ્ર સહિત મહારાષ્ટ્ર આદિ સ્થાનમાં વેદાન્ત મતનો પ્રચાર કરતા દ્વાદશ જ્યોતિર્લિંગમાંના એક "શ્રીશૈલ" નામક પર્વત ઉપર આવી ઉપસ્થિત થયા. એ સમયે એ સ્થળે શૈવ અને શાક્ત આદિ તાન્ત્રિક સમ્પ્રદાયોનું વિશેષ પ્રબળ હતું, બૌદ્ધ વગેરે અવૈદિક મતને માનનારાઓ વેદને નામે જગતમાં તિરસ્કાર પાત્ર કપોલ કલ્પિત કથાઓ ફેલાવતા આ સ્થાનમાં નિવાસ કરી રહ્યા હતા. એ લોકોને સતમાર્ગે ચઢાવવા માટેજ આજે આચાર્યદેવે શિષ્યો સહિત એ સ્થળે નિવાસ કર્યો હતો. માહિષ્મતી નગરીથી આ સ્થળ પર્યંત આવતાં સુધીમાં તો આચાર્ય દેવ સાથે અસંખ્ય શિષ્ય સેવક મંડળીનો જમાવ થયો હતો. એ સર્વનાં હૃદય આજે એક નવીન જ્યોતિ વડે પ્રકાશમાન થઈ રહ્યાં હતાં. એમનાં અંતઃકરણો આજે કોઇ એક અપાર આનન્દ અને ઉત્સાહ વડે ઉત્સાહિત થઇ રહ્યાં હતાં. કેટલાંએ મનુષ્યો ઉન્મત્તની પેઠે આચાર્ય દેવનાં ચરણ કમળમાં મધુકરની પેઠે આકર્ષાવા લાગ્યાં. જેઓ એક વખત આચાર્ય દેવનાં દર્શન કરે છે તેમાંના અનેક મનુષ્યો આચાર્યની સંગતિના લોભથી ઘણે દૂર પર્યંત તેમની સાથે ચાલવા લાગ્યાં છે. વળી અનેક મનુષ્યો વિષયાસક્તિ રૂપી વિષથીજ જર્જરિત થઇ પુનઃ સ્વગૃહ તરફ પાછા ફરવા લાગ્યા છે. આજે અનેક મનુષ્યો અદ્વૈત—પતાકા નીચે સ્થાન ગ્રહણ કરવા ઉત્સુક થઇ રહ્યાં છે. શય્યામાં પડેલા વ્યાધિગ્રસ્ત મનુષ્યો અને અંતઃપુર-નિવાસી, સૂર્યનાં પણ દર્શન ન કરી શકે એવી, કુલાંગનાઓ સુદ્ધાં આજે આચાર્ય દેવનાં દર્શન કરવા ગૃહનો ત્યાગ કરી આવી છે. શ્રીશૈલ ઉપર આજે મ્હોટી ધામધૂમ મચી રહી છે. શંકરાચાર્યજીએ જોયું કેઃ શ્રીશૈલ પર્વત આજે ઘણુ મનોહર બની રહ્યો છે. સમ્મુખ એક સુંદર સરિતા કલકલ નાદ કરતી વહન થઈ રહી છે. ચારે દિશામાં સુગંધિત વન-પુષ્પ વડે વૃક્ષ લતાઓ સુશોભિત થઇ રહી છે. પુષ્પોની સુગંધ વડે સ્થાન મ્હેકી રહ્યું છે. શિષ્યોના આગ્રહથી આચાર્યદેવે કેટલાક દિવસ પર્યંત એ સ્થાનમાં નિવાસ કર્યો. આ-ચાર્ય શિષ્યો સહિત નિત્ય સરિતામાં સ્નાન કરી પર્વત ઉપર વસેલા મલ્લિકાર્જુન શિવલિંગનાં દર્શન કરતા. એ સ્થાનમાં એક દિવસ આચાર્ય એક બિલ્વ વૃક્ષ નીચે બિરા-જ્યા હતા. શિષ્યો જૂદે જૂદે સ્થાને ટોળાં મળી વેદાન્ત ચર્ચા કરવામાં અને એકત્ર થયેલા શ્રોતા જનોને ઉપદેશ દાન દેવામાં રોકાયા હતા. આ સમયે એક કાપાલિક ભૈરવ ઉપાસકે ગુપ્ત વેશ ધારણ કરી આચાર્ય દેવનાં ચરણ સમક્ષ પ્રણામ કર્યા. આચાર્યે આશીર્વાદપૂર્વક કહ્યુંઃ "વત્સ! ત્હારી શી ઇચ્છા છે?" ગુપ્તવેશ ધારણ કરેલા કાપાલિકે ઉત્તર દીધું કેઃ "ભગવન્! આપના ચરણનું શરણ લઈ આપની પાસે નિવાસ કરી, આપનો અમૂલ્ય ઉપદેશ શ્રવણ કરવાની ઇચ્છા છે. આપ મ્હને શિષ્ય બનાવી આપની સાથે જ રહેવાની આજ્ઞા કરો."

ઉદાર હૃદયના આચાર્યદેવે (શંકરાચાર્યજીએ) શઠની શઠના અંતરદ્રષ્ટિથી જાણી લીધી છતાં તેને વિશેષ કંઈ નહિ કહેતાં તેની પ્રાર્થના પૂર્ણ કરી અને તેને પોતાની પાસે રહેવાની આજ્ઞા આપી. તેજ સમયથી કાપાલિકે અન્ય શિષ્યો કરતા આગળ પડી આચાર્યની સેવા અને આજ્ઞાપાલન કરવાનો સર્વદા યત્ન કરવા માંડયો અને અત્યંત આગ્રહ સહિત તેમનો ઉપદેશ શ્રવણ કરવા લાગ્યો. ધીમે ધીમે આચાર્ય દેવ સમક્ષ તેણે દીક્ષા ગ્રહણ કરી. શિષ્યોમાંથી જો કોઇ તેની ઈર્ષા કરે તો તત્ક્ષણાત્ તે તેની પણ સેવા કરતો અને તેને સંતુષ્ટ રાખતો. એમ કરવાથી તે સર્વ શિષ્યોમાં અતિ પ્રિય થઈ પડયો. તેનો આચાર વ્યવહાર જોઇ અન્ય શિષ્યોને કોઇ પ્રકારની શંકા થઇ નહિં પરંતુ શંકરાચાર્યજીના એક મુખ્ય શિષ્ય પદ્મપાદને કંઇક શંકા થઇ તેથી તે સર્વદા તેના ઉપર તીક્ષ્ણ દૃષ્ટિ રાખતો.

ગમે તેમ હો પણ કાપાલિક દિન પ્રતિદિન આચાર્ય દેવના મ્હામેજ ઉભો રહેતો. આચાર્ય નિદ્રાવસ્થ કિંવા સમાધિસ્થ હોય તે સમયે અન્ય શિષ્યો પોતપોતાનુ કાર્ય કરવા ગુંથાતા પરંતુ ગુપ્ત વેશ ધારણ કરેલો કાપાલિક તે સમયે આચાર્યની પાસેજ ઉભો રહેતો. એક દિવસ આચાર્યદેવ નિર્જનમાં આત્મચિન્તન કરવામાં નિમગ્ન હતા. અન્ય શિષ્યો પોત પોતાના કાર્યમાં હતા. નજીક અન્ય કોઈ નહતું તે સમયે દુષ્ટ કાપાલિકે વિચાર કર્યો કે: " મ્હારી મનોવાસના પ્રકટ કરવાનો આ ઉત્તમ સમય છે. " એમ કહી તે વિનયપૂર્વક વારંવાર ગુરૂ ચરણ સમક્ષ પ્રણામ કરવા લાગ્યો. શ્રી શંકરાચાર્યજીએ કહ્યું: " વત્સ-ત્હારે કંઇ કહેવું છે ? હોય તો કહે. " કાપાલિકે કહ્યું: " ભગવન્ ! આપનાં ચરણમાં મ્હારે એક પ્રાર્થના કરવી છે. " આચાર્યે કહ્યું: " કહે જોઉં. પ્રાર્થના નિવેદન કરવામાં ભય કેવો ? તું નિર્ભય ચિત્તે કહે. " આચાર્યની અભય વાણી સાંભળી કાપાલિકે નિવેદન કર્યું કે: " પ્રભો ! હું ગુપ્ત વેશધારી કાપાલિક છુ. મ્હારૂ નામ ઉગ્ર ભૈરવ છે. આપના ચરણમાં મ્હારી એક નમ્ર પ્રાર્થના છે. " એ સાંભળી આચાર્ય વિસ્મય પામ્યા અને બોલ્યા: "એ શું કહે છે ? તેં તો તે દિવસે મ્હારી પાસે દીક્ષા ગ્રહણ કરી છેને." કાપાલિકે ઉત્તર દીધો: "હા, ભગવન્, એ સત્ય પરંતુ એતો મ્હારી મનકામના સિદ્ધ કરવા માટેજ. મ્હારો ઉદ્દેશ્ય તો જાુદો છે. આપને એકાંતમાં મ્હારી મનવાંચ્છના નિવેદન કરવાના વિચારથી જ મ્હેં આપના હજુરીયા–સેવકનું કામ સ્વીકાર્યું છે. " આચાર્યને વિશેષ આશ્ચર્ય થયું ! તેઓ બોલ્યા કે: " ત્હારી પ્રાર્થના હું શી રીતે પરિપૂર્ણ કરી શકું ? તું સત્વર આ સ્થાનનો ત્યાગ કર નહિં તો મ્હારા શિષ્યો જાણવા પામશે તો ત્હારૂ અનિષ્ટ થવાનો સંભવ છે. " કાપાલિકે કહ્યું: " ભગવન્ ! આપ દયામય છો. કૃપા કરી મ્હારી પ્રાર્થના પૂર્ણ કરો. આપના સિવાય મ્હારી પ્રાર્થના પૂર્ણ કરનાર અન્ય કોઈ નથી. હું આપને શરણે આવ્યો છું હે દીનાનાથ, દીન બન્ધુ ! આપ મ્હને દૂર ઠેલી મુકશો નહિ. " કાપાલિકના કાલાવાલા જોઇ આચાર્યના હૃદયમા કરુણા ઉત્પન્ન થઈ, તેમણે કહ્યું: " કહે જોઉં. ત્હારી શી ઇચ્છા છે ? " તે સમયે કાપાલિકે ધીમે ધીમે પોતાની મનની ઇચ્છા જણાવી. તે બોલ્યો " પ્રભૂ' સર્વ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત કરવાની આશાએ ઘણા વર્ષથી હું મહા ભૈરવની સેવા અનુષ્ઠાનમાં જોડાયો છું. કેટલાક દિવસ પછી ઇષ્ટદેવ ભૈરવદેવે મ્હને વરદાન આપ્યું છે કે: " જો કોઈ રાજ મસ્તકનું અથવા કોઇ સર્વજ્ઞ યોગી મસ્તકનુ હોમમાં આહૂતિ દાન કરી શકે તો ત્હને સિદ્ધિ પ્રાપ્ત થાય " તે સમયથી હું અનેક સ્થળે ભટકુ છુ, અને અનેક

યત્નો કર્યું છું પરંતુ સર્વ નિષ્ફળ થયું છે. રાજાનું મસ્તક મળવું મુશ્કેલ છે. સર્વજ્ઞ યોગીનું મસ્તક પણ પ્રાપ્ત ન થઇ શકે એમ છે. આપનું નામ સાંભળી આપની પાસે આવ્યો છું. આપનાં ચરણનું શરણ ગ્રહણ કર્યું છે. આપ ભક્ત વત્સલ છો. દયામય છો. કૃપાસાગર છો. પરોપકારાર્થેજ આપે જન્મ ધારણ કર્યો છે. આપ સર્વસ્વ ત્યાગી છો અને સાથે સર્વજ્ઞ સન્યાસી પણ છો. જો આપ દયા કરો તો આ દુર્ભાગી પાપીની બહુ દિવસની મનં વાંચ્છના પૂર્ણ થાય. પુરાણમાં દધીચિ અને જિમુતવાહનની કથા શ્રવણ કરી છે. આપ કોઇપણ અંશે તેમના કરતાં ઉતરતા નથી. આપનું હૃદયજ્ઞાનપૂર્ણ થયું છે. પૂર્ણ જ્ઞાન જ્યોતિ આપના હૃદયમાં પ્રકાશિત થઇ રહી છે. પરોપકારાર્થેજ આપ દેશ વિદેશ ભ્રમણ કરી રહ્યા છો. આપ ઇચ્છા કરો તો મ્હારી ઘણા દિવસની વાસના પૂર્ણ થાય. હું તો આપને શરણે છું. ભગવાને ભક્તની મન કામના પૂર્ણ કરવા દેહની માયા મમતા ત્યાગ કરી ભક્તોનાં કામ કર્યાં છે. આપ દયા કરી મ્હારી વાસના પૂર્ણ કરો.” કાપાલિકના દામ્ભિક વચનો સાંભળતાંજ દયાળુ ભગવાન શંકરાચાર્યજીનું હૃદય પીગળી ગયું. તેઓ જ્ઞાની હતા. વેદાન્તિ હતા. અદ્વૈતવાદી હતા. નાશવંત શરીર ઉપર તેમને મોહ ન હતો. આત્મા અમર છે, તે મરતો કે છેદાતો નથી. એ તેમના જાણવામાંજ હતું. તેમણે કહ્યું: “વત્સ! અનિત્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે તું આટલો બધો વ્યાકુળ કેમ થઇ રહ્યો છે? ત્હને જે મંત્ર મળ્યો છે ત્હેની સાધના કરવાથી સર્વોચ્ચ પરમ પદની ત્હને પ્રાપ્તિ થશે. ઇશ્વરનો સાક્ષાત્કાર થશે. માટે મ્હારી શીખામણ સાંભળ. વૃથા કર્મ પાછળ ત્હારા અમૂલ્ય માનવ જીવનનો ક્ષય શા માટે કરે છે? સિદ્ધિયો એ પરમ પદ નથી. એ ભગવત્ દર્શન નથી. એ નાશવંત છે. પાપાચરણ થતાંજ તેઓ નાશ પામશે. સિદ્ધિયોના બળથી તું ધારેલાં કાર્ય કરશે પરંતુ તેથી માત્ર અર્થ કે માનજ ત્હને મળશે. તેમાં ત્હારૂં આત્મકલ્યાણ શું? યોગાભ્યાસ દ્વારા આત્મા રૂપી પરમ જ્યોતિનાં દર્શન કરવામાંજ ત્હારૂં કલ્યાણ છે. મંત્ર સાધન દ્વારા આત્મકલ્યાણ થશે. શા માટે ઘોર પાપ કર્મ કરી સામાન્ય સત્તા મેળવવા માટે તું ત્હારો પોતાનો અધઃપાત કરે છે? સાંભળ, ત્હારૂં સાધન બળ નષ્ટ થતાંજ ત્હારાં ભયંકર પાપ કર્મનું ફળ ત્હારે ભોગવવુંજ પડશે. તે સમયે તું નરક દુઃખે બહુ દુઃખી થઇશ. એ દુઃખની કલ્પના ત્હને કલ્પના થવી પણ મુશ્કેલ છે. મનુષ્ય પાપ કર્મ કરતી વખતે તેનું ફળ કેવું ભયંકર મળશે તેનો જરા પણ વિચાર કરતો નથી. જો તેનો તેને વિચાર થતો હોય તો તે કદી પણ પાપ કર્મ કરે નહિ તેથીજ હું ત્હને કહું છું કે નર હત્યા જેવું પાપ કર્મ કરતાં જરા પાછો હઠ. જરા વિચાર કર. વત્સ! એક અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય અન્ય કોઇ ઉપાયજ નથી, માટેજ ત્હને ભલામણ કરૂં છું કે તું ત્હારો દુષ્ટ વિચાર બંધ કર અને હું જે માર્ગ દર્શાવું છું તે માર્ગ ગ્રહણ કર. તે સિવાય ત્હારૂં કલ્યાણ નથી. અનેક મનુષ્યો અજ્ઞાનતાજનિત અનેક વાસનાઓના બંધનમાં બંધાઇનેજ અનેક પ્રકારનાં કષ્ટ ભોગવી રહ્યાં છે. વત્સ! અજ્ઞાનતા દૂર કર. સત્ માર્ગે ચડ.” આચાર્યનો સદુપદેશ કાપાલિકના મનમાં ઉતર્યો નહિ. તે વિચારવા લાગ્યો કે; હવે શું કરવું? કયે પ્રકારે આચાર્યને દા કરીને ઠગવી? જો એ દા ન ફળે તો મ્હારૂં કાર્ય સિદ્ધ થાય નહિ. ગમે તેમ પણ એ ઉદાર હૃદયના છે. તેથી મ્હારે એકદમ નિરાશ પણ થવું ન જોઇએ. ( અપૂર્ણ. )

डाह्याभाई रामचन्द्र म्हेता.

# प्राणायाम विधि.

( ૧ )



વાચક મહાશય! તમે વ્યાધિગ્રસ્ત હો કે વ્યાધિમુક્ત હો, શ્રીમંત હો કે ગરીબ હો, ગમે તે હો, પણ શાન્ત થાઓ. યોગશાસ્ત્રમાં શરીર સ્વાસ્થ્યને માટે અને ચિત્તની પ્રસન્નતાને માટે એના મુખ્ય ઉપાયો તે ભિન્ન ભિન્ન પ્રકારના આસનો ધોતિ અને પ્રાણાયામ છે. આસન દૃઢ કરવાથી શરીરના જૂદા જૂદા અવયવોને સારી પેઠે મહેનત થાય છે અને સ્નાયુ બળવાન થાય છે. શરીરમાં સર્વત્ર લોહી પણ સારી પેઠે ફરી શકે છે. સર્વ શરીર સુદૃઢ થઈ પોતાના વશમાં રહે છે. વળી યોગશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલી જૂદી જૂદી ધોતિ ક્રિયાઓથી અનેક વ્યાધિઓ સાફ થઈ શરીર તદ્દન શુદ્ધ-નિરોગી થાય છે. પ્રાણાયામ એ તો યોગશાસ્ત્રનો મૂળ પાયોજ છે એમ કહીશું તો તેમાં અતિશયોક્તિ નથી. યોગશાસ્ત્રનું સર્વ શ્રેષ્ઠ અંગ જે સમાધિ અને જે મુમુક્ષુઓને સાધ્ય કરાવવા માટેજ યોગશાસ્ત્રની પ્રવૃત્તિ છે તે (સાધ્ય કરવા) માટે યમ નિયમાદિ અંગો સાથેજ પ્રાણાયામની પણ વિશેષ આવશ્યકતા છે. વળી મુખ્યતઃ શરીરની અને મનની શુદ્ધિ કિંવા પવિત્રતા ઘણે અંશે એ પ્રાણાયામ ઉપરજ આધાર રાખે છે. શરીર નિરોગી રાખવા માટે યુરોપના વ્યાયામ કે ખુલ્લી હવામાં ફરવા જવું ક્રિકેટ, ફુટબૉલ, લોનટેનિસ, દોડાદોડી વગેરે અનેક દેશી વિદેશી રમતો, મગદળ, મલખંભ, ડંબેલ્સ, ડંબેલ્સ વગેરે અનેક પ્રકારની કસરતો શરીર સામર્થ્ય પ્રાપ્ત કરવામાં સહાયભૂત થાય છે પરંતુ યોગશાસ્ત્ર કથિત ક્રિયાઓદ્વારા કેવળ શરીરજ નહિ પણ શરીર અને મન બન્નેનો વિકાસ થાય છે. બન્ને બળવાન બને છે અને મનુષ્ય ધર્મ પ્રમાણે વર્તતો હોવાથી સંસારયાત્રા સરળતાથી વિના કષ્ટે પરિપૂર્ણ કરે છે એમાં સંશય નથી. ઉપરોક્ત વ્યાયામ કરવામાં પૈસા અને સમયનો ભોગ આપવો પડે છે પરંતુ આળસુ મનુષ્યોની દૃષ્ટિએ જોઈએ તો યોગની ક્રિયાઓ પણ તેને કઠિનજ જણાશે. તેમ ધના શ્રીમંતો અને સામાન્ય મનુષ્યો, સર્વને ઉપની ખર્ચાળ કસરતો કરતાં સહેલી ક્રિયા તે પ્રાણાયામજ છે. એના સિવાય બીજી ક્રિયા તેમને ભાગ્યેજ મળશે. માટે આ લેખ બરાબર ધ્યાનમાં લઈ શાન્ત ચિત્તે શ્રદ્ધા રાખી સર્વ મનુષ્યોએ આ વિષયમાં પ્રવેશ કરવો. પરમાત્મા તેમનું કલ્યાણ કરશે.

### પ્રાણાયામ સાધકને બે બોલ.

સાધક મહાશય! પ્રાણાયામ એ યોગનું એક અંગ છે, અર્થાત્ તે યોગવિદ્યા છે. તે સાધ્ય કરતાં પહેલાં કેટલીક બાબતો ઉપર ધ્યાન આપવું જોઈએ. શ્રદ્ધા અને ભક્તિ જેના હૃદયમાં છે, જે ઈશ્વરને માને છે, ઈશ્વરની મહાન્ સત્તાનું જેને જ્ઞાન છે, જેને સત્ માર્ગ પ્રિય છે જેને જગતની જંજાળમાં પડી દ્રવ્ય મેળવવાના લોભમાં પડી-અનેક ઉધામા કરવાની

ઇચ્છા નથી, હાથીની પેઠે બતાવવાના અને ચાવવાના દાંત પેઠે જેનું મન અને વાણી જૂદાં નથી, જે કેવળ સત્ત્વગુણી છે; શાંત છે, ઉદાર છે, પૂર્વના પુણ્યશાળી છે, ધર્મ નિષ્ઠ છે, નિર્લોભી, નિર્વ્યસની, નિરાભીમાની છે તેને માટેજ આ વિદ્યા અને ક્રિયા સાધ્ય છે. બીજાએ એમાં પ્રવેશ કરવો નહિં. કારણકે તેમ થવાથી વિપરીત પરિણામ આવવાનો સંભવ છે. આપણા ઋષિ મુનિયોએ વન જંગલોમાં પર્ણકુટીર બાંધી ત્યાં નિવાસ કરી અષ્ટ સિદ્ધિ નવનિધિને હસ્તગત કર્યાં હતા અર્થાત્ જે પંચ મહાભૂત વડે જગતની ઉત્પત્તિ રચના થઇ છે, જે પંચભૂતમાંથી એક પણ ભૂતનો કોપ થતાં માનવ ચિત્ત ભય પામી જાય છે તે સર્વ પંચભૂતને જેમણે પોતાને વશ કર્યાં હતા, તેમણે સમાધિ સ્થિતિમાં જે સાક્ષાત્ અનુભવ કર્યો છે તે યોગ શાસ્ત્રમાં નિવેદન કર્યું છે. એ શાસ્ત્ર તે તપસ્વી ઋષિ મુનિયોની પ્રસાદિ છે. જેમ સોમરસનું પાન, સાચા બ્રહ્મબિંજ સિવાય કોઇના ઉદરમાં ટકતું નથી તેમ યોગ શાસ્ત્ર અધિકારી વગર ગ્રાહ્ય થઇ શકતું નથી. કેટલાક મનુષ્યો દ્રવ્યાદિના લોભમાં તણાઇ યોગ વિદ્યા શિખવા પ્રવૃત્ત થાય છે. ચિત્તવૃત્તિ દ્રવ્યમાં હોય છે અને યોગ વિદ્યા શિખવા મથે છે ! એ એને કેમ બને ? સત્ય કહીએ તો એ વિદ્યાર્થી સર્વ વસ્તુઓ એની મેળેજ પ્રાપ્ત થાય છે પરંતુ સાધકને ધૈર્ય રહેતું નથી. થોડી ઘણી ક્રિયા કરી કે ચિત્તે દ્રવ્ય તરફ દોડે છે ! તે જે કાંઇ થોડી ઘણી દૈવી શક્તિ મેળવે છે તેનો ઉપયોગ તે કાર્યમાંજ કરે છે પરંતુ સજ્જન બંધુ ! ધૈર્ય રાખવું. ભગવાન ઉપર શ્રદ્ધા રાખવી. શાંત ચિત્તે, દુઃખ દારિદ્રને તેવું નહિ માનતાં માત્ર સ્થિત્યાંતર માની તે સ્થીતિમાં પણ પૂર્ણ સંતોષથી રહી યોગક્રિયામાં યોજાવું. સદ્‌ગુરૂદેવ પ્રાપ્ત કરવા. તેમની સેવા કરવી. ભક્તિ કરવી. વિનય, સદ્‌ગુણ અને ભક્તિ વડે ગુરૂદેવને પ્રસન્ન કરવા, અને તેમની ઇચ્છાથી-પ્રસન્નતાથીજ યોગક્રિયામાં યોજાવું. તેમની સાનિધ્યમાંજ એ ક્રિયા કરવી. સફળતા મળશેજ મળશે.

એ તો સર્વ જનને સુવિદિત છે કે પ્રત્યેક મનુષ્ય શ્રીમંત નથી. પ્રત્યેક મનુષ્ય પુણ્યવાન પણ નથી. પવિત્ર અંતઃકરણ દ્વારા વિચારપૂર્વક કરેલાં સત્કર્મ વડે પૂર્ણ સંચય થઇ શકે છે. પુણ્ય સંચય કરવો એ મહાન કઠિન કાર્ય છે. તે કાર્ય પૈસા વડે જ થઇ શકતું હોય એમ નથી. તે તો અંતઃકરણ પવિત્ર, બુદ્ધિ નિરહંકારી, મન શુદ્ધ અને શાંત થતું જાય તેમ તેમ ઇન્દ્રિયોના કર્મ પણ ઉત્તમ પ્રકારનાં થતાં જાય છે. કર્મ શુદ્ધ થવા લાગે ત્યારે જ પુણ્ય સંચય થતો જાય છે એમ સમજવું. શુદ્ધ સાત્વિક કર્મ કરવા માટે શરીર અને મન શુદ્ધ કરવાની આવશ્યકતા છે. શરીરની શુદ્ધિ કેવળ સ્નાન કિંવા જુલાબ લેવાથીજ થતી નથી. આવશ્યક હોય તેટલાં યોગાસનો સાધ્ય કરવાથી શરીર શુદ્ધ થાય છે. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અને ગુરૂ દેવના બતાવ્યા પ્રમાણે આસનોનો અભ્યાસ થાય તો શરીર શુદ્ધ થઇ સાધક નિરોગી રહે છે. આહાર-વિહાર પર કાબુ નહિં રાખનાર-ગમે તેવા પ્રકારના વિષયભોગમાં મચ્યા રહેનારનું શરીર-મન શુદ્ધ રહેતું નથી. તેઓ વારંવાર વ્યાધિગ્રસ્ત થાય છે અને એક દિવસ અકાળ લક્ષ્મિ, પુષ્કળ વિલાસ વિભવનો ત્યાગ કરી મરણ શરણ પામે છે. પરંતુ જેઓ યોગાભ્યાસી છે, પ્રાણાયામ આદિ થોડી થોડી યોગ ક્રિયાઓ પણ જેને સાધ્ય છે, આહાર-વિહાર ઉપર જેનો સખ્ત કાબુ છે, મન જેને વશ છે.

( અપૂર્ણ. )

॥ श्री गुरवे नमः ॥

એક સામાજિક-ધાર્મિક નવલકથા.

# योगानन्दनो योगाश्रम

अथवा

जीवनमुक्तिनो महापत्र ।

## દ્વિતીય અધ્યાય.

### શંકા સમાધાન.

કલ્યાણદાસના પિતા સારી પેઠે જાણતા હતા કે: કોલેજમાં વિદ્યાભ્યાસ કરી કરીને જ યુવકોના શરીર, મન પાયમાલ થઇ ગયાં છે! ધર્મનું જ્ઞાન તો તેમને હોય જ ક્યાંથી? અંગ્રેજી ભણ્યા એટલે ઠાકોરજીની સેવા તો કરે જ કોણ? એ ઘડી એકાંતમાં ભગવત્ આરાધના કરવાનું તેઓ નિશાળમાં ક્યારે શીખે છે? એ તો જાણે સમજ્યા પણ દલાલ થયા પછી ગોવર્ધનદાસે દ્રવ્યોપાર્જન કરવાની ધખમાં બાળક પુત્રના વર્તન ઉપર જોઇએ તેવી દેખરેખ રાખી નહતી. શેર દલાલને ફુરસદ ક્યાથી હોય? રાતદિવસ તેનું ચિત્ત પૈસા કમાવામા? તેનું ચિત્ત શેરબજારમાં! તેનુ ચિત્ત પોતાનાં ઘરાકોને નિચોવવામાં! તેનું ચિત્ત સાચા જૂઠા પાટા ગોઠવવામાં! બાળક નિશાળમા શુ ભણે છે, કયા મિત્રોની સંગતિમા ક્યા ફરે છે અને કેવું વર્તન ચલાવે છે તેનુ તેને જરાએ ભાન નહતું. એ ઘડી વખત મળે ત્યારે તે છોકરાને જરા ધમકાવી પાછો કામે વળગે! માતા બિચારી વખતો વખત તેને શિખામણ આપતી. તેમાંથી કેટલીક તેને ગળે ઉતરતી. કેટલીક નીકળી જતી! પરિણામ એ આવ્યુ કે: કલ્યાણદાસને કેટલીક કુટેવો પડી ગઈ હતી. દુશ્ચરિત્રવાન મિત્રોની સંગતિથી એજ ફળ મળ્યુ હતું પરંતુ સદ્‌ભાગ્યે બે-ત્રણ વર્ષથી સત્યનિષ્ઠ સત્યવ્રતની સંગતિ થતાં જ તેના મનનો મેલ ધોવાઇ ગયો હતો! હજી સહજ મલિનતા રહી હતી પરંતુ ઝટ ધોવાય તેવી હતી. કલ્યાણદાસે શેર બજારમાં દલાલી કરવા માંડી! શુભ મુહૂર્ત! બાપ કરતાં બેટા સવાઈ નિકળ્યા! તેણે અનેકને ઉંધા પાટા બંધાવી પિતા કરતાં પુશ્કળ દ્રવ્ય મેળવવા માંડ્યુ. ત્રણ ચાર વર્ષમાં તો ઘેર ગાડી ઘોડા થયા.

જોતજોતામાં એક મીલ ઉભી કરી દીધી. લાગવગથી શેરો ભરાઈ ગયા. કલ્યાણદાસનું કામ થઇ ગયુ! એક દિવસ ગરીબનો છોકરો ગણાતો તે મીલનો માલિક થયો; ગાડી ઘોડાવાળો થયો એજ માયાની લીલા! એજ પ્રકૃતિ દેવીની રમત! યુદ્ધની શરૂવાત થઈ તેમ તેમ મીલે સારો નફો કર્યો! શેર હોલ્ડરોને છાશ આપી માખણ તો મિલ એજન્ટો જ ખાઇ જવા

લાગ્યા ! કલ્યાણદાસ એ માખણને લીધે નિત્ય વધારે ફુલવા લાગ્યા.

યુદ્ધ બંધ થયું. અમદાવાદના કેટલાક સદ્દગૃહસ્થોએ મિલોનાં પ્રોસ્પેક્ટસ પ્રકટ કર્યાં. નવા નવા હુન્નર ઉદ્યોગ ખિલવવા માટે કંપનીઓ ઉભી થઇ. ગુજરાતમાં અન્ય સ્થળે અને મુંબઇમાં પણ કંપનીઓ નીકળી. શેર દલાલોને સારો તડાકો પડ્યો ! લોકો કમાશે ત્યારની વાત ત્યારે પણ અત્યારે તો દલાલોનું કામ થઈ ગયું! લોકો ઝપાટાબંધ શેરો ખરીદવા લાગ્યા. શેરોની અરજીઓ લેવાનું બંધ થયું કે: બીજે જ દિવસે પ્રિમિયમ બોલાવા લાગ્યું, અર્થાત્ શેર દીઠ ભરેલા રૂપિયા ઉપરાંત, પચીશ, પચાશ કે સો રૂપિયા—અરે કેટલીક કંપનીઓમાં તો સો સવાસો રૂપિયા સુધી નફો બોલાવા લાગ્યો ! સટોરીઆઓ ઉપડવા ! એકદમ લક્ષાપતિ થઇ જવાની ધારણાથી કેટલીક નવી કંપનીઓના શેરો ઉપાડવા માંડ્યા ! કેટલાકને તડાકો પડ્યો ! પણ કેટલાકના બાર પણ વાગી ગયા ! ભાવ ચઢ ઉતર થાય તેમ સટોરીઆઓને લાભ હાની થતી ! હજારો, લાખોની ઉથલપાથલ ! હજારો, લાખોનો નફો ! લોભ કેમ રહે ! સટ્ટાબજારમાં દલાલોની—સટોરીઆઓની ઠઠ જામવા લાગી ! થોડાને લાભ થતો ત્યારે વધારેને—અનેકને નુકશાન થતું ! ઘણી નુકશાની આપવાને બદલે બજારજ છોડવા લાગ્યા! મ્હો સંતાડવા લાગ્યા ! હજી એ તો મધ્યમ સ્થિતિ હતી પરંતુ જેઠ સુદમાં કેટલીક કંપનીઓના ભાવો ગગડી ગયા ! પ્રિમિયમમાં પોણોસો, સો ટકા જેટલો ઘટાડો થઇ ગયો ! બસ, ન પૂછો વાત ! હજારો, લાખો, રૂપિયાનું નુકશાન ! સટોરિઆઓના હોંજા ગગડી ગયા ! સેંકડો માણસો પાયમાલ થઈ ગયા ! કેટલાક દલાલોએ તો સારી દલાલી મેળવી લીધી ! કેટલાકને ખાધ પણ આવી. આ ઉથલપાથલમાં લોકો નિરાશ થઇ ગયા !. કેટલાક દલાલોને અને કેટલાક સટોરિઆઓને ગાળો દેવા લાગ્યા !

કૃષ્ણદાસની પણ ઇચ્છા હતી કેઃ એક મિલ છે અને બીજી ઉભી કરવી. દલાલો અને મિત્રોની સહાનુભૂતિ હતી. યોજના ઘડી રાખી હતી, ડિરેક્ટરો તૈયાર હતા, પરંતુ, તેમાં સત્યવ્રતને જોડવાની ધારણા હતી. સત્યવ્રતને એ ધામધૂમ પસંદ ન હતી. એજ કારણને લીધે બધું અટક્યું હતું. જયાદેવી પણ કંઇક કારણભુત હતી. તે કહેતી કેઃ "સત્યભાઇ સાથે મ્હારા ભાઇને પણ તમારામાં ભેળવો. તેને તમારો આધાર છે." કલ્યાણદાસ મનનો મર્મ આપતો નહિ. કામ અટકાવી રાખ્યું હતું. ઘરમાં કલેશ થાય તેમ કરવાની કલ્યાણદાસની ઈચ્છા ન હતી. કારણ કે જયાદેવી સાથે લગ્ન થયા પછી તે સુખી થયો હતો. લગ્ન પછી તેને ઘેર મિલ થઈ હતી. ગાડી ઘોડા મોટરો થઇ તેથી તે જયાદેવીને સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર માનતો, તે વ્યાપારી બચ્ચો હોવાથી કેટલીક વખત તેને ઉડાવતો ખરો પણ પ્રત્યક્ષ રીતે તેનું અપમાન કરતો નહિ. તેને માનજ આપતો. તેને રાજી રાખતો.

કલ્યાણદાસનું તો કલ્યાણ જ થયું હતું. તેણે મિલ કાઢી ત્યારથી જ તે સર્વ વાતે સુખી થયો હતો. મિત્રો, કુટુંબીઓ અને સગાં સંબંધીજનોને પણ મિલના શેરો ભરાવી પાછળથી પ્રિમિયમ વધારવાની યોજના રચી તે વખતે તમામનું દળદર નિકળી ગયું હતું ! જે કોઈ કલ્યાણદાસના સ્તુતિ ગાન કરતું આવતું તેને તેમણે પાંચ પચાશ શેરો રખાવી સુખી કરી દીધા હતા ! અરે ! પોતાના ગોર દેવના ઉપર પ્રસન્ન થયા ત્યારે તેને પણ મૂળ ભાવના દશ શેર આપી પ્રિમિયમ વધવાનું હોવાથી થોડા વખતમાં વેચવાની સલાહ આપી હતી ! જોતજોતામાં પ્રિમિયમ સો સવાસો રૂપિયા વધી ગયું ! ગોરદેવનું કામ થયું ! ગોરદેવ રોજ કહેતા કે કંપનીઓવાળા ધારે તેને ન્યાલ કરી દે ! વાત પણ જૂઠી નથી.

કલ્યાણદાસે મિલ કરી તેજ વખતે મિલના છો, ચૂનો, ઇંટ અને લાકડામાંથી પોતાનાં ઘર બંગલો બંધાવી દીધાં હતાં ! મિલના સર સામાનમાંથી ફરનીચર કરાવી લીધાં હતાં. કાપડ સૂતરના દલાલો પાસેથી કમિશન મળ્યાં જ જતું ! જે કોઇ વેપારી મિલને કામે આવતો તેની પાસેથી કમિશન વિના વાત જ ન થાય ! મિલ માટે બેંકમાંથી અને શરાફો પાસેથી નાણાની ગોઠવણ કરતી વખતે પણ તેનું કમિશન ખરૂં ! ગમે તેમ થાઓ પણ તેને પૈસા મળ્યા જ જતા ! કહો કે પૈસાની નદી વહેતી ! પરંતુ પરમાર્થના કામમાં દ્રવ્ય ખર્ચ કરવાનો વખત આવતાં યમરાજ તેના હાથ ઉપર બેસતા ! અને કહેતો કે; " ભાઇ ! અમે તે કેટલાકને મદદ કરીએ ! આવાં તો ઘણાંએ ખાતા નીકળ્યાં છે ! હજી તો ઘણું સારૂં કામ થાય, ધર્મની કંઇ સંગીન ઉન્નતિ થાય તેમ કરો ! હું જોઇએ તેટલી મદદ આપીશ. " વગેરે કહી કોઇ ધર્મમાં પૈસા ભરાવવા આવતું તેને ચતુરાઈ ભરેલા આડા અવળા એવા સવાલ જવાબ કરતો કે જેથી તે બિચારા વિચારમાં પડી જતા ! કોઇ ફંડમાં પૈસા ભરાવવા આવે તો તેમને કેમ મહાત્ કરવા તે માટે તેણે કેટલાક વાક્યો અને વિચારોની રચના રચી મૂકી હતી. તે પ્રમાણે તેની જોડે વાતચિત કરતો !

કલ્યાણદાસનું સર્વ વાતે કલ્યાણ થયું હતું. તે સર્વ વાતે સુખી હતો પરંતુ એક વાત તેના મનમાં ખટકયા કરતી હતી. એક કારણથી તેના મનમાં અસંતોષ રહેતો હતો, તેજ કારણ વારંવાર તેના હર્ષ પ્રફુલ્લિત હૃદયમાં ઉદય પામી સંપૂર્ણ વિકસેલા ચંદ્રને ગ્રાસ કરવા ઉભેલા રાહુની પેઠે કલેશ આપી રહ્યું હતું. તેજ કારણ, તેના ખડખડાટ હાસ્ય કરતા તેજસ્વી મુખને કવચિત્ એકદમ મલિન કરી નાંખતું હતું અને તેજ એક કારણ તેને આટલા બધા સુખરૂપ સુગંધિત પુષ્પોમાં છુપાઇ રહેલા દુર્ગંધમય કીચડ સમાન થઇ પડ્યું હતું

એ કારણ કયું હતું ? વાંચક ! અમે તમને એક વખત ના કહી છે કે: તે અમે તમને કહીશું નહિં. અમે જાણીયે છીયે કે તમારી અધિરાઇ વધતી જાય છે, પરંતુ અમારો નિશ્ચય જ છે કે અમે તમને એકદમ તે કારણ કહીશું નહિં. ધીમેધીમે તમને તે સમજાશે.

પ્રથમ જ અમે કહ્યું છે કે: કલ્યાણદાસ અને જયાદેવી બન્ને જૂદી જૂદી ખુરસી પર મૌન ધારણ કરી બેઠાં છે. કેટલાક દિવસથી બન્ને વચ્ચે શાંત કલહ ઉત્પન્ન થયો છે. મૌનતાનો ભંગ કરી જયાદેવીએ નમ્ર સ્વરે પૂછ્યું. " માત્ર મ્હને એટલું જ કહો કે: એ ચીઠ્ઠીમાં લખેલી સ્ત્રી કોણ છે અને તે કયાં રહે છે ? તમારે તેની સાથે શો સંબંધ છે ? આટલા બધા દિવસથી હું પૂછું છું પરંતુ તમે મ્હારી વાત લક્ષ્યમાં લેતા નથી. સાચો ઉત્તર દેતા નથી. મ્હારા પર દયા કરો. મ્હારો જીવ બળે તેમાં તમે રાજી છો ? "

કલ્યાણદાસ સત્ય કહેતાં સંકોચાતો. વખતે જયા તેમાંથી બીજી શંકાઓ કાઢે અને વાત વધે ! સત્યવ્રત મહાત્મા યોગાનન્દજીને ત્યાંજ રહેતા તેથી તેને ઉપાય સૂજતો નહિ. જયાદેવી નિત્ય એજ પ્રશ્ન કરતી અને તેનો અસ્પષ્ટ ઉત્તર સાંભળતી ! તેથી તેને સંતોષ ન થતો છતાં બિચારી મન મારીને સૂઈ જતી ! એક પતિવ્રતા સતી સાધ્વી સ્ત્રી વિશેષ શું કરે ?

સત્યવ્રત હમણાં કલ્યાણદાસને ઘેર આવ્યો છે, તેથી કલ્યાણદાસે જયાદેવીને સંપૂર્ણ શાંતિ મળે એવો ઉત્તર દીધો. તેણે કહ્યું: " સત્યવ્રતભાઈ સર્વ બીના જાણે છે. સત્યવ્રત હને ખાત્રી આપે તો કેમ ? તે સ્ત્રી મ્હારા મિત્રની નિરાધાર સુશીલ વિધવા ધર્મપત્નિ છે. મ્હારો તેનો સંબંધ ભાઇ ભગિનિ જેવો છે, માત્ર મિત્ર ધર્મને

ખાતર હું તેનું પાલન કરૂં છું. તે મ્હારી માતા છે. શંકાને વશ થઇ તું ક્લેશ કરે છે. હું ત્હારી ખાત્રી કરી આપીશ, પછી ત્હને કલેશનું કારણ રહેશે ? ”

સત્યવ્રતનું નામ સાંભળતાં જ જયાદેવિના હૃદયમાં આનંદ થયો. અહા ! તે પવિત્ર બ્રહ્મચારી ! નિર્મળ મનનો ભગવદ્ ભક્ત ! એનું નામ સાંભળતાં જ તે શાંત થઇ ગઇ. પવિત્ર નામનું શ્રવણ થતાં જ તેનું મન પવિત્ર થઈ ગયું ! જ્યારથી સત્યવ્રતની મૈત્રિ થઇ છે ત્યારથી કલ્યાણદાસના દુશ્ચરિત્રશાળી મિત્રોનો ત્યાં પગ નથી, સત્યવ્રતના સત્યવ્રતને પ્રતાપે, તેનાં પવિત્ર આચરણને પ્રતાપે, એવી અનેક ઠોકરો વાગવાથી, કંઇક જ્ઞાન થયેલું હોવાથી, કલ્યાણદાસને અનીતિમાન મિત્રો ઉપર તિરસ્કાર આવ્યો હતો, તેથી ધીમે ધીમે તેણે તેમનો ત્યાગ કર્યો હતો !

જયાદેવી બોલી ઉઠી: “ હા, હા, સત્યભાઈ જે કહેશે તે હું સત્ય જ માનીશ. ”

કલ્યાણદાસ, “ ત્યારે બસ, હવે તું પૂર્વના જેવો આનંદી સ્વભાવ ધારણ કર. હું તને સંતોષ આપીશ. ત્હારી ખાત્રી કરી આપીશ. નાહક શંકામાં ને શંકામાં તું ક્લેશ લઇ બેઠી છે તે તજી દે. ”

જયાદેવીના મનમાં કોણ જાણે શીયે અસર થઇ કે, તેણે તેજ ક્ષણથી મનનો રોષ કાઢી નાખ્યો, પણ શંકાના અંકુરો ગયા નહિં. પતિને પુનઃ દેવની દ્રષ્ટિયે નિહાળવા લાગી. ખાત્રી થશે ત્યારની વાત તો ત્યારે છે પણ હમણાં તો પૂર્વનો રંગ પુનઃ જામ્યો. સુસંસ્કારી સ્ત્રીયોનાં મન ગમે તેવા ક્લેશ દ્વેષથી ભરેલાં હોય તોપણ તેમાંથી પવિત્ર સંસ્કારો ઉડી જતા નથી. દબાઇ રહેલી પવિત્ર ભાવના થોડા વખતમાં જ પુનઃ ઉછળી આવે છે. તેના હૃદયમાં પ્રવેશેલા ક્લેશરૂપ કીચડને ઉંચકી દૂર ફેંકી દે છે, એટલે શુદ્ધ આત્મ પ્રકાશ પ્રકટી સર્વત્ર આનંદની વૃષ્ટિ કરે છે. જયાદેવીના અંતઃકરણમાં આનંદ સરિતા વહેવા લાગી કે તુરતજ કલ્યાણદાસે તેમાં સ્નાન કરી લીધું ! એ આનંદનો પાર ન હતો !

## તૃતીય અધ્યાય.

### પુનઃ સંતદર્શન.



આજે સત્યવ્રત પ્રાતઃકાળમાં આવી ગોવર્ધનદાસ પાસે દેવઘરમાં બેસી ધર્મ કથા કરી રહ્યો છે. શુદ્ધ વૈષ્ણવ કોને કહેવો તે વૈષ્ણવ ધર્મ–સમજાવી રહ્યો છે. ધર્માંમૃત વૃદ્ધના કાનમાં રેડી રહ્યો છે. એટલામાં કલ્યાણદાસે ત્યાં પ્રવેશ કર્યો. તેમણે કહ્યું: “ પિતાજી ! ધન્ય છે સત્યભાઇને ! એમણે ગઈ કાલે અમને એક યોગીરાજ મહાપુરૂષનાં દર્શન કરાવ્યાં અને થોડો સમાગમ થયો તે ઉપરથી અમને અતિશય આનંદ થયો છે. શાસ્ત્ર ગ્રન્થો કેવળ વાંચ્યા જવા એ કાંઈ સાચુ જ્ઞાન નથી. એ ગ્રન્થોમાં લખાયલો બોધ પોતાનાં આચરણમાં ઉતારવો એનું જ નામ જ્ઞાન પ્રાપ્તિ. ઘણા શાસ્ત્રીયો, ઘણા આચાર્યો, અને ઘણા ઉપદેશકો જ્ઞાનની, ધર્મની મ્હોટી મ્હોટી વાતો કરે છે પરંતુ તેમનાં આચરણો સારાં હોતાં નથી. તેઓ લોકોને બોધ આપે છે પરંતુ તેમાંનો કિંચિદ્ અંશ તેઓ પોતે પાળતા નથી, તેથી જ તેમના બોધની અસર થતી નથી. પિતાજી ! અમે કાલે જે મહાપુરૂષનાં દર્શન કર્યાં તે સાચા ત્યાગી, વચન સિદ્ધ, ચમત્કારિક મહાત્મા જ છે.

નદિને કિનારે એકાંતમાં, ન્હાનકડું મંદિર, આસપાસ ન્હાનકડો બગીચો, સર્વત્ર સુગંધ, ઉપાધિ રહિત નિવાસ, કોઇની આવજા નહિ. મહાત્મા સાથે એક બ્રહ્મચારી છે. તે સિવાય ત્રિજું કોઇ ન મળે. ત્રણ ચાર ગાયો છે તેનું દૂધ અને આસપાસના વૃક્ષો પરથી જે ફળ મળે તેજ તેમનો આહાર ! કોઇ પાસે દ્રવ્ય કે અન્ન વસ્ત્ર લેવાં નહિં. કોઇનો વિશેષ સમાગમ રાખવો નહિં ! અહા ! પિતાજી ! જ્ઞાન અને વૈરાગ્યની સાક્ષાત્ મુર્તિ તો તેજ છે ! શાસ્ત્રકારો જેને બ્રહ્મવિત, બ્રહ્મજ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ કહે છે તે એજ છે. મહાન્ તપસ્વી, મહાન્ સંયમકારી, મહાન યોગેશ્વર ! શાન્ત તેજસ્વી ભવ્ય મુખમુદ્રા ! સુંદર કણ્ઠસ્વર, સચોટ ઉપદેશ, થોડા સમાગમમાં હું તો અતિશય આનંદ પામ્યો. મ્હારૂં હૃદય પવિત્ર થઈ ગયું. કોણ જાણે શીયે અસર થઈ કે કાલથી હું બદલાઇ ગયો છું. પિતાજી ! સાચું કહું છું કે આટલા દિવસ તો હું વિચિત્ર સ્વભાવનો હતો, ભલભલાને ઉડાવતો, એક રીતે કહું તો હું બધાને ઠગતો પરંતુ એકાએક મ્હારાં જ્ઞાન ચક્ષુ ઉઘડયાં છે. એ મહાત્માના દર્શનથી જ મ્હારૂં ચિત્ત બદલાઈ ગયું છે. મનુષ્ય ગમે તેટલું દ્રવ્ય પ્રાપ્ત કરે પણ ધર્મ પ્રાપ્તિ વગર તેને સાચી શાંતિ મળતી નથી. તમે અને માતાજી એક વખત ત્યાં ચાલો પછી તમને આ તરફ આવવાનું મન થશે નહિં. ત્યાં જ્ઞાનામૃત ભર્યું છે. થોડા સમાગમમાંજ ચિત્તવૃત્તિ બદલાઈ જશે. ”

ગોવર્ધનદાસઃ “ શું કહે છે ભાઇ ? સાચી વાત ? એવું હોય તો મ્હને હમણાંજ ત્યાં લઈ જા. મ્હને હવે શાંતિ જોઇએ.” આતુરનેત્રે પુત્ર સ્હામે જોઇ કહ્યું: ત્હારૂં ધાર્યું તું બોગવ. મ્હને તો હવે શ્રીકૃષ્ણ ભગવાનનીજ લ્હે લાગી છે. મ્હને ઝટ ત્યાં લઈ જા. કહે. ક્યારે જઇશું ? ”

કલ્યાણદાસઃ “ કેમ સત્યભાઈ ! જમ્યા પછી અનુકૂળતાએ જઇએ ?

સત્યવ્રતે ડોકું ધુણાવી સમ્મતિ દર્શાવી. રસોડામાં રસોઇ કરતી જયાદેવી સાંભળતી હતી. તેણે કહ્યું: “ ત્યારે તો આજે વહેલાં પરવારી લેવું પડશે. ”

કલ્યાણદાસઃ “ હાસ્તો. ”

સૂર્ય ભગવાને આજે જગત્ ઉપર કૃપા કરી હતી. બપોર પછી વાદળાંજ થયાં કરતાં હતાં. તાપ છેક નરમ હતો. શુ તે મહાત્માની કૃપા તો નહિં હોય ? મહાત્માઓ સર્વજ્ઞ હોય છે તેથી તેમ હોય તો તેમાં આશ્ચર્ય શું ? જમી પરવાર્યા પછી કલ્યાણદાસ, તેમના પિતા, સત્યવ્રત અને જયાદેવી તથા બે પુત્રો સર્વ મોટરમાં બેઠાં. થોડીવારમાંજ મહાત્મા યોગાનંદજીના યોગાશ્રમમાં જઇ પહોંચ્યા.

યોગાનન્દજી સમાધિ જ્ઞાનદ્વારા પ્રથમથી જ તેમનું આગમન જાણતા હતા. સર્વેએ તેમની ન્હાનકડી ઓરડીમાં પ્રવેશ કર્યો. દણ્ડવત્ પ્રણામ કર્યા પછી ઓરડીની બહાર આવેલા ખુલ્લા ચોગાનમાં વૃક્ષોની ઘટામાં બેસવાનું પસંદ કર્યું. આજે સૂર્યદેવ વાદળામાં સંતાઇ રહ્યા હતા તેથી ઠીક થયું હતું. એક મ્હોટા બીલીના વૃક્ષ નીચે યોગાનન્દજી બિરાજ્યા. તેમની સ્હામે કલ્યાણદાસ, ગોવર્ધનદાસ, કલ્યાણદાસની માતા, સત્યવ્રત તથા બે બાળકો બેઠાં. સૌની પાછળ જયાદેવીનું આસન થયું. બ્રહ્મચારીજી જમણા હાથ તરફ ઉભા રહ્યા હતા. ચંદુ જળ પાન થયા પછી કલ્યાણદાસે કહ્યું: “ પ્રભો ! ગઈ કાલે આપના દર્શન થયાં ત્યારથીજ આ સેવકને અતિશય આનંદ થયો છે. મ્હારા વૃદ્ધ માતાપિતાને આપના દર્શન સમાગમની ઇચ્છા થઇ તેથી હમણાંજ અમે નિકળી આવ્યાં છીએ. આપની શાંતિમાં ભંગ થશે. ક્ષમા કરશો. ”

યોગાનન્દજીએ મૃદુહાસ્ય કરી ઉત્તર દીધોઃ "ભાઇ કલ્યાણદાસ! ધન્ય છે તમને અને તમારાં માતાપિતાને! જેને જ્ઞાનની તૃષા થાય, જેને ઇશ્વર દર્શનની તાલાવેલી લાગે તેને ધન્ય છે. જેના મુખમાંથી ભગવત્ નામોચ્ચાર થાયે, જેના ઘરમાં દેવ ગૌ બ્રાહ્મણનું પૂજન થાય અને જેના ઘરમાં હરિભજનની ધૂન ઉડી રહે તેના જીવનને ધન્ય છે! તમને આ હડહડતા કલિયુગમાં ઇશ્વર ઉપર શ્રદ્ધા થઇ એજ તમારાં પૂર્વ જન્મનાં અનેક પુણ્યનો સંચય હોવો જોઇએ. ભાઈ! તમારા સર્વના દર્શનથી મ્હને પણ અતિ આનંદ થયો છે. આ સ્થળે અધિકારી સિવાય અવાતું નથી. તમે મિલના માલિક છો, ધનવાન છો, અનેક પ્રકારના પાપ પ્રપંચયુકત આચરણો આચર્યા છે છતાં પણ આજે સદ્બુદ્ધિ ઉપજી એજ તમારા ભાગ્યોદયની નિશાની છે. ભાગ્યોદય એટલે માત્ર સ્ત્રી પુત્ર દ્રવ્યાદિક ક્ષણભંગુર વસ્તુઓ પ્રાપ્ત થવાથી કહેવાય નહિ, પણ જેને ઇશ્વર ઉપર શ્રદ્ધા ઉપજે, જેને ઇશ્વર જ્ઞાન પ્રાપ્ત કરવાની લાલસા થાય, જેમ અનેક દિવસના ક્ષુધાતુર તૃષાતુર દુકાળીયાંને અન્નજળની અનિવાર્ય ઇચ્છા થાય છે તેજ પ્રમાણે મનુષ્યને ભગવત્ દર્શનની ક્ષુધાતૃષા લાગવી જોઇએ. ત્યારેજ તેનો ભાગ્યોદય થયો સમજવું. તમને તેવીજ ઇશ્વિર તૃષા લાગી છે. એટલે તમારો ભાગ્યોદયજ થયો છે. ક્ષણભંગુર વસ્તુઓની પ્રાપ્તિ થવાથી તેનો પ્રારબ્ધ યોગે નાશ થાય છે ત્યારે મનુષ્યને કેટલો શોક થાય છે? અહા! દ્રવ્ય, સ્ત્રી, પુત્રાદિકના નાશથી કેટલો શોક થાય છે તેનો તમને અનુભવ હશે? પરંતુ જેની પ્રાપ્તિથી શોક, દુઃખની નિવૃત્તિ થાય અને નિત્ય અંતરાત્મા આનંદ શાંતિનો અનુભવ કરે, ચિરાનંદ નિત્યાનંદ રહ્યા કરે તેજ સાચો આનંદ. એ સિવાય બીજા બધા આનંદ ક્ષણિક છે. જેટલા પદાર્થો દૃષ્ટિ સ્હામે જણાય છે તે તમામ ક્ષણિક સુખ આપનાર છે. માત્ર ઇશ્વર સાક્ષાત્કારથી જે આનંદ મળે છે તેજ નિત્યાનંદ છે. તે આનંદ કદીપણ લુપ્ત થતો નથી. કલ્યાણદાસ! ત્હારૂં નામ કલ્યાણદાસ છે. તું ત્હારા નામનો અર્થ સમજ. ત્હારો જન્મ થયો તે વખતે જે જે ગૃહો પડયા તે ગૃહોને લીધેજ ત્હારૂં નામ કલ્યાણદાસ પડયું છે. તું કલ્યાણનો દાસ છે, એટલે કલ્યાણ વાચક જે ઇશ્વર-ભગવાન્ તેનોજ તું દાસ કહેવાય. બીજા રૂપમાં કહીએ તો જ્યાં કોઈ દુઃખી દરિદ્રીઓનું કલ્યાણ સાધવાનું હોય ત્યાં ત્હારે તેના દાસની પેઠે કાર્ય કરવુ જોઇએ. કલ્યાણના દાસે કલ્યાણ સધાય તે કાર્યમાં દાસની પેઠે કર્તવ્ય કર્મ બજાવવું જોઇએ. તેમ કરવાથી કલ્યાણ વાચક પરમાત્મા ત્હારૂં કલ્યાણ કરશે. માનવજીવનમાં સાચો આનંદ ક્યારે થાય છે? જ્યારે તું કોઇ ભિક્ષુકને થોડું દાન કરે છે ત્યારે ત્હને કેટલો આનંદ થાય છે? અહા! તે વખતે ત્હારા મન-પ્રાણમાં એક અપૂર્વ પ્રકારનો આનંદ ઉત્પન્ન થાય છે તેનું કારણ શું? કારણ એજ કે તે વખતે એક દુઃખી દરિદ્રી આત્માને ત્હેં શાંતિ આપી છે. આપણે જ્યારે બીજાના આત્માને શાંતિ આપીએ છીએ ત્યારે આપણા મનમાં અણધારી શાંતિ ઉત્પન્ન થાય છે. આપણે એમ માનીએ છીએ કે એકગણું દાન કરવાથી બીજે જન્મે આપણને અનેક ગણું પુણ્ય ફળ મળશે. એમ માનવાથી જ દાનકર્ત્તાના આત્માને અણધારી શાંતિ વળી જાય છે. અહા! આત્મ સાક્ષીભૂત છે, તેનો એ કેવો અજબ પુરાવો છે? એક આત્માને તમે સુખ આપો, તેજ ક્ષણે તમને સુખ મળે, એક આત્માને ત્હમે શાંતિ આપો, તેજ ક્ષણે તમને શાંતિ મળે. એક ક્ષુધાતુર આત્માને તમે અન્ન આપો, તેજ ક્ષણે તમે પકવાન ભોજન કર્યું હોય તેટલી તૃપ્તિ થશે; ઉન્હાળાના મધ્યાહ્ન સમયે પ્રખર તાપ કિરણોથી તપી તૃષાતુર થયેલા કોઇ આત્માને જળપાન કરાવો તેજ ક્ષણે જાણે તમે ઠંડુ જળપાન કર્યું હોય એવી તમારા પ્રાણમાં શીતળતા વળશે. અહા! કેવી વિશ્વરચના! ભગવાને કેવી વિશ્વ વ્યવસ્થા કરી છે? ( અપૂર્ણ. )

—•—

ડાહ્યાભાઈ રામચન્દ્ર મ્હેતા.

# साहित्य सत्कार ।

નીચે લખેલાં પુસ્તકો તેમના લેખક-પ્રકાશક તરફથી ભેટ મળ્યાં છે. તે ઉપકાર સહ સ્વીકારીએ છીએ.

૧. **પારસમણિ યાને હૃદયતેજ**—સ્વરાજ્ય પ્રાપ્તિનો માર્ગ શિખવનાર—લેખક, રા. રા. સાકરચંદ માણેકચંદ ધડીઆળી. ઠે. મીરઝાં સ્ટ્રીટ-મુંબઇ. ગ્લેઝડ કાગળ, જાડું મજબૂત પૂઠું. પૃષ્ઠ ૨૫૬, મૂલ્ય રૂા. બે.

**ઉભતું વહાણ**—લેખક, રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકાશક, રા. કૃષ્ણશંકર મણીશંકર શાસ્ત્રી, વ્યવસ્થાપક લલિતવાઙ્મયગ્રન્થમાળા. ઠે. ખીજડાની પોળ. સાંકડીશેરી. અમદાવાદ, ગ્લેઝડ કાગળ, પાકુ પૂઠું પૃષ્ઠ ૭૫૦ મૂલ્ય રૂા. અઢી

૩. **વિલક્ષણ વેર**—અથવા પાપનો પ્રતીકાર—લેખક પ્રકાશક કૃષ્ણશંકર મણીશંકર શાસ્ત્રી-ગ્લેઝડ કાગળ, પાકુ પૂઠું ૨૧૬, મૂલ્ય રૂા. ૨-૮-૦

૪. **આરોગ્ય દર્પણ**—વૈદ્ય કાળીદાસ રણછોડભાઇ, વિજાપુર ( ગુજરાત ) ગ્લેઝડ કાગળ, જાડુ મજબૂત પૂઠું, પૃષ્ઠ, ૧૫૦ મુલ્ય ૦-૧૦-૦

૫. **શ્રી ગાયત્રી ભાષ્ય ભાષાન્તર**—અનુવાદક, રા. રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી કપડવંજ, ગ્લેઝડ કાગળ, સાદુ પૂઠું ૧૨૪ મૂલ્ય અમૂલ્ય.

૬. **ગાયત્રી સ્તવરાજ**—( ઉપરોક્ત ગૃહસ્થ તરફથી ) મૂલ્ય ૦-૨-૦

**ઉપયોગી વિદ્યાકલા ગ્રંથમાળાના** પ્રકાશક રા. રા. વૈદ્ય શાસ્ત્રી સામલદાસ સેવકરામ. મુ. વડાગામ, તલોદ, ( એ. પી. રેલ્વે ) એમના તરફથી નીચલાં પુસ્તકો રફ કાગળ, સાદાં પૂઠા સાથેના મળ્યાં છે.

૭. **જંગલની જડીબુટ્ટી ભાગ ૧** પૃષ્ઠ ૧૩૨ મૂલ્ય ૦-૮-૦.

૮. **આકાશવાણી** અથવા સ્વર્ગીય સુખની પુનઃ પ્રાપ્તિ. ( શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિનો અપૂર્વ ઉપદેશ, પૃષ્ઠ ૧૬૪ મૂલ્ય ૦-૧૨-૦

૯. **પ્લેગ અથવા મરકી**, તેનાં કારણો, લક્ષણો તથા અનુભવસિદ્ધ ઉપાયો. પૃષ્ઠ ૧૨૦ મૂલ્ય ૦-૮-૦

૧૦. **અલૌકિક વિદ્યાઓ.** પ્રથમ ભાગ-વિશ્વ. દષ્ટિ. પ્રાચીન અર્વાચીન મહાત્માઓની વિદ્યાઓ. પૃષ્ઠ ૧૨૪ મૂલ્ય રૂા. ૦-૮-૦,

૧૧. **જંગલની જડીબુટ્ટી**—દ્વિતીય ભાગ. પૃષ્ઠ ૧૪૫, મૂલ્ય રૂા. ૦-૮-૦

૧૨. **જંગલની જડીબુટ્ટી**—ભાગ ત્રીજો. પૃષ્ઠ ૧૪૮ મૂલ્ય રૂા. ૦-૮-૦

૧૩. રત્નહાર—પૃષ્ઠ ૭૨ મૂલ્ય રૂા. ૦-૬-૦.

ઉપરોકત પુસ્તકોમાંથી **જંગલની જડીબુટ્ટી** ત્રણે ભાગ વાંચવા અમારા ગ્રાહકોને ખાસ ભલામણ છે. વૈદ્યરાજે પ્રકટ કરેલી ગ્રંથમાળા ઉત્તમ અને સંગ્રાહ્ય છે. મૂલ્ય પણ સસ્તું છે.

**શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળાના** વ્યવસ્થાપક મંડળ તરફથી પ્રકાશક શેઠ પ્રેમચંદ રતનજી તથા શેઠ ચંદુલાલ પૂનમચંદ ભાવનગર એમના તરફથી નીચલાં પુસ્તકો મળ્યાં છે.

૧૪. **ધર્મ દેશના.** કર્તા, શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય, શ્રીવિજયધર્મસૂરીજી એ. એમ. એ એસ. બી. પાકું પૂઠું, ગ્લેઝડ કાગળ, પૃષ્ઠ ૩૧૨ છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦ (પ્રત્યેક ધર્મના મનુષ્યોએ વાંચવા યોગ્ય.

૧૫. **બ્રહ્મચર્ય દિગ્દર્શન.** જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરીજીકૃત. ગ્લેઝડ કાગળ, સાદું પૂઠું, પૃષ્ઠ ૭૨, જામનગરનિવાસી પારેખ ભગવાનજી વેલજીના શ્રેયાર્થ તેમના પુત્ર રતીભાઇ સુંદરલાલ ભગવાનજી તરફથી મફત **ભેટ** અપાયછે. **ધન્ય છે.** એ ઉદાર સૈજ્જનને! ગુજરાતમાં કોઇ આવા દાનવીર પુત્રો નીકળે તો તેમાં સ્વપરનું કલ્યાણ છે.

૧૬. **ઇન્દ્રિય પરાજય દિગ્દર્શન**—જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીજી કૃત. ગ્લેઝડ કાગળ, પૃષ્ઠ ૪૮, સાદું પૂઠું. કનસુમરાનિવાસી શેઠ જુઠાલાલ વીરજી તરફથી ભેટ. ધન્યછે!

૧૭. **જૈન દર્શન**—મહારાજશ્રી ન્યાયવિજયજીકૃત. ગ્લેઝડ કાગળ, સાદું પૂઠું, પૃષ્ઠ ૧૦૫, ડાભેલ નિવાસી શા. જીવન ભાણાજી, ખુશાલ ભાણાજી, તથા ગુલાબચંદ અમીચંદ તરફથી ભેટ. ધન્ય! (જૈનેતર જનો પાસેથી મૂલ્ય ૦-૮-૦)

૧૮. **અહિંસા**—મુનિ શ્રીવિદ્યાવિજયજી કૃત. ગ્લેઝડ કાગળ, સાદું પૂઠું, પૃષ્ઠ ૬૪, ધાણેરાવ નિવાસી શેઠ કાનમલજી પ્રતાપમલજી તરફથી ભેટ. ધન્ય! (મૂલ્ય ૦-૮-૦)

૧૯. **જૈન શિક્ષા દિગ્દર્શન**—શ્રી વિજયધર્મસૂરિજીકૃત. ગ્લેઝડ કાગળ, સાદું પૂઠું પૃષ્ઠ ૩૮. મૂલ્ય ૦-૨-૦

૨૦. **જીવન પાથેય**—સંયોજક-અનુવાદક-રા. રા. મણિભાઈ દ્વિવેદી. પ્રકાશક. કોળી સુબોધ કાર્યાલય-નવસારી. ૨૪ કાગળ, પૃષ્ઠ ૪૪, મૂલ્ય સદુપયોગ (ભેટ) લેખક-પ્રકાશક સાથે એ પુસ્તક છપામણીનો ખર્ચ આપનાર નવસારી કોળી વિદ્યાર્થી આશ્રમના પ્રતિષ્ઠાતા જ્ઞાતિ સેવક રા. રા, નિમાભાઇ છીબાભાઇ પટેલને ધન્યવાદ છે. ધન્ય એમનો સાહિત્ય પ્રેમ!

૨૧. **કર્તવ્યનો ઉપદેશ**—પ્રયોજક રા. સુંરભાઇ શંકરજી દીહણ. પૃષ્ઠ ૨૭ ૦-૨-૦

૨૨. **લાભકારી ધર્મ વચનો**—સંશોધન કરી છપાવનાર-રા. સુરભાઇ શંકરજી દીહણ પૃષ્ઠ ૨૮ મફત-ભેટ.

૨૩. **શ્રી ગોપાલ કૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમનો ૧૯૭૩-૭૪-૭૫ નો રિપોર્ટ.**

એ ઉપરાંત ગુજરાતી પંચ, સુંદરી સુબોધ, જ્ઞાનવર્ધક ગ્રન્થમાળા. (અમદાવાદ) સયાજી વિજય, વડોદરા વર્તમાન, હિંદ વિજય, (વડોદરા) ભરૂચ સમાચાર, (ભરૂચ) કોળી સુબોધ, પાટીદાર પ્રકાશ (નવસારી) ધન્વન્તરિ (વિસનગર) વગેરે અમારા મિત્રોનાં અમને દર્શન થતા રહ્યાં છે. સર્વનો ઉપકાર થયો છે.



॥ श्री गुरवे नमः ॥



સનાતન ધર્મ પ્રતિપાદક. ધર્મોપદેશક માસિક પત્રિકા.

# ભારતજીવન.

ॐ तमसो मा ज्योतिर्गमय॥ (उपनिषत)


| જૂનું વર્ષ ૮ | ભાદ્ર-૧૯૭૬ | જૂનો અંક ૯ |
| --- | --- | --- |
| નવું વર્ષ ૧ | સપ્ટેમ્બર-૧૯૨૦ | નવો અંક ૩ |


## અનુક્રમણિકા.




वार्षिक मुल्य:
रू. २-८-० (पोस्टेज सहित.)

सम्पादक प्रकाशक:
डाह्याभाई रामचंद्र म्हेता.
अमदावाद.

# લેખકો-ગ્રાહકો માટે નિયમો.

☞ હવે પછીનો ત્રીજો અંક આસો સુદિ પૂનેમ પછી પ્રકટ થશે.

૧. સનાતન ધર્મપ્રેમી લેખકોએ કાગળની એક બાજુએ શાહીથી સ્વચ્છ અક્ષરે સનાતન ધર્મને અનુકૂળ લેખો-કાવ્યો વગેરે લખી મોકલવાં. લેખમાં અમારી જગ્યા સાંકડી હોવાથી પૂરું સરનામું લખવું. ધર્મ-પ્રાણ સજ્જનોએ આ માસિક પત્ર મિત્ર વર્ગમાં ફેલાવી ગ્રાહકો વધારવાં.
૨. વાર્ષિક મૂલ્ય રૂ. ૨-૮-૦. (પોસ્ટેજ સાથે) વી. પી. ખર્ચ ૦-૩-૦ મળી રૂ. ૨-૧૧-૦ ભેટનું પોસ્ટેજ જુદું. ભેટનું પુસ્તક "રાજયોગ" અને શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ તથા સ્વામીવિવેકાનંદજીની ૧૨×૧૦ સાઇઝમાં એકત્ર છબી હવે પછી પાંચ-છ અંક સાથે ભેટ મળશે. લવાજમ માટે મનિઑર્ડર મોકલવો.
૩. ઠેકાણું બદલતાં તુરતજ અમને ગ્રાહક નંબર સાથે ખબર આપવી. છુટક કોપીના ૦-૮-૬ મોકલવા નમુનો મળશે નહિ. આખા વર્ષનું લવાજમ ભરવું પડશે. અષાડ માસથી વર્ષ ગણાશે. દર મહિને ૩૨ પૃષ્ટ અપાશે. દર પુનેમ ઉપર પ્રકટ થશે.
૪. આફ્રિકાના ગ્રાહકોએ ૧૦ શીલીંગનો પોસ્ટલ ચેક અમારા નામનો મોકલવો.
૫. કોઇ પણ ગ્રાહકને "ભારતજીવન" ખરીદ્યા પછી પસંદ ન પડે તો અમને પાછું મોકલી લવાજમ મંગાવી લેવું.
૬. જવાબ માટે હમેશાં રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ-ગ્રાહક નંબર સાથે-બીડવી. મનીઑર્ડર તથા સર્વ પત્રવ્યવહાર સમ્પાદકને નીચલે શિરનામે કરવો:—

અમદાવાદના ગ્રાહકોએ:—
દેસાઇ બીલ્ડીંગ-દાણાપીઠ
તથા
ગુજરાત સ્વદેશી સ્ટોર્સ કું. લી.
ઠે. પાંચકુવા અથવા રીચીરોડ.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**
સમ્પાદક:-"ભારતજીવન"
અમદાવાદ—AHMEDABAD.

## ધર્મની સેવા એજ જીવન-કર્ત્તવ્ય !

પુજ્યપાદ વિવેકાનંદજીએ કહ્યું છે કે: ધર્મ એટલે ઇશ્વર-ધર્મપ્રાપ્તિ એટલે ઇશ્વરપ્રાપ્તિ! ધર્મચિન્તન એટલે ઇશ્વરચિન્તન. ધર્મપ્રચાર એટલે ઇશ્વર-મહિમા પ્રચાર. ધર્મસેવા એટલે ઇશ્વર-સેવા. વાંચકબંધુ! તમે સનાતન ધર્મ પ્રેમી હો તો તમારે તમારા ધર્મની વૃદ્ધિ કરવી અને તેના પ્રચાર માટે પ્રકટ થતા "ભારતજીવન" માસિક પત્રનો મિત્ર સગાંમાં પ્રચાર કરવો એજ તમારૂં જીવન-કર્તવ્ય. તમારા એવા પ્રયત્નથી તમારો એક મિત્ર-બંધુ ધર્મ પ્રેમી-ધર્મ સેવી થશે-તો તેનું મહદ્ પુણ્ય તમનેજ પ્રાપ્ત થશે. પ્રત્યેક મિત્ર-બંધુને "ભારતજીવન"ના ગ્રાહક કરવાનો યત્ન કરો. એથીજ પરસ્પર કલ્યાણ થશે.

સમ્પાદક-ભારતજીવન.


પ્રકાશક,
ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.
ઠે. દાણાપીઠ, નવો વાસ, વચલીપોળ.
અમદાવાદ.

પ્રત ૨૧૦૦.
(કવરછાપ્યું.)
મનહર પ્રિ. પ્રેસ
અમદાવાદ.

આ માસિક પત્ર
અમદાવાદમાં પાંચકુવાનવા દરવાજે,
સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
સાંકળચંદ હરિલાલે છાપ્યું.

॥ श्री गुरवे नमः ॥



ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय । ॐ


| | | |
|---|---|---|
| જૂનું વર્ષ ૮ | ભાદ્ર-૧૯૭૬. | જૂનો અંક ૯ |
| નવું વર્ષ ૧ | ઑગષ્ટ-૧૯૨૦. | નવો અંક ૩ |


प्रणम्यहम् ।

अखिल भुवन भर्ता दुर्गति त्राणकर्ता ।
कलि–कलुष–हन्ता दीन–दुःखैक–चिन्ता ।
निरवधि हरिगुणगाता कीर्तनानन्ददाता ।
स्फुरति हृदिनरेन्द्रे श्रीरामकृष्णाय नमोनमः ॥

श्री लक्ष्मीदेवी.

---

निखिलजनहितार्थं त्यक्त वैकुण्ठधामं
धृतनवनरदेहं दिव्य भातिप्रकाशं
विजितविषयचेष्टं दुःख सौख्येनिराशं
त्रिभुवनजनपूज्यं रामकृष्णं नमामि ॥ १ ॥
परहितसिततेजं दीनभावैकमूर्तिं
विकसितकमलास्यं हास्यमाधुर्यमूर्तिं
दलितदुरितवृन्दं विश्वसंव्याप्त कीर्तिं
सततमदयचित्तं रामकृष्णं नमामि ॥ २ ॥

---

नमोऽस्तु गुरवे तस्मै इष्टदेव स्वरूपिणे ।
यस्य वाक्यामृतं हन्ति विषं संसारसंज्ञितम् ॥
अखंडानन्द बोधाय शिष्य संतापहारिणे ।
सच्चिदानन्दरूपाय रामकृष्णगुरवे नमः ॥

स्वामी योगेश्वरानन्द.

## भक्तिरस ।

ભક્તિ રસ જેણે પીધોરે–
અવર રસ તેને ભાવે નહી.
એવા એવા ભક્તોરે–
ઘડી ઘડી નજરે આવે નહી.
માયા–મમતા જેણે મૂકી કોરે
કામ ક્રોધ કીધા દૂર,
આત્મવત સર્વભૂતેષુ માની
સ્વાર્થ, ત્યાગ્યો એવા શૂર,
શુધ્ધ એવા સંતોરે—ઘડી ઘડી. ૧
મદ મત્સર મોહ મનના ટાળ્યા
યમ કરી સાધ્યો ધર્મ,

સર્વત્ર પ્રસરાવો. જ્ઞાનદાન આપો. અન્ન કરતાં પણ જ્ઞાન ( વિદ્યા ) દાન શ્રેષ્ઠ છે. તમે તે એરતા જશો. બંગાળામાં કેટલાક શ્રીમંતો અને રામકૃષ્ણ ભક્તો "રામકૃષ્ણ ઉપદેશામૃત" પુસ્તકની સેંકડો કોપીઓ વિદ્યાર્થીઓને ભેટ આપી દે છે. બંગાળીઓ પણ ભોજન કરાવી રામકૃષ્ણદેવનું જીવનચરિત્ર, ઉપનિષદ આદિ ધર્મગ્રન્થોની દક્ષિણા આપે છે! ગુજરાતના શ્રીમંતો તમે પણ એવું શીખો! જૈનો ધર્મના ગ્રન્થો અતિ સસ્તે, મફત વહેંચે છે! તમે કેમ નિદ્રાવશ થઇ રહ્યા છો? કંપનીઓ સ્થાપી દ્રવ્યોપાર્જન કરવા તરફ લક્ષ આપનારા શ્રીમંતોએ ધર્મ ગ્રન્થો પ્રત્યે લક્ષ આપવું જોઇએ. બંગાળી રામકૃષ્ણ ભક્તો હજારો રૂપીઆનો વ્યય કરી રામકૃષ્ણ-ધર્મ પ્રચાર કરે છે. ગુજરાતે એ સત્કાર્યથી વંચિત ન રહેવું જોઇએ. શ્રીમંતો, એ ધર્મકાર્યદ્વારા દ્રવ્યનો સદુપયોગ કરો. પરોપકાર કરો! એજ તમારો ધર્મ. એમાંજ તમારૂં કલ્યાણ! ભગવાન સર્વનું કલ્યાણ કરો! એ મનોરથપૂર્વક જાહેર ૐ મસ્તમ્!

*

જાતિય પ્રતિષ્ઠાનો પરિચય સાહિત્યદ્વારા મળી શકે છે. કઇ જાતિ કેટલી ઉન્નત થઈ છે તે તેના સાહિત્યપરથી જણાઇ આવશે, સાહિત્યનું ઉન્નતિસાધન કરવામાં આવે તો જાતિની ઉન્નતિ સાધ્ય થઇ શકે એમ સમજી શકાશે. આપણો ભારતવર્ષ એક સમયે ઉન્નતિના ઉચ્ચ શિખર પર આરૂઢ થયો હતો. ભારતના પ્રાચીન સાહિત્ય-સંસ્કૃત સાહિત્ય પરથી તેનો પરિચય દેદીપ્યમાન થઇ રહ્યો છે. અંગ્રેજ જાતિએ આજે માન ગૌરવમાં ઉચ્ચ આસન પ્રાપ્ત કર્યું છે તેનો પરિચય તેમનું સાહિત્ય જોતાં મળી આવે છે, સાહિત્યની ઉન્નતિ સાથે જાતીય ઉન્નતિનો અવિચ્છિન્ન સંબંધ છે. સાહિત્ય એજ જાતિય ઉન્નતિનું નિદર્શન છે.

ત્યને જિનત કર્યું છે, પ્રકટ કર્યું છે. સારી પેઠે પ્રસરાવ્યું છે, તેમણે ધર્મનો અભ્યાસ કર્યો છે. ધર્મગ્રન્થો પુષ્કળ લખ્યા છે, પ્રકટ કર્યા છે. ગુજરાતના અગ્રેસર ગણાતા સાહિત્ય સેવકોએ ધર્મની કેટલી સેવા બજાવી છે, તે તેઓજ કહેશે! જે સાહિત્ય મંદિરમાં ધર્મ-સાહિત્ય નથી ત્યાં બિરાજતી સરસ્વતીમાતા, અલંકાર શૂન્ય છે એમ જ કહેવું પડશે! ધર્મસાહિત્ય વડે જ જાતીય જીવન છે. એ જીવનમાં અમર જળ રેડવું જોઇએ તો જ જીવનમાં અમરત્વનો પ્રવેશ થશે-જરા જીર્ણ નાશ પામશે. સાહિત્યાચાર્યો કર્તવ્ય વક્તવ્યમાં ધર્મને સ્થાન આપશે તો તેમાં જ જાતીય કલ્યાણ છે. ધર્મ વગરનું સર્વ નિરસ, નિરર્થક! જ્યાં ધર્મની સેવા છે, તેમની સેવા સર્વત્ર થાય છે. તેમને સર્વત્ર માન મળે છે, તે સર્વત્ર પૂજનીય છે.

જૈન બંધુઓનો ધર્મ પ્રેમ પ્રશંસા પાત્ર છે. જૈન શ્રીમંતો ધર્મના ગ્રંથો શોધાવી, છપાવી સસ્તે મૂલ્યે પ્રકટ કરવામાં પુષ્કળ દ્રવ્ય ખર્ચે છે. તેઓ જૈનધર્મગ્રંથ લેખકોને સારૂં દ્રવ્ય ભેટ આપે છે અને તેનું પુસ્તક જેમ બને તેમ સસ્તે મૂલ્યે વેચાય એવો બંદોબસ્ત કરે છે! કોઇ પણ જૈન લેખક જૈનોને ઉપયોગી ધર્મ ગ્રંથ રચ્યો તો તેને દ્રવ્યની સહાયતા આપનારા અનેક શ્રીમંતો મળી આવે છે. તેમના એ પ્રેમને ધન્ય છે! ભાવનગરથી "યશોવિજયજી જૈન ગ્રંથમાળા" પ્રકટ થાય છે. તેમણે અમને કેટલાક ગ્રંથો અભિપ્રાયાર્થે મોકલ્યા છે. તેના પૂજ્ય લેખકો ઉપરાંત ધર્મ ઉત્સાહી ચાલકો તથા સહાયકોને ધન્યવાદ છે. અમે ગતાંકમાં તે ગ્રંથોનો સત્કાર કર્યો છે. પરંતુ આ સ્થળે અમારા વાંચક બંધુઓને-ગુજરાતના શ્રીમંત સદ્‌ગૃહસ્થોને-બે બોલ કહેવાથી ઇચ્છા થાય છે! ગુજરાતમાં ઘણા ધનવાન ગૃહસ્થો છે! તેઓ પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરે છે અને ખર્ચે છે. પરંતુ તેઓ તરફથી જો આવી **સનાતન ધર્મ ગ્રંથમાળાઓ** પ્રકટ થાય કિંવા ધર્મના ગ્રંથો પ્રકટ કરનારાઓને દ્રવ્યની યથેચ્છ સહાયતા આપવામાં આવે તો ગુજરાતી સાહિત્યમાં ધર્મનો સારા ગ્રંથો વૃદ્ધિ પામે. જેમ દેવ મંદિરોના ખર્ચ વહન કરવામાં આવે છે, જેમ હૉસ્પિટલો, સેનેટોરિમો, અને અનાથ આશ્રમો સ્થાપી તેનો ખર્ચ વહન કરવામાં આવે છે તેજ પ્રમાણે ધર્મપ્રાણ લેખકોને પૂરતું ઉત્તેજન આપી ધર્મ ગ્રંથો રચાવી પ્રકટ કરવા જોઇએ. અન્નદાન કરતાં પણ વિદ્યાદાનનું મહત્વ વિશેષ છે. અન્નથી એક મનુષ્યને ક્ષણિક તૃપ્તિ થાય છે (જો કે તેનાથી પણ મહદ્ પુણ્યજ થાય છે) પરંતુ વિદ્યાથી તો તે મનુષ્ય જીવન પર્યંત તૃપ્ત થઇ અનેક મનુષ્યોનો અજ્ઞાન અંધકાર દૂર કરી શકે છે. વિદ્યાનું માહાત્મ્ય સર્વથી વિશેષ છે! સજ્જનો! તમારી લક્ષ્મીનો સદ્‌વ્યય કરવા સારા ધર્મ ગ્રંથોને સહાયતા આપો અને ઘેરઘેર ફેલાવી ધર્મનું મહત્વ જન સમાજને સમજાવો! તેમાંજ સર્વનું શ્રેય છે! જય રામકૃષ્ણ!

(અપૂર્ણ.)

ઇંગ્લીશ ભાષામાં સ્વામી શ્રી વિવેકાનન્દજીના ગ્રંથો, સ્વામી શ્રી અભેદાનન્દના ગ્રંથો, એ ઉપરાંત સ્વામી શ્રી યોગાનંદજી, સ્વામી શ્રી રામકૃષ્ણાનંદજીનું સાહિત્ય અદ્વિતીય અને અપૂર્વ છે, એટલું જ કહેવું યોગ્ય થઈ પડશે કે જડવાદમાં ડૂબેલા જગતનો ઉદ્ધાર થવા આ સાહિત્ય જગતની પ્રત્યેક ભાષામાં પ્રચલિત થવું જોઇએ. શ્રીમંતો જાગ્રત થાઓ!

છેવટ વિનતિ કે ભારત વર્ષની પ્રજાને ખરૂં આર્ય જીવન પ્રાપ્ત કરવા, ભારતીય સન્યાસનો ખરો આદર્શ ગ્રહણ કરવા, કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, અને રાજયોગની ખરી દિવ્યતા પ્રાપ્ત કરવા શ્રી રામકૃષ્ણ ભગવાનના દિવ્ય ચારિત્રની, દૈવિ આદેશની અને શ્રી રામકૃષ્ણ મિશનના દૈવિ હેતુની અનિવાર્ય અગત્ય છે અને તેથી જ શ્રી રામકૃષ્ણ ભગવંતની દૈવિ ભાવનાઓ હવે તો હિન્દી અને મરાઠી, બંગાલી અને ગુજરાતી ભાષામાં પણ પ્રચલિત થવા લાગી છે, અને આશા રહે છે કે **ગુજરાતના ધર્મવીર શ્રીમંતો તરફથી દ્રવ્યની ઉદાર સહાયતા થાય તેમજ રસજ્ઞ-ગુણજ્ઞ વાચકો તરફથી એ સાહિત્ય ખરીદી વાંચવાની પ્રતિજ્ઞા લેવામાં** આવે તો અલ્પ સમયમાં તેના દિવ્ય ફળ ભારતીય સમગ્ર પ્રજા પ્રાપ્ત કરશે, અને આર્ય મહર્ષિઓનાં સનાતન સત્યો જડવાદમાં ડૂબેલા જગતનો પુનઃ ઉધ્ધાર કરવા સમર્થ થશે.

## ગુજરાતની પ્રજાને વિનંતી.

છેવટે ગુજરાતની પ્રજાને નમ્ર વિનંતિ કે, શ્રી રામકૃષ્ણ ભગવંતનો દૈવિ આદેશ, ધર્મ સંદેશ. શ્રી રામકૃષ્ણ પરમહંસના દિવ્ય ચરિત્ર અને ઉપદેશામૃત (શ્રી ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા દ્વારા રચાયેલ તેનાથી) આપણાં હ્રદયને પવિત્ર કરી રહેલ છે, તેજ પ્રમાણે સ્વામી શ્રી વિવેકાનન્દનાં વ્યાખ્યાનો અને શ્રી રામકૃષ્ણ કથામૃત દ્વારા શ્રી રામકૃષ્ણ મિશનનો દૈવી સંદેશ ગુજરાતને મળ્યો છે, હવે તો ગુજરાતના સાહિત્ય ક્ષેત્રમાં એકવાર પૂર્ણ પ્રતિષ્ઠાપાત્ર થયેલું પણ જગતના અસ્તોદય ક્રમમાં વિલીન થયેલું "ભારત જીવન." માસિક પત્ર પુનઃ નવજીવન પ્રાપ્ત કરે છે, અને ભગવાન શ્રી રામકૃષ્ણદેવનો દિવ્ય આદેશ ગુજરાતની પ્રજા સમક્ષ રજુ કરવા, પોતાની દિવ્ય પ્રસાદી સમર્પવા તત્પર થયું છે, એ જાણી કોને આનંદ નહિ થાય? શ્રી રામકૃષ્ણ ભગવાન અને તે સિવાય ભારત વર્ષમાં પ્રાચીન કાળમાં થયેલા અનેક આર્ય ઋષિ મહર્ષિઓ, વર્તમાન કાળના દિવ્ય મહર્ષિઓ, સ્વામી શ્રી રામતીર્થજી, સ્વામી શ્રી વિવેકાનન્દજી અને એવા જ અનેક દિવ્ય સંત પુરૂષોની પ્રસાદી "**ભારત જીવન**" દ્વારા સમગ્ર ગુર્જર બન્ધુઓનાં હ્રદય મંદિરને પવિત્ર અને પરમાત્માની દિવ્યતા ધારણ કરવા યોગ્ય બનાવે અને આર્ય ઋષિવર્યોની આ દૈવી ભૂમિકા પુનઃ તેની દિવ્યતા, ધન્યતા અને મહત્તા પ્રાપ્ત કરે એ ભાવના સહ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ગુજરાત આરોગ્ય શાળા.
ગ્રીન્ટ રોડ.
ગ્રા. ગ્રી. સ્ટો. સ્ટાફ રૈન્જ.

**શ્રી. ભારતવર્ષના દિવ્ય મહા પુરૂષો**
અને
આર્ય નરનારીનો ચરણકિંકર સેવક
**ભગવંતરાય ઝવેરીલાલ વૈદ્ય.**

# विवेकानन्द जीवन-प्रसंग.

( ३ )

## बाल्य-लीला (૧)



સનાતન ધર્મ પ્રચારક સ્વામી વિવેકાનંદજીની બાલ્ય લીલા અતિ આશ્ચર્યકારક અદ્ભુત છે. ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસે અવતાર ગ્રહણ કરી ભારતવર્ષમાં ધર્મ જાગૃતિ કરી હતી. એ ભગવત્ લીલાના મુખ્ય સહાયક સ્વામી વિવેકાનંદના પ્રત્યેક જીવન પ્રસંગ અતિ અદ્ભુત અને આબાલ-વૃદ્ધને બોધક હોય એમાં આશ્ચર્ય શું? શ્રી કૃષ્ણ ભગવાનના જન્મ સાથેજ બળભદ્ર, અર્જુન, યુધિષ્ઠિર, ઉદ્ધવ, ગોપ, ગોપીઓ આદિ સર્વનો જન્મ થયો હતો. શ્રી કૃષ્ણજીએ જે પ્રેમધર્મ જગતને શિખવ્યો તેમાં બળભદ્ર અર્જુનાદિ પાત્રોએ અતિ વિસ્મયકર ભાગ ભજવી ભગવત્ લીલા દર્શાવી આપી છે. તેજ પ્રમાણે પરમહંસદેવ અને તેમના સહાયક પાત્રોનાં જીવન વિસ્મયકર, સાથે રહસ્યમય અને બોધક છે. વિવેકાનંદજીના જીવન-પ્રસંગોમાં બાલ્યજીવન પણ તેવુંજ હોવાથી અત્રે તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

૭ વર્ષનો નરેન્દ્રનાથ ( વિવેકાનંદજી ) એક નાનકડી કોરી ધોતી પહેરી, કમ્મરે ચંદ્રની કલમ લટકાવી સાદડી બગલમાં લઇ પાઠશાળામાં ગયો. પરંતુ બે ચાર દિવસમાંજ શબ્દકોષ (ડિક્સનેરી) માં ન હોય એવાં કેટલાંક વાક્યો બોલતાં લાગ્યો. એ સાંભળી તેમના માતાપિતાએ ધાર્યું કે આવા ચતુર બુદ્ધિમાન બાળકને એવી પાઠશાળામાં મોકલવો ઉચિત નથી. તેમને પાઠશાળામાં મોકલવાનું બંધ કરી, એક શિક્ષકને ઘેર શિખવવા રાખ્યો. પરંતુ નરેન્દ્રને તો પાઠશાળા પ્રત્યે પ્રેમ હતો. ત્યાં તેને અનેક મિત્રો મળ્યા હતા. તેમની સાથે બેસી, ધૂળની શાહીથી તાડપત્ર ઉપર વિચિત્ર પ્રકારનું લખવાનો અભ્યાસ કરવામાં તેને બહુ ગમ્મત પડતી. એકાએક તે બધું છોડી દઇ ઘેર રાખેલા શિક્ષક મહાશયનો સંબંધ પ્રથમ તો તેમને રુચ્યો નહિ; પરંતુ તેમના પિતાએ પોતાના સગાંનાં કેટલાંક બાળકોને તેની સાથે નિત્ય ભણવા આવે એવો બંદોબસ્ત કર્યો. તેમ થવાથી ઘરમાંજ એક નાનકડી નિશાળ બની ગઇ!

પ્રથમ જે દિવસે નરેન્દ્ર નિશાળે ગયો તે દિવસ ઘરના પુરોહિતે (ગોરદેવતાએ) આવી પાટી ઉપર ધૂળ નાંખી તેના ઉપર લખી, તેને શિખવ્યું કે, આ "ક", આ "ખ." નરેન્દ્ર પણ બોલ્યો કે આ "ક," આ "ખ." નરેન્દ્ર હમેશાં મિત્ર મંડળને વશ રહેતો. સ્વપ્ન આપ

તે સહન કરી શકતો નહિ. બાલ્યાવસ્થામાં પણ એવોજ સ્વભાવ હતો. શિક્ષક મહાશય તેમને સોટી મારીને કિંવા આંખો લાલચોળ કરી ધમકાવી તેની પાસેથી પાઠ લઇ શકતા નહિ. જે કાંઈ કરી શકતા તે અંતે તેમને શરીરે હાથ ફેરવીનેજ ! બાઈ બાપા કહીને જ !

પોતાના મહોલ્લાનાં બાળકોમાં તે ઉપરી થઈ પડ્યો હતો. રમવા કૂદવામાં પણ તે સર્વનો આગેવાન હતો. પર્વ–ઉત્સવાદિ હોય તે સમયે ભણવા લખવાનું બંધ કરી સમસ્ત દિવસ–રાત ઉત્સવના આનંદમાંજ મસ્ત થઇ રહેતો. એક વખત મકરસંક્રાંતિને દિવસે વિચાર થયો કે: મિત્રો સહિત ટોળાં બંધ થઇ ગંગાજી જઈ ત્યાં પૂજન કરવું. નરેન્દ્રે પિતાની રજા માંગી. રજા મળી અને સાથે ખરચ પણ મંજુર થયો. ત્યારથી ધ્વજ નિશાન સહિત બાળક મિત્રોનું ટોળું લઇ, ગળામાં ફુલની માળા લટકાવી ગંગાજી તરફ પ્રયાણ કર્યું. જાણે એક ન્હાનકડો વરઘોડો ન જતો હોય ! માર્ગમાં ગાતા ગાતા ચાલતા કે: "જય જય સુરેશ્વરી–ભગવતિ ગંગે" ગંગાજી સમક્ષ પહોંચતાંજ ભક્તિપૂર્વક પુષ્પ અને પુષ્પની માળાઓ જળમાં પધરાવી. સાંજનો સમય થયો તે વખતે કેળનાં પાંદડાંની ન્હાની ન્હાની નૌકા બનાવી તેમાં ઘીના દીપક પ્રકટાવી ગંગાજીમાં તરતા મૂકી દીધા ! અહા ! કેવું સુંદર દૃશ્ય ! માતા ગંગાજીના સ્વચ્છ જળમાં અનેક દીપ–નૌકા તરતી ચાલી જાય છે ! એ દિવસે સેંકડો બાળકોએ ગંગાજીમાં સેંકડો દીપક પ્રકટાવ્યા હતા ! બહુજ સુંદર ! શિક્ષક મહાશય પાઠ ભણાવતા તે વખતે બાળક નરેન્દ્ર નેત્રો બંધ કરી શાંત ચિત્તે બેસી રહેતો ! પરંતુ શિક્ષકને તેની જડભરત જેવી વિચિત્ર સ્થિતિ સારી લાગતી ન હતી, વાત પણ સાચી છે. ક્યા શિક્ષકને એવો વિચિત્ર વિદ્યાર્થિ ગમે વારુ ? શિક્ષક શિખવે અને વિદ્યાર્થિ નેત્રો બંધ કરી થાંભલા જેવો સ્તબ્ધ થઈ બેસી રહે તે કોને પસંદ પડે ? વાચક સજ્જન ! શું તમે શિક્ષક છો ? તમે કોઈ બાળકને વિદ્યાભ્યાસ કરાવ્યો છે ? બીજા કોઇ નહિં તો તમારા બાળકરૂપ વિદ્યાર્થિને તો કોઇ દિવસ ભણાવ્યો છે કે નહિં ? જો ભણાવતા હો તો કહો વારૂ, તમને એવો વિદ્યાર્થિ પસંદ છે ? નરેન્દ્રની સાથે ભણનારા બીજાં છોકરાં શિક્ષકના સ્હામું જોઇ રહેતા, અને ભણવામાં મન જોડતા તેથી શિક્ષક સર્વના ઉપર સંતુષ્ટ રહેતા. માત્ર વિચિત્ર નરેન્દ્ર સ્હામે બે આંખે જોઇ શકતા નહિ ! એક દિવસ તો એકાએક ક્રોધે અગ્નિશર્મા થઇ શિક્ષકે નરેન્દ્રને કહ્યું: "આ ક્યાંનો વાંદર છોકરો હશે ! બેવકુફ ! બેવકુફ ભણતી વખતેજ નિત્ય આંખો મીંચી ઉંઘી જાય છે !" એમ કહી ઓસરીની સીસી હલાવતા તેમ તેમ નરેન્દ્રનું શરીર કેટલીકવાર સુધી હલાવ્યું. સખ્ત રીતે હલાવવાથી બાળકને ચેતન આવ્યું. તેણે આંખો ઉઘાડી શિક્ષકના સ્હામે જોયું. તેમણે જોયું કે: ક્રોધથી રાતાં થયેલાં નેત્રો કાઢી શિક્ષક તેમના સ્હામે જોઈ રહ્યા છે ! પોતાનો દોષ ટાળવાનો બીજો કાંઈ પણ ઉપાય નહિ જડવાથી, શિક્ષકે અન્ય બાળકોને તે સમયે જે કાંઇ પાઠ શિખવ્યો હતો તે નરેન્દ્ર અક્ષરે અક્ષર બોલી ગયો ! તેમણે શિક્ષકની ખાત્રી કરી આપી કે: તેઓ જે કાંઈ શિખવતા હતા તે તરફ પોતાની બેદરકારી નહોતી. શિક્ષક પણ તેમના મુખમાંથી પાઠ ભણાતો સાંભળી અતિશય આશ્ચર્ય પામ્યા અને તેજ દિવસથી તેમને નવીન નેત્ર જોવા લાગ્યા ! કારણ કે તેમણે આટલા દિવસ પર્યંત અનેક વિદ્યાર્થિઓને ભણાવ્યાં હતા છતાં આવો મેધાવી બાળક એક પણ દીઠો નહતો. તેઓ મનમાંજ તેને ધન્યવાદ આપવા લાગ્યા.

રાત્રિને સમયે નરેન્દ્ર એક ઠરેલ બુદ્ધિના સગાં ( ભક્ત રામદત્તના પિતા ) પાસે શયન કરતા. એ માણસ થોડુંક સંસ્કૃત જાણતા. તેઓ કહેતા કે: કઠિન વિષયો બાળકોને ન્હાનપણથીજ મોઢે કરાવ્યા હોય તો બાળકોને સંસ્કૃત જ્ઞાન બહુ જલદી થાય. એ વિચારને વશ થઇ તેઓ નિત્ય રાત્રે નરેન્દ્રને અમરકોષ, બાળવ્યાકરણમાંથી કોઇ કોઇ વાક્યો મોઢે શીખવતા. શિક્ષણનું શુભ પરિણામ એ આવ્યું કે: એકાદ વર્ષમાં તો નરેન્દ્રે એ પુસ્તકો માંનો ઘણો ભાગ મોઢે કરી લીધો. ઘણા શ્લોકો અને વાક્યો તેઓ કડકડાટ બોલી જતા. આ સમયે તેઓ માત્ર પાંચ વર્ષના હતા. ગુજરાતમાં કેટલાં બાળકો એવાં હશે ! કેટલ માતાપિતા આવી કાળજી રાખી પોતાનાં બાળકોને ન્હાનપણથીજ સંસ્કૃત બોધક વાક્યો મોઢે કરાવે છે ? ગુજરાતે બાળકો પ્રત્યે બેદરકારીમાંજ બધું ગુમાવ્યું !

બાલ્યાવસ્થામાંથીજ તેમના હૃદયમાં "આગેવાન" થવાના અંકુરો જણાતા હતા. સમાનવયના બાળકો સાથે રમતી વખતે તેઓ "રાજા" બનતા. દોડતાં દોડતા મંડપમાં બનાવેલા સર્વોચ્ચ આસન ઉપર જઇ બેસતા. નીચેના પગથીઆં તરફ આંગળી કરી બે મિત્રોને કહેતા કે: 'અહિં ઉભા રહો." તેમનાથી નીચે પગથીઆં ઉપર સભાસદોનું આસન રહેતું. ત્યાર પછી દરબારનો આરંભ થતો. રાજ્યના અમલદારો એક પછી એક પૃથિવિપર નીચા પડી નમસ્કાર કરી ઉભા થતા ત્યારે રાજા પૂછતા કે: " મંત્રિ ! રાજ્યના શા સમાચાર છે ? પ્રજાજનો બરાબર સુખી તો છે ને !" મંત્રિ મહાશય કોઇ વખત કહેતા કે: " ના મહારાજ, એક લુંટારો ઘણું તોફાન કરતો ફરે છે." એજ સમયે તે લુંટારાને સભામાં લાવી હાજર કરતા. રીતસર તપાસ કર્યા પછી "રાજા" આજ્ઞા ફરમાવતા કે: " સિપાહીઓ ! આ પાપીનું મસ્તક કાપી નાંખો." તુર્તજ દરબાર વેશધારી સિપાહીઓ, અપરાધી લુંટારાને વધભૂમિ ઉપર લઇ જવા તત્પર થતા પરંતુ લુંટારો તેમને વશ નહિ થતાં તીરવેગે દત્ત મહાશયના મકાન તરફ દોડી જતો. ક્રોધે ભરાયલા સિપાહીઓ પણ તેની પાછળ પાછળ દોડતા. મધ્યાહ્નનો સમય. મકાનમાં સર્વ મનુષ્યો નિદ્રાવશ થઇ રહ્યાં છે. નોકરો પણ નીચલા ભાગમાં નસ્કોરાં બોલાવી રહ્યા છે. તેમના નિદ્રાવશ શરીર ઉપર થઇને પેલો બાળક ચોર બૂમો પાડતો દોડી જાય છે. તેમની પાછળ "પકડો" "પકડો" કહી સિપાહીઓ પણ દોડે છે ! સૂતેલા સિપાહીઓ ચમકી ઉઠી ક્રોધે ભરાઈ બાળકોને મારવા દોડે છે પરંતુ બાળકની ઝડપ આગળ તેમના શા ભાર ! હુંકે પગે ચપળ બાળકો વિજળીની પેઠ ન્હાસે તેજ ન્હાસે ! નોકરો બિચારા નિરાશ થઇ પાછા ફરતા. બગાસાં ખાતા બેસતા ! બડબડાટ કરતા ! ક્રોધે બળતા ! બાળક નરેન્દ્ર પોતાને સ્થાને ( રાજગાદી ) પર બેસી મૃદુ હાસ્ય કરતો ! તે મનમાંજ વિચાર કરતો કે: " નોકરો તેને શું કરવાના છે ? તે તો અત્યારે બાદશાહ છે. સમસ્ત જગતનો માલિક છે ! તેનીજ આજ્ઞા સર્વત્ર પ્રવર્તે છે !"

એ ઉપરાંત તેઓ એવી અનેક રમત રમતા કે જેમાં ઉંડો વિચાર કરવાની આવશ્યકતા જણાતી એ સમયે જ કલકત્તામાં ગ્યાસના દીવા અને સોડાલેમનેડની તાજી આવક થઇ હતી ! તેમણે પોતાના રમવાના ઓરડામાં ગ્યાસનું કારખાનું અને સોડા લેમન તૈયાર કરવાનો આરંભ કર્યો, અને કેટલાક નળો વગેરે સાહિત્ય એકત્ર કરી રમવાના ઓરડામાં આગગાડી તૈયાર કરી હતી. તેમના વચલા ભાઈ કહેતા કે: "કેટલાંક જુના નળના કટકા, સાદડી, કેટલાક લાકડાના

કટકો, ઘાસ વગેરે કચરા ઘરમાં પેસવાનાં આગલાં બારણાંની નજીક વ્યાસના દીપકની રચના કરી હતી. ઘાસ સળગાવતાં ધુમાડો થતો અને તે નળીના મુખમાં થઈને બહાર નીકળી ઊંચે જતો જણાતો ત્યારે બાળક બુદ્ધિને લીધે નરેન્દ્ર વિચારતો કે સમસ્ત કલકત્તા શહેરના દીપકો આ ગ્યાસવર્ક્સ સળગે છે, જે સમયે તેઓ હમ્મેશ હાથ ટાઢા કરી ઊભો ગંભીર ચિત્તે પેલાં નળમાંથી નિકળતા ધુમાડા સ્હામે જોતો ને સર્વેને એ ઘડી હસ્યા વિના રહેવાતું નહિ ! જાણે કોઈ હશે એક મ્હોટો ગ્યાસ બનાવનાર ઉસ્તાદ ઉભો નહોય ! કોઈ વખત તો નરેન્દ્ર નાક ચઢાવી મિત્રોને કહેતો કે " નહિ, નહિ હજી કાંઈ થયું નથી. હજી અગ્નિ સળગાવો. ખુબ ફૂંકો મારો. ગ્યાસ બહુ જ ઓછો આવે છે ! "

એ સમયે નરેન્દ્રના પિતા વિશ્વનાથ દત્ત જેઓ વકીલાત કરતા તેમની પાસે અનેક પ્રકારના અસીલો આવતા. તેમાં એક મુસલમાન પણ આવતો. એ માણસ દિવાનખાનામાં પ્રવેશ કરી કેટલીક સેતરંજીઓ એક ઉપર એક પાથરી તેના ઉપર લાંબો થઈને સુતો અને અર્ધ ઉઘાડાં નેત્રે હુક્કો પીતાં પીતાં બોલતો કે " યા અલ્લા ! " " ખુદા તુમીહ સત્ય " વગેરે વાક્યોચ્ચાર કરતો અને જ્યારે તમાકુ પીતાં કંટાળતો ત્યારે ઉંડા નિઃશ્વાસ નાંખી બગાસું મારતો અને કવચિત તો " લા એલાહા ઇલ્લીલ્લા મહમ્મદુર રસુલ્લીલ્લાહ. " કહી સિજદા કરી ઉઠતો. બીજા અસીલો તેનો એવો સિજદા સાંભળી ચુપ થઈ જતા અને પોત પોતાનો હુક્કો પીવા મંડી જતા. પરિણામે વિશાળ દિવાનખાનું ધુમાડાના ગોટેગોટથી ભરાઈ જતું.

એ મુસલમાન અસીલ નરેન્દ્ર ઉપર બહુ પ્યાર રાખતો. નરેન્દ્ર પણ તેને જોતાંજ દોડતો આવી " ચાચા, ચાચા, " કહી બાઝી પડતો અને કાંદા લસણની સુવાસ મારતા મિયાં સાહેબને મુખેથી પંજાબ, અફઘાનિસ્તાન વગેરે દુર્ગમ દેશમાં ઉંટ, ઘોડા હાથીના સોદાગરોના વ્યાપાર સંબંધી લાંબી લાંબી વાતો એક ચિત્ત થઈ સાંભળતો. એ વાતોઓનો આદિ અંત જ ન હતો. છતાં બાળકોચિત કૌતુહલને વશ થઈ તે એવી સર્વ વાતો સાંભળવામાં આનંદ માનતો. વૃદ્ધ મુસલમાન અનર્ગલ બોલી જતો. નરેન્દ્ર પણ તેના મુખપાનથી ગંધ મારતા મુખ નજીક મુખ રાખી, આતુર નેત્રે સર્વ આશ્ચર્યકારક વૃત્તાન્તો સાંભળતો. મિયાં સાહેબ કોઈ કોઈ વખત તેને મિઠાઈ પણ ખાવા લાવી આપતા. તે પણ પ્રફુલ્લચિત્તે મિઠાઈ ભક્ષણ કરી જતો. પરંતુ બીજા હિંદુ જાતીય અસીલો એ જોઈ આશ્ચર્ય પામતા! તેઓ કહેતા કે: " રામ! રામ! સર્વ નાશ થાય છે! હિંદુ થઈને મુસલમાને સ્પર્શ કરેલી મિઠાઈ ખવાય કે ? " આમ કહેતા કહેતા વિચાર નિમગ્ન થઈ હુક્કાઓમાંથી ધુમાડા કહાડી તે વડે દિવાનખાનું ભરી દેતા ! તે સાથેજ ભ્રષ્ટાચાર બાળકની ભાવી દુર્ગતિનું સ્મરણ કરી તેના તરફ તિરસ્કાર કરવા ચૂકતા નહિ. વિશ્વનાથબાબુ દિવાનખાનામાં પ્રવેશ કરતા તે સમયે સર્વ અનાથ તેમના સમક્ષમાં આવતાં જોકે તેઓ પોતે આહારાદિ વિષયમાં—આચાર વગેરે પાળવામાં—કિંચિત ઉદાસીન હતા. તેથી પુત્ર નરેન્દ્રનાં એવાં આચરણ જોઈ તેને કાંઈ પણ નહિ કહેતાં મનમાં ને મનમાંજ હસતા! બાપ તેવા બેટા વડ તેવા ટેટા!

ક્યાંથી આવ્યો અને દિવાનખાનામાં પેસી હારબંધ ગોઠવેલા હુક્કાની નેહ લઇ એક પછી એક સર્વ પીવા લાગ્યો. પેલા મિયાં સાહેબનો હુક્કો વિશેષ પ્રેમથી ગડગડાવ્યો. કારણ કે તેમની તમાકુમાંથી સુગંધ આવતી હતી !

એમ કરવાનું એક કારણ હતું, તે કહેવામાં આવે છે. બાળક નરેન્દ્રના મનમાં જાતિ ભેદ નહતો. બાળક તે બાળક જ. તેને મનથી ભેદ કેવો ? તે કહે તો કે: એક માણસ બીજા માણસનું ભોજન કેમ ન જમે ? એમાં શું બગડી જાય છે ? ભિન્ન જાતિ હોય તેમાં દોષ શો ? જાતિ ભેદ ન માનવામાં આવે તો શું થાય ? તેમ કરવાથી શું આકાશ માથા ઉપર તૂટી પડે ? અથવા માણસ મરણ પામે ? ” બાળક બુદ્ધિ નરેન્દ્ર આવા વિચાર કરીને હુક્કા પીતો અને વિચાર કરતો કે: હું તો કાંઇએ મરી ના ગયો અથવા આકાશ પણ તૂટી નીચે ન પડ્યું ! તે આશ્ચર્ય ચકિત નેત્રે આસપાસ જોવા લાગ્યો કે હુક્કા પીવાથી કંઈ ફેરફાર તો થયો નથી ! બધી વસ્તુઓ પહેલાંની પેઠેજ પડી છે. એટલામાં તેના પિતા વિશ્વનાથબાબુ આવી પહોંચ્યા અને પુત્રને જોઇ પૂછ્યું કે “ શું કરે છે ? ” પુત્રે તુર્તજ ઉત્તર દીધો. “ હું જોઉં છું કે: જાતિ ભેદ ન માનીયે તો શું થાય ? ” પિતાએ ઉચ્ચ સ્વરે હાસ્ય કરી કહ્યું: ઠીક, ઠીક, તું તો બહુ દુષ્ટ જણાય છે. એમ કહી ધીમે ધીમે પોતાની ઓફીસમાં ચાલ્યા ગયા.

વળી એક દિવસ ઉપરોક્ત મુસલમાન વકીલ અન્ય વકીલો સાથે ગંભીર ચિત્તે સમ્રાટ્ અકબરના ગુણગાન કરવામાં રોકાયા હતા તે સમયે વિશ્વનાથદત્તના ઘરમાં એકાએક મ્હોટો કોલાહલ મચી રહ્યો. નરેન્દ્ર પોતાના બાળ મિત્રો સાથે ચોર, ચોર રમતો હતો એકાએક તેનો પગ લપસી જવાથી મેડીના દાદરથી નીચે ગબડી પડ્યો અને અચેત થઇ ગયો ! તત્ક્ષણાત્ ડાકટરો બોલાવવામાં આવ્યા. અનેક યત્ન ઉપચાર કરાવ્યા એક કલાક પછી બાળકને ચૈતન્ય આવ્યું. પિતા માતા બન્ને અત્યંત આશ્ચર્ય અને શોકાકુલ થયા હતા. એક કલાક પછી ડાકટરે કહ્યું કે: જખ્મ બહુ સખ્ત થયો છે પરંતુ એની જીંદગીને કશો ભય નથી. કપાળે ઉપર ઘા પડ્યો હતો એને પરિણામે સ્વામિજીની જીવન પર્યંત જમણી આંખ ઉપર એક ડાઘ પડેલો જણાતો.

પરમહંસદેવ કહેતા કે: એ દિવસે જો એ પ્રમાણે એની ( નરેન્દ્ર ઉર્ફે સ્વામી વિવેકાનન્દની ) શક્તિ ઓછી ન થઇ જાત તો તે પૃથિવિ ઉલટ પાલટ કરી નાંખત ! ”

( અપૂર્ણ. )

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.



# विवेक-वचनामृत.

( ૨ )

**૧ સંસાર અને અહંભાવ**—આ સંસાર એકાદ પિશાચ જેવો છે. આ સંસાર જાણે એક રાજ્ય. આપણો ક્ષુદ્ર અહંકાર એ જાણે તેનો રાજા. તેને દૂર કરી દૃઢ થઇ ઉભા રહો. કામિની, કાંચન, માન, યશનો ત્યાગ કરી દૃઢ ભાવે ઇશ્વરનું શરણ ગ્રહણ કરો. અને આપણે સુખ દુઃખ પ્રત્યે સમ્પૂર્ણ ઉદાસીનતા પ્રાપ્ત કરી શકીશું.

૨ સંસારનો ત્યાગ કરવો અર્થાત્ એ અહંકારને તદ્દન ભૂલી જવો. અહંભાવના તરફ કિંચિત્ પણ મન ન આકર્ષાય. દેહમાં નિવાસ કરવો પરંતુ આપણે દેહને વશ થઈ ન જવું. નાલાયક " અહં, મમત્વ " તો તદ્દન નષ્ટ કરી દેવું જોઇએ. લોકો જ્યારે તમને નઠારો કહે ત્યારે તમારે તેને આશીર્વાદ દેવો. વિચારી જુવો કઃ તેણે તમારો કેટલો ઉપકાર કર્યો છે ? જો કોઇનું પણ અનિષ્ટ થયું હોય તો તે કેવળ તેમનું જ પોતાનું થયું છે એમ માનવું. એવા સ્થાનમાં જાઓ કે, જે સ્થળે લોકો તમારો તિરસ્કાર કરે. તેમને હાથે તમારા અહંભાવને મારી મારીને તમારા ચિત્તમાંથી બહાર કાઢી નાંખવા દો. તેમ થવાથી તમે ઇશ્વર ભાવનાની છેક નજીક સ્થિત થઈ શકશો. અહંભાવ છે ત્યાં સુધી દેહની પાસે જ રહેવાશે.

૩ અહંભાવને નીકળી જવા દો. તેનો નાશ કરી નાંખો. તેને ભૂલી જાઓ. તમારા ચિત્તમાં રહીને ઇશ્વર કાર્ય કરે એ તો તેનું કર્તવ્ય છે. તે જ જાણે-તે જ સમજે. આપણે વિશેષ કાંઇ કરવાનું નથી. કેવળ દૂર ઉભા રહી તેને કાર્ય કરવા દેવું જોઇએ. આપણો અહંભાવના જેટલો દૂર થઇ જશે તેટલા પ્રમાણમાં ઇશ્વર આપણા હૃદય મંદિરમાં બિરાજશે. અપક્વ "અહં" મમત્વ નષ્ટ કરી નાંખો. માત્ર પક્વ "અહં" (હુંહિભાવ) રહેવા દો. હું નથી પણ તું ઇશ્વર છે, એમ જ કહો. એવા જ થઇ જાઓ.

૪ હું જ સર્વ શ્રેષ્ઠ, મ્હારો પક્ષ, મ્હારૂં ટોળું અથવા ઇર્ષા દેવી, એ સર્વને જન્મ પર્યંતને માટે "દેહનિકાલ" કરવાં જોઇએ. પૃથિવિની પેઠે સર્વ સહન કરવું જોઇએ. એટલું જો કરી શકો તો જગત્ તમારાં ચરણ તલમાં આવી પડશે.

૫ બાળકના જેવી ગંભીરતા તમારી ભાવનામાં મિશ્ર થવી જોઇએ. સર્વની સાથે હળી મળીને ચાલવું જોઇએ. અહંભાવ દૂર કરી દેજો. સમ્પ્રદાયબુદ્ધિવિહિન થવું જોઇએ. વૃથા તર્ક કરવાથી દૂર રહેવું જોઇએ. તો જ દેશનું અને દેવનું કલ્યાણ કરવા લાયક થવાશે.

**૧ માયા અને જગત**—અન્તર્ગત અથવા વાસ્તવિક સત્ય, એ બહિર્ગત કરતાં અનેક ગણું વિશાળ છે. બહિર્ગત એ તો માત્ર સત્ય-અન્તર્ગતનો છાયાભાસ પ્રકાશ છે. આ જગત્ સત્ય પણ નથી અને મિથ્યા પણ નથી. એ માત્ર સત્યની છાયા સ્વરૂપ છે. કવિ કહે છે કેઃ-તે તો કલ્પના છે. સત્યની સોનેરી છાયા છે.

૨ આપણે જ્યારે દુઃખ-કષ્ટ અને વિડંબણામાં પડીએ છીએ ત્યારે જગત્ આપણને એક અતિ ભયાનક સ્થાન રૂપે જણાય છે. પરંતુ બે કૂતરાંના બચ્ચાંને પરસ્પર ગેલ કરતાં અથવા બચકાં ભરતાં જોઈએ છીએ છતાં તે તરફ લક્ષ્ય આપતા નથી. કારણ આપણે જાણીએ છીએ કે તે બન્ને આનંદ ઉપભોગ કરી રહ્યાં છે, એટલું જ નહિ પણ વખતે તેમાંનું કોઈ બચ્ચુ જોરથી બચકું ભરી બીજાનું લોહી કહાડે છે છતાં પણ જાણીએ છીએ કે તેથી કાંઇ તેમનું અનિષ્ટ થશે નહિ, તે જ પ્રમાણે આપણી મારામારી, ધમાચકડી વગેરે સર્વ ઇશ્વરની દૃષ્ટિયે એક પ્રકારની ઉપરોક્ત જેવી રમત સિવાય બીજું કાંઈ જ નથી. આ સર્વ જગત માત્ર રમતને માટે જ રચાયું છે. એવી રમત જોઈ ભગવાનને માત્ર આનંદ જ થાય છે. જગતમાં એવું ગમે તેટલું થાય તોપણ તેનું ચિત્ત ચલાયમાન થશે નહિ.

૩ આપણા હૃદયમાં પ્રેમ, ધર્મ અને પવિત્ર ભાવના જેટલે દરજ્જે વૃદ્ધિ પામશે તેટલે જ દરજ્જે આપણે બાહ્ય જગતમાં પ્રેમ, ધર્મ અને પવિત્રતાનાં દર્શન કરી શકીશું. પ્રથમ આપણું હૃદય વિશુદ્ધ થઇ જવું જોઇએ. તેમાંથી ખુણે ખોચરેથી કચરો-કાંટા નિકળી જવા જોઇએ. આપણે બીજાનાં કાર્યની જેટલી નિન્દા કરીએ છીએ તે સત્ય રીતે જોતાં આપણી પોતાની જ નિન્દા કરીએ છીએ. જેવો ચર્સમાંનો કાચ તેવો બાલ રંગ જણાય છે તે જ પ્રમાણે તમારા નેત્રમાં પવિત્રતા હશે તો બીજાને પવિત્ર જોઈ શકશો. તમે તમારા ક્ષુદ્ર શરીર-બ્રહ્માણ્ડને પ્રથમ દુરસ્ત કરો. એ તો તમારા હાથમાં જ છે. એમ કરવાથી બૃહત્ બ્રહ્માણ્ડ-વિશ્વ તમારે માટે પોતાની મેળે જ જોઇએ તેવું સીધું સરલ થઇ જશે.

૪ આ જગત્ બ્રહ્મ સ્વરૂપ અને સત્ય છે. પરંતુ આપણે જગતને તે ભાવે જોતા નથી. જેમ રુધિર જોઈ રૂપાનો ભ્રમ થાય છે તેમ આપણને પણ બ્રહ્મમાં જગત્ ભ્રમ થઈ રહ્યો છે. એનું નામ જ અધ્યાસ કહેવાય છે. જેમ કે પૂર્વે આપણે એક દૃશ્ય જોયું હોય, અને હમણાં તેનું સ્મરણ થાય. જે સત્તા એક સત્ય વસ્તુના અસ્તિત્વ ઉપર આધાર રાખે તેને જ અધ્યસ્ત સત્તા કહે છે.

૫ જગત્ પ્રપંચ અંતર્ગત અવ્યક્ત અને વ્યક્ત શક્તિને માયા કહે છે. એ માતૃ રૂપિણી મહામાયા આપણા મનનો ત્યાગ ન કરી જાય ત્યાં સુધી આપણે મુક્ત થઇ શકીશું નહિ.

૬ હૃદયને સમુદ્રના જેવું મહાન-વિશાળ-અનન્ત-કરી દો. જગતની ક્ષુદ્ર ક્ષુદ્ર સર્વ ભાવનાઓ તેને પેલે પાર કાઢિ નાંખો. અરે ! અશુભ આવે તોપણ આનંદમાં ઉન્મત્ત બની જાઓ. જગતને એક છબિની પેઠે જૂવો. તમારે એટલું મનમાં દૃઢ રૂપે ઠસાવવું કે જગતની કોઇ પણ વસ્તુ કોઇ પણ કારણથી તમને વિચલિત કરી શકે એમ નથી. એમ માનીને જ જગતનો સૌંદર્યનો ઉપભોગ કરો.

૭ સાક્ષાત્કાર—(અનુભવ) સાક્ષાત્કાર (અનુભવ) એજ ધર્મનો પ્રાણ છે. કેટલાક આચાર-નિયમ સર્વ મનુષ્યો માની (પાળી) શકે છે, કેટલાક વિધિ નિષેધ સર્વ મનુષ્યો પાલન કરી શકે છે, પરંતુ સાક્ષાત્કારને માટે કેટલાં મનુષ્યો વ્યાકુલ જણાય છે ? વ્યાકુલતા, ઇશ્વર પ્રાપ્તિ અથવા આત્મ દર્શનને માટે ઉન્માદ (ગાંડા) થવો એજ યથાર્થ ધર્મ પ્રાણતા છે.

ડા. રા. મહેતા.

ફરી પુનઃ તે ઉતાવળે પગલે વૃન્દાવન તરફ ગમન કરવા લાગી. તેને ક્ષુધા નથી, વિશ્રામ નથી, થાક નથી, કરમેતિ રાત દિવસ માર્ગ ક્રમણ કરી રહી છે.

ક્યારે દિવસ પછી રાત પડે છે, અથવા ક્યારે રાત પછી દિવસ થાય છે તેનું કરમેતિને ભાન નથી ! મધ્યાહ્નનો પ્રચણ્ડ સૂર્ય તાપ અને રાત્રીની સ્નિગ્ધ શીતળતા એ બન્ને તેને મનથી એક સરખાં જ છે. એ સર્વની દરકાર કર્યા વગર કરમેતિ ઉચ્ચ શ્વાસે પ્રવાસ કરી રહી છે. એ પ્રમાણે માર્ગમાં અતિશય ક્લેશ-દુઃખ સહન કરી, કરમેતિબાઈ, અન્તે તેની ઈચ્છાનુસાર શ્રી વૃન્દાવન ધામમાં આવી પહોંચી. આટલા બધા દિવસ પછી, આટલા બધા કષ્ટ ક્લેશ પછી આજે તેની મનકામના પરિપૂર્ણ થઈ. અહો ! સંકલ્પની સિદ્ધિ માટે મનુષ્યને કેટલાં વિઘ્ન, કેટલાં દુઃખ અને કેટલો ત્રાસ સહન કરવો પડે છે ! અહો ! આવી સિદ્ધિ પ્રાપ્ત થવા માટે એક કોમળ વયની કન્યકાની કેટલી સખ્ત કસોટી થઈ છે ! ઘણાં મનુષ્યો ઈષ્ટ સિદ્ધિ માટે થોડાં વિઘ્ન આવે છે કે થોડુંક કષ્ટ સહન કરવું પડે છે, તો તુર્ત ગભરાઈ જઈ અન્ય માર્ગે ચઢી જાય છે ! પરંતુ તેમાં તેમનું મહત્વ નથી ! હાથમાં લીધેલું કામ ત્યજી દેનાર કાયર પુરુષોથી જગતનાં મહાન્ કાર્ય સધાતાં નથી ! વિઘ્ન અને કષ્ટ એ તો ભગવાનની કસોટી છે. એ સમયે જરા પણ ભય નહિં પામતાં, ઈષ્ટદેવનું સ્મરણ કરતાં, નીતિ ધર્મયુક્ત થઈને જે માનવાત્મા ઈષ્ટ પ્રાપ્તિ માટે મંથન કરે છે, તેના જ મનોરથ સિદ્ધ થાય છે. ઈતિહાસ તેની સાક્ષી પૂરે છે. ભક્તિમતી કરમેતિબાઈ તેની સાક્ષી પૂરે છે ! ધન્ય, કરમેતિ ! ધન્ય ત્હારી કૃષ્ણ ભક્તિ !

ભગવાન કૃષ્ણચન્દ્રની લીલાભૂમિ વૃન્દાવનનાં દર્શન થતાં જ, કરમેતિબાઈના હૃદયમાં પ્રેમનું ઝરણું ઉપસ્થિત થયું. તે અતિશય ઉતાવળે પગલે ભગવાનનાં દર્શન કરવા ગમન કરવા લાગી. તેનું મન આનંદ મગ્ન થયું. આટલા બધા દિવસ પછી હવે સુખેથી શ્રી કૃષ્ણની પૂજા અર્ચના અને નામ જપ કરી શકાશે એવો વિચાર થતાં કરમેતિ, આત્મભાન ભૂલી. અને વૃન્દાવનમાં જઈ તેણે એક એકાંત સ્થાન શોધી, ત્યાં નિવાસ કરી, ભગવત ભજન-સાધનમાં ડૂબી ગઈ ! તેના શરીરના અણુ અણુમાંથી "કૃષ્ણ, કૃષ્ણ" એવો ધ્વનિ થવા લાગ્યો. પ્રેમઘેલી ભગવત સાગરમાં નિમગ્ન થઈ ગઈ. જગત્ તેને મનથી મરી ગયું ! અવશેષ રહ્યાં માત્ર, તે, અને તેનો પતિ શ્રીકૃષ્ણ !

કન્યા અદૃશ્ય થઈ જવાથી તેના વિરહમાં તેનો વૃદ્ધ પિતા પરશુરામ મરવા જેવો થઈ ગયો. કન્યાનો પત્તો નહિં લાગવાથી અંતે ખાંડલ ગામનો ત્યાગ કરી તે કન્યાને શોધવા દેશદેશ ભ્રમણ કરવા લાગ્યો. અનેક દેશ ફર્યા પછી અન્તે તે વૃન્દાવન ધામમાં જઈ ઉપસ્થિત થયો ત્યાં એક દિવસ અચાનક પોતાની પ્રિય કન્યાનાં દર્શન કરી આનંદ પામ્યો. તેણે એક એકાંત ઓરડામાં શું જોયું ? અહા ! કન્યા કરમેતિબાઈ સુખાસને બેસી નેત્ર બંધ કરી, એકચિત્તે ભગવત ધ્યાનમાં ડૂબી ગઈ છે ! તેમાં તે તલ્લીન થઈ ગઈ છે ! હૃદયમાં ભક્તિ સાગર ઉછળી રહ્યો છે. દશેન્દ્રિય અને અગીઆરમું મન લય પામી ગયું છે ! ઈન્દ્રિયોએ પોતાના સાત્વ ધર્મ ત્યજી દીધા છે. કેવળ આત્મસત્તા વ્યાપી રહી છે. મુખ એક જ્યોતિર્મય ગોલક હોય તેમ પ્રકાશ ભરી રહ્યું છે. તેનાં નેત્રમાંથી આંસુની ધારાઓ વહન થઈ રહી છે. તેના શરીરના પ્રત્યેક અવયવો ઉપર એક અપૂર્વ પવિત્રતાની છટા -

પ્રફુલ્લિત થયેલી જણાય છે. તે દેવી મૂર્તિનાં દર્શન કરતાં જ, સ્વદેહનું ભાન ભૂલી જઇ પરશુરામે તેને સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

એક દિવસ પ્રાતઃ સમયે પરશુરામે કન્યાદેવી પાસે જઇ તેને પોતાને ઘેર આવવા ઘણી વિનતિ કરી. અનેક કાલાંવાલાં કર્યાં, પરંતુ કરમેતિએ તે તરફ લક્ષ્ય આપ્યું નહિ. તેણે માત્ર એટલું જ કહ્યું કે: આ જગતમાં કૃષ્ણ વિના મ્હારૂં કોઇ સગું જ નથી. કોણ પિતા, કોણ કન્યા ? જગતમાં સર્વ સ્વાર્થનાં સગાં છે. ભગવાન એ જ સાચો સગો છે. લોભ, મોહ, પાપ, પ્રપંચથી સાચું આત્મસુખ નથી. તે સર્વને એક દિવસ પશ્ચાત્તાપાગ્નિમાં હોમી દઇ પ્રાયશ્ચિત કરી ભગવદ્ ધ્યાનમાં લીન થવું પડશે. સર્વને વ્હેલું મોડું ભગવાનને શરણે જવું પડશે ત્યારે પછી વિલંબ શા માટે કરવો ! મિથ્યા ક્ષણિક વિષય સુખનો ત્યાગ કરી આ ક્ષણથી જ શા માટે ભગવત્ ભજનમાં ન જોડાવું ! ભગવદ્ ધ્યાન એજ સાચો આનંદ છે.

કન્યાનો પ્રતિઉત્તર સાંભળી નિરાશ હૃદયે પિતા પરશુરામ સ્વગૃહે પાછો ફર્યો. તેણે આવી રાજાને સર્વ હકિકત નિવેદન કરી. રાજા અતિશય ભગવદ્ ભક્ત હતો. કરમેતિની કૃષ્ણ સાધનાનું વૃત્તાન્ત સાંભળી તેનાં દર્શન કરવાનું રાજાને મન થયું. તે સ્વયં વૃન્દાવન ગયો, તેણે જોયું કે: એક એકાંત ઓરડામાં, સુંદર સુગંધિત સ્થાનમાં નેત્ર બંધ કરી, ધ્યાનાવસ્થ થઇ એક દેવી મૂર્તિ બિરાજી છે ! તેના મુખ કમળ ઉપર અપૂર્વ જ્યોતિ પ્રકાશી રહી છે. તે દેવી મૂર્તિનાં દર્શન કરતાં જ રાજાનું મસ્તક ધીમે ધીમે નમવા લાગ્યું. તેણે ભૂમિ ઉપર મસ્તક નમાવી દેવીને સાષ્ટાંગ પ્રણામ કર્યા, કેટલીક વાર બન્ને હસ્ત જોડી રાજા પ્રાર્થના કરતો ઉભો રહ્યો. દેવીનાં નેત્ર ઉઘડ્યાં. રાજાને ઓળખ્યો. રાજાએ એક આશ્રમ–કુટીર બંધાવી આપવા પ્રાર્થના કરી પરંતુ કરમેતિએ ના કહી. તેમ છતાં ભક્ત રાજાનું મન રહ્યું નહિ. તેણે ભક્ત કરમેતિ માટે એક સુંદર આશ્રમ–કુટીર બંધાવી આપી. રાજાની અપૂર્વ ભક્તિને વશ થઇ કરમેતિએ ત્યાં નિવાસ કર્યો. ભક્તરાજાની મનોવાંચ્છના પૂર્ણ કરી. રાજાને સન્તોષાનન્દ થયો. ભક્તનું સદા કલ્યાણ થાય છે. સદા-ચરણી, ઈશ્વર. ભક્ત રાજાનું કલ્યાણ થાય એમાં આશ્ચર્ય શું ? દ્રવ્ય કરતાં ભક્તિ લાભ થાય, પુત્ર સંતતિ કરતાં જ્ઞાન–વૈરાગ્ય લાભ થાય એમાં જ ભક્તનું કલ્યાણ છે. ભક્ત પ્રવર રાજાને જ્ઞાનોદય થયો. ભક્ત શ્રી કરમેતિના કૃપા પ્રસાદથી રાજાના હૃદયમાં જ્ઞાન ભક્તિનો ઉદય થયો. કરમેતિબાઇ આશ્રમમાં નિવાસ કરી ભગવદ્ ભજન કરતી હતી. તે તો ઘણા કાળથી નશ્વર દેહનો ત્યાગ કરી આ લોકમાંથી અમર ધામ શ્રી વૈકુંઠમાં તેના ઇષ્ટ દેવ શ્રીકૃષ્ણ ચરણ સમક્ષ ગમન કરી ગઇ છે. પરંતુ તેના પવિત્ર આશ્રમનો કેટલોક ભાંગેલો તુટેલો વિભાગ, અદ્યાપિ પર્યંત શ્રી વૃન્દાવન જતા અસંખ્ય યાત્રાળુઓના મનમાં કરમેતિબાઇનું પુણ્ય સ્મરણ જાગ્રત કરી દે છે. જય ! ભક્તનો જય ! જય ભગવાનનો જય !

દ્વા. રા. મ્હેતા.

# सन्ध्या गायत्री उपासना प्रयोजन.

(૩)

તે તરૂણી કાળી વસ્તુને ધોતાં સાબુ કે બીજી કોઇ વસ્તુનો ઉપયોગ કરતી નહિ છતાં હાથમાંની કાળી વસ્તુ ઉપર જળ રેડી જરા મળસતાંજ તે ઉજળી દૂધ જેવી થઇ જતી! જ્યારે બ્રાહ્મણ યુવક જપ પૂરા કરતો અને ઘેર જવાની તૈયારી કરતો ત્યારે યુવતી જળમાંથી બહાર નીકળી હાથમાં પેલી સફેત વસ્તુ ધારણ કરી પોતાના ઘર તરફ ચાલી જતી. નિત્ય આવો બનાવ બનતો. નિત્ય બ્રાહ્મણ યુવકને સન્ધ્યા કરવી અને યુવતીએ આવી કાળી વસ્તુ ધોઇ સફેત કરવી! બ્રાહ્મણ યુવકે વિચાર કર્યો કે; આવી સુંદર રૂપસમ્પન્ન યુવતી કોણ હશે? હું સન્ધ્યા કરવા બેસું છું તેજ ક્ષણે એ સ્ત્રી કેમ આવતી હશે? મ્હારા સ્હામે કેમ ઉભી રહેતી હશે? એના હાથમાં કાળા રંગની વસ્તુ હોય છે. તે શું હશે? એ કાળી વસ્તુ ઉપર જળ રેડી મચમચાવતાં સહજ વારમાં ઉજળી દૂધ જેવી થઇ જાય છે એનું કારણ શું હશે? બીજા લોકો સાબુ વગેરે વસ્તુઓવડે વસ્ત્રો ધુવે છે ત્યારે આ સ્ત્રી માત્ર થોડું જળ રેડી કાળી વસ્તુ શી રીતે ઉજળી કરતી હશે? મહાન કૌતુહલ જનક કહેવાય! બીજું બધું ગમે તેમ પણ હું સન્ધ્યા કરવા બેસું છું તેજ ક્ષણે આવે છે અને બરાબર હું સન્ધ્યા કરી રહું છું તેજ ક્ષણે તે જળ બહાર નીકળી કોણ જાણે ક્યાંએ ચાલી જાય છે? તે માત્ર એક સાદુ વસ્ત્ર પહેરે છે અને એક બે અલંકારો ધારણ કરે છે છતાં તેની મુખમુદ્રા કેવી શોભાયમાન જણાય છે? અહા! તેના મુખ ઉપર કેવી કમનીયતા! અહા! તેનું શરીર કેવું નાજુક છે? કેવું સુંદર છે? વિધાતાએ જાણે જગતની સુંદરતાનો અર્ક કહાડી તેના શરીરે ચોપડ્યો ન હોય! ધન્ય વિધાતા! આવું દૈવલાવણ્ય તો જગતમાં કોઈ દિવસ દીઠું નથી! તેનુ મુખ જોઈ ચન્દ્ર પણ બે ઘડી થોભી રહે એમ છે! ઠીક, પણ હવે આજે જો તે આવે તો તેની પાછળ પાછળ જઇ તેના આગમનનું કારણ જાણવું. આવા અનેક વિચારો કરતો બ્રાહ્મણ યુવક ગંગાજળમાં સ્નાન કરી કિનારે જઈ સન્ધ્યા કરવા બેઠો. થોડી ક્ષણ થતાંજ પેલી યુવતી હાથમાં એક કાળી વસ્તુ લઇ આવી અને નિત્ય નિયમ પ્રમાણે જળમાં પ્રવેશ કરી પેલી વસ્તુ ધોવા લાગી. ક્ષણમાંજ તે કાળી વસ્તુ સફેત થઇ ગઇ. બ્રાહ્મણ યુવકે તે જોયું. સન્ધ્યાકાર્ય પૂર્ણ થતાંજ યુવતી જળમાંથી નિકળી ઘેર જવા પગથીયાં ચઢવા લાગી. બ્રાહ્મણ યુવકે પણ ઉતાવળે ગુપચુપ પંચપાત્ર લઇ તે યુવતીની પાછળ પાછળ ચાલવા માંડ્યું; થોડે વેગળે જતાંજ એક શિવાલયમાં તે યુવતીએ પ્રવેશ કર્યો, અને શંકરને બે હાથ જોડી પ્રણામ કર્યાં. ઘણ્ટ વગાડ્યો. બ્રાહ્મણ યુવકે પણ ત્યાં પ્રવેશ કર્યો. યુવતી બહાર નિકળતી હતી પણ યુવકે હાથ ઉંચો કરી ઉભા રહેવા સંજ્ઞા કરી. યુવતી ઉભી રહી સ્થિર નેત્રે યુવક સ્હામે જોવા લાગી. તેના એ જોવામાં દિવ્યતા હતી. તેજસ્વિતા હતી. યુવક તેના [illegible] શરીર [illegible] તે [illegible]

પણ બોલી શક્યો નહિ. પ્રથમ ઘણાએ વિચારો કર્યા, હતા કે આમ પૂછીશું ને તેમ પૂછીશું પરંતુ યુવતી સ્હામે એક શબ્દ પણ બોલવાની શક્તિ રહી નહિ; જાણે કોઇએ તેની જીભ અંદરથી ખેંચી ન નાખી હોય! થોડીવારે પછી યુવતીએજ પ્રશ્ન કર્યો: "ભાઈ, ત્હારી શી ઇચ્છા છે?" યુવકની ચમક ભાંગી. તેનામાં હવે બોલવાનું કંઈક ભાન આવ્યું. તેણે પૂછ્યું: "બાઈ, તમે કોણ છો? નિત્ય હું સન્ધ્યા કરવા બેસું છું ત્યારેજ તમે હાથમાં કાંઇ કાળી વસ્તુ લઇ જળમાં પ્રવેશ કરો છો, અને થોડું જળ લઈ હાથમાંની વસ્તુ ધોઈ ઉજળી કરી દો છો, એ જોઈ મ્હને આશ્ચર્ય થવાથી આજે તમને પૂછવાનો વિચાર કર્યો છે. " બસ, પુનઃ તેની જીભ કોઇએ અટકાવી દીધી. ને વિશેષ બોલી શક્યો નહિ. પ્રથમ તેના મનમાં યુવતીનું રૂપલાવણ્ય જોઇ જે ભાવ ઉદય પામ્યા હતા તે પણ બદલાઈ ગયા! યુવતીનું રૂપ પણ આ સ્થળે બદલાઇ ગયું હતું! તેના મુખ ઉપર થોડાં દિવ્ય ચિન્હો જણાતાં હતાં. પરંતુ યુવકનો પ્રશ્ન થતાંજ યુવતીના મુખ ઉપર જ્યોતિ વિકસિત થતી જણાઈ. તેના મુખ મણ્ડલની આસપાસ જ્યોતિ કિરણ જણાવા લાગ્યાં. ધીમે ધીમે ચાર હાથ થયા. જોતાં જોતાંમાં સર્વાંગે રત્નાલંકાર ધારણ થઇ ગયા. શરીરે મહામૂલ્યવાન પેટકુળ ધારણ કરેલું જોવામાં આવ્યું. શંકરના દેવાલયના એક અંધકાર ખૂણામાં બન્ને ઉભેલાં છતાં ત્યાં પ્રકાશ થઇ રહ્યો. અહો! આ શો ચમત્કાર! આ તો કોઇ મહાદેવી જણાય છે! બ્રાહ્મણ યુવક ભયચકિત થયો. તેણે લાંબા થઈ સાષ્ટાંગ પ્રણામ કર્યા. બે હાથ જોડી અવાક્ થઈ ઉભો રહ્યો, દેવીએ કહ્યું: "વત્સ! જો, હું કોણ છું વારૂ? તું મ્હને ઓળખી શકે છે ખરો?" થોડીવારે પુનઃ કહ્યું: "તું ક્યાંથી ઓળખે? ગાયત્રી ઉપાસક પવિત્ર બ્રાહ્મણનો તું સંતાન છે. નર્મદાને પવિત્ર કિનારે અઠ્યાશી હજાર ઋષિયોએ તપ કર્યું છે. તેના જળવડે ત્હારૂં શરીર પોષાયું છે, છતાં તું પૂર્વજન્મની સહજ પાપ વાસનાના બળથી આ જન્મે વેશ્યાગામી થયો. વત્સ, તું બ્રાહ્મણપુત્ર છે. હું ગાયત્રી દેવી છું. તું મ્હને ઓળખ મ્હારા હાથમાં જે કાળી વસ્તુ નિત્ય તું જૂવે છે તે ત્હારૂં હૃદય (કાળજું) છે. તું નિત્ય વેશ્યાને ઘેર રહી પાપકર્મ કરે છે તેથી ત્હારૂં હૃદય કાળું થઇ જાય છે પણ જ્યારે સન્ધ્યા ગાયત્રી જપ કરે છે, ત્યારે તે પવિત્ર થાય છે તથા તેટલી ઘડી મ્હને ત્હારી ચિન્તા રહે છે. માટેજ મ્હારે નર્મદાજીમાં આવી ત્હારા હૃદયમાં ભરાયલ પાપ ધોઇ સ્વચ્છ કરવું પડે છે. અર્થાત્ એટલી ઘડી ત્હારૂં હૃદય પવિત્ર રહે છે. તે પછી પુનઃ તું વેશ્યાને ઘેર જઇ પાપકર્મ કરે છે એટલે તે કાળું થઇ જાય છે વત્સ! તું વિચાર કર કે તું પાપકર્મ ન કરતો હોય અને મ્હારૂં (ગાયત્રીનું) સ્મરણ કરતો હોય તો ત્હારૂં હૃદય કેટલું તેજસ્વી થાય? તે કેવું દિવ્ય બને? બ્રાહ્મણો મ્હારી ઉપાસનાનિ પ્રતાપે પંચમહાભૂતને વશ કરી શકે છે અને તપના પ્રભાવવડે તેઓ આ લોકમાં અનંત સુખશાંતિ પ્રાપ્ત કરી મરણ પછી સૂર્યલોકમાં ગમન કરી જન્મ મૃત્યુના ફેરાને ટાળે છે. શું ત્હેં ધર્મશાસ્ત્ર, યોગશાસ્ત્ર વાંચ્યાં નથી? હા, તું શી રીતે વાંચે? ત્હારી ચિત્તવૃત્તિ ફરી ગઈ ત્યાં ત્હને ત્હારા દેહનું ભાનજ ક્યાંથી રહે? (અપૂર્ણ.)

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

# महासमाधि।
# स्वामी अद्भुतानंद।

(૧)



કલિયુગાવતાર ભગવાન શ્રી રામકૃષ્ણદેવના જન્મ સાથેજ ધર્મ પ્રચારાર્થે અને જન સેવાર્થે સ્વામી વિવેકાનંદજી વગેરે અનેક ભક્તોનો પણ જન્મ થયો હતો. ભગવાન શ્રીના વિસ્તારી ધર્મપ્રચાર કર્યો, જનહિત કર્યું, સાધુજનોના ધર્મ સંકષ્ટ ટાળ્યા સનાતન ધર્મનો જયધ્વજ ફરકાવ્યો, પછી પોતે અંતર્ધાન થયા. તેમની પાછળ જીવિત રહેલા લીલા-પાત્રોએ ધર્મ મર્મ કર્યું, જનસેવા કરી અને એમ પછી એક અંતર્ધાન થઇ ભગવાન સાથે અન્ય પ્રદેશમા વિચરી ગયા. જેઓ પાત્રો અવશેષ રહ્યા છે તે હજી ધર્મપ્રચાર અને જનસેવાના મહાનતમા મચી રહ્યા છે-સેવાધર્મ બજાવી રહ્યા છે. પરમહંસદેવના એવા પ્રિય ભક્તોમાના એક, સ્વામી અદ્ભૂતાનંદજી (લાટુ મહારાજ) ગત તા. ૨૪ મી એપ્રિલ ૧૯૨૦ ને દિવસે, ભજન કરીને શોકસાગરમા ડુબાવી પવિત્ર કાશી ધામમા મહાસમાધિયોગે નશ્વરદેહ પરિત્યાગ કરી શ્રી ગુરુચરણ કમળ સમક્ષ પહોંચી ગયા છે. તેમના જીવન સંબંધી ચાર શબ્દ નિવેદન કરવામા આવે છે.

સ્વામી અદ્દભુતાનંદની અલૌકિક જીવન-કથા એ તો ભાવનાદ્વારા સૂક્ષ્મ અનુભવ કરવાનો વિષય છે. એ શબ્દ-વાચ્ય દ્વારા યથાર્થરૂપે વર્ણન કરી શકાય નહિ, તેમ છતા તેમની પુણ્યમય સ્મૃતિને માટે ભક્તિ-પુષ્પાંજલિ સ્વરૂપ થોડુંક લખવુ એ અમારૂ કર્તવ્ય છે. થોડા દિવસ ઉપર પરમહંસદેવના એક ભક્ત મહીતમા પ્રેમાનંદજીનો દેહોત્સર્ગ થયો છે તેમની જીવનકથા લખવાના વિચારમાંજ છીએ એટલામા પરમહંસદેવના પ્રિયભક્ત અદ્ભુતાનંદજીનો દેહ આ લોક છોડી ચાલ્યો ગયો. પ્રેમાનંદજી સંબંધી અમે હવે પછી લખીશુ. અત્યારે સ્વામી અદ્ભુતાનંદજી સંબંધી લખવુ ઉચિત જણાય છે. છાપરા જીલ્લાના કોઈ એક દરિદ્ર માતાપિતાને ઘેર અદ્દભુતાનંદજીનો જન્મ થયો હતો. એમનુ પૂર્વ નામ લાટુ હતુ.* બાલ્યાવસ્થામાંજ માતાપિતા આ લોક છોડી ચાલ્યા ગયેલા હોવાથી નોકરી શોધવા માટે તેઓ કલકત્તે આવ્યા હતા અને સિમલામા શ્રીયુત રામચન્દ્ર દત્તને ઘેર હિંદુસ્તાની છોકરાઓ જેમ ઘરનુ સર્વ કામકાજ કરે છે તે પ્રમાણે કામકાજ કરવા નોકરીએ રહ્યા. તે સમયે રામબાબુ દક્ષિણેશ્વર કાલી મંદિરમા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની પાસે આવજા કરતા હતા. તેથી કોઇ કોઇ વખત ફળ-મિષ્ટાન્નાદિ પરમહંસદેવને પહોંચાડવા તેઓ લાટુને મોકલતા — ગરીબ બિચારો લાટુ! દુખી દરિદ્રી લાટુ! ભૂખે મરતો-કંગાલ હાલતનો લાટુ! શેઠની આજ્ઞા પાલન કરવા પગે ચાલીને દક્ષિણેશ્વર જતો આવતો! એ કારણથી તેને પરમ-

---

* અમારૂ લખેલુ "શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનુ વિસ્તૃત જીવન ચરિત્ર" વાંચનારને લાટુ મહારાજના નામનુ સ્મરણ હશે. લેખક.

હંસદેવનાં દર્શનનો અલભ્ય લાભ થયો. લાટુ એક ઘાટીના જેવો નોકર હતો, પરંતુ પરમહંસદેવે અંતર્દષ્ટિથી જાણી લીધું હતું કે તે એક બજનનો નોકર હતો છતાં પોતાની લીલા કાર્યનો એક સહાયક થઇ પડે એમ છે. એજ કારણથી પરમહંસદેવે તેને ત્યાં આવજા કરવાનો આગ્રહ કર્યો હતો. પરમહંસદેવ અપરિચિત હોવા છતાં લાટુને પણ તેમના ઉપર અંતઃકરણથી પ્રેમ ઉપજ્યો હતો. જાણે કોઈ અદષ્ટ શક્તિએ આકર્ષણ કર્યું હોય તેમ તેઓ પરમહંસદેવ પાસે જવા ઇચ્છતા. તેઓ પરમહંસદેવનાં દર્શને જવાનો લાગ શોધતા. રામબાબુ ફળ-મૂળ લઇને જવાનું કહેતાંજ લાટુ આનંદપૂર્વક તૈયાર થઇ જતા, અને ત્યાં જઈ મહારાજશ્રીની સેવામાં જોડાઈ જતા. કોઇ કોઈ વખત તો એક બે દિવસ તેમની પાસે રહી પણ જતા. શ્રી માતાજી ( પરમહંસદેવનાં પત્ની શ્રી શારદામણીદેવી ) તે સમયે દક્ષિણેશ્વરમાંજ—એક મકાનમાં નિવાસ કરતાં હતાં. બંગાળામાં સ્ત્રીઓને સ્વાભાવિક રીતેજ સખ્ત પર્દો હોવા છતાં તેઓ નોકર ચાકર સમક્ષ લજ્જા સંકોચ રાખતી નથી. માતાજી પણ બાળક લાટુનો પર્દો રાખતાં ન હતાં. ઉલટું તેની પાસે જળ મંગાવતાં, લેંટ ચળાવતાં અને બજારમાંથી કોઈ વસ્તુઓ મંગાવવી હોય તો તે પણ મંગાવી લેતાં. લાટુ પણ ભક્તિપૂર્વક, આનન્દપૂર્વક સર્વ કામ કરી પોતાને કૃતાર્થ માનતા.

આ પ્રમાણે દિવસો વિતવા લાગ્યા. અને પરમહંસદેવે એક દિવસ રામબાબુ પાસે, લાટુને પોતાની પાસે રહેવા દેવાની ઇચ્છા દર્શાવી. પોતાના ગુરૂદેવની એ ઇચ્છા સાંભળી રામબાબુને અને લાટુને આનંદ થયો. લાટુ તેજ દિવસથી પરમહંસદેવની સેવામાં જોડાયા. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના સન્યાસી શિષ્યોમાં ગૃહત્યાગ કરી શ્રીગુરૂસેવામાં મન પ્રાણ અર્પણ કરનાર સર્વથી પહેલાં લાટુ મહારાજ હતા.

લાટુ મહારાજ પરમહંસદેવનાં પ્રત્યેક કામમાં હાજરજ ! તેમનામાં આળસજ ન હતું. તેઓ ભજન કીર્તન ને બહુ ચહાતા. રામબાબુને ઘેર નોકરી કરતી વખતે પણ રસ્તામાં ભજન, કીર્તન કરનાર ટોળું જતું હોયતો હાથમાંનું કામ પડતું મૂકીને પણ તેઓ ઉન્મત્તની પેઠે થઇ ભજનો સાંભળતા ! એટલુંજ નહિ પણ તે ભજન મંડળીમાં જોડાઇ જઈ ભજનો ગાવામાં મસ્ત બની જતા ! તેમની એવી ટેવને લીધે ઘરકામ બગડતું હોવાથી રામબાબુ વગેરેનો તેને અતિશય તિરસ્કાર સહન કરવો પડતો. દક્ષિણેશ્વરમાં તો ઘણી વખત ભજન-કીર્તન થતાં ! લાટુ મહારાજ ભજન મંડળીમાં ભરાઇ જઈ મહા આનંદે નૃત્ય કરતા ! બાળક લાટુનો અગાધ પ્રેમ જોઇ પરમહંસદેવે કાળી માતાને પ્રાર્થના કરી હતી કે " મા ! એને ધ્યાનાવસ્થા પ્રાપ્ત થાય એવી કૃપા કર. " જેનું પાત્ર શુદ્ધ હોયતો થોડો અભ્યાસ કરતાંજ ફળ પ્રત્યક્ષ થાય છે. આ સ્થળે પણ તેમજ થયું. સ્ત્રીપુત્રાદિની ચિન્તા ન હતી. પૈસા સંગ્રહ કરી વાડી બંગલા બંધાવવાની આશા ન હતી. ઉદર પોષણ આનંદે થતું હતું, પછી ભગવાનમાં ચિત્ત ન પરોવાય તો દુર્ભાગ્ય ! પરમહંસદેવે પ્રાર્થના કર્યા પછી થોડા દિવસમાં જ લાટુમહારાજ નેત્રો મીંચતાં બેસતાંજ ધ્યાન સમાધિ થવા લાગી હતી.

આ પ્રમાણે પરમહંસદેવની પવિત્ર સંગતી સહવાસથી અને તેમની અંતઃકરણપૂર્વક ભક્તિ સેવાથી લાટુમહારાજ દિવસે દિવસે આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવા લાગ્યા. પરમહંસદેવે પણ ધીમેધીમે તેમને ધ્યાન ધારણાદિ ક્રિયા, ક્રિયા વિષયનું શિક્ષણ આપવા માંડ્યું. આખો દિવસ મહેનત કર્યા પછી [illegible] નિદ્રાવશ [illegible]

દિવસ પરમહંસદેવે તેને નિદ્રાવશ થવાની તૈયારીમાં જોઈ પૂછ્યું: " આ શું રે લાટુ! સન્ધ્યા સમયે નિદ્રા કેવી ? સન્ધ્યા સમયે નિદ્રાવશ થશે તો પછી ધ્યાન ધારણા ક્યારે કરશે ? " બસ, એટલું જ બસ થયું. તે જ દિવસથી તેણે રાત્રિને સમયે નિદ્રાનો ત્યાગ કર્યો તે મરણ પર્યંત ! એ અભ્યાસનું જ પરિણામ ! અભ્યાસે થતાં શું નથી થતું ? પરમહંસદેવ જીવિત હતા તે સમયે અને તેમના અન્તર્ધાન પછી પણ લાટુ મહારાજે કોઈ દિવસ રાત્રે નિદ્રા લીધી નથી, તેઓ સમસ્ત રાત્રિ ધ્યાન ધારણામાં જ વ્યતીત કરતા અને મધ્યાહ્નને થોડો સમય નિદ્રા લેતા ગીતાજીમાં લખ્યું છે કે:

" या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ "

એ વાક્ય તેમના જીવનમાં અક્ષરસઃ સત્ય કર્યું હતું, લાટુ મહારાજના ઉત્તર જીવનમાં જે અદ્દભુત આધ્યાત્મિક શક્તિ વિકાસ પામી હતી તેનું કારણ, તેમની એવી દીર્ઘ કાળ પર્યંતની કઠોર સાધના હતું.

લાટુ મહારાજ સમસ્ત રાત્રિ ધ્યાન ધારણામાં જોડાઈ રહેતા છતાં દિવસે પરમહંસદેવની નિયમિત રૂપે સેવા કરતા. જે સમયે પરમહંસદેવ વ્યાધિગ્રસ્ત થઇ શ્યામપુકુર અને કાશીપુરના બગીચામાં નિવાસ કરતા તે સમયે પણ લાટુ મહારાજે તેમની સેવા કરવામાં જરા પણ કચાશ રાખી નહોતી એજ સમયે પરમહંસદેવે તેમના ત્યાગી યુવક શિષ્યોને સન્યાસ અને ભગવાં વસ્ત્ર આપ્યાં તે સમયે લાટુ મહારાજે પણ તેમનો કૃપાપ્રસાદ પ્રાપ્ત કર્યો હતો. પરમહંસદેવના દેહ ત્યાગ પછી તેમના યુવક ત્યાગી શિષ્યો, થોડા દિવસ સ્વગૃહે જઇ વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી આવવું કે હમણાં જ સંસાર-ત્યાગ કરી સાધન ભજનમાં શ્રી ગુરૂદેવ પ્રદર્શિત માર્ગે ગમન કરવું, એવા સંશય હિંચોળે હિંચકા ખાતા હતા તે સમયે સૌથી પ્રથમ લાટુ, તારક અને વૃદ્ધ ગોપાળે, એ ત્રણે જણનો ગૃહ સંબંધ પહેલાંથી જ વિચ્છિન્ન હોવાથી અને તેમને મસ્તક ઓસવા જેવું સ્થાન ન હોવાથી તેમના નિવાસ માટે વરાહ નગરમાં એક મકાન ભાડે રાખવામાં આવ્યું હતું. એ જ વરાહ નગર (રામકૃષ્ણ) મઠની શરૂઆત. તે પછી પૂજ્ય સ્વામી વિવેકાનંદ (નરેન્દ્રનાથ) વગેરે પરમહંસદેવના અન્ય ત્યાગી શિષ્યો એક પછી એક તે સ્થળે આવી એકત્ર થવા લાગ્યા, અને સર્વ મળી ઈશ્વર પ્રાપ્તિ માટે વ્યાકુળ ચિત્તે આહાર નિદ્રા ભૂલી જઇ ધ્યાન ધારણાદિ, જપ, તપ અને ભજન કીર્તનમાં ડુબી જવા લાગ્યા. એ સ્થાને જ સ્વામીજીએ સર્વ ગુરૂ બંધુઓ સહિત વિરજા હોમ કર્યો હતો અને સર્વને સન્યાસીને ઉચિત એવા નામ આપ્યાં હતાં. એ સમયે જ લાટુ મહારાજનું અદ્દભુત ચરીત્ર, તેમની અદ્દભુત ભાવના, ધ્યાન ધારણા પ્રત્યે અદ્દભુત પ્રેમ, અને અન્ય અદ્દભુત આચરણનું સ્મરણ કરી સ્વામીજીએ તેમનું નામ "અદ્દભુતાનંદ" પાડ્યું હતું.

તે પછી તેઓએ આલમબજાર મઠ, બેલુરમઠ, કલકત્તાસ્થિત "બલરામ મંદિર" એ સિવાય અન્ય સ્થાને અનેક દિવસ નિવાસ કર્યો હતો અને સ્વામિજી પ્રથમ વિલાયત જઇ આવ્યા પછી થોડા દિવસ તેમની સાથે અલમોડા, રાજપુતાના, કાશ્મીર વગેરે સ્થાને ભ્રમણ કર્યું હતું. સ્વામિજીએ વિલાયત જઇ આવ્યા પછી દેશ કલ્યાણ માટે મઠ, મિશન વગેરે

નાના પ્રકારની લોકહિતકારક પ્રવૃત્તિઓ કરી ત્યારે તેમાં સહાયતા કરવા માટે પોતાના અન્ય ગુરુબંધુઓને તેમણે પ્રાર્થના કરી હતી. એ વખતે તેમના અનેક ગુરુબંધુઓ તેમની સાથે કર્મક્ષેત્રમાં ઉતર્યા હતા, પરંતુ પૂજ્યપાદ લાટુમહારાજ એ કાર્યો જોડે કોઈપણ પ્રકારે સંયુક્ત થયા નહતા. તેમણે જે ક્રિયાદ્વારા પોતાનું જીવન-ગઠન કર્યું હતું, તેજ ધ્યાન-ધારણા કીર્તન આદિ ઉચ્ચ અંગના કર્માનુષ્ઠાન સાથે ધર્મપ્રચાર અને જનસેવા વગેરે રજોગુણાન્વિત બાહ્ય કર્મ સાથે એકમત થયા નહિ. તેમનો અભિપ્રાય એ હતો કે "પ્રથમ ધ્યાન ધારણાદિ ભગવત્ ઉપાસનાદ્વારા આત્મબળ મેળવવાનો અભ્યાસ કરાવવો. જનસમાજને તેજ શિખવવું. શ્રી ગુરુદેવે તે કાર્ય કારણ માટેજ જન્મ ગ્રહણ કર્યો હતો." લાટુ મહારાજે જીવન પર્યંત ધ્યાન-ધારણાદિ કર્યું હતું. સંબંધમાં આવનાર અધિકારી ભક્તને તેજ શિખવતા હતા.

તેઓ લખતાં વાંચતાં શિખ્યા નહતા, તેમ છતાં એકાગ્ર ચિત્તે મનપૂર્વક વેદ વેદાન્ત, પુરાણાદિ શ્રવણ કરતા, અને તેનો ભાવાર્થ સહજવારમાં સમજી જતા. તેઓ સહજમાં શાસ્ત્રાર્થ સમજાવી શકતા તેનું મુખ્ય કારણ એ હતું કે; પ્રભુ કૃપાએ શાસ્ત્રનો ગૂઢ અર્થ તેઓ અંતઃકરણમાં ઝટ સમજી શકતા તેથીજ શાસ્ત્રનો કોઈ પણ અર્થ તેમને મતથી કઠિન કે નવીન જણાતો નહતો. એક વખત કોઈ એક સાધુ તેમને કઠોપનિષદ સંભળાવતો હતો. તેણે વાંચ્યું કે:—

"अंगुष्ठ मात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।
तं स्वाच्छरीरात् प्रवृहेन्मुंजादिवेषीकां धैर्येन ॥"

અર્થાત્ "જેમ ઘણી સાવચેતીથી ધૈર્ય-પૂર્વક મુંજ ઘાસને તેના ઉંડાણથી પૃથક્ કરવામાં આવે છે તે પ્રમાણે ધૈર્ય પૂર્વક અન્તરાત્માને દેહથી પૃથક્ કરવો." (આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું.) એ સાંભળી તેમને બહુ જ આનંદ થયો અને કહ્યું કે "વાહ, બહુ જ ઉત્તમ કહ્યું." તેમણે એવી અવસ્થા પ્રાપ્ત કરી હતી માટે જ તેઓ એ કઠિન કથનનો અર્થ સહજમાં સમજવા પામ્યા હતા.

તાત્પર્ય એ છે કે અન્ય જનોને મુખેથી સાંભળી સાંભળીને સમસ્ત વિષયો માટે તેમણે અનેક સિદ્ધાંત નક્કી કરી રાખ્યા હતા, અને આધુનિક અંગ્રેજી શિક્ષા પ્રાપ્ત વ્યક્તિઓ તેમને કોઈ પણ વિષય પરત્વે પ્રશ્ન પૂછતા કે તુર્તજ તેનો તેઓ એક એવો સુંદર ઉત્તર દેતા કે જેથી સર્વ આશ્ચર્ય ચકિત થઈ જતા! તેમની મીમાંસા કદાચ બીજા મીમાંસકો સાથે એક મત ન થઈ શકે પરંતુ તેઓ જે પક્ષ તરફથી ઉત્તર દેતા તે પક્ષ તરફથી વિચાર કરી જોતાં તેમનો ઉત્તર વાસ્તવિક એક મહાન બુદ્ધિમાન મીમાંસકના જેવો જ માનવામાં જરા પણ સંદેહ રહેતો નહિ. "ભારતજીવન" ના પ્રથમ અંકમાં "સત્બોધ" શીર્ષક, કેટલાંક અમૂલ્ય ઉપદેશ વચનો પ્રકટ થયાં છે તે સ્વામી અદ્ભુતાનંદના મુખમાંથી નીકળેલાં છે. અમારી પાસે હજી પણ એવાં અનેક બોધ વચનોનો સંગ્રહ છે, જે આ પત્રમાં ક્રમેક્રમે પ્રકટ થશે. તે ઉપરથી સુજ્ઞ વાચકો જોઈ શકશે કે એક સામાન્ય ચાકર કે જેવા તેવા માણસ પરમહંસદેવના સત્સંગમાં આવતાં કેવા બોધ અને મહાન બની ગયા છે! સત્સંગનું માહાત્મ્ય શાસ્ત્રમાં આવે છે તે અસત્ય નથી. જેમ પારસમણિના સ્પર્શથી લોહ

કંચન બની જાય છે, તેમ અનેક પાપથી ભરેલા માયાવી મનુષ્યો મહાત્માઓના સત્સંગથી જન્મ મરણ જેવા ભયંકર દુઃખથી રહિત થઇ જાય છે. પરમહંસદેવના એક ભક્ત અતુલચંદ્ર ઘોષ કહેતા કે. "પરમહંસદેવના miracle જોવાની ઇચ્છા થતી હોય તો લાટુ મહારાજના એક વખત દર્શન કરો. એમના કરતાં મહાન miracle બીજો કોઇ હું જોઇ શકતો નથી." પૂજ્યપાદ સ્વામિજી પણ કહેતા કે " જે પરિસ્થિતિમાં લાટુ મહારાજે પરમહંસદેવ પાસે નિવાસ કરી અલ્પ સમયમાં જ આધ્યાત્મિક જગતમાં જેટલે દરજ્જે ઉન્નતિ સાધ્ય કરી છે અને જે પરિસ્થિતિમાંથી અમે જેટલી ઉન્નતિ કરી છે તે બન્નેની સરખામણી કરતા અમારે કહેવું પડશે કે અમારા કરતાં તેઓ ઉચ્ચ સ્થિતિ પર છે. અમે સર્વે ઉચ્ચ વંશ જ અને વિદ્યાભ્યાસ કરી સુબુદ્ધિ સમ્પન્ન થઇને પરમહંસદેવના સમાગમમા આવ્યા હતા, પરંતુ લાટુ તો સંપૂર્ણ નિરક્ષર હતો. ધ્યાન ધારણામા ચિત્ત ન ચોંટે તો અમે વાંચવા લખવામા મન પરોવતા પરંતુ લાટુને તો અમારા જેવો વાંચવા લખવાનો આધાર જ ન હતો. તેને તો એક જ માત્ર ભાવના અવલંબન કરી જીવન વ્યતીત કરવું પડ્યું છે. કેવળ ધ્યાન ધારણાની સહાયતા વડે લાટુએ મસ્તક ટેકાણે રાખી, અતિ નિમ્ન અવસ્થામાંથી ઉચ્ચતમ આધ્યાત્મિક સમ્પ્રતિ પ્રાપ્ત કરી છે તે જોતાં તેનામા ગુપ્ત રહેલી આંતર શક્તિની અને શ્રી પરમહંસદેવની તેમના પર અતિશય કૃપા હોવાની ખાત્રી થાય છે"

લાટુ મહારાજમા એક વિશેષત્વ હતુ ને એ કે સર્વની સાથે નિષ્કપટ હૃદયથી વાર્તાલાપ કરતા તેમનામા લેશ માત્ર અભિમાન નું હતું બાળક, યુવા, વૃદ્ધ સર્વ તેમની આસપાસ વિંટળાઇ આનંદ કરતા અને ચણા, હલવો, વગેરે પ્રસાદ મેળવવા મ્હોટી ભીડ મચવતા ! લાટુ મહારાજ આનંદી પ્રકૃતિના હતા. તેઓ સરલ, તેજસ્વી અને સ્પષ્ટવક્તા હતા.

પોતાનુ શેષ જીવન, કાશી વિશ્વનાથના ચરણ પ્રદેશમા વ્યતીત કરવા માટે તેમણે કાશી–નિવાસ કર્યો હતો. આટલી વૃદ્ધાવસ્થામા પણ તેઓ સમસ્ત રાત્રિ ધ્યાન ધારણાદિ કરતા, અને આહાર વિહાર તરફ લક્ષ્ય જ રાખતા નહિ સર્વદા જાણે કોઇ એક પ્રસંગની ભાવનામા જ નિમગ્ન રહેતા. ભગવત્ પ્રસંગ સિવાય અન્ય વાર્તા તેમની પાસે ભાગ્યે જ સાંભળવામા આવતી પોતાના ગુરુદેવ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવ અને સ્વામી વિવેકાનંદજીનો પ્રસંગ કહેતાં કહેતા તેઓ આત્મભાન ભૂલી જતા–ભક્તજનો દિઙ્મૂઢ થઇ તેમના કથામૃતનુ પાન કરતા. અને તેઓ સર્વને પ્રસાદ આપી વિદાય કરતા.

આ પ્રમાણે કઠોર તપશ્ચરણ, માત્ર નામનો જ આહાર અને અનિદ્રાને લીધે તેમનુ વૃદ્ધ શરીર દિન પર દિન ક્ષીણ થઇ જઇ અન્તે કઠિન રોગગ્રસ્ત થઇ, પડ્યું, છતા શરીર તરફ તેમનુ વિશેષ લક્ષ્ય જ ન હતું. " શરીર ધારણ વિડમ્બન " એ વાક્ય ઘણી વખત તેમના મુખમાંથી સાંભળવામા આવતુ. હમણા હમણા તો અધિક સમય તેઓ ધ્યાનાવસ્થામા જ રહેતા. ઇચ્છા થતી તો કોઇ સાથે વાતચિત કરતા, નહિ તો ચુપચાપ બેસી રહેતા દેહ ત્યાગ પહેલા એક વર્ષથી તેમને પગે એક ફોલ્લી થઇ ઘા પડ્યો હતો તેની તેઓ વિશેષ દરકાર રાખતા ન હતા તે જ ઘાએ ભયંકર રૂપ પકડ્યુ. ચાર દિવસ પર્યંત લાગલાગટ ૨–૩ નસ્તર મૂકવામાં આવ્યા પરંતુ આશ્ચર્યની વાત એ જ છે કે તેમને જરા પણ દુઃખ થયલુ જણાતું ન હતુ. જાણે કોઇ બીજા માણસના શરીર ઉપર જ નસ્તર મૂકવામાં આવે છે ! આવી દેહજ્ઞાનશૂન્યતા મનુષ્યમાં સંભવે નહિ તેમનુ મન, જીવ, જગત્ જ નહિ પણ અતિ પ્રિય દેહનો ત્યાગ કરી, ઉચ્ચ–અતિ ઉચ્ચ, પરમાનન્દમય સત્ય-

શિવ. સુન્દરના ધ્યાનમાં તન્મય થઇ રહેતું–" **यस्मिन् स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते** " તેમના અંતીમ સમયના સમાચાર ગુરૂ બંધુ પૂજનીય સ્વામી તુરીયાનન્દજીના તા. ૨૫–૩–૨૦ ના નિમ્ન લિખિત પત્ર ઉપરથી વિશેષ સુન્દર રૂપે જાણી શકાય છેઃ–
" પ્રિયવર !

* * * લાટુ મહારાજના અંતીમ સમાચાર આપ તાર દ્વારા જાણી શકશો. આનું અદ્‌ભુત મહા પ્રયાણ ઘણુંખરૂં જોવામાં આવતું નથી. હમણાં હમણાં તો સર્વદા તેઓ અન્તર્મુખ જ જોવામાં આવતા. રોગ વૃદ્ધિ પામવા લાગ્યો ત્યારથી ધ્યાનાવસ્થ રહેતા. ભ્રૂમધ્ય દૃષ્ટિ રાખતા. સર્વ બાહ્ય વિષયોમાં સંપૂર્ણ રૂપે ઉદાસીન જણાતા. સર્વદા સચેતન હતા છતાં ક્ષુધાની ખબર રાખતા નહિ. એક દિવસ પગે પાટો બાંધતી વખત સ્વામીજીએ મ્હને પૂછ્યું કેઃ " દર્દ ભયંકર છે ? ડાક્ટરો શું કહે છે ? " મ્હેં કહ્યુંઃ " ભયંકર તો કંઈ જ નથી. માત્ર નિર્બળતા છે. આહાર વિના શરીર નિર્બળ કરી નાખ્યું પછી બળ તે ક્યાંથી હોય ? કંઇક આહાર કરી બળ મેળવશો તો જ દુઃખ દર્દ મટી જશે. " તેમણે કહ્યુંઃ " શરીર જાય તો સારૂં. " મ્હેં કહ્યુંઃ " એવું શું બોલો છો ? મહારાજની ઇચ્છા પ્રમાણે થશે. " તેમણે કહ્યુંઃ ' તે તો જાણું છું. તેથી જ મ્હને કષ્ટ થાય છે. " એ પછી કંઇ વાતચિત થઇ નથી. કોઇ કોઇ વખત પ–ને બોલાવતા. પ–ને હાથે ભોજન કરતા. કોઇ દિવસ ભોજન કરતા નહિં તે વખતે પ–કહેતો કેઃ હું પણ ભોજન નહિં કરૂં. તે જ ક્ષણે લાટુ મહારાજ ભોજન કરી લેતા ! પરંતુ દેહત્યાગની પૂર્વ રાત્રિએ તેમણે કાંઇ પણ ભોજન લીધું નહિ. પ–એ કહ્યુંઃ " કાંઈ પણ ભોજન ન કર્યું ? ત્યારે હું પણ ભોજન નહિં કરૂં. " લાટુ મહારાજે કહ્યુંઃ " मत खाः " અહા ! કેવું તદન માયામુક્ત કથન !"

બીજે દિવસે જઇ જોયું તો તેમને ઘણો જ્વર હતો. નાડી ક્ષીણ, નાડી ન હતી. ડાક્ટર આવી હૃદયની પરીક્ષા કરી–શબ્દ જણાયો નહિ. તાવ ૧૦૨–૬. સારી પેઠે સચેતન હતા છતાં કોઈ પ્રકારની બાહ્ય ચેષ્ટા ન હતી. પ્રાતઃ સમયે માત્ર એક વખત ઝાડો થયો હતો. સામાન્ય માણસની પેઠે મલવિસર્જન થયો. પરંતુ નિત્ય ઉઠીને બેસતા. આજે ઉઠાયું નહિ. અનેક કાલાવાલા, વિનંતિ કરવાથી માત્ર બે ચાર દાણા દાડમના રસ અને બે ચાર ટીપાં જળ સિવાય કાંઇ પણ તેમના પેટમાં ગયું નહિ. દૂધ આપવા જતાં અતિશય અસંતોષ દર્શાવતા. વિશ્વનાથનું ચરણામૃત અતિ સન્તોષપૂર્વક પાન કરતા. મસ્તક ઉપર બરફ અને ડોલનકોટરનાં પોતાં મૂકવા માંડ્યા. દશ વાગ્યા પછી હું રજા લઇને ઘેર જતાં પાછો ચાર વાગે આવવાનું કહી ગયો હતો. તે સમયે ડાક્ટર શ્રીપતસહાય પણ આવવાના હતા. ઘેર આવી સ્નાન ભોજન કરી સહજ વિશ્રાંતિ લીધી એટલામાં ખબર મળી કે લાટુ મહારાજે બાર ને દશ મિનિટે આ લોકનો ત્યાગ કરી સ્વસ્થાને ગમન કર્યું છે. તુર્તજ આપને અને સ–ને તાર કરવાનું કહી હું તેમના અંતીમ દર્શન કરવા તેમને સ્થાને ઉપસ્થિત થયો. ત્યાં મ્હેં જોયું કે ડાબું પાસું ફેરવી, ઓસિકે હાથ રાખી જાણે નિદ્રાવશ થયા છે. શરીર હાથ લગાડી જોતાં જણાયું કે પ્રાણ વખતે શરીર જેવું ગરમ હતું તેવું જ ગરમ છે. કોણ સમજી શકે કે તેઓ ચિર નિદ્રામાં મગ્ન થઇ રહ્યા છે. માત્ર અતિશય ધ્યાનાવસ્થા પ્રાપ્ત થઈ હોય એમ જણાતું હતું. મઠના સર્વ મનુષ્યો હાજર થઇ સારી પેઠે ભજન કીર્તન ગાવા લાગ્યા. બે એક કલાક પર્યંત ભગવદ્ ભજનની ધૂમ મચી રહી હતી. સાડા ચાર વાગતે તેમને બેઠા કરી યથારીતિ પૂજનાદિક કર્યા પછી અગ્નિ ઉતારી નીચે લાવવામાં આવ્યા હતા.

જે સમયે તેમને બેસાડી પૂજાદિ કરવામાં આવતું તે સમયે તેમના મુખની ભાવના કેવી સુંદર જણાતી હતી તે પત્ર દ્વારા વર્ણવી શકાય તેમ નથી. લાટુ મહારાજની આવી શાન્ત, મધુર મહા આનન્દમય દૃષ્ટિ અત્યાર પહેલાં કદી પણ જોવામાં આવી નથી. અત્યાર પહેલા અર્ધ મિચેલાં નેત્રો રહેતાં હતાં, આજે તદ્દન ઉઘડેલાં, વિકસેલાં થયાં હતાં. એ નેત્રમાં જે પ્રેમ, પ્રસન્નતા, સામ્ય અને મૈત્રીભાવ જોવામાં આવ્યો તે વર્ણનાતીત છે. જેણે એ આનન્દમય મૂર્તિનાં દર્શન કર્યાં છે તે મુગ્ધ થયુ છે. તેમના મુખ ઉપર વિષાદનું ચિહ્ન જ ન હતું. અહા! કેવી આનન્દની છટા વિકસી રહી છે! જાણે સર્વ પ્રેક્ષકોનું પ્રેમપૂર્વક અભિનન્દન કરી રહ્યા છે. આ સમયનું દૃશ્ય સાર્થક કરવા માટે જ જાણે પ્રભુએ આ અદ્ભુત દૃશ્ય દર્શાવ્યું ન હોય! તેમનું શરીર, શય્યા નુતન વસ્ત્ર અને માળા ચંદનથી વિભુષિત કરી સર્વ જનસમાજ સમક્ષ લાવવામાં આવ્યું તે વખતની શોભા જોઇને પ્રેક્ષક ભક્તવૃંદ વિસ્મયપૂર્ણ હૃદયે ધન્ય ધન્ય કહેવા લાગ્યા. આવી યમ જયી—યાત્રા અપૂર્વ અને અસાધારણ જ કહેવાય. આ તો પ્રભુના અનન્ત મહિમાનો સુસ્પષ્ટ વિકાસ અને ઉજ્વળ દૃષ્ટાંત એમાં સંદેહ નહિ. કેટલાક સમય પર્યંત સર્વ પાડોસીઓ અને હિંદુ મુસલમાનાદિ સર્વ મનુષ્યોએ તેમને દર્શન પ્રણામ કર્યાં પછી પ્રભુના સન્યાસી ભક્તો તેમને પાલખીમાં બેસાડી કેદારઘાટ પર લઇ ગયા. ત્યાંથી નૌકામાં બેસાડી ગંગાજીમાં થઇને મણિકર્ણિકા ઘાટ લઇ જવામાં આવ્યા. ત્યાં પૂજન અર્ચનાદિ કૃત્ય સંપૂર્ણ કરી તેમને યથાવિધિ જળ-સમાધિ આપવામાં આવી. બસ, એજ અન્ત્યેષ્ટિ ક્રિયા. અહા! જે ભાગ્યશાળી નર—નારીએ આ સમયે લાટુ મહારાજની પરમાનંદ મૂર્તિનાં દર્શન કર્યાં છે તેમના મનમાં એક મહાન આધ્યાત્મિક સત્યની છાપ દૃઢ રૂપે અંકિત થઈ છે. ધન્ય ગુરૂમહારાજને અને ધન્ય એમના લાટુ મહારાજને! ” ”

વાચક બંધુ! સત્સંગનું માહાત્મ્ય જોયુ? માટેજ શાસ્ત્રકારો કહે છે કે સત્સંગ કર! સત્સંગ કર! સત્સંગથી ખલપુરૂષો સાધુ થાય છે! પારસના સ્પર્શથી લોહ કંચન બને છે! જય ભગવાન રામકૃષ્ણ પરમહંસ દેવ!

## શોક!

અતિશય શોકાકિન ચિત્તે લખવું પડે છે કે શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનાં ધર્મપત્ની, ચિર બ્રહ્મચારિણિ, સાક્ષાત્ મહાકાલી સ્વરૂપિણિ, પરમપૂજ્ય, પરમારાધ્યા શ્રી શારદામણી દેવી એ જગતનું અતિશય કલ્યાણ સાધન કરી શ્રાવણ કૃષ્ણ, ચોથ ના ૧૭—૮—૨૦ મંગળવારને દિવસે કલકત્તા નજીક મઠમાં રાત્રે દોઢ વાગે, ૬૭ વર્ષની વયે ભક્ત મંડળીને શોકસાગરમાં નિમગ્ન કરી મહાસમાધિયોગે સ્વધામ—પ્રયાણ કર્યું છે.

બીજે દિવસે સવારે ૧૧॥ વાગે ભક્તોએ માતાજીના પવિત્ર શરીરને ચંદન પુષ્પમાળા વગેરેથી સજ્જિત કરી, રામનામ કીર્તન કરતા બરાહનગર લઇ ગયા. ત્યાંથી નૌકાદ્વારા ગંગાજીમાં થઇને બેલુડ મઠમાં ઉપસ્થિત થયા. ત્યાં ગંધ, પુષ્પ, ધૂપ, દીપ દ્વારા તેમનું પૂજન અર્ચન કર્યાં પછી શ્રી ગુરૂદેવની સ્ત્રી ભક્તોએ શ્રી માતાજીના શરીરને ગંગાજીમાં લઇ જઇ સ્નાન કરાવી નવીન વસ્ત્રો ધારણ કરાવ્યાં. પછી સ્વામીજી વિવેકાનંદજીના સમાધિ મંદિરની ઉત્તર દિશામાં ગંગા કિનારે ચંદનકાષ્ટની ચિતા સજ્જિત કરી માતાશ્રીના પુણ્યદેહને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

જોતજોતામાં પવિત્ર દેહ પંચભૂતમાં મળી ગયો. સ્થૂળજગતનું અવશેષ ચિહ્ન નેત્ર સમક્ષથી અંતર્ધાન થયું. ભક્તજનો તેમની પુણ્યસ્મૃતિ હૃદયમાં ધારણ કરી અશ્રુ વહાવતા વહાવતા વિદાય થયા.

માતુશ્રી શારદામણી દેવીનું જીવન ભવિષ્યમાં “ભારત જીવનમાં” આલેખવાની ઇચ્છા છે



દાક્ષાશંકર રામચંદ્ર મહેતા.

આનન્દની સીમા ન રહી. તે આનન્દ મગ્ન થઇ વારંવાર ગુરૂચરણમાં મસ્તક નમાવી, આલોટવા લાગ્યો. થોડીવારમાંજ તે સચેત થયો. વખતે કોઈ જોવા પામે અને ખાજી બગડી જાય! તે આચાર્ય—ચરણ છોડી દઇ ભયચકિત નેત્રે ચારે દિશામાં જોવા લાગ્યો. કોઇ દિશામાં કોઇને દીઠું નહિ ત્યારે તે નિશ્ચિંત થયો, અને પુનઃ બોલ્યોઃ " ભગવન્! આજે મધ્ય રાત્રિએ આ અરણ્યમાં હું સર્વ પ્રકારની તૈયારી કરૂં છું. આપ મધ્ય રાત્રે આ માર્ગે થઇનેજ પસાર થજો. હું માર્ગમાંથીજ આપનો સંગાત કરી યથાસ્થાને લઇ જઇશ." આચાર્યે કહ્યું: " બહુ સારૂ તેમજ કરીશું. " કાપાલિકે વિચાર્યું કે હમણાંજ જઇને સર્વ તૈયારી કરવી જોઇએ. સર્વ તૈયારી ઉતાવળે થઇ શકશે નહિ. વખતે કાંઇ ભૂલ થઇ જાય, અન્ય શિષ્યો પણ સાથે નથી કે જેથી તે સામગ્રી તૈયાર કરવામાં મ્હને સહાયતા કરે. કાપાલિકે આચાર્ય પાસેથી રજા લીધી. ગુપ્ત રીતે અરણ્યમાં ચાલ્યો ગયો. તેના મનમાં એકજ ભય હતો કેઃ વખતે મ્હને કોઈ જોઇ પૂછપરછ કરે. કાપાલિકના સદ્ભાગ્યે તેને કોઈ જોવા પામ્યું નહિ. કાપાલિકે આજે શંકરાવનાર આચાર્ય માનવ શંકરનું મસ્તક બલિદાન દેવાની સર્વ તૈયારી કરી. થોડીવાર પછી આચાર્યદેવે પણ આશ્રમસ્થાન તરફ ગમન કર્યું.

સાયંકાળ થતાં જ આચાર્યના સર્વ શિષ્યો એકત્ર થઇ ગુરૂચરણ સાન્નિધ્યે આવી પ્રણામ કરવા લાગ્યા કોઇ શંખ ઘણ્ટા વગેરે વગાડતા ગુરૂદેવનું પૂજન કરવા લાગ્યા, પરંતુ કાપાલિકની ગેરહાજરી જોઇ પદ્મપાદ અતિ વિસ્મય પામ્યો. તેણે મનમાં જ વિચાર્યું કેઃ અંદરખાનેથી કંઇ કાપટ્ય હોવું જોઇએ. ગુરૂ ભક્તિનો એજ પ્રતાપ ! ઇષ્ટદેવના સાધન ભજનનો એજ પ્રભાવ ! આત્મા સાક્ષીભૂત કહેવાય છે તે આનું નામ ! સ્હામાના કારસ્તાનની ખબર પડી જાય એજ મનેમન સાક્ષી ! ગમે તેમ, પણ હમણાં તો તેણે પોતાના વિચાર ગુપ્ત રાખ્યા. તેણે ભક્તિપુરઃસર ચિત્ત-ગુરૂદેવના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા. આચાર્યને પ્રણામ કર્યા પછી શિષ્યો એક પછી એક પોતાના સાધનમાં પ્રેરાયા. કાપાલિકની ભયંકર મનવાંછના કોઇના જાણવામાં ન હતી. આચાર્યે પણ એ સંબંધી કોઇ સાથે કંઇ વાતચિત કરી નહિં. તેમનું મન નિશ્ચયાત્મક પ્રદેશમાં વિચરી રહ્યું હતું. તેઓ જાણતા હતા કેઃ ભગવત્ ઇચ્છા કલ્યાણકારક જ છે. તે જગતનાં પ્રાણી માત્રનું કલ્યાણજ કરે છે. સ્થુળ દૃષ્ટિએ જણાતા અનેક અનિષ્ટ પ્રસંગોમાંથી પણ જીવોનું કલ્યાણ સાધન થાય છે. માનવ મન માયાવી હોવાથી દુઃખદ જણાતા પ્રસંગે ધૈર્ય ધારણ કરતા નથી. પરંતુ તેવા પ્રસંગો પરિણામે સુખદજ નિવડે છે. ભગવાન કલ્યાણકારક છે. મંગળમય છે. ભક્તવત્સલ છે. ધર્મનું સ્થાપન કરે છે. અધર્મનો નાશ કરે છે. દેવોનું પાલન કરે છે. અસુરોનો નાસ કરે છે. ભગવદ્ ઇચ્છા મહાન છે. " એમ કહી સમાધિસ્થ થઇ સમય વ્યતીત કરવા લાગ્યા. ધીમે ધીમે રાત્રિનો અંધકાર સર્વત્ર વ્યાપી ગયો. મધ્યરાત્રિ થતાંજ સર્વ શિષ્યો નિદ્રાવશ થઇ ગયા. પરંતુ આચાર્ય તો પોતાના સ્થાન ઉપરજ બેસી રહ્યા હતા.

અમાવાસ્યાના ગાઢ અંધકારમાં નિર્મળ આકાશનાં નક્ષત્રોએ અપૂર્વ શોભા ધારણ કરી હતી. મધ્યરાત્રિનો શીતળ વન-સમીર વન-કુસુમની સૌગંધ વહન કરી ચારે દિશા સુગંધિત કરતો હતો. વચમાં વચમાં નિશાચર પશુ પક્ષીઓના શબ્દ કાને સંભળાય છે. સર્વ જગત્ જાણે કોઈ એક મહાન્ ભાવનામાં તન્મય થઇ રાત્રિના ખોળામાં સુઇ રહ્યું છે. એક તરફ પ્રકૃતિ દેવીનું માધુર્ય, બીજી તરફ અમાવાસ્યાના ગાઢ અંધકારમાં સમગ્ર જગતનો દેહ

# प्राणायाम विधि।

( ૩ )



જેઓ બ્રહ્મચર્યનું અમૂલ્ય રત્ન પેઠે પાલન કરે છે, વીર્યને જે અમૃત સમજે છે તેના જ શરીરની શુદ્ધિ રહે છે અર્થાત્ તેજ નિરોગી, રહે છે. તેવા મનુષ્યો અકાળ મૃત્યુને શરણે થતા નથી. આહાર વિહારમા નિયમિત રહેનારા યોગાભ્યાસી મનુષ્યોના આચરણ પશુવત્ થતા નથી ! તેમના પ્રત્યેક કાર્યમાં દેવત્વ જણાઇ આવે છે. જેનામા દેવત્વ છે તે અકાળ મરણને શરણ કેમ થાય ? તેના શરીરમાં વાત, પિત્ત કે કફનુ પ્રાબલ્ય કેમ હોય ? તે નિત્ય નિત્ય ડાક્ટર કે વૈદ્યની દવાઓ પેટમાં નાખી સમસ્ત શરીરની ક્રિયાને નાજુક કેમ કરી મુકે ! તે શરીરને ડાક્ટર વૈદ્યોની પ્રયોગશાળા કેમ કરી મૂકે ! એવા યોગાભ્યાસીનાં શરીર-જેમ ઘણાં શ્રીમંત શેઠિયાના પેટ ગોળી જેવા-મેદયુક્ત મોટા વધેલા જણાય છે તેવાં કેમ જણાય ? તેવા નિયમિત મનુષ્યોની છાતીમા-ગળામાં વારંવાર કફના લોચા કેમ બાઝી આવે ? વારંવાર તેમની છાતીમાંથી ખોખરો અવાજ કેમ નીકળે ? તેઓ દમવાળા મનુષ્યોની પેઠે વારંવાર ખોં ખોં કેમ કરે ! તેઓને મહેનત કરતાં, એકાદ દાદર ચઢતાં કે પાંચ પચાસ પગલા દોડતા લુહારની ધમણ પેઠે શ્વાસ કેમ ચઢી આવે ? વળી પિત્ત પ્રકૃતિવાળાં મનુષ્યોની પેઠે-વાત, પિત્ત, કફને સમાન રાખવાની ક્રિયા જાણવાવાળા અભ્યાસી પુરુષો-પિત્તોત્પાદક વસ્તુઓનું ભોજન કરતાં જ જ્વર દેવતાના સપાટામા સપડાઇ "બાપરે ! મરી ગયોરે !" એમ કરી થર થર ધ્રુજે કેમ ? અને બે ચાર દિવસમાં તો કેટલાંક માણસો તાવ પછી કફ વધતા જ સન્નિપાતને આધિન થઇ રામશરણ થઇ જાય છે તેમ અભ્યાસી મનુષ્યો મૃત્યુને વશ કેમ થાય ?

વાંચક બંધુ ! ઉપરોક્ત કથનનું તાત્પર્ય સમજ્યા ? જે મનુષ્યો આહાર વિહાર નિયમિત રૂપે રાખતા નથી, જેઓ વિર્યની મહત્તા સમજ્યા વગરજ તેનો દુરુપયોગ કરે છે, જેઓ વીર્યને જળના રેલાની માફક વાપરી નાંખે છે, જેઓ " ભોગ તેટલા રોગ " એ વાક્યનું મહત્વ સમજતા નથી, જેઓ શાસ્ત્રોપદેશ કાને ધરતા નથી, તેમને માટે યોગાભ્યાસ પ્રાણાયામ આદિ-સાધ્ય નથી. તેમને માટે તો તેમની મરજી પ્રમાણે વર્તવું અને એક દિવસ કુતરાં-બિલાડાં પેઠે મરણને શરણ થવું એજ નિર્માણ થયેલ છે.

તેવાઓ માટે યોગાભ્યાસ નથી ! પરંતુ જેને શાસ્ત્ર ઉપર-ગુરુ ઉપર શ્રદ્ધા છે, તેને માટેજ યોગાભ્યાસ છે. તેને જ શરીર શુદ્ધિની અને તેને જ આસન સિદ્ધ કર્યા પછી પ્રાણાયામમાં જોડાવાની આવશ્યક્તા છે. આસન સિદ્ધ કર્યાથી પ્રાણાયામ સત્વર સધાય છે. પ્રાણાયામથી અંતઃકરણ પવિત્ર રહે છે, બુદ્ધિ સ્થિર થાય છે. ચંચળતા નાશ પામે છે. ધૈર્ય વૃદ્ધિ

પામે છે, શરીર તેજસ્વી બને છે, તે પછી સાધક જે જે કાર્ય કરે છે તેમાં તેને સારો યશ મળે છે."

જેમ ઘેર ઘેર જઈને દ્રવ્યોપાર્જન કરવું અને રાજા મહારાજા પાસેથી જાગીરો મેળવવી, એ બન્નેમાં જેટલું અંતર છે તેટલું જ અંતર કર્મોદ્વારા પુણ્યપુંજ સંચય કરવો, એમાં અંતર છે.

૨.

આજકાલ ઘેર ઘેર ભિક્ષા માગતા અને " જય કલ્યાણ " કરી પૈ પૈ એકત્ર કરતા બ્રાહ્મણોને આપણે જોઈએ છીએ અને કેટલાક વચનસિદ્ધ યોગી મહાત્માઓના એક વચનથી દરિદ્રીઓને ધન પ્રાપ્ત થતાં કિંવા વંધ્યા સ્ત્રીઓને પુત્ર પ્રાપ્ત થતાં હજારો રૂપિયાની ભેટ પ્રાપ્ત કરતા મહાત્માઓને પણ જોઈએ છીએ. એ બન્નેમાં ફરક કેટલો છે ? એક મનુષ્ય તપ કર્યા વગર, શાસ્ત્ર કથિત યોગક્રિયા કર્યા વગર થોડું ઘણું સંધ્યાવંદન કરી ન કરી ભિક્ષા માંગવા નિકળી પડે છે, જ્યારે બીજો એક મનુષ્ય શરૂવાતમાં અનેક પ્રકારના સંકટ સહન કરીને પણ સદ્‌ગુરૂ પ્રાપ્ત કરી યોગસિદ્ધ થાય છે. સિદ્ધ થતાં જ મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી તેના સન્મુખ હાથ જોડી હાજર થાય છે. તાત્પર્ય એ છે કે બ્રાહ્મણ ( ક્ષત્રિય, વૈશ્ય ) માત્રે પોતાનાથી બને તેટલો પરિશ્રમ કરી શાસ્ત્ર કથિત જ્ઞાન, ભક્તિ અને યોગ માર્ગમાં ગોળાકાર પુણ્ય સંચય કરવો. શ્રીમંતોનું દ્રવ્ય અને તેમનાં પુણ્ય પણ ખુટી જાય છે, પરંતુ યોગ માર્ગે પ્રાપ્ત કરેલું પુણ્ય કદી પણ ખુટતું જ નથી. દુર્વાસા ઋષિ ક્રોધી હતા, તેથી તેઓ મંત્ર જપ કરતા—યોગક્રિયા કરતા—દૈવિ શક્તિ સંચય કરતા અને શાપ દઈ શક્તિનો ક્ષય કરતા પણ વળી પાછા યોગ ક્રિયા દ્વારા તેટલી જ શક્તિ સંચય કરતા ! શ્રીમંતો એમ જાણે છે કે દ્રવ્ય કમાતા જઈશું અને દર વર્ષે તીર્થયાત્રા કે યજ્ઞયાગાદિ, બ્રાહ્મણ ભોજન આદિ દાન કરી પુણ્ય સંચય કરતા જઈશું પરંતુ તેમની એ ધારણા કેવળ ભૂલ ભરેલી છે! નિત્ય દ્રવ્ય પ્રાપ્ત કરવું અને તેમાંથી ખર્ચ કરવો એનો અર્થ શો ? જમે અને ઉધાર પાસું બરાબર થઈ જાય તેથી લાભ શો ? અમારૂં તો એવું માનવું છે કે એવા શ્રીમંતો દાન ધર્મ કરતાં હશે તેના કરતા પાપનું ધન વધતું જ જતું હશે ! પરિણામે તેમનો પુણ્ય સંચય થતો હોય એ બહુ થોડે અંશે માની શકાય એમ છે. ગમેતેમ પણ યોગ માર્ગે મેળવેલું પુણ્ય અખુટ હોય છે. એ માર્ગે ચડેલો મનુષ્ય પાપ પુણ્યનો વિચાર કર્યા સિવાય ડગલું ભરશે નહિ. તેનાં સર્વ કર્મો નિર્મળ હોય છે એટલે તેમાં પાપ વાસના તો હોય ક્યાંથી ? અને જ્યાં પાપ વાસના નથી, જે પ્રભુના ધ્યાનમાં જ આઠ પ્રહર જોડાયલો છે તેનાં પુણ્ય સંચયનું શું કહેવું ? તેવાં પુણ્યશીલ મનુષ્યો ગંભીર અને નિર્ભય ચિત્તના હોય છે. તે દુઃખમાં ગભરાઈ જતા નથી; અથવા સુખમાં ફુલાઈ જતા નથી. તેઓ સરલ અને કોમળ મનના હોય છે તેમ જ્યાં વિષય ભોગ ભોગવવામાં બહુ કંજુસ-કઠોર મનના હોય છે. તે વિષય ભોગને યમરાજના દૂતો સમજે છે—અરે ! તેને વિષવત્ જ માની તેનાથી દૂર જ ન્હાસે છે. તેમના મન ઉપર અહંકારની લહરીઓ ઉઠતી નથી, તેમ જ્યાં તે પરાક્રમમાં આગળ વધેલા હોય છે. કર્તવ્યમાં તે સતત જાગ્રત હોય છે, ધન્ય છે એ પરાક્રમને !

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને નરવીર અર્જુનને ઉપદેશ દીધો છે કે " તું યોગી થા. " અને છઠ્ઠા અધ્યાયમાં યોગીનોનું વર્ણન તેને કહી સંભળાવ્યું છે. અર્થાત

આસનો દ્વારા શરીર શુદ્ધ થતાં જ પ્રાણાયામનો આરંભ કરવામાં સુગમતા થાય છે. યોગી થવું એ કુમાર્ગ [illegible]-સત્ત્વગુણ [illegible]. એ કોઈ [illegible] ચિહ્ન નથી. અત્યારે તો કોઈ મનુષ્ય જગત[illegible] [illegible] પ્રપંચનો ત્યાગ કરી શુદ્ધ પવિત્ર અંતઃકરણનો બને, યોગી થાય, મહાત્મા બને, [illegible] પરાયણ [illegible] તો [illegible] અને પ્રપંચ પ્રિય મનુષ્યો નિરૂપયોગી જણાવે છે ! [illegible] મશ્કરી કરે છે ! તેને સમાજમાં માન મળતું નથી ! પરંતુ સાચા યોગીને માટે થોડા વખત એવી સ્થિતિ રહ્યા પછી તેની અદ્‌ભુત-ચમત્કારિક-દૈવી શક્તિ વડે સકળ જગત્ આકર્ષાઈ તેને રાજા મહારાજા કરતાં પણ અધિક માન મળે છે ! જગતથી ભય પામી યોગાભ્યાસમાં ન જોડાવું એ કેવળ પૂર્વનાં પાપનું જ ફળ છે. સત્ કર્મમાં જોડાવું એમાં ભય શા માટે ? અર્જુન શ્રેષ્ઠ રાજકુમાર હતો નરમાં વીર હતો, શ્રી કૃષ્ણ ભગવાનનો પ્રિય ભક્ત હતો. તેને પુરૂષાર્થ સાધ્ય કરાવવા માટે તે જગતમાં અપરાજિત બને તે માટે, અને તેના શરીરમાં ધૈર્ય, શૌર્ય ઉત્પન્ન થાય તે માટે જ યોગનાં આસનો, પ્રાણાયામ, આદિ યોગનાં અંગો શ્રી કૃષ્ણ ભગવાને શિખવ્યાં હતાં. ત્યારે જ તેના મન પ્રાણમાં અનન્ત શક્તિ સંચય થયો હતો, ત્યારે જ તે આત્મ દર્શન પામ્યો હતો અને આત્મ લાભ કરી, શ્રેષ્ઠ યોગી બની શક્યો હતો. એ મહાન શક્તિ તેને કેટલી બધી ઉપયોગી થઈ પડી હતી ને વાંચક બંધુઓથી અજાણ્યું નથી. શ્રી કૃષ્ણ એ સાક્ષાત્ ભગવાન હતા. ઈશ્વરાવતાર હતા. અર્જુન એ તેમનો પ્રાણપ્રિય મિત્ર હતો. બન્ને મહા સમર્થ હતા. તેઓ યોગ સાધના કરવા સમર્થ હતા આપણાથી તે બની શકે કેમ ? આવી કોઈ વાંચક શંકા કરશે પરંતુ તેનો ઉત્તર સહજ છે: રાજ્યાસન ઉપર બેસી રાજા રાજ્ય ચલાવે છે અર્થાત્ રાજ્ય સૂત્ર રૂપે તે જગત્ સંસાર નિર્વાહ કરે છે અને આપણે સામાન્ય સ્થિતિનાં મનુષ્યો આપણું ઘર ચલાવીએ છીએ અર્થાત્ ન્હાનકડું રાજ્ય ચલાવીએ છીએ. એ બન્ને એક પ્રકારે સરખું જ છે. બન્નેના નીતિ રીતિ એક સરખીજ છે. મ્હોટા યોગીયો મહા પરાક્રમી થઈ ગયા છે. પરંતુ આપણે થોડા ઘણો પણ તેવા અભ્યાસ કરી તેવી શક્તિનો સંચય કરવો. એવી ઈચ્છાથી યોગાસનોનો અભ્યાસ કરવા અને પ્રાણાયામ શિખવા પ્રયત્ન કરવો.

યોગશાસ્ત્રમાં કહ્યું છે કે: યોગાસનનો અભ્યાસ કરનાર તરૂણ હો કે વૃદ્ધ હો, અતિ વૃદ્ધ હો કે બાલ હો, દુર્બલ હો કે દરિદ્ર હો, પરંતુ તેને નિત્યના અભ્યાસથી યોગાસન સાધ્ય થઈ શકે છે. દ્વિજાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ઉપરાંત સ્ત્રીઓ અને શુદ્ર એ સર્વને આસન-પ્રાણાયામ આદિ યોગ સાધનનો અધિકાર દયાળુ ઉદાર યોગશાસ્ત્રે આદર-પૂર્વક આપ્યો છે. ધૈર્યપૂર્વક સાધન કરવું જોઈએ.

ગંગા, યમુના, નર્મદા આદિ પવિત્ર નદીયો જગતને પવિત્ર કરવા માટે રાત્રિ દિવસ એક સરખી વહન થઈ રહી છે. તેજ પ્રમાણે ઉદાર યોગશાસ્ત્ર પણ વિદ્યમાન છે. ઘણા દૂર દેશાવરના અનેક મનુષ્યો ગંગા યમુના, નર્મદા આદિ નદીયોનાં સ્નાન પાન દ્વારા પવિત્ર થાય છે, યોગશાસ્ત્રમાં પ્રવિણ થનાર માટે-યોગ સાધન કરનાર માટે પણ દિવ્ય જ્ઞાન પ્રાપ્ત કરી સાયુજ્ય મુક્તિનો લાભ થાય છે એ તત્વ જ્ઞાનીઓને સુપરિચિત છે. (અપૂર્ણ.)

---

॥ श्री गुरवे नमः ॥

એક સામાજિક-ધાર્મિક નવલકથા.

# योगानन्दनो योगाश्रम

अथवा

## जीवनमुक्तिनो महामंत्र।

### દ્વિતીય અધ્યાય. ( ચાલુ. )

---

#### શંકા સમાધાન.


જેવું કરો તેવું પામો એનું તુર્તજ દૃષ્ટાન્ત ! વ્યાપારીને ત્યાં જમા ઉધાર કરતાં જરા વિલંબ પણ લાગે પરંતુ ઇશ્વરના રાજ્યમાં એવું પોલંપોલ ખાતું ચાલતું નથી ! એના ચોપડામાં જમા ઉધાર થતાં જરાપણ વિલંબ થતો નથી. તમે બીજા આત્માને જેવું આપો તેવું તમને મળ્યા વગર રહેશે નહિ. એ માટેજ આપણા તપસ્વી ઋષિ મુનિઓએ લોક કલ્યાણ માટે દાન કોને કેવે પ્રકારે આપવું. તેના નિયમો રચ્યા છે. એ દાન મહિમા ગૃહસ્થાશ્રમીજનોને જાણવા જોઇએ અને તે પ્રમાણે વર્તવું જોઇએ. પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કરવું પણ પરોપકારાર્થે તેનો વ્યય કરવામાંજ શ્રીમંતો સમજતા નથી ! તેથીજ તેઓ અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે ! બાપ કલ્યાણદાસ ! પૂર્વનાં પુણ્યને પ્રતાપે અને આ જન્મના સત્કર્મ-સદ્બુદ્ધિ-ભગવત્ પ્રાર્થનાને પ્રતાપે મનુષ્યને લક્ષ્મી પ્રાપ્ત થાય છે, અને બધા શ્રીમંતો માને છે કે ભગવાનની કૃપાથી જ અમને લક્ષ્મી મળી છે. તો પછી તે લક્ષ્મીનો સદુપયોગ ભગવાનનાં દુઃખી દરિદ્રી સંતાનો જેને આપણે " દરિદ્ર નારાયણ " કહીએ તેનાં દુઃખ ટાળવામાં કરવો એજ દ્રવ્યનું સાર્થક્ય કહેવાય. શ્રીમંતોએ ગૃહસ્થાશ્રમમાં ઉતરતાં પહેલાંજ ધર્મશાસ્ત્રનો બરાબર અભ્યાસ કરવો જોઇએ. એટલે તેને ધર્મનાં બીજાં તત્વો સાથે દાન-મહિમા પણ સમજાય. દાન કેવી રીતે, કેટલું કરવું તે જાણવામાં આવે ત્યારેજ યથાર્થ દાન કરેલું કહેવાય. આજકાલ તો શ્રીમંતો પોતાનાં બાળકોને ગુજરાતી અંગ્રેજી કેળવણી આપી કે નાંખ્યા ગૃહસ્થાશ્રમમાં ! ને બિચારા ધર્મનું નામ જ સમજતા નથી. તેનો પિતાજ કહેતો હોય છે કે વૃદ્ધ થઇશું ત્યારે ધર્મનો અભ્યાસ કરીશું. વૃદ્ધ થયાં ત્યારે પણ એ દાન પુણ્ય-ભવિષ્યમાં ગયું ! એજ સંસ્કાર સંતતિમાં ઉતરે છે અને પછી તે પણ પિતાને પગલે ચાલી સંસારનિર્વાહ કરે છે ! પરંતુ બાપ ! કાળ મનુષ્યની

ડોટી ક્યારે મરડી નાંખશે તે કોણ જાણે છે? કાળના વિકાળ ચક્રમાં અસંખ્ય શ્રીમંતો કચડાઇ ગયા, વિલાસ વિભવ છોડી અકાળ મૃત્યુને વશ થયા! તેમની લક્ષ્મી આ લોકમાં એમને એમ પડી રહી! તેમનાથી કિંચિત્ પણ દાન-ધર્મ થયું નહિં! તેમનાથી કશો પણ પરોપકાર સધાયો નહિં! પછીથી તેમની પાછળ રહેલા વારસો પુત્રોએ-તે લક્ષ્મી સારી પેઠે અધર્મ-અનીતિમાં ઉડાવી દીધી! કેટલાક મનુષ્યો પુત્ર સંતતિ વગરજ આ લોકનો ત્યાગ કરી ગયા. તેમની પાછળ પિત્રાઈ ગોત્રાઇએ કોર્ટમાં લઢી મૂવા અને સમ્પત્તિ મળી ત્યારે તેનો ગમે તેવો ઉપભોગ કર્યો! એવા ઘણા દૃષ્ટાન્તો જગતમા જેવામા આવે છે લક્ષ્મીનો એ પ્રમાણે ગમે તેવો ઉપભોગ થાય, દાન પુણ્ય થાય નહિં, ધર્મ-ઇશ્વર સંબંધી કશું જ્ઞાન મેળવાય નહિ, કોઈ આત્માને અન્ન વસ્ત્ર કે વિદ્યાનુ દાન અપાય નહિં, કોઇના આત્માને શાંતિ અપાય નહિં. ત્યારે પછી એ લક્ષ્મી શા કામની! એવા લક્ષ્મીનંદનો મરણ પછી સર્પ થાય કે બીજે કોઇ જન્મ પ્રાપ્ત કરે એમા આશ્ચર્ય શું? મરણ પછી બીજે જન્મ ધારણ કરવો પડે છે એ તો સત્ય જ છે, અપૂર્ણ રહેલી વાસના પૂર્ણ કરવા માટેજ અવતાર લેવા પડે છે એ પણ સત્યજ છે ત્યારે ભાઇ! પારકા આત્માને સુખ શાંતિ આપી મનુષ્યે સુખ શાંતિ માધ્ય કરવી એજ જીવન કર્તવ્ય કે બીજુ કાંઈ? શાસ્ત્રકારોએ, ઋષિ મુનિયોએ માત્ર કંદમૂળનો આહાર કરી, ઇંદ્રિયોનુ દમન કરી ગુરૂકૃપાથી સમાધિ સિદ્ધ થઇ જેજે સૂક્ષ્મ તત્ત્વોનુ અવલોકન કર્યું છે, અંતરાત્માએ જેજે પ્રેરણા કરી છે તેજ તેમણે શાસ્ત્રોમાં લખ્યુ છે. આજના લોભી મનુષ્યોની પેઠે તેમણે દ્રવ્યના લોભ-લાલચથી ધર્મ-ગ્રન્થોને લખ્યા નથી. તેમણે કેવળ પરોપકારની ઇચ્છાથી જ ધર્મ ગ્રંથો લખ્યા છે. તેનો લાભ લેવો જોઈએ. કેટલાક અંગ્રેજી ભણેલા જુવાનો ધર્મ ગ્રન્થને શંકાની દૃષ્ટિથી જૂવે છે તે તેમનું દુર્ભાગ્ય છે! ભાઇ કલ્યાણદાસ! ધર્મગ્રન્થો પ્રત્યે શ્રદ્ધા રાખવી! ધર્મ અને ઇશ્વર એ બન્નેનું તત્વ જાણવુ. ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો એજ મનુષ્ય ધર્મ. એથીજ જીવન સાફલ્ય છે એમ માનવું. ॐ तत्सत् "

આટલું કહી રહેતાંજ મહાત્મા યોગાનન્દનાં નેત્રો બંધ થઈ બન્ને હાથ ધેનુમુદ્રા સહિત ઉંચા થયા. ભ્રુકુટીમાં નેત્રો સ્થપાઇ ગયા મૂળાધારથી છુટેલુ ચૈતન્ય બ્રહ્મ રંધ્ર પર્યંત પહોંચી ગયુ. શ્વાસપ્રશ્વાસ થતો બંધ પડયો. સુષુમ્ણાદ્વારથી પ્રાણવહન થઈ તાળુમાં સ્થિર થયો. બાહ્ય ચૈતન્ય-બાહ્યજ્ઞાન-લુપ્ત થયુ. કેવળ તદાકાર થઈ ગયા, તેમની મ્હામે બેઠેલા સત્યવ્રતે બે હાથ જોડી તેમનુ ધ્યાન ધર્યું. કલ્યાણદાસ આદિ સર્વ મનુષ્યો બે હાથ જોડી મહાત્માના મ્હામે જેવા લાગ્યા. આ સમયે કોઇએક પ્રકારનુ ચૈતન્ય મહાત્માના શરીરમાંથી નિકળી પ્રસરવા લાગ્યું. ધીમેધીમે તે ચૈતન્યે ત્યાં બેઠેલા સર્વના શરીરમા પ્રવેશ કરવા માંડયો. સર્વનાં મન આકર્ષાવા લાગ્યાં. સર્વ એકચિત્ત થયાં. મહાત્માના મુખ પર પ્રકાશ જણાવા લાગ્યો. સર્વ સ્તબ્ધ થઇ ગયા. કલ્યાણદાસ તથા તેમના પિતા આદિ મનુષ્યોના હૃદયમાં કંઇક ધીમા ટકોરા વાગતા હોય તેવો અનુભવ થવા લાગ્યો. થોડીવારમાં કલ્યાણદાસના પિતાનાં નેત્રો મિંચાઇ ગયાં. તે પછી કલ્યાણદાસ અને તેમની પત્ની જયાદેવીનાં નેત્રો મિંચાયા ક્ષણમા આ શુ થયુ વારૂ? ત્રણે જણ જ્ઞાન શૂન્ય થઈ કાંઇક અલૌકિક બનાવ જેવા લાગ્યા. અહા! તે બનાવ જેતાં તેમને જે સુખ-આશ્ચર્યની લાગણી થાય છે તેનાં ચિન્હ તેમનાં મુખ ઉપર થતાં સ્પષ્ટ જણાય છે!

અહા ! શો યોગનો પ્રભાવ ! યોગની કેવી અદ્‌ભુત શક્તિ ! યોગનું કેવું અલૌકિક સામર્થ્ય ! આ વખતે જાણે કોઇએ તેમના પ્રાણની 'લગામ' ખેંચી રાખી ન હોય !

કેટલાક સમય પર્યંત યોગેશ્વર યોગાનન્દ એવીજ સ્થિતિમાં રહ્યા. તેમના મુખ ઉપર અને આસપાસ પ્રકાશના કિરણો પ્રસર્યાં હતાં. તેનો વિસ્તાર વધવા લાગ્યો. જોતજોતામાં ઓરડા-વાડીયામાં જાણે ચંદ્રના ચાંદની પથરાઇ હોય તેવો દેખાવ થઇ રહ્યો. યોગાનન્દજીનું મુખ ચંદ્રસદૃશ સ્નિગ્ધ-સુંદર જ્યોતિર્મય થઈ રહ્યું. મસ્તક, નેત્ર કાન વગેરે તે પ્રકાશમાં અંતર્ધાન થઇ ગયું. ઉપર જ્યોતિર્મય ગોલક જ્યોતિ વિસ્તારી રહ્યો છે. નીચે અર્ધો દેહ-ખંડ જણાય છે. ઉંચા કરેલા અર્ધા હાથ પણ જ્યોતિમાં ઢંકાઇ ગયા છે. કલ્યાણદાસની શંકા ભરેલી દૃષ્ટિએ એક વખત સર્વત્ર જોઇ લીધું પૃથિવિપર, ઉંચે આકાશમાં, વૃક્ષો અને પર્ણકુટી ઉપર સર્વત્ર ચાંદનીજ ચાંદની જણાતી હતી ! આ તે થયું શું ? તેને સમજ પડી નહિં. તે સ્તબ્ધ થઇ ગયો હતો. શેર દલાલીનો ધંધો કરતી વખ અને માલ કઢાવ્યા પછી તેણે અનેક માણસોને છેતર્યાં હતા, અનેકને વાક્‌જાળમાં ફસાવ્યા હતા, અનેકને ખોટાં બહાનાં કાઢી ઉડાવ્યા હતા, અનેક પ્રકારની ચતુરાઇ ચલાવી અનેકને ઉંડા કૂવામાં ઉતાર્યાં હતાં ! અર્થાત્ તેણે અત્યાર સુધી ઘણું લુચ્ચાઇ-હોંશિયારી ચલાવી હતી પરંતુ આજે તે સ્તબ્ધ થઇ ગયો ! આજે તેણે જે કાંઇ જોયું તે જોતાં ચકિતજ થઈ ગયો છે. તેણે ઘણુંએ ધારી ધારીને જોયું. આસપાસ સર્વની ઉપર દૃષ્ટિ ફેરવી કે વખતે યોગાનન્દજીએ કંઇ કરામત તો નથી ચલાવી ! વખતે કંઈ નજરબંધીનો ખેલ તો નથી રચ્યો ! કેટલાક જાદુગરો હાથ ચલાવીથી માટીને બદલે મિઠાઇ કહાડે છે, કેટલાક ધડ ઉપરથી મસ્તક ઉઠાવી ઉંચે ટાંગે છે, કેટલાક પેટીમાં પેસાડેલો છોકરો ઉડાવી દે છે અને વગડેથી પાછો બોલાવે છે ! યોગાનન્દજીએ કાંઇ તેવો ખેલ તો રચ્યો નથી ! તે પ્રથમથીજ બધી તપાસ રાખતો હતો. સત્યવ્રત અને બ્રહ્મચારી શિવપ્રસાદ ત્યાંજ ઉભા હતા. ત્યાંથી જરા પણ ખસ્યા ન હતા. યોગાનન્દજી પણ વાતો કરતા હતા. એકાએક નેત્રો બંધ થયાં અને જોત જોતામાં અલૌકિક બનાવ બન્યો હતો. અદ્‌ભુત દેખાવ દેખાયો હતો !

ત્યારે આ થયું શું ? તેનાથી કળાયું નહિ. કલ્યાણદાસનો પિતા આશ્ચર્યચકિત થઈ મહાત્માઓનાં દર્શન કરી જાણે શ્રીકૃષ્ણ ભગવાનનોજ સાક્ષાત્કાર થયો હોય એમ માની બે હાથ જોડી મસ્તક નમાવી રહ્યો હતો. કલ્યાણદાસની પત્ની જમની તો સ્તબ્ધજ બની ગઇ હતી. પવિત્ર મનની, પતિવ્રતા જમનાએ આવું અપૂર્વ, ચમત્કારિક દૃશ્ય કોઇ દિવસ જોયું નહતું. તેણે સ્ત્રી ચરિત્રો વાંચ્યાં હતાં, તેમાં સીતાજીએ અગ્નિ પ્રવેશ કરી પુનઃ શરીરને તેવું ને તેવુંજ બહાર કાઢેલું પણ વાંચ્યું હતું. તેણે ધ્રુવજીની કથા વાંચી હતી. પાંચ વર્ષની વયમાં નિશ્ચયે તપ આદરી ભગવાન દર્શન કર્યાં હતાં તે પણ વાંચ્યું હતું. એ વાંચતાં તેને આશ્ચર્ય થયું હતું પરંતુ તેની માતાએ તેને સમજાવ્યું હતું કે સત્યવ્રતની પતિવ્રતા સીતાજીને સત્યને પ્રતાપેજ અગ્નિ સ્પર્શ ન કરી શકે. એમ હતું. ધ્રુવજીની અટલ-અચલ ભક્તિને પ્રતાપેજ ભગવાને દર્શન દીધાં હતાં. જો પુરા કે શ્રી ભગવાન ઉપર અટલ-અચલ શ્રદ્ધા રાખે તેને દર્શન થયા વિના રહે નહિ. અચલ ભક્તિને પ્રતાપેજ નરસિંહ મહેતાને બાળતાં દીવાનો દાગ બન્યો હતો. અચલ ભક્તિને પ્રતાપેજ મીરાંબાઇના વિષના પ્યાલા

અમૃતમય થઇ ગયા હતા ! એ સર્વ દૃઢ ભક્તિનોજ પ્રતાપ ! એમા આશ્ચર્ય જેવું શું ? આશ્ચર્ય એટલુંજ કે: ભક્તિ માર્ગે વળવું જોઇએ. અનેક સંકટ સહન કરીને પણ, મનુષ્યે પોતાનો ટેક છોડવો જોઇએ નહિ. "ભક્તનો ભગવાન" કહે છે તે અસત્ય નથી. જયાની માતાના આ શબ્દો તેના સ્મરણમાંથી ભૂસાયા ન હતા. આજે આશ્ચર્ય તો થયું પરંતુ તે સાથે નિશ્ચય માની લીધું કે: "દૃઢ અચળ ભક્તિને પ્રતાપે ભક્ત શરીર દ્વારા ભગવાન અલૌકિક લીલા કરે છે. આપણે સામાન્ય બુદ્ધિના જીવ ! માયામા રચ્યા પચ્યા રહેલા—બાપડાને તે આશ્ચર્યમાં ગરક કરી દે ! એમ જાણતા હતાં પણ તે ગોડી આકર્ષાઈ ન હતી. ચંદ્રનું જે કાર્ય તે યોગેશ્વર યોગાનન્દજી દ્વારા થયું ! ચંદ્રમાંથી અમૃતની વૃષ્ટિ થતી તે કાર્ય યોગાનન્દજી દ્વારા થયું ! અહો ! એ કાંઈ સાધારણ વાત છે ! એ કાંઈ સામાન્ય કાર્ય છે ! પ્રકૃતિ દેવીનું જે કાર્ય તે યોગાનન્દજી દ્વારા થયું ત્યારે શું એ મહાત્માએ પ્રકૃતિ દેવી ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે ? હા, તેમજ. હવે એ ન કરે એવું કાંઈ પણ કાર્ય બાકીજ રહેતું હોય ! ધન્ય પરમાત્મા ! ધન્ય તમારી લીલા ! " તે મનમાં ને મનમાંજ અનેક વિચારો કરતી હતી અને યોગાનન્દજીના મુખચંદ્ર મ્હામે નિરખતી હતી મનમાં ને મનમાંજ ભગવન્નામોચ્ચાર કરતી હતી.

સત્યેન ! અહા ! તે બે હાથ જોડી, નેત્રો મીચી, સદ્‌ગુરૂદેવ યોગાનન્દજી દ્વારા પ્રાપ્ત થયેલો ગુરૂમંત્ર સ્મરણ કરતો હતો.

શિવપ્રસાદની પણ તેજ સ્થિતિ હતી.

જોતજોતામાં ચાંદનીનો પ્રકાશ સંકોચાવા લાગ્યો. ચાંદની ઓછી થવા લાગી. જોત જોતામાં સર્વ પ્રકાશ અદૃશ્ય થઈ ગયો. માત્ર યોગાનન્દજીનું મુખ પ્રકાશ મારતું હતું. ધીમે ધીમે તેનું તેજ પણ ઓછું થયું અને પળ વારમાં તો સર્વ તેજ તેમના નેત્રમાંજ સમાઇ ગયું ! હવે તેમનું મુખ સ્પષ્ટ જણાવા લાગ્યું. આ ક્ષણે તેમના શરીરમાંથી એક પ્રકારનો નાદ સંભળાવા લાગ્યો. જાણે કાંઇ મૃદુ મંજુલ વીણા ન વાગતી હોય ! અહા ! શો મધુર સ્વર ! આ સ્વર ક્યાંથી નીકળતો હતો તે કોઇથી સમજાયું નહિ. સ્વરમાં બે ત્રણ પ્રકારનો ઝંકાર થઇ બંધ પડ્યો. હાથ ઊંચા હતા તે પાછા નીચે આવ્યા. થોડીવારે પછી નેત્રો થોડાં થોડાં ખુલવા લાગ્યાં. નેત્રો રાતાચોળ, અર્ધ વિકસિત, જાણે કંઈ કેફ કરી ન હોય ! ધીમો શ્વાસ વહેવા લાગ્યો. આ વખતે ઉચ્ચ પ્રકારના અત્તરની સુગંધ પ્રસરી રહી. વાહ ! કેવાં મૂલ્યવાન ઉંચાં પ્રકારના અત્તરની સુગંધ સર્વત્ર પ્રસરી રહી છે ! કલ્યાણદાસ મિલનો એજન્ટ હતો, એટલે તેને ઘેર અત્તર-સેન્ટની ખોટ ન હતી પરંતુ આના જેવું અત્તર તેણે કદીપણ જોયું ન હતું ! તેનો મદ ઉતરી ગયો ! અર્ધો કલાક બધાં સ્તબ્ધ બેસી રહ્યાં !

થોડીવાર પછી યોગાનન્દજીએ મૃદુ હાસ્ય કરી કહ્યું: " ભાઇ કલ્યાણદાસ ! એક વખત બ્રહ્માનન્દમાં લીન થયા પછી તે આનંદમાંથી નિકળવાનું મન જ થતું નથી પરંતુ શું કરવું ? તેમ ન કરીએ તો જગતને સતમાર્ગે દોરે કોણ ? શું તમને સત્‌ અને અસતનું કાંઇ જ્ઞાન થયું ? "

કલ્યાણદાસના મનમાંથી મેલ કપાવા લાગ્યો હતો. જગમાં નિર્મળીનો રસ પડતાં જેમ મળ નીચે બેસી જાય છે તેમ યોગાનન્દજીનો આજનો ચમત્કાર જોઇ તેના મનમાં નિર્મ-

જીનો રસ જાણે પડ્યો ન હોય ! તેનું મન અત્યારે તો નિર્મળ થયું હતું. જાણે યોગાનન્દજીના જેવોજ બની જાઉં એવું એવું મન થયું હતું !

તેણે ઉત્તર દીધું: " મહારાજ ! હું સમજી ચુક્યો છું કે: સત્ તે આપ અને અસત તે અમે ! પૂર્ણબ્રહ્મ પરમાત્મા તે આપ અને પ્રપંચી-પાપી-તે અમે ! સ્વર્ગ સમાન સુખના ભોક્તા તે આપ અને સંસારનાં અનેક દુઃખ-ત્રાસ રૂપી નરકના ભોક્તા તે અમે ! જીવનમુક્ત આપ અને વગર દોરડે-વગર સાંકળે-જાણી જોઈને બંધાઈ રહેલા પાપી જીવો તે અમે ! ભગવાન ! સંસારી જીવો કયા પ્રકારનાં સુખ ભોગવવા સંસાર બંધનમાં સુખ માને છે તેનો ભેદ હવે મ્હને સમજાયો. આપની કૃપા થતાંજ આ ક્ષુદ્ર પાપી જીવ કંઈક સમજવા શક્તિમાન થયો છે ! આપ સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માજ છો ! આપ જીવનમુક્ત છો. આપ જગતના જીવોના ઉદ્ધાર માટેજ અવતર્યા છો ! દયામય ! દયા કરો ! કૃપામય કૃપા કરો ! આપની અમૃતમય દૃષ્ટિ થતાંજ અમારૂં કલ્યાણ થશે ! "

યોગાનન્દજીએ મૃદુ હાસ્ય કરી પૂછ્યું: " કલ્યાણ સાધવાની તીવ્ર ઇચ્છા થઇ છે ? " કલ્યાણદાસ ક્ષણ પર્યંત અનેક વિચારમાં પડ્યો ! તેના મનમાં એક વખત સુંદર સ્વરૂપ ! પત્ની જયાનું સ્મરણ થયું. અહા ! આવું સુંદર રૂપ ! વળી મિલમાં બંધાયેલા વિશાળ બંગલાનું સ્મરણ થયું ! અહા, કેવું સુંદર ભવ્ય મહાલય ! અહા ! કેવા સુંદર કોમળ ગિદાના સાથેનાં પલંગો ! અહા ! મોટરો, ઘોડાગાડીઓ ! સુંદર સ્વાદિષ્ટ અનેક ભોજનો ! અનેક દાસ દાસીઓની ધમાધમ ! સાધુની સંગતિ તો આ બધું છોડાવી દે ! કલ્યાણ સાધવું એ પણ નિશ્ચયજ પણ શું કરવું ? આ બધું કેમ ત્યજાય ? રા—મ—રા—મ ! "

કલ્યાણદાસના મનમાં થતા વિચારો મહાત્મા યોગેશ્વર યોગદૃષ્ટિયે જાણી ગયા. તેમણે તુર્તજ કહ્યું: " ભાઈ કલ્યાણદાસ ! માનવ મન શ્વાનવત્ છે. કૂતરાને જેમ ઘેર ઘેર ભટકી આહાર મેળવવાની ટેવ પડી હોય છે તેમ મન પણ કૂતરા જેવું છે ! જે જે વિષયો ભોગવવાની તેને ટેવ પડી છે તેમાંથી પાછા હઠતાં તેને બહુ દુઃખ થાય છે. જે જે વિષયોમાં એક વખત તેને સ્વાદ પડ્યો છે તે તે વિષયો પુનઃ પુનઃ ભોગવવા મન દોડ્યાજ કરે છે ! દુષ્ટ મન સારી પેઠે જાણે છે કે: " ભોગ તેટલા રોગ. " એ ભોગો ભોગવવાથી અનેક રોગના ભોગ થઈ પડે છે, એ ભોગો ભોગવવાની બૂરી લતમાં તેણે અનેક કષ્ટો સહન કર્યાં છે, તે વારંવાર અનેક કષ્ટ ભોગવે છે છતાં પણ એ મહાપાપી મન ભોગોમાંથી-વિષયોમાંથી-દૂર ખસતું નથી. ભાઈ કલ્યાણદાસ ! તું મ્હને કહેશે કે: કયા વિષય ભોગથી માનવ મન તૃપ્ત થાય છે ? કયા વિષય-ભોગથી માનવ મનને શાંતિ મળે છે ! કામિની અને કાંચન પ્રાપ્ત કરવા સમસ્ત જગતના જીવો દોડધામ કરી રહ્યા છે. અરે ! તે માટેજ અનેક, પાપ-પ્રપંચ કરી દુઃખ-ત્રાસ ભોગવી રહ્યા છે. છતાં પણ તેમને શાંતિ વળતી નથી.તેમનું મન તૃપ્ત થતું નથી ! શિવ ! શિવ ! તું મ્હને કહેશે કે: તને કયાં સુખ ભોગથી શાંતિ મળે છે ? કયું સુખ ત્હને અનિત્ય-ક્ષયકર જણાય છે ? "

કલ્યાણદાસ: " મહારાજ ! અમે સંસારી જીવોએ માની લીધેલાં અનેક સુખનો મેં ઉપભોગ કર્યો છે. મન કહું તો મ્હને તેમાં પણ સ્વપ્નમાં શાંતિ મળી નહિ. મેં મ્હારા

મિત્રોને પણ જોયા છે. હું તેમના સમાગમમાં આવ્યો છું. તેમને પણ મ્હેં સુખ–શાંતિમાં જોયા નથી. ખરૂં સુખ " સંતોષ " મા કહેવાય છે. પરંતુ મહારાજ! સંતોષ કોને છે ? વ્યાપારીને વ્યાપાર કરતાં કરતાં ઇંદ્રાસન લેવાનો લોભ થઈ જાય છે! અને નોકરી કરનારને શેઠ થવાનું મન થાય છે! તેને દાસત્વ ગમતું નથી! રાજાને ચક્રવર્તિ થવાનું મન થાય છે! પ્રજાનું અનેક બ્હાને લોહી ચુસી અનેક પ્રકારનાં સુખ ભોગવવાની ઇચ્છા થાય છે અને પ્રજાને અનેક પ્રકારનાં કષ્ટ સહન કરતી હોવાથી રાજાની સત્તા તોડી પાડી સ્વેચ્છાપૂર્વક રાજ્ય ચલાવવાની આકાંક્ષા થાય છે! મહત્વાકાંક્ષા પ્રાણી માત્રમાં એક સરખી જણાય છે! એક મળતાં બે, અને બે મળતાં ચાર, એમ વધારે ને વધારે વિષયો પ્રાપ્ત કરવા માનવ મન દોડી રહ્યું છે. એજ દુષ્ટ લોભથી મોહ, અને મોહથી પાપ, અને પાપથી ક્ષય! અન. મ્હેં એજ જોયું છે! શ્રીમંત થયો કે તેના મનમાં અહંકાર–મમત્વ રૂપી રાક્ષસ ચઢી બેસે છે! પછી તે જેનો સમાગમમાં આવે છે તેને પોતાના કરતાં તુચ્છ સમજે છે! તે કેટલીક વખત પ્રકટરૂપે અને કેટલીક વખત ગુપ્તરૂપે, સમાગમમાં આવનારાઓ પ્રતિ તિરસ્કાર દર્શાવે છે! ગરીબ માણસોને તો તે તિરસ્કાર જનક પ્રાણી સમજી તેમનો અનાદર કરે છે! તે એમ જ જાણે છે કે આ તો દુર્ભાગી જીવો છે! એમનાં કર્મને પ્રતાપે દુઃખ ભોગવે છે! ભોગવવા દો! આપણે પૂર્વે અનેક સત્કર્મ કર્યાં છે તેથી આ જન્મે આવા શ્રીમંત થયા છીએ! હવે કોઈની દરકાર નથી! લક્ષ્મી છે. પુણ્યદાન કરીશું- સ્વર્ગસુખનો કોન્ટ્રાક્ટ લેતાં હવે વિલંબ કેટલો છે? આપણા જેવા ભાગ્યશાળી કોણ છે? "

યોગાનન્દજીઃ " તું પણ એમજ માને છે કે ?"

કલ્યાણદાસઃ " ભગવાન! અત્યાર સુધી તો હું એમ જ માનતો હતો. પરંતુ આજથી મ્હારા વિચારો બદલાયા છે. કોણ જાણે કઇ એક અદશ્ય શક્તિએ મ્હારા હૃદયમાં પ્રવેશ કર્યો છે. મ્હારાં નેત્ર આગળથી એક પર્દો ખસી ગયો હોય એમ મ્હને ભાસે છે. આ જગતને આજે હું કંઇક ભીન્નજ દષ્ટિએ જોઇ રહ્યોછું. આપના શરીરમાંથી નિકળેલી કોઇક શક્તિએ મ્હારા રૂંવે રૂંવામાં પ્રવેશ કર્યો અનુભવ થયું. મ્હારા શરીરનું લોહી ઉતાવળે દોડી રહ્યું છે. મનની ગતિ સ્થિર થતી જાય છે. સંસારનાં સુખોની અનિત્યતા સમજાતી જાય છે. એ અનિત્ય સુખ પાછળ શા માટે દોડવું તેનો પણ હવે વિચાર થાય છે! મહારાજ! આપના સમાગમથી આ ભયંકર પાપી જીવને અવશ્ય લાભ થયો છે. આપ મ્હારા પર કૃપા કરો—દયા કરો. "

યોગાનન્દજીઃ " ભાઇ કલ્યાણદાસ! શાન્ત થા! સંત સમાગમનો પ્રતાપ એવોજ છે. સંતનો સમાગમ થતાંજ માનવવૃત્તિમાં ફેરફાર થઇ જાય છે. પૂર્વના સંસ્કારી—અધિકારી જીવોને સત્ અને અસતનો ભેદ બહુ જલદી સમજાય છે. સંત સમાગમને પ્રતાપે, ભક્તો અસતનો તુર્ત ત્યાગ કરે છે. સતને ગ્રાહ્ય કરે છે. પછી કરોડો ઉપાયે પણ તે સતનો ત્યાગ કરતો નથી અસતને વળગતો નથી. વારં, આજના પ્રસંગથી ત્હેં શો બોધ લીધો ?"

કલ્યાણદાસઃ " મહારાજ! મ્હેં આજે જે અલૌકિક બનાવો નજરે જોયા તે ઉપરથી હું તો સ્તબ્ધ જ થઇ ગયો છું. આપના મુખ ચન્દ્ર ઉપરથી જે જ્યોતિ દર્શન થયાં તે આ જીવનમાં કદીપણ ભુલાય તેમ નથી. વળી એ દર્શન થતાંજ મ્હારૂં ચિત્ત બદલાઇ ગયું છે. હું હવે પૂર્વનો કલ્યાણદાસ રહ્યો નથી. મ્હને લક્ષ્મીનો તોર હતો, હું જાણતો હતો કે

શ્રીમંત લક્ષ્મીપતિ–થયા કે બસ. સ્વર્ગ શ્રીમંતોનાજ હાથમાં ! પરંતુ મ્હારી એ અહંકારના દૂર થઇ ગઈ છે ! સાચું સુખ–સંસારમાં સ્વર્ગ સમાન સુખના ભોક્તા તો આપના જેવા ત્યાગી–વિરાગી સંતોજ છો. અમે શ્રીમંતો, નરકના કીડા છીએ ! અમે અહંકારી, મિથ્યાભિમાની ઢોંગ કરતા છીએ ! આજે અમે શરીરને સુખમાં રાખવા, દશેન્દ્રિયોનું પોષણ કરવામાંજ–સુખ માની બેઠા છીએ. પરંતુ અમને વાસ્તવિક સુખજ ક્યાં છે ? નિત્ય નિત્ય નવીન ઉપાધિઓ–અનેક ચિન્તાઓ–અમારી પૂંઠે શત્રુ પેઠે લાગેલી જ છે ! મહારાજ ! અમે બહારથી સુખી જણાઈએ છીએ એટલુંજ ! અમે સારાં વસ્ત્રો પહેરીએ, મોટરો દોડાવીએ, પૈસાની રેલછેલ કરીએ એટલુંજ ! પરંતુ અમે જ્યારે માંદા પડીએ, કે અમારા પુત્રમાંથી કોઇ માંદો પડે કે અમારા હોસજ ઉડી જાય છે ! તે વખતે અમારા પૈસા ડૉક્ટરો ખાય છે છતાં તેમનાથી કંઇ વળતું નથી. પ્રારબ્ધ હોય તો સારૂં થાય નહિં તો રામશરણ ! અહા ! આપની અલૌકિક–દૈવી સત્તા જોઈ આજે મ્હારો ગર્વ ઉતરી ગયો ! આજે મ્હારો મદ મર્દન થઇ ગયો ! આપ એક ઝુંપડીમાં નિવાસ કરી રહ્યા છો, આપની પાસે એક કૌપિન જણાય છે, નથી તિજોરી, નથી વાડી બાગ કે બંગલા, નથી મ્હોટાં મ્હોટાં કમાડો, નથી મોટરો છતાં મહારાજ ! આપની પાસે આજે મ્હેં અખૂટ ભંડાર જોયો છે ! આપની પાસે અપાર–અખુટ સત્તા છે ! અરે ! હું પાપી ! વિશેષ શું કહું ? આપ સાક્ષાત્ ઇશ્વર છો ! ”

યોગાનન્દજીએ વચમાંજ કહ્યું: “ બસ, બસ કલ્યાણદાસ ! બહુ થયું. અમારે મોંઢે–અમારી પ્રશંસા ન કરવી. અમને ગર્વ થઇ જાય. અમારી નિંદા થાય તેજ ઠીક ભાઇ ! ત્હારાં સત્કર્મને પ્રતાપે ત્હારી સાથે અમારો સમાગમ થયો છે. પરમાત્માની ઇચ્છા કાંઇક સારીજ હશે. આજે બહુ વખત થયો છે. હવે તમે ઘેર જાઓ. બીજી વખત અનુકૂળતાએ પધારજો. ”

એટલું કહી શિવપ્રસાદજી તરફ નેત્રો ફેરવ્યાં. તુર્તજ તે પર્ણકુટીમાં ગયો અને થોડીવારમાંજ ગોટાં સુધારેલાં ફળ તથા દૂધના વાટકા લઇ આવ્યો. સર્વના સન્મુખ કેળાનાં પાંદડાં મૂક્યાં. તે પર પ્રસાદ મૂક્યો. એક એક વાટકી દૂધ આપ્યું. સર્વેએ આનંદપૂર્વક તેનો ઉપભોગ કર્યો.

ચાંદની રાત હતી. મધુરમંદ પવન લહરીઓ વાતી હતી. મહાત્મા યોગાનન્દજી જાણે સાક્ષાત્ શંકર ભગવાન બિરાજ્યા હોય તેમ બિલ્વવૃક્ષ નીચે બિરાજ્યા હતા. સ્હામે કલ્યાણદાસ આદિ ભક્તો બેઠા હતા. સુગંધિત પવનની લહરીઓ તેમના મસ્તકને શાંત કરતી હતી. ચાંદનીમાંથી ઝરતું અમૃત તેમના મન–પ્રાણને શીતળ બનાવી રહ્યું હતું.

પ્રસાદનો ઉપભોગ કર્યા પછી કલ્યાણદાસ, ગોવર્ધનદાસ, જયા વગેરે સર્વેએ સાષ્ટાંગ દણ્ડવત્ પ્રણામ કર્યા. યોગાનન્દજીએ હાસ્યભરિત મુખે શુભાશિષ આપ્યા.

મધ્યરાત્ર આગળ વધ્યો. સર્વે દૂર ઉભી રહેલી મોટરમાં બેસી સ્વસ્થાને ચાલ્યા, કહો કે પુનઃ અહંકાર–નગરમાં પ્રવેશ કર્યો ! શાંત નગર છોડી ભ્રાંતિ નગરમાં ભરાયાં !

( અપૂર્ણ. )

डाह्याभाई रामचंद्र म्हेता.

## ॥ परमहंसदेवनो उद्देश्य ॥

"શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું જીવન ચરિત્ર" એ ધર્મનાં ગૂઢ રહસ્યો પ્રકટ કરનાર અદ્‌ભૂત વિદ્યુત-દીપક હતો. તેના પ્રકાશમાં હિંદુ ધર્મની વ્યાપકતાની અને શ્રેષ્ઠતાની યથાર્થ કલ્પના મનુષ્યને થઇ શકે છે. શાસ્ત્રમાં કહેલા ઔપપત્તિક જ્ઞાનની પરમહંસદેવ જાણે સાક્ષાત્ સજીવમૂર્તિરૂપ હતા! ઋષિયોનો અને અવતારોનો વાસ્તવિક ઉપદેશ, તેમણે પોતાના ઉદાહરણદ્વારા સર્વ જગતને દર્શાવી આપ્યો છે. ગ્રન્થ એ માત્ર ભૂતકાળના અનુભવનો સંગ્રહ છે. તે અનુભવની યથાર્થતા પરમહંસદેવના આચરણોમાં નિત્ય જોવામાં આવતી. એ મહાપુરૂષે માત્ર ચોપન વર્ષમાંજ, ગત પાંચહજાર વર્ષ સુધીના આર્યોના સર્વ આધ્યાત્મિક અનુભવ સ્વઆચરણમાં ઉતારી લઇ તે પ્રત્યક્ષ વ્યવહારમાં દર્શાવ્યા હતા અને એ પ્રકારે તેઓ ભાવી વંશજોના આદર્શ તથા માર્ગદર્શક બન્યા હતા. પરધર્મીયો સંબંધી કેવળ શાબ્દિક સહાનુભૂતિ દર્શાવવાથી આપણું કર્તવ્ય પરિપૂર્ણ થતું નથી પણ તેમના ઉપર સગાભાઇ જેટલો પ્રેમ દર્શાવતાં આપણે શિખવું જોઇએ. તેજ પ્રમાણે સત્ય એજ સર્વ ધર્મનો પાયો છે અને તત્વની દૃષ્ટિયે જોતાં સર્વ ધર્મ એક જ છે એ જગતને વિદિત કરવું અને સમજાવવું, એજ મ્હારા ગુરૂદેવનો ઉદ્દેશ્ય હતો." स्वामि विवेकानन्द.

## हिंदी तरुणोनुं कर्त्तव्य.

"હિંદી તરૂણો! શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના અનુયાયી થઇ તેમના ઉદ્દેશ્યાનુસાર તમારે વર્તવું એ હિંદુસ્તાનના નહિ, પણ સર્વ જગતના કલ્યાણની દૃષ્ટિયે પણ અત્યન્ત આવશ્યક છે. તમારામાં રહેલું દેવત્વ જાગૃત કરો. તેમ થવાથી તમને શીતોષ્ણતાથી થતી પીડા થશે નહિ, એટલું જ નહિ પણ તમારી ક્ષુધા-તૃષા પણ જતી રહેશે. ભોગવિલાસમાંજ દિવસનો ઘણો ભાગ વ્યતીત કરી, ગમે તે વખતે મોજને ખાતર ધર્મનાં ગપ્પાં મારવાં તે ઇતર દેશોમાં બની શકે પણ આ ધર્મભૂમિમાં તેવું ચાલશે નહિ. આ દેશમાં તો પૂર્ણ સ્વાર્થત્યાગ કરવાની તમારી તૈયારી હશે તોજ તમારૂં વજન પડશે, અને તમારે હાથે ધર્મકાર્ય અથવા રાષ્ટ્રકાર્ય થશે. સ્વાર્થ ત્યાગ કર્યા સિવાય કોઇ પણ મનુષ્યથી એક પણ મહત્કાર્ય થઇ શક્યું છે ખરૂં કે? આ જગતને ઉત્પન્ન કરવા માટે પ્રત્યક્ષ પુરૂષને પણ આત્મયજ્ઞ કરવો પડયો હતો. સર્વ મોજ શોખને તિલાંજલિ આપો. માનાપમાનનો વિચાર બાજૂએ મૂકો. કદાચ પોતાના પંચ પ્રાણનો ભોગ આપવો પડે તો તેમ પણ કરો, અને સંસાર પાર ઉતરવાની તજવીજ કરો. તમે તમારૂં "કર્તવ્ય" કરો એટલે બસ છે. "ફળ"ની વાટ જોવાનું તમારે પ્રયોજન નથી." स्वामी विवेकानन्द.

પ્રકાશક,
ડાહ્યાભાઇ રામચંદ મેહેતા.
દાણાપીઠ, નવોવાસ, વચલીપોળ.
અમદાવાદ.

પ્રત ૨૧૦૦.

આ માસિક પત્ર
અમદાવાદ પાંચકુવા-નવા દરવાજા,
સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
સાંકલચંદ હરિલાલે છાપ્યું.

॥ श्री गुरवे नमः ॥



ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय । ॐ


જુનું વર્ષ ૮. — આશ્વિન-કાર્તિક-૧૯૭૬-૭૭. — જુનો. અંક ૧૦-૧૧
નવું વર્ષ ૧. — અક્ટોબર-નવેમ્બર-૧૯૨૦. — નવો અંક ૪-૫


## "જયજય રામકૃષ્ણ ભગવંત !"

જયજય રામકૃષ્ણ ભગવંત !
જગ કરો આરાધના !
પરમ કૃપાનિધિ નાથ પરિશ્વિ વિષે વ્યાપીરહ્યા!
જયજય રામકૃષ્ણ ભગવંત!

સાખીઃ—
આપ પ્રેમ રૂપી તત્વનો—
ગ્રહી સબળ આધાર.
કરીયે આ અવનિ વિષે—
કરી મત એકાકાર.
ભ્રાન્તિને વિદારી આજ—
શાન્તિને પ્રસારજો. (૨)
જયજય રામકૃષ્ણ ભગવંત.

સાખીઃ—
આપ સ્વરૂપની દિવ્યતા—
ધરવા અંતર માંહ્ય.
દિવ્ય દર્શ દઇ દે ! વિભો—
ટાળો સંશય ગાંઠ્ય !
ભેદીને ભવત ભાવ દિવ્યતામાં આવીએ(૨)
જયજય રામકૃષ્ણ ભગવંત.

ॐ शान्तिः शान्तिः शान्तिः

સેવક.
વલ્લભરાય ઝવેરીલાલ.
કીમ સ્ટેશન.

---

॥ ॐ ॥

## " नमो भगवते रामकृष्णाय. "

### " सद्गत स्वामी श्री विवेकानंदजिनो, जाग्रत थता भारतने प्रबोध. "

ઉઠોને ! જાગો ! વીરા આજ !
જગાવ અમૃત જ્યોતિ પ્રભાત !
તજોને ઘેરી નિંદ્રા આજ—
જગાવે શ્રુતિ પણ દેવિ સાદ.
उत्तिष्ठत् जाग्रत.
સમય છે, સરસ સુયોગી હાલ !
જગત આમંત્રે ઉન્નત માર્ગ !
વદે છે શ્રુતિ પણ દિવ્ય નિનાદ !
प्राप्य वरान्निबोधत.
અંતર ઇચ્છે એવું આજ !
સુણે છે અંતરના ઉદ્‌ગાર !
જાટે ઉન્નત માર્ગ જણાય !
ઉઠોને, જાગો, વીરા આજ !
જગાવો ! જ્યોતિ જીવનની હમેશ,
પ્રેમ ને શૌર્ય મંત્રનો રટ.
ભેળવી બધા હૃદયના તાર !
ઉઠોને, જાગો, વીરા આજ !
વદે છે શાંતિ પ્રારની ધાર !
હૃદય અમીરસથી કંઇ ઉભરાય !
વદે છે શાસ્ત્રો પણ એ સાથ,

# वेदान्तनुं गोप्य रहस्य ।

( राग सारंग. )

વેદાન્ત સિદ્ધાંત, અંતરમાં સુદ્રઢ કર નર વિશ્વાસથી.
કરી ચિત્ત નિર્ભ્રાન્ત, આરંભી સમ દમ સાધન અભિલાષથી;
ચેતન સર્વેમાં એક રહ્યું, શ્રુતી ભગવતીએ ઉપદેશી કહ્યું,
ઉપાધિ વડે ભિન્ન પ્રતીત થયું! — વેદાન્ત સિદ્ધાંત.

જ્યમ ઘટ અવચ્છિન્ન અકાશ તણો, મહાકાશ થકી નહિ ભેદ ગણો.
મહાકાશ સ્વરૂપે નિત્ય ભણો; — વેદાન્ત સિદ્ધાંત.
તદ્દત ચૈતન્ય પ્રતીત થતું, નહિ વાસ્તવિક રિત્યા ત્યાં ભિન્ન હતું,
ઉપરોક્ત કથનથી સિદ્ધ થતું; — વેદાન્ત સિદ્ધાંત.

અદ્વિતીય અખંડ અવિનાશી, એ યાવત્ સુખ તણો રાશી,
રહ્યો જાગ્રત આદિમાં ભાસી। — વેદાન્ત સિદ્ધાન્ત.
એ અરૂપ અનામ અદશ્ય ખરે, નહિ વ્યષ્ટિ સમષ્ટિપણુંજ કહે.
બંધ મોક્ષાદિ કશું એ ન ચહે; — વેદાન્ત સિદ્ધાન્ત.

નહીં ઇશ ન સૂત્ર વિરાટ અરે, નહિં પ્રાજ્ઞ ન તૈજસ વિશ્વ ખરે,
કદી ભોગ ન જોગ જરીય સરે! — વેદાન્ત સિદ્ધાન્ત.
નહી લેશ પ્રપંચ તણો તેમાં, ભાસેજ પ્રપંચ સહુ એમાં,
એ એક તણો સઘળો મહિમા! — વેદાન્ત સિદ્ધાન્ત.

જાગ્રત આદિમા તે ભાસે, એ બુદ્ધિ પરિણામ જ ભાસે.
સુખ જ્ઞાન વડે નિરૂપમ થાશે; — વેદાન્ત સિદ્ધાન્ત
જ્ઞાની જન આસ રહીત સહી, કર્તાપણાનો લેશ નહીં,
ભોક્તૃત્વ શકે પણ કેમ રહી! — વેદાન્ત સિદ્ધાન્ત.

કરે કર્મ તથાપિ નહિ કરતો, સુંધે સ્પર્શે સઘળું ગ્રહતો,
એ અસંગ સદા કરતો જ સતો! — વેદાન્ત સિદ્ધાન્ત.
જ્ઞાનિ તૃપ્તિ અતિ પામે છે, જન્માદિક દુઃખ સહુ વામે છે,
વાણીથી કહાન વિરામે છે! — વેદાન્ત સિદ્ધાન્ત.

જામનગર.  कहानजी वहालजी ठक्कुर.

॥ ॐ ॥

नमो भगवते रामकृष्णाय !






જગતના સમર્થ વિચારકો, રાજ્ય ધુરંધરો, નીતિશાસ્ત્રવેત્તાઓ અને ન્યાય વિશારદો સમક્ષ જે મહા પ્રશ્નનો નિર્ણય કરવાની ગંભીર જવાબદારી વર્તમાન કાળમાં ઉપસ્થિત થઈ છે, તે ગંભીર ફરજ તેઓ જેટલી પ્રમાણિકતાથી, સત્યતાથી અને જવાબદારીના યથાર્થ ભાનપૂર્વક અદા કરશે તે ઉપર માનવજીવનની શાંતિનો મુખ્ય આધાર છે.

*　　*　　*　　*　　*

અનેક રાજ્ય સિંહાસનો અત્યારે ડગમગી ઉઠયાં છે! રાજ્ય મુકુટ ધારણ કરનાર અને રાજ્યદંડ ધારણ કરનાર શહેનશાહો અને રાજ્ય સત્તાધારી પુરૂષો ભાવિ વિચારમાં દિગ્મુઢ થઇ ગયા છે! શું કરવું? કઇ રીતીયે પુનઃ સત્તા અને શાન્તિ સ્થાપવાં એ વિચારે અત્યારે રાજ્ય પ્રકરણી મહાપુરુષોની વિચાર શકિત અને કર્તવ્ય શક્તિને કુંઠિત્ કરી નાખી છે! કયા પ્રકારે જગતમાં સર્વ પ્રજા શાન્તિ પામે અને આપણી સત્તા કાયમ રહે એ પ્રશ્ન અત્યારે તો રાજ્યદ્વારી મહાપુરુષોને શલ્ય સમાન થઈ પડયો છે!

* * * * *

જગતમાં માનવ જીવનનું અને તે પર શાસન ચલાવનાર રાજ્ય સત્તાધારીઓની આંતર સ્થિતિનું આ અસ્પષ્ટ પણ યથાર્થ ચિત્ર આપણી મનોમય ભૂમિકાપર સ્થિત કરી આ પ્રશ્નની અન્ય દિશાએ વિચારણા કરીએ.

* * * * *

જગતની સમગ્ર પ્રજાની આવી સ્થિતિ શાથી થઇ? સમગ્ર જગતનું પ્રજાકિય જીવન આવી ભયંકર આપત્તિમાં આવી પડવામાં ક્યાં મુખ્ય કારણો છે? એ પણ અવશ્ય વિચારવા જેવું છે. સામાન્ય રીતેજ પ્રત્યુત્તર મળી શકે કે—"ગરીબ વર્ગમાં ભુખ મરો અને અજ્ઞાનતા, તવંગરો-ધનવાનોની-હદ બહારની લાલસા અને ભોગવિલાસ અને રાજ્ય સત્તાધારીઓનો રાજ્ય લોભ, એ એનાં દેખીતાં કારણો છે. પણ એટલુંજ બસ નથી, પ્રાચીન આર્યોના પ્રજાકિય જીવનના અભ્યાસીને, આર્ય ઋષિઓના તત્વજ્ઞાન, ધર્મશાસ્ત્ર અને પવિત્ર જીવનના અભ્યાસીની દ્દષ્ટીએ આ આખો વિષય એક જુદાજ મહત્વના વિચાર તરફ દોરી જાય છે. માનવ જીવનની શાન્તિ, સુખ, સ્વાતંત્ર્ય અને વિકાસના આદર્શ રૂપે કયાં તત્વોને અને કઇ પરિસ્થિતિને મહત્વ આપવું, એ ગંભીર પ્રશ્ન તરફ પૂર્વ અને પશ્ચિમની પ્રજા જીવનના સૂત્રધારો કઇ દ્દષ્ટીએ વિચારે છે, અને ગતિ કરે છે, એ ઉપર આ બધા પ્રશ્નનો મહાન આધાર છે.

* * * * *

માનવજીવનની શાન્તિ અને સ્વતંત્રતાના આદર્શ તત્વરૂપે પૂર્વની પ્રજાના એટલે એસીઆવાસી પ્રજાના સૂત્રધારો અને તેમાં પણ ખાસ કરી આર્ય પ્રદેશના પ્રાચીન વિચારકો (ઋષિવરો) એમ માનતા હતા કેઃ—"માનવજીવનમાં જીવન નિર્વાહક અનેક ભોગ વૈભવનાં સાધનો પરત્વે જે મનુષ્યની જેટલી જરૂરીઆત ઓછી, તેમ તે મનુષ્યની શાન્તિ અને સ્વાતંત્ર્ય વધારે." એટલે જે મનુષ્ય પોતાના વિચારોને અંકુશમાં રાખી, મનને કબજે કરિ દેહ અને ઇંદ્રીયોની લાલસાથી જેટલે અંશે બચે તેટલે અંશે તે વધારે શાન્તિમય, વધારે સ્વતંત્ર અને વધારે સારી રીતે પોતાના જીવનનો વિકાસ કરી શકે." અને આ રીતે ભારતવર્ષમાં અને સમગ્ર એસીઆમાં એક રાજ્ય સિંહાસનધારી શહેનશાહ કરતાં પણ કૌપિન ધારણ કરી જંગલમાં પર્ણકુટિમાં રહી અકિંચન પણ કેવળ પોતાનાજ આન્તર આનંદમાં મસ્ત રહેનાર સન્તપુરૂષ વધારે પૂજ્ય, વધારે માનવંત અને શ્રેષ્ટ ગણાતો. બાહ્ય દ્દષ્ટીએ એક શહેનશાહ કરતાં તેની સત્તા, વૈભવ અને સમૃદ્ધિ ન્યૂન જણાય, તેની સ્વતંત્રતા અને શાંતિ ભોગવવાનાં

સાધનો નિર્જીવ જણાય પણ સત્યની દષ્ટીએ જોતાં-મનુષ્ય જીવનના આંતર વિકાસના ઊંડા અભ્યાસીની દષ્ટીએ વિચારતાં-એક રાજ્યમુકુટધારી શહેનશાહ જેટલી અશાંતિમાં-મોહમાં-મમતમાં અને જીંદગીની જરૂરીઆતો વધારી તેને મેળવવાની હાડમારીમાં પોતાની સ્વતંત્રતા અને શાન્તિનો ભંગ કરી પરાધીન જીવન ગાળતો હોય છે, તેના કરતાં અનંત પ્રકારે શ્રેષ્ઠતાથી આ ત્યાગી સન્ત મહાપુરુષ શાન્તિમય-આનંદપૂર્વક અને પ્રેમપૂર્વક-પૂર્ણ સ્વતંત્રતાથી પોતાના જીવનનો વિકાસ કરે છે એટલુંજ નહીં પણ એક ચક્રવર્તિ શહેનશાહ પોતાની રાજ્ય સત્તાથી શાંતિ અને સ્વાતંત્ર્યની ભાવના સ્થાપી શકે તે કરતાં પણ અનંત ગણી વધારે શાંતિ અને સ્વતંત્રતા પૂર્વક પ્રજા જીવનની ખીલવણી કરવાની શક્તિ આવા-ત્યાગી કૌપિનધારી-અરણ્ય નિવાસી-સન્ત મહાપુરુષોમાં હોય છે એવું પૂર્વની પ્રજા શ્રદ્ધાપૂર્વક સ્વીકારતી આવી છે. રાજ્ય સત્તાધારી પુરુષો, સમાજ શાસ્ત્રીઓ અને ન્યાય વિશારદો બધાજ આવા સન્ત મહાપુરુષ તરફ અપ્રતિમ પૂજ્યભાવ અને શ્રદ્ધા રાખતા, એટલુંજ નહીં પણ તેમની પ્રેરણાનુસાર શાસન ચલાવતા. કેવળ ભારત વર્ષમાંજ નહીં પણ પૂર્વની બધી પ્રજાઓમાં આ ભાવના જીવન્ત હતી. મુસલમાનો પણ આ સત્યને સ્વીકારી તેમના ફકીરો અને પયગમ્બરો અને કફનીધારી મસ્ત મૌલાઓ તરફ અપૂર્વ માનપૂર્વક વિશ્વાસ રાખતા અને જગતની બાદશાહીને, શહેનશાહી વૈભવોને તેમની દૈવી ફકીરી આગળ તુચ્છ લેખતા અને મ્હોટા મ્હોટા બાદશાહો પણ આવા ફકીર-મૌલાની ચરણવંદના કરતા ! એસીયાની ત્રીજી પ્રજા બૌધોમાં પણ આ સત્ય માન્ય હતું અને તેઓ એક શ્રમણને-ત્યાગી સંતને-જે માન આપતા તે એક શહેનશાહના માન કરતાં અપ્રતિમ પૂજ્ય ભાવનાનું ારક હતું.

* * * * *

આથી પૂર્વની બધી પ્રજાઓમાં વિકાસની, ઉન્નતિની, શાન્તિની, સ્વાતંત્ર્યની આદર્શ-ભાવના, ભોગ વિલાસના ત્યાગમાં-ઇન્દ્રિય નિગ્રહમાં-મનની લાલચ-ચંચળતાને અંકુશમાં લાવી મનુષ્યમાં રહેલા પ્રભુના ચૈતન્યરૂપ-આત્મતત્વને-જીવનતત્વને ખીલવવામાં જ રહી હતી. બીજી બધી શારીરિક ભોગ વિલાસની ભાવનાનો ત્યાગ કરી કેવળ પ્રભુમય જીવન ગાળવામાં-સર્વ મનુષ્ય જીવનમાં દશ્ય અદસ્યરૂપે લીલા કરી રહેલ પ્રભુની પ્રભુતામાં અને એ રીતે સમગ્ર જીવોના હિતને ખાતર શાન્ત-પવિત્ર અને પૂર્ણ પ્રેમમય-પૂર્ણ આનન્દમય અને પરિપૂર્ણ શાન્તિમય જીવન ગાળવું એજ આદર્શજીવન ગણાતું એજ જીવન પૂજ્ય ગણાતું.

* * * * *

આથી રાજ્ય સત્તાધારી પુરુષો રાજ્ય લોભને વશ ન થઇ શકતા પણ પ્રજાની શાંતિ અને પવિત્રતાની ભાવના ખીલવી શાન્તિપૂર્વક રાજ્ય શાસન ચલાવી છેવટે આવું ઋષિ જીવન ગાળતા, પૂર્વનું-આદર્શમય-શાન્તિમય જીવન ગાળવા માટે પ્રથમથીજ પોતાની શારીરિક ભોગવાસના ઓછી રાખતા, મનોવૃત્તિઓ પર અંકુશ રાખી, લોભ-મોહ અને ઇંદ્રીય વિલાસનાં સાધનરૂપ બાહ્ય વૈભવનો મોહ ઓછો રાખતા અને પશ્ચાત્ જીવન શાન્તિમય-પવિત્રતાથી ગાળતા હતા. ધનવાનો પણ ધન મેળવી પોતાના ભોગ વિલાસ વધારવામાં તેનો ઉપયોગ ન કરતાં પ્રજાની શાંતિ માટે દાન ધર્મમાં ઉપયોગ કરી છેવટે શાન્તિમય-ઋષિ જીવન-ગાળવા ઇચ્છતા અને આ રીતે સમગ્ર પ્રજાજીવનની આદર્શ ભાવના, ભોગવિલાસના ત્યાગમય-શારીરિક કામનાઓને વશ કરી ઇંદ્રીયોની લાલચોથી

બંધી-પૂર્ણ પવિત્ર-શાન્ત-અને પ્રભુ પ્રેમમય જીવન ગાળવામાં જ હતી. આર્યો પ્રજામાં 'ધનલોભ-રાજ્ય લોભ અને-મોહ વિલાસનાં સાધનો મેળવવાની તાલાવેલી નહોતી અને તેથીજ સમગ્ર પ્રજા જીવન શાંતિમય, સ્વતંત્રતા પૂર્ણ અને વિકાસક્રમના નિયમાનુસાર ખીલવણી પામતું હતું.

*　　*　　*　　*　　*

પશ્ચિમની પ્રજાઓના જીવનનાં આદર્શ તત્વોમાં, જીવનનાં સાધનોનો ઉપભોગ જેમ જેમ વધારે થાય તેમ જીવન વિકાસ પામે છે એમ માનવામાં આવે છે. જો કે ઇસુ ક્રાઇસ્ટનો સદ્‌બોધ તો મનુષ્યવૃત્તિને શારીરિક સુખોપભોગનો ત્યાગ કરી પ્રભુ પર વિશ્વાસ રાખી પવિત્ર જીવન-શાન્તિમય જીવન ગાળવા પ્રેરણા કરી રહ્યો હતો; પણ પાશ્ચાત્ય પ્રજાના નેતાઓ અને પ્રજા જીવનના સૂત્રધારોનો આદર્શ તો ભોગ વિલાસના સાધનોનો જેમ વધુ પ્રચાર થાય, જેમ જેમ મનુષ્ય જીવનમાં તેનો વધુ ઉપયોગ થાય, અને એવા સાધનોનો જે મનુષ્ય પોતાના જીવનમા વધુ ઉપભોગ કરી શકયો હોય તેનુ જીવન વિકાસ પામ્યું ગણે છે, અને જ્યાં એવાં ભોગવિલાસનાં સાધનો ન હોય ત્યા જીવનની અપૂર્ણતા અને દરિદ્રતા, અજ્ઞાનતા અને આળસનું દોષારોપણ કરવામા આવે છે, એને અપૂર્ણતા માનવામાં આવે છે એથી વધુ સુખ ભોગવવાની વૃત્તિને ધીમે ધીમે ઉશ્કેરણી મળવા લાગી-ભોગવિલાસ અને ઇંદ્રીઓની સુખોપભોગ ભોગવવાની લાલસા વધવા લાગી અને એવા પુષ્કળ ભોગવિલાસના સાધનો ભોગવતું વિલાસમય જીવન-એજ આદર્શજીવન-પશ્ચિમની પ્રજાઓમાં ગણાવા લાગ્યું. આ દષ્ટિએ પશ્ચિમની પ્રજા જીવનના સૂત્રધારોએ શાસનનાં ધોરણ રચ્યાં, ઉદ્યોગ-સાહસની ભાવના ખીલવી, હુન્નરકળા અને શોધને ઉત્તેજન અપાયું, પશ્ચિમની પ્રજામાં ભોગવિલાસનાં સાધનો દિવસે દિવસે નવાં નવાં પુષ્કળ વધવા લાગ્યાં તેમતેમ મનુષ્યની ભોગવૃત્તિ પણ વધવા લાગી. એ ભોગવૃત્તિને પોષવા દ્રવ્ય અને સાધનોની જરૂરીઆત વધી તેમ તેમ એ પ્રજાઓએ અનેક દેશો શોધી કાઢયા, સમુદ્ર પર્યટણ કરી દ્રવ્ય અને સુખોપભોગના સાધનો વધારવા માંડયાં અને એ સાધનો અને ભોગવિલાસ સાચવવા લશ્કરીબળ અને નૈકાબળનો વધારો કરવો પડયો. સુધારાને નામે-ધર્મ પ્રચારના બ્હાને-જ્ઞાન પ્રચારના નિમિત્તે જગતની અન્ય પ્રજાઓમાં-શાંત-પ્રજાઓમાં ભોગવિલાસની વૃત્તિ જાગૃત કરી અને Progress of Civilization ના મોહક નામે, જગતની બધી પ્રજાઓમાં વ્યાપારની ખીલવણીના નિમિત્તરૂપે આવાં અનેક ભોગ વિલાસના સાધનોનો પ્રચાર વધારવા માંડયો! એ ભોગવિલાસનાં સાધનોએ, એ માયા જાળ વિસ્તારનાર મયદાનવી કળાના વિલાસી નમૂના અને યંત્ર રચનાની સુન્દર વસ્તુઓએ તુરત તો પ્રજા જીવનને એવું જાગૃત કરી નાંખ્યુ કે મનુષ્યવૃત્તિ ઉદ્યોગમય, સાહસિક અને પૂર્ણ પ્રવૃત્તિમય થઇ ગઇ, જગતના ખૂણેખૂણામાં ફરીવળી, ભોગવિલાસનાં સાધનો એકત્ર કરી દ્રવ્ય મેળવી ભોગવિલાસ ભોગવવાને આવશ્યક સાધનો શોધવા રાત દિવસ પ્રયત્ન શરૂ કરી દીધો. આ રીતે સમગ્ર જગતના માનવ જીવનમાં આ પશ્ચિમના માયાવી સુધારાએ, ભોગવિલાસ ભોગવવાનાં સાધનો મેળવવાનો, દ્રવ્ય મોહનો, રાજ્ય સત્તા ભોગવવાનો, ઉચ્છૃંખલ સ્વતંત્રતા મેળવવાનો ચેપ લગાડયો! આમ માનવ જીવનની શાન્તિમાં સુધારાને નામે-પ્રગતિને નામે-ભોગવિલાસની વૃત્તિ દાખલ કરી, એટલું જ નહીં પણ એ પાશ્ચિમાત્ય સુધારાના સૂત્રધારોએ પોતાની એ ભોગવૃત્તિ અને

વિલાસનાં સાધનો પોતાની સ્વાધીનતામાં રાખવા લશ્કરીબળ અને નૌકાબળ સત્તા વડે જગતની અન્ય પ્રજા પર પોતાની સાર્વભૌમ સત્તા જમાવવા માંડી; અધુરામાં પૂરૂં વિજ્ઞાન શાસ્ત્રે ( Science ) આ પ્રવૃત્તિને નવિન દિશા અને અપૂર્વ ચેતન પ્રેર્યું. વરાળનાં નવનવાં યંત્રો, એન્જીન, રેલ્વે અને સ્ટીમરો અને અન્ય અવનવાં યાંત્રિક સાધનોની શોધ થઇ અને વિદ્યુત (વિજળી) બળવડે શોધાયેલાં ટેલીગ્રાફ અને ટેલીફોન, ટ્રામ્વે અને મોટરો અને મોટાં કારખાનાંઓ ચલાવી પ્રજામાં ભોગવિલાસ વધારનારાં સાધનોદ્વારા પાશ્ચાત્ય પ્રજાનો ભોગવિલાસ અને સત્તા વૈભવ ભોગવવાની વૃત્તિ, આખા જગતની બધી માનવ પ્રજાઓમાં પ્રસરી ગઇ ! શાંતિ અને ત્યાગમાં પૂર્ણતા માનનાર, શારીરિક ભોગવિલાસનો ત્યાગ કરી-પ્રભુ પરાયણ જીવન ગાળનાર પૂર્વની પ્રજાઓમાં પણ આ સુખોપભોગ ભોગવવાની વૃત્તિ જાગૃત કરી અને એ રસવૃત્તિ રેલ્વે, સ્ટીમર, તાર અને ટપાલદ્વારા-એ ભાવના-વિજળીક વેગે પ્રસરી ઉઠી ! દીવો ઓલવતાં મ્હોટો થાય, વળી નરમ પડી પાછો મોટો પ્રકાશ આપી પછી કેવળ અંધકાર કરી મૂકે તેમ આ પાશ્ચાત્ય મયદાનવી કળા અને ભોગવિલાસ ભોગવવાના સાધનોની પ્રવૃત્તિ સુધારાને નામે વધવા લાગી ! ઠેરઠેર યાંત્રિક સાધનો વધવા લાગ્યાં, કારખાનાં, મિલો અને વર્તમાન પત્રોની વૃદ્ધિ થઇ, અને એ બધાં ઉપર સત્તા વૈભવ ટકાવી રાખવા દરેક સુધરેલી પ્રજા પોતાનો વ્યાપાર અબાધિત રીતે જગદ્વ્યાપી કરવા ભયંકર અસ્ત્ર શસ્ત્રથી સુસજ્જિત રહેવા લાગી અને રેલ્વે, તાર અને લશ્કરી બળ અને નૌકા બળનાં સાધનોથી જગતની લક્ષ્મી, સત્તા અને વૈભવ હસ્તગત કરવા તત્પર થઈ! પરીણામ દેખીતું જ છે-જગત જોઇ રહ્યું છે કે-" **આટ આટલાં ભોગ વિલાસનાં સાધનો છતાં-આટલો વૈભવ-લક્ષ્મી અને સત્તા છતાં-પાશ્ચાત્ય પ્રજાઓ જરાપણ શાંતિમાં નથી ! ખરો વિકાસક્રમ-ખરૂં મનુષ્ય જીવન-ખરી સ્વતંત્રતા-ખરો આનંદ-અને મનુષ્ય જીવનનો ખરો હેતુ શો, એમાંનું કાંઈ પણ તે સમજી શકી નથી અને આ રીતે પાશ્ચાત્ય પ્રજાના શાસન ચલાવનારા રાજ્ય પ્રકરણી મહા પુરૂષો-માનવ જીવનનાં રાજ્યદ્વારી સુત્રધારો-જગતમાં શાંતિ સ્થાપવાને બદલે ભયંકર અશાંતિ, વિગ્રહ અને ઘોર યુદ્ધનું સમર ક્ષેત્ર રચી રહ્યા છે ! અત્યારે કોઇ પણ પ્રજા શાન્તિમાં નથી; ગરીબ વર્ગ ખાધા વગર-અન્ન વસ્ત્ર વગર-હાય મારી રહ્યા છે ! એટલું જ નહીં પણ મરણીયો થઇ શ્રીમંતોની સત્તા તોડી ભોગ વિલાસનાં સાધનોમાં ભાગ પડાવવા એકસંપ થઇ બોલશેવિઝમ રૂપે પોતાની વિકાળ સત્તા બતાવી રહ્યો છે ! જગતને કંપાવી રહ્યો છે ! " રાજ્યદ્વારી મહાપુરૂષો લશ્કરી બળવડે જગતમાં શાન્તિ અને સત્તા સ્થાપવા જતાં ઉલટા પોતે જ અવિશ્વાસના નિમિત્તરૂપ થઇ પડયા છે, અને વિચારમાં પડયા છે કે હવે શું કરવું ? કઇ રીતે આ સત્તા અને પ્રજા જીવનની શાંતિ ટકાવી રાખવાં ?**

* * * *

જગતનાં માનવજીવનની આ ભયંકર અશાન્તિએ રાજ્ય સિંહાસનો કમ્પાવી મૂક્યાં છે ! કેટલાએ રાજ્ય સત્તાધારીઓને આ અશાંતિએ છિન્નભિન્ન કરી નાખ્યા છે ! કેટ-

લોકને કમ્પાવી મૂક્યા છે ! એ રીતે સમગ્ર માનવજીવન અશાંતિમાં પસાર થાય છે, સમગ્ર જગત્ શાંતિ માટે, સ્વાતંત્ર્ય માટે, વિકાસ માટે, મનુષ્ય જીવનની પવિત્રતા, પૂર્ણતા અને અને સુખ શાંતિ માટે, કોઇ પવિત્ર ભાવના પ્રેરનાર દૈવિ તત્વોની આતુર હૃદયે રાહ જોઇ રહ્યું છે.

* * * * *

પરંતુ આ અશાંતિમાં પણ એક બાબત બહુ મહત્વતા ભરેલી છે કે, વર્તમાન સુધારાની પ્રગતિએ, વર્તમાન સુધારાનાં સાધનોએ અને જગદ્વ્યાપી અશાંતિએ સમગ્ર જગતના માનવ જીવનને એક સૂત્રમય કરવા માંડ્યું છે, જાણે સમગ્ર જગતની પ્રજાનું જીવન એક્તા સાધતું હોય, એક અંગભૂત બની જતું હોય-એમ ભાસે છે. અત્રેની શાંતિ કે અશાંતિની અસર સમગ્ર જગતના માનવજીવન પર તુરત જ થાય એવી એક્તા સધાવા માંડી છે ત્યારે, અને જ્યારે સમગ્ર જગતનાં માનવ જીવન પર કોઈ પણ ભાવનાની ત્વરિત અસર થાય તેવાં સાધનોની અનુકૂળતા વચ્ચે સમગ્ર જગત્ ઘોર અશાંતિમાં સંક્રાન્તિ કાળમાંથી પસાર થાય છે ત્યારે આ અશાંતિમાંથી શાન્તિમાં ગતિ કરવા, અપવિત્રતામાંથી પવિત્રતામાં પ્રયાણ કરવા અને ભયંકર યુદ્ધો અને પરસ્પર સંહાર કરનાર લડાયક ભાવનામાંથી અપૂર્વ માનવ પ્રેમ અને વિકાસમાં ગતિ કરવા સમગ્ર જગતના માનવ સમુદાયને જો કોઇપણ વિચારો ઉપકારક થઈ શકે એમ હોય તો તે ભારત વર્ષના ઋષિવિરોના-આર્ય દૃષ્ટાના-પવિત્ર વિચારો જ માનવજીવનને પ્રગતિમય-સ્વતંત્રતાપૂર્ણ શાન્તિમય અને પરમ પવિત્ર કરી શકે એમ છે.

+ + + + +

ભારતવર્ષના પ્રાચીન ઋષિવિરો, ભય, આપત્તિ અને જીવન કલહથી સંતપ્ત થયેલા સમગ્ર જીવોને મધુર-પ્રેમમય પણ ગંભીર વાણીથી પ્રબોધે છે કે: " મનુષ્ય જીવનની ખરી ઉન્નતિ, વાસ્તવિક સુખ શારીરિક ભોગવિલાસમાં નથી, તેમ જ મનમોહક સુન્દર સાધનો અને યંત્ર રચનાની ભયંકર રમણીયતામાં નથી, પણ મનની ચંચળતા અને ઇંદ્રિયોના વિલાસને વશ કરી મનુષ્યની અંદર રહેલી પવિત્રતા, શાંતિ, પ્રેમ અને આનંદની ભાવના ખીલવવામાં અને સમગ્ર જીવોની શાંતિ ઇચ્છવામાં છે, અસત્યને સત્યથી, દ્વેષ અને ક્રોધને પૂર્ણ પ્રેમથી અને અશાંતિને પૂર્ણ શાંતિથી જીતી જગત્ માત્રમાં કેવળ શાંતિ, પ્રેમ અને આનંદની ભાવના વિસ્તારવામાં જ મનુષ્ય જીવનની શાંતિ-પ્રગતિ અને આનંદ રહેલાં છે.

× × × × ×

પરમ પૂજ્ય સ્વામી વિવેકાનંદજીએ આજથી બાવિશ વર્ષ પૂર્વે દર્શાવેલું ભવિષ્ય બરાબર અનુભવાય છે. તેમણે મદ્રાસમા વ્યાખ્યાન આપતાં જગતનાં ભાવી પટ પર નજદીકના ભવિષ્યમાં થનારા મહાન્ ફેરફારોને સૂચવતાં કહ્યું હતું કે: " આખું પાશ્ચાત્ય જગત્ એક એવા જ્વાળામુખીના શિખર પર બેઠું છે કે તે મ્હોટા ધડાકાની સાથે જ ફાટી જાય અને એ પ્રજાઓના ચૂરેચૂરા થઇ જાય ! તેઓ ( પાશ્ચાત્ય પ્રજા ) આખા જગતને શોધી

વળેલ છે પણ શાન્તિ પ્રાપ્ત કરવાનો ઉપાય તેમને મળ્યો નથી! એમણે વિલાસ અને વૈભવનો પ્યાલો ઠસ ઠસાવીને પીધો છે પણ તેથી તેમને તૃપ્તિ થઇ નથી! ભારતિય આધ્યાત્મિક ભાવનાઓ પાશ્ચાત્ય પ્રજામાં છેક ઊંડાણ સુધી લઇ જવાનો આજે સમય આવી પહોંચ્યો છે." વળી એક પ્રસંગે તેઓશ્રી લખે છે કે: "આ કાર્યને માટે હાલનોજ સમય અત્યંત અનુકુળ છે, ઉદયનું ચક્ર ફરીથી ગતિમાં આવવા લાગ્યું છે, હિન્દુસ્તાનમાં આધ્યાત્મિક ભાવનાના તરંગો ઉત્પન્ન થવા લાગ્યા છે, અને હું ખાત્રીપૂર્વક માનું છું કે એ દૈવિ તરંગો થોડા જ સમયમ છેક દૂરના દેશમાં પહોંચશે. એવું કુદરતનું નિર્માણ છે; હિન્દમાંથી એક મહાધ્વનિ પ્રકટ થયો છે. તેના પડઘા દિવસે દિવસે વધારે બળવાન બનીને જગતમાં પથરાતા જાય છે, તે અવાજમાં તેની પૂર્વેના થયેલા તમામ મહાત્માઓના અવાજનો સરવાળો આવી જાય છે તેથી એ ધ્વનિ મહા પ્રતાપવાન છે. જે મહાધ્વનિ સરસ્વતિને કિનારે વસતા મહર્ષિઓને એક વાર સંભળાયો હતો, જેના પડઘા પર્વતરાજ હિમાલયના શિખરે શિખરેથી પ્રતિ ધ્વનિત્ થયા હતા અને જે ધ્વનિએ નિચેના પ્રદેશોમાં કૃષ્ણ, બુદ્ધ અને ચૈતન્યદ્વારા પ્રકટ થઇને આખા દેશમાં આધ્યાત્મિક ભાવનાની રેલછેલ મચાવી હતી તે દૈવિ ધ્વનિ ફરીથી સંભળાયો છે, જૂના દરવાજા ફરીથી ઉઘડયા છે; જ્ઞાનના તેજોમય પ્રદેશમાં સમગ્ર જગતને પ્રવેશ કરવાનો માર્ગ ખુલ્લો થયો છે.

* * * * *

પરમપૂજ્ય સ્વામી વિવેકાનંદની-અરે! ભારતવર્ષના પ્રાચીન ઋષિવરોની આ પવિત્ર ભાવના અત્યારે તો સમગ્ર જગતમાં પ્રસરવા માંડી છે; અમેરિકા અને ઇંગ્લાંડ, જર્મની અને જાપાનનાં વિદ્યાલયો અને શહેરોમાં સ્વામિ વિવેકાનંદની આ દિવ્ય વાણીનો પ્રવાહ ચાલ્યો છે, અને એ રીતે પ્રાચીન આર્ય ઋષિવરોની સનાતન દૈવી ભાવના પરમપૂજ્ય ભગવંત રામકૃષ્ણદેવદ્વારા પુનઃ પ્રકટ થઇ, સ્વામી વિવેકાનંદજી, સ્વામી રામતિર્થજી અને હવે તો પરમહંસ રામકૃષ્ણ ભગવાનના અનેક સિદ્ધ સ્વામીજીઓ દ્વારા એ દિવ્ય ભાવના, જગદ્વ્યાપિની થવા લાગી છે! ચેત! ભારત ચેત! ત્હારે માટે ઉજ્વલ ભવિષ્ય અને ભવ્ય કાર્ય ક્ષેત્ર તૈયાર છે!!!

* * * * *

પરમહંસ રામકૃષ્ણ ભગવંતની આ પવિત્ર ભાવના "ભારતજીવન" દ્વારા ગુજરાતની ભાવિક પ્રજા સન્મુખ રજુ થવાનો સુયોગ એ દયાળુ ભગવાને આપ્યો એજ ભગવંતની અપૂર્વ કૃપા છે! ચેત ગુજરાત! ચેત! જગતવ્યાપિની દૈવી ભાવનામાં ત્હારો પણ હિસ્સો રહ્યો છે!!!

શ્રી રામકૃષ્ણ ભગવંતના દિવ્ય શિષ્યસમુહનો

નમ્ર સેવક.

વૈદ્ય વલ્લભરાય ઝવેરીલાલ.

# विवेकानन्द–जीवन–प्रसंग.

## (४)

बाल्य लीला । चालु (५)



સ્વામી વિવેકાનંદજીની સ્મરણશક્તિ અતિ અદ્દભુત હતી. બાલ્યાવસ્થામાં કૃત્તિવાસી રામાયણ સાંભળવામાં આવેલું તે સમયથી જ તે તેમને કંઠસ્થ થઇ ગયું હતું. તેમજ વિદ્યાલયમાં પ્રવેશ કરવા પહેલાંજ, ન્હાની વય છતાં યથેષ્ટ બંગાલી ભાષા પણ તેમને આવડી ગઈ હતી. વળી બાલ્યાવસ્થાથીજ તેઓ સંગીત વિદ્યાના ભક્ત બન્યા હતા. તેમના ઘર આગળ ભિક્ષુક ગાયકોનું ટોળું ખંજરી અને મંજીરાં બજાવી ગાયનો ગાઇ ભિક્ષા માગતા તે વખતે તેઓ એક ચિત્તે તેમનું ગાયન શ્રવણ કરતા. એક દિવસ તેમના ઘર નજીક એક સ્થાનમાં એવીજ એક ટોળી રામાયણનાં ગાયનો ગાતીહતી તે વખતે તેમાંના કેટલાંક પદ તેઓ અશુદ્ધ બોલવા લાગ્યા. એ જોઇ તેમણે (નરેંદ્રનાથે) તેમની નજીક જઇ તે સર્વ પદ શુદ્ધ ગાઇ સંભળાવ્યાં હતાં. એ સાંભળી ગાયક ટોળીએ તેમને ધન્યવાદ સાથે આદરમાન આપ્યું હતું. એટલુંજ નહિ પણ થોડી મિઠાઇનો પ્રસાદ પણ આપ્યો હતો.

સ્વામિજીને બાલ્યાવસ્થાથી જ રામાયણના શ્લોકો અને ગાયનો સાથે ગાઢ પરિચય થયો હતો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશુ જ નથી. બાલ્યાવસ્થામાં તેઓ જ્યાં રામાયણ-ગાન થતું ત્યાં સાંભળવા જતા કારણકે સર્વ ગુણનિધિ ભગવાન રામચંદ્રને તેઓ આદર્શ-પુરૂષ રત્ન માનતા. ભક્તશ્રેષ્ઠ, અદ્દભુત કર્મદક્ષ હનુમાનજી ઉપર પણ તેમને અલ્પ શ્રદ્ધા ન હતી. હનુમાનજીના દર્શન કરવા માટે તેઓ અતિ ઉત્સુક થઇ રહ્યા હતા. તેમણે સાંભળ્યું હતું કે: એકાગ્ર ચિત્તે રામસેવક-હનુમાનજીનું ધ્યાન ધરવામાં આવે તો તેમનાં દર્શન થાય છે. એક વખત એક રામાયણની કથા કરનાર બ્રાહ્મણે કથા કહેતાં કહેતાં કહ્યું હતું કે: "હનુમાનજી કદળી વનમાં નિવાસ કરે છે." તેજ ક્ષણે ઉત્સુક ચિત્તે નરેન્દ્રે તેમને પૂછ્યું હતું કે: "મહારાજ! ત્યાં જવાથી તેમનાં દર્શન થઇ શકે છે કે ?" કથાકારે બાળકના કૌતુક ભરેલા પ્રશ્નનો ઉત્તર દીધો કે: "હા, જઇને જોઇ આવજે." તે રાત્રે કથા સાંભળી ઘેર પાછાં ફરતી વખતે સ્વામિજીને વિચાર થયો કે: મ્હારા ઘરથી થોડે વેગળેજ કેટલાક કદળી વૃક્ષોની વાડીયો છે, ત્યાં જવું. તેઓ તત્ક્ષણાત્ તે તરફ ગયા, એક બગિચામાં પ્રવેશ કર્યો અને એક કદળી વૃક્ષ નીચે બેસી નેત્રો બંધ કરી એક ચિત્તે હનુમાનજીનું ધ્યાન ધરવા લાગ્યા! તેમજ વારવાર આગ્રહ સહિત હનુમાનજીને દર્શન માટે બોલાવવા લાગ્યા. ઘણો વખત નિષ્ફળ જવા છતાં દર્શન થયાં નહિ, ત્યારે તેઓ દિલગીરી ભરેલે મુખે ઘેર ચાલ્યા ગયા. તેની દિલગીરીનું કારણ જાણી ઘરનાં બધાં કહેવા લાગ્યાં કે: "નરેન્દ્ર! ધારવામાં

આવે છે કે: હનુમાનજી આજે કદાચ પોતાના માલિક રામચંદ્રજીના કોઈ કામમાં રોકાઇ ગયા હશે. તેથીજ મ્હારી સ્હામે આવ્યા નહિ. " એ સાંભળી તેમને કાંઇક આશ્વાસન મળ્યું. સન્યાસી દશામાં હનુમાન પ્રસંગ કાઢી સ્વામિજી પોતાની એ વખતની સ્થીતિનું વર્ણન કરતાં હસતા! અને તે સાથે મહાવીર હનુમાને ચરિત્રની બહુ સુંદર ઉપદેશજનક આલોચના પણ કરતા. મહાવીરનું મહદ્ ચરિત્ર તેમના હૃદયમાં એટલા બધા દઢરૂપે અંકિત થઇ ગયું હતું કે જેથી તેમણે બેલુડ મઠમાં તેમની એક પાષાણ-મૂર્તિ સ્થાપવાનો નિશ્ચય કર્યો હતો.

શૈશવ કાલથી જ તેમના ચરિત્રમાં દઢતાનાં લક્ષણ જણાતાં હતાં. તે સમયના એક પ્રવીણ વૃદ્ધ પુરૂષને તેમનો પરિચય થતાં તે બોલ્યા હતા કે: "સમય આવતાંજ આ બાળક એક મસ્ત પુરૂષ થશે." એમ કહેવાનું કારણ નિમ્નોક્ત પ્રસંગ સાંભળોઃ—

ઈ. સ. ૧૮૬૫ની સાલમાં દત્ત વંશના વડીલ, નરેન્દ્રનાથનાં પિતામહ કાલીપ્રસન્નદત્ત મૃત્યુ શય્યાપર સુતા હતા. અંતિમ સમય જાણી તેમણે પોતાના કુટુંબનાં સર્વ મનુષ્યોને પોતાની નજીક બોલાવ્યાં અને બાલક બાલિકા જે કોઈ હોય તેણે મહાભારતમાંનો કોઇ પણ પ્રસંગ વાંચી સંભળાવવાની ઇચ્છા પ્રકટ કરી. પરંતુ લજ્જા વશ થઇ કોઇએ જ્યારે મહાભારત વાંચ્યું નહિ ત્યારે ૭ વર્ષનો નરેન્દ્રનાથે વૃદ્ધ પિતામહની અંતિમ ઇચ્છા અપૂર્ણ રાખવાને બદલે પરિપૂર્ણ કરવા, ભારે વજનનું મ્હોટું મહાભારત બે હાથે ઉંચકી ઉઘાડયું અને ધીમે ધીમે સ્થિર શુદ્ધ કણ્ઠે થોડાં પાનાં વાંચી સંભળાવ્યાં. મૃત્યુની થોડી ક્ષણ પહેલાં વૃદ્ધની દૃષ્ટિ અતીન્દ્રિય લોક સમક્ષ પ્રસરેલી હતી. તેટલામાં મહાભારતનાં કેટલાંક વચનો સાંભળી તેમના પ્રાણવાયુ પરલોક સિધાવ્યા. તેમણેજ ઉપલાં વચનો કહ્યાં હતાં.

બાલકનાં ઉજ્જલ ભવિષ્યનું એ ચિત્ર વૃદ્ધના નેત્રમાં તરી ઉઠયું હતું તે નિષ્ફળ ગયું નહતું એવું વાંચકો જોઇ શકશે.

તેમનામાં સાહસ અને કાર્ય કુશળતાનાં બીજ પણ બાલ્યાવસ્થાથી જ જોવામાં આવતાં. ૭ વર્ષની વયે તેઓ એક બાળક મિત્રને સાથે લઇ મેળો જોવા ગયા હતા. ત્યાંથી માટીના મહાદેવ ખરીદી બન્ને ઘેર પાછા ફરતા હતા. સાથેનો મિત્ર ચાલતાં ચાલતાં પાછળ પડી ગયો. સર્વત્ર અંધકાર થઇ ગયો હતો. એ સમયે એક ઘોડાગાડી ઉતાવળે દોડતી તેમની પાછળ આવતી હતી. નરેન્દ્રે પાછળ ફરી જોતાં જણાયું કે: પોતાનો બાળકમિત્ર ઘોડાના પગ નીચે દબાઈ જવાની તૈયારીમાં છે. ડાબા હાથમાં મહાદેવને ધારણ કરી, જ્ઞાનશૂન્ય થઇ તેઓ તત્ક્ષણાત મિત્રનું જીવન બચાવવા તે તરફ દોડી ગયા. માર્ગમાં ઉભેલા લોકો આશ્ચર્યચકિત નેત્રે તે દેખાવ જોયા કરતા હતા. બનાવ એટલો ઝપાટાબંધ બની ગયો કે જેથી કોઇ બાળકનું જીવન બચાવવાનો સમયજ મેળવી શકયું નહિ. ગમે તેમ પણ બાળક આ વખતે મૃત્યુના મુખમાંથી બચવા પામ્યો. ત્યાં ઉભેલા વટેમાર્ગુઓ બાળક નરેન્દ્રને ધન્ય વાદ આપી તેની પીઠ થાબડવા લાગ્યા. કેટલાક તેને આશીર્વાદ દેવા લાગ્યા. તેમણે ઘેર જઇ આ બનાવ માતા ભુવનેશ્વરી દેવીને કહી સંભળાવ્યો ત્યારે દેવી આનંદાશ્રુ સારતાં બોલ્યાં હતાં કે: " બેટા! એજ મનુષ્યનું કર્તવ્ય છે! જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે એવાં કર્મ કરી મનુષ્ય થવાનો પ્રયત્ન કરજે. "

## विद्यालयमां. (७)

સાત વર્ષના નરેન્દ્રનાથને મેટ્રોપોલિટન સ્કૂલમાં મૂકવામાં આવ્યા હતા. અંગ્રેજી ભાષા શિખવા માટે પ્રથમ તો તેઓ બિલકુલ નારાજ હતા. તેમની ઇચ્છા જ નહતી. તેઓ કહેતા કેઃ "એ તો વિદેશી ભાષા છે. શા માટે શીખવી જોઇએ ? એના પહેલાં પ્રથમ આપણી માતભાષા શીખવાથીજ કલ્યાણ થાય." કુટુંબીજનો તેમને અનેક પ્રકારે સમજાવવા લાગ્યા, પરંતુ તેઓ દૃઢ પ્રતિજ્ઞાવાળા વીર બાળક હતા. તેમણે કહ્યુંઃ "હું કદી પણ પર-ભાષા શીખીશ નહિ." સર્વે કહેવા લાગ્યા કેઃ "આજે કાલ અંગ્રેજી ભાષા શીખવાની આવશ્યકતા છે. ન શીખીએ તો ઉદરપોષણ શી રીતે થાય ? એ વિના તો ચાલેજ નહિ ! તેમ છતાં વીરબાળક નરેન્દ્રનાથ પ્રતિજ્ઞામાંથી ચૂકયા નહિ. તેમનું મન ડગ્યું નહિ. રામચંદ્રદત્તના પિતા નરેન્દ્રને બહુ વ્હાતા. તેમના ઉપર બહુ પ્રેમ રાખતા. વૃદ્ધે નરેન્દ્રને એકાન્તમાં લઇ જઇ ઘણું સમજાવ્યા. ઘણો યત્ન કરવા છતાં તેમનો અભિપ્રાય ફેરવવા સફળ થયા નહિ, પરંતુ થોડા મહિના વ્યતીત થતાંજ, કોણ જાણે શો વિચાર કરીને વૃદ્ધની શિખામણ પ્રમાણે કાર્ય કરવા તેઓ કબુલ થયા. આશ્ચર્યની વાત તો એ છે કેઃ નરેન્દ્રે જે દિવસે નિશ્ચય કર્યો કેઃ અંગ્રેજી ભાષા શીખવીજ છે તે દિવસથી એવા ગાઢ આગ્રહથી શીખવા લાગ્યા કે તેમનો વિદ્યા-પ્રેમ જોઇ સર્વ વિસ્મય પામ્યાં. વિધાતાનું કેવું અદ્‌ભુત ચક્ર ! ઉત્તર કાલમાં જે ભાષામાં (અંગ્રેજીમાં) તેમણે સમગ્ર જગતને અપૂર્વ બોધ આપ્યો છે, જે ભાષા-શિક્ષા વિના યુરોપ-અમેરિકાદિ દેશોમાં હિંદુ-ધર્મ આટલો શીઘ્ર અને સહજ રીતે વિસ્તાર પામવા શક્તિમાન થાત નહિં, એક રીતે કહેતાં જે ભાષાની સહાયતાવડે નરેન્દ્રનાથ-સ્વામી વિવેકાનંદજી-જગતમાં પોતાનો જીવન-ઉદ્દેશ્ય સંપૂર્ણરૂપે સિદ્ધ કરી ગયા છે, તેજ ભાષાને, વિદ્યારંભના પ્રથમ પગથિયા ઉપર પગ મુકતાં, વિજાતીય ભાષા કહી, તિરસ્કાર દર્શાવ્યો હતો !

માતાની પાસેથી તેમણે પ્રથમ અંગ્રેજી વર્ણમાળા અને અંગ્રેજી શબ્દ-શિક્ષા પ્રાપ્ત કરી હતી, અને તે સાથેજ રામાયણ મહાભારતની વાર્તાઓ પણ સાંભળી યાદ રાખેલી હોવાથી પરિણામે તેઓ એક ઉત્તમ વાર્તા કહેનાર થઈ શકયા હતા.

પ્રથમ તેઓ પાટલુન પહેરી નિશાળે જતા અને ચંચળ ચિત્ત તથા કાળજીરહિત હોવાથી નિત્ય તેનો કોઇક વિભાગ ફાટી પણ જતો. તેઓ બાલ્યાવસ્થામાં એટલા બધા ચંચળ-ચિત્ત હતા કેઃ તેઓ સ્થિર થઈ બાન્કી ઉપર બેસી શકતા નહિં. ઉભા અને બેઠાની વચમાં જેવા પ્રકારે શરીર રાખી શકાય તેમાંની કોઈ એક સ્થીતિમાં-કોઇએક પ્રકારે તેમને સર્વદા જોવામાં આવતા ! અર્થાત્ નહિં બેઠામાં કે નહિં ઉભામાં ! તેમ છતાં તેઓ સંપૂર્ણ રૂપે બાળક હતા. રમવાને સમયે તેઓ રમવામાં અત્યંત મદમત્ત બની જતા. તે સમયે અન્ય કોઈ વિષયનું તેમને ભાન રહેતું નહિ. પત્થરા ફેંકવા, હાસા હાસી, દહીંનો થોડો, મુક્કાબાજી, કુદાકુદ, એ સર્વ તેમને અત્યંત પ્રિય હતાં. એ સર્વ રમતમાં તેઓ સર્વથી આગેવાન બનતા, અને બીજે દિવસે કઇ કઇ રમતો રમવી તેની આગલે દિવસથીજ નિત્ય ગોઠવણ કરતા. બાળકોમા લડાઇ-ટંટો ઉપસ્થિત થતાં નરેન્દ્રનાથનેજ મધ્યસ્થ બનાવી ઈન્સાફ મેળવતા. મૂળે તો તેઓ લડાઇ ટંટો પસંદજ કરતા નહતા, તેથી જેઓ તેમની સાથે

નિત્ય રમવા એકત્ર થતા તે સર્વ મિત્રોમાં મારા મારી થતાં જ તેઓ ગુસ્સે ભરાતા. ક્વચિત્ મિત્રોમાં એવો બનાવ બનતો તે વખતે તેઓ બન્ને પક્ષની વચમાં ઉભા રહી બન્નેને જૂદા પાડી દેતા અને તેમને શાંત પાડતા. પ્રસંગોપાત એમ કરવા જતાં તેમને પોતાને પણ એક બે સપાટા સહન કરવા પડતા ! એટલી ન્હાની વયમાં પણ તેઓ મુષ્ટિ-બાજી ( મુષ્ટિ યુદ્ધ ) કરવામાં બહુ કુશળ હતા. તેથી સર્વને પોતાના કહેવા પ્રમાણે વર્તવાની સહજે ફરજ પાડી શકતા. ન માને તેને મુષ્ટિ પ્રહાર ! ન માને તો જાય ક્યાં? તેઓ પોતાના શિષ્યોને કહેતા કે: " હું બાલ્યાવસ્થામાં બહુ તોફાની અને સાહસિક હતો. તેમ ન હોત તો એક પાઈ પણ લીધા વગર હું આખી દુનિયા ફરીને પાછો આવી શકત ખરો કે ? "

લૌકિક ભાષામાં તોફાની અને સાહસિક શબ્દોના ગમે તે અર્થ કરવામાં આવે પરંતુ વાસ્તવિક રીતે જોતાં બાલ્યાવસ્થાથી જ તેમના ચરિત્રમાં આત્મશક્તિના અનુભવને લીધે ખરી નિર્ભયતા અને ચંચળતાનો આભાસ સ્ફુરણ પામ્યો હતો.

બાલ્યાવસ્થાને ઉચિત એવી ચપળતા સિવાય એક બીજી મહત્તર વૃત્તિ નરેન્દ્રમાં જોવામાં આવતી. તે વૃત્તિનું નામ " દયા. " તેમના જનની પૂણ્યશીલ-પવિત્ર ભુવનેશ્વરી માતા અતિશય કરૂણ હૃદયનાં હતાં. નરેન્દ્રનાથે પોતાનું કરૂણ-કોમળ હૃદય પોતાની માતા પાસેથી પ્રાપ્ત કર્યું હતું. એક ક્ષુદ્ર બનાવનો આ સ્થળે ઉલ્લેખ કરી ભુવનેશ્વરી માતાના હૃદયનો પરિચય કરાવીશું. નરેન્દ્રનાથના પિતાએ એક ગીરવી રાખેલી જમીન સહધર્મિણીને નામે ચઢાવી આપી હતી. રંકાવસ્થામાં આવી પડેલા એક મુસલમાને એ સમ્પત્તિ તેમની પાસે ગીરવી મૂકી હતી. પરંતુ વખતસર તેમને ઋણ ચુકવી આપવાની મુદ્દત થઇ તે સમયે પૂરતા રૂપિયા એકત્ર નહિં કરી શકવાથી અતિશય ચિન્તાગ્રસ્ત થઇ. તેણે કરૂણ સ્વરે સર્વ હકિગત ભુવનેશ્વરી માતાને નિવેદન કર્યાથી તેના અનાહાર પિડિત મલિન મુખની ભયચકિત કરૂણ પ્રાર્થના ઉચ્ચ અંતઃકરણનાં-દયાળુ રમણીના હૃદયને સ્પર્શ કરવા શક્તિમાન થઇ અને તેની દયાજનક સ્થીતિનું વર્ણન સાંભળતાં જ તેમનું હૃદય પીગળી ગયું. તેની રંકાવસ્થા ઉપર દયા ઉપજી. તેમણે વિશેષ વાતચિત નહિં કરતાં તુર્ત જ ગીરવી-ખત લાવી મુસલમાન ગૃહસ્થને પાછું આપી દીધું ! લ્હેણા પૈસા છોડી દીધા !

નરેન્દ્રનાથ-સ્વામી વિવેકાનંદજી-પણ દયાના વિષયમાં સંપૂર્ણ રૂપે જનની જેવા જ સ્વભાવના હતા. પોતાની સાથે રમનાર, સમાન વયના મિત્રોને તેઓ જીવની પેઠે ચ્હાતા. તેના ઉપર અતિશય પ્રેમ રાખતા. તે બધામાંથી કોના ઉપર તેમનો વિશેષ પ્રેમ છે, એ જાણવા માટે પરસ્પર મ્હોટો વાદવિવાદ થતો. પ્રત્યેક મિત્રો એમ જ જાણતા કે તેઓ અમને જ સૌથી વિશેષ ચ્હાય છે. રમતી વખત કોઇને વાગનું કે બીજી ઇજા થવાનું જાણતા તેજ ક્ષણે રમત બંધ રાખી તેની સેવા સુશ્રુષા કરવા મંડતા. એક વખત વિશ પચિશ બાળક મિત્રોને સાથે લઇ તેઓ ગામ બહાર ખેતરોમાં કિલ્લો જોવા નિકળ્યા. તેમાંના એક બાળકનું સહજ શરીર બગડયું હશે છતાં અન્ય બાળકો તે બિચારાને રોગી કહી તેની મશ્કરી કરતા શહેર બહાર જતા હતા. પેલો વ્યાધિગ્રસ્ત બળહીન બાળક ધીમે ધીમે પાછળ પાછળ ચાલતો હતો. નરેન્દ્રનાથ પણ અન્ય બાળકોની પેઠે ઉચ્ચ હાસ્ય કરી ગગન ગજવતા સૌના આગળ આગળ ચાલતા હતા. એકાએક તેમના મનમાં એવોજ

વિચાર સુઝ્યો કે પાછળ ચાલતો છોકરો વ્યાધિગ્રસ્ત છે. તેજ ક્ષણે તેઓ પાછા ફર્યા. થોડે વેગળે જતાં જ તેમણે જોયું કેઃ તે બાળક રસ્તાની એક બાજુએ બેસી રહ્યો છે. તેના શરીરમાં સખ્ત તાવ ચઢયો હોવાથી તે થરથર કમ્પાયમાન થઇ રહ્યો છે. તેજ ક્ષણે તેમણે તેને ખભે ઉંચકી લઈ ગાડીમાં બેસાડી તેને ઘેર પહોંચાડી દીધા પછી રમવાને સ્થળે ચાલ્યા ગયા. તેમના એવા ઉચ્ચ ગુણને લીધે જ અન્ય બાળકો તેમને વશીભૂત થયા હતા અને પ્રત્યેક કાર્યમાં તેમની આજ્ઞા માન્ય કરતા.

એ અરસામાંજ એક દિવસ નરેન્દ્રનાથે એક બાળક અને તેની માતાનું એક ભયંકર આફતમાંથી રક્ષણ કર્યું હતું. અકસ્માત્ તે માતા-પુત્ર ઉપર એક ઘોડાગાડી આવી પડવાથી તે બન્ને ગભરાઇ સ્તબ્ધ થઈ ગયાં હતાં. પરંતુ વીર નરેન્દ્રનાથે તુર્તજ ત્યાં દોડી જઇ એક હાથે બાળકને અને અન્ય હાથે તેની માતાને પકડી વેગળાં ખસેડી લીધાં હતાં ! આ કામ તેમણે બહુ જ ચપળતાથી કર્યું હતું. આંખ મીચીને ઉઘાડનામાં તો બનાવ બની ગયો. ચપળ નરેન્દ્રે માતા-પુત્રને મૃત્યુના મુખમાંથી બચાવી લીધાં તેથી તેઓ તેમને અનેક ધન્યવાદ અને આશીર્વાદ આપવા લાગ્યાં. અનેક લોકોએ પણ તેમને શાબાસી આપી હતી.

વિપદમાંથી પારકાનું રક્ષણ કરવાના પરોપકારી કાર્ય સમયે નરેન્દ્રનાથ કદી પણ પોતાના ઉપર વિપદ આવી પડવાનો ભય રાખતા નહિ. પોતાનો જીવ ભયમાં નાંખીને પણ પારકાનું રક્ષણ કરવામાં તેઓ શૂરા હતા.

તેમની સાથે વિદ્યાભ્યાસ કરનાર મિત્રોને તેઓ પ્રાણથી અધિક ચ્હાતા, તેજ પ્રમાણે તે મિત્રો પણ તેમના ઉપર પ્રેમ રાખતા. એનું મુખ્ય કારણ એ હતું કે જે ગુણ વડે બાલ્યજીવનમાં પૂર્ણ પરિવર્તન અને સાર્થકતા થાય તેમ હતું તે તેમનામાં પૂર્ણ રૂપે વિદ્યમાન હતા. અતિશય ચંચળતા, ક્રીડા, કૌતુક, હાસ્ય-પરિહાસ્ય વગેરે જે સર્વ કમનીય ભાવ વડે બાલ્ય જીવનની પરિપુષ્ટિ થાય એમ હતું તે સર્વ તેમનામાં યોગ્ય પ્રમાણમાં વિકસિત થયા હતા. પોતાના કલાસનાં પ્રત્યેક છોકરાઓને નરેન્દ્રનાથ, એક એક મશ્કરીનાં ઉપનામથી બોલાવતા હતા ! એ બનાવટી નામમાંનાં કેટલાંક તેમના કલ્પના-પ્રવીણ મસ્તકમાંથી જન્મ પામ્યાં હતાં અને કેટલાંક વિવિધ ઉપકથા અને ઉપન્યાસ વગેરેમાંથી શોધી કહાડેલાં હતાં!

પૂર્વે કહેવામાં આવ્યું છે કેઃ નરેન્દ્રનાથ બાલ્યાવસ્થામાં, બહુ તોફાની હતા. એને લીધે જ બહુ તેમની બાળક મંડળીના સર્વ સાથીઓ તેમના ઉપર અતિશય પ્રેમ રાખતા. ભણવા લખવા તરફ તેમને સામાન્ય પ્રેમ હતો, કારણ કે નિત્ય જે પાઠ શીખી નિશાળમાં શિક્ષકને આપવાનો હોય તે તૈયાર કરવામાં તેમને એક કલાકથી અધિક સમય લાગતો નહિં. બાકી રહેલો સર્વ સમય તેઓ કેવળ નવીન રમતો શોધવામાં અને હાસ્ય વિનોદ કરવામાં વ્યતીત કરતા. બપોરે પાણી પીવાની અર્ધા કલાકની રજામાં ખાવાનું લેવા માટે જે પૈસા મળતા તે સર્વ વિદ્યાર્થીઓના એકત્ર કરતા અને તેમાંથી પેપરમીટ, મિઠાઈ અથવા નવા બૉલ બૅટ ખરીદતા. બહુ ન્હાની વયમાં જ તેઓ ક્રિકેટ રમવામાં હોંશિયાર બની ગયા હતા. વર્ષના નવ મહિના એ પ્રમાણે રમતા અને રહી પરીક્ષાને બે ત્રણ મહિના રહેતા તે વખતે વિદ્યાભ્યાસમાં સારી પેઠે ચિત્ત પરોવતા. આઠમી વયમાં તેમણે ઇતિહાસ, સંસ્કૃત અને

અંગ્રેજી ભાષા, એ સર્વ તેમણે ઉત્તમ રીતે શીખી લીધાં હતાં, પરંતુ અંકગણિત શીખવા તેઓ તદ્દન નારાજ હતા. એ વિષયમાં તેઓ પોતાના પિતાના જેવા જ હતા. ગણિતશાસ્ત્ર માટે તેમના પિતા કહેતા કે: " એ તો ગાંધીની દુકાનની વિદ્યા ! એમાં તે શું ? "

પ્રથમ કેટલાંક વર્ષ મેટ્રોપોલિટન સ્કુલમાં વિદ્યાભ્યાસ કરતા હતા તે સમયે તેમને અજીર્ણનો વ્યાધિ લાગુ પડવાથી તેમનું શરીર અત્યંત જીર્ણ થઇ ગયું હતું. તેમ છતાં બાળક-બુદ્ધિને લીધે જે ખોરાક એ વ્યાધિને અહિતકર હોય તેજ તેઓ લાગ મળતાં ખાવામાં આનંદ માનતા !

ક્લાસમાં કોઈ નૂતન વિદ્યાર્થી પ્રવેશ કરતાં જ નરેન્દ્રનાથ સૌથી પહેલાં તેને એવોજ પ્રશ્ન કરતા કે: તેના કોઇ પૂર્વ પુરૂષ સાધુ, સન્યાસી થયા હતા કે નહિં ? બાલ્યાવસ્થાથી જ સન્યાસ-જીવન ઉપરનો પ્રેમ તેમના હૃદયમાંથી કોઇ પણ સમયે જરા પણ ઓછો થતો ન હતો. સગવડ મળતાં જ સન્યાસી થવું એ તેમના મનમાં ને મનમાં રમ્યા કરતું હતું, અને બાલ્યસ્વભાવને વશ થઇ મિત્રોને પણ તેઓ કહેતા કે: " મ્હોટા થતાં જ હું સન્યાસી થઇશ. અમુક અમુક સ્થળે ફરીશ અને અમુક અમુક કાર્યો કરીશ વગેરે. " કવચિત્ સમયે બાળકો એકત્ર થઇ પરસ્પર એક બીજાનો હાથ જોતા, પરંતુ હાથ જોવાના કાર્યમાં તો નરેન્દ્રનાથ ઉસ્તાદ જ હતા. પોતાનો હાથ જોઇને પોતે જ કહેતા કે: " હું સાધુ થઇશ. એમાં જરા પણ સંદેહ નથી. મ્હારા હાથમાં સંન્યાસી થવાની એક મ્હોટી રેખા છે. " એમ કહી તેઓ કેટલીક હસ્ત રેખાઓ મિત્રોને બતાવતા. એક વૃદ્ધ પુરૂષે કહ્યું હતું કે: " એના જન્મમાં સન્યાસી યોગ લખેલો જણાય છે. " નરેન્દ્રનાથ સન્યાસી થશે એ જાણી બીજા બાળકો પણ સન્યાસી થવાની ઇચ્છા દર્શાવતાં. ત્યાર પછી મ્હોટા મ્હોટા સાધુઓ શું કરતા હશે તેની વાતો કરતા. પ્રત્યેક બાળકો પોતાની કલ્પનાના બળ વડે કલ્પિત કાર્યનાં વર્ણન કરતા. તેઓ બોલતા કે: સાધુઓ અમુક કરે છે અને સાધુઓ તમુક કરે છે. પરંતુ નરેન્દ્ર કહેતા કે: " તમે કોઇ જાણતા જ નથી. મ્હોટા મ્હોટા સાધુ સન્યાસીઓ તો હિમાલય ઉપર નિવાસ કરે છે. તે સર્વ સ્થાને મનુષ્યો જઇ શકે નહિ ! કૈલાસ પર્વત ઉપર તેમની સાથે નિત્ય શંકર ભગવાનનો સાક્ષાત્કાર થાય છે. તમારે જો સન્યાસી થવું હોય તો એ સર્વ પહાડ અને જંગલોમાં જઇ એવા મહાત્માઓને પગે લાગવું જોઇએ. ત્યાર પછી તેઓ એક લાંબા વાંસ ઉપર નિદ્રા લેવાનું કહે છે. જો તેના ઉપર શયન કરી કોઈ નિદ્રા લઇ શકે તો તેને ભગવાં પહેરાવી ચેલો બનાવી લે છે. "

અહા ! બાલ્યાવસ્થાની કલ્પના કેવી સરલ ! કેવી મધુર ! નરેન્દ્રનાથના એક સહાધ્યાયી મિત્રના ઘરમાં ચંપાનું એક વૃક્ષ હતું. જ્યારે તેમને કાંઇ ઠીક લાગતું નહિં ત્યારે તે ચંપાના વૃક્ષની ડાળ સાથે પગ બાંધી માથુ નીચુ કરી ત્યાં હીંચકા ખાવાનું નરેન્દ્રને બહુ પસંદ પડતું. અરે ! મધ્યાહનના સખ્ત તાપમાં પણ એ પ્રમાણે હીંચકા ખાવાની તેમને ઇચ્છા થતી. ચંપાનું ફુલ મહાદેવજીને બહુ પ્રિય હોય છે. નરેન્દ્રને પણ તે બહુ પ્રિય હતું. એક દિવસ તેઓ ઉપરોક્ત પ્રકારે વૃક્ષ નીચે હીંચકા ખાઇ રહ્યા હતા. એટલામાં સહાધ્યાયિ મિત્રના વૃદ્ધ દાદાએ નરેન્દ્રનો કણ્ઠસ્વર સાંભળી તે સ્થળે ઉપસ્થિત થયા. આટલા ન્હાના બાળકને આવી વિપદ્‌જનક અવસ્થામાં વૃક્ષની ઉચ્ચ શાખાએ હીંચકા ખાતાં જોઇ અને ચંપાના પુષ્પોની શોચનીય અવસ્થા જોઇ વૃદ્ધે વ્યાકુલ થઇ નરેન્દ્રને વૃક્ષપરથી નીચે ઉતરવા અને ભવિષ્યમાં પુનઃ વૃક્ષ ઉપર નહિ ચઢવાનો બોધ કર્યો. (અપૂર્ણ.)

ડા. ઠા. મ્હેતા.




૧-અલ્પ પરિચય.


શ્રીમદ્ ભગવાન રામકૃષ્ણ પરમહંસદેવ એમનું પવિત્ર નામ કયા ગુર્જર વાંચકે સાંભળ્યું નહિ હશે? જેઓએ નથી સાંભળ્યું તેઓને પરમહંસદેવના આપ્ત મંડળ, સ્થળ ઇત્યાદિનો કંઇક પણ અલ્પ પરિચય આપવો અતિ અગત્યનો છે; એમ ધારી આ નીચે તેઓશ્રી વિષે કંઇક પિછાન આપું છું.

આપણા પવિત્ર અને શુદ્ધ સનાતન-હિન્દુ-ધર્મનો વિજય-ધર્મધ્વજ ઠેઠ અમેરિકા સુધી ફરકાવનાર મહાન્ પ્રતાપી પુરુષ કોણ? તે ધર્મનો શુદ્ધ સાત્વિક પડઘો ત્યાં સુધી પાડનાર કોણ? હિન્દુ ધર્મનાં મૂળતત્વો તે દેશના તેમજ અન્ય સ્થાનોના મનુષ્યોને સમજાવનાર કઇ મહાન્ પ્રતિભાશાળી વિભૂતિ? તે મહાન્ પુરુષ-તે પવિત્ર અને પ્રતિભાશાળી વિભૂતિઓ-વ્યક્તિઓ અનેક હતી, અનેક છે અને અનેક થશે, પણ મ્હારે આ સ્થળે જેનું નામ દેવાની આવશ્યકતા છે તે બીજા કોઇનું નહિ, પણ એક મહાન્ બુદ્ધિશાળી અને જ્ઞાની તથા યશસ્વી સ્વામીશ્રી વિવેકાનંદની યાદ આપીશ. તે મહાપુરુષની યાદ આપતાં હું પાઠક વર્ગને જણાવીશ કે તેજ સ્વામીશ્રી વિવેકાનંદજી ઉર્ફે નરેન્દ્રનાથના પરમ ગુરુદેવ-તેઓના શ્રી સદ્ગુરુદેવ તેજ શ્રીમદ્ ભગવાન્ રામકૃષ્ણ પરમહંસદેવ. પરમહંસદેવના પિતાશ્રીનું નામ ખુદીરામ ચટ્ટોપાધ્યાય અને બંગપ્રદેશાન્તર્ગત આવી રહેલ હુગલી જીલ્લાના કામારપુકુર નામના ગામમાં તે રહેતા.

શિરોભાગપર આલેખાએલ નામ ભગવતિ સ્વરૂપ શ્રીમતિ શારદાદેવી ઉર્ફે શારદામણી દેવી તે શ્રીમત્પરમહંસદેવનાં સહધર્મચારિણિ ધર્મપત્ની. દેવીશ્રીના પિતાનું નામ રામકમલ ઉર્ફે રામચન્દ્ર મુખોપાધ્યાય અને જયરામબટીના તે રહેનાર. જયરામબટી ગામ કામારપુકુરથી ફક્ત ચાર જ માઇલપર છે.

ઉપર કહેલ કામારપુકુર તે શ્રીમદ્રામકૃષ્ણદેવની અને જયરામબટી તે શ્રીમતિ શારદામણી દેવીની બાલ્યાવસ્થા વ્યતિત સ્થાન એટલે **તેઓની જન્મભૂમિનાં ગામ છે.**

૨-વિવાહ-લગ્ન.

શ્રીમત્પરમહંસદેવ અને શ્રીમતી શારદામણી દેવીનું ટુંક પિછાન આપી, હવે દેવીની ભાવિ જીંદગી સંબંધી કંઇક માહિતી આપીએ.

શારદાદેવીનો વિવાહ ઈ. સ. ૧૮૫૯ ની સાલમાં થયો હતો. તે સમયે શ્રીમતપરમહંસદેવનું વય ૨૫ પચીસ વર્ષનું હતું જ્યારે માતા શારદાદેવીનું તે સમયનું વય માત્ર ૭ વર્ષનું જ હતું.

શ્રીમદ્રામકૃષ્ણદેવ, ઇશ્વરદર્શનની લાલસાથી દેહભાન ભૂલીને એક ગાંડા-પ્રેમી ભક્ત જેવા બની ગયા હતા. તેઓશ્રીના વડીલ બંધુએ તે સમયે પરમહંસદેવની પરિસ્થિતિ જોઇને મનથી નક્કી કર્યું કે: "રામ ને ઠેકાણા પર લાવવા માટેની એક રામબાણ માત્રા માત્ર લગ્ન-દેહલગ્ન જ હોઇ શકે." અને તેથી કરીને જ પરમહંસદેવના વડીલ બંધુએ શારદામણી-દેવી સાથેની લગ્નગ્રંથીરૂપી શૃંખલા પરમહંસદેવના પગે ભેરવી દીધી હતી !

## ૩-પતિ મિલન.

વિવાહ-લગ્ન થયા પછી સુમારે ૧૨ બાર વર્ષ સુધી આ દંપતિનો પરસ્પર મેળાપ (ફરીથી) થયો નહિ. દેવી બાલ્યાવસ્થા વટાવી તરૂણાવસ્થાના તટપર આવ્યાં અર્થાત્ તરૂણી-તારુણી શબ્દનું વિશેષણ પામવાને પ્રાપ્ત થયાં, ત્યારે તેઓ પોતાનું હિતાહિત સમજવા લાગ્યાં. તેની તે દેવીને સમજ પડવા લાગી, અને પોતાની જીંદગી પરણેતર થઇ છે અર્થાત્ પોતાનાં લગ્ન થયાં છે તે પણ પોતે સમજ્યાં. આ સમયે દેવીએ સુમારે અઢાર ઉન્હાળા ઓળંગેલા હતા. પોતાનાં લગ્ન થયાં છે. એ બાબત સમજ્યા બરાબર જ પોતાના પતિદેવ ભક્ત બની જઇ કલકત્તામાં શ્રી દક્ષિણેશ્વરના દેવાલયમાં રાત્રી દિવસ કાલી માતાના ભજન પૂજન અને અર્ચનાદિમાં લીન થઈ ગએલા છે તે પણ તેમને માલમ પડી આવ્યું, અને આ સમયથી જ 'પતિ એટલે શું? પતિ પત્નીનો સંબંધ શું? વિવાહ અને લગ્ન તે શું? પત્નીનું કર્તવ્ય શું? હિન્દુ સ્ત્રીઓનો ધર્મ શો? એ અને એવી અનેક બાબતો તે દેવીને સમજાવા લાગી હતી તે ઉપરાંત તે બાબતો ઉપર દેવીના વિચારો પણ શરૂ થયા હતા અને છેવટમાં તેમને એમ જ જણાયું કે:-' સ્ત્રીઓએ લગ્ન થયા પછી લાંબો સમય પિયરમાં રહેવું એ અતિ અયોગ્ય જ છે અને પતિ સાથે જ પોતે રહેવું, પતિનું જે સુખ દુઃખ તેજ પોતાનું પણ સુખ દુઃખ છે." આ રીતે તેમને જણાયું, એટલું જ નહિ પરંતુ એજ વિચારો સદા સર્વદા નિશદિન દેવીના હૃદય પ્રદેશમાં રમણ કરવા લાગ્યા.

"મ્હારા પતિ તે કેવા હશે? હું કેવળ અજ્ઞાન બાલિકા, અને તે સમયે મ્હારાં માતા-પિતાએ જેની સાથે મ્હારી જીંદગી ગાળવાની સાંકળ જોડી દીધી છે, તે પુરૂષને મ્હારી નજરે એકવાર તો મ્હારે જોવાજ જોઇએ." એવું ધારી એક દિવસ ભગવતીદેવીએ તો કલકત્તા જવા પોતાનાં માતુશ્રીની રજા માગી પરંતુ વાંચક! ગમે તેમ પણ માતાનું જ હૃદયને! તેઓ દેવીને 'ના' તો ન જ કહી શક્યાં, પણ તે સાથે તેથી વિરૂદ્ધ એટલે 'હા' પણ કહી ન શક્યાં! તેઓ વિચાર કરવા લાગ્યાં કે: 'તે તરૂણ બાલિકા કલકત્તે એકલી શી રીતે જશે? ત્યાં તેનું શું થશે? વગેરે." માતાના હૃદયમાં થતા વિચારો નિર્દોષ દેવી શારદામણીની જાણ બહાર રહેવા ન પામ્યા!

માતુશ્રીના ઉપર્યુક્ત વિચાર પછી પુત્રીને જવાનું કહેવું બહુ કઠિન લાગ્યું. એટલે પરિણામે 'ના' અગર જવા બદલ રજા આપવા 'હા' પણ કહી શક્યા નહિ. પરંતુ દેવી શારદામણી પોતાના દૃઢ નિશ્ચય અને પતિદેવ પરની અચળ નિષ્ઠા તથા અતિ

પવિત્ર પતિ પ્રેમના પ્રભાવથી અને માતાના હૃદયની બીતી દૂર કરવામાં ફતેહ પામ્ય પરિણામે શારદાદેવીએ માતુશ્રીની આજ્ઞા અને આશિર્વાદ મેળવ્યાં.

માતુશ્રીની આજ્ઞા અને આશિર્વાદ લઇને શારદાદેવી પતિદેવના નિવાસસ્થાન કલકત્તા-દક્ષિણેશ્વરમાં રાસમણીએ બંધાવેલા કાલી માતાના દેવળનો રસ્તો ટૂંકો કરવા તત્પર થયાં, અને કેટલેક દિવસે પતિદેવ શ્રીરામકૃષ્ણદેવ સમિપ આવી પહોંચ્યાં. આ રીતે દેવીશ્રીએ પોતાના જગદારાધ્ય દેવના દર્શન કર્યાં. દેવીશ્રીને અતિ આનંદ થયો.

## ૪-પરસ્પર મિલન-આનંદાનુભવ. (દેવીનું દેવી પતિ-પ્રાર્થન)

શ્રીમતી શારદામણીદેવી અને શ્રીરામકૃષ્ણદેવનું મિલન તો થયું પરંતુ પતિપત્નીના આ મિલન સમયનું વર્ણન કરવાની કોની લેખિની સમર્થ છે? તેમાંય પણ સમાધિ સ્થિતિમાં પ્રકૃતિ-પુરુષનો મેળાપ થાય છે તે સમયના આનંદાનુભવનું કથન કયો લેખક કરી શકશે?

પોતાના પ્રાણેશ્વરની વૈરાગ્યપૂર્ણ, (વૈરાગ્યની પૂર્ણતાએ પહોંચેલ) ભક્તિ રસમાં તરબોળ થએલ અને બ્રહ્મજ્ઞાનરૂપ પૂર્ણ અને અનંત ઐશ્વર્યાદિ પામેલ સુંદર અને પ્રફુલ્લ મુખાકૃતિ જોઇને દેવી આનંદ સાગરમાં સ્નાન કરતાં ડુબકાં ખાવા લાગ્યાં! તે સાગરનાં ભરતીઓટનાં મોજાંપર ઝોલા-હિંચકા ખાવા લાગ્યાં અને તેમની પ્રભાવશાળી તેજોમય મૂર્તિ જોતાં જ દેવીશ્રી ક્ષણભર તો તટસ્થતા ધારણ કરીને સમાધિ સુખનો અનુભવ લેવા લાગ્યાં. એકાએક પ્રેમોન્માદ અને ભક્તિથી—પતિભક્તિથી-દેહભાન રહિત બનીને પોતે પતિના ચરણમાં લાંબાં થઇ પડયાં! અર્થાત્ સાષ્ટાંગ શિરોવંદનાસહ પતિનો ચરણ સ્પર્શ કીધો અને બન્ને પતિચરણ પોતે બે હાથથી-પ્રેમથી સજ્જડ પકડીને તે ઉપર શિર નમન કરી, આનંદાશ્રુ વડે, શારદાદેવી પોતાના પતિદેવના ચરણોનું પ્રક્ષાલન કરવા લાગ્યાં! કંઠ ગદ્‌ગદ્ થયો. એક અક્ષર સુદ્ધાં બોલી શકયાં નહિ. પોતાની પતિનિષ્ઠા અને પતિ ભક્તિ તેઓએ પોતાની કૃતિથીજ દર્શાવી! દેવીને અત્યાનંદ થયો! આ સમયે દેવીને એમ પણ થયા વિના ન જ રહ્યું કે-"જે ચરણોનું આજે કેટલાંક વર્ષોથી હું ચિંતન કરતી હતી, જે મૂર્તિનું આજ કેટલાંક વર્ષોથી ફક્ત કલ્પના બળે જ મ્હારા હૃદયપટ પર ચિત્રાલેખન કરતી હતી, જે છાયાને હું સ્વપ્નમાં વિલોકતી હતી, તે મૂર્તિ, તે વ્યક્તિ અને તે છાયા આજે, હું મ્હારાં નેત્રો વડે પ્રત્યક્ષ જોઉં છું! તેજ દેવના ચરણકમળો આજ મ્હારા હાથમાં લઇ તે ઉપર મ્હારૂં મસ્તક નમાવી હું આનંદની ઉપભોક્તા બની છું!

આવી સ્થિતિનો અનુભવ કરતાં જે શુદ્ધ પતિ પ્રેમી, અને પતિવ્રતા એટલે પતિભક્ત હોય તેના કંઠ ગદ્‌ગદ્ થાય છે તે ન્યાયે આપણા પૂજનિય સાક્ષાત્ ભગવતી સ્વરૂપ શારદામણી દેવીની વાણી ગદ્‌ગદ્ થાય એમાં શી નવાઈ?

દેવીની સ્થિતિનું અવલોકન કર્યું. હવે શ્રીરામકૃષ્ણદેવની સ્થિતિ તરફ જુવો! તેઓશ્રીની સ્થિતિ પણ દેવીના જેવી જ થઈ હતી! આ સમયે પરમહંસદેવે ૩૭ શારદોત્સવ ઉજવી દીધા હતા. 'મ્હારાં લગ્ન થયાં છે' એ વાતનું તેમને સ્મરણ પણ રહ્યું ન હતું! પોતાના ઇષ્ટદેવની આરાધના અને ભજન પૂજનમાં તેઓ એટલા ગરક થઈ ગયા હતા, કે તેમને પોતાનું દેહ ભાન રહ્યું ન હતું. "હું ગૃહસ્થાશ્રમી છું. મ્હારો આશ્રમ ધર્મ મ્હારે પાળ-

વાનો છે. હું એક ભારત વનિતાનો સ્વામી છું. પતિ ધર્મનું પાલન મ્હેં કર્યું નથી. પતિ ધર્મનો આચાર મ્હેં શરૂ કર્યો નથી." વગેરે વિચારોને તેમના વિશ્વવ્યાપી અને અનન્ય ભક્તિરસપૂર્ણ અંતઃકરણના કોઈ પણ એક ખૂણામાં સહજ પણ સ્થાન મળ્યું હતું ? કિંવા તે વિચારોને તદ્દન જ હદ પારની રજા મળી હતી ? એ પ્રશ્નોનો પાર પામવો તે તો આપણા માટે અગમ્ય જ ! વિવાહ પછીનાં બાર તેર વર્ષ પરમહંસદેવે કઠણ તપશ્ચર્યામાં ગાળ્યાં હતાં. પોતાનું દેહભાન ભૂલી જઇને કાલી માતાના તેઓ આત્મસ્વરૂપી ભક્ત બન્યા હતા. તેવા સમયમાં શારદામણીદેવીનું અનાયાસે થએલું આગમન અને "પતિ એટલે સ્ત્રીના શરણનું અવલંબન" એ બન્ને બાબતોની પરમહંસદેવને સમજ પડી નહિ પણ તેમને પોતાના લગ્નનું સ્મરણ થયું, કે તુર્ત જ તેમનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની ધારાઓ વહન થવા લાગી, અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો ! આ પ્રમાણે આંતરિક ભાવો પોતાની મેળે જ મહાનુભાવના ઉપર પોતાનું કાર્ય બજાવવા લાગ્યા. આ પ્રમાણે પરમહંસદેવની સ્થિતિ પણ પહેલાં વર્ણવી ગયા તેમ-દેવીની થએલી સ્થિતિ સરખીજ થઈ હતી ! **પતિ પત્નીના પવિત્ર પ્રેમ અને મિલનનો પવિત્ર પ્રભાવ કંઇ ઓર જ છે.**

કેટલોક સમય ઉભય વચ્ચે શાંતિ પ્રસરી રહી. બન્ને જણે અબોલ સ્થિતિમાંજ કેટલોક સમય ગાળ્યો, બાદ થોડા સમયે ગદ્‌ગદિત સ્વરે ભગવાને દેવીશ્રીને પોતાની સર્વ હકીકત-કિંબહુના પોતાની સર્વ મનઃ સૃષ્ટિ-મનોરાજ્યના સંચારણની બાબત નિવેદન કરી, અને તેમના મનમાં **"સ્ત્રી માત્ર કાલી માતાજ છે"** એ ભાવના કેવી અને કેટલી દૃઢ બની છે તે બાબતનો ખુલાસો પરમહંસદેવે કર્યો, તદુપરાંત વળી કહ્યું કેઃ "હું પુરૂષ છું. ગૃહસ્થાશ્રમી છું" એ કલ્પના પણ મ્હારા મનોવર્તુલમાંથી નાશ પામી છે તેથી હે દેવી ! તમને હવે 'પત્ની' શબ્દથી સંબોધી તમારો અંગિકાર કરવો એ કેટલું અશક્ય છે ? એમ કહી તે વિષય સમજાવ્યો, અને છેવટે આવેશમાં આવી તેમણે કહ્યું કેઃ "આમ વસ્તુ સ્થિતિ છે છતાં પણ જ્યારે તમારો આગ્રહ હશે તો આજ સુધીની મ્હારી તપશ્ચર્યા પર પાણી મૂકી, કાલી માતાને દૂર ખસેડી, પતિધર્માનુસાર કર્તવ્ય કરવાની મ્હારી ફરજ સમજીશ. મ્હારાં સર્વ કાર્યો તમારા તેમજ કાલીમાતાને જ હસ્તક છે."

શારદાદેવીએ પોતાના પ્રાણેશ્વરની તે અશ્રુપૂર્ણ વાણી સાંભળી, તેજ ક્ષણે તેમના હૃદય પ્રદેશપર એકદમ જ્ઞાનચંદ્રનો નિર્મળ પ્રકાશ ફરી વળ્યો ! પોતાના સ્વામીની તેજઃ પુંજ-તેજોમય મૂર્તિ, તપશ્ચર્યાનું ઐશ્વર્ય, ભક્તિમય શાંતિ, અને તેમનું વૈરાગ્યપૂર્ણ સૌંદર્ય, એ સર્વ તેમણે અનિમિષ નજરે નિહાળ્યું. નિહાળીને. એ સર્વનો દેવીએ પોતાના નેત્રોથી પૂર્ણપણે સ્વીકાર કર્યો. પતિદેવના ચરણનું રીતીથી વંદન કરી સંતોષપૂર્ણ ચિત્તથી, આનંદભરી વાણીથી અને પ્રેમમય વૃત્તિથી દેવીએ ભગવાન શ્રી પરમહંસદેવ સમક્ષ નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી કેઃ-

ભગવાન ! આપે કાલી માતાને આપની માતા કરી લીધી છે, આપ મહાદેવીની સેવા કરવામાં મશગુલ બન્યા છો, આપનું તન, મન અને સર્વસ્વ માત્ર ભક્તિનેજ અર્પણ થએલ છે, આ નાશવંત જગતનો મોહ છોડી દઇ આપ પરબ્રહ્મ સુખનો અનુભવ લો છો,

એવા આનંદમાંથી, એવા સૌખ્યમાંથી, એવી શાંતિમાંથી, અને એવી ભક્તિમાંથી વિરક્ત કરવાનું-એ આનંદ, શાંતિ, સૌખ્ય અને ભક્તિ કૂપમાંથી આપને બહાર ખેંચી કઢાવવાનું મહા પાપ આ દાસીના હાથથી ન થાય એની મંજાઝ પ્રભુએજ રાખવી, એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે.

પ્રભૂ ! બ્રહ્માનંદ શિખર પરથી આપ નીચે ઉતરવાને બદલે તે શિખર પર સ્થિર થઈ, આ દિન અબળાના શિર પર વરદ હસ્ત મૂકો અને આ નાશવંત અને માયાથી વેષ્ટિત બનેલી કલ્પનાપૂર્ણ લોકજાળ-સંસાર સમુદ્રમાંથી-મુક્તિ પામવા આ જીવને સમર્થ કરો.

જે વૈરાગ્યનો અને ભક્તિનો આપ અનુભવ લ્યો છો, તેનો થોડો પણ સ્વાદ આ ક્ષુદ્ર સેવિકાને જેવી રીતે પ્રાપ્ત થાય તે માર્ગનું દિગ્દર્શન કરાવવાની આપ કૃપા કરો. જગત જંજાળમાંથી નીકળી જે શિખર પર આપ આરૂઢ થયા છો, તે તરફ જવાનો માર્ગ મને બતાવશો કે જેથી હું પણ તે માર્ગે ભ્રમણ કરીશ. સ્વામી ચરણ પાસે એજ પ્રાર્થના છે.

મ્હને આપનો પડછાયો સમજીને નિરંતર પાસેજ રાખો અને આપના શુદ્ધ ભક્તિપૂર્ણ દેહની સેવા, આપના વૈરાગ્ય પૂર્ણ મનની સંગતિ, અને આપની અમૃત તુલ્ય વાણીનું શ્રવણ એ સર્વનો લાભ મ્હને નિરંતર આપવાની દયા કરો.

શુદ્ધ મનની સાત્વિક ભક્તિ કદી વિફળ થતીજ નથી. એ શ્રુતિ વાક્યાનુસાર પવિત્ર હૃદયની શુદ્ધ પ્રાર્થનાનું શુભ ફળ તેમને પ્રાપ્ત થયું. શારદામાતાની મનેચ્છા સફળ થઈ અને નિરંતર તેઓ પતિદેવની પાસેજ રહી અનન્ય ભક્તિભાવથી પોતાના ઇષ્ટ દેવતાની આરાધના કરવા લાગ્યાં, અને પરમહંસદેવ પણ પોતાનો ભૂતકાળથી આરંભાએલ પૂર્વોયોગ અસ્ખલિત રીતે ચલાવવા લાગ્યા, અર્થાત્ પોતાની પાઠ, પૂજા, સેવન, અર્ચન, આરાધના વગેરે કાર્યોમાં પાછા મસ્ત બન્યા.

## ૫—સમાધિ.

આ પ્રમાણે પંદર વર્ષ સુધી આ વિલક્ષણ પરમ પવિત્ર દૈવી દમ્પત્તિ કે જેનો સંબંધ ઐહિક રીતિએ પતિ પત્નીનો હતો, પણ આધ્યાત્મિક વૃત્તિથી, તેમના શુદ્ધ આચારોથી, તેમની પારમાર્થિક પ્રગતિથી તેમનો સબંધ ગુરૂ શિષ્યા-સ્વામી સેવિકા તરીકેનો થયો હતો, તે પ્રકૃતિ પુરૂષનું યુગલ પોતાનો સર્વ સમય કાલી માતાનાં ભજન પૂજન કરવામાં ગાળવા લાગ્યું. તેઓના એ નિવૃત્તિમય જીવનાનંદનું વર્ણન કરવાનો યત્ન કરવો અર્થાત્ તેમની તે સમાધિ સ્થિતિમાં અનુભવેલો આનંદ 'અહીં ભાગ્યા તૂટયા શબ્દ માત્રથીજ વ્યક્ત કરવો તે અમર્યાદિત સાગરની કલ્પના એકાદ ખાબોચીઆથી અગર તળાવથી કરવી એના જેવુંજ અશક્ય ગણાય !

આ અપૂર્વ યોગને પંદર વર્ષ પસાર થઈ ગયા પછી ઇ. સ. ૧૮૮૬ ની સાલમાં પરમહંસદેવે પોતાના પટ્ટ શિષ્ય શ્રી નરેંદ્રનાથ દત્ત જે પાછળથી સ્વામી વિવેકાનંદના નામથી વિખ્યાત થયા તેમને પોતાનો કાર્યક્રમ આગળ ચલાવવાનું કામ સોંપ્યું અને પોતાનું અવતાર કાર્ય પુરૂં થયું છે એમ સમાધિ સ્થિતિમાં યોગબળે જાણવાથી પોતાના સ્થૂળ દેહમાંથી આત્માને અન્ય સ્થળે વિચરવા દેવા સદાને માટે સમાધિસ્થ થયા.

## ૬-સમાપ્તિ.

પરમહંસદેવ સમાધિસ્થ થયા ! માતાજી શારદાદેવી ઉપર આ વખતે આકાશ તૂટી

પડયું પણ પૂર્વ પૂણ્યના યોગથી પરમહંસદેવ-સાથેનો સતત્ પંદર વર્ષ સુધીનો તેમનો સહવાસ થયો હતો, અર્થાત્ પરમહંસદેવ પોતાનું સ્થૂલ દેહ તજીને ગયા છતાં પણ તેઓ પોતાની પાસેજ છે એ બાબતની માતાને પૂર્ણ ખાત્રી હતી. એટલે આ જડ દેહની શૃંખલા કર્માનુસાર જેટલા દિવસ ભોગવવાની છે, તેટલો કાળ સંતોષભરી વૃત્તિથી અને શાંત ચિત્તથી સ્વામી સ્વરૂપનું ધ્યાન પૂજન અર્ચનાદિ કરવાનું આવશ્યક જ છે. એવા વિવેકને તે દેવીના હૃદયમાં તાબડતોબ સ્થાન મળ્યું અને વળી પરમહંસદેવની પણ શિક્ષા હતી કેઃ—

" જનમીઉ તે જવાનું છે, પ્રભુનો એહ ધારો છે;
' સમદશા ' પછી પૂછે, રોવું તે ધખારો છે. "

ઉપર્યુક્ત બે બાબતોની પ્રાપ્તિ થએલી હોવાથી તેમની આસપાસ ભ્રમણ કરી રહેલા વ્યર્થ શોક, દિલગીરી પશ્ચાતાપ વગેરેને આત્મજ્ઞાનરૂપ સુદર્શન ચક્રે છિન્ન ભિન્ન કરી નાંખ્યા. બીજી રીતે કહેવામાં આવે તો તે બાહ્ય વિકારોને શારદામણી દેવીના શાંત અને જ્ઞાનદિપકથી પ્રકાશમાન થઇ રહેલા હૃદયમાં સહજ પણ સ્થાન પ્રાપ્ત થયું નહિ. તે વિકારોને હૃદય પર સત્તા બેસાડવાની અધમ આશાઓને અર્ધ ચંદ્ર મળ્યો. એમ કહેવાય !

પતિ દેવતાના અન્તર્ધાન થયા પછી માતાજી ઘણું ખરૂં કાશી ક્ષેત્રમાં અને કવચિત કલકત્તે રામકૃષ્ણ મઠમાં નિવાસ કરી ભક્ત જનોમાં આત્મજ્ઞાન વિતરણ કરતાં, બ્રહ્માનંદ અનુભવતાં, ભક્તોપર પુત્રવત્ સ્નેહ કરતાં ભક્તિમાં દિવસો નિર્ગમન કરતાં.*

વાંદરા. मास्तर शंकरलाल रणछोडलाल पंड्या.




( २ )

૧૧—ભગવાનની અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરવાથી નિઃસ્વાર્થ ભાવના મનમાં ઉદય પામશે.

૧૨—સતકાર્ય ઉપસ્થિત કરવાથી તે બરાબર ચાલશે. કારણ કે તે ઇશ્વરનું કાર્ય છે. તેની ચિન્તા તેને જ છે. પણ જે કાર્યમાં સ્વાર્થ છે, અને જેમાં અસત્ પ્રપંચ છે તે સારૂ ચાલવું મુશ્કિલ.

૧૩—સામાન્ય કર્મ કરવાથી જ મનુષ્ય સામાન્ય જીવ જેવો રહે છે અને ઉત્તમ કર્મ કરવાથી મનુષ્ય દેવ સમાન બની જાય છે. કર્મની જ બલીહારી છે.

૧૪—ગુરૂ અને ઇષ્ટદેવ પ્રત્યે દૃઢ નિષ્ઠા રાખવી આવશ્યક છે. તેમ ન થાય તો પોતાનાથી ભગવાનનું નામ સ્મરણ થતું નથી અને અન્ય જનોને પણ ભગવત સ્મરણ કરાવાતું નથી. ભગવત સ્મરણ ન થાય એનેજ જીવ-ભાવના કહે છે. એજ માયાવી જીવો.

* મરાઠીમાંથી અનુવાદ.

# 'गांधी' शब्दना अर्थमां रहेली गुप्त-चमत्कृति.

મનુષ્ય માત્રનાં નામ છે, પણ તે નામમાં રહેલા અર્થ પ્રમાણે વર્તન જોવા જઇએ તો અધે જ નિરાશામાં પર્યવમાન થાય છે. હવે "ગાંધી" શબ્દમાં શું ચમત્કૃતિ છે તે ઉપનિષદ્‌ની દૃષ્ટિથી જોઇએ.

गांधी=ग्+आ+न्+घ+ई ।

| અક્ષર. | તેમાં રહેલી ચમત્કૃતિ. |
|---|---|
| गङ्कार | સર્વ વિઘ્નને શમાવનાર અને મહત્તર છે. |
| आङ्कार | આકર્ષક અને સર્વગત્ છે. |
| नङ्कार | ભુક્તિમુક્તિ આપનાર અને શાન્ત છે. |
| धङ्कार | વિષ*અને જ્વરનો તદ્દન નાશ કરનાર અને વિપુલ છે. |
| ईङ्कार | વાણીનો પ્રસાદ કરનાર અને નિર્મલ છે. |

* વિષ-અન્યાય અધર્મ-રૂપી વિષ. ભારતમાતાના આખા શરીરે વ્યાપી ગયલું છે.

*જ્વર-ભૂખમરારૂપી જ્વર, માતાજીના બધાજ બાલકોને ચડેલો છે.

દરેક વાંચનારે આખા શબ્દમાં રહેલુ તાત્પર્ય પોતાની મેળે સમજી લેવું.

લી. चिदेकरसात्मन.

---

॥ ॐ हरिः ॐ ॥

गुरु र्ब्रह्मा गुरुर्विष्णु र्गुरुर्देवो महेश्वरः ॥

अक्षमालिकोपनिषत् પ્રમાણે.

(हरे राम—हरे कृष्ण ।)

राम નો અર્થ.—

राम=र्+आ+म्+अ.

र=रंकार એ 'દાહકર' અને વિકૃત' છે. (रं બીજ અગ્નિતત્ત્વનુ છે).

आ=आंकार એ 'આકર્ષણાત્મક' અને 'સર્વગત' છે.

म=मंकार એ 'વિકૃતિ' અને 'મોહનકર' છે. (શંકર ભગવાને म ને બધા વ્યંજનોને અધિપતિ અને સૂર્ય કહેલો છે).

अ=अंकार એ 'મૃત્યુંજય' અને 'સર્વ વ્યાપક' છે.

(વાણી માત્ર એમાથી ઉદ્‌ભવેલી છે अकारो वै सर्वावाक् । इति श्रुतिः)

# सनातन तत्त्व दर्शन.

( શ્રી અરવિંદ ઘોષના " आर्य " માસિકના લેખ પરથી. )





પૃથ્વી અમર્યાદ છે. કાળ અનંત છે, અને તેમાં અનેક તત્વવેત્તા થઇ ગયા છે. જગતમાં ધર્મ, પંથ, તત્વદર્શન અને મત અનેક છે, તે સર્વ પૂર્ણ સત્યયુક્ત કિંવા તેમાંનાં તત્વો બધાંજ સત્યાંશવાળાં હોય છે એવું પણ નથી. દેશ, કાળ અને વર્તમાન પરીસ્થિતિ-ભેદાનુરૂપ તેમાંના પ્રત્યેક સત્ય તત્ત્વોમાં અમુક અંશે મનુષ્ય જાતિને આવશ્યક, ઉપયુક્ત અને અવશ્ય આદર્શણીય તત્વો જણાઇ આવે છે, એટલુંજ નહીં પણ એ સર્વમાં કાંઇક સારભૂત સિદ્ધાંત, એકજ રૂપે સ્થિત રહેલો અનુભવાય છે, પરન્તુ અજ્ઞ અને દુરાગ્રહી લોક આ સામ્ય ન સમજતાં વૃથા દ્વેષ અને કલહ કરે છે. ઉદાહરણાર્થ:—

"મનુષ્યનું ઇશ્વર સાથે સાધર્મ્ય"

એ સિદ્ધાંત વિચારીયે તો તે ઉપર પ્રાચીન અને અર્વાચીન કાળના ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાંના સર્વ શ્રેષ્ટ તત્વજ્ઞ મહાપુરૂષો શું કહે છે તે જોઇએ:—

१ तत्वमसि ... ... ... ... ( उपनिषत् )

૨—આકાશમાંનાં અનંત તત્વો ( દેવો ) પોતાનું સ્થાન છોડીને જતાં નથી, પરંતુ મનુષ્ય ( બુદ્ધિ ) ત્યાં જઈ તેનું માપ, તેનું સ્થાન મેળવી શકે છે. તે ઉપર શું છે ? તે નીચે શું છે ? તે સમજી શકે છે. તે ઉપરાંત તે સારી રીતે સમજી શકે છે કે આત્મોદ્ધારના આ દૈવિ પ્રયત્નમાં તેને આ ભૂલોક છોડી અન્યત્ર જવાની જરૂર પડતી નથી. *Hermes.*

૩—તેનાથી મહાન કોઈ નથી. ખુદ દેવોને પણ મુક્તિ મેળવવા આ ભૂતળ ઉપર અને તે પણ મનુષ્ય રૂપે જન્મ લેવો પડે છે. દેવોને પણ અગમ્ય એવું પૂર્ણત્વ મનુષ્યને મળવું શક્ય છે. स्वामि विवेकानंदजी.

૪—તે તેને વૈભવ અને સન્માનતાના શિખરે ચઢાવ્યો છે. તે. વસ્તુ માત્રને તેના ચરણમાં સ્થિ૰ કરી છે. *Hebrews.*

૫—સર્વ માંઇ ઉદાત્ત અને સર્વ કાંઇ ત્યાજ્યનાં સંમિશ્રણે બનેલું મનુષ્ય પ્રાણી આ સર્વ રહસ્યમાં અત્યંત રહસ્યમય છે. फरिद्-उद्दीन-अतार.

૬—સર્વ જગત્ એ આશ્ચર્યથી ભરપૂર છે, અને મનુષ્ય એ સર્વ આશ્ચર્યમાં પણ આશ્ચર્ય રૂપ છે. *Sophocles.*

૭—મનુષ્ય એ ચરાચર વિશ્વ રૂપ જ છે. *Democretas.*

૮—કાળ અને અનંતતાની સીમા પ્રદેશ પર મૂંઝાયેલ ( મનુષ્ય પ્રાણી ) ગમે તે પ્રયત્ને હું પણાને દૂર કરી નિસર્ગની અનંતતાના દિવ્ય પ્રદેશ પર સ્થિત થઈ શકે છે. પૂર્ણત્વ એજ તેનું અંતિમ સાધ્ય છે. *Girdano Bruno.*

૯—( મનુષ્ય ) એજ નિસર્ગનો મહારાજા છે; કારણ તેજ એક પોતાને ઓળખી શકે છે. તે સાક્ષાત્ ઇશ્વર રૂપેજ છે. *The rose of Balamate.*

૧૦—અનંત તત્વની સાથે એકરૂપ થતાં મનુષ્ય એ પરમેશ્વર રૂપેજ છે.

ભગવાન શ્રીરામકૃષ્ણ.

૧૧—તું હવે તારી દિવ્ય પ્રતિભા અને ઉત્તમાંશ પ્રકટ કર્ય, અને સૌંદર્ય અને વૈભવમાં વિરાજમાન થા. *Job.*

૧૨—વિશ્વાત્માની દૃષ્ટીએ આપણેજ ફક્ત ઇશ્વિર સ્વરૂપી છીએ. *Omar Khayam.*

૧૩—આ વિશ્વાત્મા એટલે હૃદયસ્થ આત્મા-રામ; તેના યોગેજ મનુષ્યે દેવત્વ પ્રાપ્ત કર્યું છે, અને માનવ સમાજ દેવલોક સાથે સામ્ય કરી શકે છે. *Hermes.*

૧૪–મનુષ્યને તેના આંતર સ્વરૂપમાં જનાર્દન-રૂપ અનુભવો. *Pythagoras.*

૧૫—આ જગતમાં દેવળ ફક્ત એકજ છે, અને તે ફક્ત મનુષ્ય દેહજ. મનુષ્યથી વિશેષ ઉદાત્ત અન્ય કાંઇ નથી. *Novaeis.*

ડૉ. બળવંતરાય ઝવેરીલાલ.

---

## સતબોધ. 

૧૮—જપ, ધ્યાન કરવાથી શું ફળ મળે ? હૃદયમાં સરલતાનો પ્રવેશ થાય છે. કર્મ વડે જ મનુષ્ય રાજા થાય છે, અને કર્મ વડે જ પ્રજા થાય છે. સાધુ પુરૂષો કદી પણ પરનિન્દા અને પર ચર્ચા કરતા નથી. જગતમાં કોઇ ક્ષુદ્ર થવા ચ્હાય છે ? સર્વ મહાન્ થવાની આશા રાખો, ભગવાન કયા મનુષ્યદ્વારા કયું કાર્ય કરાવે છે તે કોણ જાણી શકે છે ?

૧૯—અંતઃકરણ પૂર્વક ભગવાનની પ્રાર્થના કરવાથી તે સર્વ પ્રકારનું જ્ઞાન પ્રકટાવે છે. નિરર્થક વાર્તાલાપ–ગપાટા–મારવામાં વખત વ્યતીત કરવા કરતાં ભગવત્ ચર્ચા અને શાસ્ત્રાલોચના કરો. તેથી જ તમારૂં કલ્યાણ થશે.

૨૦—ભિક્ષા માંગી ઘણાએ સાધુઓ ઉદર પોષણ કરે છે તેથી તે સર્વની ઉન્નતિ થય છે ? સંસારી જનો પણ ઘણા મહાન્ સદ્ ચરિત્રશાળી જીવો છે.

૨૧—બળ પૂર્વક કોઇ વિષયનો ત્યાગ થઇ શકતો નથી. તે વિષય ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થતાં જ સાચો ત્યાગ થાય છે.

૨૨—મનુષ્ય જન્મનો ઉદ્દેશ્ય સતકાર્ય દ્વારા સત થઇ ભગવાનની પ્રાર્થના કરવી, તેનો સાક્ષાતકાર કરવો એજ છે પરંતુ ધન-માન પ્રાપ્ત થતાં જ આપણે તેને ભૂલી જઇએ છીએ. એજ તેની માયા !

---

# गोरख ज्ञान ।

## ( ૧ )



. જ્ઞાન પ્રાપ્તિ માટે અનેક મનુષ્યોને દેવ મંદિરોમાં થતી કથાઓ સાંભળવા જતા આપણે જોઇએ છીએ. અનેક મનુષ્યો જ્ઞાન પ્રાપ્તિને માટે કોઇ સાધુ સંત પાસે જતા જોવામા આવે છે અને કેટલાક મનુષ્યો–શ્રીમંતો–નિત્ય પોતાને ત્યાં કોઈ પુરાણી કે શાસ્ત્રીદ્વારા ગીતા, યોગવાસિષ્ઠ રામાયણ, આત્મ પુરાણ, શિવ પુરાણ, અથવા એવાજ બીજા ધર્મ ગ્રંથોનું શ્રવણ કરે છે. અનેક શ્રીમંતો શરીરે અશક્ત હોવા છતાં આરામ ખુરસી ઉપર સૂતાં સૂતાં કિંવા પલંગ ઉપર બેઠા બેઠા ધર્મ કથાઓ સાંભળી વખતનો વ્યય કરે છે! અનેક સ્ત્રીયો પ્રાતઃકાળમાંજ ગીતાજી કે એવો જ કોઇ બીજો ધર્મ ગ્રંથ લઈ બે ઘડી વાંચી પછી ઘર કામમાં ગુંથાય છે અને કેટલીક દેવ મંદિરોમાં થતી કથાઓ સાંભળવા દોડતી જઇ પહોચે છે અને પોતે જાણે કેવીક જીવન્મુક્ત દશા ભોગવવા ઇચ્છતી હોય તેમ એક ચિત્તે સાંભળે છે અને કેટલીક સ્ત્રીયો એકત્ર મળી એકાદ પુરાણી કે શાસ્ત્રી પાસે ખાસ ધર્મ કથા વંચાવી તે સાંભળે છે ! વળી કેટલાક ધર્મ જિજ્ઞાસુઓ–ગુજરાતના કેટલાક વેદાન્તિયો–તો એકાદ કોઇ સ્વામી સન્યાસી સાધુને દીઠો કે: તેની પાસે જઇ શાન્ત ચિત્તે પ્રશ્ન કરશે કે: મહારાજ ! બ્રહ્મમાંથી માયા ઉત્પન્ન થઇ છે તો પછી માયા અને બ્રહ્મને એક બીજાથી જૂદા પાડવાનું શું કારણ ! વળી કેટલાક પૂછે છે કે: મહારાજ! બ્રહ્મ સત્ય જગત્ મિથ્યા. આવું કહેનારાએ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હશે ખરૂ ? જો બ્રહ્મ-જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો પછી તેને જગતનું જ્ઞાન જ રહે નહિં, અને તે પછી તેના મુખમાંથી આવું વાંક્ય નીકળે ખરૂ ? મહારાજ ! સત્ય સમજાવો. આવી આવી અનેક શંકાઓ, ઉદાસીન મુખે કરતા જણાય છે. વળી કેટલાક એવા પણ જોવામાં આવ્યા છે કે: જેઓ ત્યાગી, વિરાગી, જ્ઞાની સંતો પાસે જઇ કહેતા હોય છે કે: " મહારાજ ! આ સંસારમાંથી તરવાનો કોઈ ઉપાય બતાવો ! હવે તો અમને આ સંસારમાં જ્યાં ત્યાં દુઃખ જ જણાય છે ! હરિ ! હરિ ! મહારાજ ! હવે તો અમે થાકયા ! પુષ્કળ પૈસા છે, બે ચાર છોકરાં પણ છે, વાડી, ગાડી અને બંગલાઓ પણ છે ! પરંતુ કોઈ કોઇ પ્રકારની ઉપાધિ તો ખરી જ! કોઇ વખત સ્ત્રી ગાંઠતી નથી ત્યારે કોઇ વખત છોકરાઓ કહ્યું માનતા નથી ! કોઈ વખત કુટુંબમાં વ્યાધિ ભરાઇ જાય છે ત્યારે કોઇ વખત અનેક અકસ્માત આફતો આવી પડે છે ! ઘણાએ યત્ન કરવા છતાં તેમાથી મુક્ત થવાતું નથી ! જુવાની હતી ત્યાં સુધી તો બધું ઠીક હતું પરંતુ મહારાજ ! હવે વૃદ્ધાવસ્થા થઇ! શરીર નિર્બળ થઈ ગયુ ! દશે ઇન્દ્રિયો હવે પેનશન માગે છે ! તેનો પણ વાંક શો ? તેણે ઘણા દિવસ

મ્હારી તાબેદારી કરી છે ! હવે તે ન કંટાળે ? હવે જરા જરામાં શરીરમાં રોગ ભરાઈ જાય છે ! નિત્ય પૈસા મળતા તે વખતે જ્ઞાનની કે વૈરાગ્યની વાતો ગમતી ન હતી. શરીર, મન કે આત્મા એ શું તે જાણવાની દરકાર જ ન કરી પણ હવે જ્યારે અનેક પ્રકારનો ત્રાસ પડે છે ત્યારે એ બધું સૂઝે છે ! હવે જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય છે ! મહારાજ ! આપ આ જગતમાંથી તરી ગયા છો ! અમારો હાથ ઝાલો ! અમને તારો ! વગેરે અનેક મિથ્યા પ્રલાપ કરતા જણાય છે ! અહા ! દ્રવ્ય સંપતિનો લોભ છૂટતો નથી, સ્ત્રી પુત્રાદિક ઉપરનો મોહ તજાતો નથી, વિષય ભોગાદિકમાંથી મન પાછું હઠતું નથી, મિથ્યા જણાતા પદાર્થોનો ત્યાગ કરવાની બુદ્ધિ થતી નથી, જરા જરામાં લડવા તૈયાર થઇ જાય છે, " મ્હારૂં-ત્હારૂં " કરતાં જરાયે ડરતા નથી. જેના હૃદયમાંથી, ઈર્ષા દ્વેષ, અહંકાર ગળી જવા જોઇએ તેને બદલે ઉલટા વધતા જાય છે, પોતાના સ્વાર્થને ખાતર બીજાને ભારે નુકશાનમાં ઉતારવામાં જ જેઓ રાજી હોય છે, અને જેમના હૃદયમાં ક્ષણે ક્ષણે વિશેષ દ્રવ્ય સંપતિ પ્રાપ્ત કરવાની લાલસા હોય છે તેવાં મનુષ્યો ધર્મ કથાઓ સાંભળવા જતા જણાય છે અને તેઓ જ અધ્યાત્મજ્ઞાનની-બ્રહ્મજ્ઞાનની-વાતો કરતા જોવામાં આવે છે ! સ્ત્રી પુત્રાદિકમાં વિંટલાઇને રહેલું છે, દ્રવ્ય માટે લોભ અને લાલસા પૂર્વનાં જેટલાં જ તેના મનમાં નિત્ય રમ્યા કરે છે અને બીજી તરફ જઈ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની મ્હોટી મ્હોટી વાતો કરે છે ! આવા અનેક સ્ત્રી પુરૂષો જોવામાં આવે છે. તેમને માટે આજે અમે નિમ્નલું દ્રષ્ટાંત આપવાનું ઉચિત ધાર્યું છે. વાંચક સજ્જનો, જો એમાંથી કંઇક પણ ગ્રહણ કરશે તો તેમની અનેક દિવસની જિજ્ઞાસા તેટલે અંશે પરિપૂર્ણ થશે એમ ધારવામાં આવે છે.

એક મહાન્ દુષ્કાળ પ્રસંગે એક અજ્ઞાત જાતિ-કુળનો બાળક એક ભરવાડને ઘેર જઈ ચડ્યો. ભરવાડને ત્યાં ગાયોનું મ્હોટું જૂથ હોવાથી તેમની સેવા કરવા એક નોકરની ..જરૂર હતી. પેલો બાળક પેટ માટે નોકરી કરવા ખુશી હતો. દુષ્કાળમાં બિચારાને પેટ પૂરતું અન્ન મળતું ન હતું. તેથી તે ભરવાડને ત્યાં નોકરીએ રહ્યો. ત્યાં તેને ગાય-માતાની સેવા સોંપી. તે નિત્ય ઉઠતો ત્યારથી સુતા સુધી ગાયોની સેવામાં જ પોતાનો સમય વ્યતીત કરતો. તેને બદલે તેને સવાર, બપોર, સાંજ બે-ચાર રોટલા અને થોડી ચટણી ખાવા મળતી. ગાયનું દૂધ પણ મળતું. એમ કરતાં કરતાં બાળકની બાલ્યાવસ્થા મટી ગઈ. તે જુવાન થઈ ગયો. તે ગાયોની સેવા કરતો તેથી તેનું નામ પાડ્યું ગોરખો. તેને સર્વ ગોરખો કહેતાં. તે બિચારાને નિત્ય એકજ કામ કરવાનું હતું, પ્રાતઃકાળમાં જ ગાયોનું છાણ વાસીદું કર્યા પછી તેમને જંગલમાં ચરાવવા લઇ જવી, અને સાંજ પડતાં ગાયોની સાથે ઘેર આવવું. તેમને ચાર-પાણી આપવાં અને ગૌ સેવા કર્યા પછી પોતાની એક ન્હાનકડી ઓરડીમાં ફાટલી તૂટલી ગોદડીમાં પડી રહેવું. ભરવાડ કુટુંબ કબીલાવાળો હતો. સ્ત્રી પુત્ર પુત્રીઓ હતાં છતાં બીચારો ગોરખો જાણે સંસારમાં તેનું કોઇ ન હોય તેમ રાત પડે એકલો ઓરડીમાં જઈ સુતો. તે પ્રસંગોપાત ભરવાડના કુટુંબ સાથે હળતો મળતો, તેમનું ઘર કામ કરતો, હસતો, બોલતો છતાં પણ જગતમાં તે બિચારો એકલો જ હતો ! તેને પોતાનું કહેવા જેવું કોઈ ન હતું ! તેની પાસે પૈસા ન હતા અને ભવિષ્યમાં એકઠા થવાની આશા પણ ન હતી તેથી સંસારમાં જે સુખનાં સાધનો સ્ત્રી, ઘર, ગાડી, ઘોડા, વગેરે

વસ્તુઓ પ્રાપ્ત કરી સુખી થવાનો તો તેને વિચાર જ ક્યાંથી આવે ? સંસારમાં જે કાંઈ ઉત્પાત, મારામારી, કાપાકાપી, વિશ્વાસઘાત, દગાઇ, અસત્ય, ચોરી, લૂંટ વગેરે અનર્થો જોવામાં આવે છે તે સર્વ પૈસાથી જ અને પૈસાને લીધે જ થાય છે ! એ પૈસા ગરીબ ગોરખાના ગજવામાં કદી પડતા જ નહોતા ! શેઠને ત્યાં રોટલા ખાવા અને તેની નોકરી કરવી, રાત પડે નિદ્રાવશ થવું ! બસ, આટલું જ તેનું નિત્યકર્મ, આટલો જ તેનો વૈભવ ! આટલી જ તેની સૃષ્ટિ !

ગોરખો પાપ પુણ્યમાં ઝાઝું સમજતો નહિં. પૈસાને માટે પાપ કરવાનું અને પૈસા હોય તો પુણ્ય થાય ! પણ અહિં તો પાપ-પુણ્યનું મૂળ પૈસા તે જ ન મળે એટલે તે પાપ-પુણ્ય ક્યાંથી કરે ? શેઠને ત્યાં નોકરી કરવામાં તેની સર્વ મહત્વાકાંક્ષાઓ મૃત્યુ વશ થઈ ગઈ હતી, ત્યાં પછી બીજું શું હોય ?

સંસારમાં ગોરખાનું કોઇ ન હતું, તેનું માથું દુઃખે તો મસ્તકે હાથ ફેરવવા માતા ન હતી, તેનાથી નોકરી ન થાય તો પિતા નોકરી કરી રોટલા ખવડાવે તેમ ન હતું. તે શય્યાવશ રહે તો તેની સેવા ચાકરી કરવા સ્ત્રી ન હતી ! ટુંકમાં આટલા મ્હોટા વિશાળ સંસારમાં તેનું કોઈ ન હતું પરંતુ શાસ્ત્રકારો કહે છે કેઃ જેનો કોઇ નહિં તેનો ઇશ્વર છે. જેનું કોઈ રક્ષણ ન કરે તેની સંભાળ ઇશ્વર લે છે. જેની કોઇને ચિન્તા ન હોય તેની ચિન્તા ઇશ્વરને હોય છે. આ અનુભવસિદ્ધ વચનો અનેક દૃષ્ટાન્તોમાં સત્ય નિવડયાંછે તેજ પ્રમાણે આ સ્થળે પણ સત્ય નિવડયાં. વાંચક બંધુ ! એક ચિત્તે સાંભળો !

ગોરખો નિત્ય ગાયોનું મ્હોટું ટોળું લઈ ગામથી ઘણે દૂર જંગલમાં ગાયો ચરાવવા જતો. એક દિવસ ગ્રીષ્મ ઋતુમાં મધ્યાહ્ન સમયે આકાશ માર્ગે વિચારતા યોગીરાજ મત્સ્યેન્દ્રનાથ અદ્ધરમાંથી નીચે ઉતરી તેની સમક્ષ ઉભા. આકાશમાંથી અદ્ધર ઉતરેલા મહાત્માને જોઇ ગોરખાએ ભક્તિપૂર્વક બે હાથ જોડી નમસ્કાર કર્યા. સખ્ત તાપ પડતો હોવાથી મહાત્માજીને તૃષા લાગી હતી. તેમણે પોતાના હાથમાંનું કમણ્ડલુ ગોરખાને આપી કહ્યુઃ " જા, બચ્ચા ! જળ લઇ આવ. કણ્ઠ સુકાય છે. " ગોરખાએ કમણ્ડલુ લઇ દોટ મૂકી. તે ઉંચે શ્વાસે દોડયો. પોતાના સમક્ષ આવેલા મહાત્માને તૃષા લાગી છે, તેમને જળ પાન કરાવવું જ જોઇએ. એજ આપણો ધર્મ છે. આપણે ગમે તેટલું કષ્ટ સહન કરવું, તાપ સહન કરવો, થાક લાગે તો ચિન્તા નહિં, છતાં કોઈ પણ પ્રકારે મહાત્માને જળ લાવી આપવું એજ આપણું કર્તવ્ય એવો વિચાર કરી ગોરખો દોડતો જઇ જળ લઇ આવ્યો. બે અઢી ગાઉ દૂર પર્યંત જળની શોધમાં તેને જવું આવવું પડયું તેથી તે બહુ હારી ગયો હતો ! તેના મોઢામાં શ્વાસ સમાતો નહિં ! મહાત્માને કમણ્ડલુ આપી તે આંખે હાથ દઇ નીચે બેશી ગયો. થોડીવારે તેને શુદ્ધિ આવી.

મહાત્મા મત્સ્યેન્દ્રનાથે જળ પાન કર્યું. કણ્ઠ અને હૃદય ઠંડુ થયું. ગોરખાનો પરિશ્રમ અને સાધુ ભક્તિ જોઇ મહાત્માજી પ્રસન્ન થયા. તુરત જ ક્ષણવાર નેત્રો મીચ્યાં. થોડી વારે ઉઘાડયાં. તેમણે જોયું કેઃ તે પાત્ર છે. તેમણે કહ્યું: " બચ્ચા ગોરખા ! અમે સાધુ લોકો ! કોઇનો એક દાણો અન્નનો જો અમારા પેટમાં જાય તો અમારે તેનો બદલો

આપવો જ જોઇએ. નહિં તો અમે કૃતઘ્ન કહેવાઇએ. ત્હેં આટલા બધા સખ્ત તાપમાં ઘણે દૂર સુધી રખડીને, તાપે બળીને, કષ્ટ સહન કરીને મ્હને થંડું જળ પાન કરાવ્યું તેનો બદલો મ્હારે તને આપવો જ જોઇએ. જો એક બિંદુ જળ પાન કર્યું હોય તો તેનો પણ બદલો આપવો જોઇએ જ્યારે તેં તો મ્હને કમણ્ડલુ ભરીને જળ લાવી આપ્યું. ત્યારે કહે બચ્ચા ! ત્હારે શું જોઇએ છે ? કહે, હું પ્રસન્ન છું. ”

મહાત્માની પ્રેમ ભરેલી વાણી સાંભળતાં જ સંસારના જ્ઞાન વગરનો પણ ગૌમાતાઓની સેવા કરી, આત્મ—પ્રેમનો પાઠ ભણેલો ગોરખો ગદ્ ગદ્ થઈ ગયો ! તે વિચારમાં પડયો. થોડી વારે બોલ્યોઃ “ ભગવાન ! આપ ભગવાન છો. મ્હારે શું માગવું તે મ્હને સમજાતું નથી. આપ જ વિચાર કરીને મ્હારૂં કલ્યાણ થાય તેવું આપો. ”

મહાત્માજીએ આશ્ચર્ય પામી ઉત્તર દીધો. “ અહા ! બચ્ચા ગોરખા ! તું જણાય છે તો અજ્ઞાની, અસભ્ય, પરંતુ તેં જે માગ્યું તેવું તો આજના ભલભલા વિદ્વાનો કિંવા મ્હોટા મ્હોટા બંગલામાં રહેના લક્ષ્મીના ખોળામાં આળોટતા વિદ્વાન લક્ષ્મીપુત્રો પણ માંગતા નહિં હોય ! અહા ! ધન્ય છે ત્હને ! ત્હેં તો બહુ ભારે વસ્તુ માંગી ! ત્હેં તો દુર્લભ્ય વસ્તુ માંગી! સાબાશ છે ત્હને ! ” એમ કહી મહાત્મા વારંવાર તેની પ્રસંશા કરવા લાગ્યા, પછી બોલ્યાઃ “ સાંભળ બચ્ચા ! ત્હારૂં કલ્યાણ થાય એવી વસ્તુ ત્હેં માંગી છે. વિચાર કર કે ત્હારૂં કલ્યાણ શી રીતે થાય ? બેટા ! જરા ધ્યાન દઇને સાંભળ. જરા શાંત ચિત્તે વિચાર કર. આજે તો માણસો લાખો કરોડો રૂપિયા મેળવવામાં જ પોતાનું કલ્યાણ માને છે ! કોઇ વળી સુંદર સ્વરૂપવાન સુંદરીઓ મળે તો જાણે સ્વર્ગ સુખ મળ્યું એમ સમજે છે ! વળી કોઇ પુત્ર સંતતિ મળે તો પછી તેને માટે બીજું કોઈ સુખ અવશેષ રહેતું નથી એમ માને છે ! ધન, સ્ત્રી, પુત્ર, કે મ્હોટા મકાનો, એ સર્વ નાશવંત છે, એ સર્વ ક્ષણભંગુર છે. એનો ક્યારે નાશ થશે તે કોઇ કહી શક્તું નથી ! એ સર્વની ગમે તેટલી પ્રશંસા કરીએ અથવા એ સર્વમાં ગમે તેટલું સુખ માનીએ પણ બચ્ચા ! એ તમામ નાશવંત છે, એ વસ્તુઓ વડે સુખ ભોગવતાં જ્યારે એમાંનું કોઇ એક નાશ પામે છે ત્યારે માણસને પારાવાર દુઃખ થતું જોવામાં આવે છે ! અરે ! સ્ત્રી, ધન કે પુત્રાદિકનો નાશ થતાં ઘણાં માણસો ગાંડા બની ગયેલા જોઇએ છીએ માટે ત્હેં ત્હારા કલ્યાણનું કાર્ય મ્હને જ સોંપ્યું છે, ત્યારે મ્હારે બહુ ઉંડો વિચાર કરીને જ ત્હને માંગેલી વસ્તુ આપવી પડશે. ધન્ય છે ગોરખા ! ત્હને ધન્ય છે ! ત્હેં બહુ વિચાર કરીને જાણે માંગ્યું હોય તેવા ત્હારા મુખમાંથી શબ્દો નીકળ્યા છે. મ્હેં પણ આટલી વારમાં વિચાર કરી લીધો છે. ત્હારૂં કલ્યાણ થાય ક્યારે કે જ્યારે તું જન્મ મરણથી મુક્ત થાય ત્યારે ! બેટા ગોરખા ! મનુષ્યો કલ્યાણ સાધવા માટે અનેક ક્ષણભંગુર નાશવંત વસ્તુઓ માને છે પણ કોઇ અમર વસ્તુ તો માંગતું જ નથી ! સ્ત્રી, પુત્ર, ધન આદિ નાશવંત વસ્તુઓ કરતાં જે સાધના દ્વારા જન્મ મરણનું ભારે દુઃખ ન ભોગવવું પડે અને વારંવાર આ નારકી જગતમાં આવી અનેક પ્રકારનાં દુઃખ અને ત્રાસ ન ભોગવવા પડે એવી જે વસ્તુ આત્મજ્ઞાન અને આત્મ સાક્ષાત્કાર, એ ઉભય તો કોઇ માંગતું જ નથી ! શિવ શિવ ! પુત્રી, પુત્ર, ધન આદિ નાશવંત વસ્તુઓ કરતાં જે સાધના દ્વારા જન્મ મરણનું દુઃખ ન ભોગવવું પડે અને વારંવાર આ નારકી જગતમાં આવી અનેક પ્રકારનાં દુઃખ અને ત્રાસ

ન ભોગવવાં પડે એવી જે વસ્તુ આત્મજ્ઞાન અને આત્મસાક્ષાત્કાર, એ ઉભય તો કોઇ માંગતું જ નથી! વેદ-ઉપનિષદમાં આત્મજ્ઞાન થવાના અને આત્મસાક્ષાત્કાર કરવાના માર્ગ દર્શાવ્યા છે. આજકાલ ઘણા સાધુ સંતો જોવામાં આવે છે પરંતુ તેમને આત્મજ્ઞાન હોતું નથી, ત્યા પછી આત્મ સાક્ષાત્કારની તો વાતજ શી કરવી? બેટા! દીપકવડે દીપક થાય છે! અંધારામા બેઠેલાને અંધારાનોજ અનુભવ થાય છે. તેને દીપકથી થતા સુખનો અનુભવ કેવો હોય? જેણે આત્મદીપક જોયો છે, જેને એ દીપકના પ્રકાશનો અનુભવ થયો હોય છે તેનેજ તેના આનંદનું ભાન રહે છે. બીજાને એ આનંદનું સુખ ક્યાથી હોય? બેટા! આપણે જેને અદૃષ્ટ સત્તા-ઇશ્વર-કહીએ છીએ તેનાં દર્શન થઇ શકે છે. જેણે આ જગત્ રચ્યું છે તે મહાન્ રાજાના દર્શન થઇ શકે છે. જેણે પોતાના આત્માને જોયો છે તેને બીજું કશુ જોવાનુ બાકી રહેતું નથી. પછી તેને માટે કોઇ વસ્તુ અસાધ્ય રહેતી નથી. જે પંચમહાભૂતવડે જગત્ રચાયુ તેજ સાધકને હસ્તગત થાય છે, પછી તે પંચમહાભૂત દ્વારા જગત રચે એટલી સત્તા પ્રાપ્ત કરે છે. શું તે જોયુ હતું કે હું ક્યાંથી આવ્યો હતો? આકાશમાંથી હું અદ્ધર ઉતર્યો હતો ત્યાં પગથીઆં ક્યાં છે? જો. પગથીઆં છે? વારૂ, હવે બીજો ચમત્કાર જો"

એમ કહી કમણ્ડલુ તેના હાથમા આપ્યુ અને કહ્યુ કે, "એનુ નાળચું નમાવ. જો તો ખરો કેટલું દૂધ નીકળે છે તે." ગોરખાએ કમણ્ડલુ લઇ તેનું નાળચું નમાવ્યું. બસ, પછી શું? તેમાંથી દૂધની ધારા પડવા લાગી. ગોરખાને તેમાંથી થોડું પાયુ. અહા! જાણે અમૃતજ! થોડું દૂધ પેટમાં જતાંજ તેને કેટલીબધી ઠંડક થઇ! અહા!

મત્સ્યેન્દ્રનાથે કહ્યું: "કેમ બચ્ચા! અમને જળતી શી ખોટ હોય? માત્ર ત્હારા કલ્યાણને માટેજ આવવું પડ્યું. ઠીક, ત્હારે ત્હરૂ કલ્યાણ કરવું છે?"

અત્યાર સુધી આશ્ચર્ય ચકિત નેત્રે સ્તબ્ધ બની ઉભેલા ગોરખાએ ઉત્તર દીધું: "હા પ્રભૂ!"

મત્સ્યેન્દ્રનાથ: "ત્યારે સાભળ! તું મ્હારૂં કહ્યું માનશે?"

ગોરખો: "હા પ્રભૂ!"

મત્સ્યેન્દ્રનાથ: "જો જે હો."

ગોરખો: "કબૂલ છે પ્રભૂ"

મત્સ્યેન્દ્રનાથ: "જો બચ્ચા! ગુરૂમંત્ર થોડા શબ્દોનો હોય છે વળી તેનાં મ્હોટા મ્હોટાં પુસ્તકો હોતા નથી. તે તો એકજ વખત કહેવાથી અધિકારી-પાત્ર-શિષ્ય તુર્તજ તે ગ્રહણ કરી લે છે. ગુરૂના બોધ પ્રમાણે શિષ્ય તુર્તજ તે પ્રમાણે વર્તવાનું શરૂ કરે છે. નિત્ય નિત્ય રામાયણ કે મહા ભારતની, યોગવાસિષ્ઠની કે આત્મપુરાણની કથાઓ સભળી અને ખાલી હાથે ઘેર જવા જેવો તે બોધ હોય નહિ. પાત્ર શિષ્ય હોય તો એકજ વાક્યના કે એકજ શબ્દના ગુરૂમંત્રથી તે તરી જાય છે. મનુષ્યને એક વખત કહેવામાં તે ન સમજે તો તેને જનાવર કહેવું જોઇએ. સાચો ગુરૂ એકજ બોધ વારંવાર કરતો નથી. એક વખત કહ્યું હોય તે પ્રમાણે શિષ્યે વર્તવુજ જોઇએ. ના વર્તે તો તે શિષ્ય નકામો! અને એકજ વિષય ઉપર વારવાર બોધ કરે તે ગુરૂ પણ નકામો! ગુરૂની આજ્ઞા ઉલ્લંઘન કરે તેને શિષ્ય કોણ કહે? ગુરૂ-આજ્ઞા ભંગ કરનારા શિષ્યો નરક નિવાસી થાય છે એમ

સંદેહ શો ? વારૂ પણ વત્સ ! હવે ત્હારી ઇચ્છા કહે ? શું તું મ્હારા કહેવા પ્રમાણે વર્તવા તૈયાર છે ? "

ગોરખોઃ " પ્રભૂ ! પ્રથમજ ઉત્તર દીધો છે. બોધ મ્હારા કાળજામાં લખી રાખીશ."

મત્સ્યેન્દ્રનાથે તેની દ્દઢતા જોઇ કહ્યુંઃ " ધન્ય છે ત્હારી દ્દઢતાને ! વારૂ, સારે સાંભળ. મ્હારો ગુરૂમંત્ર એટલોજ છે કેઃ **આ ક્ષણથી ત્હારૂં મન કહે તે ત્હારે ન કરવું.** કેમ, સમજ્યો ? "

ગોરખો બે હાથ જોડી બોલ્યોઃ " હા, પ્રભૂ ! આપના કહેવા પ્રમાણેજ વર્તિશ."

મત્સ્યેન્દ્રનાથ ! " બેટા ! મન એજ બંધન અને મોક્ષનું કારણ છે. મન વડે જ માણસો સારા નઠારા વિચારો કરે છે. મન વડેજ માણસ અનેક પાપ પ્રપંચ કરે છે. એ મનનેજ જો વશ કર્યું હોય તો પછી દુઃખ જેવી કોઇ વસ્તુજ ન રહે. માટેજ " **મન કહે તે ન કરવું.** " મ્હારૂં વચન તું પાળશે તો ત્હારૂં કલ્યાણ થયું જ સમજજે. તું જન્મ મરણથી રહિત થશે એમાં જરા પણ શંકા નહિ. હું હવે જાઉં છું. ત્રીજે દિવસે મધ્ય રાત્રે ત્હારી ઓરડીમાં આવીશ. "

બસ, એટલું કહી મત્સ્યેન્દ્રનાથ પુનઃ આકાશ માર્ગે ધીમે ધીમે ઉંચે ચઢયા. જાણે પગથીઆં ન ચઢતા હોય તેમ આડકતરા ચઢવા લાગ્યા. થોડેક ચઢયા પછી અદ્ધર ઉંચે ઉડવા લાગ્યા. જેમ પક્ષીઓ હવામાં ઉડે છે તેમ ગમન કરવા લાગ્યા. ગોરખો ચકિત નેત્રે તેમના તરફ જોઇ રહ્યો, અને આવા મહાન્ સમર્થ ગુરૂ મળ્યા તે જાણી મનમાં ને મનમાંજ અતિશય હર્ષ પામવા લાગ્યો.

મત્સ્યેન્દ્રનાથ સૂક્ષ્મ દેહ ધારણ કરી આકાશમાં ઉંચે ઉભા રહી ગોરખાનું વર્તન નિહાળી રહ્યા હતા. ગોરખો જ્યાં ઉભો હતો ત્યાંજ ઉભો હતો. તેનું **મન જે કાંઇ કહેતું તે નહિં** કરવાનો પ્રયત્ન કરતો. તેનું મન કહેતું કે ગાયોના તરફ જોયાં કરવું. તેજ ક્ષણે તેણે નેત્રો મીંચી દીધાં. ગાયો ચાલી ગઇ. તેનું મન કહેવા લાગ્યું કે ગાયોની પાછળ ઘેર જવું પણ તે ત્યાંથી ખસ્યો નહિ તેને પગે થાક લાગ્યો ત્યારે મન કહેવા લાગ્યું કે બેસી જા. પરંતુ તે તો ઉભોજ રહ્યો. અંતે ધડાક દઇને પડી ગયો. પરંતુ મનનું કહ્યું તો તેણે નજ કર્યું ! તેને તૃષા લાગી. મન કહેવા લાગ્યું કે પાણી પીવું. પરંતુ તે તો ત્યાંથી હાલ્યોજ નહિં. તેને મળમૂત્ર ત્યાગ કરવાની ઇચ્છા થઇ પણ તેણે મનની આજ્ઞા માની નહિ. અંતે કુદરતી રીતે મળમૂત્ર વિસર્જન થયાં ! પરંતુ મનને વશ કરવાનો મહા મંત્ર પામેલો ગોરખો મનને મારતો ત્યાં જ પડી રહ્યો. તેણે મનની સત્તા મારવા માંડી.

બીજી તરફ શું થયું તે જોઇએ. સાંજનો વખત થયો એટલે નિત્ય નિયમ પ્રમાણે ગાયો ભરવાડને ઘેર ચાલી ગઇ. આજે ગાયોના ટોળા સાથે ગોરખો ન હતો. એ જોઇ ભરવાડને તેમજ તેની પત્ની વગેરેને આશ્ચર્ય થયું. તેમણે ધાર્યું કે, " હમણાં આવશે. પાછળ આવતો હશે. " પરંતુ કોણ આવે ? વાટ જોતાં જોતાં રાતના નવ દશ વાગી ગયાં. ત્યારે ભરવાડે બીજાં માણસોને ભેગાં કરી વગડામાં શોધ કરવાનો વિચાર જણાવ્યો. હાથમાં મસાલો લઇ બૂમો પાડતા બધા ગોરખાને શોધવા ચાલ્યા. તેમને બિચારાઓને શી ખબર કે ગોરખો તો ગુરૂ-જ્ઞાનની ગોળી ખાઇ મસ્ત-ઉન્મત્ત-દશામાં પડયો છે ! આમ શોધ કરતાં અંતે ગોરખો એક વૃક્ષ નીચે પડેલો જણાયો. નેત્રો બંધ છે ! મળમૂત્ર વિસ-

જૈન થઇ ગયાં છે ! તેનાં દેહનું ઠેકાણું નથી ! ભરવાડ અને તેની સાથેનાં માણસો તેની પાસે બેસી તેને ઢંઢોળવા લાગ્યાં. ગોરખાનું મન કહે કે "જવાબ દે." પણ ગોરખાનો આત્મદેવ કહે કે, ખબરદાર ! ગુરુ મહારાજે શો બોધ આપ્યો છે ! **મન કહે તે ન**, કરવું. એ ગુરુ મંત્ર ભૂલાય નહિં. ગોરખો બોલ્યો નહિ. બહુએ ઢંઢોળ્યો પણ બોલ્યો જ નહિં. બધા વિચારમાં પડયા. આજે થયું શું ? નિત્ય નિયમિત રૂપે ઘેર આવતો. ગાયોની સેવા ચાકરી કરતો, આજે એને થયું શું ? શું એને કોઈ ભૂત પિશાચ વળગ્યું હશે કે એને સર્પ આદિ કોઈ જીવ જંતુનો દંશ થયો હશે ? બધા તેને શરીરે જોવા લાગ્યા. અંતે થાકીને તેને ઝોળીમાં નાંખ્યો અને હાથોહાથ ઘેર લઇ જઇ તેની ન્હાનકડી ઓરડીમાં નાંખ્યો ! પછી પૂછવું જ શું ? બધા ડહાપણીયા ભેગા થયા ! કોઈ કહે એને પેટે, બોચીયે, હાથે ડહામ દો. કોઇ કહે ભૂવાને બોલાવી ભૂત ઉતરાવો. કોઇ કહે દોરા ધાગા કરાવો. એમ જેની મરજીમાં જે આવ્યું તે બોલવા લાગ્યું. તુર્ત જ એક બે દાતરડાં તપાવી બીચારા ભવરોગી ગોરખાને પેટે, હાથે, બોચીયે, ડહામ દીધા ! દાતરડાં ચરરર્ ચરરર્ બોલતાં, સખ્ત રૂપે દઝાતું, મન કહેતું કે બુમ પાડી બેઠો થઇ જા પણ પર્વતના જેવી અડગ નિશ્ચાવાળો, ગુરુ ભક્ત ગોરખો મનને વશ થયો નહિં. **મન કહે તે નહિં કરવાની દઢ પ્રતિજ્ઞા** વાળો ગોરખો શાંત ચિત્તે બધું સહન કરતો પડી રહ્યો. અનેક દવાઓ તેના ગળામાં રેડાઇ-પરાણે તેને ગળે ઉતારવા બધાએ પ્રયત્ન કર્યો. પરંતુ દવાઓ શું કરે ? વૈદ્ય હકીમો તેને કઇ દવા આપી શકે ? તેને તો ગુરૂદેવે તેનો ભવ રોગ સમજાવી દીધો હતો. જન્મ મરણ એજ મહાન્ વ્યાધિ છે, એજ મહાન્ દુઃખ છે, એ તેને સમજાવ્યું હતું તેથી તે દુઃખમાંથી મુક્ત થવા જેવી અમર ઔષધીયો તેને કોણ આપે એમ હતું ? એ રોગ તો મનુષ્ય માત્રને લાગેલો છે પણ કોઇને સમજાતો નથી-અરે ! સમજાવનારા વૈદ્યો પણ ભાગ્યે જ ! અને સમજાય તો તે રોગ ટાળવા જેવી ઔષધી પણ મળવી વિરલ !

અંતે બધા થાકયા ! તેને દુઃખે દુ:ખી થાય એવું આ વિશ્વમાં તેનું કોણ હતું વારૂ ! ગરીબ બિચારો ગોરખો ! માતાપિતા, ભાઇ ભાંડુ, મિત્ર સ્વજન વગરનો ગોરખો ! તેનાં દુઃખનો જાણનાર તો માત્ર તે પરમાત્મા જ હતો ! ઓરડીમાં પડયો પડયો તે અનેક પ્રકારની પીડાઓ ભોગવી રહ્યો હતો, ક્ષુધા તૃષાથી પીડાતો કેવળ ગુરૂદેવનું ધ્યાન ધરી રહ્યો હતો અને ગુરૂદેવના આગમનની વાટ જોઇ રહ્યો હતો. તેની મન કામના પૂર્ણ થઇ. ત્રીજે દિવસે મધ્ય રાત્રિને સમયે ગુરૂદેવ ત્યાં આવી પહોંચ્યા. તે સાથે જ અંધારી ઓરડીમાં ચંદ્રના જેવો પ્રકાશ થઇ રહ્યો. ગોરખો તો બિચારો અનેક પ્રકારના અત્યાચારો સહન કરતો નેત્રો બંધ કરી પડી રહ્યો હતો. તેનું **મન કહે તે કરતો ન હતો.** તેના ગુરૂદેવે જે મંત્ર તેને આપ્યો હતો તેનો તે સદ્ ઉપયોગ કરતો હતો.

ગુરૂદેવે જોયું કે શિષ્ય બરાબર આજ્ઞાધારક છે. અનેક પૂર્વ જન્મના સુસંસ્કારો તેનામાં વિદ્યમાન છે. માત્ર એકાદ ભૂલને લીધે-એકાદ પાપ કર્મને લીધેજ-તે ગોરખો થયો છે. ગુરૂદેવે તેની નજીક જઇ તેને મસ્તકે હાથ મૂકી કહ્યું: "બેટા ગોરખા, ઉઠ, બેઠો થા !"

ગુરૂદેવનો સુમધુર સ્વર સાંભળતાંજ તે ઝટ બેઠો થયો. તેણે સ્મિત હાસ્ય વદને ગુરૂદેવનાં ચરણમાં નમસ્કાર કર્યા. ગુરૂદેવે તેને મસ્તકે હાથ મૂક્યો. તેના શરીર ઉઠેલા મ્હોટા ફોલ્લા જોઇ ગુરૂદેવે કહ્યું " બેટા, ત્હારે બહુ દુખ સહન કરવું પડયું છે ખરૂં ? "

ગોરખો: "હા, પ્રભુ! આપની દયા ન હોય તો તે કેમ સહન થાય? આપની કૃપાથી મ્હને જરા પણ દુઃખ જણાતું નથી."

ગુરૂદેવઃ "બેટા! આટલા મ્હોટા ફોલ્લા ઉઠયા અને દુઃખ ન થાય એ કેમ બને? ગમે તેમ પણ તું બહુ સહન શક્તિવાળો છે. તું અડગ શ્રદ્ધાવાળો છે. ધન્ય છે ત્હને! ત્હારૂં કલ્યાણજ થશે."

એમ કહી ગુરૂ મત્સ્યેન્દ્રનાથે ખભે ભેરવેલી ઝોળીમાંથી એક ભસ્મનો ગોળો કાઢયો, અને તેનો ભૂકો કરી ગોરખાને જ્યાં જ્યાં ફોલ્લા ઉઠયા હતા ત્યાં ભસ્મ ચોપડી દીધી. અહા! શો ચમત્કાર! થોડી વારમાં તમામ ફોલ્લા બેસી ગયા. ત્યાંની વેદના શાન્ત થઇ ગઇ. ગુરૂદેવે કહ્યું: "બચ્ચા ગોરખા! ત્હેં જગતનો રંગ જોયો? એકાદ દિવસ ત્હારી સેવા કર્યા પછી કોણે ત્હારી સંભાળ લીધી છે? એ પ્રમાણેજ આ સંસારનાં સર્વ મનુષ્યોનું સમજી લેવું. સર્વ એક બીજા સાથે સ્વાર્થના દોરડાંથી બંધાઇ રહ્યાં છે. જો સ્વાર્થ ન સર્યો તો સંબંધ તૂટ્યોજ સમજવું! પતિ જો સારૂં દ્રવ્ય કમાઇને લાવે અને પત્ની પુત્રાદિકને વસ્ત્રાલંકાર આદિ દ્વારા સંતોષ આપે તોજ પત્ની પતિની નહિ તો થઈ ચૂક્યું! જો પતિ લાખો રૂપિયા મૂકીને મરણ પામે તો તો ઠીક નહિ તો તેને અનેક શ્રાપ પડયાજ સમજવું! શ્રીમંતોની વિધવા પત્નીઓ જોઇએ છીએ ત્યારે વિચાર થાય છે કેઃ આ દેવીઓને કોઇ કાળે પતિ હશે કે સદાય આવીજ હશે? તેને જ્યારે જોઇએ ત્યારે આનંદ મોજ ભોગવતી જોવામાં આવે છે! આહાર વિહારનાં સાધનો, ગાડી, ઘોડા મિષ્ટાન્નાદિનો ભોગ જરાયે ત્યજેલો જણાતો નથી. તેના મુખ ઉપરથી હાસ્ય વિનોદ સુકાતાં નથી! વસ્ત્રાલંકાર જોતાં પણ તે વૈધવ્ય દશામાં હોય એવું જણાતું નથી! મસ્તકેથી જરા ભાર ઉતરી ગયો તે કાંઇ તેને લાગતું નથી! વિધવાઓ માટે શાસ્ત્રકારોએ જે ધર્મ નિરૂપણ કર્યા છે તેમાંના એક પણનું પાલન થતું હોય એવું ભાગ્યેજ જોવામાં આવે છે! એટલે આ સંસારમાં જ્યાં ત્યાં સ્વાર્થ, સ્વાર્થ ને સ્વાર્થજ જણાય છે! વત્સ! ત્હેં જે કલ્યાણ માટે પ્રાર્થના કરી છે તે આવી કોઇ વસ્તુ પ્રાપ્ત થવાથી સધાશે નહિ. એમ જાણીનેજ મ્હેં ત્હને અમૂલ્ય વસ્તુનું દાન કરવાની ઇચ્છા રાખી છે. ચાલ, તૈયાર થા. આ પાવડી ઉપર પગ મૂક. મ્હારી પાછળ ઉભો રહે. મ્હારો ખભો બરાબર પકડજે."

ગોરખાએ તુર્તજ ગુરૂદેવની પાછળ ઉભા રહી તેમની પાવડીઓ ઉપર પગ મૂક્યા. મહારાજે તુરતજ બહાર નીકળી આકાશ માર્ગે ગમન કર્યું, કેટલેક દૂર ગયા પછી તેઓ આકાશમાંથી ધીમે ધીમે નીચે ઉતર્યા અને વૃક્ષોની ઘીચ ઘટામાં પ્રવેશ કર્યો. ગોરખો પણ પાછળ પાછળ ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા પછી એક રમણીય પર્ણકુટી જણાઇ. એક ન્હાનકડો બગીચો જણાયો. બે ચાર શિષ્યો જોવામાં આવ્યા. ગુરૂ મત્સ્યેન્દ્રનાથે ગોરખાને પર્ણકુટીમાં લઈ જઈ શીતળ જળ પાન કરાવ્યું. કેટલાંક વનફળનો આહાર કરાવ્યો. થોડે દિવસે તેનું શરીર શુદ્ધ થયું ત્યારે તેને શારીર કલ્પ કરાવી યોગાભ્યાસને યોગ્ય અધિકારી બનાવ્યો. તેને ધીમે ધીમે અધ્યાત્મજ્ઞાન શ્રવણ કરાવ્યું. તેને દેહશુદ્ધિ કરાવ્યા પછી નાડી શુદ્ધિનું કામ ચાલ્યું. સ્વરોદય વિદ્યા સાધ્ય કરાવી ધીમે ધીમે આસન, મુદ્રા, પ્રાણાયામ આદિ ક્રિયાઓ કરાવતાં સમાધિ પાદ પર્યંત તેને લઇ જવામાં આવ્યો. અર્થાત્ તેને આત્મજ્ઞાન કરાવી આત્મ દર્શન કરાવ્યાં. દીપક વડે દીપક પ્રકટ થયો, જીવ હતો તે શિવ થયો. એક વખતનો મૂર્ખ ગોરખો ગૌમાતાની સેવા કર્યાથી-સાચો ગોરખો-ગોરક્ષનાથ-બન્યો. ( ગો એટલે

ઇન્દ્રિય-રખો એટલે રક્ષણ કરનાર. ) ઇન્દ્રિયનું રક્ષણ કરનાર આત્મા-ઇશ્વર રૂપ બન્યો. આત્મ દર્શનના પ્રભાવથી તે પ્રાણી માત્રમાં આત્મ દર્શન કરવા લાગ્યો. પ્રાણી માત્રમાં આત્મભાવ થવાથી તે કૈવલ્ય દશાને પામ્યો. તે સાક્ષી સ્વરૂપ થઇ રહ્યો.

વાંચક બંધુ ! " નર કરણી કરે તો નરકા નારાયણ હોય. " આ કથન સત્ય છે. જીવન પર્યંત ગ્રન્થો વાંચ્યા કરવા અને તેમાં લખાયલો બોધ જરા પણ આચરણમાં ન મૂકવો એ જ્ઞાનીનું લક્ષણ નહિં. જ્ઞાની પુરૂષે તો વાંચ્યું કે સાંભળ્યું તેમાંથી હિતકર-કલ્યાણ કર-વચનો તુર્ત જ આચરણમાં મૂકવાં. માયા-બ્રહ્મના મીમાંસા-ચક્રમાં અટવાયા કરવું તે કરતાં બ્રહ્મ સત્ય, જગત મિથ્યા સમજી ધીમે ધીમે માયાના મોહપાસમાંથી દૂર ખસવા પેરવી કરવી, અન્ન વસ્ત્ર, વિદ્યા કે ધનનું દાન આપી અનેક પ્રકારના દુઃખી, તાપિત જીવોને સંતોષ આપવો, સ્ત્રી પુત્રાદિકમાથી ધીમે ધીમે મોહ દૃષ્ટિ સંકોચી લેવી, અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આત્મ સાક્ષાત્કાર કરવાનો યત્ન કરવો એજ જીવન કર્તવ્ય.

ગોરખ-મત્સ્યેન્દ્રનો આ પ્રસંગ વાંચી વાંચકોએ માત્ર સાર ગ્રહણ કરવાનો છે. વેદાન્તિયોએ બોધ લેવાનો છે. સાચું કલ્યાણ શી રીતે સધાય તે સમજવાનું છે. સત્ય અને મિથ્યા શું છે તે જાણી લેવાનું છે. હરિ ૐ तत्सत् ।

ડા. રા. મ્હેતા.

---

સત્ બોધ.

૨૩—સંસારમાં કોઈ કાર્યને માટે ક્રોધ ઉત્પન્ન કરવો એ મહા પાપ છે. જો દ્વેષ કરવો હોય તો ભગવાન ઉપર કરજો. અમુક ભક્ત ઉપર તમે દયા કરી અને મ્હારા ઉપર ન કરી-મ્હને દર્શન ન દીધાં ! એવો દ્વેષજ સારો સમજવો.

૨૪—ભગવાને જેટલી શક્તિ આપી હોય તેટલીનો સત્કર્મ કરવામાં જ ઉપયોગ કરો. બને તેટલું કલ્યાણ કરવુ. પરંતુ કોઇનું અનિષ્ટ તો કરવું જ નહિં.

૨૫—જીવતાં સુધી કર્મ કરવું જોઇએ. કર્મ કર્યા વિના છુટકો નથી. સાધુ પુરૂષો ભગવાનનું કાર્ય કરે છે. ગૃહસ્થાશ્રમી જનો સંસારનું કાર્ય કરે છે. તેમ છતાં પણ ભગવાનમાં ચિત્ત હોય તો બસ છે. " સંસારમા સરસો રહે ને મન મ્હારી પાસ. " એ ભગવત્ વચન વારંવાર યાદ રાખવું

૨૬—ગુરૂ પાસે, ભગવાન પાસે, કામક્રોધનું દમન કરવા માટે અતિશય પ્રાર્થના કરવી જોઇએ. ગુરૂને ભગવાન માની શ્રદ્ધા રાખવાથી સર્વ કાર્ય સિદ્ધ થશે.

૨૭. પોતાને " મ્હોટા " માનવાથી જ અનેક પંચાત ઉત્પન્ન થાય છે. જેઓ પોતાને સર્વથી " ન્હાના " માને છે તેને કશી પંચાતજ નથી

૨૮. વિદ્વાન કોને કહેવો વારૂ ? જે વિદ્યાભ્યાસ કર્યા પછી ભગવાનનાં સ્તુતિ સ્તોત્ર ગાય છે, પ્રાર્થના કરે છે, અંતઃકરણનું જન્મ સ્મરણનું દુઃખ વ્યક્ત કરે છે તેજ વિદ્વાન છે.

૨૯. ભાગ્યશાળી કોણ ? જે ભક્ત છે તેજ. જેણે ભગવાનને ઓળખ્યા છે તેજ ખરો ભાગ્યશાળી કહેવાય.

૩૦. માત્ર મંત્ર-દીક્ષા લેવાથી શું ફળ ? મંત્ર-દીક્ષા લીધા પછી ગુરૂના ઉપદેશ પ્રમાણે કાર્ય કરવું જોઇએ. વર્તવું જોઇએ. ત્યારેજ ગુરૂનો મહિમા સમજી શકાય. મંત્રોપદેશ લીધા પછી બ્રહ્મચર્યનું નામ નહિ, ચિત્ત સ્થિર નહિં તે મંત્રોદ્વારા સિદ્ધિ કેવી હોય ?

શ્રી.

# श्री गुरुस्तव अने कामविडम्बना.

( ગુર્જર અનુવાદ. )

## (૧)



આ ભારત ભૂમિમાં અનાદિ કાલથી—આ સંસારમાં—પ્રતીત થતા જડ અને ચેતન પદાર્થોનું જ્ઞાન પ્રતિપાદન કરનારાં અનેક શાસ્ત્રો પ્રચલિત છે છતાં પણ તે સર્વ શાસ્ત્રોમાં અધ્યાત્મ શાસ્ત્રનુંજ પ્રાધાન્ય સ્વીકારવામાં આવ્યું છે. સામાન્યતઃ આ સંસારમાં ત્રણ પ્રકારના પુરૂષો મળી આવે છે, (૧) અજ્ઞ જીવો, અથવા વિષય લોલુપ જીવો, (૨) મુક્ત પુરૂષો અને (૩) મુમુક્ષુ જીવો. પ્રથમ પ્રકારના પુરૂષો પોતાના દુઃખ જોઇ શકતા નથી તેમ પોતાનું તાત્ત્વિક સુખ શું છે તે પણ જાણી શકતા નથી; કેમકે તેઓ અહર્નિશ વિષયાસક્ત રહીને જન્મ મરણાદિ ત્રિવિધ તાપથી દગ્ધપ્રાયઃ થઇને પોતાનું સ્વરૂપ ઓળખતાએ નથી તેમ ઓળખવાની ઇચ્છાવાળા પણ નથી. બીજા પ્રકારના પુરૂષો સર્વદા કૃતકૃત્ય છે એટલે તેમને પોતાના દેહથી કોઇ પણ પ્રયોજન સિદ્ધ કરવાનું બાકી રહેતું નથી. મુમુક્ષુ પુરૂષો આ સંસારના ત્રિવિધ તાપથી પીડિત છે, છતાં પણ પોતાનાં દુઃખ તથા તે દુઃખ ટાળવાની આવશ્યકતા જોઈ શકે છે; અને તે હેતુથી તે દુઃખ ટાળવાની ઇચ્છાવાળા છે. આમ હોવાથી પ્રથમ બેજ પ્રકારના પુરૂષોનો મોક્ષ શાસ્ત્ર અથવા અધ્યાત્મ શાસ્ત્ર સાથે પ્રત્યક્ષ સંબંધ નથી, એટલે માત્ર તૃતીય પ્રકારના પુરૂષો જ આ શાસ્ત્રને વિષે અધિકાર ધારણ કરી શકે છે.

### પ્રાસ્તાવિક.

મુમુક્ષુઓનું આત્યંતિક ઇષ્ટ એ મોક્ષ છે. આ મોક્ષ તત્ત્વજ્ઞાનથી સાધ્ય થઇ શકે છે. તત્ત્વજ્ઞાન એ સત્ શાસ્ત્રના શ્રવણથી ઉત્પન્ન થાય છે અને એ શ્રવણ ગુરૂ કૃપાથી પ્રાપ્ત થાય છે; તેમ ગુરૂની ભક્તિથી ગુરૂ કૃપા સાધ્ય થઈ શકે છે, અને પોતાના હિતકારક આપ્ત વર્ગ કરતાં પણ વિશિષ્ટ કલ્યાણ કર્તા એ, માત્ર ગુરૂ છે, એમ જ્યારે મુમુક્ષુ પુરૂષને પ્રતીતિ થાય છે. સમજે છે ત્યારે જ મુમુક્ષુને પોતાના ગુરૂની શ્રેષ્ઠતાની પ્રતીતિ થાય છે. તેથી પોતાના ગુરૂની શ્રેષ્ઠતાનાં જ્ઞાનને આધીન ગુરૂ ભક્તિ રહે છે. આમ હોવાથી ગુરૂ શ્રેષ્ઠતાના નિરૂપણરૂપી મંગળાચરણની સિદ્ધિને અર્થે આચાર્ય શ્રીનરહરિ પોતાના બોધસાર નામના ગ્રંથમાં આ નીચે આપેલા ગુરુસ્તવ નામના સ્તોત્રનો આરંભ કરે છે.

તેમાં પ્રથમ તો ગુરૂને વિષે રહેલી અતિશય ઉદારતાનું નિરૂપણ કર્યાં પછી તાત્ત્વિક ગુરૂ સ્વરૂપને લક્ષમાં રાખી તેમને અભિવંદન કરે છે.

श्रीगुरुन्परमानन्द स्वरुपानभिवादये ।
तापत्रयापहा येषां कृपा ब्रह्मामृतप्रपा ॥ १ ॥

પરમાનન્દ સ્વરૂપવાળા એટલે જેમનું તાત્વિક સ્વરૂપ નિરતિશય સુખકારક છે એવા શ્રી ગુરૂઓને એટલે હિતના ઉપદેશ કરનારા એવા હોય તેજ गुरु શબ્દથી બોધિત થાય છે એવા ગુરૂઓને; અને સર્વ પ્રાણિ માત્રને પોતાના હિતનો ઉપદેશ કરવા પણું વેદમાં તે પરમાત્માને વિષે પ્રતિપાદન કરેલુ છે; એના આધાર રૂપ यस्य निःश्वसित वेदाः । આ સ્મૃતિ વાક્ય છે, તેમજ अस्य महतो भूतस्य निःश्वसितं यदृग्वेदो यजुर्वेद. । એ શ્રુતિ વાક્ય પણ છે. એથી પરમાનન્દ સ્વરૂપવાળા પરમાત્માને એ ગુરૂપણું પ્રાપ્ત થાય છે, કેમકે वेद એ પરમાત્માનુંજ વાક્ય છે; એટલે પરમાનન્દ રૂપી પોતાના સ્વરૂપનો બાધ ન થતાં સર્વ પ્રાણિઓને પોતાના હિતના ઉપદેશક રૂપે એ પરમાત્માનેજ ગુરૂ રૂપ પ્રાપ્ત થાય છે, તેથી એ પરમાત્માને આ પ્રણામ કરવામાં આવ્યો છે. એવા પરમાત્મારૂપી ગુરૂઓને અભિવાદન કરૂ છઉં એટલે પ્રણામપૂર્વક તેમની સ્તુતિ કરૂ છઉ; એટલે સ્તુતિ કરવાની પ્રતિજ્ઞા આ પ્રમાણે આચાર્યશ્રી પોતે કરે છે.

હવે ગુરૂની ઉદારતા કહે છે, તે એવી રીતે કે, જે ગુરૂઓની કૃપા એટલે કરૂણાજ માત્ર, પોતાને શરણે આવેલા પથિકોના ત્રિવિધ તાપને ( આધિ ભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક સ તાપને) નાશ કરવાવાળી હોય છે તેમજ ભક્તરૂપી અમૃતની પ્રપા (પરબ) એટલે પરિચ્છેદથી રહિત એવાં બ્રહ્માનન્દરૂપી જલના પાનને માટે નિર્માણ કરેલી પરબ હોય છે. એથી શિષ્ય હોય તેણે સમિત્પાણિ થઇને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂને શરણે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જવું જોઇએ આના આધારમાં "आचार्यवान् पुरुषो वेद । એ શ્રુતિ છે, તેમજ तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । એ સ્મૃતિ પણ છે એટલે મોક્ષ સાધનરૂપી તત્વજ્ઞાન, એ ગુરૂને આધીન છે એમ શ્રુતિમાં પ્રતિપાદન કરેલુ હોવાને લીધે, જ્યારે ગુરૂ કૃપા વડે બ્રહ્માનન્દનો આવિર્ભાવ થાય છે ત્યારે જ તાપત્રયાગ્નિની શાન્તિ થાય છે એમ સમજવું જોઇએ.

अथ गुरुस्तवः ।

શંકા એવી ઉપસ્થિત થાય છે કે તે તે સર્વ શાસ્ત્રોને વિષે વિષ્ણુનુ જ શ્રેષ્ઠપણું તથા મુક્તિદાતાપણું પ્રતિપાદન કરેલું છે, તેની રીતે ખરેખર विष्णोर्नुकं वीर्याणि प्रवोचम् એ આદિને વિષે અગણિત વીર્ય હોવાપણુ, नारायणाद्विधिजयाते એ આદિને વિષે સર્વ પદાર્થનું કારણ હોવાપણું અને બ્રહ્મા વિગેરેથી શ્રેષ્ઠપણું પણ વિષ્ણુનેજ લાગુ પડે છે. भागवतમાં પણઃ—

सत्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तैर्युक्तिः परः पुरुष एक इहास्य धत्ते ।
स्थित्यादये हरिविरिञ्चिहरेति संज्ञाः श्रेयांसि तत्र खलु सत्वतनोर्नृणांस्युः ॥

એ આદિને વિષે મુક્તિ આપવાપણું પણ કહેલું છે એથી કરીને તે વિષ્ણુની ભક્તિનો ત્યાગ કરીને ગુરૂ ભક્તિથીજ કેવલ મુક્તિની સિદ્ધિ થાય છે એવું વિરૂદ્ધ વચન કેવી રીતે માન્ય કરી શકાય ?

આ શંકાના સમાધાનમાં આચાર્યશ્રી કહે છે કે:–મોક્ષદાતાપણા રૂપી ધર્મવડે કરીને જે વિષ્ણુપણું પ્રસિદ્ધ છે તેતો માત્ર ગુરુને વિષેજ છે, એવા આશયથી આચાર્યશ્રી કહે છે:—

मदमोहाभिधक्रूरमधुकैटभजिष्णवे ।
मोक्षलक्ष्मी निवासाय नमः श्रीगुरुविष्णवे ॥ १ ॥

જે મદ ઉત્પન્ન કરે છે એટલે ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન કરે છે તે મદ કહેવાય છે; એ મદ તેજ અહંકાર છે, જે મોહ ઉત્પન્ન કરે છે એટલે સ્વસ્વરૂપ જે પોતાનું આત્મસ્વરૂપ છે તેનું વિસ્મરણ કરાવે છે તેને મોહ કહે છે; એ મોહ એજ અજ્ઞાન છે. તે મદ અને મોહ એ બન્નેજ ક્રૂર છે, કેમકે જે પ્રાણિઓ બન્નેને વશ થાય છે તેને તે અસંત દુઃખ દેનારા નીવડે છે. બીજા કોઇ પણ બે પદાર્થોમાં મદ અને મોહના જેટલું ક્રૂરપણું હોતું નથી; કેમકે જો બીજા કોઇ પણ બે પદાર્થોમાં ક્રૂરપણું હોય તો તે બન્ને પદાર્થોમાં મદ અને મોહના હોવાપણાને લીધેજ ક્રૂરપણું રહેલું હોય છે; એટલે તાત્પર્ય એવું છેકે મદ અને મોહમાં રહેલાં ક્રૂરપણા કરતાં કોઈ પણ બીજા બે પદાર્થોમાં રહેલું ક્રૂરપણું ન્યુન એટલે ઓછા પ્રમાણમાં રહેલું હોય છે, આવો અર્થ સૂચિત થાય છે. એટલા માટે મદ અને મોહ એ બેજ સાક્ષાત્ મધુ અને કૈટભ નામના રાક્ષસો છે; માત્ર મધુ અને કૈટભ નામ ધારી રાક્ષસો ખરા રાક્ષસ નથી. "એ બન્ને પ્રત્યક્ષ રાક્ષસોને જીતવાનો સ્વભાવ છે જે ગુરૂનો એવા ગુરૂને;" એટલે જે મધુ કૈટભ નામ ધારી રાક્ષસોને જીતવાનો સ્વભાવ જે બીજા (અવતાર ધારી) સામાન્ય વિષ્ણુમાં છે તેતો મદ અને મોહથીજ પ્રાપ્ત થયલો સ્વભાવ છે. તેથી કરીને ગુરૂરૂપી વિષ્ણુ કરતાં બીજા વિષ્ણુનું ન્યુનપણું કહ્યું છે એમ સમજવું જોઇએ. મોક્ષ રૂપી ખરી લક્ષ્મી છે, બીજી સામાન્ય લક્ષ્મી એ લક્ષ્મી નથી, કેમકે શ્રુતિમાં કહ્યું છે કે भद्रैषां लक्ष्मी निहिताधिवाचि । આ શ્રુતિમાં વપરાયલા भद्रा શબ્દરૂપી વિશેષણ વડે કરીને ગુરૂ વાક્યમાં રહેલી લક્ષ્મીમાંજ મોક્ષસ્વરૂપ રહેલું છે એમ પ્રતિપાદન કર્યું છે. બીજા વિષ્ણુમાં રહેલી લક્ષ્મી એ બંધનની હેતુરૂપ હોવાને લીધે એ લક્ષ્મીમાં નિકૃષ્ટતા અથવા ન્યૂનતા રહેલી છે, તેથી કરીને એ ન્યૂન લક્ષ્મીના વાસરૂપી બીજા વિષ્ણુની પણ ન્યૂનતા સમજવી જોઇએ. "તે મોક્ષરૂપી લક્ષ્મીના નિવાસ એટલે આશ્રયરૂપ ગુરૂને" એથી કરીને પણ શ્રી ગુરૂરૂપી વિષ્ણુમાં બીજા વિષ્ણુ કરતાં ઉત્કૃષ્ટપણું અથવા મહતાપણું સૂચિત થાય છે એમ સમજવું જોઇએ. શ્રી ગુરૂરૂપી વિષ્ણુને એટલે સર્વ પ્રાણિઓને પોતપોતાના જુદાં જુદાં હિતના ઉપદેશકપણા વડે કરીને ગુરૂ પોતે સર્વ પ્રાણિઓને વિષે વ્યાપી રહે છે, તેથી એ વ્યાપકપણા રૂપી ધર્મને લીધે ગુરૂને વિષે વિષ્ણુપણું રહેલું છે; એટલે બીજા કોઇ અવતાર ધારી વિષ્ણુને વિષે તે પોતે ગુરૂ નહિ હોવાને લીધે તાત્વિક વિષ્ણુ પણુંજ પ્રાપ્ત થતું નથી, એવો અભિપ્રાય ઓળિત થાય છે. "એવા શ્રી ગુરૂરૂપી વિષ્ણુને નમસ્કાર એટલે નમ્ર ભાવે પ્રણામ નિવેદન થાઓ" એથી કરીને શ્રીગુરૂ એજ સાક્ષાત્ વિષ્ણુ છે, બીજા અવતારધારી એ કાંઇ ખરા વિષ્ણુ નથી, એવો અભિપ્રાય છે. ૧

વળી એવી શંકા થાય છેકે બ્રહ્મા વિગેરેને વિષે પણ ગુરૂપણું છેજ. તો એ શંકાના સમાધાનમાં કહ્યું છે કે:–બ્રહ્મમાં રહેલું ગુરૂપણું ગુણથી પ્રાપ્ત થયલું હોવાને લીધે એ ગુરૂપણું ગૌણ થઇ જાય છે; પરંતુ ગુણની કોઇ પણ જાતની અપેક્ષા વિના ગુરૂમાં રહેલું ગુરૂપણું તો સ્વતઃ સિદ્ધ હોવાને લીધે મુખ્ય ભૂત કહી શકે છે; તે એવી રીતે કે:—

गुणै गौरवमायाता हरिब्रह्महरास्त्रयः ।
गुणातीततयाऽस्माकं गुरवो गुरुताङ्गताः ॥ २ ॥

હરિ એટલે વિષ્ણુ, બ્રહ્મા એટલે પ્રજાપતિ અને હર એટલે રૂદ્ર એ ત્રણે ગુરૂરૂપે જે પ્રસિદ્ધ છે તે સત્વ, રજ અને તમોગુણ વડે કરીનેજ પાલનાદિ કર્મોને વિષે ગુરૂભાવને પ્રાપ્ત થયા છે,.પરંતુ પોતાની જાતે સ્વતઃ સિદ્ધ ગુરૂ નથી. એટલા માટે તેમનું ગુરૂપણું એક બીજાની ક્રિયાઓમાં લય પ્રાય થઈ જાય છે તેથી તેમનામા ગુરૂપણું જ નથી. પરંતુ અમારા ગુરૂઓ તો ગુણાતીત એટલે ગુણથી રહિત હોવાને લીધે ગુરૂતાને શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયા છે; એટલા માટે ગુરૂઓનું ગુરૂપણું સ્વતઃ સિદ્ધ છે એમ સૂચિત થયુ. "હમારા" એ શબ્દથી એવો અર્થ ધ્વનિત થાય છે કે બીજા પુરૂષોને આવું ગુરૂપણું પ્રત્યક્ષ થતું નથી છતાં પણ મારી ( એટલે આચાર્યશ્રીની ) દષ્ટિએ તો આવું ગુરૂપણું સાક્ષાત પ્રત્યક્ષ થાય છે. ૨

હવે પરાક્રમથી પણ બીજા દેવો કરતાં ગુરૂનું શ્રેષ્ઠપણું કહે છેઃ—

पुरान्तकहरो रुद्रः कंसकेशिहरो हरिः ।
चण्डमुण्डहरा चण्डी सर्वद्वंद्वहरो गुरुः ॥ ३ ॥

રૂદ્ર એટલે શિવ છે તે પુર કહેતાં ત્રિપુરનો અને અન્તક એટલે યમનો ઘાત કરનારા છે. પુર અને અન્તક એ બે શબ્દનો પ્રયોગ અહિઆં શિવના પરાક્રમનું પરિમિતપણું એટલે પરિચ્છિન્નપણું અથવા અલ્પપણું જણાવવા માટે થયો છે, એમ સમજવું. અને એજ પ્રમાણે આ શ્લોકમાં આગળ પણ સમજવાનું છે. હરિ એટલે વિષ્ણુ એ કંસ અને કેશિ નામના બે રાક્ષસોના ઘાતક છે; અને ચણ્ડી એટલે ક્રોધવાળી દેવી છે તે ચણ્ડ અને મુણ્ડ નામના બે રાક્ષસોની સંહાર કરનારી દેવી છે. પરંતુ ગુરૂ છે તેતો સુખદુઃખાદિ સર્વ દ્વંદ્વોના સંહાર કરવા વાળા છે. બીજા દેવતાઓ પોતે સુખદુઃખાદિ દ્વંદ્વોથી ગ્રસ્ત થયલા હોવાને લીધે તથા તેમનું પરાક્રમ પણ અલ્પ હોવાને લીધે તેમની ન્યુનતા ફલિત થાય છે; પરંતુ ગુરૂ તો પોતે એ દ્વંદ્વોના ત્રાસથી રહિત છે એટલુંજ નહીં પણ ઉલટા એ દ્વંદ્વોના નાશ કરવાવાળા છે તેથી તેમનું પરાક્રમ અપરિમિત એટલે માપી નહીં શકાય એવું છે, એટલા માટે બીજા દેવતાઓ કરતાં ગુરૂનું શ્રેષ્ઠપણું સિદ્ધ થાય છે, એવો ભાવ છે ૩

હવે બીજા દેવતાઓ બન્ધનના કારણભૂત ધન વિગેરે ફળ આપવા વાળા છે અને તેથી તેઓ અનિષ્ટ હોવાને લીધે ઉપાસ્ય ( ઉપાસના કરવા યોગ્ય ) નથી; પરંતુ ગુરૂ તો તત્વ મોક્ષને આપનારા જ્ઞાનના દાતા હોવાને લીધે મુમુક્ષુઓના ( ખરા ) ઉપાસ્ય દેવ છે, એમ કહે છેઃ—

यच्छन्ति देवतास्तुष्टा धनमायुः सुतं यशः ।
ज्ञानं केनाम दास्यन्ति विना श्रीगुरु पादुकाम् ॥४॥

બ્રહ્મા, વિષ્ણુ અને (હર) શંકર આદિ દેવતાઓ તપ વિગેરે સાધનોથી પ્રસન્ન થાય ત્યારે તેઓ ધન, આયુષ્ય, પુત્ર, અને કીર્તિ આપે છે. ધન વિગેરે પદાર્થો સર્વ વિષયો કહેવાય છે. આ પ્રમાણે બન્ધના હેતુ રૂપ વિષયો દેવતા આપે છે, માટે મુમુક્ષુઓએ આવા બીજા ( ગુરૂથી ભિન્ન ) દેવતાઓના ભજનને વિષે આદર નહીં કરવો જોઇએ એમ કહે-

વાનો આશય છે. " શ્રી ગુરૂ પાદુકા વિના " આ શબ્દોમાં વપરાયલા " પાદુકા " પદથી એવો અર્થ સૂચિત થાય છે કે જ્યાં સુધી ગુરૂના સ્વરૂપના જ્ઞાનનો અભાવ છે ત્યાં સુધી મુમુક્ષુઓએ માત્ર ગુરૂ પાદુકાનું જ પ્રતિમાની પેઠે પૂજન કરવું જોઈએ, બીજાનું પૂજન કરવું નહિં. જ્ઞાન એ આત્યંતિક (છેવટનું) મુક્તિ સાધન છે; એ જ્ઞાન સાક્ષાત્ જીવ અને બ્રહ્મની એકતાને વિષય કરનારૂં છે અને તે મહા વાક્યથી ઉત્પન્ન થાય છે. " એવું જ્ઞાન તે વળી ખરેખર ગુરૂ પાદુકા વિના બીજું કોણ આપવા વાળું છે, " એ વાક્યની અંદર " વળી ખરેખર કોણ " એ શબ્દોથી એવો ભાવ બોધિત થાય છે કે એ જ્ઞાન, બ્રહ્મા વગેરે પ્રસિદ્ધ દેવો પણ આપી શકશે નહીં. બ્રહ્મા આદિને વિષે જે પ્રસિદ્ધ જ્ઞાનદાતાપણું છે તે માત્ર તેમના ગુરૂ રૂપથી જ તેને પ્રાપ્ત થાય છે, એવો ભાવાર્થ છે. ૪

વળી વધુ શંકા એવી થાય છે કે બ્રહ્મા વિગેરે દેવતાઓ (જગતના ઉત્પત્તિ સ્થિતિ અને લયના) આદિ કારણ હોવાને લીધે તેમનામાં જે શ્રેષ્ઠપણું છે તે સર્વ શ્રેષ્ઠપણાને નહીં ગણતાં, કેવી રીતે ગુરૂનું શ્રેષ્ઠપણું છે એમ કહી શકાય ? આ શંકાનાં સમાધાનમાં સમજવાનું છે કે એ દેવતાઓનું શ્રેષ્ઠપણું તે તે ગુણોના અભિમાનીપણાથી ઉત્પન્ન થયલું હોવાને લીધે, તે મુમુક્ષુઓને આદર કરવા યોગ્ય નથી; પરંતુ ગુરૂનું જે શ્રેષ્ઠપણું છે તે તો ગુણનો નાશ કરીને મુક્તિ આપવા વાળું છે, તેથી આદર કરવા યોગ્ય છે; એવા આશયથી કહે છે કેઃ—

जयति श्रीगुरूणां हि चरणाब्ज रजोगुणः ।
हृता स्त्रयो यदेकेन रजःसत्व तमोगुणाः ॥५॥

જેથી કરીને શ્રી ગુરૂઓના ( આદર અર્થે બહુ વચન ) ચરણ કમળની (પરાગ) રજની પેઠે રહેલો શિષ્ય પ્રેમની વાસના રૂપી રજનો પ્રતાપ રૂપી ગુણ સર્વથી શ્રેષ્ઠ હોવાને લીધે જય પામે છે; તેનું કારણ એવું છે કે તે જો કે તદન એકલો ગુણ છે છતાં પણ બીજા કર્મ વિગેરે સાધનોની બીલકુલ અપેક્ષા તેને રહેતી નથી. રજો ગુણ, સત્વ ગુણ અને તમોગુણ, એ ત્રણે ગુણો કામના હેતુરૂપે તેમજ જ્ઞાનને આવરણ કરવાના કારણ રૂપે પ્રસિદ્ધ છે, તે ત્રણે ગુણો તે પોતાના સ્વરૂપના પ્રકાશ રૂપી જ્ઞાને કરીને બાધિત થઇ ગયા છે; એટલા માટે મુમુક્ષુઓને માટે માત્ર ગુરૂ ભક્તિ જ મુખ્ય છે. બીજી કોઈ ભક્તિ નથી; એમ કહેવાનો ભાવ છે. ૫

હવે મુમુક્ષુઓને માટે ગુરૂ ઉપાસનાના પ્રકારનું નિરૂપણ કરવાને અર્થે પોતે કરેલી ગુરૂ ઉપાસના રૂપકના આકારમાં કહે છેઃ—

तार्या वयं तरिर्योध स्तरणीयो भवार्णवः ।
तत्कर्ण धार रूपेण तारकं श्री गुरुं भजे ॥६॥

" હમો જે ગુરૂના ઉપાસકો છીએ " તે હમો ( આ સંસારમાંથી ) તરવાને યોગ્ય છીએ; ( આ વાક્યમાં "હમો" શબ્દનો બહુવચનમાં પ્રયોગ થયો છે, તેથી એવું સમજવાનું છે કે મારા જેવા બીજા જે કોઇ ગુરૂના ઉપાસકો હોય તેમની પણ મુક્તિ થાય છે; ) પરંતુ જે બીજા લોકો ગુરૂના ભક્ત નહીં હોય તે તરવાને યોગ્ય નથી. 'બોધ'

એટલે જીવ અને બ્રહ્મની એકતાને વિષય કરવાવાળું મહા વાક્યથી ઉત્પન્ન થનારૂં જે અપરોક્ષ જ્ઞાન છે, તે 'તરિ' એટલે તરવાના સાધન રૂપી નોકા છે. ભવ (એટલે સંસાર) રૂપી સમુદ્ર છે કેમકે તેમાં વિષય રૂપી જલ ભરેલું છે, રાગ આદિ રૂપી ગ્રાહ (એટલે મગર છે અને ૭ પ્રકારની ઉર્મિઓ તરંગ છે; એવો સમુદ્ર તરવાને યોગ્ય છે. તે સમુદ્રમાં નાવિકની પેઠે તારક રૂપે રહેલા સુકાની અને તારક એટલે તરાવનાર પ્રણવ (ઓંકાર) ના નામ વાળા શ્રી ગુરૂને એટલે " શ્રી ગુરૂ " શબ્દના વાચ્યાર્થ અથવા લક્ષ્યાર્થ (એવા પરબ્રહ્મ) ને હું ભજું છું; અર્થાત્ તેમનું " सोहम् " એ પ્રમાણે અભેદભાવથી ચિન્તન કરૂં છું. ૬

- વળી બીજી શંકા એવી થાય છે કે—સર્વ સ્થળે ઇશ્વરની અધિમ્ના પ્રદર્શિત થાય છે, છતાં ઇશ્વર કરતાં પણ ગુરૂ અધિક છે એવો યુક્તિહીન આગ્રહ તે વળી કેવી રીતે હોઇ શકે ? આ શંકાના નિવારણાર્થે કહે છે કે—

तारकस्योपदेशेन गुरुर्भूत्वा विमुक्तिदः ।
काश्यामवीश्वरस्तस्मादीश्वरादधिको गुरुः ॥७॥

પોતે ઇશ્વર છતાં પણ, કાશીપુરીમાં તારક એટલે સંસારમાંથી તરાવી આપવાને સમર્થ એવા "પ્રણવ" (ઓંકાર) રૂપી મંત્રના ઉપદેશનું નિમિત્ત કરીને પોતે ગુરૂ થઇને એટલે ગુરૂનું રૂપ ધારણ કરીને, મુક્તિ દાતા થાય છે. ('ઇશ્વિર છતાં પણ' એ શબ્દ વડે પોતાને વિષે ન્યૂનતા જણાય છે.) તેટલા માટે ઇશ્વર પદ કરતાં ગુરૂ પદ શ્રેષ્ઠ છે, એવો ભાવ છે. ખરેખર શ્રેષ્ઠ પણાનો ત્યાગ કરીને ન્યૂનપણું કદી પણ સાધારણ વિદ્વાન (સમજુ) માણસથી અંગિકાર થઇ શકે નહી; તો પછી ગુરૂપદ જો ન્યુન હોત તો સર્વજ્ઞ એવા ઇશ્વર કેવી રીતે તેનો અંગીકાર કરતે ? ૭

એથી પણ વિશિષ્ટ શંકા એવી થાય કેઃ—ઇશ્વિર દર્શનના હેતુ રૂપ હોવાને લીધે ગુરૂની શ્રેષ્ઠતા ભલે હોય, તથાપિ ફલરૂપે ઇશ્વર જ તત્ત્વ રૂપ છે તેથી અને ગુરૂ પ્રસાદથી જ તત્ત્વ પ્રાપ્તિ થાય છે એમ શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલુ છે તેથી સર્વ સ્થળે ઇશ્વરનું જ તત્ત્વ સ્વરૂપ હોવાને લીધે તેનું શ્રેષ્ઠપણું છે, એ શંકાના સમાધાનમાં કહે છે કેઃ—

यावन्नानुग्रहो साक्षाज्जायतेपरमेश्वरात् ।
तावन्न सद्गुरुं कश्चित्सच्छास्त्रमपिनो लभेत् ॥

એ વિગેરેને વિષે, ઉપાસનાના ઉપદેશક ગુરૂ એ ઇશ્વર પ્રસાદના હેતુ રૂપ છે એમ પ્રતિપાદન કરેલુ છે, પરંતુ સદ્ગુરૂ તો પોતે ઇશ્વર પ્રસાદના ફલ રૂપે પ્રાપ્ત થઇ શકે છે તેથી સદ્ગુરૂ પોતે તત્ત્વ સ્વરૂપ હોવાને લીધે તેમનું જ શ્રેષ્ઠપણુ છે એવા આશયથી કહે છે કેઃ—

# कर्म, अकर्म अने विकर्म.

कर्मणोह्यपि वोद्धव्यं वोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च वोद्धव्यं गहना कर्मणो गतिः ॥ १७ ॥
कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्मयः ।
सबुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥

अ. गीता ४

" કર્મ, અકર્મ અને વિકર્મ એમ ત્રણ પ્રકારના કર્મો છે. કર્મની ગતિ ઘણી ગહન છે. જે કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ જુવે છે, તેને સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન સમજવો. તેજ યોગી અને તેજ સર્વ કર્મ કરનારો છે. "

*    *    *    *    *

કર્મ, અકર્મ અને વિકર્મ એવા કર્મના ત્રણ ભેદ છે. પરોપકાર માટે જે કાંઇ કર્મ થાય તેજ કર્મ છે. જેમ સમાજ સેવા, રાષ્ટ્ર માટેના પ્રયત્ન, અશ્વમેધ એ સર્વ કર્મ છે. જે કર્મથી અનેક વ્યક્તિનું હિત થાય તેજ કર્મ. યજ્ઞયાગાદિથી મનુષ્ય સમુદાયનું કલ્યાણ થાય છે માટે તેનો અંતર્ભાવ કર્મમાં કરેલો છે. કર્મમાં સાર્વજનિક દૃષ્ટિ છે. એટલે તેને આધિભૌતિક ( સામાજીક ) ઉન્નતિનું સાધન પણ કહી શકીશું. જન સમુદાયના હિત માટેના સર્વ પ્રયત્ન કર્મ સંજ્ઞક છે. એક વ્યક્તિના હિતનો જે પ્રયત્ન તે અકર્મ કહેવાય છે. જેમકે સ્નાન, ભોજન, શયન, વ્યાયામ, યમનિયમાદિનું પાલન, અધ્યાત્મિક ઉન્નતિ ( શરીર, મન, બુદ્ધિ અને આત્માની ઉન્નતિ ) નાં કાર્ય તે સર્વનો સમાવેશ અકર્મમાં થાય છે. બ્રહ્મચર્ય પાલન કરવું, વિદ્યાધ્યયન કરવું એ સર્વ અકર્મજ છે. જ્યાં સુધી અન્યની ઉન્નતિ માટેના કર્મો થાય નહિ ત્યાં સુધી તેના કર્મો અકર્મ અર્થાત્ ન કર્યા સરખાંજ છે. અકર્મ કર્તા ધાર્મિક છે, તેથી સમાજને ઉપદ્રવ થતો નથી, તેમ ફાયદો પણ થતો નથી. માટે નિશ્ચયથી અન્યનાં કલ્યાણ માટેના કર્મ મનુષ્યે કરવાંજ જોઇએ. એવાજ કૃત્યનો અંતર્ભાવ કર્મમાં થાય છે. કર્મ અવશ્ય કરવાં જોઇએ. તે કર્યા સિવાય સમાજ બળવાન થશે નહીં. અકર્મો કરવાં પણ જરૂરનાં છે કારણ તે કર્યા સિવાય વ્યક્તિની સ્થિતિ થશે નહીં અને બળ પણ વધશે નહીં. વ્યક્તિની ઉન્નતિને અકર્મની આવશ્યકતા છે, અને સમાજની ઉન્નતિ માટે કર્મની આવશ્યકતા છે. વ્યક્તિ અને સમાજની હાનિ કરનારા જે જે કર્મો છે તે સર્વ વિપરીત કર્મ એટલે વિકર્મ કહેવાય.

( ૧ ) કર્મ—પરોપકાર, રાષ્ટ્ર સેવા, સમાજહિત, જન સમાજ માટે સ્વાત્માર્પણ ઇત્યાદિ સમાજની ઉન્નતિના કર્મ.

( ૨ ) અકર્મ—સ્નાન, ભોજન, વિદ્યાધ્યયન, બ્રહ્મચર્યાદિ યમનિયમોનું પાલન, વ્યાયામ વિગેરે વ્યક્તિની ઉન્નતિના કર્મ.

( ૩ ) વિકર્મ—જેના યોગથી સમાજ અને વ્યક્તિની હાનિ થાય તેવા કર્મ, જેમ કે:-સ્નાન ભોજન ન કરવું, અભ્યાસ ન કરવો, વ્યાયામ ન કરવો એ વ્યક્તિની દૃષ્ટિથી વિકર્મ. તેમજ અન્યને મદદ ન કરવી, સાર્વજનિક કાર્યો ન કરવાં, રાષ્ટ્રઘાત કરવો વિગેરે સામાજીક દૃષ્ટિથી વિકર્મ કહેવાય છે.

જેવી આસ્થા વ્યક્તિ વિષયક કર્મોમાં બતાવાય છે તેવીજ આસ્થા સાર્વજનિક દૃષ્ટિમા બતાવવી જોઇએ. એવી દૃષ્ટિને **" કર્મમાં અકર્મતા "** ની ઉપમા અપાય. સ્વાર્થના કર્મમાં જે આતુરતા સાધારણ મનુષ્ય બતાવે છે તેવી આતુરતા સાર્વજનિક કર્મમાં બતાવવી તે **" કર્મમાં અકર્મત્વ "** કહેવાય.

હવે **" અકર્મમાં કર્મ "** તરફ દૃષ્ટિ કરીએ. વ્યક્તિ વિદ્વાન, શ્રીમાન્ અને બળવાન છે, એ કર્મનું કારણ છે, પરંતુ અનેક વ્યક્તિ આવી રીતે ઉન્નત થવાથી સમાજ પણ ઉન્નત થાય. વ્યક્તિના અકર્મ થવાથી તેમાંથી સામાજીક કર્મ થાયજ. કારણ એક એક વ્યક્તિ મળી સમાજ થાય છે, જેથી વ્યક્તિના કર્મમાં સામાજીક કર્મ, અને સામાજીક કર્મમાં વ્યક્તિના કર્મ થાય છે. જેથી વ્યક્તિની ઉંન્નતિમા અકર્મ અને સમાજની ઉંન્નતિમાં કર્મ જણાય છે. વિકર્મ ( વિરૂદ્ધ કર્મ ) બન્નેની ઉન્નતિ નષ્ટ કરનાર છે. માટે તેનાથી દુર રહેવું જરૂરનું છે. સાર્વજનિક-**પરોપકારી** કર્મ કરવાથી ઉંન્નતિ છે તેથી શાસ્ત્રોમાં કર્મ કરવા આજ્ઞા કરેલી છે.

સૃષ્ટિનુ કર્મ પરોપકારી છે. સૂર્ય અન્ય માટે પ્રકાશે છે, વાયુ અન્ય માટે વાય છે, પૃથ્વિ અન્ય માટે ફુલ ફળ ઉત્પન્ન કરે છે. એ આધિ દૈવિક કર્મ છે. આખ શરીર માટે જુવે છે, કાન શરીર માટે સાંભળે છે, દાંત શરીર માટે ચાવે છે, પગ શરીર માટે ચાલે છે વિગેરે આધ્યાત્મિક કર્મ છે એમાં સર્વ પરાપકાર છે. એ કર્મ પર અર્થાત્ પરોપકારના કર્મ પર જગતની સ્થીતિ છે, પણ જ્યા પરોપકારનો ભાવ નષ્ટ થઇ સ્વાર્થ ઉદિત્ થાય ત્યા સર્વનો નાશ છે. દાંત શરીર માટે અન્ન ચાવશે નહિં, મોઢું અન્ન ગ્રહણ કરશે નહિ અને પેટ શરીર માટે અન્ન પચાવશે નહિ તો અવસ્ય શરીરનો નાશજ થશે.

તે પ્રમાણે બ્રાહ્મણ રાષ્ટ્ર માટે વિદ્યાદાન કરશે નહિં, ક્ષત્રિય રાષ્ટ્રનું રક્ષણ કરશે નહિં, વૈસ્ય વ્યાપાર કરી રાષ્ટ્રની સાંપત્તિક દશા સુધારશે નહિં અને શુદ્ર રાષ્ટ્રમા કારીગરના ધંધા કરી ઉંદ્યોગ ધંધાની સ્થીતિ સુધારશે નહિં તે રાષ્ટ્રની સ્થીતિ નષ્ટ થયા શિવાય રહેશે નહિં.

તાત્પર્ય, પરોપકારના ભાવથી સર્વની ઉન્નતિ વધે છે. જુઓ સૂર્ય પોતાના માટે પ્રકાશતો નથી, અગ્નિ પોતાને માટે બળતો નથી, વાયુ પોતાને માટે વાતો નથી, વૃક્ષ અન્યને માટે ફળ ફુલ અને છાયા આપે છે એ પ્રમાણે સમગ્ર જગત્ પર પરોપકારનુ સામ્રાજ્ય છે. માટે સર્વેએ **" નિષ્કામ કર્મ યોગ "** નોજ આશ્રય કરવો જોઇએ. ૐ ! ૐ ! ૐ !

શ્રી જ્યોતિષ કાર્યાલય,　　　जोशी रामचन्द्र रविशंकर.
ઓરપાડ.

# जन्म मृत्यु-रहस्य.

भुल पज मृत्यु ।

### પ્રથમ અધ્યાય.



ધૃતરાષ્ટ્રે કહ્યું: હે વિદુર ! આપની વાતો ઘણી વિચિત્ર છે. તેથી આપને જો કાંઇ બીજું કહેવું હોય તો કહો. હું ઘણી શ્રદ્ધાથી સાંભળીશ.

વિદુરે કહ્યું: હે ધ્રુતરાષ્ટ્ર ! સનત્ સુજાત નામના કુમારે કહ્યું છે કે:-મૃત્યુ એ કોઇ વસ્તુ જ નથી. હે મહારાજ ! તેજ કુમાર સનત સુજાત, એ ગુપ્ત અને પ્રકટ વિષયોનું વર્ણન આપને કહેશે કારણ કે તેઓ સર્વ બુદ્ધિમાનોમાં શ્રેષ્ટ છે.

ધૃતરાષ્ટ્ર: હે વિદુર ! જે વિષયો સનત્ સુજાત મને કહેવાના છે તે વિષયો તમે નથી જાણતા ? જો તમે જાણતા હો તો તમેજ કહો.

વિદુર: હું શુદ્રા સ્ત્રીથી ઉત્પન્ન થયો છું તેથી તે વિષય કહી શકીશ નહીં. મહા બુદ્ધિમાન સનત સુજાત મુનિને હું ઓળખું છું. જેઓ બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયા છે તેઓ સર્વ ગુપ્ત બાબતો કહી શકે છે. આપ તેઓનો અનાદર કરશો નહિં. કારણકે દેવતાઓ પણ તેમનો સત્કાર કરે છે.

ધૃતરાષ્ટ્ર: હે વિદુર ! તમે એવા ઉપાયનું વર્ણન કરો કે જે પ્રમાણે વર્તવાથી હું આ શરીર દ્વારા સનત્ સુજાતને જોઇ શકું.

શ્રી વૈશમ્પાયન મુનિ બોલ્યા કે: હે રાજન્ જનમેજય ! તેજ સમયે વિદુરે વ્રત ધારણ કરનાર સનત્ સુજાત મુનિનું ધ્યાન ધર્યું. ધ્યાન ધરતાં જ તે મુનિ ત્યાં જઇ પહોંચ્યા. મહા મુનિને જોતાં જ વિદુરજીએ શાસ્ત્ર વિધિ પ્રમાણે તેમની પૂજા કરી. મુનિ શાંત થઇને આસન પર બેઠા ત્યારે વિદુરજીએ બે હાથ જોડી કહ્યું કે: હે ભગવાન !' રાજા ધૃતરાષ્ટ્રના મનમાં કંઇક સંદેહ ઉત્પન્ન થયો છે તેનો ઉત્તર હું આપી શકતો નથી. આપ તેનો ઉત્તર કહો કે જે સાંભળી તેમનાં સર્વ દુઃખ દુર થઇ જાય અને તેમનો, લાભ, હાનિ, પ્રિય અપ્રિય રાગ, દ્વેષ, મૃત્યુ અને વૃદ્ધાવસ્થા, એ સર્વ નષ્ટ થઈ જાય કારણ કે હમણાં તેમને ભય, ક્રોધ, ભૂખ, તરસ, અભિમાન, અનિચ્છા, આલસ અને કામ, એ સર્વ બહુ દુઃખ દઇ રહ્યાં છે !



### દ્વિતીય અધ્યાય.

શ્રી વૈશમ્પાયન મુનિએ કહ્યું: રાજન્ જનમેજય ! ત્યારે બુદ્ધિમાન રાજા ધૃતરાષ્ટ્રે, વિદુરનાં વચનોની પ્રશંસા કરી અને પોતાની બુદ્ધિ સ્થિર રાખી એકાન્તમાં સનત્ સુજાત મુનિને પુછ્યું.

ધૃતરાષ્ટ્રે કહ્યું: હે મહામુને ! હે સનત્ સુજાત ! મેં સાંભળ્યું છે કે આપ કહો છો

કે મૃત્યુ એ કોઈ વસ્તુ જ નથી, અને એવું પણ સાંભળ્યું છે કે: ઇન્દ્રાદિ દેવતાઓએ ઘણી તપશ્ચર્યાઓ કરી છતાં પણ અમર થયા નહિં, ત્યારે આ બેમાં કઇ વાત સત્ય છે?

સનત્ સુજાત મુનિએ કહ્યું: હે રાજન્! આપે મ્હને જે બે પ્રશ્નો કર્યા છે તે બન્નેના ઉત્તર આપું છું. શંકા કરશો નહિ. હે ક્ષત્રિય! એ બન્ને વાત સાચી છે. પંડિત લોકો વારંવાર કહે છે કે ફલાણા કામમાં તમારી ભુલ થઇ છે. હું એજ ભુલને મૃત્યુ અને **નહિં ભુલવાને જ** અમૃત-અમર કહું છું. **થોડી થોડી ભુલ થતાં જ મૃત્યુ થાય છે. જરા પણ નહિં ભુલવાથી મનુષ્ય અમર થઇ શકે છે. ભુલથી જ** રાક્ષસો જેવા વિકટ બળવાન જીવાત્માઓ મૃત્યુ પામે છે, અને જરા પણ **ભુલ** ( ગફલત ) **નહિં કરવાથી જ યોગી, તપસ્વી, મહાત્માઓનો નાશ થતો નથી.** ( શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બાબતોમાં બાળક ગર્ભમાં હોય ત્યારથી જ જરા પણ **ભુલ** થવી ન જોઇએ. કોઇ પણ બાબતમાં, જરા પણ અસાવચેતી, અસાવધપણું રહ્યું કે: તેનું નામ **ભુલ અને ભુલ થઈ એનું જ નામ મૃત્યુ.** ) મૃત્યુ એ કાંઇ સિંહની પેઠે આવીને, કોઇને ખાઇ જતું નથી. કારણ કે આજ સુધીમાં કોઇએ પણ મૃત્યુનું સ્વરૂપ જોયું નથી. ઘણા માણસો યમને મૃત્યુ કહે છે પણ તે સાચુ નથી. કારણ કે પોતાના મનમાં યમરાજની કલ્પના એવી રીતે કરી લેવામાં આવે છે કે જેવી રીતે દોરડામા સર્પની કલ્પના કરવામાં આવે છે તેમ. બ્રહ્મચર્ય એજ અમૃત છે. ( જેઓ જન્મથીજ બ્રહ્મચર્યનું પાલન કરી બાલ્યાવસ્થાથી જ સાવચેત થઈ, યોગ ક્રિયાઓ કરી, મન, વાણી અને કર્મને ભગવત ભજનમાં જોડી દે છે, તેઓની ભુલ થતી નથી. તેઓ અમર વસ્તુ-આત્માને ઓળખે છે. તેઓ જ અમર-અમૃત-થઇ જાય છે. આપણા પ્રાચીન ઋષિ મુનિયોના અનેક દૃષ્ટાંતો આપણને એવું જ બતાવી આપે છે. તેઓ હજારો વર્ષ જીવતા હતા. યમરાજ તો પિતૃલોકમાં રહીને પાપ અને પુણ્યનું ફળ આપે છે. યમરાજની જ આજ્ઞાથી ક્રોધ, લોભ, અને ભૂખ રૂપી મૃત્યુ, મનુષ્યનો નાશ કરે છે. જે ( મનુષ્ય ) અહંકારને વશ થઇને નઠારાં કામો કરે છે તેમનાથી યોગ કદી થઇ શકતો નથી. મોહમાં પડેલો મનુષ્ય, લોભ અને ભુલ રૂપી મૃત્યુને વશ થઇને, આ લોકમાથી મરણ પામી નરકમાં પડે છે. પછી ત્યાંથી પણ ઇન્દ્રિયોને વશ થઈ બીજા જન્મમાં જાય છે. એજ કારણને લીધે, મૃત્યુ એ " મરણ " નામથી પ્રસિદ્ધ છે. કંઇક કર્મો બાકી હોય છે તે ભોગવવાની મનુષ્યની ઇચ્છા થાય છે. તે ભોગવવાની ઇચ્છાને વશ થઇને, મનુષ્ય પુન: પુના જન્મ લે છે, અને મરણ પામે છે. પરંતુ યોગાભ્યાસ અને સત્કર્મો કરવાથી જીવનો પુન: જન્મ થતો નથી. પહેલાં કહેવામાં આવેલાં કર્મ, જીવને ઇન્દ્રિયો દ્વારા પોતાના વશમાં લઇ લે છે, જેવી જીવ, મિથ્યા કર્મો કરવાથી આત્મ શક્તિનો નાશ કરે છે ત્યારે જીવ વિષયોનું ધ્યાન ધરે છે, તેવું ધ્યાન, બુદ્ધિનો નાશ કરે છે. બગડેલી બુદ્ધિ, કામ, ક્રોધ એજ મૂર્ખ મનુષ્યોને માટે મૃત્યુ રૂપ થઇ જાય છે. જેઓ બુદ્ધિમાન છે તેઓ એ મૃત્યુને જીતી લે છે. કારણ કે તેઓ ધ્યાનને જ સમયે ઉત્પન્ન થના કામ અને ક્રોધનો તિરસ્કાર કરે છે. એવા જ વિદ્વાનોને, કામ અને ક્રોધ રૂપી મૃત્યુ દુ:ખ આપતાં નથી. મિથ્યા વિષયોનું ધ્યાન કરનાર મનુષ્ય, વિષયોમાં જ પડીને નષ્ટ થઇ જાય છે. બુદ્ધિવાન મનુષ્યો વિષય-વિષમાં જરી પણ લપટાતા નથી. તેઓ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી-સત્કર્મો કરીને મૃત્યુને જીતે છે.

ઉપરના લેખ ઉપરથી વાંચકોને સારી પેઠે જણાયું હશે કે ભુલ સિવાય મૃત્યુ એ કોઇ વસ્તુ જ નથી. મૃત્યુ એટલે જ ભુલ અને ભુલ એટલે જ મૃત્યુ, હવે એ પણ જાણવું જોઇએ કે એ મૃત્યુની માણસને બ્હીક કેમ લાગે છે !

શું કોઈ એવો પણ માણસ હોય છે કે જેને કોઇ કામ સોંપવામાં આવે અને તે તે કામમાં ભુલ કરીને પોતાના માલીકથી બ્હીએ નહિં ? અમે તો એમ જ સમજીએ છીએ કે એવો કોઇ જ માણસ નહિં હોય, પણ મૃત્યુથી બ્હીવાનું એજ એક ખાસ કારણ છે એ તો નક્કી જ છે, અને જેઓથી ભુલ થાય છે તેજ માત્ર મરણની બ્હીએ છે. જેઓ પોતાનાં સત્કાર્યો સારી પેઠે કર્યા જાય છે તેમને મરણની જરા પણ બ્હીક લાગતી નથી. ઘણા શ્રીમંતો અને રાજા મહારાજાઓ દાન ધર્મ કરે છે ખરા છતાં તેમને પગલે પગલે મરણની બ્હીક રહે છે તેનું કારણ એ જ છે કે તેઓ ખરૂં કર્તવ્ય કરતા નથી. માત્ર કીર્તિદાન અને ખોટો દાંભિક ધર્મ જ ધારણ કરી રહ્યા છે. તેઓને તેમના માલિકે (જગત કર્તાએ) જે ખરાં કર્મો કરવા મોકલ્યા છે તે કામમાં પગલે પગલે ભુલો કરે છે, અને તેથી જ તેઓ મરણને માટે ડરે છે. આપણે ઘણા એવા માણસો પણ જોયા છે કે જેઓનાં કાંઈ કામ નજરે જણાતાં નથી છતાં તેઓ ફક્ત શુદ્ધ વર્તન રાખીને જ આત્માની ઉન્નતિનાં કામો કર્યાં જાય છે અને તેઓ મરણથી જરા પણ બ્હીતા નથી તેમ તેમ મરણ તેમનાથી દોઢ ગાઉ વેગળે જતું રહે છે ! જે મનુષ્યથી જેટલી વધારે ભુલો થાય છે તેટલું મરણ વહેલું પાસે આવે છે. કામ કરવાની અને તેને ભોગવવાની ઇચ્છા રાખવી જેને ઉપર કર્મ ગતિ કહેવામાં આવી છે-તેજ જન્મ મરણનું કારણ છે. વારંવાર વિષયોમાં ચિત્ત પરોવવું અને તેને ભોગવી કર્મનો ભારો બાંધવો એજ જન્મ મરણનું કારણ.

એજ જન્મ મૃત્યુનું રહસ્ય છે. જે માણસ જેટલો વિષય કર્મથી વેગળો તેટલો જ વારંવાર જન્મ મૃત્યુથી વેગળો સમજવું. કર્મો કરવા તરફ દોડધામ કરવી, અને જગત [illegible] કાયદાથી વિરૂદ્ધ વિષયો ભોગવવા, મિથ્યા જણાતા વિષયોમાં લપટાઈ રહેવું એજ [illegible] જન્મ મરણની પ્રપંચ જાળમાં લપેટવાનો સંચો છે. જન્મ અને મૃત્યુ એ જેમ [illegible]પણા પ્રાચીન ઋષિ મુનિયોના હાથમાં હતું તેમ તમે પણ તમારા હાથમાં લઇ શકો એમ છે, અને તે માટે ઇશ્વરે બતાવેલાં કામ, વગર ભુલે કર્યાં જાઓ, પછી તમારે તેનાથી ડરવાનું જરા પણ કારણ રહેશે છે નહિં. તે મહાન પ્રભુના કાયદાનું ઉલ્લંઘન તમે જેટલે દરજ્જે કરશો તેટલે દરજ્જે તમને શિક્ષા મળવાની એમાં શંકા જ નથી.

એક અંગ્રેજ કવિએ કહ્યું છે કેઃ—

Death may come and find me ready, Happier man am I.

ભાવાર્થ—મૃત્યુ આવશે તે મને તૈયાર થયેલો જ જોશે. હું આનંદી ( સુખી ) મનુષ્ય છું.

આવું કહેનારા આપણા દેશના કેટલા વેદાન્તી અને સત્કર્મ કરનારા છે ! જેઓ વિષય ભોગમાં રાત દહાડો રચી પચી રહ્યા છે તેઓ કદી પણ ઉપલા શબ્દો કહેશે નહિં. પરમાત્મા ભારત વર્ષની સાત્વિક ભોળી પ્રજાને સદ્‌બુદ્ધિ આપે અને સત્કર્મો કરવાની પ્રેરણા કરે જેથી તેમને મૃત્યુની બ્હીક રાખવાનું કારણ ન રહે !

ડા. રા. મહેતા.

---

* આ લેખ ૧૯૧૧ ના "ભારત જીવન" માં પ્રકટ કરવા લખાયો હતો.

# महात्मा लाईकरगसनी राज-पद्धति।

(૧)



યુરપની દક્ષિણ દિશામા ગ્રીસ નામનો એક ન્હાનો દેશ છે પ્રાચીન સમયમાં એ દેશ પોતાની સભ્યતા અને ઉન્નતિને લીધે સમસ્ત સંસારમાં પ્રસિદ્ધ હતો. ઇ. સ. પૂર્વે આઠમી અને નવમી શતાબ્દીમાં ગ્રીક લોકોને પોતાની શારીરિક ઉન્નતિ માટે બહુજ કાળજી હતી. માનસિક ઉન્નતિ તો તેમણે પાછળથી કરી. તે સમયે ગ્રીસ રાજ્ય કેટલાએ ન્હાનાં ન્હાનાં રાજ્યોમા વેહેંચાયલુ હતું આ રાજ્યો ઘણું ખરૂં પોતપોતાનામાં જ લડતાં તેટલા માટે જ ગ્રીક લોકો શારીરિક બળની કદર કરવા લાગ્યા. શારીરિક બળ વગર લડાઇઓ કરવી એ નકામુ છે એવું તેઓ સમજતા હતા. તેઓએ સમસ્ત દેશમાં ઠેકાણે ઠેકાણે કુસ્તી કરવાના અખાડાઓ બનાવી દીધા. પ્રત્યેક ગ્રીસ નિવાસી આવા અખાડાઓમા કુસ્તી લડતો, દોડતો અને મુક્કા બાજી કરતો અને એવી અનેક રીતથી શારીરિક કસરત શીખતો. દર ચાર વર્ષે એલિસ રાજ્યના ઓલિમ્પિયા નગરમાં શારીરિક બળની પરીક્ષા માટે એક મેળાવડો કરવામાં આવતો. જે પુરૂષ ઘણો બળવાન માલમ પડતો તેના માથા ઉપર " જેતૂન " નામના ફુલોથી ગુંથેલો મુકુટ પહેરાવવામાં આવતો. સમસ્ત દેશમાં આ મુકુટ મેળવવાનું કામ મહાન ગૌરવ ભરેલુ સમજવામાં આવતું.

જેમ જેમ ગ્રીસમાં સભ્યતાનો પ્રચાર થતો ગયો તેમ તેમ ત્યાંના લોકોનું ધ્યાન, શારીરિક ઉન્નતિ તરફથી પાછું હઠતું ગયું. છેવટે શારીરિક ઉન્નતિનુ સ્થાન માનસિક ઉન્નતિએ લઇ લીધું. દેશમાં મ્હોટા મ્હોટા શાસ્ત્ર વેત્તા, લેખક, વક્તા, નીતિજ્ઞ, અને દાર્શનિક વિદ્વાનો ઉત્પન્ન થયા. એ પ્રમાણે ચવાથી ગ્રીસ દેશની પ્રજાની રહેવા સહેવાની નીતિમાં મ્હોટું પરિવર્તન થતું ગયું. પરંતુ સ્પાર્ટા નામના એક ન્હાના રાજ્યની પ્રજાએ પોતાની શારીરિક ઉન્નતિનું કામ છોડ્યું નહોતું. તેઓ તો હમેશાં કસરત કરતા જ હતા. એટલે સુધી કે સ્પાર્ટાની ભૂમિ સંસારમાં વિરપ્રસૂતા કહેવાવા લાગી. ( જેમ હિંદુસ્થાનમાં મેવાડની ભૂમિ કહેવાય છે તેમ. ) સ્પાર્ટા નિવાસી લોકો પણ શારીરિક ઉન્નતિ કરવાના કામનો ત્યાગ કરી બીજાં રાજ્યોની પેઠે માનસિક ઉન્નતિ કરવાના કામ તરફ ઢળી પડત પણ એજ સમયે મહાત્મા લાઇકરગસ ઉત્પન્ન થયો અને તેણે પોતાના દેશ ભાઇઓને પોતાની પૂર્વ પ્રતિજ્ઞા ઉપર ચલાવવાનો આરંભ કર્યો.

મહાત્મા લાઇકરગસનો જન્મ ઇ. સ. પૂર્વેનવમી શતાબ્દીમાં થયો હતો. સ્પાર્ટામાં હમેશાં બે રાજાઓ ગાદીપર બેસતા. એ બેમાં લાઇકરગસનો પિતા એક રાજા હતો. પિતાના મરણ પછી લાઇકરગસનો ભાઇ પાલીડેક્ટીઝ રાજા થયો પરંતુ તે થોડા જ દિવસમાં મરણ પામ્યો. ત્યારબાદ લાઇકરગસ રાજા થયો.

ગાદી ઉપર બેસતાં જ તેને ખબર મળી કે તેના ભાઇ પાલીડેક્ટીઝની સ્ત્રી ગર્ભવતી છે. આ ખબર મળતાંજ તેણે પ્રતિજ્ઞા કરી કે જો ભાઇની પત્નીને પુત્ર થાય તો મ્હારે રાજ-

ગાદી છોડી દઇ તે છોકરાને જ રાજસિંહાસન આપવું, અને તે મ્હોટી ઉમરનો થાય ત્યાં સુધી એક સલાહકાર મંત્રી તરીકેજ મ્હારે રાજ ચલાવવું. જ્યારે પાલીડેક્ટીઝની સ્ત્રીને લાઇકરગસની પ્રતિજ્ઞાની ખબર પડી ત્યારે તેણે ગુપ્ત રીતે કહાવી મોકલ્યું કેઃ "જો તમે મ્હારી સાથે લગ્ન કરી દેશો તો પછી રાજગાદી ભોગવવાની બાબતમાં તમને અડચણ આવશે નહિં, બાળક ઉત્પન્ન થતાં જ હું તેને મારી નાંખીશ." આવી અસ્વાભાવિક વાત સાંભળતાં જ લાઇકરગના હોસ ઉડી ગયા, તેના હૃદયમાં પોતાના ભાઇની પત્ની માટે ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થયો. પરંતુ આ વખતે ગુસ્સો બતાવવાથી કામ બગડી જશે એવું ધારીને લાઇકરગસે પોતાના ભાઇની સ્ત્રીએ જે વાત કહાવી હતી તે ઉપર ઉપરથી કબુલ રાખી.

હવે મહાત્મા લાઇકરગસને ચિંતા થઇ કે ભાભીના બાળકની શી રીતે રક્ષા કરવી? તે ઘણો બુદ્ધિમાન હતો. તેણે કેટલાક ગુપ્ત નોકરો (ડીટેક્ટીવો) ભાઇની સ્ત્રીના ઘરમાં રાખ્યા અને સખ્ત આજ્ઞા કરી કે તેના ઘરની પળેપળની ખબર તેને પહોંચાડે. આ ખાનગી નોકરોએ પાલીડેક્ટીઝની સ્ત્રીના નોકરોને પૈસા ટકા આપીને વશ કરી લીધા. એક દિવસ લાઇકરગસ, રાજ્યના મ્હોટા મ્હોટા અમલદારો સાથે બેસીને ભોજન કરતો હતો તે વખતે તેના કેટલાક ગુપ્ત નોકરોએ એક માત-પિતા વગરના તુરતના જન્મેલા બાળકને તેના ખોળામાં મૂકી દીધું. ન્હાનકડા બાળકને જોઇ તેનું હૃદય હર્ષથી નાચી ઉઠ્યું. તેજ વખતે લાઇકરગસે બાળકને હાથમાં લઇ ઉંચું કરીને કહ્યું કેઃ "જુવો! આ બાળક તમારો ભવિષ્યનો રાજા છે." સ્પાર્ટા લોકોએ પોતાના બાળક રાજાને પ્રેમપૂર્વક અભિનંદન કર્યું અને લાઇકરગસના હૃદયની ઉદારતાની ઘણી પ્રસંશા કરી. આ કામથી લાઇકરગસની કીર્તિ ચારે તરફ ફેલાઇ ગઇ; પરંતુ પાલીડેક્ટીઝની સ્ત્રી અને તેના સહાયક લાઇકરગસના પરમ શત્રુ થઇ ગયા. તેઓએ લોકોમાં એવી વાત ફેલાવી કેઃ લાઇકરગસનો વિચાર બાળક રાજાને મારી નાખવાનો અને પોતે ગાદી ભોગવવાનો હતો, પરંતુ દુર્ભાગ્યને લીધે તેને એ નીચ કામમાં સફળતા મળી નહિ!" લોકો લાઇકરગસની ઉદાર પ્રકૃતિ જાણતા હતા. તેથી કોઇએ રાણીની એ વાત માની નહિ! છેવટે લાઇકરગસના શત્રુઓએ તેના ઉપર અનેક પ્રકારના કલંકો મૂક્યાં. એવા લોકો વડે લાઇકરગસ બેહદ કંટાળ્યો તથા તે સ્પાર્ટા છોડી દેશાટન કરવા ચાલ્યો ગયો.

ફરતો ફરતો તે ક્રીટ નામના ટાપુમાં આવી પહોંચ્યો. તે વખતે તે ટાપુ ઘણો સમૃદ્ધિવાન હતો. ત્યાંની રાજનીતિ પણ સંસારની બીજી રાજનીતિ કરતાં જુદિ જ હતી. કેટલાક દિવસ લાઇકરગસ ત્યાં રહ્યો. ત્યાંની રાજ્ય પદ્ધતિ અને ત્યાંની પ્રજાઓના રીતરિવાજોને પણ તે વિચારપૂર્વક જોવા લાગ્યો. ત્યાંથી તે એસિયાના ઘણા દેશોમાં ગયો. ત્યારપછી તે ગ્રીસ દેશના ભિન્ન ભિન્ન રાજ્યોમાં ફરતો ત્યાંની રાજ્યપદ્ધતિ જોતો રહ્યો.

મહાપુરૂષ લાઇકરગસની ગેરહાજરીમાં સ્પાર્ટા રાજ્યનું સર્વ કામ ઢીલું પડી ગયું. ચોર, લુટારા, અને ઉઠાઉગીરો વધી પડયા. કાયદાઓ નકામા સમજવામાં આવ્યા. લગભગ અરાજકતાજ ફેલાઇ ગઇ! એનું પરિણામ એ આવ્યું કે રાજ-કર ઓછો થઇ ગયો. પ્રજા ભૂખે મરવા લાગી, અને દુરાચાર ઘણો વધી ગયો. એ વખતે પ્રજાની દૃષ્ટિ લાઇકરગસ તરફ ખેંચાઇ. સ્પાર્ટાની પ્રજાએ લાઇકરગસને પાછો દેશમાં આવવાની અને રાજ્ય પદ્ધતિ સુધારવાની વારંવાર માગણી કરી. લાઇકરગસ સ્પાર્ટામાં પાછો આવ્યો, પણ તેણે

લોકો પાસેથી એક વચન પહેલેથીજ લઇ લીધું હતું કે તે જે કાયદા બનાવે તે સર્વએ માનવા પડશે.

એ સમયે ગ્રીસના ડેલ્ફી નગરમાં " એપોલો " નામના દેવતાનું મંદિર બહુ પ્રસિદ્ધ હતું. કોઇપણ કામ કરતાં પહેલાં સર્વ પ્રજાજનો પ્રથમ તે મંદિરમાં જઇ દેવતાની રજા માગતા હતા. મંદિરના પૂજારીઓ અને પૂજારીની સ્ત્રીઓ, દેવતાના નામથી રજા આપતાં. તેમના વચનો ઉપર ગ્રીસના લોકોને ઘણો વિશ્વાસ હતો. લાઇકરગસે પણ રાજ પદ્ધતિ સુધારવાનું કામ પોતાના હાથમાં લીધા પહેલાં દેવતાની રજા માગવાનું કામ ઉચિત જાણ્યું હતું. એ પ્રમાણે કરવાની તેની મતલબ એવી હતી કે જો દેવતાની પાસેથી રજા મળી તો પછી સ્પાર્ટાના લોકો તેના કામને માનશેજ, તેથી તે ડેલ્ફી ગયો. તેને ત્યાંથી રજા મળી અને વધારામાં એટલું પણ કહ્યું કેઃ " તેના બનાવેલા કાયદા પ્રમાણે વર્તવાથી સ્પાર્ટા રાજ્ય સમૃદ્ધિશાળી અને સુખી થઇ શકશે. " લાઇકરગસ સ્પાર્ટા ગયો. ત્યાં જતાં જ તેણે રાજ્યના મુખ્ય અમલદારો અને પ્રસિદ્ધ લોકોની એક મ્હોટી સભા ભરી. તે સભામાં લાઇકરગસે પોતાના બનાવેલા કાયદા વાંચી સંભળાવ્યા. તેનો મુખ્ય સારાંશ એ હતો કેઃ—

" પ્રાચીન કાળથી જ સ્પાર્ટામાં બે રાજા ગાદીએ બેસે છે, એ રિવાજ ચાલુ રાખવો. વર્તમાન રાજાઓનાં સંતાનોજ ભવિષ્યમાં સ્પાર્ટાના રાજા થશે. હમણાંના રાજાઓની શક્તિ ઘણી વધી ગઇ છે તેને ઓછી કરવાની જરૂર છે. ૩૦ મેમ્બરોની એક સભા બનાવવામાં આવશે અને બંને રાજા તેના પ્રમુખ થશે. ૨૮ માણસો-મેમ્બરો-પ્રજામાંથી ચુંટવામાં આવશે. કોઇપણ મનુષ્યની ઉમર ૬૦ વર્ષ કરતાં ઓછી હશે તો તે સભાનો મેમ્બર થઇ શકશે નહિ. દરેક સભાસદે પોતાની જીંદગી સુધી સભાનું કામ કરવું પડશે. એક મેમ્બરનું મરણ થતાં પ્રજાએ ચુંટી કહાડેલા બીજા મેમ્બરને તેની જગ્યાએ ગોઠવવામાં આવશે. "

" આ સભાનું કામ કાયદા રચવાનું અને ન્યાય કરવાનું રહેશે. આ સભા જે કાયદો બનાવશે તે સર્વ પ્રજાની સ્હામે મુકવામાં આવશે, અને તે સંબંધી પ્રજાની રજા માગવામાં આવશે. બંને રાજાઓ આ સભાના પ્રમુખ તો બનશે જ પરંતુ તે ઉપરાંત તેમણે રાજ્યની સેનાના સેનાપતિ થવું અને ધાર્મિક કામોમાં મોટા પૂજારીનું સ્થાન લેવું. રાજ્ય શાસનનું કાર્ય રાજા અને સભા દ્વારા થશે પરંતુ સમ્ભવિત છે કે એ બંને મળીને પોતાની શક્તિ ( સત્તા ) નો દુરૂપયોગ કરે અને પ્રજા ઉપર અત્યાચાર થાય તેથી પાંચ માણસોની એક બીજી ન્હાની સભા બનાવવી. તે ન્હાની સભાને એવી સત્તા આપવી કે તે કાયદાનો જે કોઈ ભંગ કરે-પછી તે રાજા હોય કે પ્રજા-પણ તેને યોગ્ય દણ્ડ કરે. "

" આ સમયે રાજ્યમાં ૪૮ હજાર સ્વતંત્ર કુટુંબો નિવાસ કરે છે. તેથી રાજ્યને ૪૮ હજાર ભાગમા વહેંચી નાંખીને એક એક ભાગ પ્રત્યેક કુટુંબને આપી દેવો. પ્રત્યેક ભાગમાં એટલું અન્ન તો અવશ્ય ઉત્પન્ન થશે કે જેટલાની આવશ્યકતા પ્રત્યેક કુટુંબને હોય છે. વધારે સમ્પત્તિનો માલિક થવાથી માણસ અહંકારી અને દામ્ભિક થઇ જાય છે, અને ધનવાનો ગરિબો ઉપર અત્યાચાર કરવા માંડે છે. ઉપર બતાવેલી યોજનાથી સ્પાર્ટા દેશ સર્વ અત્યાચારોથી બચી જશે. "　　( અપૂર્ણ. )

ડા. દા. મ્હેતા.

# महा पुरुषनां बोध वचनो.

( ह. महमद पेगंबर साहेब. )



જેને જીવો ઉપર દયા નથી તેના ઉપર ઇશ્વર દયા કરતો નથી.

જીવ માત્ર ઇશ્વરના કુટુંબીઓ છે. જે મનુષ્ય, સર્વ જીવોના મંગલને માટે સર્વ કરતાં વધારે યત્ન કરે છે તેજ ઇશ્વરનો પ્રિયતમ સેવક, અને તેજ ઇશ્વરનો શ્રેષ્ટ ભક્ત છે.

જે (મનુષ્ય) જ્ઞાનની બત્તી સળગાવે છે ( અર્થાત્ જ્ઞાનરૂપી પ્રકાશ પ્રાપ્ત કરે છે) તેનું મૃત્યુ નથી.

જ્ઞાનની લાલચ એ મુસલમાનોની નજરે ઇશ્વરી પ્રેરણા છે, જ્ઞાનનું શિક્ષણ એ ઇશ્વરની આજ્ઞા છે.

જે મનુષ્ય જ્ઞાનનો રસ્તો પકડે છે તેને ઇશ્વર પોતે સ્વર્ગનો રસ્તો બતાવી દે છે.

પુનમના ચંદ્રમાં અને ન્હાના તારાઓમાં જે છેટું છે તેના કરતાં જ્ઞાની ઉપાસક અને અજ્ઞાન ઉપાસકોમાં વિશેષ છેટું છે.

જ્ઞાનીની કલમને મ્હોડે જે શાહીનાં ટીપાં છે તે ધર્મને માટે કુરબાન કરવામાં આવતાં પ્રાણુ-શહિદનાં લોહીનાં ટીપાં કરતાં પણ વધારે પવિત્ર વસ્તુ છે.

જ્ઞાન મેળવવા માટે જેઓને ઘર છોડીને બહાર જવું પડે છે તે સ્વર્ગના રસ્તાનો મુસાફિર છે.

સ્ત્રી હો કે પુરૂષ હો પણ પ્રત્યેક મુસલમાનોએ વિદ્યા ચર્ચા કરવી એ કરવા જેવા ખાસ કામની અંદર ગણાય છે.

સર્વ પ્રયત્નો કરીને પણ વિદ્યા મેળવ. વિદ્યા એ ન્યાય અને અન્યાયનો ભેદ ખુલ્લી રીતે તોળી આપે છે. સ્વર્ગનો રસ્તો સુગમ કરી આપે છે. વિદ્યા એ જ્યાં કોઇ મિત્ર હોતો નથી ત્યાં મિત્ર રૂપ છે અને મરૂ ભૂમિમાં વિશ્વાસુ નોકર રૂપ છે. વિદ્યા એ સુખનું મૂળ છે અને દુઃખનું પરમ ઔષધ છે. જ્ઞાની માણસ જો દરિદ્ર હોય તો પણ આ લોકમાં રાજાની મિત્રતા મેળવે છે અને પરલોકમાં અનન્ત આનંદ મેળવવાનો અધિકારી થાય છે.

( ઇશ્વરની ) ઉપાસના કરવી એ વિશ્વાસુ માણસને માટે સાયુજ્ય ( મુક્તિ ) મેળવવા જેવું શ્રેષ્ટ કર્મ છે.

એકાંતમાં ઇશ્વરને યાદ કર; ભૂખ્યા રહેવું એજ ત્હારો ઉંચો ખોરાક છે, અને ઉપાસના એજ ત્હારો ઉત્કૃષ્ટ વિશ્રામ છે.

જો નમાજ બજાવતાં ( માણસનું ) હૃદય નમ્ર થાય નહિં તે નમાજ ઇશ્વરને કબુલ નથી.

ઉપાસના જો જીવને કુકર્મથી છોડાવે નહિં તે મસાલ હાથમાં રાખવા છતાં રસ્તો

ભૂલે છે. એવી ઉપાસના કરવાથી કોઇના પુન્યની વૃદ્ધિ થતી નથી. દરરોજ ફક્ત ઇશ્વર અને તેના પાપી આત્મા વચ્ચે વિરોધજ વધે છે.

શ્રેષ્ઠ જ્ઞાન-દાનનો ઝરો હૃદયમાં વહેતો હોય છે, તે જીભ વડે બહાર નિકળે છે, અને દુઃખીઓના હૃદયમાં પડેલા ઘા ઉપર અમૃતનો વરસાદ વર્ષાવે છે.

જે બીજાને આપીને ખાય છે અર્થાત્ ભીખારીને પાછો ફેરવતો નથી તેનું દાનજ શ્રેષ્ઠ કહેવાય છે.

ગુસ્સો બતાવવાનો વખત મળવા છતાં પણ જે ગુસ્સાને સમાવે છે તેને ઇશ્વર ઇનામ આપશે.

માણસને જે એકાએક ફેંકી દઇ શકે છે તે બળવાન નથી. જે ગુસ્સાને ફેંકી દઈ શકે છે ( સમાવી શકે છે ) તેજ બળવાન છે.

ઇશ્વરને યાદ કરી, જે માણસ ગુસ્સાને શાંત રીતે ગળામાં ઉતારી શકે છે તેના જેવો ભાગ્યશાળી બીજો કોઇ નથી. તેણે જે ઉંચામાં ઉચુ શરબત પીધું છે તેવું આ જગતમાં બીજું કોઈ પી શકતું નથી.

એક વેશ્યા એક કુવાની નજીક થઇને જતી હતી. તે વખતે તેણીએ એક તરસ્યા કુતરાને જોયો. તેની જીભ તરસ વડે ઘણી હાલતી હતી. વેશ્યાને કુતરાની દયા આવી. સ્ત્રીના પાસે કાંઇ વાસણ ન હતું છતાં તેણે પોતાના ઓઢેલા કપડા વડે, ઇજારના નાડાના છેડા બાંધી કુવામાંથી પાણી કાઢયું અને તરસ્યા કુતરાને પાણી પાઇ તેની તરસ મટાડી. માત્ર આ એકજ દયાનાં કારણથી તેની જીંદગીનાં સર્વ કલંકો ધોવાઇ ગયા હતાં.

પારકાને દુઃખ આપવા માટે જે માણસ બીજાની મદદ માંગવાનું સાહસ કરે છે તેની સાથે મ્હારો સંબંધ નથી. પોતાના જાત ભાઇઓને અન્યાયની લડાઇમાં ગુંથાયલા જોવા છતાં પણ જેઓ પોતાના જાત ભાઇઓના પક્ષમાં ભળી યુદ્ધ કરે છે તેની સાથે મ્હારો કાંઈ સંબંધ નથી. અન્યાય સ્થાપવા જતાં, અધર્મની લડાઈમાં જેઓ પ્રાણ ગુમાવે છે, હ. મહમ્મદ સાહેબ તેઓને પોતાના ટોળામાંના છે એવું ગણશે. નહિ.

તમે મારૂં ગેરવ્યાજબી ગૌરવ વધારશો નહિં. ક્રીસ્તીઓ જેમ મેરીના પુત્ર ઇસુને " ઇશ્વરનો એકજ પુત્ર " એટલુંજ નહિ પણ " ખુદ ઇશ્વર " કહે છે તેમ કહેશો નહિ. હું ઇશ્વરનો ફક્ત નોકર છું, મ્હને ત્હેનો નોકર કહેજો. ઇશ્વરનો દૂત કહેજો.

પહેલી અને બીજી આંગળીમાં જેમ વધારે છેટું નથી તેમજ સ્વર્ગમાં પણ હમેશાં દુઃખ પામતી અને પોતાનાં બાળકોનું પાલન પોષણ કરતી વિધવા સાથે મારા માનને કાંઇ વિશેષ છેટું નથી ( અર્થાત્ જુદાઈ રહેશે નહિં. ) તે કયી વિધવા છે તે તમે જાણો છો ? જે એક દિવસ પરમ સુંદર હતી, અને છેવટે, તેણીએ પોતાના સુખ, સ્વતંત્રતા અને સમસ્ત સૌંદર્યને તુચ્છ ગણીને માત્ર પોતાનાં બાળકોનું પાલન કરવાનીજ મેહેનત કરવામાં પોતાના દેહનો ત્યાગ કર્યો છે તેવી વિધવા.

ઐશ્વર્યનો બોજો જેની ખાંધ ઉપર છે તેને સ્વર્ગની સુસ્કેલી ભરેલી નિસરણી ભાંગી નાંખવાનું મુસ્કિલ છે.

ભિક્ષાના દરવાજામાં જેણે માથું ખોસ્યું છે તેને દરિદ્રતાના દરવાજામાં પહોંચના વિલંબ નથી.

જે માણસ વ્યભિચારી છે તેને ધર્મ છોડી દે છે. તેથીજ કહેવામાં આવે છે કે જી-

દગી સુધી ધર્મને છોડવો નહિં. નઠારો રસ્તો છોડીને સારે રસ્તે જવાથી ( એટલે જીતેન્દ્રિય થવાથી ) ધર્મ પાછો ફરી આવશે.

ઇમાનનાં ત્રણ લક્ષણ છે. પહેલું:—જે અદ્વૈત ઇશ્વરને કબુલ કરે છે તેને દુઃખ દેવું નહિં, બીજું:—એકાદ દુર્બળતાને માટે કોઇને અધર્મી કહેવો નહિં, ત્રીજું:—ફક્ત એકજ નઠારું કામને માટે કોઇને પણ ન્યાત બહાર કાઢવો નહિ.

જે વ્યભિચાર કરે છે, જે દારૂ પીએ છે, જે પારકી વસ્તુ હરણ કરે છે, જે લુંટારો છે અને જે વિશ્વાસઘાતી છે તે કદી પણ મુમિન્ ( વિશ્વાસુ ) ના નામને લાયક થઇ શકતો નથી. સાવચેત ! સાવચેત ! !

જે ઇશ્વરમાં મસ્ત અને પરલોકમા વિશ્વાસુ છે, તેનાથી બને તો સારી વાતોની ચર્ચા કરવી અને તેમ ના બને તો ચુપ થઇને બેસી રહેવું.

આત્માના જયને માટે જે પ્રકારનું યુદ્ધ કરવાનો ઉદ્યમ છે તેજ જગતમાં ઉંચામાં ઉંચુ જેહાદ કહેવાય છે.

આખું વરસ પવિત્ર અલ્લાહનું ( ફક્ત મોઢેથી બતાવવા માટે ) નામ લેવું તેના કરતાં એક જ પહોર તે પવિત્ર અલ્લાહનું ધ્યાન અને ધારણા કરવી એજ ભલું કરનાર છે.

જે બીજા જીવો તરફ દયાળુ છે તેના ઉપર ખુદા પ્રસન્ન રહે છે. માણસ સારો હોય કે નઠારો હોય તો પણ તેના ઉપર દયા બતાવવામાં કંજુસાઈ કરવી નહિં. નઠારા માણસ તરફ પણ સારી રીતે વર્તવું એજ માણસને ભલે રસ્તે દોરી જનાર ઉપાય છે, એનાથી વધારે કેળવણી બીજી શી ?

અનાથ ( યતીમ ) બાળકોને જે મકાનમાં આશ્રય મળે છે તેજ સારા મુસલમાનનું મકાન છે, અને જે ઠેકાણે અનાથનું અપમાન, તે મુસલમાનનું મકાન હોવા છતાં અવિશ્વાસુ, પરધર્મીને પણ રહેવા લાયક નથી. ( તો પછી મુસલમાનને રહેવા લાયક તો હોયજ ક્યાંથી ? )

નમ્રતાપૂર્વકની વર્તણુક એ ગૃહસ્થોને માટે-પિતાનો-ઉંચામાં ઉંચો વારસો છે. જે પિતાએ પુત્રને નમ્રતા ભરેલી-એક ગૃહસ્થને શોભે એવી વર્તણુક-શીખવી છે તેણે પુત્રને ઉત્તમ વિષયનો વારસ બનાવ્યો છે.

મુખ્ય દરવાજામાં થઇને જેઓને સ્વર્ગમાં જવું હોય તેઓએ પોતાના માતાપિતાને સંપૂર્ણ સંતોષ આપવા જેવાં કામો કરવાં.

પિતા અથવા માતા, કદાચ છોકરાઓનું અહિત પણ કરી શકે છતાં તેઓની સેવા-માવજત-સંભાળ કરવી એજ સંતાનોનું અવશ્ય કર્તવ્ય છે.

પિતાને સંતોષ આપવાથી ઇશ્વર સંતોષ પામે છે. પિતાને અસંતોષ આપવાથી ઇશ્વરના ક્રોધરૂપી અગ્નિમાં ઉલટાં લાકડાં પુરાય છે.*

માણસના મરી ગયા પછી તેના દોષ જણાવવા નહિં.

મ્હેં ( ઇશ્વરની ) પરમ જ્યોતિ ( પ્રકાશ ) નાં દર્શન કર્યા છે, એ જ્યોતિમાંજ મ્હારું રહેઠાણ છે. ( ધન્ય છે પરમ પવિત્ર હજરત મહમ્મદ પેગંબર સાહેબ આપને ! )

ચા. રા. મ્હેતા.

---

* મહાન્ પવિત્ર હજરત મહમ્મદ પેગંબર સાહેબનો આ ઉપદેશ દરેક મુસલમાન બાન્ધવોએ ડગલે ડગલે પાળવો જોઇએ. જે પાળે તેનો ધર્મ. લેખક.

# હિમાલયમાં આવેલ દિવ્ય સિદ્ધાશ્રમ* !

गंगा पापं शशी तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापंच दैन्यंच सद्यः साधु समागमः ॥



હિમાચલ પર્વતને નગાધિરાજની ઉપમા આપવામાં આવી છે તે સુયોગ્ય જ છે. આ અનંત રત્ન પ્રભવ હિમગિરિરાજનું જેટલું વર્ણન કરવામાં આવ તેટલું અપૂર્ણજ થઈ પડશે; ચમત્કારની બરોબરીમાં તો એ આખા જગતમાં એક દૈવી ચત્મકૃતિવત્ જ છે. આ મહાન ગિરિરાજમાં જે અનેક નૈસર્ગિક અને દૈવી ચમત્કૃતિ રહી છે એનું સંપૂર્ણવર્ણન કદીપણ થઈ શકે તેમ નથી, તો પણ બુદ્ધિ ચાતુર્યના બળ ઉપર આધાર રાખી જગતના અનેક સંશોધક પુરૂષોએ તેના અપૂર્વ ચમત્કારોનો શોધ કરવા સતત પ્રયાસ આરંભ્યો છે. હાલજ વર્તમાન પત્રમાં વાંચવામાં આવ્યું હતું કે વિમાનો વડે હિમાચલની સંપૂર્ણ મુસાફરી કરવા એક યોજના તૈયાર થઇ છે. ગમે તેમ હો, પ. હિમાચલની આ દૈવી ચમત્કૃતિ પૂર્ણપણે પ્રકટ થવાને હજી કેટલા સૈકાઓ વિતશે એ કલ્પી શકાય તેમ નથી. હિમાલયનાં હિમાચ્છાદિત શૈલ શિખર પર અનંત પ્રકારની દિવ્ય વનૌષધીઓ, અસંખ્ય વનપશુઓ અને બહુ વિધ સૃષ્ટી ચમત્કારો જોવામાં આવે છે એટલુંજ નહિ પણ **તેના અતિ ઉચ્ચ ભાગપર અનેક તપસ્વી યોગિઓના ગુપ્ત આશ્રમ હોઈ ત્યાં અનેક પ્રાચીન ઋષિવરો નિવાસ કરે છે એવું કહેવાય છે. આવા દિવ્ય આશ્રમનાં દર્શન સામાન્ય મનુષ્યોને તો દુર્લભજ થઇ પડે છે,** તથાપિ એક સંત હૃદયના મહાન પ્રયાસથી તે સુયોગ પ્રાપ્ત થયો છે. એ સંત મહાત્માશ્રીએ આવા એક દિવ્ય સિદ્ધાશ્રમનાં હિમાલયમાં જઈ જાતે દર્શન કર્યાં છે, અને તેની જે વિગત પ્રકાશમાં આપી છે તે સહૃદય જીજ્ઞાસુ વાચકો સન્મુખ રજુ કરતાં આનંદ થાય છે.

હિમાલય પર્વતના અતિ ઉચ્ચ ભાગ પર પ્રવાસ કરવો ઘણોજ મુશ્કિલ છે. હિંદુ યાત્રાળુઓ હરિદ્વાર, બદ્રિનારાયણ અને ગંગોત્રી પર્યંત જાય છે, પરંતુ એથી આગળના પ્રદેશમાં તેઓ ગતિ કરી શકતા નથી, કારણ કે સર્વ પ્રદેશ કેવળ બરફમય હોવાથી તેમને અટકી જવુંજ પડે છે. આ ગંગોત્રીના મધ્ય પ્રદેશમા પણ કેટલાક દૈવી મનુષ્ય અને યોગીઓ નિવાસ કરે છે. પરંતુ જે સિદ્ધાશ્રમ સંબંધી ઉપર નિર્દેશ કરવામાં આવેલ છે, તે સિદ્ધાશ્રમ ગંગોત્રીનાં શિખરોથી પણ આગળ હોવાથી તેનું દર્શન કરવાના સમાચાર અદ્યાપિ પર્યંત કોઇપણ તરફથી મળ્યા નહોતા; પરંતુ બંગાળ પ્રાંતના શ્રીયુત્ બાબુ પ્રમોદનાથ મુકરજી નામક એક વિદ્વાન સદ્ગ્રહસ્થે સર્વ સંગ પરિત્યાગ કરી, હિમાલય પરના આવા દિવ્ય ઋષિવરોનાં દર્શન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. શરૂઆતમાં કેટલાક કાર-

* સંતાચે. ગ્રોવ નામના મરાઠી પત્રમાંથી ગુજરાતી અનુવાદ.

ણુસર તેમનું મન સંસાર સંતાપથી નિવૃત્ત થયું અને તેમને સત્સંગની લાલસા ઉ.
થઇ. પ્રથમતઃ તેમણે હિમાલયથી આવતા જતા સાધુ સન્યાસીઓનાં દર્શન કરી તે
દ્વારા હિમાલયમાં કોઇ દિવ્ય યોગી ઋષિવરોની તપાસ આતુર હૃદયે કરવા માંડી.
આતુર હૃદયે અને હૃદયની ખરી પવિત્ર ભાવનાપૂર્વક તપાસ કરતાં તેમના
આવ્યું કે હિમાલયનાં કાંચન ગંગા અને ધવલગિરિ શિખરો મધ્યે એક દિવ્ય સિદ્ધા
છે અને ત્યાં અનેક તપોનિમગ્ન યોગીજનો રહે છે, આ હકિગતે સાંભળતાં વારજ બાબુ
પ્રમોદનાથે કેટલાક પ્રવાસી સાથે સિદ્ધાશ્રમ તરફ જવાનો નિશ્ચય કર્યો.

હિમાલયની નીચેના પ્રદેશમાં સિક્કિમ અને ભૂતાન એ બે સંસ્થાનોની હદ ઉપર મોટો બજાર ભરાય છે. આ બજારમાં દરવર્ષ કાર્તક અને ફાગણ મહીનામાં હિમાલયનાં શિખ ઉપર રહેવાવાળા યોગી લોકો ચોખા અને ઘીની ખરીદી કરવા આવે છે, એવી ખબર બાબુશ્રીને મળતાં એ પ્રસંગે ત્યાં નિવાસ કરી જ્યારે યોગીજનો ખરીદી કરી પાછા વળે ત્યારે તેમની સાથે આગળ પ્રવાસ લંબાવવાનો વિચાર રાખ્યો. આ બજારમાં તાંદુલ અને ઘીની યજ્ઞ હોમાર્થે ખરીદી કરવા આવનાર આ દિવ્ય યોગીજનો ખરીદી કરી પાછા વળતી વખતે પાંચ છ ગાઉની મજલ એટલી ત્વરાથી ગતિ કરે છે કે સામાન્ય મનુષ્ય ગમે તેવો સશક્ત કે બળવાન હોય તે દોડીને પણ તેમના વેગને પહોંચી શકે નહિજ અને રસ્તો ચૂકી જાય એટલી તેમની ઝડપ હોય છે! એક વખત હિમગિરિસ્થિત ઉપરોક્ત—યોગીજનોએ બજારમાંથી યજ્ઞ સામગ્રી ખરીદી કે તુરતજ ત્વરિત ગતિથી પ્રયાણ કર્યું અને તે પણ દૈવી ઝડપે! તેમની સાથે જવા તત્પર થયેલા બાબુશ્રીએ પણ હૃદયના આતુરભાવથી શ્રી હરિનું સ્મરણ કરી પ્રયાણ કર્યું. યોગીજનોએ પુષ્કળ ત્વરા કરી રસ્તો ચૂકાવવા અનેક પ્રયત્નો કર્યા પણ બાબુશ્રી પ્રમોદનાથ અને એક સન્યાસીએ તેમની પૂઠ છોડી નહીં!

એ બજારથી ૩૭ મૈલ પર્યંત તો મનુષ્ય વસ્તીનાં કિંચિત્ ચિન્હો હોવાનું દ્રષ્ટી ગોચર થાય છે, પણ આગળનો સર્વ પ્રદેશ કેવળ બરફમય હોય છે, અને તેથી આગળનો પ્રદેશ તો એટલો ઘન બરફમય અને ગૌર વર્ણ ધવલ-પ્રદેશ જણાય છે કે દ્રષ્ટી સન્મુખ કેવળ મેઘાચ્છાદિત નીલ વર્ણજ જણાયા કરે છે! બધો રસ્તો અત્યંત વિકટ અને ઠેકાણે ઠેકાણે અનેક જલ પ્રવાહોથી વ્યાપ્ત હોવાથી તે પસાર કરવો અતિ કઠીન થઇ પડે છે. યોગીજનોને આવા પ્રદેશમાંથી ગતિ કરવાની શક્તિ અને માહિતી હોવાથી તેઓ જ આવા માર્ગે પ્રયાણ કરી શકે! થંડી એટલી બધી પડે છે કે વારંવાર ઝાંખરાં પાંદડાં જે મળી આવે તે બાળી ગરમી સાચવવા ધુણી કરવી પડે છે. તેઓ રાત્રે મોટાં મોટાં ઝાડ નીચે વિશ્રાંતિ લેછે, અને નીચે પડેલાં સુકાં વૃક્ષ, ડાળાં એકઠાં કરી ધુણી ચેતાવી ગરમી કાયમ રાખે છે. રસ્તે એમને બે ત્રણ મ્હોટા જલ પ્રવાહ ઉતરવા પડયા અને એ માટે લાકડાંની નૌકા જેવો આધાર જાતે બનાવીને ઉતરવાની મદદ લેવી પડી; આ પ્રમાણે આ યોગીજનો પાંચ રાત્રી અને પાંચ દિવસનો સતત પ્રવાસ પૂર્ણ કરી મંદાકિનિ નામના પ્રવાહ પાસે આવ્યા. આ પ્રવાહને સામે તીર આ દિવ્ય સિદ્ધાશ્રમ આવેલો છે. આ આશ્રમમાં પર્ણકુટીકા જેવું કાંઇજ નથી. આ સ્થળ મેઘ મંડળથી પણ ઉચ્ચ સ્થાને આવેલું હોવાથી ત્યાં વરસાદની બીલકુલ ધાસ્તી નથી. અહીં યોગીજનો કોઇ વૃક્ષ નીચે રહે છે, કોઇ અષ્ટાગ્નિકુંડ પાસે રહે છે. અને કોઇ કોઇ યોગીજન તો અષ્ટાગ્નિ કુંડમાંજ નિવાસ કરે છે! આ અષ્ટાગ્નિકુંડ સતત સર્વ કાળ પ્રજ્વલિત રહે છે, અને તેમાંથી પવિત્ર ધુમ્ર પ્રસર્યા કરે છે.

આ આશ્રમની મધ્ય ભાગે એક નૈસર્ગિક શિલામય મંડપ બનેલો હોઇ તેમાં દેવનાગરી લીપીમાં લખાયેલા હજારો પ્રાચીન મહાદુર્લભ સંસ્કૃત ગ્રંથ ભંડાર છે. આ પર્વત શિખર ઉપર જે અનેક અમૂલ્ય વનૌષધી છે તેમાં सोमवल्लि પણ છે, તેનાં પાન સોપારીનાં પાન પ્રમાણે હોઈ તેનો રસ બિલકુલ માદક હોતો નથી, પણ સોમવલ્લિ રસનું પાન જો કોઇ શુદ્ધ હૃદયના બ્રહ્મનિષ્ટ કરે તો તેથી ચિત્તોત્સાહ વધી પૂજ્ય કર્મ ઉત્તમ પ્રકારે સિદ્ધ થઇ શકે છે, અને મનને અનેરો આનંદ રસનો અનુભવ થાય છે તેથીજ અધ્યાત્મ સિદ્ધિ કરવાવાળા સિદ્ધ યોગીજનો અને આપણા પ્રાચીન ઋષિવરો, આપણા યજ્ઞ યાગાદિ કર્મ-નિષ્ટ અગ્નિ હોત્રીઓ सोमवल्लि ની આટલી બધી સ્તુતિ કરે છે, એ શીવાય એના વૈદ્યકિય ગુણ એટલા બધા દિવ્ય અને અલૌકિક છે કે સામાન્ય રીતે એવી અદ્દભુત વાતો કપોળ કલ્પનામાજ ગણાય છતાં આયુર્વેદ શાસ્ત્ર પણ सोमवल्लि રસાયનની દિવ્યતા દૈવિ સ્વરે ગાય છે. આ ઉપરાંત हरितकी ( હરડે ) आम्लकि ( આમળાં ) વગેરે અનેક ફળો થાય છે, અને યોગિજનો તેનો અહાર પણ કરે છે કેટલાક યોગિ જનો કેવળ મંદાકિનિના નિર્મળ જળનુંજ પાન કરે છે ! અને કેટલાક યોગિજનો કેવળ વાયુ ભક્ષણ કરી જીવન નિભાવે છે ! ધન્ય છે ! અતિ અદ્દભુત છે પ્રભુ પરાયણ આર્ય ઋષિવરોનું દિવ્ય જીવન !

આશ્રમવાસી યોગિજનો પ્રાતઃકાળે મંદાકિનિના જળ પ્રવાહમાં સ્નાન કરી નિત્યકૃત્યમાં લાગી જાય છે. તેમનાં યજ્ઞ યાગાદિ અને યોગ, ધ્યાન, ધારણા, સમાધિ આદિ સર્વ કાર્ય નિયમ પૂર્વક સતત ચાલુજ હોય છે. આ આશ્રમમાં સુમારે ૯૭ યોગિ રહે છે બાબુશ્રી ત્યાં અતિ કષ્ટે જઈ પહોંચ્યા પરંતુ આ પવિત્ર આશ્રમમાં તેમનો પ્રવેશ થયો નહીં; આશ્રમવાસી યોગિજનો તરફથી તેમને સૂચવવામાં આવ્યું કે કેવળ આશ્રમમાં પ્રવેશ કરવા ખાતર તેમણે પંચાગ્નિ પ્રાયશ્ચિત કરી શુદ્ધ થવું જોઇએ. આવા કઠિન પ્રાયશ્ચિતની તેમણે સંમતિ આપી અને મુનિવરોએ તેમને મૃગ ચર્મપર બેસાડી તેમનાથી એક હાથ હાથને અંતરે સિદ્ધ કરેલો અગ્નિ પ્રકટ કર્યો અને તેમાં તેમને ૬૧ દિવસ રાખ્યા પછી પૂર્ણ પાવન થયા પછી દિક્ષા આપી આશ્રમમાં આવવા રજા આપવામાં આવી.

પછીથી એ સાધુ તેમને આશ્રમથી થોડા અંતરપર એક પુણ્ય સ્થાને લઈ ગયા. ત્યાં પદ્માસન સ્થિત બે दिव्य योगि તેમની દૃષ્ટીએ પડયા. તે અતિશય પ્રચંડ અને ભવ્ય પુરૂષ હતા. આ ઉભય મહાત્મા આ દિવ્ય સિદ્ધાશ્રમની પૂણ્ય मूर्ति હતા. તેઓ કેવળ સમાધિમાંજ લીન રહે છે, કદાપિ જાગૃતાવસ્થામા આવતા નથી તોપણ તેની આંતર પ્રેરણા વડે સર્વ વ્યવસ્થા ચાલે છે ! આ दिव्य योगी અતિ પ્રાચીન કાળથી છે. दिव्य योगीઓએ કુરૂક્ષેત્રનો રણ સંગ્રામ પણ જોયો છે ! આવા પ્રાચીન અતિ અદ્દભુત અને दिव्य महर्षिની, આટલા પરિશ્રમે મૃત્યુ લોકના માનવીઓ સમક્ષ આવી દિવ્ય હકીકત રજુ કરવા માટે શ્રીમાન બાબુશ્રીને અનેક ધન્યવાદ ઘટે છે ! અનંતવાર નમસ્કાર હો ! નમસ્કાર હો ! દિવ્ય હિમગિરિરાજ ! અને અનંતવાર સાષ્ટાંગ દંડવત હો હિમગિરિના દિવ્ય યોગિ સમુદાયને ! પ્રભો ! અમો મનુષ્ય લોકનાં માનવી, આપની દિવ્યતા, મહત્તા ન સમજી શકીએ અને તેથી આ અનુવાદમાં રહેલી ક્ષતિને દૂર કરી સત્ય ઘટના જન પ્રદેશના હૃદયમાં સ્થિત થાવ ! ૐ हरि गुरु सन्तकी जय !

ली. सन्त चरणरज
वैद्य वलवंतराम झवेरीलाल.
कीमस्टेशन.
ગુજરાત આરોગ્ય શાળા.

# गुरु अने ईश्वर.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वर ।
गुरुसाक्षात् पर ब्रह्म, तस्मै श्रीगुरवेनमः ॥



હિન્દુ માત્રના મન ઉપર એવા સંસ્કાર દ્રઢીભૂત થયા છે કે ગુરુ એજ ઇશ્વર છે. ગુરુ અને ઇશ્વરમાં ભિન્નતા નથી. ગુરૂનાં દર્શન થયાં એટલે સાક્ષાત્ ભગવાનનાં દર્શન થવા જેટલો તેમને સંતોષ વળે છે. જે દિવસે ગુરૂદેવનાં પવિત્ર ચરણ હ્ય શિષ્યના ઘરમાં પધારે છે તે દિવસે આસ્તિક શિષ્યના આનંદનો પાર રહેતો નથી. તે દિવસે તેને બીજાું કાંઇ આહ્નિક કે પૂજન આદિ કર્મ કરવાનું રહેતું નથી. ગુરૂદેવ રૂપી સાક્ષાત ઇશ્વરનાં દર્શન થયા પછી શિષ્યને આહ્નિક, પૂજાદિ નિયમનું પ્રયોજન હોય જ ક્યાંથી ? ગુરૂ એજ હિંદુઓના સમસ્ત ઇચ્છિત ફળદાતા છે. ગુરૂ એજ ઇશ્વર છે, એવા સંસ્કારથી યુક્ત થઇનેજ પ્રત્યેક હિંદુ જન્મ ધારણ કરે છે એમ કહેવું અતિશયોક્તિ ભરેલું નથી. પરંતુ પાશ્ચાત્ય વિદ્યાની કેવી ભયંકર શક્તિ છે ! સાઠ પોણોસો વર્ષથી પાશ્ચાત્યવિજ્ઞાન અને શિક્ષા આપણા દેશમાં પ્રવર્ત્તે છે. એટલા અલ્પકાળમાં આપણા સનાતન સંસ્કારો કેવી રીતે બદલાઇ ગયા છે ? તેનો વિચાર કરતાં આપણને વિસ્મિત અને દિલગીર થવું પડે છે ! પાશ્ચાત્ય વિદ્વાનોએ તેમના ગ્રન્થોમાં સિદ્ધાન્ત કર્યો છે કેઃ " મનુષ્ય કદી પણ ઇશ્વર થઇ શકતો નથી. મનુષ્ય ગમે તેવો જ્ઞાની, બુદ્ધિ સમ્પન્ન, ત્યાગી વિરાગી હોય તો પણ તેને ઇશ્વર માની પૂજા કરવાથી અને ઇશ્વિર સમાન માન આપવાથી ઇશ્વરનું અપમાન કરવા જેવું થાય છે ! વળી જેઓ મનુષ્યને ઇશ્વિરના આસન ઉપર સ્થાપી તેનું પૂજન અને સન્માન કરે છે તેઓ તદ્દન મૂર્ખ, જંગલી, અસભ્ય અને અન્ધ વિશ્વાસુજ છે !" પાશ્ચાત્યોના એ અભિપ્રાય પ્રમાણે તો જેઓ ધાર્મિક, પવિત્ર, ચરિત્રવાન, સ્વાર્થત્યાગી, અને પ્રેમી છે તેજ " આદર્શ-મનુષ્ય " થવા યોગ્ય અને તેનું સન્માન કરી તેના પ્રત્યે ભક્તિ શ્રદ્ધા દર્શાવવા સર્વ મનુષ્યો બંધાયલા છે. પરંતુ હૃદયમાં તેમને ઇશ્વરનું સ્થાન દેવું યોગ્ય નથી અને દઇ શકાય પણ નહિં તેમના અભિપ્રાય પ્રમાણે. " તમે તમારા ઉપદેશક અથવા ગુરૂની સેવા સુશ્રુષા કરી શકો અને તેના પ્રત્યે ભક્તિ શ્રદ્ધા દર્શાવી શકો પરંતુ તમારૂં મન પ્રાણ કે જે કેવળ એક માત્ર ઇશ્વરનેજ અર્પણ કરી શકાય, તે તમારા ગુરૂને તમે અર્પણ કરી શકો ના ! જો તેમ કરશો તો પણ ઇશ્વિર-સાધના તમારાથી થઇ શકશે નહિં. તમારા ગુરૂ એ તમારાજ જેવા, ઇશ્વરે રચેલા એક મનુષ્ય પ્રાણી છે. ઇશ્વરે રચેલા પદાર્થની પૂજા કરવાથી જગતકર્ત્તાની પૂજા થઇ કહેવાય કે ?" પાશ્ચાત્ય વિદ્વાનોનો એ અભિપ્રાય અને ઉપદેશ ધીમેધીમે આ દેશના કેળવાયલા મનુષ્યોના હૃદયમાં પ્રવેશ થવા પામ્યો છે અને આપણા દેશના યુવકોના મનમાં ( મ્હોટે ભાગે ગ્રેજ્યુએટોના મનમાં ) " ગુરૂ

એ ઈશ્વર " હોઈ શકે કે નહિં એ સંબંધી વિષમ સંદેહ ઉપસ્થિત કર્યો છે ! શાન્ત જળમાં પત્થર પડતાં તેમા જેમ હજારો કુંડાળાં વળે છે તેમ શ્રદ્ધાળુ હૃદયમાં અનેક શંકાઓ ઉત્પન્ન થતાં માનવ ચિત્ત વિહ્વળ થઇ ગયું છે ! હિંદના યુવકો, ભવિષ્યના નેતાઓ, નાગરિકો અને દેશના શિક્ષકોનાં મન શંકાગ્રસ્ત થઇ ગયાં છે ! આજકાલ તો ઘરમાં કુલગુરૂ, ( ગોરદેવના ) પધારવાથી જાણે ભગવત્ દર્શન થયાં હોય તેટલો આનંદ કેટલા મનુષ્યોને થાય છે ? અમે તે કહી શકીશું નહિ ! વાંચકોનું મનજ તેમને ઉત્તર આપી દેશે તોપણ અનેક મનુષ્યો આનંદ પામવાને બદલે ગુસ્સે ભરાય છે અને તેમના આવવાથી નારાજ થતા જણાયા છે ! એ તો અમે જાણીએ છીએ અને સ્વ ચક્ષુએ જોયું પણ છે ! ઘણા યુવકો, ગ્રેજ્યુએટો તો જાણે પાશ્ચાત્ય વિદ્યાને પ્રતાપે સર્વવિદ્યાસમ્પન્ન થઇ ગયા હોય તેમ બિચારા ગુરૂદેવની હાસ્ય મશ્કરી કરવા પણ ચૂકતા નથી ! ત્યારે વિચાર થાય છે કેઃ શું આપણા પ્રાચીન ઋષિમુનિયોએ આપણને ગુરૂ પૂજા તે ઇશ્વર પૂજા, અને ગુરૂદર્શન તે સાક્ષાત્ ઇશ્વર દર્શન, એ બન્ને એકજ છે, વગેરે અમૃતમય ઉપદેશ દીધો છે તે ઉપદેશ કરવામાં કાંઇપણ સત્ય નથી ? શું એ મહાત્માઓનો ઉપદેશ ભ્રમાત્મક છે ? એ શંકાએ એક સમય આપણા હૃદયને તદ્દન હચમચાવી મૂકયું હતું અને તે શંકારૂપી વૃશ્ચિકદંશથી આપણે અધીર થઇ અનેક વિદ્વાનોની સહાયતા લીધી હતી, પરંતુ કહેતાં લજ્જા ઉપજે છે કેઃ તેમણે આપણી શંકામાં વિશેષ વૃદ્ધિ કરી દીધી આપણી શંકા ટાળવાને બદલે ઉલટી દૃઢ કરી દીધી ! તેમના લાંબા લાંબા શ્લોકો, ટીકા, ટીપ્પણીઓ અને ભાષ્ય વાંચતાં અમારૂં મસ્તક વિકલ થઈ ગયું ! અમને તેમાં કશી સમજણ જ પડતી નથી ! ઉલટું અમારી અસ્થિરતા અને ચિત્ત ચાંચલ્ય અધિક વૃદ્ધિ પામ્યું હતું. ગમે તેમ હો, અને તે કલિયુગાવતાર ભગવાન શ્રીરામકૃષ્ણદેવનું સમગ્ર જીવન ચરિત્ર શાન્ત ચિત્તે વાંચ્યું. તેમનાં ઉપદેશ વચનોનો સારી પેઠે અભ્યાસ, મનન અને નિદિધ્યાસન કર્યું અને એ આદર્શ ગુરૂદેવના સાચા ત્યાગી, વિરાગી, કામિની-કાંચનથી વિરક્ત,વિદ્યાબુદ્ધિ સમ્પન્ન,ધર્મ નિષ્ઠ શિષ્ય યોગેશ્વર સ્વામી વિવેકાનંદજીનું જીવન, તેમનો પત્ર વ્યવહાર, તેમનાં ભાષણો વગેરે લક્ષ્યપૂર્વક વાંચ્યાં, તેમજ રામકૃષ્ણદેવના અન્ય શિષ્યોનાં જીવન ચરિત્રો, રામકૃષ્ણમિસન નિવાસી સન્યાસીઓ દ્વારા થતું પરોપકાર કાર્ય નિહાળી અમારા મનનો સંદેહ જાણે છિન્નભિન્ન થઇ ગયો. હવે તો તે મોહજાળમાંથી મુક્તિ પ્રાપ્ત કરી અંગ્રેજી વિદ્યા સમ્પન્ન મિત્રોનો ઉપરોક્ત અભિપ્રાય જાણ્યા પછી તે સંબંધી કાંઇક ખુલાસો કરવાની ધારણા હતી. એટલામાં ભગવાનશ્રી રામકૃષ્ણદેવ અને સ્વામી વિવેકાનંદજી વગેરે પુસ્તકો અમારા વાંચવામાં આવ્યાં. એટલે અમારો સંદેહ સંપૂર્ણરૂપે દૂર થયો. " ગુરૂ અને ઇશ્વર " માં ભેદ છે કે નહિં એ પ્રશ્નનો ઉત્તર દેતાં પહેલાં એક પ્રશ્ન સ્વતઃ મનમાં ઉદય પામે છે. અને તે પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપવામાં આવે તો ગુરૂ અને ઇશ્વરમાં ભેદજ નથી એવું અનાયાસે સમજવામાં આવે. પ્રશ્ન એ છે કેઃ " ઇશ્વર પ્રાપ્તિનું પ્રયોજન શું ? " ઇશ્વર એ તો સર્વ શક્તિમાન છે, ઇશ્વરેજ સ્થાવર, જંગમ, સાગર, નદી, આકાશ, પાતાળ વગેરે ઉત્પન્ન કર્યાં છે. ઇશ્વર, એક ક્ષણમાં સૂર્યની ગતિ બંધ પાડી શકે, બ્રહ્માણ્ડને રસાતલમાં પહોંચાડી શકે, પૃથિવિ ઉપર જળજળાકાર ( પ્રલય ) કરી શકે એમ છે. એટલુંજ નહિ પણ માનવ મન ન ધારે તેવાં ભયંકર અને આશ્ચર્યકારક કાર્ય કરી ઇશ્વર સર્વને સ્તબ્ધ કરી શકે એમ છે ! શું તેજ કારણથી આપણે તેમના ભયંકર, અસીમ, માનવબુદ્ધિથી અતીત, અલૌકિક ક્રિયા કલાપાદિ

જોઇને તેમનું શરણ ગ્રહણ કરવા ઇચ્છીએ છીએ? તેમનો સાક્ષાત્કાર કરવા માટે આકુળ વ્યાકુળ થઇ આમતેમ ભટકીએ છીએ? કુરુક્ષેત્રના યુદ્ધમાં શ્રીકૃષ્ણ ભગવાનની વિરાટ મૂર્તિનાં દર્શન કરતી વખતે અર્જુને કહ્યું હતું કે: "હે ભગવન્! તમારી સહસ્ર ભુજા વિશ્વમૂર્તિનાં દર્શન કરી હું ભય પામ્યો છું. હું તો તમારી ચતુર્ભુજ શંખ, ચક્ર, ગદા, પદ્મધારી સુંદર મોરમુકુટયુક્ત મનોહર મૂર્તિનાં દર્શન કરવા તલસી રહ્યો છું. તમે મ્હને તે સુંદર મૂર્તિનાં દર્શન કરાવો. તેથીજ કહેવું પડે છે કે: ઇશ્વરના ષડ્ ઐશ્વર્ય પ્રત્યે માનવબુદ્ધિ આકૃષ્ટ થતી નથી. ત્યારે શું તેમણે આપણને જન્મ આપ્યો ?, આપણું લાલનપાલન કરે છે તેથી કૃતજ્ઞતાના ચિન્હ સ્વરૂપ આપણે ભગવાનની પૂજા કરીએ છીએ અને તેમનો સાક્ષાત્કાર કરવાનો યત્ન કરીએ છીએ? કદાપિ કોઈ કહે કે: "હા. તેજ કારણથી અમે ભગવાનને હ્રદયમાં ધારણ કરવાની ઇચ્છા રાખીએ છીએ." તો તેની સાથે એક મત થઇ શકાય એમ નથી. કારણ કે: જ્યારે ભગવાને પોતાનો કોઈ ગુપ્ત ઉદ્દેશ્ય પરિપૂર્ણ કરવા માટે અમને તેમણે પૃથિવિ ઉપર લાવી મૂક્યા છે તો પછી તે અમારૂં લાલન પાલન કરે એમાં આશ્ચર્ય શું? એટલાજ કારણને લીધે તેની દયા માની લઈ તેને જીવન, મન-પ્રાણ સમર્પણ કરવા વ્યગ્ર થઇએ શી રીતે? સાંભળ્યું છે કે: એક દિવસ દક્ષિણેશ્વર-કાલીમંદિરમાં કેટલાક પંજાબી લોકો શીખકાલીના દર્શન કરવા આવ્યા હતા. ભગવાન શ્રીરામકૃષ્ણદેવ તે સમયે તે સ્થાનમાં ઉપસ્થિત હતા. પંજાબી લોકો પરસ્પર ઇશ્વરની કૃપા સંબંધી કથોપકથન કરી રહ્યા હતા. એટલામાં પરમહંસદેવે પૂછ્યું કે: "ઇશ્વરની દયા તમે શી રીતે જાણી શક્યા?" પંજાબીઓએ કહ્યું: "કેમ મહારાજ! ઇશ્વરે તો આપણને અન્ન વસ્ત્ર આપ્યાં છે." પરમહંસદેવે ઉત્તર દીધો: "તે અન્ન વસ્ત્ર નહીં આપે તો કોઈ બીજો પાડોશી આપી જશે કે? તેમ છતાં કયા કારણથી ભગવાનનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા થાય છે? તે દયામય કરૂણામય છે, પ્રબળ પરાક્રાન્ત રાજરાજેશ્વર છે તેથી શું થયું? તેની સાથે અમારે સંબંધ શો? તે આપણને મુક્તિ આપશે, સાયુજ્ય, સાલોક્ય આપશે, સ્વર્ગમાં અપ્સરા કિન્નરી આપશે, એવા લોભને વશ થઇ, ઇશ્વરને શરણે જવું ઉચિત નથી. હું અને મ્હારા બંધુઓ એવી લાંચ લઇને ભગવાનનાં દર્શન કરવા ઇચ્છતા નથી. ત્યારે કયા કારણને લીધે આપણે ભગવાનનો સાક્ષાત્કાર કરવા ઇચ્છીએ છીએ?

મનુષ્ય માત્ર સુખ અને આનંદ શોધે છે, અને દુઃખના વિકાળ કાયામાંથી મુક્તિ પ્રાપ્ત કરવાનો યત્ન કરે છે, એ એક સ્વાભાવિક નિયમજ છે. જ્યારે પૃથિવિમાં કોઇ પણ વસ્તુથી સાચો આનંદ મળતો નથી, જ્યારે સમજી શકાય છે કે: પૃથિવિની ક્ષણભંગુર વસ્તુઓ ઉપર આસક્તિ રાખવાથી થોડા દિવસ પછી તેના ઉપર વૈરાગ્યજ ઉત્પન્ન થશે, પ્રત્યેક દ્રવ્ય-વસ્તુઓ, વિષયોમાંથી આનન્દ મળતો નથી, અને ઉલટું તે વસ્તુઓ-વિષયોના સેવનથી અન્તે ત્રાસ, ક્લેશ અને અગ્નિ જ્વાળાનોજ અનુભવ થાય છે ત્યારે તે જ્વાળાના હસ્તમાંથી મુક્તિ પામવાના હેતુથી એની મેળેજ ( ભયથી નહિં, કૃતજ્ઞતાથી નહિં, મોક્ષાદિના લોભથી નહિં ) મન-પ્રાણ આનન્દની ખાણ શોધે છે. ક્યાં છે તે આનન્દદાતા? ક્યાં છે તે શાન્તિ? અર્થાત્ શાન્તિના સમુદ્રની શોધમાં ગાંડા બની જઇ તે સચ્ચિદાનંદનો આશ્રય લઇએ છીએ. આપણે ભગવાનની આનન્દમયી મૂર્તિ પ્રત્યેજ આકર્ષાઇએ છીએ. તેમણે પોતાની આનન્દમય મૂર્તિમાંજ બ્રહ્માદિ દેવોને પણ મોહ પમાડી ગયા છે. તેમાંજ વિશ્વ દિવાનું બન્યું છે. તે આનન્દમય ભગવાનનો એકાંશ આનંદ ઉપભોગ કરવા માટેજ

ઋષિ મૂનિયોએ સેંકડો હજારો વર્ષ પર્યંત કઠોર તપશ્ચર્યા કરી હતી. એજ કારણથી પાંચ વર્ષના બાળક ધ્રુવજીએ ભયંકર વ્યાઘ્ર સિંહાદિના વિચરણ સ્થાન ગહન વનમાં કઠીન તપસ્યા કરી હતી. બાળક પ્રલ્હાદે પણ હાથીના પગ તળે અને અગ્નિમાં ભયંકર દુઃખ સહન કર્યાં હતાં. આપણે પણ તે આનંદમય ભગવાન પાસેથી એક કણિકા માત્ર આનંદ પ્રાપ્ત કરવાની ઇચ્છાથીજ ભગવત્ દર્શનની ઇચ્છા રાખીએ છીએ અને યત્ન કરીએ છીએ. ગુરૂદેવનું શરણ લેવાનું કારણ શું તે જોવા જતાં સમજાય છે કેઃ ગુરૂદેવે સાધનદ્વારા બ્રહ્માનંદ મેળવ્યો છે. તેથી જે કર્મ દ્વારા તે આનન્દમયની આનંદ કણિકા પ્રાપ્ત કરી શકીએ અને જે ઉપાયદ્વારા તે મનવાંચ્છના આપણે સિદ્ધ કરી શકીએ તેવાં કર્મ અને ઉપાયો જાણવા માટે મનુષ્ય માત્રને સદ્‌ગુરૂની આવશ્યકતા છે. ગુરૂદેવે તે આનંદ મેળવ્યો છે તેથીજ તેમને પ્રસન્ન કરવા જોઇએ. જે આનન્દ મેળવવા માટે ઇશ્વર પ્રાપ્તિની આશા રાખીએ છીએ તે આશા તૃપ્ત કરવા ગુરૂ સેવા, ગુરૂ પૂજા અને ગુરૂચર્યા દ્વારા આપણે પ્રથમ અધિકારી થવું જોઈએ, અને ગુરૂદેવની આનન્દમય મૂર્તિમાંજ સચ્ચિદાનંદ ભગવાનની આનન્દ-મૂર્તિનો અનુભવ-ઉપભોગ કરવો જોઇએ, તેમ થયા પછી ગુરૂ અને ઇશ્વરમાં કિંચિદ્ અંશે પણ ભેદ જોવામાં આવશે નહિં. વળી મન પ્રાણની એવી સ્થિતિ થાય છે ત્યારે પછી ગુરૂદેવ સિવાય અન્ય કોઇ તેના અંતરમાં પ્રવેશ કરી શકતું નથી. તે સમયે સાક્ષાત્ પંચમુખી શંકર ભગવાન પણ જો ત્યાં ઉપસ્થિત થાય તો તેનો પણ અસ્વિકાર કરવામાં આવે છે. આ સમયે કોઇ પ્રશ્ન કરશે કેઃ મનુષ્યને માત્ર ગુરૂનાં દર્શનથી જ્યારે એટલો બધો આનન્દ અનુભવ થાય છે ત્યારે ઇશ્વરની સેવા અને સાક્ષાત્કારથી તેને કોણ જાણે કેટલોએ અધિક આનન્દ થતો હશે? એનો ઉત્તર એજ છે કેઃ "કીડીને માત્ર સાકરનો એક કણ પૂરતો છે. તેને સાકરના પર્વતની આવશ્યકતા શી છે?" ગુરૂદેવના દર્શનથી અને તેમના પૂજનથી ભક્ત મન આનન્દ પરિપૂર્ણ થયા પછી વિશેષ આનન્દ ઉપભોગ કરવાની શક્તિ ક્યાંથી લાવે અથવા તે માટે સ્થાન ક્યાં? એજ કારણથી ગુરૂગીતામાં કહ્યું છે કેઃ "અજ્ઞાન તિમિરાન્ધસ્ય જ્ઞાનાંજન શલાકયા, ઉન્મીલિતં ચક્ષુર્યેન, તસ્મૈશ્રી ગુરવે નમઃ ॥ ગુરૂજ આપણા હૃદયમાંથી અજ્ઞાન અંધકાર દૂર કરી જ્ઞાનાંજન દ્વારા દિવ્ય ચક્ષુ કરી દે છે એટલે આપણે ઈશ્વરનાં દર્શન કરી અપાર આનંદ ભોગવીએ છીએ. તેથીજ ગુરૂ એજ ઇશ્વર અને ઇશ્વર એજ ગુરૂ છે. આવો બંધુઓ! આપણે તેજ ગુરૂદેવ ભગવાન શ્રીરામકૃષ્ણદેવનાં ચરણમાં નિત્યનિયમિત્ત અનેક કોટિ પ્રણામ કરી, તેમનું પૂજન અર્ચન કરી તેમનાં ચરણકમળનું ધ્યાન ધરીએ, અને ઇશ્વન-દર્શન સમાન સુખનો અનુભવ કરીએ. સત્ય છે કેઃ પરમહંસદેવનું શરીર પંચ ભૌતિક જગતમાંથી ચાલ્યું ગયું છે પરંતુ તેમની છબી આપણી દૃષ્ટિ સ્હામે છે. તેમનો અમરઆત્મા આપણો ત્યાગ કરી ગયો નથી. તેમનું ધ્યાન ધરો, તેમનું પૂજન કરો. તેમના ગુણનું સ્મરણ કરી સદાચારી થાઓ, તમારાં દુઃખ કષ્ટ તેમને નિવેદન કરો. અમારી ખાત્રી છે કેઃ તમને શાંતિ મળશે. તમારૂં કલ્યાણ થશે તમને અપાર આનંદ થશે.

ध्यान मूलं गुरोर्मूर्ति पूजामूलं गुरोपदं ।
मंत्र मूलं गुरोर्वाक्यं मोक्ष मूलं गुरुकृपा ॥

રામકૃષ્ણ ચરણાશ્રિત,
एक सेवक.

# શ્રીમદ્ શંકરાચાર્ય અને ઉગ્રભૈરવ।

( ૩ )



ભગવાનની લીલા કોણ કળી શકે છે! નરપિશાચ સ્વાર્થાંધ કાપાલિકને વિલંબ થવા લાગ્યો. ભગવાનેજ તેને ભૂલથાપ ખવાડવા માંડી. માત્ર તેને ભૂલાવામાં નાંખ્યો એટલુંજ નહિં પરંતુ ભગવાન આજે મહાવિપદ્ગ્રસ્ત ન હોય તેમ વિચારવા લાગ્યા કે શી રીતે આચાર્યદેવનું રક્ષણ કરવું? શંકર ભગવાનનું રક્ષણ તો અવશ્ય કરવું જોઇએ. એક તરફ શંકરાચાર્યજી સમાધિસ્થ સ્તબ્ધ, શાંત બેઠા છે. બીજી તરફ ઘોરકર્મ કરવાવાળો ઘાતકી કાપાલિક સ્વકાર્યમાં ગુંથાયો છે. કયે પ્રકારે આજે તેના કાર્યમાં વિઘ્ન નાંખવું? સાધુજનોનું રક્ષણ અને દુષ્ટોનું દમન એ જ ભગવાનની લીલા. ધર્મનો જય અને અધર્મનો ક્ષય એ જ પ્રભુની લીલા! જે કાર્ય જેવું હોય તેની તેની વ્યવસ્થા પણ કરવી જ જોઇએ. દક્ષયજ્ઞના વિનાશ માટે શંકર ભગવાનને કાને સમાચાર નિવેદન કરવા જોઇયે. યોગ્ય વ્યક્તિ ન હોય તો કેટલાંક કાર્ય થઈ શકે જ નહિં. તેથીજ ભગવાને સર્વત્ર શોધ કરી આચાર્ય દેવના પ્રિય શિષ્ય પદ્મપાદની એ કાર્ય માટે નિમણૂક કરી. તેમણે અત્યારે નિદ્રાવસ્થામાં પડેલા પદ્મપાદનું હૃદયચક્ર ફેરવી આપ્યું. જાણે કળના પૂતળાંની દોરી ખેંચી આપી! તેજ ક્ષણે ગુરૂભક્ત પદ્મપાદ જાણે સ્વપ્ન જોવા લાગ્યો કે: તેના પ્રાણથી અધિક પ્રિય ગુરૂદેવ શંકરાચાર્યજી ઘોર વેગળે અરણ્યમાં સમાધિસ્થ થયા છે, સ્હામે સ્થાપન કરેલા ભૈરવ દેવને બલિદાન આપવા માટે નવીન શિષ્ય કાપાલિક વેશ ધારણ કરી પૂજામાં નિમગ્ન થઇ રહ્યો છે. અહા! પ્રાણનો આઘાત એ જ મહાન્ આઘાત કહેવાય છે! ગુરૂદેવનો ઘાત કરવા તૈયાર થઈ રહેલા કાપાલિકનું કૃત્ય જોઇ શિષ્ય ક્રોધે ભરાઈ ઉઠ્યો. તે ચમકીને તુર્ત જ બેઠો થયો. નિદ્રાનું ગાઢ આવરણ કોણ જાણે ક્યાંયે છિન્ન ભિન્ન થઇ ગયું. સૂર્યના પ્રચણ્ડ કિરણો આગળ વાદળનું કાળું વાદળું કોણ જાણે ક્યાંયે ચાલ્યું ગયું! તેણે ચકિત નેત્રે આચાર્ય દેવનાં આસન સ્હામે જોયું. આસન શૂન્ય દીઠું! તત્ક્ષણાત તેણે નવીન શિષ્ય કાપાલિકના આસન તરફ જોયું તે પણ તેને શૂન્ય જણાયું! હવે વિચાર શો? સ્વપ્ન મિથ્યા નહિં પણ સત્ય હોવું જોઇએ. તે ગભરાતો ઉઠી આમ તેમ જોવા લાગ્યો. સુરેશ્વર અને અન્ય શિષ્યોને તેણે બૂમ પાડી બોલાવ્યા. સર્વને તેણે સ્વપ્નની વાર્તા નિવેદન કરી. સર્વ શિષ્યો વ્યાકુળ ચિત્તે, અમાવાસ્યાના ઘોર અંધકારમાં આમ તેમ શોધ કરવા લાગ્યા. પરંતુ કોઇ પણ સ્થળે ગુરૂદેવ ભગવાન શંકરાચાર્યજીનો પત્તો લાગ્યો નહિં. પદ્મપાદ મસ્તકે હાથ મારતો બેસી પડ્યો! આશાનો પરિત્યાગ કરી નિરાશાના સાગરમાં ડુબી ગયો. તે બાહ્ય જ્ઞાન શૂન્ય થયો, પરંતુ તે એવી સ્થિતિમાં વિશેષ વખત રહ્યો નહિં. તેણે દુઃશાસનના હાથમાં સપડાયલી દ્રૌપદીની પેઠે આ સમયે પોતાના પ્રાણથી પણ અધિક તે પરમેશ્વરનું શરણ ગ્રહણ કર્યું. આકાશમાં જેટલા જોરથી પત્થર ઉછાળવામાં આવે છે તેટલાજ બળથી તે નીચે પડે છે. પદ્મપાદની નિરાશા જેટલા અધિક પ્રમાણમાં હતી, ભગવાન શરણ પણ તેટલાજ અધિક પ્રમાણમાં હતું. તેણે

મનપ્રાણને દિવાનુ બનાવી, વિશેષ બળપૂર્વક અન્તર્યામીનાં ચરણદ્વય હૃદયમાં જકડી રાખ્યાં. તેને જાણે બોલવાનો અવકાશ ન હોય, અને જાણે નિવેદન કરવાની તેની પાસે ભાષા ન હોય તેમ હૃદયની વ્યાકુળતા, તેના વિચાર દર્શાવવામાં અન્તરાય સ્વરૂપ થઈ પડી હતી. વાસ્તવિક જોતાં એ વિચારને માટે મુખેથી બોલવાની તેવીજ ભાષાની પણ આવશ્યકતા ન હતી. સર્વાન્તઃકરણવ્યાપક એ વિચારો સારી પેઠે જાણી શકે છે, એ કાર્ય માટે બીજાની સહાય શા કામની ? પ્હણે પણ એ જ અંતર્યામી, ભગવાને, કાપાલિકની ભ્રમણાનું કારણ જાણી લીધું અને આચાર્ય દેવના રક્ષણ માટે પદ્મપાદને ઉત્તમ પાત્ર જાણી, પદ્મપાદના પૂર્વ આરાધ્ય દેવતાએ નૃસિંહરૂપ ધારણ કરી પદ્મપાદના શરીરમાં પ્રવેશ કર્યો. હવે તે પૂર્વનો પદ્મપાદ રહ્યો નહિં. આ વખત તેણે સાક્ષાત્ નૃસિંહરૂપ ધારણ કર્યું હતું. તેના મુખમાંથી સિંહ સમાન ગર્જના થવા લાગી અને શરીર અપૂર્વ બળ ધારણ કરી ઉઠ્યું ! તુર્તજ તે મ્હોટાં પગલાં ભરતો અરણ્યમાં તીર વેગે છૂટ્યો. સુરેશ્વર વગેરે અન્ય શિષ્યો તે સમયે આચાર્યદેવનો શોધ કરી રહ્યા હતા. તેઓ ચારે તરફ વૃક્ષોની ઘટામાં, પત્થરોની આડમાં અને નદી કિનારે વગેરે સ્થળે બારિક શોધ કરતા હતા. આ ક્ષણે તેમણે સિંહના જેવી ગર્જના સાંભળી તેથી તેમના હાંજા ગગડી ગયા. તેઓ પદ્મપાદની નજીક આવ્યા, ત્યારે તેમાંના એક જણે જોયું કેઃ ગાંડા જેવો પદ્મપાદ તીરની પેઠે સ્હામેની દિશામાં છૂટી રહ્યો છે, તેમ છતાં તે કાંઇ સમજી શકયો નહિ. તે સુરેશ્વર વગેરેની નજીક આવ્યો હતો છતાં ચકિત થઇ ઉભેલા શિષ્યો તેની સ્થીતિ સમજી શકયા નહિ. તેની ભયંકર સિંહ ગર્જના સાંભળી સર્વ શિષ્યો પરસ્પર પૂછવા લાગ્યા કેઃ આનું કારણ શું ? હમણાં એનોજ શબ્દ સાંભળાયો હતો કે ? હમણાંજ અહિં હતો, એટલામાં કયાં ગયો ? શિષ્યે ઉત્તર દીધોઃ હું જ્યારે આ તરફ આચાર્યદેવને શોધતો હતો તે વખતે મ્હેં જોયું કે અંધારામાંથી અરણ્ય તરફ પદ્મપાદ જેવું કોઈ ગયું ખરૂં. તેનું કથન સાંભળી સર્વ વિચાર કરવા લાગ્યા કેઃ "ત્યારે તો પદ્મપાદ સ્હામેની દિશામાં જ ગયો છે. જૂવો તો ખરા. વખતે અંધકાર હોવાથી પત્થર જોડે પછડાઇને તો પડયો નથી ? શિવ ! શિવ ! કદાચ તે આચાર્યના શોધ માટે આ દિશામાજ ગયો હશે. આવો, આપણે પણ એ દિશામા જ જઇએ." એમ કહી તેઓ આચાર્યને બદલે હાલ તુરંતતો પદ્મપાદનેજ શોધતા અરણ્યમાં પ્રવેશ કરવા લાગ્યા. એટલામા તેમના કોલાહલથી અન્ય શિષ્યો પણ જાગ્રત થયા. તેઓ પણ હાથમાં દીપક લઈ આચાર્યના સ્થાન તરફ આવવા લાગ્યા અને મસાલ વગેરે મ્હોટા દીપકો પ્રકટાવી અનેક યત્ન દ્વારા શોધ કરવા લાગ્યા.

પદ્મપાદ પૂર્વે નૃસિંહ ઉપાસના કરતો. તે ઉપાસ્ય દેવતા આ સંકટ સમયે શિષ્યનું કાર્ય કરવા તેના શરીરમાં ઉતરી પડયા. પદ્મપાદ ઘોર અંધારમાં અરણ્યના પાષાણોમાં અથડાતો અને ધારેલે સ્થાને જ્યાં શંકર ભગવાન તથા કાપાલિકની અદ્ભૂત લીલા થતી હતી ત્યાં આવી પહોંચ્યો. ત્યાં તેણે શુ જોયું ? અહા ! દૈવની ગતિ કેવી વિચિત્ર છે ! કાપાલિકે પૂજન કરી રહ્યા પછી હાથમાં ખડ્ગ લઈ તેને મન્ત્રોચ્ચાર વડે તૈયાર કર્યું છે, અને શંકરાચાર્યજીનું મસ્તક છેદન કરવાની ધારણાથી તેમની આસપાસ પ્રદક્ષિણા ફરીને નેત્રો બંધ કરી ભૈરવનું ધ્યાન ધરતો ઉભો છે ! થોડી વાર પછી નેત્રો ઉઘાડયાં તે સાથેજ તે ચકિત થઈ ગયો ! સ્તબ્ધ થઈ ગયો ! તેના રોમ ઉડી ગયા ! તે થર થર કમ્પવા લાગ્યો ! અચાનક આમ કેમ થયું ? એમ થવાનું કારણ પદ્મપાદની સિંહમૂર્તિનાં દર્શન

આજે તે સાધારણ પદ્મપાદ ન હતો, આજે તેના શરીરમાં નૃસિંહ ભગવાનનો આવેશ હતો તેથી તેનું મુખ ક્રોધાયમાન ભયંકર જણાતું હતું ! નેત્રો રાતાં ચોળ થઇ ગયાં હતાં! શરીર જાણે બળથી ફુલ્યું હોય તેમ જણાતું હતું ! પદ્મપાદે કંઇ પણ વિચાર નહિં કરતાં ભૈરવના સ્હામે ખોસેલું ત્રિશૂળ એકદમ ઉપાડી લીધું અને સિંહગર્જના કરીને તે કાપાલિકના હૃદય પ્રદેશમાં ખોસી દીધું ! ભીમને હસ્તે જેમ કીચકનો વધ થયો હતો તેમ અહિં પણ થયું ! નિર્બળ કાપાલિક " ઓ ભૈરવ ! " કહી-ભયંકર ચીસ પાડી-જાણે મૂળમાંથી વૃક્ષ ઉખડી પડ્યું હોય તેમ પૃથ્વી પર પડ્યો! વિધાતાનું કેવું વિચિત્ર વિધાન! ભગવાનની કેવી અપૂર્વ લીલા ! એક સર્વજ્ઞ સન્યાસીના મસ્તકની આહુતિ આપી સર્વ અભિષ્ટ-સિદ્ધિ-લાભ કરવા ક્યાં આજે કાપાલિકનું તત્પર થવું અને ક્યાં તે જ કાપાલિકનું નિષ્ફળતા પ્રાપ્ત કરી મરણ શરણ થવું ! ભગવાનની લીલા ભગવાન જાણે !

બીજી તરફ શું બન્યું ? પદ્મપાદરૂપી નૃસિંહદેવના ભયંકર હુંકાર ધ્વનિથી સિદ્ધયોગી શંકરદેવની સમાધિ ભંગ થઇ. તેમણે ધીમે ધીમે નેત્રો ઉઘાડી જોયું તો સ્હામે પદ્મપાદના શરીરમાં જ્યોતિર્મય નરહરિ-મૂર્તિનાં દર્શન થયાં ! એ દૃશ્ય જોતાંજ આચાર્યના હૃદયનો ભક્તિ-સમુદ્ર ઉછળી ઉઠ્યો. સમાધિનો સ્થિર-ભાવ નિમેશ માત્રમાં અંતર્ધાન થઇ ગયો. તેઓ બે હાથ જોડી ગુંટણીએ પડી નૃસિંહ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ક્ષણ પછી નરસિંહ દેવ અન્તર્ધાન થયા તે સાથે પદ્મપાદ મૂર્છિત થઇ ભૂમિ પર પડ્યો. શંકર દેવે આસપાસ દૃષ્ટિ ફેરવી. તેમણે જોયું કે પાછળ ત્રિશૂળથી વિંધાયલો કાપાલિક, તેની છાતીમાંથી નીકળેલા રક્ત પ્રવાહમાં ખરડાઈ રહ્યો છે! તેઓ વિસ્મય પામી એક વખત પદ્મપાદના મુખ સ્હામે અને બીજી વખત મરણ પામેલા કાપાલિકના મુખ સ્હામે કરુણ નેત્રે જોતા! વળી એક વખત ત્યાં એકત્ર થયલા, સ્તબ્ધ બની ઉભેલા શિષ્ય મંડલ સ્હામે જોતા ! આ વખતે શિષ્યો ત્યાં આવી એકત્ર થઇ ગયા હતા. તેમણે કાપાલિકની તેમજ પદ્મપાદની ભયંકર ચીસો સાંભળી હતી, તેથી તેઓ ભય પામી સ્તબ્ધ થઇ પાષાણ-મૂર્તિની પેઠે ઉભા હતા. નૃસિંહદેવ અંતર્ધાન થયા ત્યારે જ તેઓના શરીરમાં જીવ આવ્યો તેથીજ તેઓ ઉતાવળે પદ્મપાદને ચેતન આપે એવો યત્ન કરવા લાગ્યા. કાપાલિકે એક લોટામાં જળ ભરી મૂક્યું હતું તે ઉતાવળે લાવી પદ્મપાદના મુખ ઉપર તેઓ છાંટવા લાગ્યા. થોડી વારમાં પદ્મપાદને ચેતન આવ્યું ત્યારે ગુરૂદેવને સ્વસ્થ શરીરે જીવિત જોઈ તેને અતિશય આનંદ થયો, અને પૃથિવિ પરથી ઉઠી શંકર દેવના ચરણમાં નમસ્કાર કરવા લાગ્યો.

શંકર ભગવાને પદ્મપાદને બેઠો કરી કહ્યું: " વત્સ ! આ શું થયું ? કાપાલિકને કોણે માર્યો ? આ સમયે તમે બધા શી રીતે અહિં આવી પહોંચ્યા ? ત્હારા શરીરમાં મ્હેં નૃસિંહદેવનો આવિર્ભાવ જોયો તેનો મર્મ શો ! શું ત્હેં નૃસિંહ ઉપાસના કરી નૃસિંહ-સિદ્ધિ પ્રાપ્ત કરી છે ? આટલા દિવસ તે હું જાણતો ન હતો. વત્સ ! સર્વ હકીકત મ્હને કહી સંભળાવ. "

પદ્મપાદ હાથ જોડી બોલ્યો: " ગુરૂ દેવ ! હું નિદ્રાવશ થઇ રહ્યો હતો તે સમયે એકાએક સ્વપ્ન જોયું. તેમાં એક ભયંકર અરણ્યમાં આપ સમાધિસ્થ થયા હતા. આપનો નવીન શિષ્ય કાપાલિક ભયંકર મૂર્તિ ધારણ કરી હાથમાં તિક્ષ્ણ ખડ્ગ લઇ આપની પાછળ ઉભો હતો. એવું જોતાંજ હું ચમકી ઉઠ્યો, અને આપના આસન સ્હામે જોતાં ને શૂન્ય

જણાયું. વિચાર થયો કેઃ સ્વપ્ન કદાચ સત્ય પણ ઠરે. તે પછી નવીન શિષ્ય-કાપાલિકની શય્યા સ્હામે જોયું. ત્યાં તે ન હતો, એટલે પછી કંઇ સંદેહ ન રહ્યો. તે સમયે મ્હેં સર્વ શિષ્યોને જાગૃત કર્યાં. સર્વે ચારે દિશામાં આપનો શોધ કરવા મંડ્યા પરંતુ આપનો ક્યાંય પત્તો લાગ્યો નહિ તેથી નિરાશ હૃદયે મન-પ્રાણ એક કરી નૃસિંહદેવની મ્હેં પ્રાર્થના કરી. તેનું શરણ ગ્રહણ કર્યું. તેઓ પ્રસન્ન થઇ આ શરીરમાં ઉતરી પડ્યા. ભગવન્ ! તે પછી શું બન્યું તે હું જાણુતો નથી. હમણા આપને આરોગ્ય જોઇ આ આત્મા આનંદમાં છે. " શંકરદેવે પ્રેમપૂર્વક કહ્યુંઃ " વત્સ ! હું સમજી શકયો છું કેઃ તું શંકરદેવના પ્રસાદથી જ આ કાર્ય કરવા શક્તિમાન થયો છે. એ સમયે સુરેશ્વર આદિ શિષ્યોએ પદ્મપાદની મૂર્છિત અવસ્થાનું વૃત્તાન્ત આચાર્ય શંકરદેવ સમક્ષ નિવેદન કર્યું. તે પછી શંકરદેવે પદ્મપાદને નૃસિંહ-સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઇ તે સંબધી પૂછ્યુ. શિષ્યોને પણ તે સાંભળવાની જિજ્ઞાસા થઇ હતી તેથી તેમણે પણ અતિ આગ્રહ કર્યો. સર્વની જિજ્ઞાસા તૃપ્ત કરવા પદ્મપાદે કહ્યું કેઃ—

" નૃસિંહ દેવનો સાક્ષાત્કાર કરી સિદ્ધિ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ' બોલ " નામક પર્વત ઉપર મ્હેં નૃસિંહદેવની ઉપાસના કરવા માંડી. ઘણા દિવસ તપસ્યા કરવા છતાં મ્હને નૃસિંહ-દર્શન થયાં નહિ, તેથી અતિ મન કષ્ટ સહિને હું ત્યાંજ નિવાસ કરવા લાગ્યો. કેટલાક દિવસ વિત્યા પછી પર્વત ઉપર એક પારધી જોવામાં આવ્યો. મ્હને જોઇ તે મ્હારી પાસે આવ્યો. હું એકલો તે પર્વત ઉપર કેમ નિવાસ કરૂં છું તેનું કારણ મ્હને પૂછ્યું. પારધીએ વારંવાર પૃછ્યું તેથી મ્હેં મ્હારા મનનું કષ્ટ તેને કહી સભળાવ્યું. પારધી બિચારો મ્હારા દુઃખે દુઃખી થઇ બોલ્યોઃ " ભાઇ ! તમે દુઃખ શા માટે પામો છો ? ચિન્તા ન કરો. હું તમને નૃસિંહ-દર્શન કરાવી શકીશ. તમે જો મ્હારી સાથે આવો તો તમારી મન કામના પૂર્ણ થશે. " મ્હને તો એટલુજ જોઇતું હતું. પારધીનાં વચનો સાંભળી મ્હને બહુ આશ્ચર્ય થયું, અને કુતુહલવશ થઇ હું તેની સાથે થોડે દૂર સુધી ગયો. કેટલેક દૂર ગયા પછી તેણે મ્હને ત્યાંજ ઉભા રહેવાનું કહ્યું. હું ત્યાં ઉભો. પારધીએ એક અરણ્યમાં પ્રવેશ કર્યો અને લતા પલ્લવ વડે રચાયલું એક નૃસિંહાકૃતિ પશુ લાવી મ્હારી સ્હામે મૂક્યું. તેણે કહ્યુંઃ " ભાઇ ! આ રહ્યા તમારા આરાધ્ય નૃસિંહ દેવ. બસ, તમારી મન કામના પૂર્ણ થઇ. " નૃસિંહાકૃતિ પશુ જોઇ મ્હને આશ્ચર્ય થયું અને પારધીના કથનં ઉપર સંદેહ પણ થયો પરંતુ અતિ આશ્ચર્યની વાત તો એ હતી કેઃ મ્હારી શંકા જાણી તે લતાપલ્લવના નૃસિંહ શરીરે મ્હને પોતાનું સત્ય સ્વરૂપ બતાવ્યું અર્થાત્ મ્હને સાક્ષાત્ નૃસિંહ દેવનાં દર્શન થયાં. મ્હારા આશ્ચર્યનો પાર ન રહ્યો. તે જ સમયે નૃસિંહ દેવે મ્હને કહ્યું કેઃ પારધીએ મ્હારી ઉપાસના કરી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. હું તેને પ્રસન્ન છું. એમ કહી પારધીનો પરિચય કરાવ્યો. હું જોઇ શકયો કેઃ પારધી કંઇ સામાન્ય મનુષ્ય નથી. તે સાચો નૃસિંહ ભક્ત છે. ગમે તેમ હો પણ મ્હારી બહુ દિવસની વાસના પૂર્ણ થઇ તેથી મ્હને અપાર આનંદ થયો, અને એક રીતે આત્મ ભાન ભૂલી હું નૃસિંહ દેવનાં ચરણમાં પડ્યો. નૃસિંહ દેવે મ્હને " વર " માંગવાનું કહ્યું. મ્હે ઉત્તર દીધું કેઃ " ભગવન્ ! હું જ્યારે પ્રાર્થના કરૂં ત્યારે મ્હને આપનાં દર્શન થાય. શું કહું ? અહા ! ભક્ત વત્સલ ભગવાને મ્હારી પ્રાર્થના સ્વીકારી અને " તથાસ્તુ " કહી અંતર્ધાન થયા.

શિષ્યો સમજી શક્યા કે નૃસિંહદેવના વરદાનથી જ પદ્મપાદે આજે ગુરુ દેવનું જીવન સંરક્ષણ કર્યું છે. 'સર્વે પદ્મપાદને અનેક ધન્યવાદ આપવા લાગ્યા પરંતુ શંકરાચાર્યજીએ ધીર ગંભીર સ્વરે પદ્મપાદને કહ્યું કે: " વત્સ ! મ્હારા તુચ્છ જીવનને માટે હેં શા માટે નરહત્યા કરી ? કાપાલિકને સિદ્ધિ પ્રાપ્ત થવામાં હેં શા માટે વિઘ્ન કર્યું ?" પદ્મપાદે હાથ જોડી ઉત્તર દીધો: " ભગવાન્ ! આપનું જીવન તે શું તુચ્છ કહેવાય ? મહર્ષિ વ્યાસદેવે જે જીવનને માટે પોતાનું આયુષ્ય દાન કર્યું હતું તે શું આ દુષ્ટ કાપાલિકની વાસના સિદ્ધિ માટે ? જેનું જીવન લાખો માનવોના ધર્મ જીવનનું રક્ષણ કરવા સમર્થ છે, જગતમાંથી અધર્મનો વિનાશ અને ધર્મની સંસ્થાપના કરવી એજ જે જીવનનો ઉદ્દેશ્ય છે તે શું આ પાપિષ્ટની સ્વાર્થમય પાપ-વાસના પૂર્ણ કરવા માટે છે ? ભગવન્, હજી દિગ્વિજય સંપૂર્ણ થયો નથી. ભારત વર્ષનાં સમગ્ર નરનારી હજી આપનાં ચરણનું શરણ પ્રાપ્ત કરી શક્યાં નથી. વ્યાસ દેવનું વરદાન હજી સાર્થક્ય થયું નથી. વિશ્વનાથનો આદેશ હજી પણ પાલન કરવામાં આવ્યો નથી. "

પદ્મપાદનું કથન સાંભળી આચાર્ય શંકરદેવ સહાસ્ય વદને બોલ્યા: " વત્સ ! હેં સત્ય કહ્યું છે, પરંતુ કહે વત્સ ! તું કોણ ? હું કોણ અને આ કાપાલિક કોણ ? શા માટે આત્મતત્ત્વ વિસ્મૃત થાય છે ? કોણ કોનો વધ કરે છે અને કોણ કોનું સંરક્ષણ કરે છે ? અધર્મનો વિનાશ અને ધર્મનું સંસ્થાપન એ કોની લીલા છે ? સ્મરણ કર વત્સ ! આઠ વર્ષે મગરનું આક્રમણ, સોલ વર્ષે ભગવાન્ વ્યાસદેવ સન્મુખ મણિકર્ણિકાના ઘાટ પર દેહ-ત્યાગ-વાસનાને પરિણામે બીજાં સોળ વર્ષનું આયુષ્ય પ્રાપ્ત થવું, એ સર્વ કોની લીલા ? હું કોણ ? શું આપણે કળનાં પૂતળા જેવા નથી ? તે ભગવાન્ જે કરાવે છે તે જ આપણે કરીએ છીએ એમ હું ધારૂં છું. ભગવાન્ વ્યાસદેવના આદેશથીજ દિગ્વિજય માટે ગમન, અદ્વૈતમત સંસ્થાપન માટે યત્ન, વત્સ ! શું તું જાણતો નથી કે જ્ઞાની સન્યાસીનું જીવન પર-ઇચ્છા વડેજ પરિચાલિત થાય છે ? વત્સ ! ગુરૂવધની આશંકાથી ત્હારૂં ચિત્ત વિક્ષિપ્ત થયું હોય એમ જણાય છે. ચાલ વત્સ ! પ્રાતઃકાલ થવાની તૈયારી છે. આપણે સર્વે સ્નાન કરી આત્મ સ્વરૂપનું ધ્યાન કરવામાં નિમગ્ન થઇએ."

ગુરુદેવનાં ઉપરોક્ત વચનો સાંભળી પદ્મપાદ લજ્જા પામ્યો. તે ગુરૂદેવને પ્રણામ કરી તેમની સાથે સાથે પૂર્વ સ્થાને આવ્યો. શંકરાચાર્ય દેવના અનુયાયી નાગરિકો તેમનાં દર્શન કરી આનંદ પામ્યા અને શંખ, ઘંટા ધ્વનિ વડે ચારે દિશા ગર્જવા લાગી.

ડા. રા. મ્હેતા.

---

સતબોધ.

૩૧. એવું કર્મ કરવું કે જેથી ભગવાન પ્રસન્ન થાય.

૩૨. ઇશ્વરના દાસ સિવાય બીજા કોના દાસ થવું ! ઇશ્વરના દાસ થવાથી મનમાંથી દ્વેષ દૂર થાય છે. સર્વ જીવાત્માઓ પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન થાય છે.

૩૩. મનુષ્ય-જીવની સંગતિ કરવાથી શો લાભ ? દુર્દશા થાય એજ. પોતે સાધન ભજન કરે નહિ, અન્યને કરવા પણ દે નહિ. મહાત્માઓની સંગતિજ લાભદાયક છે.

૩૪. પારકા ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તેનું કારણ શું ? પોતાનું દુઃખ દૂર થતું નથી માટે-પોતાના ઉપર વિશ્વાસ નથી માટે.

૩૫. વૃત્તિ બે પ્રકારની હોવી જોઇએ. સાધુ વૃત્તિ અને ભગવત વૃત્તિ.

૩૬. જેટલા દિવસ પર્યંત ભગવાનનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી ચિત્તમાંથી માયાનો લોપ થયો નથી એમજ સમજવું. દેવ દેવીના ઉપાસકો ફરિયાદ કરે છે કે અમે ઘણાએ મંત્ર જપ્યા, ભૂખ્યા રહ્યા છતાં ઇષ્ટ દેવ દેવીનો સાક્ષાત્કાર થતો નથી પણ ક્યાંથી થાય ? ચિત્તમાં માયારૂપી મલિનતા રહેલી હોય છે.

વ્યાપાર અને ઉદ્યોગ સંબંધી લેખો અને સુંદર કાવ્યોથી ભરપૂર

આજ સુધી વ્યાપારી બંધુઓ જેની અદ્ધર શ્વાસે રાહ જોતા હતા એજ

વ્યાપાર-ઉદ્યોગનો અમૃતપ્રવાહ! કર્તવ્યજ્ઞાનનું કલ્પવૃક્ષ!

**સંપૂર્ણ વાંચો!** આજેજ ગ્રાહક થાઓ! **આળસ ન કરો!**

## અત્યુત્તમ માસિક પત્ર.

આ ખા વર્ષનું વી. પી. પોસ્ટેજ સાથે




લવાજમ ફક્ત રૂ. ૨-૫-૦

જુવો તો ખરા! હિન્દમાતાનાં દર્શન કરીને ઠંડાગાર બની જશો! અરે! એ જન્મભૂમિ-મહાદેવીનાં દર્શન કરવામાં વાંચવાનું પણ વિસરી જશો! તમારે ન છુટકે પણ એકવાર તો વાહ! વાહ! કહેવીજ પડશે.

ભેટઃ-"દંપતી મોક્ષ મંદિર" નામનું રત્ન-પુસ્તક વિના મૂલ્યે ભેટ મળશે. ઘરમાંથી કલેષ-કંકાસ ને દેશપાર કરવો હોય, ભાગ્યશાળી-કર્મવીર તેજસ્વી સંતાન મેળવવાં હોય, પત્નીના નિસાસા અને ત્રાસનો અંત આણવો હોય તો દરેક પતિ-પત્નીએ આ પુસ્તક વાંચવુંજ જોઇએ. ઑગસ્ટની આખર સુધીમાં થનાર ગ્રાહકોનેજ આ ભેટ પર હક્ક રહેશે. પાછળથી છુટક નકલનો પોસ્ટેજ સાથે રૂ. ૧-૪-૦ પડશે. [વિચાર ન કરો!]

બંધુઓ! વર્ષના હજારો રૂપિઆ દુકાનોનાં ભાડાં ભરો છો! હૉટેલોમાં જઈ સાંજ થતામાં ચ્હા-પાણીમાં સુમાર વગરનું ખર્ચ કરો છો! તમારા વ્યાપાર ઉદ્યોગના ધંધામાં કામમાં આવે એવું વ્યાપારિક-ઔદ્યોગિક જ્ઞાન મેળવવામાં શું કરો છો? અમારા ગુજરાતી બંધુઓને પૈસાનો જરીકે હિસાબ નથી! તેઓ ભાગ્ય પ્રમાણે વર્ષે દહાડે હજારો રૂપિઆ નફો મેળવે છે; છતાંય અમારે લાચારી સાથે કહેવું પડે છે કેઃ- અનેક વ્યાપારી બંધુઓને ભીખ માગીને પેપરો-પુસ્તકો વાંચવાની ખરાબ આદત પડી ગઈ છે! વિલાયતમાં બાપનું પેપર વાંચતાં છોકરો પોતાને ઍબ માને છે. ગમે તો એકજ પેપર કેમ ન હોય! પણ તેને તો પોતાનું સ્વતંત્ર ઇલાયદુંજ જોઇએ! બાપ વાંચે એ વખતે દિકરો મ્હોં

પાછળ વાંચો

# આ બે સૂચના અવશ્ય વાંચશો.

## श्री रामकृष्ण जन्मोत्सव-फागण शुदि २।

૧—આવતા ફાગણ શુદી ૨, શુક્રવાર તા. ૧૧ મી માર્ચને દિવસે ભગવાન શ્રી રામકૃષ્ણદેવનો જન્મોત્સવ છે. તે દિવસે સર્વ રામકૃષ્ણ-ભક્તોએ તેમજ સાહિત્ય સભાઓએ, ઉત્સાહપૂર્વક-પ્રેમ પૂર્વક—રામકૃષ્ણ જયંતિ ઉજવવી જોઈએ. રામકૃષ્ણ-જન્મ ધારણ-કારણ અને સનાતન ધર્મ સંબંધી ઉત્તમ પ્રકારનાં ભાષણો થવાં જોઇએ, અને દુઃખી-દરિદ્ર નારાયણોને અન્ન, વસ્ત્ર કે વિદ્યાદાન-યથાશક્તિ અપાવું જોઇએ. એ દિવસે કલકત્તા-રામકૃષ્ણ મઠમાં એક લાખ ભક્તો ભગવદ્-ભક્તિમાં રસપૂર્વક ભાગ લે છે અને દરિદ્ર નારાયણનો સત્કાર થાય છે. ગૂજરાત-કાઠીયાવાડ વગેરે દેશના ભક્તોએ પોતાનું એ કર્તવ્ય અવશ્ય કરવું જોઇએ.

## श्री रामकृष्ण-विवेकानन्द भक्तोने खास विनति।

શ્રી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદજીના તમામ ભક્તોએ એક પોષ્ટ કાર્ડ ઉપર પોતાનાં નામ, ઠામ, ઠેકાણાં અમને લખી જણાવવા કૃપા કરવી. કલકત્તા તથા માયાવતી અદ્વૈતાશ્રમના રામકૃષ્ણ મઠમાંથી અમને મળતા સમાચાર રામકૃષ્ણ-વિવેકાનંદના ભક્તોને જણાવવાની આવશ્યકતા હોવાથી સર્વ ભક્તોનાં નામનું એક લીસ્ટ રાખવાની જરૂર જણાઈ છે. જે ભક્તો રામકૃષ્ણદેવ અથવા વિવેકાનંદજીનું ગુરૂભાવથી પૂજન-ભજન કરતા હોય તેમને માટે એક ગૃહસ્થે કલકત્તા-રામકૃષ્ણ સમાધિ-મંદિરમાંથી, રામકૃષ્ણ પ્રસાદ મંગાવી સર્વ ભક્તોને તે (કણિકા) વહેંચવા ઇચ્છા દર્શાવી છે. ભગવદ્ પ્રસાદથી ભક્તોનું સર્વ પ્રકારે કલ્યાણ સધાય છે અને વ્યાધિ-વિઘ્ન દૂર થાય છે, એ ભક્તોના સ્મરણમાં જ હશે. પોતાનાં નામ, ઠામ, ઠેકાણાં અમને નીચલે શરનામે લખી જણાવવામાં આવશે. ઢીલ ન કરવા વિનતિ છે.

સમ્પાદક: ભારતજીવન—અમદાવાદ.

( ઢીલનું કારણ—છાપખાનામાં ઓછા માણસે વધારે કામ કાઢવાનું હોવાથી તેમજ નોકરોની અનિયમિત હાજરીને લીધે માસિકને ઢીલ થાય છે. નિયમિત થવાનો યત્ન ચાલુ છે. ગ્રાહકોએ શાંતિ રાખવી. સમ્પાદક. )



પ્રકાશક,
ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા,
ઠે. કાળુપીઠ, નવોવાસ, વચલીપોળ.
અમદાવાદ.





પ્રત ૨૧૦૦.



આ માસિક પત્ર
અમદાવાદ પાંચકુવા-નવા દરવાજા,
સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
સાંકલચંદ હરિલાલે છાપ્યું.



॥ श्री गुरवे नमः ॥



ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय । ॐ


જૂનું વર્ષ ૮-૯. | માર્ગશીર્ષ-પૌષ ૧૯૭૭. | જૂનો અંક ૧૨-૧
નવું વર્ષ ૧ | ડીસેમ્બર-જાનેવારી-૧૯૨૧. | નવો અંક ૬-૭


## श्री रामकृष्ण-संगीत ।

देवादि देवं शरणं व्रजामि ।
श्री रामकृष्ण समाश्रयामि ॥
नर देवमूर्तिं , चिद्घनरुपं ।
ज्योतिर्मयं ब्रह्मस्वरुप अरुपं ॥
जगतामतीतं जगदेकवन्द्यं ।
श्री रामकृष्णं श्री गुरुं नमामि॥
चिदम्बरं देवं स्वबोध-स्वरुपं ।
शिवात्मकं शान्तं द्वैताद्वैतहीनं ॥
सत्यं निरालम्बं समाधि-गम्यं ।
श्री रामकृष्णं श्री गुरुं ध्यायामि॥
अपार सन्विद्-नीर निधि-हंसं।
यतीश-मानसे समुदं रमन्तं ।
अघौध-वारकं त्रिताप-हारकं ।
श्री रामकृष्ण श्री गुरुं भजामि ॥
धर्म-समन्वयमुद् घोषयन्तं ।
तत्त्वस्य सारं परिप्रकाशयन्तं ।
शास्त्र-विवादं इह खण्डयन्तं ।
श्री रामकृष्णं श्री गुरुं स्मरामि॥
करु कृपा-लेशं मयि दीन हीने ।
निषीद निर्मले हृदि-पद्मासने ।
चरण-मेलकं देहि मे सुखदं ।
भवार्णवं भीमं सलीलं तरामि ॥

श्री अमूल्यरत्न काव्यतीर्थ ।

---

## "राम" ही पूर्ण विराम."

રામ હીં પૂર્ણ વિરામ; હો મન ! તેરો,
રામ હીં પૂર્ણ વિરામ !
રામ હીં એક આધાર તુમ્હારો !
એહીં દયા કે નિધાન !
હો મન ! તેરો, રામ હીં પૂર્ણ વિરામ !
રામ હીં પૂર્ણ વિરામ.
પ્રેમ ધરત સબ દોષ ભુલત હૈ (૨)
એહીં કૃપાળ શ્રીરામ !......
હો મન ! તેરો, રામ હીં પૂર્ણ વિરામ !
રામ હીં પૂર્ણ વિરામ !
જબ સબ જગ તોકો, તુચ્છ કહત હૈ !
રામકો પ્રેમ સમાન !
હો મન ! તેરો, રામ હીં પૂર્ણ વિરામ !
રામ હીં પૂર્ણ વિરામ !
દયા કે સાગર રામ તોરી સમીપ હૈ ! (૨)
ખેલત હૈ જગ માંહ્ય !
હો મન ! તેરો, રામ હીં પૂર્ણ વિરામ !
રામ હીં પૂર્ણ વિરામ !


ડીમ સ્ટેશન. ગુજરાત-આરોગ્યશાળા. } (शान्त) डाक्टर बळवंतराय-झवेरीलाल

## " ધ્વજભંગ. "



( શાર્દુલ વિક્રિડિત. )

ઉડેલી ધ્વજ ધર્મની ઢળી પડી, ચુરેચુરા તે બની,
રોપી મુનિજને હતી દૃઢ, વળી રેસા રસાળાં વણી;
સંગેશૃંગ પ્રકાશલિપ્ત બનતા જે જ્યોતિના કિરણે,
મૃત્યુ ધુમસથી વિંટાઈ અધુના ઝાંખી તિમિરે બને.
ચીરી સંપ્ત પટો ગૂઢા ગગનના દૈવિભૂતિ જન્મશે,
ત્યારે ભારત ઉરને તમસથી જ્યોતિપથે દોરશે;
સાધુ તેજ ખરુ તરી જગતને સંગે સહી તારશે,
નાશે યે અવશેષ કાપુરૂષને પ્રેમેથી પંપાળશે.
થાશે ધર્મ દલિત ભારત તણો, છપી ક્રિયા નાશની,
નિધિ મસ્ત સમસ્ત અંગ કરનો, ઘેરી દિશા નાવની;
વ્યક્તિ કો અભિમુખ દુઃખ દલવા અર્થે ગ્રહી ધર્મના,
હસ્તે બોધ કૃપાણ ઉગ્ર ધરશે, ક્ષેત્રે જવા કર્મના,
શુચિ સૌષ્ઠવતા સચેત જગને પાશે • થવા ધર્મની,
સિદ્ધિ શીખવશે સજીવ કરતાં વિદ્યા તુરી કર્મની,
પેરાં ગીત ઉદિત બીત ઉરના શ્રુતિપુટે રેડશે.
ઉગ્ર જીરનની ઉગે વન તમે લીધ્યાં જૂના વેડશે,
જ્યારે ધર્મ અધર્મ રૂપ ધરતો પૃથ્વી તદા આ ઉગે;
ભક્તિ ભવ્ય ભીંજી વિરક્ત ઉગતી શક્તિ ખરુ આ જગે!
મૌલિ મુકુટ આર્યનો પરપદે ભાંગી ચૂરા થાય છે!
ધર્મ રોહનુ કારણે ઉતરશે શક્તિ પ્રતિ દર્શ દે!



" જયકૃષ્ણ, "

## મ્હારો વિહાર.

તે આશકડીએ હું ઝુલું, જેના દામણમાં જગ ઝુલે—તે આશકડી.
અંજન દીર દોરી આશકડી, જાદુઈ જોરે ઝૂકે;
નમ મંડલને આશ્રય વળગી, જગ મંડપમાં ઝુકે—તે આશકડી.
એ રસી આશ્રય અનિલ પૂરમાં, જલદ નિદ્રિત સુહાવે;
એ આશકડી રહેપર ગ્રહી મેં, જોયું દિનકર સ્હામું;
ધીરું પ્રચંડે તનડું દાઝ્યું, ક્યાં જઇ આગ સમાતું—તે આશકડી.
પ્રખર તાપમાં પુંઠ સુકે, શુષ્કને સમોરી પસકે;
લટકે તે તો અધર રહે, ઝુલે તે બાગને સ્પર્શે—તે આશકડી.

पकड मारती.

धर्म प्रेमी बन्धुओ !　　　जागृत थाव !　　　आनंद ! आनंद ! !



# श्री रामकृष्ण जयंति.

(પૂર્ણ ઉત્સાહથી-ભવ્ય ઠાઠથી-અપૂર્વ પ્રેમ-ભક્તિ પૂર્વક ઉજવવા તૈયાર થાવ.)





“ભારત જીવન ” ના ધર્મ પ્રેમી વાચક બન્ધુઓને, અને ગુજરાત કાઠિયાવાડના સમગ્ર ધર્મ પ્રેમી બન્ધુઓને શ્રી રામકૃષ્ણ પરમહંસનું પવિત્ર સંસ્મરણ ભાગ્યેજ તાજું કરાવવાની જરૂર હોય ! એમના દિવ્ય ચરિત્રથી, અને એમનાં બોધવચનોથી આખા જગતમાં આર્ય ધર્મ તત્ત્વો પ્રતિ પ્રેમ, અપૂર્વ પ્રભુ ભક્તિ અને દૈવિ ચેતન્ય જાગૃત થયું છે. એમની દિવ્ય શક્તિના પ્રભાવે પરમ પુજ્ય સ્વામિ શ્રી વિવેકાનદજીએ અમેરિકા અને યુરપના સુપ્રસિદ્ધ નગરોમાં વેદાંત સભાઓ અને રામકૃષ્ણ મંદિરોની સ્થાપના કરી પાશ્ચાત્ય પ્રજાને આર્ય સન્તો તરફ, ભારત ભુમિના દિવ્ય મહર્ષિઓ તરફ અને સનાતન ધર્મ તરફ અપૂર્વ શ્રદ્ધા ભક્તિ જાગૃત કરી છે, એ દિવ્ય ચૈતન્યની આદ્યશક્તિરૂપ શ્રીરામકૃષ્ણ પરમહંસની જયતિ ફાગણ સુદી બીજ તા. ૧૧ મી માર્ચે આવે છે, એ દિવસે કલકત્તા, મદ્રાસ, મુંબાઈ, અલ્હાબાદ, કાશી, હરદ્વાર, બેંગલોર વિગેરે હિન્દનાં સુપ્રસિદ્ધ શહેરો અને તીર્થ સ્થળોમાં તેમજ અમેરિકામાં બોસ્ટન, ચીકાગો, ન્યુયોર્ક, સાન્ફ્રાન્સિસકો લડન, પેરિસ વિગેરે પાશ્ચાત્ય પ્રદેશનાં મુખ્ય નગરોમાં પણ તેમની જયંતિ અપૂર્વ ઉત્સાહપૂર્વક ઉજવાય છે, એ દિવસે એમની દિવ્ય મૂર્તિનું વિધિ સહ પૂજન થાય છે. તેમના પવિત્ર નામથી અને અનાથોને અન્ન વસ્ત્રનું દાન અપાય છે. અને સજ્જનો એ દિવસે પ્રભુનું સંકિર્તન કરી તેમના દિવ્ય ચરિત્ર, વચનામૃતો અને સુંદર વ્યાખ્યાનો દ્વારા હરિ કિર્તન કરીને ઉત્સવ કરે છે; એ રીતે તેમનો સનાતન ધર્મ પ્રેમ પુન: જાગૃત કરે છે.

ધર્મ પ્રેમી ગુજરાતી બન્ધુઓ અને “ભારત જીવન” ના પ્રેમ સ્વરુપ વાચક બન્ધુઓ પણ પોતપોતાના સ્થાનમાં આ દિવ્ય મહા પુરુષની જયતિ પૂર્ણ ઉત્સાહ પૂર્વક ઉજવશે, વિદ્વાન ધર્મ પ્રેમી સજ્જનો સુન્દર વ્યાખ્યાનો દ્વારા આ જમાનાના ભગવદ્ અવતાર રૂપ આ મહા પુરુષના ચરિત્ર ઉપરથી, સ્વામિ શ્રી વિવેકાનદજી અને શ્રી रामकृष्ण मीशन ના અન્ય સન્યાસી બન્ધુઓ તરફથી પ્રકટ થયેલા સાહિત્ય પરથી અત્યારની પ્રજાએ ગ્રહણ કરવા યોગ્ય બોધરૂપ વ્યાખ્યાનો આપી સ્થગે સ્થગે ધર્મ બળ, અને આત્મબળ જાગૃત કરવાનો યત્ન કરવો જોઇએ, અને આશા છે કે આ વર્ષની જયંતિ ઉજવવ ના રીપોર્ટ ગુજરાતના રામકૃષ્ણ ભક્તો તરફથી “ ભારતજીવન ” માં પ્રસિદ્ધ થવા અનેક સ્થળેથી આવવા જોઇએ કે જેથી “ ભારત જીવન ” નો ખાસ વિશેષ અંક બહાર પાડવાની ફરજ પડે, ॐ शुद्ध ! ॐ शान्ति !

લી.

| શ્રી ગુજરાત આરોગ્યશાળા<br>પ્રીમ સ્ટેશન.<br>બી.બી.સી. આઇ રેલ્વે | શ્રી રામકૃષ્ણ ભગવંતનો દિવ્ય ચરિત્ર અને<br>વચનામૃતોથી કૃતાર્થ થયેલ<br>આર્ય સન્તોના ચરણરજ પંકજ<br>डाक्टर वल्लभराय झवेरीलाल<br>ના, ॐ પ્રભુજી ! ॐ ગુરુ ! |
|---|---|

॥ ॐ ॥

नमो भगवते रामकृष्णाय ॥

# परमपूज्य स्वामी श्री विवेकानन्दजीनी दिव्य समाधिने स्नेहांजालि* !





નમન ! નમન ! હૃદયના પૂર્ણ ભક્તિભાવં સહ અનેક વાર નમન ! ઓ ! દિવ્ય સિદ્ધાત્મન ! જગદોદ્ધારક ઓ દિવ્ય ચૈતન્ય મૂર્તિ ! અનેક વાર નમન હો ! નમન હો ! ॐ ॥

ચૈતન્યના દૈવિ આવિર્ભાવ રૂપ આપના પ્રાકટ્યને અર્ધ સદી વ્યતીત થઇ છે ! ગુરુ પ્રભો ! આપનો દિવ્ય ધ્વનિ જગતને ચૈતન્ય પ્રેરી રહેલ છે ! દિવ્યતા પ્રતિ દોરી રહેલ છે ! ॐ ॥

ઓ ! ભારતીય પ્રતિભાના દૈવિ આદર્શ ! આપની દિવ્ય મૂર્તિનું દર્શન અમારા હૃદયમાં કાંઇ અલૌકિક ઉત્સાહ, અપૂર્વ પ્રેમભક્તિ, અડગ શ્રદ્ધા; અને અનેરી ગુરુભક્તિને જાગ્રત કરે છે ! ॐ ॥

ઓ ! દિવ્ય સિદ્ધાત્મન્ ! ધન્ય છે ! આપની ગુરુ ભક્તિને ! એ ગુરુ ભક્તિએ ઉપનિષદ્ કાળનાં ગુરુ ભક્તિનાં કથાનકોને પુનઃ તાજાં કરાવ્યાં છે. ! ॐ ॥

ઓ ! આધુનિક જાગ્રતિના પ્રેરક ! ધન્ય છે ! આપની પ્રતિભાને ! જગતની સમગ્ર પ્રજાને જડવાદમાંથી દિવ્યતા પ્રતિ દોરનાર આપની દિવ્ય વાણીને ! જેણે આર્ય મહર્ષિઓનાં દૈવિ સત્યો પ્રતિ જગતને નમન કરાવ્યું છે ! જેણે ભૂમંડળમાં આર્ય સન્તોની પ્રતિભા જગાવી છે ! ॐ ॥

ધન્ય છે ! ધન્ય છે ! આપના દૈવિ સન્યાસને ! જેણે ગુરુદેવની સેવા ખાતર જગતના સમગ્ર ભોગવિલાસનો ત્યાગ કરી ગુરુદેવના નામથી સમસ્ત ભૂમંડળમાં સનાતન ધર્મની વિજય પતાકા સ્થાપિત કરી ! ॐ ॥

---

* સનાતન ધર્મોદ્ધારક, ધર્મવીર મહાત્માશ્રી વિવેકાનંદજીની ૫૯ મી જયંતિ કલકત્તા રામકૃષ્ણમઠમાં તથા મદ્રાસ, કાશી વગેરે સ્થળે ગઇ તા. ૩૦-૧-૩૧ ને દિવસે ઉજવવામાં આવી હતી. ગુજરાતમાં તે ઉજવાઇ નહિં, એ બહુ આશ્ચર્યની વાત છે ! કોઇમાં રામકૃષ્ણભક્ત બાઇ ભગવંતરાયે જયંતિને દિવસે ધ્યાન-પૂજન કરેલું તે સમયના ઉદ્‌ગારો અત્રે પ્રકટ કર્યાં છે.

સમ્પાદક.

ઓ દિવ્ય સ્વામિજી ! અત્યારે આખું જગત્ વિષમ સંક્રાન્તિ કાળમાં છે, એવે વખતે ઓ દિવ્યાત્મન્ ! તમારૂં પ્યારૂં ભારતવર્ષ, તમારી જ દિવ્ય પ્રેરણાથી ચેતનવન્તુ થઇ ઉત્થાન પામે છે, એવા વિષમ કાળમાં ઓ દિવ્ય સ્વામિજી ! જગતના સર્વ ધર્માચાર્યોના હૃદયમાં, સર્વ સન્ત મહાપુરુષોના હૃદયમાં, અને ભારતીય પ્રજાના નેતાઓના હૃદયમાં આપ ચૈતન્ય પ્રેરો ! આપ તેમના હૃદયના સારથી થાવ ! આપની પ્રતિભા તેમનાં અંતઃકરણની નિયામક થાવ ! ૐ ॥

એ જાગૃતિનો મહામન્ત્ર જે આર્ય ઋષિવરોએ ઉપનિષદ્‌ના કાળમાં ભારત ભૂમિમાં ગજાવ્યો હતો ! જે મહામન્ત્રને આપે સમગ્ર ભૂમંડળમાં ગુરુદેવના પવિત્ર નામથી જગાવ્યો હતો ! જે મહામન્ત્રના પ્રભાવે અત્યારે પણ શ્રીરામકૃષ્ણ ભગવતનો શિષ્ય સમુહ નિષ્કામ ભાવે જગતની સેવા બજાવી એ પુનિત મન્ત્રની દિક્ષા સ્વકર્તવ્ય વડેજ આપી રહેલ છે, તે મહામન્ત્રની ગગન ભેદી ગર્જના પ્રત્યેક નગરના સંભાવિત મહાજનોમાં, પ્રત્યેક ગ્રામમાં, અને પ્રત્યેક ભારતવાસીના હૃદયમાં પુનઃ જાગૃત થાય એવી ચૈતન્યમય પ્રેરણા પ્રેરો ! ૐ ॥

અત્યારે પણ અદૃષ્ટમાંથી ભારતવર્ષના ઉજ્વલ ભાવિની અભિનવ્ય રેખાવતા ઓ દિવ્ય સ્વામિજી ! અમારા હૃદયમાં એવું બળ, એવી શ્રદ્ધા, એવી ભક્તિ, એવો વિરાગ અને એવું ચૈતન્ય પ્રેરો કે જેથી અમારી પ્રત્યેક ક્રિયામાં, પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક પ્રસંગમાં, આપનીજ દિવ્યતા, આપની જ પ્રતિભા પ્રકાશમાન થાય ! અને અમે પ્રત્યેક ભારતવાસીઓ સદ્‌ગુરુનું શરણ લઇ શ્રીરામકૃષ્ણ દેવની જય ! એવો જયજયકાર કરતા પરમકૃપાળુ પરમાત્માના પ્રેમમાં, જગતની પ્રત્યેક પ્રજાને જાગૃત કરતા આપનો પુનિત મન્ત્ર પ્રબોધીએ કેઃ—

" उत्तिष्ठत जाग्रत् प्राप्यवरान्निबोधत " ॥ ॐ ॥

ઓ ! દિવ્ય સિદ્ધાત્મન્ ! આપની દિવ્ય સમાધિનું કયાં પુષ્પો વડે પૂજન કરૂં ? જગતને પ્રેમનો, શાન્તિનો, દિવ્યતાનો, સત્યનો સાક્ષાત્કાર કરાવનાર, ज्ञानयोग, राजयोग, कर्मयोग અને भक्तियोग પ્રેરનાર આપની અગાધ શક્તિઓનું કયા શબ્દોથી સ્મરણ કરૂં?

હું તો આપની મંગળ મૂર્તિને હૃદયમાં ધારણ કરતો, પ્રેમાશ્રુથી દ્રવિત અંતઃકરણે એજ પુકારૂં છુ કેઃ—

असित गिरि समस्यात् कज्जलं सिन्धु पात्रे
सुर तरुवर शाखा लेखिनी पत्र मूर्वी ।
लिखित यदि गृहित्वा शारदा सर्व कालम्
तदपि तवगुणानां मीशपारंनयाति ।
ॐ शान्ति ! ॐ प्रभुजी ! ॐ गुरुदेव !

શ્રી વિવેકાનંદ जयंतिः
તા. ૩૦ ૧-૧૯૨૧.
શ્રી. ગુજરાત આરોગ્ય શાળા,
ડીમરસ્ટેશન.
બી. બી. સી. આઇ. રેલ્વે.

લી.
શ્રી રામકૃષ્ણ ભગવંતના દિવ્ય શિષ્ય સમુહનો
દાસાનુદાસ.
ડાક્ટર બળવંતરાય ઝવેરીલાલના
ૐ પ્રભુજી ! ૐ ગુરુ ! !

॥ ॐ ॥

नमो भगवते रामकृष्णाय।

# प्रासंगिक विचारणा।

જાગે છે! જાગે છે! પ્રભુની દિવ્ય ચૈતન્ય જ્યોતિ સમગ્ર જીવોને શાન્તિ, સત્ય, પવિત્રતા અને પ્રભુ પ્રેમનો દિવ્ય આનંદનો અનુભવ આપવા યુગે યુગે જાગ્રત થાય છે! ભયંકર આપત્તિઓથી અશાન્ત અને કલુષિત થયેલાં માનવ હૃદયોને ચિરકાલિન શાન્તિ અને સુખનો સ્વાનુભવ કરાવવા પ્રભુની દિવ્ય ચૈતન્ય શક્તિ પુનઃ પુનઃ જગતમાં જાગ્રત થાય છે! પ્રભુ પોતે જગતનાં આતુર હૃદયોને સંબોધી કહે છે કેઃ—

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहं ॥

હે ભારત! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, ત્યારે ત્યારે ધર્મના પુનરુદ્ધાર માટે હું મ્હારી શક્તિને પુનઃ જાગ્રત કરૂંછું. ભયંકર અશાન્તિ અને આપત્તિઓથી ઘેરાયલાં સત્યના પ્રકાશને નિરખવા, ધર્મ-પ્રેમ અને શાન્તિને ચહાવાવાળાં એ માનવ હૃદયો! શાન્ત થાવ! શાન્ત થાવ! પ્રભુની દૈવિ પ્રસાદિ તમારાં સંતપ્ત હૃદયોમાં શાન્તિ પ્રેરવા પુનઃ જાગ્રત થાય છે! અને તેની દિવ્ય જ્યોતિનો રમણીય પ્રકાશ જગતની સમગ્ર માનવજાતિના પવિત્ર, સરળ અને સહૃદય જીવાત્માના હૃદય પ્રદેશપર જાગ્રત થવા લાગ્યો છે!

* * * *

જગતની આ ભયંકર ઉથલ પાથલોની પાછળ, ક્લેશ અને કલહના આ ભયંકર ઉલ્કાપાતની પાછળ, એક શાન્ત પણ ગંભીર દિવ્ય અને પ્રચંડ દૈવિ શક્તિ—આસુરી વૃત્તિના આ ભયંકર તોફાનોને શાન્ત કરતી; માનવ હૃદયપર પોતાની સત્તા જમાવી, જગતને સત્યનો, ન્યાયનો, પવિત્રતાનો અને પ્રભુની દિવ્ય શક્તિનો સ્વાનુભવ કરાવવા ગતિમાન થઇ ચૂકી છે! સમગ્ર જગતને પોતાના દૈવિ પ્રવાહમાં રેલાયમાન કરવા પ્રવાહિત થઇ ચૂકી છે!

* * * *

પાશ્ચાત્ય જગત (યુરોપ-અમેરિકા વિગેરે પ્રદેશો) માં આ દૈવિચૈતનાનો દિવ્ય પ્રવાહ રેલાવા—એ જગન્નિયંતા પ્રભુની દિવ્ય શક્તિએ—પૂજ્યપાદ સ્વામિશ્રી વિવેકાનંદ સ્વરૂપે અમેરિકામાં ચિકાગોની ધર્મ મહા પરિષદમાં સમગ્ર જગતના મુખ્ય મુખ્ય ધર્માચાર્યોની સમક્ષ આર્ય મહર્ષિઓના આ દિવ્ય સિદ્ધાંતોને સ્થાપિત કર્યા; આર્ય ભૂમિનાં સનાતન સત્યોનો દિગ્વિજય કર્યો અને સ્થળે સ્થળે અમેરીકાના પ્રત્યેક નગરમાં, પ્રત્યેક પ્રતિષ્ઠિત મંડળોમાં-પ્રત્યેક શિક્ષણ સંસ્થાઓમાં સ્વામીજીને નિમંત્રણો થવા લાગ્યાં, સુપ્રસિદ્ધ તત્વવેત્તાઓ, વિખ્યાત ડૉક્ટરો, અને [illegible] પૈકેનરોએ તેમજ હજારો સત્યના જીજ્ઞાસુ આત્માઓએ તેમના વતનમાં [illegible] અપૂર્વ સત્યનો સ્વાનુભવ કર્યો, અને એ રીતે પ્રભુની દૈવિ ચૈતન્ય શક્તિ [illegible] પ્રવાહિત થવા લાગી! અમેરિકા, ઇંગ્લેંડ અને પાશ્ચાત્ય પ્રદેશનાં [illegible] મોસાફરીઓ સ્થપાઈ—અને

પાશ્ચાત્ય જગતના શોધકોને-તત્વવેત્તાઓને અને જ્ઞાન પિપાસુ આત્માઓને પૂર્વની પ્રજામા કાંઇક અપૂર્વતા રહેલી છે-એ શ્રદ્ધાનુ બીજક રોપાયુ

*　　　*　　　*　　　*　　　*

પૂજ્યપાદ સ્વામિ વિવેકાનન્દજી દ્વારા પ્રવાહિત થયેલી આ દિવ્ય ચૈતન્ય શક્તિને તેમજ પશ્ચિમમા અને સમગ્ર જગતના માનવ હૃદયોમાં શાન્તિનો પ્રવાહ અખંડ કાયમ **રહેવા પ્રભુની દિવ્ય ચૈતન્ય શક્તિનુ એવુંજ જ્વલંત ચૈતન્ય પરમપુજ્ય સ્વામી શ્રી રામતિર્થજી દ્વારા પુનઃ પ્રચલિત થયું-અમેરિકા-યુરોપ-મીસર-જાપાન-અને હિંદુસ્તાનની ભૂમિકા પર પુજ્યપાદ સ્વામીજીનાં દિવ્ય વ્યાખ્યાનો અને સદુપદેશથી જે દિવ્ય ચૈતન્ય સત્તા જાગ્રત થઈ ચૂકી છે, તેનાં સુન્દર ફળો અત્યારની જાગ્રતિ દ્વારા અને ભાવિ ઉન્નતિનાં સુચિન્હો દ્વારા આપણે અનુભવીએ છીએ.**

*　　　*　　　*　　　*　　　*

પ્રાચીન આર્ય ઋષિવરોના સનાતન સત્યોનો પ્રચાર, એજ પ્રભુની દિવ્ય ચૈતન્ય શક્તિનો પ્રવાહ છે પ્રાચીન આર્ય ઋષિઓના જેવુ પવિત્ર-જીવન ગાળવુ એજ પ્રભુની દિવ્યતાનો સાક્ષાત્કાર છે, અને એજ જીવાત્માને સાચી શાન્તિ-સત્ય-અને-આનંદનો સ્વાનુભવ આપી શકે,—આવુ જ્ઞાન-આવો જીવનક્રમ-જે ભારતવર્ષના સન્તોમા અનાદિકાળથી ચાલ્યો આવે છે તે સમગ્ર જગતમા પ્રચલિત કરવા-પાશ્ચાત્ય વિદ્યા-અંગ્રેજી ભાષા-અને સાહિત્યના-પાશ્ચાત્ય વિજ્ઞાનના અભ્યાસી સન્તોની જરૂર હતી; જેઓ જડવાદની પ્રત્યેક શંકાઓનો પૂર્ણ પ્રત્યુત્તર આપી શકે અને-જેમનુ હૃદય આર્ય ઋષિઓના પવિત્ર હૃદયની નિર્મળ જ્યોતિમા પ્રભુમય થઇ ચુક્યુ હોય-જેઓ આર્ય સંતોના દિવ્ય ચારિત્ર્યમાં પોતાના અહંભાવને પૂર્ણ ખોઈ ચુકયા હોય અને જેમની રગે રગમા ભારત વર્ષના દિવ્ય સનાતન સત્યોનો રણુકાર વાગી રહ્યો હોય એવા સન્તોની અત્યારના જમાનાને જરૂર હતી-અને પરમ પૂજ્ય સ્વામિ વિવેકાનંદજી, પરમ પૂજ્ય સ્વામિ રામતિર્થજી અને ભગવંત રામકૃષ્ણ દેવના દૈવી મીશનના સંચાલક સ્વામિ અભેદાનંદજી અને તેમના સહયોગી-રામકૃષ્ણ મીશનના સેંકડો ઋષિવરો (સન્યાસીઓ) આ દૈવિ ચૈતન્ય જગતમા પ્રચલિત કરવા પ્રભુના દૈવી પ્રવહમાં જીવન સમર્પણ કરી-નિરંતર પ્રયત્ન કરી રહ્યા છે !

*　　　*　　　*　　　*　　　*

અને હવે તો શ્રી રામકૃષ્ણ મિશનના દિવ્ય સન્યાસી સમુહના પ્રબળ પ્રયત્નથી એશીયાના અને પૂર્વની પ્રજાના આદર્શ કવિવર મહર્ષિ રવિન્દ્રનાથ ટાગોરનાં દૈવી કાવ્યો અને વ્યાખ્યાનોથી, વર્તમાન યુગના આર્ય ઋષિરાજ બાબુ અરવિંદ ઘોષના દૈવી તત્વજ્ઞાનથી જગતની સમગ્ર માનવ જાતિમા, આ દીવ્ય ચૈતન્ય જ્યોતિ જાગ્રત થઇ ચૂકી છે, અનેક દૈવી આત્માઓ, અમેરિકા અને યુરોપથી, આર્યાવર્તની પવિત્ર ભૂમિકામા-સનાતન સત્યનો પ્રભુની દિવ્ય જ્યોતિનો, આ દૈવી ચૈતન્ય પ્રવાહનો, સ્વાનુભવ કરવા ભારત ભૂમ તરફ-હિમગિરિના દિવ્ય શીખરો તરફ પ્રયાણ કરી રહેલ છે

*　　　*　　　*　　　*　　　*

વર્તમાન પત્રમા હાલ જ સમાચાર પ્રકટ થયા છે કે એક વિદ્વાન અમેરિકન બાનુ જે શિલ્પ કળામાં કુશળ છે તે આર્ય ઋષિઓના જેવુ પવિત્ર જીવન ગાળવા, અને સનાતન સત્યનો સાક્ષાત્કાર કરવા ભારત વર્ષમા આવ્યા છે, અને બનારસ ( કાશીક્ષેત્ર ) ના શ્રી રામકૃષ્ણ આશ્રમમા હાલ રહ્યા છે ! એવા તો અનેક મુમુક્ષુ આત્માઓ હજારો માઈલથી, લાખોની સંપત્તિનો ત્યાગ કરી આ પવિત્ર ભૂમિ પ્રતિ-સત્યનો સાક્ષાત્કાર કરવા

ભારતના દિવ્ય સન્તોની દિવ્યતાને સ્વજીવનમાં સ્વાનુભવ કરવા આવે છે ! જય હો ! ભારતના સન્તોનો ! જય હો ! પ્રભુની ચૈતન્ય શક્તિનો !

* * * * *

આપણે ત્યાં પણ વર્તમાનકાળની જાહેર ચળવળોમાં અને પ્રજાની રાજ્યદ્વારી પ્રગતિમાં આવેલું ચૈતન્ય; આ દિવ્ય ચૈતન્ય શક્તિનું અદશ્ય સ્ફુરણ જ છે. જોકે, આર્ય સન્તોની દષ્ટીએ-આર્ય ઋષિવરોની આધ્યાત્મિક દષ્ટીએ-એમાં ઘણી ઘણી અપૂર્ણતા, ત્રુટીઓ, અને કેટલેક અંશે પાશ્ચાત્ય પ્રજાની આસુરી વૃત્તિ અને જડવાદી જુસ્સાનો આવેશ જણાય છે-તે રાજ્યદ્વારી લડતોમાં છૂપાઇ રહેલા અસત્યનો, અધર્મનો, અને અપ્રમાણિકતાના અંશોને દૂર કરવા પરમ કૃપાવન્ત પરમાત્મ સત્તા દ્વારા-આદર્શ કર્મયોગિન મહાત્મા ગાંધીજી દ્વારા હિન્દની રાજ્યદ્વારી લડતોનું ક્ષેત્ર પવિત્ર કરવાનું કાર્ય પ્રભુએ શરૂ કરી દીધું છે, અને આથી જ તેમની પ્રજા સેવાના આ મહદ યજ્ઞમાં સામેલ થવા સમગ્ર ભારતવર્ષમાં ઉત્સાહ, વેગ અને, શ્રદ્ધા પ્રકટી રહ્યાં છે. જ્યાં સુધી તેમની પ્રવૃત્તિમાં-પવિત્રતા-ન્યાય-કર્મ-સત્ય-અને અહિંસાનાં શુદ્ધ તત્વો આદર્શ રૂપે સ્વીકારી આચારમાં પ્રચલિત રહેશે ત્યાં સુધી આ જાગૃતિના સુદર્શન ચક્રને-આ દૈવી ચૈતન્યના પ્રબળ પ્રવાહને રોકવા કોઇ પણ શક્તિ સમર્થ થશે નહીં એ નિશ્ચિત છે, એટલું જ નહીં પણ પ્રજાની આ જાગૃતિના પ્રવાહને, આર્ય ઋષિઓના સનાતન સાત્વિક જીવનક્રમને અનુસરી, વહન કરવામાં આવે તો આ દૈવી ચૈતન્ય ભારતવર્ષની પ્રજાની સર્વ પ્રકારે ઉન્નતિ કરી, સમગ્ર જીવનની પ્રજામાં શાન્તિ-પ્રેમ અને સત્ય જ્ઞાનનો દૈવી પ્રવાહ વહેવડાવી જગત માત્રને પ્રભુમય જીવનનો દૈવી પ્રસાદ સમર્પી શકે.

* * * * *

અત્યારે જગતનાં ભયંકર યુદ્ધો, રાજ્યદ્વારી કાપટ્ય તંત્રો, અને વ્યાપારી ધૂર્તતાથી ઉત્પન્ન થયેલા ક્લેશ, ભૂખમરો અને સંતાપથી સંતાપિત થયેલાં સત્યનાં જીજ્ઞાસુ આર્ત હૃદયો પૂર્વની પવિત્ર ભૂમિકા તરફ શાંતિ, પવિત્રતા-પ્રેમ અને સત્ય જ્ઞાનની દૈવી જ્યોતિનાં દર્શન કરવા તત્પર થઇ રહ્યાં છે; ત્યારે એજ ભૂમિના નિવાસીઓએ કેટલી ત્વરાથી ચેતી જાગ્રત થઇ-એ દિવ્ય પ્રભુ ચૈતનતાને પોતાના જીવનમાં ઉતારવા તત્પર થવા કેટલી અનિવાર્ય અગત્ય છે ! ! ! જાગો ! ઓ પ્રભુનાં વ્હાલા આર્ય સંતાનો-જાગો ! જાગો ! પ્રભુની દિવ્ય ચેતના જગાડે છે ! ! !

* * * * *

વર્તમાન જાગૃતિના પ્રદેશમાં-ગુજરાત આગળને આગળ વધતું જાય છે ! ત્યારે એ જાગૃતિના પ્રવાહમાં ચૈતન્યમય બના ઓ ! ગુર્જર પ્રદેશના નિવાસી બંધુઓ ! જાગ્રત થાવ ! જાગ્રત થાવ ! પ્રભુની દિવ્ય ચૈતન્ય શક્તિનો દૈવી પ્રવાહ નૂતન પ્રકારે કોઇ ઓર રમણીના સહ ગતિમાન થઇ ચૂકો છે ! સાવધાન થાવ ! પવિત્ર થાવ ! પ્રાચીન ઋષિવરોના પવિત્ર જીવનનો સ્વાનુભવ કરવો, એ પવિત્ર આર્ય ભૂમિનાં સનાતન સત્યોનો જીવનમાં સાક્ષાત્કાર કરવા-અને જગત માત્રના સમગ્ર જીવ સમુદાયમાં-શાન્તિ-પ્રેમ-આનંદ-પવિત્રતા-સત્ય-અને દિવ્યતા રેલાવવાના પ્રભુના આદેશમાં સાધનરૂપ થાવ. આવે છે ! આવે છે ! પ્રભુનો દૈવી પ્રવાહ, ચૈતન્યમય જ્યોતિનો રમણીય શાંત ધ્વનિ-આવે છે ! જગતના સમગ્ર જીવાને જાગ્રત કરે છે. ' ૐ જય હો ' જગતના સંત મહા પુરૂષોનો ! ભારતના પવિત્ર ઋષિ જીવનનો જય જયકાર હો !

કીમસ્ટેશન. લી.
ગુજરાત આરોગ્યશાળા માર્ગશીર્ષ, ભારતના સન્ત મહા પુરૂષોનો ચરણરજ સેવક,
શુક્લ-એકાદશી. વલ્લભરાય ઝવેરીલાલ વૈદ્ય.
ના ૐ પ્રણામ ! ! !

# विवेकानन्द-जीवन-प्रसंग.

## ( ૫ )

### વિદ્યાલયમાં ( ૭ ) ચાલુ





નરેન્દ્રે પૂછ્યું કે: એ વૃક્ષ ઉપર ચઢવાથી શું થાય ?" વૃધ્ધે કહ્યું: "એ વૃક્ષ ઉપર એક બ્રહ્મ રાક્ષસ રહે છે. તેનું મુખ બહુ ભયંકર છે. મધ્ય રાત્રે ધોટ સફેદ ચાદર ઓઢી તે બધે ફરે છે." બ્રહ્મ રાક્ષસરૂપી ભૂતની અદ્ભુત વાત સાંભળી નરેન્દ્ર આશ્ચર્ય પામી વિચારવા લાગ્યા કે: "ભૂત આપણને શું કરે, વારૂ ? એ પ્રમાણે ફરવા સિવાય તે બીજુ કાંઇ કામકાજ કરતો હશે કે નહિ ?" વગેરે. એ સમયે વૃધ્ધે પુનઃ કહ્યું: "જે માણસ ચંપાના વૃક્ષ ઉપર ચઢે છે તેનું રાક્ષસ ગળુ મરડી નાંખે છે." નરેન્દ્રે તે સમયે તો કંઇ કહ્યુ નહિ. થોડીવાર પછી વૃધ્ધે જાણ્યું કે: જુલાબ લાગ્યો ખરો એમ કહી મનમાં ને મનમાંજ હસતા હસતા ત્યાંથી ચાલ્યા ગયા કે તુર્તજ નરેન્દ્ર પુનઃ ચંપાના વૃક્ષ ઉપર ચઢયા. એ તે કાંઇ બીજા બ્હીકણ છોકરાં જેવા હતા ? વીર નરેન્દ્રને એવા પ્રયોગો કરવા ગમતા હતા, તેથીજ વૃક્ષ ઉપર ચઢયા હતા. તેમની ઇચ્છા હતી કે: બ્રહ્મરાક્ષસ દેખા દે તો તેના ઉપર મૂત્ર રેડી તેને વશ કરવો, પણ તેમના સહાધ્યાયી મિત્રે કહ્યું કે: "ના, ના, એવું કામ કરતો નહિ, તેમ કરશો તો તે રાક્ષસ ત્હારૂં ગળું મરડી નાખશે." મિત્રને ભય પામેલો જોઇ નરેન્દ્ર ઉચ્ચ હાસ્ય કરી ઉઠયા અને બોલ્યા કે: "તું કેવો બ્હીકણ છોકરો છે? કોઇએ કંઇ વાત કહી તે શું સાચી માની લેવી? જો એ વૃદ્ધની બ્રહ્મ રાક્ષસની વાત સાચી હોત તો અનેક વખત હું વૃક્ષ પર લટકયો તે વખતે તેણે મ્હારૂં ગળુ કેમ તેણે મરડી નાખ્યુ નહિં ? એ તો ગપાટા બાઇ ગપાટા !"

કદાચ એ તો અવશ્ય બાળક છોકરાની વાતોજ કહી શકાશે. હજી પણ અનેક બાળકો સંબંધી એવી અથવા એથી પણ સારી વાતો સાંભળવામાં આવશે, પરંતુ એમાં ધ્યાન ખેંચાય એવો વિષય માત્ર નરેન્દ્રનો ઉત્તર જ છે કે: "કોઇએ કંઈ વાત કહી તે શું સાચી માની લેવી ?" એવા વિચાર તેમને મુખેથી નિત્ય સાંભળવામાં આવતા. તેઓ વિચાર કર્યા વિના અંધની પેઠે કોઇપણ વસ્તુ ઉપર વિશ્વાસ રાખવાના મહાન્ વિરોધી હતા. ઉત્તર વયમાં તેઓ કહેતા કે:—"પુસ્તકમાં લખ્યું છે તેથી તે સત્ય હોવું જ જોઇએ એમ માની કોઇપણ વસ્તુને સત્ય માનશો નહિ. અમુક મનુષ્યે કહ્યું છે તેથી તે સત્ય હોવું જોઇએ એમ માની એકાએક તે વસ્તુને પણ સત્ય માની લેશો નહિ. સત્ય એ શું છે તેનું સાચું સ્વરૂપ જાણવા માટે તમે પોતેજ યત્ન કરજો. એનુંજ નામ સત્ય પ્રાપ્તિ અથવા સત્ય-લાભ માનજો."

ઉપરોક્ત સહાધ્યાયી મિત્રના પિતા નરેન્દ્રનાથ ઉપર બહુ પ્રેમ રાખતા, અને ભવિષ્યમાં તે એક સુવિખ્યાત મનુષ્ય થશે એવો તેમને વિશ્વાસ હતો. એક દિવસ નરેન્દ્રને ઉપરોક્ત મના કરેલા ચંપાના વૃક્ષ નીચે હીંચકા ખાતાં જોઇ વૃધ્ધે તેને પોતાની પાસે બોલાવી કહ્યું: " છોકરા, તું સમસ્ત દિવસ ઘેરેઘેર ભટકી આ પ્રમાણે રમતો ફરતો હશે, એમ ધારૂં છું ? તું વિદ્યાભ્યાસ કરે છે ખરો કે ? " નરેન્દ્રે ઉત્તર દીધોઃ " જી, હા, હું બન્ને કામ કરૂં છું. રમું છું અને ભણું છું પણ ખરો. " તેજ વખતે વૃધ્ધે પરીક્ષા લેવાનું શરૂ કર્યું. તેમણે ભુગોલ, અંકગણિત, કવિતા વગેરે બોલાવી સર્વ વિષયની પરીક્ષા લેવામાં આવી. નરેન્દ્રે ચટ્ચટ બધા પ્રશ્નના ઉત્તર દીધા. પરીક્ષક ગૃહસ્થે અત્યંત ખુશી થઇ કહ્યું: " સાબાશ, સાબાશ. સારી વાત છે. વારૂ પણ ત્હારી દેખરેખ કોણ રાખે છે ? ત્હારા પિતા તો લાહોરમાં છે. " નરેન્દ્રે ઉત્તર દીધોઃ " હા, પિતાજી લાહોર છે એ ખરૂં પણ માતા તો અહિં છે ને ! તે મ્હને શીખવે છે, શિખામણ આપે છે અને હું પોતે પણ વિદ્યાભ્યાસ કરૂં છું " તે ગૃહસ્થે તેને વિશેષ નહિં કહેતાં મનમાં ને મનમાંજ કહ્યું કેઃ " ધન્ય છે. વખત આવતાંજ તું ઉત્તમ પુરૂષ નિવડશે. ત્હારી ઉન્નતિ થશે. હું અંતઃકરણપૂર્વક ત્હને આશીર્વાદ આપું છું. " એ સમયથીજ તેઓ નિત્ય નરેન્દ્રની ખબર કાઢતા અને તેના જીવનની નીતિ રીતિ ઉપર વિશેષ આગ્રહપૂર્વક લક્ષ્ય રાખતા.

નરેન્દ્રનાથનું વય જે સમયે નવ દશ વર્ષનું હતું તે સમયે બનેલા એક બનાવથી તેમના સાહસનો વિશેષ પરિચય થાય છે. સાંભળોઃ-

એ સમયે એક દિવસ તેઓ કેટલાક સહાધ્યાયી મિત્રોને સાથે લઇ મેટ-બુરૂજમાં લખ્નોના ભૂતપૂર્વ નવાબ વાજિદઅલિશાહની પશુશાળા જોવા જવા માટે ચાંદપાળ ઘાટેથી હોડીમાં બેઠા. પશુશાળા જોઇ પાછા ફરતી વખત એક બાળકનું શરીર ઠીક નહિં હોવાથી તેને હોડીમાંજ ઉલટી થઇ. એમ થવાથી મુસલમાન માછીઓ બાળકોપર અત્યંત ગુસ્સે ભરાઇ એકેલું તેને હાથે કાઢી સાફ કરાવવાની હઠ લઇ બેઠા. બાળકોએ તે બીજા કોઇ દ્વારા સાફ કરાવી લેવા કહ્યું અને તેને બદલે બમણું ભાડું આપવા કબુલ્યું. માછીઓએ તે કબુલ નહિં કરતાં ઉલટીની જગા તુર્તજ સાફ કરી નાંખવા વારંવાર આગ્રહ કર્યો. બાળકોએ તેમ કરવા ના પાડી એટલે મુસલમાન માછીઓ બાળકોને ગાળો દઇ તિરસ્કાર કરી હોડી કિનારે નહિં લઇ જવાનો ભય બતાવવા લાગ્યા. બન્ને વચ્ચે બોલાબોલી થતાં છેવટે બન્ને પક્ષ બાથંબાથ આવવાની તૈયારી થઇ અને કિનારા ઉપર જેટલા માછી હતા તેટલા સર્વે એક સંપ થઇ બાળકોને મારવા તૈયાર થયા. બધા વિપદમાં પડયા. બધામાં નરેન્દ્રનાથ વયમાં ન્હાનો હતો. હોડી કિનારા નજીક ચઢાવો કરી કિનારે ગોઠવવાની તૈયારીમાં હતી એટલામાં નરેન્દ્રનાથ ઝપાટાબંધ કૂદકો મારી કિનારે ઉતરી પડયો અને શું કરવું તેનો વિચાર કરતો ઉભો હતો એટલામાં ગોરે વેગળે બે ગોરા પુરૂષો દવાખાના મેદાન તરફ જતા હતા. એ જોઇ તેમણે ત્યાં દોડી જઇ ભાંગીતુટી અંગ્રેજી ભાષામાં પોતાની પરિસ્થિતિ

અને તેના લથડતા પગને યોગ્ય માર્ગે ચાલવાની સગવડ કરી તેને હોડીની પાસે લાવી ઉભો રાખ્યો. માછી, ખલાસી અને બાળકો, તેમને જોતાંજ સ્તબ્ધ થઇ ગયા ! એક તો તેઓ સાહેબ, તેમાં વળી ગોરા-અને અધુરામાં પૂરૂં દારૂડીયા ! માછીઓ તો તેમને જોતાં જ બ્હી ગયા હતા. ગોરાઓએ હાથમાંની સોટીયો ઉંચી કરી કઠોર કણ્ઠે કહ્યું: " આભિ સોકકે લોગકોં ઉતરને દેઓ, નહિ તો માર ડાલેગા. " એટલે માછીઓ " આચ્છા સાહેબ, બહુત આચ્છા સાહેબ, આભિ સાહેબ. " બોલતા - બોલતા તુર્તજ હોડી કિનારે લાવ્યા અને બીજા બધા ભય પામી પોતપોતાની હોડીમાં ચાલ્યા ગયા. નરેન્દ્રનાથની વર્તણુકથી બન્ને સાહેબો તેના ઉપર એટલા બધા ખુશી થયા હતા કે: તેને તે દિવસે પોતાની સાથે નાટક જોવા આવવાનો આગ્રહ કર્યો પરંતુ તેમણે તે માંગણી ઉપકાર સહિત ના પાડી. કૃતજ્ઞતા-પૂર્ણ હૃદયે તેઓ મિત્રો સાથે ઘેર વિદાય થયા.

નરેન્દ્રનાથના સાહસનો પરિચય મેળવવા તેમના બાલ્યજીવનના એક બે બીજા બનાવો પણ આ સ્થળે પ્રકટ કરવામાં આવે છે. ભૂતપૂર્વ શહેનશાહ સપ્તમ એડવર્ડ જે વર્ષે પ્રિન્સ ઑફ વેલ્સ થઇ ભારતવર્ષમાં પ્રવાસ કરવા પધાર્યા હતા, તેજ વર્ષમાં, વિલાયતથી " સિરાપિસ " નામક " ડ્રેડનોટ " જાતની એક મ્હોટી લશ્કરી સ્ટીમર કલકત્તાના બંદરમાં આવી હતી. તે સમયે નરેન્દ્રનું વય માત્ર ૧૧ વર્ષનું હતું. નરેન્દ્રના મિત્રોએ હઠ લીધી કે: એ સ્ટીમર જોવા જવું જ જોઇએ, સ્ટીમર જોવા માટે બંદરના ઉપરી અધિકારી સાહેબનો પાસ જોઇએ. પરંતુ નરેન્દ્ર કોઇ પણ કામમાં પાછું પગલું ભરે તેમ ન હતા ! તેઓ ચોરંગીમાં ઉપરી સાહેબની ઓફિસમાં પહોંચ્યા. તેમના જેવા ન્હાના બાળકને પહેરેગીર ચપરાસીએ આંખો ચઢાવી તીરસ્કાર કરતાં કહ્યું કે: " ચાલ્યો જા અહિંથી ! સાહેબ જોડે વાત કરનાર મ્હોટા માણસ આવ્યો છે તે જોયો તને ! લશ્કરી સ્ટીમર જોવી છે તે જાણ્યું ! ન્હાસી જા ! " ચપરાસીની ધમકીથી પ્રથમ તો નરેન્દ્ર જરા ગભરાયા પરંતુ માત્ર એક ક્ષણને માટે જ ! થોડી વારમાંજ તેમનું મુખ તેજસ્વી થઇ ઉઠયું. ઓફીસના પાછલા વિભાગમાં એક લોઢાની નિસરણી જોતાંજ તેમણે કલ્પના કરી કે: કદાચ એ-રસ્તેથી જ સાહેબની ઓફીસમાં જવાતું હશે. જ્યાં વિચાર થયો કે તુર્તજ ચપરાસીની નજર ચુકવી નિસરણી ઉપર ચડવા માંડયું. વાર કેટલી ? ઉપર જતાંજ જોયું કે: યોગ્ય સ્થળે જ પહોંચ્યા છીએ. પડદો ખસેડી ઓરડામાં પ્રવેશ કર્યો. ઓફીસમાં બીજા પણ ઘણાં માણસો ઉભા હતા. બધા સ્ટીમર જોવાની અરજી લઇને સાહેબ પાસે આવ્યા હતા. નરેન્દ્ર પણ ઉભા રહી વાટ જોવા લાગ્યા. તેમણે પ્રથમથી જ અરજી લખી ગજવામાં રાખી હતી. પોતાનો વારો આવતાં જ તેમણે પોતાની અરજી સાહેબના હાથમાં મુકી. સાહેબે આનાકાની કર્યા વગર તેના ઉપર પોતાની સહી કરી. તે લઇને નરેન્દ્રનાથ પાછલે રસ્તે નહિં જતાં બધા લોકોની સાથેજ મ્હોટે રસ્તે ઉતર્યા. પેલો ચપરાસી સિપાહી તેમને જોઇ સ્તબ્ધ બની ગયો. આશ્ચર્ય પામ્યો ! તેણે પૂછ્યું: " તુમ કિસ તરહસે ઉપરમેં ગિયા થા ? " નરેન્દ્રનાથે જરા મશ્કરીના રૂપમાં મ્હોં મરડી કહ્યું: " હામ જાદુ જાનતા. " એમ કહી તેના પર નેત્ર કટાક્ષ ફેંકી ઘેર ચાલ્યા ગયા.

રામકૃષ્ણ મિશનના અધ્યક્ષ અને રામકૃષ્ણમઠના ચાલક સ્વામી સારદાનંદજી એ

સમયના જ એક બનાવનું વર્ણન કરતાં લખે છે કે " સિમલા મહોલ્લાના બાળકોને કસરત શિખવવા માટે તે સમયે કોર્નવૉલિસ સ્ટ્રીટ ( કલકત્તા ) માં એક જિમ્નેસ્ટિક અખાડો હતો. હિન્દુ મેળાના પ્રવર્તક શ્રીયુક્ત નવગોપાલ મિત્રેજ તેની સ્થાપના કરી હતી. પોતાના ઘરની નજીક હોવાથી નરેન્દ્રનાથ નિત્ય ત્યાં આવી સમાન વયના બાળકો સાથે કસરત શીખતા. મહોલ્લાના લોકોને મિત્ર મહાશય સાથે પ્રથમથી જ પરિચય થયેલો હોવાથી તેમને જ અખાડાની વ્યવસ્થા સોંપવામાં આવી હતી. અખાડામાં એક દિવસ લોઢાનો ટ્રાપિજ ( હિંડોળો ) દાટવા માટે બાળકો અતિશય યત્ન કરી રહ્યાં હતા. તેના લોહસ્તંભનો ભાર ઘણો હોવાથી થાંભલા ઉભા કરી શકાતા નહિં. બાળકોની એ મહેનત જોવા રસ્તામાં અનેક માણસોની ઠઠ જામી હતી. પરંતુ કોઇ તેમને સહાયતા કરવા અગ્રેસર થતા નહિં. લોકોની વચમાં એક બળવાન અંગ્રેજ સેલર ( ખલાસી ) ને ઉભેલો જોઈ નરેન્દ્રનાથે તેને સહાય કરવા આગ્રહ કર્યો. તેણે પણ આનંદપૂર્વક હા કહી બાળકો સાથે મહેનત કરવા માંડી. બાળકોએ દોરડાં વડે ટ્રાપિજનો ઉપલો ભાગ બાંધી ઉંચો કરવા લાગ્યા, અને સાહેબે તે લોહ સ્તંભના બે પગ, ધીમે ધીમે ખાડામાં બેસવવા માંડયા. આ પ્રમાણે કામ સુંદર રીતે ચાલતું હતું, એટલામાં એકાએક દોરડું તુટી ગયું, તેથી ટ્રાપિજના લોહસ્તંભ પુનઃ પૃથિવિ ઉપર પડયા અને તેનો એક પગ એકાએક ખાડામાંથી નીકળી જવાથી સાહેબને કપાળે સખ્ત આઘાત થયો. સાહેબ તો ચક્કર ખાઇ, ચૈતન્યહીન થઇ, ભોંય પર પડયો. સાહેબને અચેતન થયેલો અને તેના કપાળના ઘામાંથી અનરગળ લોહી નીકળતું જોઇ બધા જીવ લઇને ન્હાસી ગયા. માત્ર નરેન્દ્રનાથ અને તેમના બે ત્રણ ગાઢ મિત્રો ત્યાં ઉભા રહી વિપદમાંથી ઉદ્ધાર પામવાનો ઉપાય શોધવામાં રોકાયા હતા. નરેન્દ્રનાથે પોતાનું ધોતિયું ફાડી તેને પાણીમાં પલાળી સાહેબને કપાળે ઘા ઉપર બાંધી દીધું. તેના મુખ ઉપર પાણી છાંટી, પવન નાંખી ચેતન લાવવાનો યત્ન કરવા મંડયા. થોડી વાર પછી સાહેબને ચેતન આવતાં જ તેને બધાએ ઉંચકી સ્કામેની ટ્રેનિંગ એકેડેમિ નામક સ્કુલનાં એક ઓરડામાં લઇ જઇ શયન કરાવી, નવગોપાળ બાબુને એક ડાક્ટર લઇ ઉતાવળે આવવા સમાચાર મોકલ્યા. ડાક્ટર આવ્યા. તેમણે ઘા તપાસી કહ્યું: ઘા અસાધ્ય નથી. એક અઠવાડિયા સુધી ઉપચાર કરવાથી મટી જશે. નરેન્દ્રનાથની સેવા સુશ્રુષા અને ઔષધ-પથ્યાદિની સહાયતા વડે સાહેબ એટલા વખતમાં જ સાજો થઇ ગયો. તે સમયે મહોલ્લાના કેટલાક શ્રીમંત સદ્ગૃહસ્થો પાસેથી ઉઘરાણું કરી તે રકમ નરેન્દ્રે સાહેબને અર્પણ કરી વિદાય કર્યો. વિપદમાં આવી પડયા પછી ગભરાયા વિના તેમાંથી મુક્ત થવા જેવા અને તે વખતે ચિત્તશાંત રાખી કાર્ય કરવા જેવા અનેક બનાવો નરેન્દ્રનાથના બાલ્ય જીવનમાં બનેલા અમે સાંભળ્યા છે. "

સર્વ પ્રકારે નરેન્દ્ર આદર્શ બાળક હતા, અથવા બીજા રૂપમાં કહીએ તો તેમના સર્વ કાર્યમાં બાળક-મનુષ્ય-માત્રને શિખવા જેવા સદ્ગુણો જણાતા હતા. જો કે અન્ય બાળકોની પેઠે તેઓ પણ રમતા-કુદતા, એટલું જ નહિં પણ અન્ય બાળકો કરતાં કાંઇક વિશેષ રમતા, પરંતુ એકાંતમાં તેમના હૃદય પ્રદેશના ઉંડા ગુપ્ત વિભાગમાં અતિ ઉચ્ચ ભાવનાની ધારા સદા સર્વદા પ્રવાહિત થયાં કરતી. દેશ, કાળ અને પાત્રની હદ ઓળંગી જાણે તે કદાચિત્ કવચિત્ જાગ્રત થતી. તે સમયે જાણે તેઓ બાળક નહિ પણ

યુગ યુગાંતરના જ્ઞાન રાજ્યના એક પુરાતન પ્રવાસી હોય એમજ જાણી શકાતું તેમની બાલ્યાવસ્થાની ધ્યાનાવસ્થામાં, અથવા તન્મયત્વમા, કેટલાક દેવતાઓ ઉપરના પ્રેમમા, સન્યાસીઓ ઉપરની શ્રદ્ધામા, અને સન્યાસજીવન ગાળવાની આકાંક્ષામા અમે એ જ્ઞાનધારા જોઇ શક્યા છીએ. એ પ્રત્યેક અવસ્થામા, તેમના ઉત્તર સન્યાસ જીવનનો આભાસ સ્પષ્ટ રીતે જોઈ શકાતો હતો. તેઓ પોતાનામા એક વિશેષ પ્રકારની શક્તિનો અનુભવ કરતા હતા, અને એવાં એવાં અદ્દભૂત દ્રશ્ય જોઈ શકતા કે તેમની સમાન વયના બાળકોને એવાં દ્રશ્ય જણાતા નહિ એમજ માનવુ પડશે તે શક્તિ તેમના હૃદયના ઉચ્ચ પ્રદેશમાંથી જન્મ પામી હતી અંતઃકરણની એવી ગૂઢ શક્તિ પ્રત્યેક ક્ષણે આત્મ પ્રકાશ કરવા કોઇ એક માર્ગ શોધે છે એવો તેમને બાલ્યાવસ્થાના ક્ષુદ્ર સમયથી જ અનુભવ થતો તેઓ બાળરૂપમા આટલા બધા ચંચળ જણાતા હતા પણ તે તેમના હૃદયમા અંતર્યુદ્ધ ચાલતુ તેનું જ ફળ હતું તે શક્તિ, આનંદ પ્રાપ્ત કરવાની આશાથી તેમની પ્રત્યેક ઇન્દ્રિયમાં અને પ્રત્યેક અવયવમા દોડાદોડ કરતી અને રમવા કુદવા જેવા બહિર્વિષયમા તેમને ધકેલીને લઇ જતી પરંતુ વૈરાગ્ય-સિદ્ધ મહાપુરૂષનુ મન, બાહ્ય વિષયોમા કેટલો આનંદ પ્રાપ્ત કરે વારૂ ? તેઓ રસ શોધી રહ્યા હતા જે આનંદ-સાગરમા ડુબી રહેવા માટે તેઓ યત્ન કરી રહ્યા હતા તે તો બાહ્ય જગતમા હતોજ નહિ તે તો આન્તર પ્રદેશમા જ છુપાઇ રહ્યો હતો તેથીજ નરેન્દ્રનાથ-સ્વામી વિવેકાનંદજી-જે સમયે ધ્યાનમાં તન્મય થઇ જતા તે સમયની તૃપ્તિ આગળ કુદવા-ની તૃપ્તિ તુચ્છ જ થઇ જતી નિદ્રાવશ થતા પહેલાં તેમને જે અલૌકિક દર્શન થવાની વાત પૂર્વે લખાઈ છે તેવાં દર્શન તો નિયમિત તેમને થતા જ હતાં પરંતુ તે ઉપરાત એક વિષયનો ઉલ્લેખ આ સ્થળે કરવો ઉચિત જણાય છે તેઓ ધ્યાન ધરવા બેસતા તે સમયે શરૂવાતમા ન્હાના ન્હાના પ્રકાશના બિંદુ જોઇ શકતા. જાણે અનેક આગીયા—પતંગિયા નો પ્રકાશ હોય તેમ અનેક પ્રકાશના ( જ્યોતિના ) બિંદુ જણાતા, પરંતુ કેટલાક દિવસના અભ્યાસ પછી ન્હાના પ્રકાશ બિંદુને બદલે એક મ્હોટા જ્યોતિ પિણ્ડમાંથી એક રશ્મિપૂર્ણ વાદળુ ઉડી આવતુ જોવામા આવતું. ક્રમે ક્રમે તે અતિશય ઉજ્જ્વલ થઈ ઉડતુ અને તે ચતુષ્કોણ ક્ષેત્રનો આકાર ધારણ કરતુ. એ જ્યોતિ દર્શન સાથે, આધ્યાત્મિક રાજ્યમા અગ્રેસર થવાનો જે ગૂઢ સબંધ રહ્યો છે તે પ્રત્યેક દિવ્ય દ્રષ્ટિ સમ્પન્ન મહાપુરૂષોના વાક્યથી સિદ્ધ થાય છે.

## पितामाता द्वारा शिक्षण. (૮)





સન્તાનના જીવન ઉપર સર્વ કરતા, પિતા-માતાનો પ્રભાવ અધિક પડે છે, તે સર્વના જાણવામાજ છે સ્વામી વિવેકાનંદના જીવનમા પણ એ નિયમ વિરૂદ્ધ કાઈ જોવામાં આવતું નથી સાધારણ રીતેજ બાળકો પિતા પાસેથી બુદ્ધિ-વૃત્તિ અને જ્ઞાનનો આદર્શ તથા માતાદ્વારા હૃદય વૃત્તિ અને નૈતિક આદર્શ પ્રાપ્ત કરે છે તેમ છતાં કોઈક અમુક સ્થળે એ સિદ્ધાંતથી વિરૂદ્ધ—ન્યુનાધિક પણ જોવામા આવે છે. પ્રત્યેક સ્થળે સંગતિથી પણ મનુષ્યમા ઉચ્ચ-નીચ ગુણ-અવગુણનો પ્રવેશ જોવામાં આવેછે

વિવેકાનંદજી પોતાના પિતાની વિદ્યા-બુદ્ધિ, ગાંભીર્ય અને વિવેચના-શક્તિને એટલી બધી શ્રદ્ધાની દૃષ્ટિએ જોતા કે જેથી અન્ય કોઇપણ મનુષ્યને પિતાના સમાન માનતાજ નહિં. તેમ છતાં કોઈ સમયે પિતાનું કોઇ કથન યુક્તિસિદ્ધ નહિં જણાતાં તેજ ક્ષણે તેઓ પિતાના મતનું ખણ્ડન કરી પોતાના મતનું મણ્ડન કરવાનો યત્ન કરતાં જરાપણ સંકોચ પામતા નહિં. એટલુંજ નહિં પણ તેમના ધાર્મિક-જીવનનો માર્ગ દર્શાવનાર પરમહંસદેવને પણ તેઓ પ્રથમ શરૂવાતમાં અભ્રાન્ત ધારતા નહોતા, અને જે સમયે તેમના મન સાથે મળતા થતા નહિં તે સમયે તત્ક્ષણાત્ સ્પષ્ટ વાક્યદ્વારા તેમના વિરૂદ્ધ મત પ્રકટ કરતા પરંતુ તેમના એવા મતવિરોધને કોઇ આત્મગર્વરૂપ-પ્રતિકૂલ-આચરણ માની લેતા નહિં. એ કાંઈ પોતાનો મત સિદ્ધ કરવા માટે અન્ધવિદ્રોહિતા નહતી, પરંતુ એ તો માત્ર પોતાની માન્યતા-સત્યપરાયણતા-સત્યને માટે યુક્તિ સાથે યુક્તિનું દ્વંદ્વ હતું, તેઓ વિચાર કરીનેજ પ્રત્યેક પગલું ભરતા, વિચાર કર્યા સિવાય કોઇનું પણ વાક્ય સત્ય માની લેતા નહિં. પોતાના વિચાર અને યુક્તિ-પ્રમાણને અનુકૂળ જણાતું તેજ તેઓ સ્વીકારતા અને જે કાંઇ પ્રતિકૂળ જણાતું તેના વિરૂદ્ધ પોતાની સર્વ યુક્તિ તર્કનો ઉપયોગ કરતા. તેમના પિતાના શિક્ષણને લીધેજ તેમનો એવો સ્વભાવ રચાયો હતો. વિશ્વનાથ બાબુએ પુત્રની બુદ્ધિ વૃત્તિનો વિકાશ કરવા માટે વિશેષ યત્ન કર્યો હતો. જે જે વિષયોની આલોચનાદ્વારા જ્ઞાનની ગંભીરતા, વિચારની ગહનતા અને સુસંકલિત વિચારોની આવશ્યકતા જણાતી તે સર્વ વિષયોની પુત્ર સાથે લાંબો સમય સુધી ચર્ચા કરતા અને પુત્રને સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવાની હંમેશાં તક આપતા. પોતાનો મત પુત્રને શિર મૂકવાથી તેના અન્તરમાં કોમળ બુદ્ધિનું બાળક દબાઇ જઇ ધીમેધીમે જડત્વ પ્રાપ્ત કરે છે એ તેઓ સારી પેઠે સમજતા. તેટલા માટેજ સ્મરણશક્તિના બળવડે કેટલાંક પુસ્તકો મોઢે ગોખી રાખવાના કાર્યને તેઓ શિક્ષણ માનતા નહિં. જે શિક્ષણ-જે જ્ઞાન વડે સત્યાસત્યનો નિર્ણય કરવાની શક્તિ જન્મે અને વિચાર-બુદ્ધિ દૃઢ થાય તે શિક્ષણનેજ જ્ઞાન પ્રાપ્ત કરવાનું એક પગથિયું સમજતા. શિક્ષણ કાર્યમાં પ્રત્યેક વિષયનાં મૂળ સત્ય સ્વામીજીએ એ પ્રમાણેજ, પોતાના પિતા પાસેથીજ પ્રાપ્ત કર્યાં હતાં, અને સંકીર્ણતાની હદ ઓળંગી, ઉદાર દીર્ઘ દૃષ્ટિ વડે સત્યનું અવલોકન કરવાનો અભ્યાસ કર્યો હતો, એ પ્રમાણેજ પ્રત્યેક વસ્તુનો માત્ર ઉપરનો દેખાવ નહિં જોતાં તેનો તલ-પ્રદેશ—આંતર-ભાગ, પ્રત્યક્ષ જોવાની આકાંક્ષા બાલ્યાવસ્થાથી જ તેમના હૃદયમાં ઉદય પામી હતી, અને પિતાની સહાયતાથીજ, તેઓ ગહન યુક્તિ—તર્કની બહુ વિસ્તૃત જાળની મધ્યમાંથી તેનું સારતત્ત્વ સમજી શકતા અને તેને અતિ સરલ, વિશુદ્ધ ભાષામાં ઘણી સહેલાઇથી લોક સમક્ષ નિવેદન કરતાં શીખ્યા હતા. ઇતિહાસ આદિ સતસાહિત્ય ઉપર પ્રેમ તેમજ જે શિક્ષણદ્વારા જીવનનો ઉદ્દેશ્ય વ્યાપક અને લૌકિક વ્યવહારમાં વ્યક્તિગત જોખમદારી અને કર્તવ્યનું જ્ઞાન ખીલી નિકળે તેવા પ્રકારનું શિક્ષણ તેમણે પિતા પાસેથી પ્રાપ્ત કર્યું હતું. વ્યાવહારિક જીવનના વાસ્તવિક સત્ય સાથે જે શિક્ષણનો સંબંધ અથવા પરિચય ન હોય એવું શિક્ષણ અથવા એવા વિચાર અને જ્ઞાનને નિષ્પ્રયોજનીય અનિષ્ટકર તુચ્છ જ્ઞાન સમજતા. ધારવામાં આવે છે કે તેટલા માટેજ વિવેકાનંદજી પણ ધર્મ સંબંધી ઉપહસિત પ્રચલિત મત અથવા અંધવિશ્વાસ અને વસ્તુતત્ત્વહીન દાર્શનિક યુક્તિવાદને બદલે સહજ અને સાક્ષાત્ અનુભવ કરવા જેવાં ધર્મના વિશેષણવાળી થતા હતા, અને તેજ પ્રાપ્ત કરવા માટે તેમણે સર્વને ઉપદેશ કર્યો છે.

વિશ્વનાથ બાબુનું અંતઃકરણ અતિ ઉચ્ચ હતું, તેઓ ભિન્નભિન્ન જાતિ અને ભિન્નભિન્ન ધર્માવલંબી જનોમાં અનેક મનુષ્યો સાથે-મિત્રતાના બંધનથી બંધાયા હતા. જાતિ અથવા વંશદ્વારા મનુષ્યની મર્યાદા નક્કી કરવાનો તેમનો સ્વભાવ નહોતો. જે મનુષ્યમાં મનુષ્યત્વ જોવામાં આવતું તેનેજ તેઓ સન્માન આપી તેનોજ આદર કરતા. જો કે પરમ્પરાથી ચાલતી આવેલી જાતીય નીતિ-રીતિ અને ધર્મનાં અનુષ્ઠાન આદિને પણ તેઓ અતિશય શ્રદ્ધાની દૃષ્ટિએ જોતા અને તેમાં મ્હોટું ગૌરવ માનતા. બાલ્યજીવનમાં પિતૃ-પ્રકૃતિનું એવું, સર્વ વિશેષત્વ વિશેષ ચિત્ત રાખીને અવલોકન કરવાનો નરેન્દ્રનાથને સુયોગ પ્રાપ્ત થયો હતો, તેથી પિતાની પ્રત્યેક ભાવનાઓ નરેન્દ્રના હૃદયના પ્રત્યેક પડમાં દૃઢ રૂપે અંકિત થઇ ગઇ હતી.

તે સમયે આ દેશમાં ખ્રિસ્તી-ધર્મનો વિશેષ પ્રભાવ હતો. પાદરીઓ સ્થળે સ્થળે ખ્રિસ્તીધર્મનો ઉપદેશ કરતા અને અનેક લોકોને ખ્રિસ્તીધર્મમાં દીક્ષિત કરતા. ખ્રિસ્તી બનાવના બંગાલા જેવો મત્સ્ય માંસાહારી, અને મદ્યપાન કરનાર દેશ, મૂર્ત્તિ પૂજા તરફ અભાવ ધરાવનારા બ્રહ્મસમાજીઓના તર્કવાદથી શંકાશીલ થઈ પડેલો દેશ, તેમાં વળી ખ્રિસ્તી ઉપદેશકો, અનેક પ્રકારની લલચાવનારી મધુરી વાણી વડે મુક્તિ અપાવવાનો ઉપદેશ આપી રહ્યા હતા ! વિશ્વનાથ બાબુએ તે ઉપદેશો અને ખ્રિસ્તનું જીવનચરિત્ર વાંચ્યા હતા. તેથીજ તેઓ પુત્ર સાથે વાર્તાલાપ કરતાં હિંદુ ધર્મ અને ખ્રિસ્તી ધર્મની વચ્ચે કયા કયા વિષયમાં પ્રભેદ છે તેની તુલના કરી બતાવવાનો તેઓ વિશેષ રૂપે યત્ન કરતા હતા, અને સાથે સાથે જે પ્રકારે સ્વધર્મ અને સ્વજાતિય સભ્યતા પ્રત્યે પોતાની શ્રદ્ધા અને પ્રેમ દૃઢ રહે તે સંબંધી પુત્ર પણ સાવચેત રહેતો. તેમની દૃઢ માન્યતા હતી કે ધર્મ એજ મનુષ્યજીવનગાપક યંત્ર છે. તેથી જેમનો ધર્મ અનેક શતાબ્દીઓની શિક્ષા અને મનોધિત-સુગઠિત સભ્યતા ઉપર પ્રતિષ્ઠિત છે તેમણે અલ્પ સમયમાં જન્મ પામેલો વિજાતીય ધર્મ ગ્રહણ કરવો એ સંપૂર્ણ અયોગ્ય-નિષ્પ્રયોજન રહિત છે. તેઓ કહેતા કે " સર્વ ધર્મ એકજ મહત્વ વિચારનું પરિણામ છે કે ? સર્વે શું એકજ સત્તનો ભિન્ન ભિન્ન સાક્ષાત્ અનુભવ નથી ? પ્રત્યેક જાતિને માટે પોતાનો સાક્ષાત્ અનુભવ અને વિચારનું પરિણામ ઓછું વત્તુ અનુકૂળ નથી શું ? " વિશ્વનાથ બાબુને દૃઢ વિશ્વાસ હતો, અને પુત્રને પણ તેમણે તેજ વિશ્વાસ-મંત્રમાં દીક્ષિત કર્યા હતા કે "જે સમયે કોઇ પણ મનુષ્ય સ્વજાતિય અતીત ગૌરવ વિસ્મૃત થશે, તેજ સમયે તેની આત્મ મર્યાદા લુપ્ત થશે, અને તેજ સમયે તે પોતાનો આત્મ-વિશ્વાસ ગુમાવી દેશે " પરાજય પામવો " એનો અર્થ, શસ્ત્રના બળ સમક્ષ દૈહિક સ્વતંત્રતા ગુમાવવી એવો નથી પરંતુ મનની સ્વતંત્રતા ગુમાવવી-વૈદેશિક ભાવના સમક્ષ પોતાના મનને નમન કરાવવું, એજ એનો અર્થ થાય છે.

ઉપરોક્ત પ્રમાણે નરેન્દ્રનાથે પોતાના પિતા પાસેથી અનેક વિષયનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. પિતાની વિદ્યાબુદ્ધિ ઉપર તેમને અગાધ વિશ્વાસ હતો, તે કારણને લીધેજ તેઓ તેમના પ્રત્યે અત્યન્ત સન્માન અને શ્રદ્ધા રાખતા તેમ છતાં પણ તેમનું આન્તરિક આકર્ષણ તો માતા પ્રત્યે હતું. માતાને તેઓ યથાર્થ દેવી માની તેમનું પૂજન કરતા અને સુખમાં, દુઃખમાં, બાલ્યાવસ્થામાં, યૌવનમાં, સંસારમાં, સન્યાસમાં, સ્વદેશમાં, વિદેશમાં, સામાન્ય અવસ્થામાં તેમજ સન્માન અને યશના સર્વોચ્ચ શિખર પર ઉભા રહ્યા હતા તે સમયે પણ

તેઓ પોતાની દિવ્ય માતાને અને તેમના દિવ્ય ઉપદેશને કદીપણ ભૂલ્યા નથી. તેઓ અનેક પ્રસંગે માતાનું સ્મરણ કરતા. મદ્રાસમાં નિવાસ કરતા હતા તે સમયે એક વખત માતાની સખ્ત બિમારીના સમાચાર સાંભળતાં જ તેમનું મન એટલું બધું નિરાશ અને શોકાતુર થયું હતું કે જ્યાંસુધી તારદ્વારા તેમનું દર્દ શાંત થવાના સમાચાર ન સાંભળ્યાં ત્યાં સુધી તેમનું ચિંતાતુર હૃદય શાંતિ પામ્યું નહિં તેમજ તેમની કરણ સુખમુદ્રા જરા પણ પ્રસન્ન જણાઈ નહિં. તે સમયે શોકાતુર ચહેરે તેઓ માત્ર તારનીજ વાટ જોયા કરતા. તેઓ પોતાના જીવનના છેલ્લા વિભાગમાં પ્રસંગોપાત કહેતા કે: ? "જે મનુષ્ય સત્ય નિષ્ઠાથી પોતાની માતાનું પૂજન કરતો નથી તે કદીપણ મહાન–સર્વોચ્ચ થઈ શકતો નથી." એક વખત તેમણે અનેક વિચાર કર્યા પછી ગર્વ સહિત કહ્યું કે: "જ્ઞાન વિકાશને માટે હું મ્હારી માતાનોજ ઋણી છું, "

માતા ભુવનેશ્વરીદેવી પુત્રોને હમેશાં ઉપદેશ આપતાં કે: " જીવન પર્યંત સત્યને માર્ગે સંચરજો. પવિત્ર થજો. પોતાનું સન્માન જાળવજો, અને કદીપણ બીજાનું માન ખંડન કરવાનો યત્ન કરશો નહિ, અથવા અન્યની સ્વતંત્રતામાં હસ્તક્ષેપ કરશો નહિ. અતિશય શાંત થજો પરંતુ આવશ્યક જણાતાં હૃદય દૃઢ કરજો. "

" સ્વતંત્રતાનું રક્ષણ કરવું " એ અતિશય મહાન્ માતૃ ઉપદેશ સ્વામિજીની નસેનસમાં ઉતરી ગયો હતો, તેનું મૂલ્ય તેઓ સમજતા હતા, તેથીજ તેઓ ઉત્તર વયમાં કોઇ પણ સમયે કોઇને ઉપદેશ દેતી વખતે બળપૂર્વક પોતાનો અભિપ્રાય અન્યને ગળે ઉતારવાનો તેમજ તેને પોતાના ધર્મ માર્ગ ઉપર ચલાવવાનો યત્ન કરતા નહિ. તેઓ માત્ર ધર્મ–માર્ગ દર્શાવી આપતા, અને સર્વ સમક્ષ ઉચ્ચ ભાવનાઓ પ્રકટ કરતા. તે પછી શ્રોતાજનો ઇચ્છા પ્રમાણે ગ્રહણ કરે અથવા કાર્ય કરવાનું શરૂ કરે, તેમાં તેમને વાંધા જેવું ન હતું.

બાલ્યાવસ્થામાં નરેન્દ્રનાથ માતા પાસે કોઈ વાત ગુપ્ત રાખતા નહિ. માતાને પોતાના પ્રાણથી અધિક ચ્હાતા હોવાથી સારૂં હો, અથવા માઠું હો, જે સમયે જે કાર્ય કરતા; જે જોતા અથવા જે સાંભળતા તે દોડતા આવી માતાને સંભળાવ્યા સિવાય તેમનો જીવ શાંત થતો નહિ. મેટ્રોપોલિટન સ્કૂલમાં અભ્યાસ કરતા હતા તે સમયે એક દિવસ ક્લાસના એક વિચિત્ર વિદ્યાર્થીના આચરણથી વિદ્યાર્થીઓને અત્યંત આનંદ થયો હતો. શિક્ષકે વિદ્યાર્થી બાળકોને ખાસ્સા ધમકાવ્યા. તેનાથી શાંત થવાનું તો દૂર રહ્યું પણ ઉલટું બાળકો નિર્લજ્જની પેઠે ઉચ્ચ હાસ્ય કરવા લાગ્યા! એ જોઇ ક્લાસનાં અન્ય બાળકો પણ હાસ્ય રોકી શક્યા નહિ. નરેન્દ્રનાથ નજીકજ બેઠા હતા. તેમને પણ એ હાસ્યમાં ભળેલા જોઈ શિક્ષકે ગુસ્સે થઇ તેમના કાન ઝમળ્યા. કાન આમળતાં આમળતાં અંતે તેમાંથી પુષ્કળ લોહી નિકળવા માંડ્યું. અપમાનિત અને વ્યથિત નરેન્દ્રનાથે, પુસ્તકો લઇ તુર્તજ ક્લાસ બહાર જવા માંડ્યું. એજ સમયે સ્વર્ગસ્થ પૂજ્ય વિદ્યાસાગર મહાશય એ રસ્તે થઇને જતા હતા. એવી તિરસ્કાર જનક શિક્ષા વિધિ જોઇ બનેલો બનાવ જાણવાની જિજ્ઞાસાથી તેમણે ક્લાસમાં પ્રવેશ કર્યો. સર્વ વૃત્તાન્ત સાંભળ્યા પછી તેમણે શિક્ષકને તિરસ્કાર કરતાં કહ્યું કે: " હું સમજતો હતો કે તમે શિક્ષક એટલે એક " મનુષ્ય " હશો, પરંતુ હમણાં હું જોઈ શકું છું, કે તમે ખરેખર " પશુ " જેવા છો અરે ! પશુ જ છો. " આ પ્રમાણે શિક્ષકની ખૂબ ઝાટકણી કાઢ્યા પછી તેમણે નરેન્દ્રનાથને આશ્વાસન આપ્યું. શાંત પાડ્યા. ( અપૂર્ણ. )

દાદાભાઈ રામચંદ્ર મ્હેતા.

श्री

# श्री गुरुस्तव अने कामविडम्बना.

( ગુર્જર અનુવાદ. )

( ૨ )

गुरोरनुग्रहादीश ईश्वरानुग्रहाद गुरुः ।
श्री गुरोर्दर्शनं हेतुः परंत्वीश्वरदर्शने ॥ ८ ॥

ગુરૂના એટલે ઉપાસનાના ઉપદેશ કરનાર ગુરૂના અનુગ્રહથી ઇશ્વર પ્રાપ્ત થાય છે, અને તે ઇશ્વરના પ્રસાદથીજ, ગુરૂ એટલે મુક્તિદાતા સદ્દગુરૂ મળે છે; એટલા માટે શ્રી ગુરૂનું એટલે ઉપાસનાના ઉપદેશક ગુરૂનું દર્શન એ ( ઇશ્વિર દર્શન એટલે ) ઇશ્વર પ્રસાદની પ્રાપ્તિનું કારણ છે. તથાપિ શ્રી ગુરૂનુ દર્શન એટલે મોક્ષ દાતા ગુરૂનુ દર્શન તો પર કહેતાં અતિશ્રેષ્ઠ છે, કેમકે તે તો માત્ર ઇશ્વર પ્રસાદથી જ પ્રાપ્ત થઇ શકે છે. એટલા માટે શ્રી ગુરૂનું જ શ્રેષ્ઠપણું હોવાને લીધે તેમની તત્વ સ્વરૂપતા પણ સિદ્ધ થાય છે, એવો ભાવાર્થ છે. ૮

વળી વધુમાં ઇશ્વર સર્વનુ કારણ હોવાને લીધે બંધ અને મોક્ષનું પણ કારણ છે તેથી ઇશ્વર, એ અનતરૂપ છે, પરંતુ ગુરૂ તો કેવલ મોક્ષને આપવાવાળા હોવાને લીધે, તેઓ સત્ય તત્વરૂપ છે, એવા આશયથી કહે છે કે:—

ईश्वरः सर्व हेतुत्वाद्धेतुः संसारमोक्षयोः ।
मोक्षस्यैव गुरु स्तस्मान्नास्तितत्वं गुरोः परम् ॥ ९ ॥

ઇશ્વર સર્વનો હેતુ હોવાને લીધે એટલે સર્વ પ્રપંચ માત્રનુ કારણ હોવાને લીધે, यत योनिः ॥ यतो वा इमानि भूतानि जायन्ते । એ વિગેરે શ્રુતિઓમા ઇશ્વર એ સર્વના કારણરૂપે પ્રસિદ્ધ છે. સમષ્ટિના કારણરૂપી ઉપાધિવાળો અને સર્વજ્ઞતા આદિ ગુણોવાળો, એવો ઇશ્વર સંસાર ( એટલે જન્મ મરણ ) અને મોક્ષનું કારણ થાય છે; કેમકે રજોગુણ અને તમો ગુણ વડે કામ આદિ તથા મોહ આદિ વિકારો ઉત્પન્ન કરીને તે સંસારનું કારણ બને છે અને પ્રકાશરૂપી સત્વગુણ વડે તે મોક્ષનું કારણ બને છે અને તે પણ ગુરૂ રૂપે કરીને મોક્ષનું કારણ થાય છે એમ કહેવામાં આશય છે. પરંતુ ગુરૂ તો માત્ર મોક્ષનું જ કારણ છે કેમકે બ્રહ્મ અને આત્માની એકતાનુ જ્ઞાન આપનાર હોવાને લીધે તે તો કેવળ મોક્ષનુંજ કારણ થાય છે. એટલા માટે ગુરૂથી ભિન્ન બીજું તત્વ એટલે આરોપ રહિત પારમાર્થિક ( સત્ય ) સ્વરૂપ જ નથી; એટલે મુમુક્ષુઓને માટે તો ગુરૂ છે એજ ઉપાસ્ય ( ઉપાસના કરવા યોગ્ય ) દેવ છે, એવો ભાવ છે.

એ ઉપરાંત પણ એવી શંકા પ્રાપ્ત થાય છે કે, काश्यां तु मरणान्मुक्तिः ॥ એ વિગેરે વચનોમાં કાશી વિગેરે ક્ષેત્રો પણ મુક્તિદાયક છે એમ પ્રતિપાદન કરેલું છે; તો જ્યારે આમ છે ત્યારે પછી ગુરૂજ મોક્ષદાતા છે એમ શા આધારે કહો છો ? આના સમાધાનમાં કહે છે કે:—

विनापि क्षेत्रमाहात्म्ये गुरुमाहात्म्यतः किल ।
विमुक्ति यत्र कुत्रापि न काश्यां गुरुणा विना ॥ ३० ॥

કાશી આદિ ક્ષેત્રના માહાત્મ્ય વિનાની એવી ગમે તે મુક્તિદાયક ક્ષેત્ર શિવાયની ભૂમિમાં પણ; અહિંઆં 'પણ' શબ્દથી એવું સમજવાનું છે કે કુગ્રામ, ( ઊષર ) ક્ષારભૂમિ અથવા ( કીકટ ) દારિદ્યગ્રસ્ત ભૂમિ જેવા કોઇ પુણ્યરહિત દેશમાં પણ કેવલ ગુરૂકૃપાથીજ મોક્ષ થાય છે એ વાત ગોપાલ ( ગોવાળીઆ ) જેવાને પણ સારી પેઠે જાણીતી છે, પરંતુ ગુરૂ વિના તો મુક્તિદાયક ક્ષેત્ર તરીકે પ્રસિદ્ધ થયલાં કાશીક્ષેત્રમાં પણ મુક્તિ થઈ શકતી નથી. એટલા માટે અન્વય વ્યાપ્તિ અને વ્યતિરેક વ્યાપ્તિથી ગુરૂનુંજ મુક્તિદાતાપણું સિદ્ધ થાયછે; અને ક્ષેત્રનું જ્યાં જ્યાં મુક્તિદાતાપણું વર્ણવ્યું છે તે તો માત્ર અર્થવાદજ છે(રે.ચક વચન માત્ર છે. ) ૧૦

. હવે બીજા દેવતાઓ, ક્ષમા અને પ્રસાદ ( કૃપા ) એ બે ગુણોથી રહિત હોવાને લીધે, તેમનું ઉતરતાપણું ( ન્યૂનપણું, ) પરંતુ એથી ઉલટી રીતે ગુરૂ પોતે આ બન્ને ગુણથી પરિપૂર્ણ હોવાને લીધે તેનું શ્રેષ્ઠપણું કહે છે:—

क्षम्यतामिति किं वाच्यं प्रसीदेति किमुच्यताम् ।
क्षमाप्रसादसंपूर्णः स्वभावादेव मे गुरुः ॥ ११ ॥ *

*અન્યદેવતાઓની પેઠે ગુરૂને " ક્ષમા કરો " એમ શું કામ કહેવું જોઇએ; ગુરૂને એમ કહેવું એ નિરર્થક છે, એવો અર્થ છે. તેવીજ રીતે " કૃપાકરો, પ્રસન્ન થાઓ " એમ પણ શા માટે કહેવું જોઇએ, કેમકે ગુરૂને એમ કહેવું એ પણ નિરર્થક છે, એવો ભાવ છે. ' શા કારણથી ગુરૂની ક્ષમા અને કૃપાની માગણી કરવી નિરર્થક છે ?' આની શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે કે " મારી દૃષ્ટિએ એવી માગણી નિરર્થક છે; કેમકે મોક્ષદાતા એવા જે ગુરૂ છે તેતો સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપ હોવાને લીધે, સ્વભાવથીજ, પોતાની મેળે ક્ષમા અને પ્રસાદ ( કૃપા ) વડે પરિપૂર્ણજ છે; એટલે એમની પાસે ક્ષમા ( સહનશીલતા ) અને પ્રસન્નતાની માગણી કરવી એ નિરર્થકજ છે, એવો ભાવ છે. ૧૧.

इति श्री बोधसारे गुरुस्तवः संपूर्णः ॥

अनुवाद :—मणिभाई अंबालाल देसाई.

# अथ कामविडम्बना.



હવે કામ એજ સર્વ સંસારનું મૂલ છે, એ વાત " सोऽकामयत । कामो दाता कामः प्रतिगृहीता । " એ આદિ શ્રુતિઓમાં પ્રસિદ્ધપણે પ્રતિપાદન કરેલી છે; એટલા માટે કામને વિષેની આસક્તિનો નિષેધ કરવાના હેતુથી તેના દોષો દર્શાવવાને માટે કામ વિડમ્બના નામનું પ્રકરણ શરૂ કરે છે. એ પ્રકરણના પાંચ શ્લોકો છે. તો હવે એ પ્રકરણમાં મનુષ્યોમાં જે મનુષ્યનો સૌમ્ય સ્વભાવ રહેલો છે તેનું તિરોધાન કરીને પિશાચ સ્વભાવ જે ક્રૂરતા આદિ દોષ રૂપી છે અને જે પિશાચો કરતાં પણ અતિ મલિન છે, એવા પિશાચ સ્વભાવરૂપી કામના દોષનું નિરૂપણ કરે છેઃ—

चर्वयन्ति महामांसं गते प्राणे पिशाचकाः ।
जीवत्परस्परं मांसं स्त्रीपुंसाश्चतुराननाः ॥ १ ॥

પિશાચ શબ્દને છેડે આવતાં क પ્રત્યયથી એવો અર્થ બોધિત થાય છે કે કામિ-પિશાચો કરતાં સામાન્ય પિશાચોમાં જે પિશાચતા રહેલી છે તે ન્યૂન છે. તે પિશાચો પ્રાણવિયોગ થયા પછી પ્રેતોનું મહામાંસ એટલે પુરૂષ આદિનું માંસ, પોતાનો પ્રાણવિયોગ થયે પિશાચપણું પામીને ચાવે છે ( ખાય છે. ) એ ખાવું એ એમનો સ્વભાવ હોવાથી એમાં કશી ક્રૂરતા ગણવાની નથી, એવો ભાવાર્થ છે. એ પિશાચો કરતાં પણ કામિ પુરૂષ રૂપી પિશાચોમાં ક્રૂરતાનું અધિકપણું દર્શાવે છે; તે એવી રીતે કેઃ—( કામિ ) સ્ત્રીઓ અને પુરૂષો એક બીજાની સાથે સંયોગ પામીને, જીવતાં છતાંજ અન્યોન્યનું (એક બીજાનું) માંસજ ખાય છે. કોઈ એમ શંકા કરે કે એક બીજાનું માંસ ખાધા છતાં કેમ જણાતું નથી કે મારૂં માંસ આ બીજું ખાય છે ? અને જાણવામાં આવ્યા છતાં કેમ એક બીજાને નિવારણ કરતાં નથી ( અટકાવતાં નથી ) ? આ બે શંકાના સમાધાનમાં કહે છે કે એ બન્ને સ્ત્રી અને પુરૂષો ભક્ષણ કરવામાં તો ચતુર મુખવાળાં છે; સર્વ પ્રયત્ને કરીને સંપાદન કરેલા પ્રાણના જેવા પ્રિય ધનો છે તેજ માંસ તુલ્ય છે અથવા તો એક બીજાના દુઃખનો પરિહાર કરવા વિગેરે તથા જીવન સાધ્ય કરવા વિગેરેની ચિન્તાથી એક બીજાના માંસનું શોષણ થાય છે, તેજ ઉપચારાર્થે 'ભક્ષણ' કહી શકાય. આવું ભક્ષકપણું છતાં પણ એક બીજાના ભક્ષકપણાની એક બીજાને પ્રતીતિ નહીં થવી એજ એમના મુખની ચતુરાઇ છે. એવો વિવેક સમજવો જોઇએ. અહીંઆ મનુષ્યતાને દૂર કરીને પિશાચપણું જે પ્રાપ્ત થયું, એજ એ કામનો મોટો દોષ દર્શાવ્યો છે, એમ સમજવું. ૧.

ફરીથી તેજ વાત બીજા પ્રકારથી બતાવે છે.

नृदेहैर्निशि नृत्यन्ति श्मशानेषु पिशाचकाः ।
विचित्ररंगविन्यासे गृहेषु गृहमेधिनः ॥ २ ॥

" પિશાચકો " એટલે આ પિશાચો જાણે પોતાના દેહથી નૃત્ય કરવાને લજ્જા પામતા હોયની, તેમ મનુષ્યનું શરીર ધારણ કરે છે; તેમાં પણ રાત્રિના સમયે અને તે રાત્રે પણ સ્મશાન એટલે શબને દાહ કરવાના સ્થાનોમાં અને તેમના જેવાં અમંગલ સ્થાનોમાં નૃત્ય કરે છે. "ગૃહમેધિઓ" નું મુખ્ય શીલ લગભગ હિંસાથી ભરપૂર એવા ગૃહધર્મો

( ગ્રહણ કરવું, પકડવું, પકડીને હિંસા કરવી ) વાળું છે; એવા ગૃહધર્મવાળા કામિઓ તો પોતાના દેહવડેજ, દિવસે તેમજ રાત્રે કોઇપણ કાલના નિયમ વિનાજ નિર્લજ્જ થઇને ગૃહરૂપી પોતાના સ્થાનોને વિષેજ ચિત્રવિચિત્ર ભિન્નભિન્ન હાવભાવથી યુક્ત એવા હાથ આદિ અવયવોના ચાળા વડે નૃત્ય કરે છે. એટલે કામિઓમાં તો પિશાચો કરતાં પણ અત્યંત અવિવેક રહેલો છે, તે કામના અનેક દોષમાત્રનુંજ પરિણામ છે, એવો ભાવ છે. ૨.

આ પ્રમાણે કામિઓને વિષે પિશાચચેષ્ટાનું અનુકરણ દર્શાવીને હવે તેમને વિષે શ્વાનચેષ્ટા પણ છે એમ બતાવે છેઃ—

लिहति स्पृशति भ्रान्तो मुहुर्जिघ्रति खादति ।
ग्रामसिंहानुरूपेयं ग्राम्यधर्मव्यवस्थितिः ॥ ३ ॥

જેવી રીતે કુતરો, કાંઇપણ અન્ન, માંસ, ચર્મ ( ચામડું ) આદિ પદાર્થને જોઇને ભ્રાન્ત થઇને પ્રત્યેક દિશામાં ભ્રમણ કરતો ( દોડતો દોડતો ) કરતો, પ્રથમ તો તેનો સ્પર્શ કરે છે ( સ્પર્શવડે નિશ્ચય કરે છે; ) અને ફરીથી તે સ્થળે ભક્ષ કરવા યોગ્ય પદાર્થ છે કે કાંઇ બીજું છે એવો સંદેહ થતાં સુધી જુએ છે ( એટલે વાસ લઇને નિશ્ચય કરે છે;) અને વળી તેમ છતાં સંદેહ રહે તો ચાટી જુએ છે (એટલે જીભ વડે સ્વાદિષ્ટ છે કે સ્વાદરહિત છે એ વાતની ખાત્રી કરે છે; ) અને છેવટે સંદેહરહિત થયા પછી તેનું ભક્ષણ કરે છે. આવા પ્રકારની શ્વાન સ્વભાવની વ્યવસ્થા સર્વ પુરૂષોએ જે ઇછેજ, -એવો ભાવાર્થ છે; અને આને મળતીજ ગ્રામ્ય ( તુચ્છ ) ધર્મવાળી કામિ પુરૂષોના સ્વભાવની વ્યવસ્થા ( ઘટના ) પણ છે. એવી આ ગ્રામ્ય ધર્મવાળી ગ્રામ સિંહ ( ગ્રામના સિંહ કુતરા ) ને અનુરૂપ ( અનુસરતી, ) કામિઓની વ્યવસ્થા શ્વાનોનેજ યોગ્ય છે એવો ભાવાર્થ છે; આવા પ્રકારનો વિપરીત સ્વભાવ થવો એ કામજન્યજ પરિણામ છે, એવો અર્થ સૂચિત થાય છે. ૩.

વિષયો અત્યંત દુઃખરૂપ છે છતાં પણ તેમને વિષે સુખરૂપપણાનો નિશ્ચય તો કેવલ કામજનિત ભ્રાન્ત બુદ્ધિવાળા પુરૂષોનેજ થાય છે, એવા આશયથી કહે છે કેઃ—

कण्डूयनेन यत्कण्डुसुखं तत्किं भवेत्सुखम् ।
पश्चाद्यत्र महापीडा तथा वैषयिकं सुखम् ॥ ४ ॥

નખાદિવડે ઘર્ષણ કરવાથી ( ખજવાળવાથી ) જે સુખ પ્રતીત થાય છે એટલે સુખના જેવો આભાસ થાય છે તે શું સુખ હોઇ શકે ? એટલે તે સુખ છેજ નહીં એવો ભાવ છે. " તે શા માટે સુખ નથી ? " એ શંકાના નિવારણાર્થે કહે છે કે, જે ઘર્ષણ જન્ય સુખ થાય છે તેમાં ઘર્ષણ થયા પછી મોટી પીડા એટલે દુઃખ ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે વિષયના સ્પર્શણથી ઉત્પન્ન થતો અનુભવ એ સત્ય સુખ નથી પરંતુ સુખનો આભાસ માત્ર છે; એટલે તે દુઃખજ છે કેમકે એ દુઃખમાં, નાશ, રોગ, ચિન્તા વિગેરે અનેક દુઃખોનું મિશ્રણ હોવાને લીધે વિષમિશ્રિત અન્નરૂપી વિષની પેઠે, તે સુખ તે સાક્ષાત્ દુઃખજ છે, એવો અર્થ છે. ૪.

નામાં અત્યંત શત્રુપણું છે, છતાં પણ તેમનામાં મિત્ર બુદ્ધિનું જે આરોપણ થાય છે તે માત્ર કામજનિત ભ્રાન્તિનું જ ફલ છે, એવા આશયથી કહે છે કેઃ—

नादासक्तं मृगं व्याध श्छिनत्ति निशितैः शरैः ।
रुपासक्तं नरं नारी रतिच्छुरिकया ऽसकृत् ॥ ५ ॥

વ્યાધ ( પારધી, ) નાદમાં આસકત થયલાં એટલે પોતે ( વ્યાધે ) કરેલાં ગાયનના લોભી હરિણને તીક્ષ્ણ બાણોવડે છેદી નાખે છે, એટલે તે તો ફક્ત એક વારજ વિંધે છે. પરંતુ નારી તો પોતાના રૂપમાં ( સ્વરૂપમાં લુબ્ધ થયેલા ) આસકત થયલા પુરુષને (રતિ એટલે સુરત ક્રીડા વા ) મૈથુનરૂપી છરી વડે અનેક વાર એટલે દરરોજ છેદ્યા કરે છે. જ્યારે આવી રીતની વ્યવસ્થા છે ત્યારે અહો ! આ સ્ત્રીઓની ક્રૂરતા, એ વ્યાધની ક્રૂરતા કરતાં પણ કેટલા બધા પ્રમાણમાં અધિક છે, એ મોટી આશ્ચર્યકારક વાત છે ૫

इति श्री कामविडम्बना समाप्त ।

अनुवादकः—मणिभाई अंबेलाल देशाई.




૩૭ ભગવાનની પ્રાર્થના કરવાથી ઇચ્છિત શકિત અવસ્ય પ્રાપ્ત થશે. એ સત વચન ઉપર શ્રદ્ધા રાખવી.

૩૮ જે પોતાના નહાનકડા સંસારનો હિસાબ રાખી શકતો નથી તે ભગવાનના વિરાટ સંસારનો હિસાબ શી રીતે રાખી શકે ?

૩૯ ભગવાને જેને મ્હોટો બનાવ્યો છે તેજ " મ્હોટો " છે-તેજ મહાન્ છે. જેની પાસે ભક્તિ રૂપી અખુટ ધન રત્ન છે તેજ "મ્હોટો" છે. લક્ષાધિપતિ કે કરોડાધિપતિ એ કાંઇ મ્હોટા નથી. ભક્તો ઉપર ભગવાન પ્રસન્ન હોય છે તેથી તેને કોઇ વસ્તુની ઉણપ રહેતી નથી. ધનવાનોનું ધન ખુટતા વાર નથી લાગતી. ભક્તિ કદી ખુટતીજ નથી. ભક્તિને પ્રતાપે-સંતના આશીર્વાદથી મ્હોટી મ્હોટી બાદશાહીયો ઉભી થાય છે. માટે વાસ્તવિક તો તેજ (સતપુરુષો જ ) " મ્હોટા " છે. ધનવાનોને લોકો મ્હોટા કહે તેથી શું વળે ?

૪૦ જે સત્ છે તેજ ગુરૂ થવા યોગ્ય છે. ઇષ્ટદેવ ઉપર શ્રદ્ધા-ભક્તિ વધારો. સત્-ગુરુની પ્રાપ્તિ થશે.

૪૧ શાસ્ત્રમાં અનેક મન્ત્રો લખેલા હોય છે તેથી શું થયું ? મહાત્મા ગુરૂ પાસેથી બરાબર મંત્રોપદેશ ગ્રહણ કરવાથી જીવન કર્તવ્યમાં ફેરફાર થઇ જશે તેમ કર્તવ્યોજ કરવાનાં બાકી રહેશે.

# देशनुं अकल्याण शी रीते थाय छे?

( अमेरिकानो पत्र. )





ભારત વર્ષની કેવી દુર્દશા છે ? જે ભારત વર્ષમાં કુબેરના ભંડાર ભરેલા છે, જે દેશમાં અન્નપૂર્ણાની સંપૂર્ણ કૃપા છે, જે દેશમાં મીઠા જળની સરિતાઓ, અનેક કૂવા, વાવ, તળાવ છે, જે દેશમાં વસ્ત્ર ઉત્પન્ન કરવા માટે પુષ્કળ કપાસ અને ઉન ઉત્પન્ન થાય છે, જે દેશમાં ઘી માટે અનેક ગાયો ભેંસો છે, અને જે દેશમાં તેલ-દિવેલ તૈયાર કરવા માટે સેંકડો મણ તલ અને દિવેલી પાકે છે તેજ દેશમાં આજે હાહાકાર થઈ રહ્યો છે ! તેજ ધન ધાન્યના ભંડાર રૂપ ભારતવર્ષની પ્રજા આજે અન્ન વસ્ત્ર માટે ટળવળે છે ! જે ભારત વર્ષમાં છપ્પનીયા જેવા દુકાળમાં પણ, અન્ન, વસ્ત્ર, ઘી, તેલ આજના કરતાં ઘણું સોંઘું હતું તેજ દેશમાં ધીમે ધીમે આટલી બધી મોંઘવારી શા કારણથી થઈ ગઈ ? તેજ દેશની સેંકડો રાંકડી પ્રજા આજે અન્ન વગર મરણને શરણ શાથી થાય છે ? અનેક પ્રજાજન એક વખત અને અનેક બિચારાં તદ્દન ભૂખ્યાં રહે છે તેનું શું કારણ ? કારણ એજ કે તે ચિર દયાળુ, ચિર-શાંતિ પ્રિય અને ચિર નમ્ર દેશ હજી પણ પોતાની દયાળુતા, શાંતિપ્રિયતા અને નમ્રતાનો ત્યાગ કરતો નથી ! આ દેશમાં ઉત્પન્ન થતા અન્નના ભંડાર વડે બીજા દેશોની ક્ષુધા તૃપ્ત થાય છે, તેમનાં પેટ ટાઢાં થાય છે છતાં ભારતવર્ષ તે સહન કરી રહ્યું છે ! આ દેશના કપાસ ઉન બીજા દેશમાં જઈ મોંઘાં વસ્ત્રના રૂપમાં પાછાં આવે છે-તેનો ભારતવર્ષ લાભ લે છે છતાં તે ચુપ જ રહ્યું છે ! સેંકડો હજારો—મજુરોના લોહી ચૂસી લઈ પેટભરૂ મિલોવાળા, પેટભરૂ કારખાનાઓવાળા સ્વર્ગ સમાન સુખ ભોગવતા જોવામાં આવે છે અને જાણે અહંકારનાં સાક્ષાત્ પૂતળાં હોય તેમ મૂછે તાવ દઈ લહેર મારતા જોવામાં આવે છે જ્યારે તેમનાજ કારખાનામાં કામ કરતા બિચારા હજારો મજુરો, કારિગરો-પેટનો ખાડો પુરવા શક્તિમાન થતા નથી તેમ છતાં નમ્રતાના નમૂનારૂપ ભારતવર્ષ, તે સર્વ સહન કરી રહ્યું છે ! ધન્ય ભારતવર્ષ ! ધન્ય ત્હારી દયાળુતા, ધન્ય ત્હારી સહનશીલતા અને ધન્ય ત્હારી નમ્રતા !

અમદાવાદમાં " નૈસર્ગિક ઉપચારો "-નેચરોપથી "—વિજળીક દવાખાનું-વગેરેથી જાણીતા થયેલા ડાક્ટર મહાદેવપ્રસાદ ભોગીલાલ ભંડારીઆ, જેઓ "ધન્વન્તરી" માસિક પત્રના સમ્પાદકના પુત્ર છે અને જે સજ્જન-સુશીલ બંધુએ "નૈસર્ગિક ઉપચારો" સંબંધી અનેક લેખો લખી-ગુર્જર પ્રજાની સેવા બજાવી છે. તેઓ એજ વિષયનો વિશેષ પ્રમાણમાં અનુભવ લેવા માટે ઘણા વખતથી અમેરિકા ગયા છે. આ લેખકને ભાઈ મહાદેવપ્રસાદ

સાથે બંધુભાવ હોવાથી તેમને અમેરિકા એક પત્ર લખ્યો હતો અને પૂછાવ્યું હતું કે—અમેરિકનોએ ઘણા ન્હાના ન્હાના ઉદ્યોગો-યન્ત્રો શોધી કાઢયા છે, દૃષ્ટાંત તરીકે નારંગી, બદામ, ભગફળી, અને કોપરા વિગેરેનું તેલ કાઢવા માટે તેમણે ન્હાના ન્હાના સંચા તૈયાર કર્યા છે જેથી એક માણસ ઘરમાં બેસી સુખેથી એ ઉદ્યોગ ચલાવી પોતાનું ગુજરાન નિભાવે, દોરાની દડીયો અને મ્હોટા દડા બનાવવાનાં અને કાગળનાં પાકીટો વિગેરે બનાવવાના ઘણા સંચા તૈયાર કર્યા છે કે જે દ્વારા એક, બે કે ચાર કુટુંબીજનો થોડા કલાક કામ કરી પોતાનો નિભાવ ચલાવી શકે અને કંઈક બચાવી પણ શકે એવા એના ન્હાનાં યન્ત્રો ભારત વર્ષમાં દાખલ કરી, "ગૃહ ઉદ્યોગો" વધારી ભૂખે મરતા ભારત વર્ષમાંથી ગરીબાઈ અને ગરીબાઈને લીધે થતાં અનેક ભયંકર પાપકર્મ ઓછાં થાય એ ધારણાથી ભાઈ મહાદેવ પ્રસાદને અમે ભલામણ કરી હતી કે પોતાના અમૂલ્ય વખતમાંથી થોડો થોડો વખત કાઢી તેવા ઉદ્યોગો-યંત્રોની તપાસ કરી અમને જણાવવું અને તે યંત્રોના "પ્રાઇસ લીસ્ટો" વિગેરે મોકલવા, તેના ઉત્તરમાં ભાઈ મહાદેવપ્રસાદ અમને નીચલો એક પત્ર લખે છે વાચક બન્ધુઓ! મિલોના માલિકો અને મ્હોટા મ્હોટાં કારખાનાઓ સ્થાપવાના લોભમાં પડી, મ્હોટી મ્હોટી કંપનીઓ કાઢનારા લક્ષ્મીનંદનો અને લક્ષાધિપતિ, કરોડાધિપતિ થવાના લોભ પ્રવાહમાં તણાતા શ્રીમંતો, મ્હોટા મ્હોટા બગિચા, બંગલામાં નિવાસ કરવા ઈચ્છનારા વિલાસી સજ્જનો, અને મોટરો દોડાવી લ્હેર મારવાના અભિલાસી ગૃહસ્થોને પ્રાર્થના છે કે તેમણે નિચલો પત્ર લક્ષ્યપૂર્વક વાંચી લીધા પછી શાંત ચિત્તે પોતાના દેશની સ્થીતિનો, ગરીબોની દુર્દશાનો અને ભારતવર્ષના ભાવી ઉત્કર્ષનો વિચાર કરવાની તક લેવી. દેશ-બંધુ, દેશભક્ત ભાઈ મહાદેવપ્રસાદનો પત્ર નીચે પ્રમાણે છે.—

ૐ શ્રી.

શ્રાવણ કૃષ્ણ ૧૨ સંવત ૧૯૭૬ તા ૯-૮-૧૯૨૦

ફેવી સંપદ્ વિભુવિન સ્નેહિ ભાઇશ્રી ગુલાબભાઈની સેવામાં　　મું. અમદાવાદ.

લી. સ્નેહાન્વિત ડૉ. મહાદેવપ્રસાદના શ્રી સદ્‌ગુરુ પરમાત્માના સ્મરણપૂર્વક સપ્રેમ પ્રણામ સ્વીકારશો તથા ચિરંજીવી ગુરુપ્રસાદને મારા સ્મરણ સહિત ઉત્તમ આશીર્વાદ પહોંચાડશો. આપને સહકુટુંબ પરિવાર ક્ષેમકુશળ જાણી ઘણો આનંદ થયો. આપની મારા તથા મારા કુટુંબ પ્રત્યેની સદ્‌ભાવના માટે ઘણોજ આભારી છુ. આપનો પત્ર ગઈ કાલ મને મળ્યો છે, પરંતુ તમે લખેલુ "ભારતજીવન" મળ્યું નથી, પરંતુ કદાચ આવતે અઠવાડીયે મળશે એવી આશા રાખું છું. ફક્ત એકાદ માસથી કોણ જાણે ટપાલને શું થઈ ગયુ છે. મારા પિતાશ્રીના લાગટ ત્રણ અઠવાડીયાના પત્રો મને મળ્યા નહિ પણ કોણ જાણે ક્યાંયે ગૂમ થઈ ગયા! આપ માસિક ઉપર મારા શિરનામાનાં બે "રેપર" ચઢાવજો કે એક ફાટી જાય તો બીજું સલામત રહે, કદાચ શિરનામુ ફાટી જવાથી પત્ર નહિ મળતા હોય એમ શંકા જવાથી આમ લખું છું. આપનો પત્ર મને એવે સમયે પ્રાપ્ત થાય છે કે જ્યારે થોડાકજ દિવસમાં મારો M. D નો સખત અભ્યાસ શરૂ થવાની તૈયારી છે ઉત્તમ વર્ગની તબીબી કોલેજમાં દાખલ થનાર છુ માટે મારો સર્વે સમય તેનાજ અભ્યાસમાં રોકાતાં પણ નહીં શકશે, કે કેમ એવો ભય છે કારણ અભ્યાસનું સ્વરૂપ Standard બહુ ઉંચું રાખેલું છે, આથી હિંદુસ્તાનમાં સહેલાઈથી અને નકામાક

રીતે દાખલ કરી શકાય તેવા ધંધા-વિષે તપાસ કરી લખવાનું હાલમાં મારાથી બની શકે તેમ નથી તે માટે દિલગીર છું. હિંદુસ્તાન છોડયા પછી સમાજ શાસ્ત્રનો બને તેટલો સારો અભ્યાસ મેં આજ લગી કર્યો છે, તેને પરિણામે કેટલાક ઘણાજ ઉંડા તત્વજ્ઞાની અને ભવિષ્યમાં ઘણે દૂર સુધી જોઇ શકનારા પાશ્ચાત્ય વિદ્વાનોના નિર્ણયો સ્વીકાર્યા વિના મને ચાલતું નથી, આમાના એક તત્વજ્ઞે લગભગ એકસો વર્ષ ઉપર યાંત્રિક સુધારાનું જે ભવિષ્ય ભાખ્યું હતું તે હવે ખરૂં પડયું છે, અને હજુ પડતુ જાય છે. રૂશીયામાં જે મોટો વિપ્લવ થયો છે, અને તેના જેવાજ વિપ્લવમાં જગતના સર્વે દેશો ઝંપલાતા અટકાવવા દરેકે દરેક રાજ્ય સત્તા આકાશ ને પાતાળ એકઠાં કરી રહી છે, તે વિપ્લવ યંત્રોના ઉપયોગનું પરિણામ છે. યંત્રો Machinary ના ઉપયોગ અને બોલ્શેવિઝમ વચ્ચેનો સંબંધ હું ટુંકામાં સમજાવી શકતો નથી. પરંતુ મહાત્મા ગાંધીજી વરાળ અને વિજળી કે તેલ જેવા બળતેણની શક્તિને લીધે ચાલતાં યંત્રોને અને તેના વડે બનાવેલી ચીજોને અડકવામાં પણ પાપ સમજે છે, અને તેવી યંત્રકળા ઉપર રચાયલા સુધારાને “ રાક્ષસી સુધારો ” કહે છે તે હવે મને અક્ષરશઃ ખરૂં છે એમ સમજાયું છે. હિંદુસ્તાનમાં હતો ત્યાં સુધી તેમના આવા વિચારોનું હાર્દ-રહસ્ય સમજવા માટે મેં ઘણો પ્રયત્ન કર્યો હતો પરંતુ તેમાં સફળતા મળી નહોતી, અને હજુ એ યંત્રોના મહાન નાશકારક વંટાળીયામાં ઝંપલાતાં હિંદુસ્તાનને શી રીતે અટકાવી શકાય તેનો માર્ગ મને જડતો નથી છતાં એટલી તો મારી ખાતરી પુરેપુરી થઇજ ગઇ છે કે જેમ જેમ વધારે વધારે મીલો અને કારખાનાં તેમજ “ Labour Saving Machinary ” હિંદુસ્તાનમાં વપરાતી જશે તેમ તેમ ભારત વર્ષની ઉત્તમ વર્ણાશ્રમ વ્યવસ્થાનો નાશ થતો જશે, અને કલિયુગનો પૂરેપૂરો પ્રભાવ જામશે! સન ૧૯૧૮ માં “ પ્રબુદ્ધ ભારત ” માસિકમાં પણ આ સંબંધે કેટલાક લેખો પ્રસિદ્ધ થયા હતા. સ્વામી વિવેકાનંદે એક ભાષણમાં કહ્યું હતું કે, દરેક ખંડમાં પ્રથમ બ્રાહ્મણો ( ધર્મ ગુરૂઓનું ) સામ્રાજ્ય હતું; તે પછી હિંદુસ્તાનમાં બ્રાહ્મણો અને યુરોપમાં “ પોપ ” ની સત્તા તુટી અને રાજાઓ ( ક્ષત્રીયો ) સર્વોપરી બન્યા. તે પછી વેપારીઓ ( વૈશ્યો )ની સત્તા જામી અને “ હિંદુસ્તાન ઉપર જે સત્તાનો વાવટો ફરકે છે તે ધુમાડો નિકળતી કારખાનોંની ચીમનીઓનો સૂચક છે. ” એવા શબ્દો સ્વામી વિવેકાનંદે કહ્યા હતા. વરાળ અને વિજળીનાં યંત્રો અને કારખાનાંના બળે વૈશ્યોએ સર્વ પ્રજાને પોતાની સત્તામાં લેઇ લીધી છે; ધર્મ, કર્મ, પ્રેમ, વિદ્યા, મનુષ્યના સર્વ ઉત્તમ ગુણો નીચ વૈશ્યવૃત્તિ અને “ પૈસા ” ના અપરિમિત લોભના ગુલામ બની ગયાં છે. જ્યાં મીલો કારખાનાં વધારે ત્યાં શિષ્ટ આર્ય આચાર વિચાર—વર્ણાશ્રમ ધર્મ—સૌથી વધારે રસાતલ પહોંચેલો તમે જોશો! આગલના વૈશ્યો એવા નહોતા. યંત્રો વડે મેળવેલો પૈસો પાપનો પૈસો હોવાથી તેનો ઉપભોગ કરનાર રાક્ષસી માયાના પાશમાં સપડાય છે! આવી સ્થિતિમાં કેવાં યંત્રોના ઘરગથુ ઉદ્યોગની હું ભલામણ કરૂં? પાશ્ચાત્ય દેશોનો “ વેપાર ઉદ્યોગ ” Industry એ શબ્દજ મને તો ભયાનક અર્થનું સૂચન કરે છે! એકજ દાખલો આપુંછું:—યુરોપમાંથી એક તદન ભીખારી માણસ પૈસા કમાવા ચિકાગો શહેરમાં આવ્યો.

અને ત્યાં તેણે એક Industry " વેપાર ધંધા અને ઉદ્યોગ " જમાવ્યો અને ખરેખર કેટલાક કરોડ–લગભગ અબજ રૂપીયાનો માલિક બન્યો ! તેના સ્થાપેલા આ " ઉદ્યોગ " Industry ની બાબતમાં આખી દુનિયામાં ચિકાગો શહેર પહેલે નંબરે આવ્યું છે, અને દુનિયાના બીજાં શહેરો તેની હરિફાઇમાં ઉતરવા માથાતોડ મહેનત કરી રહ્યાં છે. તેની આ Industry " ઉદ્યોગ " તે The Packing Industry " પેકિંગ ઇડસ્ટ્રી " છે. ખરેખર હજારો તો શું પણ લાખો ઢોરો અને પ્રાણીઓને રોજ ને રોજ કાપી નાંખી તેમનું માંસ વાસણોમાં અને ડબાઓમાં " પૅક " કરી દેશદેશ હજારો ગાઉ દુર તેમજ નજીકને સ્થળે રવાના કરવું—વેચવું અને પૈસા કમાવા, એને અહિં નમુનેદાર ઉદ્યોગ Industry કહે છે ! ! પશ્ચિમના આવા " ઉદ્યોગ " Industry થી પવિત્ર ભારત વર્ષને બચાવે તો સારૂં ! પશ્ચિમના ઉદ્યોગ ધંધા ગરીબોને વધારે ને વધારે ગરીબાઇમાં ધકાવનારા અને તેમનું લોહી ચુસી થોડાક ધનાઢયોને અનર્ગલ દ્રવ્યાધિપતિ બનાવનારા છે ! હિંદુસ્તાનમાં બનતી એકેએક કારીગરી કે બનાવટના ઘણા ભાગનું કે બધુ કામ યંત્રો વડેજ થઈ જાય તેવાં યંત્રો અને બનાવરાવી શકાય છે. માત્ર માણસના હાથ પગના બળવડે ચાલતો એવો કોઇ પણ સંચો તમે મંગાવી વાપરવા લાગો તો ખાનગી સ્વતંત્ર કારીગર તેની હરિફાઇમાં હારી જશે અને તેનો ધંધો ભાગી પડશે. જેમ દળવા ખાંડવાના સંચાથી નિરાધાર વિધવાઓ અને ડેશીઓનો દળણાનો ધંધો હિંદુસ્તાનમાં નાશ પામવા લાગ્યો છે તેમ પરંતુ વરાળથી ચાલતું એક કારખાનું સ્થપાય એટલે ઘરમાં અલગ અલગ હાથે પગે ચાલતા સંચાનો ધંધો નકામો–નકા વગરનો થઈ પડે; અને નાના કારખાનાને બદલે બે ત્રણ લાખની થાપણ વાળી મીલ સ્થપાય એટલે નાનાં કારખાનાં મોડાં વહેલાં બેસી જાય; અને પછી એક બે, દશ કરોડ કે અબજની થાપણો ઉપર વાત આવી જવાની ! એક વખત એ માર્ગે ચડયા એટલે જો તદન નવા નવા સંચા અને વધારે ને વધારે મોટી થાપણ ન રોકવામાં આવે તો ખોટમાં ઉતરી જ જવાય એવી નક્કી વાત કે સિદ્ધાંત સંચા માત્રના મૂળમાં સમાયેલ છે. વધારે ને વધારે માલ બનાવવો, એટલું જ નહિ પણ તેને વધારે ને વધારે પ્રમાણમાં વેચવો, એ વેચાણ અટકી પડવા લાગે એટલે મોટા થાપણવાળાઓ પ્રજાને યુદ્ધ કે લડાઇમાં ઉતારે. યુરોપ અમેરિકાની ઉથલપાથલોનો આ મૂળમંત્ર છે. કમનસીબે હિંદુસ્તાન આંખો મીંચીને આ નરકલોક તરફ જ ધસતું જાય છે. આખા દેશમાં માત્ર મહાત્મા ગાંધીજી આ ભયંકર ભવિષ્ય જોઇને દેશને ચેતાવી રહ્યા છે, પણ પૈસા પૈસા કરી રહેલાં ગાંડા તૂર મનુષ્યો તેમની સલાહ શી રીતે માની શકે ! ? બહોળા પાયાપર યંત્રોના ઉપયોગથી પૈસા ખચીત કમાવામાં નાનામાં નાની ગમે તે ચીજ બહુજ બહોળા પાયા ઉપર યંત્રો વડે બનાવવા માંડો ( તેવીજ રીતે મોટી મોટી વસ્તુઓનું પણ સમજવું ) અને પછી અનેક પ્રકારે જાહેરાત, લાલચ, કમીશન, વગેરે કરી વેચાણ વધારો એટલે પૈસાના ઢગ જામતા જશે. ફક્ત ગઈ કાલેજ મેં ઘડીયાળની બનાવટનો ઇતિહાસ વાંચ્યો. કેટલાંક વર્ષો પૂર્વે એક કારખાનાના માલિકે એવી મગરૂબી બતાવી કે મારા કારખાનાંમાં રોજ સંપૂર્ણ રીતે તૈયાર સાત Seven only ઘડીયાળો હું બની શકું છું, ત્યારે તેના બધા વેપારી મિત્રો હસી પડયા અને કહેવા લાગ્યા કે અરે ભલા માણસ, તારે દેવાળું કાઢવું છે કે શું ? દરરોજ સાત સાત ઘડીયાળો તું બનાવે તો જાય છે, પરંતુ રોજ રોજ સાત ઘડીયાળો ખરીદનારા ઘરાકો–ગ્રાહકો તું ક્યાંથી લાવીશ ? ! આવો સવાલ પુછ-

નારા માણસો તે જમાનાના જાણીતા વેપારીઓ હતા. આજ એવો વખત આવ્યો છે કે અમેરિકામાં "ઇંગર સોલ"નામની ઘડીયાળો બનાવનારી એકજ કંપની હરરોજ વીશ હજાર ઘડીયાળો બનાવે જ જાય છે અને તેને ખરીદનારા પણ ઉભા કરતી રહે છે!!...... હું જરા આડે ઉતરી ગયો—બહુ લંબાણ થઈ ગયું પરંતુ તમે એક પત્રકાર છો, ગ્રંથકર્તા છો, સમાજના વિચાર પ્રવાહને દોરવા વાળા છો, અને આપણી પૂર્વની આર્ય સંસ્કૃતિના ખરા પક્ષપાતી છો, તેથી તમારા આગળ મારા વિચારોનો ફુવારો એવા તો જોરથી ઉડવા લાગે છે કે રોકાતો નથી. પાશ્ચાત્ય પ્રદેશોના અનુભવ અને સૂક્ષ્મ નિરીક્ષણ પછી સ્વામી વિવેકાનંદજીએ કહેલું કે ત્રણ વર્ણના અનુક્રમે સામ્રાજ્ય પછી અંતે શુદ્રોની સત્તા જગતપર જામશે—શુદ્ર એટલે મજુર વર્ગ (પરિચર્યાત્મકમ્ કર્મ શૂદ્રસ્યાપિ સ્વભાવજમ્—ગીતા.) આ મજુરપક્ષનું સામ્રાજ્ય એનુંજ નામ " બોલશેવિઝમ. " (આ શબ્દનો અર્થ ત્યાં હિંદુસ્તાનમાં કેવા અર્થમાં સમજાવવામાં આવે છે તે મને ખબર નથી.)

× × × ×

વાંચક સજ્જન! ઉપલો પત્ર વાંચી બરાબર વિચાર કરશો તો તમને જણાશે કે મીલોનાં ભૂંગળાંએ કેટલાં મજૂરોનાં લોહી ચુસી લીધાં વારૂ? લોટ દળવાની ઘંટીયોમાંથી જે અનાજ દળાઇને આવે છે તેમાંથી તેનું સત્વ ઘટી જવા ઉપરાંત ઘણી વખત તો હલકા અનાજનો ભેળ થઇ જાય છે. ઘંટી ચાલતી જ હોય છે અને સારાં ઉપર નઠારૂં કે નઠારા ઉપર સારૂં અનાજ પડી દબાઈ જાય છે. તેથી ઘણી વખત તે ખાનારને રોગો થઇ આવે છે! પાણીના નળમાં ક્ષાર પડે, પાણી ભરાઈ રહેલું મળે, અનેક પ્રકારની દવાઓ નંખાય! શુદ્ધ નિર્મળ વહેતું જળ ન મળે! તેલ, દિવેલની મ્હોટી મ્હોટી મીલો થઈ ગઈ! તેને પરિણામે ઘાંચી લોકોનો ધંધો પાયમાલ થયો! લોકોને ચોખ્ખું તલનું તેલ મળવાનાં વાંધા થઈ પડ્યા! દિવેલ પણ નઠારૂં મળવા લાગ્યું! ઘાસતેલના દિવાથી મગજે ગરમી ચઢી લોકો આંખે નિસ્તેજ Short sight થવા લાગ્યા! દૂધના સંચાએ લોકોને ચોખ્ખું દૂધ દહીંના વાખા પડ્યા! ગામડાનાં ગરીબ લોકો જેઓ દુધ, દહીં, છાશ ઉપર જીવન ગાળતા અને શરીરે નિરોગી રહેતા તેમને તે વસ્તુઓ દુર્લભ્ય થઈ પડી! અન્નવસ્ત્ર કરતાં પણ દૂધ છાશનાં સ્વપ્નાં થઇ પડ્યાં! જ્યાંની હવા નિરોગી અને જળ પુષ્ટીકારક મનાતાં ત્યાં અનેક વ્યાધિયો ઘર કરી બેઠા! સો, બસો, રૂપિયા કમાનારા અમલદારોની આજે દુર્દશા જોવી હોય તો તેમના ઘરનો હિસાબ જોવો! તેઓ કહે છે કે અમને ઉલટું દેવું થાય છે! વાત પણ કંઇક સાચી છે. આવી સ્થિતિ છે ત્યાં વિશ, પચીશ કે ત્રીશ રૂપરડી કમાનાર ગરીબ કારકુનોના ઘરમાં કેવા પ્રકારનું અન્ન મળતું હશે તેનો ખ્યાલ કોણ કરે છે! બાકી પગારદારોના પગારો વધ્યા જાય છે પણ લાખો રૂપિયાની મીલ સાચવનાર એક ગરીબ પહેરેગીર ભૈયા કે સિપાહી મીયાંને ૧૫-૨૦ થી વધારે રૂા. ભાગ્યેજ મળતા હશે! બાકી પગારદારોને દર વર્ષે પ્રમોશન હોય, બક્ષિસ હોય પણ એ બિચારા ગરીબ સિપાહી કે ભૈયાનાં (અને મજુરોનાં) ઘરમાં જઇ કોઇ મીલ એજન્ટ તેની ગરીબાઇનું કારણ જૂવે છે ખરા? અરે મીલ માલિકો! અરે કારખાનાંવાળાઓ! અરે! મ્હોટી કંપનીયોના માલિકો! તમે તો લાખો રૂપિયા દર વર્ષે બેંકમાં જમા કરાવો છો પણ તમારા કારખાનારૂપી શરીરના જૂદા જૂદા અવયવો રૂપી તમારા તાબાના નોકરોની જરા પણ તમે બરદાસ્ત લો છો ખરા? એક પરમેશ્વરના સર્વે બાળકો છીએ એ સૂત્ર મોઢેથી કહો છો ખરા પરંતુ ખરા હૃદયથી તેનું પાલન કરો છો ખરા? તમે તેમની સંભાળ લો તેમાંજ તમારૂં કલ્યાણ છે! પ્રભુ તમને સદ્બુદ્ધિ આપે

દા૦ રા૦ મ્હેતા.

# भारतनी उन्नतिनो उपाय.

( સ્વામી વિવેકાનંદ અને તેમના એક શિષ્ય વચ્ચે થયેલી વાત. )



શિષ્ય—સ્વામીજી, આપ આ દેશમા વક્તૃતા કેમ નથી દર્શાવતા ? વક્તૃતાના પ્રભાવથી તો આપે યુરોપ, અમેરિકા આદિ દેશોને મુગ્ધ કરી નાંખ્યા છે, પણ હિંદુસ્તાનમાં આવ્યા પછી આપનો તે પ્રકારનો ઉદ્યમ અને અનુરાગ કોણ જાણે કેમ ઓછાં થઈ ગયાં છે. તેનું કારણ શું છે ? મારી સમજ મુજબ તો પાશ્ચાત્ય દેશો કરતાં ભારતમાં તેવા પ્રકારના ઉદ્યમની વિશેષ આવસ્યતા છે.

સ્વામીજી—આ દેશમાં પહેલા ક્ષેત્ર તૈયાર કરવું પડશે. ત્યારે બીજ વાવવાથી અંકુર ઉત્પન્ન થશે. પાશ્ચાત્ય દેશોની જમીન ઘણી ફળદ્રુપ છે, ત્યાં બીજ વાવવાનું ઉપયુક્ત થઇ ગયું છે. તે દેશનાં મનુષ્યો ભોગની છેવટની સીમા સુધી પહોંચી ગયા છે. ભોગથી હજી તેમને તૃપ્તિ થઇ નથી. છતાં તેઓ હજી એક ભારે અભાવ બતાવી રહ્યા છે તહમારા દેશમાં તો નથી ભોગ કે નથી. યોગ, ભોગની ઇચ્છા માત્ર થોડી થોડી તૃપ્ત થઈ જવાથી, મનુષ્ય યોગની કથા સાંભળવાની અને સમજવાની ઇચ્છા કરે છે. અન્નાભાવથી ક્ષીણ દેહ, ક્ષીણ મન ! રોગ-શોક-પરિતાપની જન્મભૂમિ-ભારતમાં કેવળ લેકચરબાજીથી શું ફળ આવશે?

શિષ્ય—પણ આપ તો કેટલીક વખતે કહો છો કે આ દેશ ધર્મ-ભૂમિ છે. આ દેશના મનુષ્યો જેટલી ધર્મકથા સમજે છે અને કાર્યતઃ ધર્માનુષ્ઠાન કરે છે; તેટલું અન્ય દેશવાળા નથી સમજતા અને કરતા. ત્યારે આપની જ્વલન્ત વાગ્મિતાના પ્રભાવથી આ દેશ કેમ જાગ્રત નહી થાય અને ફળ પણ કેમ નહિ પ્રાપ્ત થાય ?

સ્વામીજી—શું તમે સાંભળ્યું નથીકે,—"ભૂખે ભક્તિ ન થાય ગોપાળની" ! પહેલે પેટની પૂજા થવી જોઇએ. તે ઠંડુ થયા સિવાય તહમારી ધર્મ કર્મની વાતો પર કોઇ ધ્યાન આપશે નહિ. શું તમે નથી જાણતા કે આ સમયે ભારત પેટની ચિન્તાથી વિહ્વળ થઈ રહ્યું છે ? અનેક કારણોથી તે અસ્થિચર્માવશિષ્ઠ થઇ રહ્યું છે ! ધર્મ—કથા શ્રવણ કરાવવા પહેલાં મનુષ્યોના મનમાંથી પેટની ચિન્તા દૂર કરવી જોઇએ. અન્યથા કેવળ લેકચરો (ભાષણો) થી કંઇ ચાલવાનું નથી.

શિષ્ય—ત્યારે અમારે હવે શું કરવું ?

સ્વામીજી—પહેલે તો કેટલાક એવા ત્યાગી મનુષ્યોની આવશ્યકતા છે કે જેઓ સ્વાર્થનો ત્યાગ કરીને બીજાને માટે જીવન ઉત્સર્ગ કરવાને માટે તૈયાર થાય. તેટલા માટે મઠ સ્થાપના કરીને હું કેટલાક બાળ—સંન્યાસી તૈયાર કરી રહ્યો છું. શિક્ષા સમાપ્ત થયાપછી તેઓ દ્વારે દ્વારે ભ્રમણ કરીને બધાને દેશની વર્તમાન શોચનીય સ્થિતિનું જ્ઞાન

કરાવશો. વર્તમાન હીનાવસ્થામાંથી કેવી રીતે ઉદ્ધાર થાય તેનો તે ઉપદેશ આપશે. સાથે સાથે ધર્મની મહત્તા પણ લોકોના હૃદયપર અંકિત કરશે. આ દેશના લોકો કુમ્ભકર્ણી નિદ્રામાં નિમગ્ન છે. એક તો અહિં શિક્ષાનો અભાવ છે અને જે તેને પ્રાપ્ત કરે છે તે પણ દેશ-હિતના કારણે કંઇ કરી શકતા નથી. કરે પણ કેવી રીતે ? કોલેજમાંથી નીકળતાં નીકળતાં અમારા કેટલાક યુવકો બચ્ચાંના બાપ બની જાય છે ! તેમની શિક્ષાનું આ ફળ આવે છે. ગૃહસ્થીના ભારના કારણે ઉચ્ચ કર્મ તથા ઉચ્ચ વિચાર કરવાનો તેમને અવકાશ પણ મળતો નથી. તેમના પોતાના સ્વાર્થની સિદ્ધિ પણ કરી શકતા નથી; તો પછી બીજાનું તે શું ભલું કરી શકે ?

શિષ્ય—તો હવે શું કોઇ ઉપાય નથી ?

સ્વામીજી—ઉપાય તો અવસ્ય છે. આ દેશ સનાતન ધર્મની જન્મભૂમિ છે. અવસ્ય તેનું પતન થયું છે પણ તેનું ઉત્થાન થઇ શકે તેમ છે. તે જાગ્રત થશે ત્યારે ખૂબ જાગ્રત થશે. સમુદ્ર અથવા નદીનું પાણી જેટલું ઓછું થઇ જાય છે, તેટલુંજ પાણી પાછું તેની પ્રબળ લ્હેરોથી આવે છે, ભગવાન્ ભુવનભાસ્કરના ધાર્મિક ઉદયમાં વિલમ્બ નથી. કાર્યમાં પ્રવૃત્ત થાઓ. આલસ્યથી હવે કામ ચાલશે નહિ. ધર્મ અને શિક્ષા—સમ્બન્ધિની અધોગતિનો સંદેશ સાંભળી સંભાળીને કહો—બાપ્રે ! ઉઠો હવે કયાં સુધી સૂતા રહેશો ? શાસ્ત્રોની મહત્તા સરળતાપૂર્વક તેમને સમજાવો. હજી સુધી આ દેશના બ્રાહ્મણોએ ધર્મને એકાંગી બનાવી રાખ્યો હતો. કાળના પ્રભાવથી હવે તે વાત રહી નથી. અતએવ એવી વ્યવસ્થા કરો કે સર્વસાધારણથી એ મહાન્ ધર્મનું રહસ્ય સમજી શકાય. સર્વેને સમજાવો કે બ્રાહ્મણોની માફક ત્હમારો પણ ધર્મપર સમાન અધિકાર છે. ચાણ્ડાલથી કરીને તે બ્રાહ્મણ સુધી સર્વેને એ મહામન્ત્રથી દીક્ષિત કરો. મીઠી મીઠી વાતોથી તે લોકોનું ધ્યાન વ્યાપાર, વાણિજ્ય, કૃષિ, આદિ ગૃહસ્થ—જીવનોપયોગી વિષયોપ્રતિ ખેંચો. નહિં તો ત્હમારી શિક્ષા અને ત્હમારૂં વેદ-વેદાન્ત જ્ઞાન પણ વ્યર્થ છે.

શિષ્ય—ગુરૂદેવ ! અમારામાં એવી શક્તિ કયાં છે ? આપના શતાંશનો એકાંશ પણ જો અમારામાં હોત તો અમે અમારી જાતને ધન્ય માનત અને બીજાઓના પર પણ ઉપકાર કરવાને શકિતવાન થાત.

સ્વામીજી—અરે ! શું શક્તિ કોઇના આપવાથી મળે છે ? જે ત્હમારામાં છે તે સમય આવે સ્વયં વિકસિત થઇ જશે. ત્હમે કાર્યમાં પ્રવૃત્ત તો થાઓ. દેખો, એવી શકિત પ્રાપ્ત થશે કે જે સંભાળવી મુશ્કેલ થઇ પડશે. થોડા પણ પરોપકાર કરવાથી આન્તરિક શકિત જાગ્રત થઇ જાય છે. અન્યના ભલા માટે થોડું પણ ચિન્તવન કરતાં હૃદયમાં સિંહ—બળનો સંચાર થાય છે. યદ્યપિ હું ત્હમને આટલો ચાહું છું તથાપિ મ્હને એવી ઇચ્છા થાય છે કે ત્હમે બીજાને માટે ત્હમારૂં શરીર અર્પણ કરી દો અને હું તે દેખીને સુખી થાઉં.

શિષ્ય—સ્વામીજી ! જેઓ અમારા ઉપર અવલમ્બિત છે, તેમની શું દશા થાય ?

સ્વામીજી—યદિ ત્હમે પરાર્થ—સમ્પાદનમાં પ્રવૃત્ત થશો ત્યારે પરમાત્મા ત્હમારા આશ્રિતોને અવશ્ય કંઇ ને કંઇ કરી આપશે. શું ત્હમે ગીતામાં નથી વાંચ્યું,—ન हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति । (પિતા પણ સત્કાર્ય કરનારની દુર્ગતિ થતી નથી. )

શિષ્ય—હેં તે અવશ્ય વાંચ્યું છે.

**સ્વામીજી**—ત્યારે ટુંકામાં કહીએ તો ત્યાગ એ સઘળું છે. ત્યાગી બન્યા સીવાય કોઇ પણ મોટું કાર્ય થઇ શકતું નથી. ત્યાગી સૌને સમદૃષ્ટિથી દેખે છે અને સૌની સેવા કરવાને સમર્થ થાય છે. વેદાંતમાં ત્હમે જોયું છે કે બધાને સમદૃષ્ટિથી જોવા જોઇએ. પછી ત્હમે ત્હમારી સ્ત્રી અને પુત્રો માટે બીજા કરતાં શા માટે વધારે અપેક્ષા રાખો છો ? ત્હમારા દ્વારપર સ્વયં નારાયણ કંગાલ વેશમાં અનાહારી થઇને મૃતપ્રાય પડી રહે, છતાં તેમને કંઈ ન આપતાં ત્હમે કેવળ ત્હમારી સ્ત્રી અને પુત્રોના ઉદરની પૂર્તિ કરો, એ કેવું પાશવ કૃત્ય છે ?

**શિષ્ય**—સ્વામીજી, પરોપકાર કરવાને માટે વિશેષ ધનની પણ આવશ્યકતા છે. તે ક્યાંથી આવે ?

**સ્વામીજી**—ઠીક, પહેલે જેટલી શક્તિ છે તેટલું કેમ નથી કરતા ? યદિ ધનાભાવથી કંઈ નહિ આપી શકાય, તો શું એકાદ બે મીઠી મીઠી વાતો અથવા થોડો સદુપદેશ પણ નહિં આપી શકો ? શું તેમાં પણ ધનની આવશ્યકતા છે. ?

**શિષ્ય**—હા, તે તો કરી શકીશ.

**સ્વામીજી**—કરી શકીશ, એમ કેવળ મોંઢાથી કહેવાથી કામ ચાલશે નહિ. જેટલું કરી શકવાને શક્તિવાન છો તેટલું કરી બતાવો ત્યારે હું સમજું કે ત્હમારૂં મારી પાસે આવવાનું સાર્થક થયું. કાર્યમા ઝટપટ પ્રવૃત્ત થાઓ. આ જીવન કેટલા દિવસ માટે છે? સંસારમાં આવ્યા છો તો કંઇ ચિન્હ મુકતા જાઓ. નહિં તો પશુ-પક્ષી પણ પેદા થાય છે અને મરે છે. કાર્ય કરીને અમને એ બતાવો કે ત્હમારા વેદાંત પાનનું સાર્થક થયું છે. બધાના કાનમાં એમ ફુંકો કે ત્હમારી અંદર અનંત શક્તિ વર્તમાન છે, તેને ઉદ્દીપ્ત કરો. કેવળ આપણી મુક્તિ પ્રાપ્ત કરવાથી શું થશે ? મુક્તિની ઇચ્છા કરવી તે પણ મહત્તી સ્વાર્થપરતા છે, ધ્યાનને તિલાંજલી આપી દો. મુક્તિની કામનાનો પરિત્યાગ કરી દો. જે કાર્યમાં હું મંડ્યો છું, તે કાર્યમાં ત્હમે પણ લાગી જાઓ,

**શિષ્ય**—(અવાક્ સાંભળવા લાગ્યો.) **સ્વામીજી** ફરી કહેવા લાગ્યાઃ—તમે લોકો જઇને ક્ષેત્ર તૈયાર કરો. મ્હારા સમાન હજારો વિવેકાનંદ આ દેશમાં ઉપદેશ આપવાને માટે શરીર ધારણ કરશે. તે બાબતની બીલકુલ ચિંતા ન કરો. દેખો, મ્હારા સાથીઓ પહેલે કહેતા હતાં કે અમારામાં શક્તિ નથી. પણ આજ કેટલાં અનાથાશ્રમ, દુર્ભિક્ષ-ફંડ આદિ ઉઘડયાં છે ? શું ત્હમે નથી જોતા કે નિવેદિતા એક પાશ્ચાત્ય બાળા થઇને પણ ત્હમારી સેવા કરવાનું શીખી ગઈ છે ? તો તમે લોક આપણા દેશવાસિઓની સેવા કરવાનું પણ શીખી શકશો નહિ ? જ્યાં મહામારી, દુર્ભિક્ષ આદિ કષ્ટોથી લોક પીડિત થઇ રહ્યા છે ત્યાં જાઓ-ઘણું થશે તો મરી જશો. મ્હારા તમારા જેવા કેટલાએ કીટ-પતંગ મરે જીવે છે ! એનાથી સંસારમાં શું ખામી આવે છે ? એક દિવસ મરવું છે, તો કોઈ મહાન્ ઉદ્દેશના સાધનમાં મરવું શ્રેષ્ઠ છે. જાઓ, આ મહા-મંત્રનો ઘેરઘેરમાં પ્રચાર કરો. એનાથી ત્હમારૂં અને ત્હમારા દેશનું, બંનેનું કલ્યાણ થશે. ત્હમે દેશનું આશા ધન છો. ત્હમને કર્મહીન દેખીને મ્હને ઘણું કષ્ટ થાય છે. કામમાં લાગી જાઓ. મૃત્યુ દિવસે દિવસે નિકટ આવતું જાય છે. પછી કરીશું, એમ કહીને બેસી ન રહેવું. નહિં તો કંઇ નહિં થાય. *

રમણીકલાલ ચુનીલાલ દવે.

* * સ્વામીજીના કથન પ્રમાણે ભરતખંડના આગેવાનો, વિદ્વાનો; બુદ્ધિમાનો પ્રથમ જન સમાજમાં સનાતન ધર્મનો પ્રચાર જુસ્સાબંધ ચલાવશે ત્યારેજ પ્રજાને કર્તવ્ય જ્ઞાન થશે—સંપાદક ભારત જીવન.

# खेतडीना महाराजनी गुरुभक्ति !

સ્વામી વિવેકાનંદજી અમેરિકાથી હિંદુસ્થાન પધાર્યા પછી મદ્રાસ, અલમોરા, વિગેરે સ્થળે ફરતા ફરતા ખેતડી રાજ્યમાં આવી પહોંચ્યા. ત્યાંના મહારાજા સ્વામીજીના શિષ્ય હતા. રાજાને ગુરૂદેવ ઉપર અતિશય પ્રેમ હતો. ગુરૂદેવની કૃપાથીજ, તેમના આશીર્વાદથીજ રાજાને ત્યાં પુત્ર રત્નની પ્રાપ્તી થઇ હતી, રાજા આર્યસમાજી હતા. હિન્દુ સાધુઓ ઉપર કટાક્ષ કરનાર, તેમનો તિરસ્કાર કરનાર થઇ પડયા હતા પરંતુ સ્વામીજીએ રાજાના-નિરાકારવાદીને ઉચિત એવા-પ્રશ્નોના જે ઉત્તર આપ્યા હતા તે એટલા સચોટ હતા કે જેથી રાજાને પોતાનો આર્યસમાજી પંથ તજી સનાતન માર્ગ સ્વીકારવો પડયો હતો. તેજ રાજા સ્વામીજી ઉપર અતિશય પ્રેમ રાખતા. સ્વામીજી વિદેશથી દેશમાં પધાર્યા ત્યારે પોતાની રાજધાની પવિત્ર કરવા તેમને આમંત્રણ મોકલ્યું હતું પરંતુ સર્વ પ્રત્યે સમાન દૃષ્ટિ ધરાવનાર સ્વામીજી માર્ગમાં આવતાં સ્થળે સ્થળે ધર્મજ્ઞાન વિતરણ કરતા કરતા એક દિવસ ખેતડી આવી પહોંચ્યા, મહારાજાએ સ્વામીજીનું પૂજન અર્ચન કરી આનંદ પ્રદર્શિત કર્યો હતો. સમાગમમાં આવનાર પ્રત્યેક જનોને નિત્ય ધર્મજ્ઞાન આપતા. ત્યાંના જોવા જેવાં સ્થળો જોવા જતા. આત્મ ચિન્તન કરતા અને આનંદમાં રહેતા. એક દિવસ જે પ્રસંગ બન્યો તે આજના રાજા મહારાજા અને શ્રીમંતોને ગુરૂભક્તિનો પાઠ શિખવે એવો છે; તેથી વાચકોને સાદર કરવાની લાલચ થાય છે. એક દિવસ રાજા અને સ્વામીજી બંને ઘોડેસ્વાર થઇ ફરવા નીકળ્યા. રાજાનો ઘોડો આગળ અને સ્વામીજીનો ઘોડો પાછળ હતો. કેટલેક દૂર ગયા પછી એકાએક રાજાનો ઘોડો થોભેલો જણાયો. રાજામાં જેમ ગુરૂભક્તિ હતી તેમ તેમનામાં ક્ષત્રિયને ઉચિત એવા શૌર્ય ધૈર્યાદિ ગુણ પણ વિદ્યમાન હતા. તેમનો સ્વભાવ આનંદી હતો. ક્ષત્રિયોમાં જે ગુણ જોઇએ તે રાજામાં જણાતા. રાજાનો ઘોડો બાજુ પર ઉભો રહ્યો અને સ્વામીજીને આગળ જવા માટે માર્ગ આપ્યો. પછીથી રાજા પાછળ પાછળ આવ્યા. થોડી વારે સ્વામીજીએ પાછું ફરી જોયું તો રાજાનો હાથ લોહીલુહાણ જણાયો, સ્વામીજીએ તેનું કારણ પૂછતાં જણાયું કે: રસ્તામાં એક કાંટાવાળો ઝાંપો હતો તે સ્વામીજીને સુરક્ષિત જવા દેવા માટે રાજાએ પોતાને હાથે ઉઘાડી રાખ્યો હતો. તેના કાંટા રાજાને હાથે ભોંકાયા હતા. તેથી લોહી નીકળ્યું હતું ! આ હકીકત સાંભળી સ્વામીજીને બહુ ખેદ થયો, અને કહ્યું કે: "જો મને કહ્યું હોતતો આપણે બન્ને મળીને તે ઝાંપો દૂર કરી સુરક્ષિત ચાલ્યા જાત. તમે એકલાએ તે હાથ વડે શા માટે ઝાલી રાખ્યો ? " રાજાએ સ્વામીજીનું કથન સાંભળી મૃદુ હાસ્ય કરી કહ્યું: "સ્વામીજી ! આપ ધર્મની સાક્ષાત મૂર્તિ છો. ધર્મનું સંરક્ષણ કરનાર ધર્મરાજ છો અને ધર્મનું સંરક્ષણ સર્વદા કરવું એ અમારૂં ક્ષત્રિયોનું કર્તવ્ય નથી ?"

રાજાની ગુરૂભક્તિ અને ધર્મપ્રેમ જોઇ સ્વામીજીએ તેમને અનેક ધન્યવાદ આપ્યા.

डा. रा. महेता.

# प्रजावत्सल राजा सुदर्शन*.



પ્રાચીન કાળમા, કૌશલ દેશમા, ધ્રુવસન્ધિ નામનો રાજા રાજ્ય કરતો હતો સરયુ નદીને કિનારે આવેલી અયોધ્યા નગરીમા તેની રાજધાની હતી એ રાજાને બે રાણીઓ હતી મુખ્ય રાણીનું નામ મનોરમા અને બીજી ન્હાની-રાણીનુ નામ લીલાવતી હતું. બન્ને રાણીઓ સુંદર રૂપ અને લાવણ્યવતી હતી. લગ્ન થયા પછી, કેટલાક દિવસ વિત્યા બાદ, શુભ સમયે મનોરમાને એક પરમ સુંદર પુત્ર થયો રાજાએ એ રાજકુમારનુ નામ "સુદર્શન+" પાડયુ સુદર્શનના જન્મ પછી એક મહિનો વિતતાજ, રાણી લીલાવતીને પણ એક પુત્ર ઉત્પન્ન થયો રાજાએ ત્હેનુ નામ શત્રુજિત પાડયુ પ્રથમ તો બન્ને રાજકુમારો ઉપર રાજાનો સમાન સ્નેહ હતો શત્રુજિત્ અત્યત મીઠું બોલનાર હતો. તેથી મત્રિઓ અને બીજા રાજ સભાસદો તેના ઉપર ઘણો પ્રેમ રાખતા હતા, અને રાજા પણ ત્હેના ઉપર અત્યન્ત પ્રેમ રાખતા હતા

રાજા ધ્રુવસન્ધિને મૃગયા રમવાનો ઘણો શોખ હતો તે સમયે ભારતભૂમિમા ઘણા ઘાડાં અરણ્ય જગલો હતા એક દિવસ રાજા મૃગયા રમવા ગયો અને એક ઘનઘોર અરણ્યમા પેઠો મૃગોનો શિકાર કરતો હતો એટલામા ઝાડીમાંથી એક પ્રચણ્ડ સિહ નિકળી આવ્યો તેના માથા ઉપર લાંબા કેશ હતા. મ્હોડામા વિકાળ દાત જણાતા હતા તેણે ભયકર ગર્જના કરી અને રાજાના સ્હામે આવ્યો તેને આવતાં જોઈ રાજાએ એક હાથમાં તલવાર અને બીજા હાથમા ઢાલ પકડી ત્હેના મ્હામો થયો રાજાની સાથેના નોકર શિકારીઓએ સિહ ઉપર તીરનો વર્ષાદ વર્ષાવ્યો પરતુ તે ભયકર સિહે નહિ ગણકારતાં, રાજા ઉપર ધસી આવ્યો. રાજાએ તેના ઉપર તલવારના ઘા કર્યાં છતા સિહે તો પોતાના તિક્ષ્ણ નખદ્વારા, રાજાના શરીરને વલુરી નાખ્યુ રાજાના શરીરની ચામડી ઘણે ઠેકાણેથી ફાટી ગઈ તેમાથી રૂધિરની ધારાઓ પડવા લાગી. છેવટે રાજા જમીન ઉપર ઢળી પડયો, અને ત્હેના પ્રાણ પચત્વ પામ્યા સિહને પણ રાજાના નોકરોએ ઘણી તલવારો મારવાથી મરણ પામ્યો.

રાજાની સાથેના સિપાહીઓ રાજધાનીમા આવ્યા. ત્હેમણે જગલમાં બનેલી સર્વ બીના રાજ-મત્રિઓને કહી મત્રિઓ જંગલમા ગયા અને રાજાના શબને અગ્નિસંસ્કાર કર્યો ત્યારપછી મત્રિ અને પ્રધાનોએ, પ્રજા તથા વાસિષ્ઠદેવ સાથે સલાહ કરી રાજકુમાર સુદર્શનને રાજા બનાવવાનો નિશ્ચય કર્યો અમાત્ય વર્ગે પણ સમ્મતિ આપી રાજકુમાર શત્રુજિતના પક્ષમાં પણ ઘણા લોકો હતા શત્રુજિતની માતા લીલાવતી એ ઉજ્જયનીના

* દેવી પુરાણને આધારે

× એ રામચદ્રજીના પછી પદરમો પુરૂષ હતો હરિવશના મત પ્રમાણે એનું નામ "અર્થ સિદ્ધિ" છે

રાજા યુધાજિતની કન્યા હતી. રાજાના મરણ સમાચાર સાંભળી પોતાના ભાણેજ શત્રુજિતને રાજા બનાવવાની ઇચ્છાથી ઉજ્જયની-રાજા, સત્વર પોતાનું લશ્કર લઇને અયોધ્યામાં આવી પહોંચ્યો. એ સમાચાર સાંભળતાં જ મનોરમાનો પિતા વીરસેન કે જે કલિંગ દેશનો રાજા હતો તે પોતાના ભાણેજ સુદર્શનને રાજા બનાવવાની ઇચ્છાથી લશ્કર લઇને અયોધ્યામાં આવી પહોંચ્યો. વિશાળ લશ્કરનાં પગલાંથી અયોધ્યા નગરી કમ્પી ઉઠી ! પ્રજા ગભરાઇ ગઇ. બન્ને રાજાઓ પોતપોતાના ભાણેજ રાજકુમારને ગાદીએ બેસાડવાની ઇચ્છાથી રાજના મંત્રિઓને હાથમાં લેવાની ગોઠવણ કરવા લાગ્યા. યુધાજિતનો ભાણેજ ગુણમાં શ્રેષ્ઠ હતો. પરંતુ સુદર્શન એ પટરાણીનો જ્યેષ્ઠ પુત્ર હોવાથી રાજગાદી ઉપર હેનો જ હક હતો. ઘણા રાજ અમલદારોએ પણ તેવોજ અભિપ્રાય આપ્યો હતો. યુધાજિત દાભ્મિક હતો તેથી વચમાં કોઇ મધ્યસ્થ પડી નિકાલ લાવવા આગળ આવ્યું નહિં. યુધાજિતે પણ પોતાનો પ્રબળ પ્રતાપ બતાવી વીરસેનને ભય બતાવ્યો અહંકારી' રાજાઓ એવાજ અભિમાનમાં તણાય છે, અને વિના અપરાધે નિર્દોષીઓનાં લોહીની નદીઓ વહેવડાવે છે! તેવા રાજાઓ રાજમદથી ભૂલી જઇ અનર્થ કરી બેસે છે. અયોધ્યાની પ્રજા, રાજા યુધાજિતના લશ્કરની તૈયારી જોઇ ગભરાઇ ઉઠી ! કોશલ રાજાના સ્હામાવાળાના રાજાઓ પણ આટલા દિવસ થયાં યુદ્ધ વગર અકળાઇ ઉઠયા હતા. તેઓ આ સમયે વિશાળ સૈન્ય સાથે તૈયાર થઇ આવ્યા, અને જેની મરજીમાં આવ્યું તે પક્ષમાં ગયા. શૃંગબેર પુરીના અનાર્ય નિષાદ લોકો પણ રાજા ધ્રુવસન્ધિના મરણ સમાચાર સાંભળી રાજભંડારમાંનું દ્રવ્ય લુંટવાની ઇચ્છાથી, લશ્કર સહિત તૈયાર થઇ આવી પહોંચ્યા.

નિષાદ લોકો ગંગાને પાર આવી-વચમાં વચમાં-અયોધ્યા નગરી ઉપર હુમલો કરતા હતા. જો રાજા પ્રબળ હોય તો તેઓ હેને વશ રહેતા. નહિ તો રાજ્યમાં ઉપદ્રવ મચાવતા. મહારાજા દશરથ એક વખત ગંગા સ્નાન કરવા ગયા હતા. તે સમયે નિષાદ લોકોના રાજ-લશ્કરે તેમના ઉપર હુમલો કર્યો હતો. પરંતુ નિષાદ રાજા પરાજિત થયો અને તેને કેદી બનાવી રાજા દશરથના સ્હામું ઉભો કરવામાં આવ્યો હતો. તેજ વખતે નિષાદ રાજાના પ્રાણ જાત પણ કરૂણા સાગર, મહાન દયાળુ, શ્રી રામચંદ્રજીની પ્રાર્થના ઉપરથી નિષાદ રાજાના પ્રાણ બચી ગયા. નિષાદ રાજા રાજપુત્ર રામચંદ્રજીના સદ્દગુણ ઉપર મોહ પામ્યો. તે મુર્ખ હોવા છતાં જીવન પર્યંત રામચંદ્રજીનો કૃતજ્ઞ રહ્યો અને તેમનો તાબેદાર થઇ રહ્યો.

બન્ને રાજકુમારો હજુ બાલ્યાવસ્થામાં હતા. અયોધ્યામાં ભયંકર ગડબડાટ મચી રહ્યો છે આ સમાચાર સાંભળતાં જ દેશ દેશાન્તરોમાંથી ચોર અને લુંટારાઓ ત્યાં આવી પહોંચ્યા. ભયંકર ઉપદ્રવ અને અરાજકતા ચાલવા લાગ્યાં. જ્યારે સંધિ થવાનો સંભવ રહ્યો નહિ ત્યારે બન્ને રાજાઓ, ક્ષાત્ર ધર્મનું સ્મરણ કરી, રણક્ષેત્રમાં ઉતરી પડ્યા. લોકોને ભય અને વિસ્મય પમાડે એવું ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું. રણક્ષેત્રમાં અનેક સિપાહીઓ યોદ્ધાઓ જીવન વિસર્જન કરવા લાગ્યા. યુધાજિતના આયુધકે વીરસેનનું મસ્તક છેદન થઇ ગયું, અને તે જમીન ઉપર ઢળી પડ્યો તેના સિપાહીઓ પણ રણમાં ભંગ પાડીને નાસી ગયા.

-મહારાણી મનોરમાને જ્યારે સમાચાર પહોન્ચા કે ત્હેનો પિતા રણક્ષેત્રમાં મરણ પામ્યો છે ત્યારે ત્હેને ઘણી બ્હીક લાગી. તેણીએ બિદલ્લ નામના સુચતુર મન્ત્રિને બોલાવી 'હવે શું કરવું?" તે સંબધી સલાહ પૂછી. મન્ત્રિએ કહ્યુઃ "માતઃ! મ્હારી સલાહ પ્રમાણે તો હવે આપે એક ક્ષણ પણ આ સ્થળે રહેવું જોઇએ નહિ. આ સ્થળે રહેવાથી રાજા સુધાજિત આપના પુત્રને મારી નાખશે. વારાણસી (કાશી) ના અરણ્યમા સુબાહુ નામનો એક મામો છે. ત્યાં આપ જશો તો તે તમારૂં રક્ષણ કરશે." મહારાણીએ પણ તે સલાહ માની. મંત્રિ બહુ ચતુર હતો. તેણે યુધાજિતને મળવા જવાનુ બ્હાનું કરી નગરથી બહાર નિકળ્યો. મનોરમા પણ લલીતાને કહીને નગરની બ્હાર આવી અને યુધાજિતને મળી, ત્હેની આજ્ઞા લઈ પોતાના પિતાના પ્રેતનો સત્કાર કર્યો. બે દિવસ પછી એક ચતુર દાસી સાથે મનોરમા, ભય વ્યાકુળ ચિત્તે કમ્પતે હૃદયે ભગીરથીને કિનારે આવી. પ્રભુ ભક્ત બિદલ્લ પણ ત્યાં આવી પહોંચ્યો. બીજી તરફથી નિષાદ લુટારાઓ આવી પહોન્ચા. તેણે મનોરમાં પાસે જે કાંઈ ધન રત્ન હતાં તે લુટી લીધા. એટલુ જ નહી પણ તેનો રથ સુદ્ધાં લઇ ગયા! મનોરમા પાસે માત્ર એક પહેરેલું લુગડું જ રહ્યું છતાં તે પતિવ્રતા અમળાં ગભરાઈ નહિં. તેટલું જ લઈને પણ પોતાના એકના એક પુત્રના પ્રાણ બચાવવા, બિદલ્લ તથા દાસી સાથે ગંગાને કિનારે આવી પહોચી. નિષાદ ચોર લુટારાઓ કરતાં તેને યુધાજિતનો ઘણો ભય હતો. ચોર, લુંટારાઓ માત્ર ધનના લોભી હતા પણ યુધાજિત તેના હૃદયરત્ન પુત્રનો લોભી હતો, તેથી તે બિચારી બહુ થરથરતી હતી તેઓ એક તરાપા ઉપર ચઢી બેઠા અને ભાગીરથીને પેલે પાર જઈ ભરદ્વાજ ઋષિના આશ્રમમાં ગયાં. આ આશ્રમમાં આવ્યા પછી તે સર્વેનો ભય કંઇક ઓછો થયો.

ભરદ્વાજ ઋષિના આશ્રમ સાથે અયોધ્યાનો સબધ હતો. શ્રી રામચદ્રજી જ્યારે દક્ષિણના અરણ્યમાં ગયા ત્યારે "ભરદ્વાજ આશ્રમ." મા થઈને ગયા હતા. ભરત જ્યારે રામચંદ્રજીને શોધવા ગયો ત્યારે આ આશ્રમનાં દર્શન કરીને ગયો હતો. વનવાસમાંથી રામચંદ્રજી જ્યારે પાછા આવ્યા ત્યારે ભરદ્વાજ આશ્રમમા રહીને અયોધ્યાના સમચાર પૂછ્યા હતા. રાણી મનોરમાએ પણ તેજ મહા પુરુષ, મહાદૈવી-શક્તિ-સમ્પન્ન ઋષિ ભરદ્વાજના આશ્રમમાં આવી આશ્રય લીધો.

આશ્રમમાં રહેતા તપસ્વીઓએ સાક્ષાત દેવી સ્વરૂપ રાણી મનોરમાને જોઈ તેની ઓળખાણ પૂછી. રાણીની આજ્ઞાથી મંત્રિ બિદલ્લે ઓળખાણ આપ્યુ. મનોરમા ઉપર જે જે વિપત્તિ આવી પડી હતી તે સાભળી તપસ્વીજીના હૃદયમાં પણ દયા ઉત્પન્ન થઈ. ઋષિ ભરદ્વાજે મનોરમાને આશ્વાસન આપતાં કહ્યુઃ "હે કલ્યાણિ! તું આ સ્થળે નિશ્ચિંત ચિત્તે રહે અને ત્હારા પુત્રનું પાલન કર. આ આશ્રમમા રહેવાથી ત્હને યુધાજિત તરફથી કોઇ પણ પ્રકારે ભય થશે નહિ." ઋષિનાં આવાં આશ્વાસન વાક્યો સાંભળી રાણી મનોરમાના હૃદયમાં આનંદ થયો અને ઋષિએ આપેલી એક પર્ણશાળામાં રહી બાળ પુત્રનુ લાલન પાલન કરવા લાગી.

રાજા યુધાજિત સમરક્ષેત્રમ થી અયોધ્યામાં પાછો આવ્યો અને રાજપુત્ર સુદર્શનનો સંહાર કરવા ત્હેને શોધવા લાગ્યો. મનોરમાની તપાસ કરવા લાગ્યો. બેમાથી કોઇનો પણ પત્તો મળ્યો નહિં ત્યારે તેણે ચારે દિશામાં માણસો મોકલી શોધ કરાવી. તેણે પોતાના

ભાણેજ રાજકુમાર શત્રુજિતને રાજ્યગાદી ઉપર બેસાડયો. સર્વ પ્રજામાં મ્હોટો ઉત્સવ થઈ રહ્યો. પુરોહિત અને મંત્રિઓ નવા રાજાના અભ્યુદયની કામના કરવા લાગ્યા. તેમ છતાં મહારાણી મનોરમા અને રાજકુમાર સુદર્શનને માટે શોક કરનારે માણસો પણ હતાં. તેઓનું અંતઃકરણ શોકાનલથી પ્રજ્વળતું હતું. સમસ્ત અયોધ્યા નગરીમાં કેટલાંક માણસો મહાઆનંદમાં પડયાં હતાં ત્યારે કેટલાંક શોક પણ કરતાં હતાં ! તે વખતે બલ અને દુર્દશ નામના બે જાણીતા પુરૂષો નિષાદ લોકોના શૃંગબેરપુરમાં રાજ કરતા હતા. યુધાજિતે ત્હેમને પોતાના પક્ષમાં લીધા હતા. યુધાજિતને રાણી મનોરમા અને સુદર્શનની ખબર મળી ગઇ તેથી તેણે નિષાદરાજ બલને પુસ્કળ લશ્કર સહિત તૈયાર કર્યો અને પોતે ભરદ્વાજ ઋષિના આશ્રમ પાસે આવી પહોંચ્યો. યુધાજિત આવી પહોંચ્યાના સમાચાર જાણતાં જ રાણી મનોરમાના પેટમાં ફ્રાસકો પડયો ! તેને પોતાના પુત્રના જીવનની શંકા અને ભય ઉત્પન્ન થયાં ! તેનું મુખ મલીન થઈ ગયું. શરીર થરથર કમ્પવા લાગ્યું પરંતુ જેની પાસે તપ રૂપી મહાન શસ્ત્ર અસ્ત્ર હતાં એવા મહા સમર્થ તપસ્વી ભરદ્વાજ ઋષિએ મનોરમાને અભય પ્રદાન કર્યું, અને ત્હેને આશ્વાસન આપ્યું ! ધન્ય ઋષિ મહારાજ ! ધન્ય તમારી તપશ્ચર્યા ! ધન્ય તમારી અદ્‌ભૂત શક્તિ !

તપસ્વી ભરદ્વાજ પોતેજ આગળ આવ્યા એટલે રાજા યુધાજિતે કહ્યું કેઃ "આપ મનોરમાને અને ત્હેના પુત્રને મ્હારા હાથમાં સોંપી દો." તપસ્વી ભરદ્વાજે રાજાને ઘણો ઉપદેશ આપ્યો અને ઘણી રીતે સમજાવ્યો. તેમજ બાળક સુદર્શન જીવતો રહેશે તો પણ કંઈ ભય નથી એવું પણ સ્હમજાવ્યું, પરંતુ રાજમદ, અને ધન મદમાં અંધ બનેલો રાજા યુધાજિત શાંત પડયો નહિં-કાંઇ સમજ્યો નહિં ! વિનાશ કાળે વિપરિત બુદ્ધિ. તપસ્વીનો એક પણ ઉપદેશ ત્હેને ગળે ઉતર્યો નહિં. ઉલટો તે બોલ્યો કેઃ—'જો તમે મ્હારૂં કહ્યું નહિં માનો તો હું બળપૂર્વક સુદર્શનને લઇ જઇશ."

બસ, આ શબ્દો સાંભળતાં જ તપસ્વી મહાત્માનો સ્વભાવ બદલાઇ ગયો. તે સમયે ક્ષાત્ર તેજ બ્રાહ્મણના તેજમાં અંજાઇ જતું. તે સમયે ક્ષત્રિઓના જોર જુલમથી બચવાની ઇચ્છા રાખનાર પ્રજા બ્રાહ્મણોને આશ્રયે જતી. તપસ્વી બ્રાહ્મણો નિરાધાર પ્રજાને દુષ્ટોના પંજામાંથી બચાવતા. તે વખતે તપસ્વીઓનાં તપનો એવોજ દૈવી પ્રભાવ હતો. અનાર્ય લુંટારાઓ પણ ક્ષત્રિયો કરતાં બ્રાહ્મણો ઉપર પ્રેમ રાખતા હતા. તેઓ તપસ્વી ઋષિઓના અત્યંત પ્રબળ પ્રભાવને જાણતા હતા. તેમના બ્રહ્મતેજને જાણતા હતા. આજે તો મ્હોટા મ્હોટા આચાર્યો માત્ર નામના જ જણાય છે ! તેમનામાં એક કીડીનું રક્ષણ કરવા જેટલું સામર્થ નથી ! એટલું જ નહિં પણ જેઓ પોતાના જ માન, ધનનું રક્ષણ કરી શકતા નથી તેઓ શિષ્યનું કલ્યાણ તો કરે જ શી રીતે ? જ્યાં ત્યાં ઢોંગી સાધુ સન્યાસીઓ થઇ ગયા છે. જ્યાં જૂવો ત્યાં કાંચન અને કામિનીની જ માત્ર ઉપાસના થઇ રહી છે. જ્યાં જૂવો ત્યાં દશેન્દ્રિયોની લાલસા તૃપ્ત કરનારા સાધુ સન્યાસીઓ જણાય છે ! જે કેટલાક દૈવી ગુણ સમ્પન્ન તપસ્વી મહાત્માંઓ છે તેમનાં દર્શન ભાગ્યે જ કરી શકાય છે.

( અપૂર્ણ. )

डा. रा. म्हेता.

# चिदवृत्ति सामर्थ्य

अथवा

" मनसे थिये से धनसे न थिये. "



શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર પ્રતિ મહાબાહુ અર્જુન મનની અસામાન્ય શક્તિનું સમર્થન કરતાં કહે છે કે:—

" चंचलं ही मनः कृष्ण, प्रमाथी बलवद् दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

गी. अ. ६ ठो श्लो. ॥ ३४ ॥

અર્થ:—હે શ્રીકૃષ્ણ ? આ મન ચંચલ, હઠીલું, બલવાન અને દ્રઢ છે. વાયુની સમાન, અર્થાત હવાની ગાંઠડી બાંધવા સમાન; મનનો નિગ્રહ કરવો મને અત્યન્ત દુષ્કર લાગે છે.

સારાંશ એ છે કે મન પોતાના ઇચ્છિત વિષયથી કોઇ પણ ઉપાય દ્વારા—પાછુંવાળી શકાતું નથી. અનંત જન્મોની અનેક સહસ્ર વાસનાઓ વાળું હોવાથી નાગપાશની પેઠે નહિ ભેદાય એવું છે. મન એવું અતિ દ્રઢ હોવાથી અત્યન્ત બલવાન છે. બલવાન હોવાથી પ્રમાથી અને પ્રમાથી હોવાથી અતિશય ચંચલ છે. એવા મનનો નિગ્રહ વૃત્તિ રહિત સ્થિરભાવ કરવો તે આકાશમાં ચલાયમાન થઇ રહેલા વાયુના નિશ્ચલપણાના જેવો અત્યંત અશક્ય છે.

ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર મહાબાહુ અર્જુનને પ્રત્યુત્તર આપતાં વદે છે કે:—

॥ શ્રી ભગવાનુવાચ. ॥

" असंशयं महाबाहो, मनोदुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय, वैराग्येणचगृह्यते ॥

गी. अ. ६ ठो श्लो. ॥३५॥

અર્થ:—ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે:—હે મહાબાહુ અર્જુન ! મન એ દુર્નિગ્રહ અને ચંચલ છે, એ સંદેહ રહિત છે; પરંતુ અભ્યાસથી અને વૈરાગ્યથી હે કૌંતેય,

મનોનિગ્રહ થઇ શકે છે. તાત્પર્ય, પ્રથમ જે વાત અતિ કઠિન પ્રતીત થાય છે, તેજ વાત અભ્યાસથી અને દીર્ઘ પ્રયત્નથી અંતમાં સિદ્ધ થાય છે.

" अभ्यासेन स्थिरंचितमभ्यासेन निळच्युत्तिः ।
अभ्यासेन परानंदो ह्यभ्यासेनात्मदर्शनम् ॥"

અર્થાત, અભ્યાસ વડે ચિત્ત સ્થિર થાય છે, અભ્યાસ વડે પ્રાણ ગતિ રહિત થાયછે; અભ્યાસ વડે બ્રહ્માનંદની પ્રાપ્તિ થાય છે, અને અભ્યાસ વડે આત્માનું દર્શન થાય છે.

" नित्याभ्यासेन शीलस्य, स्वसंवेद्यंही तद भवेत् ।
तत्सूक्ष्मत्वादनिर्देश्यं परं ब्रह्म सनातनम् ॥"

અર્થઃ-નિત્ય અભ્યાસ કરવાના સ્વભાવ વાળાને બ્રહ્મ સ્વસંવેદ્ય થાય છે. તે સનાતન પરબ્રહ્મ સૂક્ષ્મપણાથી વાણીથી નહિ કહી શકાય એવું છે. અત્ર અભ્યાસ શબ્દ વડે આત્મામાં ચિત્તને વૃતિ રહિત સ્થિર સ્થાપવાની ઉત્સાહ પૂર્વક વારંવાર આવૃતિ સમજવી, અને શબ્દાદિક વિષયો તથા ત્રણ ગુણમાં નિસ્પૃહપણું અર્થાત સર્વ વિષયોમાં ઇચ્છા વિહીનતા તે વૈરાગ્ય. શ્રી યોગ વાસિષ્ઠ મહા રામાયણમાં આ બે ઉપાયોને જ ચાર રૂપે વર્ણવ્યા છે. તે આ પ્રમાણેઃ ૧. અધ્યાત્મ વિદ્યાની પ્રાપ્તિ. ૨. મહાત્માઓનો શ્રદ્ધા ભક્તિ પૂર્વક સમાગમ. ૩. વાસનાઓનો ત્યાગ. ૪. ે પ્રાણાયામ અભ્યાસ વૈરાગ્યનું સાથેજ અનુષ્ઠાન કરવું આવશ્યક હોવાથી મૂળમાં ચકાર મૂક્યો છે, યોગ સૂત્રકાર ભગવાન પતંજલિએ પણ "अभ्यास वैराग्याभ्यां तन्निरोधः" અભ્યાસ અને વૈરાગ્ય વડે ચિત્ત વૃતિઓનો નિરોધ થાય છે. એ સૂત્રથી એમજ કહ્યું છે. વિશેષ જાણવા ઇચ્છનારે પાતંજલયોગ સૂત્ર જોવું. અભ્યાસ વૈરાગ્ય વડે મનોનિગ્રહ કરનાર પુરૂષ પરમાવસ્થા પ્રાપ્ત કરી શકે છે. અમૃત બિંદુ ઉપનિષદમાં પણ કહ્યું છે કેઃ—

" मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोहोः "

(મન એજ બંધ અને મોક્ષનું મુખ્ય કારણ છે.) તાત્પર્ય, બંધ અને મોક્ષ એ કેવલ મનને જ આધીન છે. યાવત સંપતિનું અધિષ્ઠાન એક મન જ છે. કઠોપનિષદ્‌ની પ્રથમાધ્યાય ગત પ્રથમ વલ્લીમાં એક સુંદર આખ્યાયિકા છે. તેનો પ્રસંગાનુસાર સંક્ષેપ આ પ્રમાણેઃ

**वाजश्रवाना पुत्र वाजश्रवस** ( ઉદ્દાલક ઋષિ ) એમણે સંકલ્પ પૂર્વક સર્વસ્વની દક્ષિણા બ્રાહ્મણોને અર્પવા સર્વમેધ નામક યાગનો પ્રારંભ કર્યો. શ્રી ઉદ્દાલક મહર્ષિએ નિજ પુત્ર નચિકેતા અર્થ ઉત્તમ ગોધન સંગ્રહી; જલપાન કરવાની શક્તિથી, તૃણ ભક્ષણની શક્તિથી, અને દુગ્ધ દેવાની શક્તિથી રહિત અસમર્થ વૃદ્ધ ગાયો રૂપી ધનનું, દાન બ્રાહ્મણોને કરવા માંડયું. આમ જોઇ બાલ નચિકેતાએ વિચાર્યું કે:—આ યજ્ઞની શ્રેષ્ઠ દાન રૂપ સામગ્રીના અભાવ વડે પિતાને અનિષ્ઠ ફલ પ્રાપ્ત થશે; માટે આ નચિકેતાના શરિરના દાન વડે યજ્ઞની સામગ્રી સંપાદન કરી અનિષ્ઠ ફલ થતું અટકાવવું યોગ્ય છે. મહાત્મા ઉદ્દાલક ઋષિને નમન કરી "નચિકેતા કહે છે કે:—હે મહાત્મન ? મને કયા ઋત્વિકને ત્યાં દક્ષિણા અર્થે આપો છો ? પિતાએ પુત્ર વાક્ય વિસ્મૃત કર્યું. પુનઃ નચિકેતાએ પૂર્વવત કહ્યું. તથાપિ પિતાએ દુર્લક્ષ કર્યું.

વળી સત્પુત્ર નચિકેતાએ પિતા પ્રતિ કહ્યું: કે હે તાત ? મ્હને કયા ઋત્વિકને સાં આપોછો ? મહર્ષિ ઉદ્દાલક નચિકેતાના વાક્ય શ્રવણ કરતાં ક્રોધ પૂર્વક બોલ્યાઃ વૈવસ્વત પુત્ર યમધર્મને ત્યાં તને સમર્પિત કરૂં છું. મહાત્મા નચિકેતાએ પિતાનું વાક્ય સત્ય કરવા યમ લોકે ગમન કર્યું. યમ ધર્મ દ્વારા વર ત્રય પ્રાપ્ત થતાં પ્રથમ વરદાનથી પિતાનું પોતા પ્રત્યે ક્રોધ રહિતપણું, પૂર્વવત્ વાત્સલ્યભાવ, નચિકેતા મ્હારો પુત્ર છે; એ આદિ ઇચ્છ્યું. દ્વિતીયદ્વારા અગ્નિ વિદ્યા સંપાદન કરી. અવશેષ તૃતીય વરદાન પૂર્ણ કરવાના હેતુથી સત્ય સંકલ્પ યમ ધર્મ નચિકેતા પ્રતિ કહે છે કેઃ—હે નચિકેતા ? પ્રસન્ન થયેલ મારા વડે તૃતીય વર માંગ અર્થાત તૃતીય વર નહિ આપ્યા પર્યંત હું રૂણવાન છું. નચિકેતા કહે છેઃ—હે મૃત્યો ? મૃતક મનુષ્ય વિષે આ સંશય છે, ત્યાં કોઇ વાદી આત્મા છે; એમ કહે છે, કોઈ શરિર ઇંદ્રિય મન અને બુદ્ધિથી અભિન્ન અન્ય દેહનો સંબંધી આત્મા છે; અને કોઇ આત્મા નથી, એમ કહે છે. ( આ સંશય છે ) માટે મને આત્માના નિર્ણયનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણથી નથી થતું, અનુમાનથી પણ નથી થતું, અને પરમ પુરૂષાર્થ આત્મજ્ઞાન હોવાથી આપતુલ્ય અન્ય વક્તા દુર્લભ હોય એ નિઃસંશય સમજી આપ દ્વારા એ તત્વ જાણવા ઇચ્છુ છું. મહાત્મા નચિકેતાના અધિકારની પરિક્ષાર્થે અનેક પ્રલોભન બતાવતાં યમ ધર્મ નચિકેતા પ્રતિ કહે છે કેઃ—

૧ " शतायुषः पुत्र पौत्रान् वृणीष्व वहून् पशुन् हस्ती हिरण्यमश्वान् ।
२ " भूमेर्महदायतनं वृणीष्व स्वयञ्च जीवशरदोयावदिच्छसि ॥

क. म. म. वल्ली मं.॥ २३ ॥

અર્થાતઃ—હે નચિકેતા ? તું સો વર્ષની આયુવાલા પુત્ર પૌત્ર માંગ, કિંવા ગાયો આદિ બહુ પશુઓ માંગ, તેમજ હસ્તિ સુવર્ણ અને અશ્વાદિ માંગ કિંવા પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય માગ, તું સ્વયં જેટલા વર્ષ પર્યંત જીવવા ઇચ્છતો હોય તેટલા વર્ષ પર્યંત જીવ, મનુષ્ય લોકમાં ઇચ્છિવા યોગ્ય દુર્લભ વસ્તુઓ ઇચ્છાનુસાર માંગ, રથ સહિત વર્તમાન, અને વાદિત્ર સહિત આ દિવ્ય અપ્સરા વડે ત્હારી પાદ પ્રક્ષાલનાદિ રૂપ સેવા કરાવ.

પરન્તુ અક્ષોભ ચિત્ત નિષ્પાપ નચિકેતા કહે છે કેઃ—

હે અંતક ?

" श्वोभावा मर्त्यस्पयदन्त कैतत्, सर्वेन्द्रियाणाञ्जरयन्ति तेजः ।
अपिसर्व्वञ्जीवितमल्प मेव, तवैव वाहास्तव नृत्यगीते ॥"

क. म. म. वल्ली मं. ॥ २६॥

અર્થઃ—આપના દીધેલા ભોગો આવતી કાલ પર્યંત હશે કિંવા નહિ હોય એવા સંશય વાળા છે. કિંવા આ અપ્સરા આદિ ભોગો તો મનુષ્યની સર્વ ઇંદ્રિયના પ્રકાશને નાશ કરનાર છે. માટે ધર્મ, બલ, બુદ્ધિ, અને યશાદિના વિનાશક હોવાથી અનર્થ રૂપ જ છે. આપ દીર્ઘ આયુ પ્રદાન કરો છો ત્યાં પણ દોષ છેઃ બ્રહ્માનું આયુ પણ અલ્પ છે ત્યાં પછી મનુષ્ય જીવનથી અલ્પતા વિષે શું કહેવું ? અર્થાત આપના રથાદિક તથા નૃત્ય અને ગીત આપને જ સુખારક હો. નચિકેતાને તો માત્ર આત્મ તત્ત્વ સિવાય અન્ય ઇચ્છા નથી વળી,

" न वित्तेन तर्पणीयो मनुष्यो वरस्तुमे वरणीयस एव. "

અર્થાત દ્રવ્યથી મનુષ્યોને કીર્તિ મળતી નથી. મારે અન્ય કોઈ વર નથી જોઈતો, ધન નથી જોઈતું,—મારે તો એજ વર બ્રહ્મ વિદ્યા જોઇએ. ભગવાન યાજ્ઞવલ્કય પ્રતિ મૈત્રેયીએ કહ્યું:—

' येनाऽहं नाऽमृतं स्याम् किमहं तेन कुर्याम. '

અર્થ, જે પાર્થિવ દ્રવ્યથી હું અમર ન થાઉં તે દ્રવ્યને મારે શું કરવું છે ? તાત્પર્ય દ્રવ્યાદિની શ્રેષ્ઠતા મહાપુરૂષોના અંતઃકરણમાં કેટલે અંશે પોતાની સત્તા ચલાવી શકે છે તે સ્પષ્ટ કરવામાં ઉકત પ્રસંગ કહેવાયો છે.

આદિ કવિ વાલ્મિકીએ મનની અગાધ શકિતને ઉદય પમાડી સર્વોત્કૃષ્ટ મહર્ષિપદ પ્રાપ્ત કરી રામાયણ નિર્માણ કર્યું- શ્રી વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત કરવામાં એજ શકિતનો આશ્રય ગ્રહણ કર્યો. ઈક્ષ્વાકુલોત્પન્ન ભગીરથ રાજાએ પતિત પાવની ત્રિલોક તારિણી ભાગીરથીને સગર રાજાના સાઠ હજાર પુત્રોના ઉદ્ધાર અર્થે મનના તિવ્ર સંકલ્પદ્વારા મૃત્યુ લોકમાં આવિર્ભાવ પમાડી.

મહાત્મા ધ્રુવે પણ શુદ્ધ મન વડેજ નારાયણનો સાક્ષાત્કાર પામી ધ્રુવ પદ પ્રાપ્ત કર્યું.

ભૂપાલ ચક્ર ચૂડામણી મહારાજ ભર્તૃહરિએ સકલ રાજ વૈભવને તુચ્છ ગણી; કાંકરા વાળી ભૂમિ પર શયન કરવું પસંદ કર્યું. જ્ઞાની પુરૂષો વિવેકાદિ સાધનો ઉદય પમાડી આ દ્રશ્ય જગતને મનમાંથી કચરાની માફક કાઢી નાંખે છે. ષડ દર્શન પ્રણેતા વ્યાસાદિ મહર્ષિઓએ, સ્મૃતિકારોએ, અને અન્ય મહાત્માઓએ, મનના અગાધ સામર્થ્યનો આશ્રય ગ્રહણ કરી જગતમાં યશ સંપાદન કરી અમરત્વ પ્રાપ્ત કરેલ છે.

પ્રાતઃ સ્મરણીય રાણા પ્રતાપસિંહ, મહારાજ શિવાજી છત્રપતિ, ગુરૂ તેગ બહાદુરજી, તત્પુત્ર ગોવિન્દસિંહજી તથા તેમના બંને કુમારો કે જેમણે પોતાના શરીર પર્યંતનું ધર્માર્થ બલિદાન કર્યું છે.

सत्याग्रह शिक्षक–महात्मा मोहनदास करमचंद गांधीजी, प्रातः स्मरणीय लोकमान्य महात्मा–बाल गंगाधर तिलक, કે જેમણે કારાગૃહમાં ( કે જ્યાં દુઃખ સિવાય અન્ય પ્રતિતિનો અભાવ હોય ત્યાં ) ભગવદ્ગીતા જેવા આર્ષ ગ્રંથ પર પોતાની અપૂર્વ બુદ્ધિમત્તાને કામે લગાડી અત્યુત્તમ રહસ્ય નિર્માણ કર્યું છે અને સ્વરાજનો વિજય ધ્વનિ અખિલ ભારતવર્ષમાં ગર્જાવી અમરત્વ પ્રાપ્ત કરી ગયા છે. શુભ સ્મરણ વશિષ્ટ મહાત્મા गोखले, देशभक्त लालालाजपतराय, पंजाबना सिंह, बाबु बिपिनचंद्रपाल, सर रवींद्रनाथ टागोर આદિ મહાન વિરાગણી પુરૂષોએ મનના અગાધ સામર્થ્ય વડે જ અખિલ ભારતવર્ષમાં નવજીવન અર્પી સચેતન કર્યું છે.

(અપૂર્ણ.)

कहानजी वहालजी ठक्कुर. जामनगरवाळा.

॥ ॐ ॥

नमो भगवते रामकृष्णाय ॥



# मार्ग क्यां छे ?



જેના હૃદયમાં ધર્મની ભાવનાનો સહજ પણ રંગ લાગ્યો હોય, ખરૂં જીવન આ જગતના ભોગવિલાસ ભોગવવામાં નથી, અને માનવજીવનનો યથાર્થ જીવનમય પ્રદેશ આ ઇંદ્રિયોના ચાચલ્યમય સુખો પર છે, એવું સહજ પણ જેને સમજાયું હોય, આર્ય રૂષીઓના સનાતન ધાર્મિક તત્વની સહજ માત્ર પણ વિચારણા જે જીજ્ઞાસુ હૃદયમાં થઈ હોય, તેવા હૃદયોમાં આ પ્રશ્ન વારંવાર અને સ્વાભાવિક રીતેજ ઉદ્‌ભવે છે કેઃ—માર્ગ ક્યાં છે ? ખરૂં જીવન જીવવા માટે, યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે, અને સનાતન આર્ય રૂષીઓએ પ્રબોધેલુ પ્રભુમય જીવન ગાળવા માટે માર્ગ ક્યાં છે ? કયે માર્ગે જવાથી આ દુર્લભ ભાવના સુલભ થાય ? અને આ વિચાર પરંપરાનો કંટકમય માર્ગ પ્રભુ પ્રેમનાં દૈવિ કુસુમ જેવો સુખપ્રદ થાય ! વિષમય સંસાર અમૃતમય થાય ? જીજ્ઞાસુ હૃદયોમાં આવા પ્રશ્ન વારંવાર ઉદ્‌ભવે છે, પરન્તુ એનો સંતોષકારક પ્રત્યુત્તર પરમ કૃપાળુ પ્રભુ તેમનાં પવિત્ર હૃદયમાં ક્યારે પ્રેરશે ?

જીવાત્માએ મનુષ્ય દેહ ધારણ કર્યાં પછી એની સ્વભાવિક ગતિ "સુખ, શાંતિ અને આનંદ " પ્રાપ્ત કરવા તરફ હોય છે. માતાના ગર્ભમાંથી ભૂમિપર આવ્યા પછી, જ્યાં સુધી જ્ઞાનોદય થતો નથી, ત્યાં સુધી, અજ્ઞાનાવસ્થાની બાલ્યચેષ્ટામાં પણ, તેનું સ્વાભાવિક વલણ સુખ–શાંતિ અને આનંદ પ્રાપ્ત કરવા તરફ હોય છે, એટલુંજ નહીં પણ એ સુખ–શાંતિ અને આનંદ ચિરકાલિન્ હોય એવું શોધવા તરફ તેનું વાસ્તવિક રીતે વહન હોય છે; અને તે માટે એક સૂત્ર પણ છે કે आनन्दात् खल्विमानि भूतानि जायन्ते ઈત્યાદિ. આ રીતે આનંદની શોધ કરવામાં પ્રથમ માતાની ગોદમાં સ્તન પાનમાં તેના આનંદનું સ્થાન આવી રહેલું હોય છે, પણ જેમ જેમ આન્તર જ્ઞાનનો વિકાસ થતો જાય છે, તેમ તેમ માતાની ગોદ કરતાં વિશેષ આનંદમય, વિશેષ સુખકર પદાર્થો તેની દૃષ્ટીએ પડે છે, અને તે તે પદાર્થો, તે તે વિષયો તેના આનન્દનું કારણ થઇ પડે છે, આમ માતાની ગોદમાંથી શરૂ થયેલી જીવાત્મા આનંદની, શાંતિની અને સુખની શોધ–જગતના અનેક વિષયોમાં, અનેક ભોગવિલાસોમાં, અનેક પ્રકારના માન, મોહ, અને પ્રલોભનીય

પ્રસંગોમાં તેને ખેંચી જાય છે, અને આ બધા પદાર્થોમાંથી તેને તો—એકજ વસ્તુ શોધવાની હોય છે. " આનંદ-શાંતિ-સુખ-અને તે પણ ચિરકાલિન્ ટકે તેવું. " પ્રથમ તો જીવાત્માને જગતના ભોગવિલાસમય પ્રસંગો અને ઇંદ્રિય વિલાસને ઉત્તેજન આપનારા પદાર્થો આનંદજનક જણાય છે, અને તે તે પદાર્થો મેળવવા ભોગવવા અને તે દ્વારા સુખ-શાંતિ અને આનંદ પ્રાપ્ત કરવા જીવાત્મા અનેક પ્રકારના પ્રચંડ પ્રયત્નો કરે છે. એ પ્રાપ્ત કરવા તે વિદેશ જાય છે, અગર શરીર શોષી નાખનાર કઠીન અભ્યાસ કરે છે, અગર હરકોઈની નોકરી સ્વીકારે છે, અનેક પ્રકારે સાચું-જુઠું-કરી જે તે પ્રકારે ચિરકાલિન્ આનંદ-શાંતિ અને સુખ આપનાર પ્રસંગો પ્રાપ્ત કરવા ઉપરજ તેના સર્વ પ્રયત્નો હોય છે, આ પ્રમાણે સ્થુળ પદાર્થોમાં આનંદોપભોગ કરતાં-કરતાં, વિષયોપભોગો અને ઇંન્દ્રિય વિલાસોમાં વાસ્તવિક આનંદ-શાંતિ અને સુખનો અનુભવ લેતાં લેતાં તેને ભાસે છે કે, " આનંદ " મેળવવાની, " શાંતિ " મેળવવાની, " સુખ " ભોગવવાની આશાએ જીવ-તોડ પ્રયત્ન કરી તેણે જે કાંઇ મેળવ્યું, તેથી તેને કાંઇ હમેશનો આનંદ મળ્યો નથી, ખરી " શાંતિ " મળી નથી, ખરૂં " સુખ " મળ્યું નથી, કારણ કે પ્રત્યેક પદાર્થ, પ્રત્યેક ભોગ વિલાસ, સુખમય ભાસવા છતાં દુઃખના અનેક પ્રકારના અનુભવોથી ભરપૂર છે, અને આવો અનુભવ હૃદયને થયા પછીજ જીવાત્મા જગતના નાશવંત પદાર્થો અને ભોગવિલાસોમાંથી આનંદ પ્રાપ્ત કરવાની આશા છોડી દઇ, બીજા વિષયમાં " આનંદ " પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, તેમાંથી પણ નીરાશા મળે છે ત્યારે ત્રીજા પ્રકારના વિષયમાં " આનંદ " પ્રાપ્ત કરવા દોડે છે, અને આ પ્રમાણે મૃગજળ જેવા અસત્ય વિષયોમાં " આનંદ " મેળવવા અનેક પ્રયત્નો કર્યા પછી, અનેકવાર નિરાશાઓનો અનુભવ કર્યા પછી જીવાત્માનું હૃદય આનંદ પ્રાપ્ત કરવાની ભાવનાથી દૂર રહે છે, અને આંતરવૃત્તિ ખરો આનંદ, ખરી શાન્તિ, ચિરકાલીન્ સુખ કયાં હશે ? એ વિચારણામાં ઘેરાએલી રહે છે ! આવી અતૃપ્ત મનોભાવનાની માર્મિકવેદના જીવાત્મા અનુભવે છે, ત્યારેજ છેવટે તેને સમજાય છે કે—સતત પરીવર્તનશીલ એવા આ બાહ્ય જગતમાં લેશ માત્ર પણ આનંદ નથી, અને આ પછી તેની દ્રષ્ટી ખરી દિશામાં ગતિ કરે છે. આ જગતના બાહ્ય વિષયમાં જ્યારે તેને જરાપણ આનંદજનક કાંઈ ભાસતું નથી ત્યારે તે કઈ દિશામાં ગતિ કરે છે ? તેને એક વિચાર એવો પણ આવે છે કે આપણી બહાર જ્યારે આનંદ આપનાર કાંઈ નથી ત્યારે અંદર તો આનંદજનક શું હશે ? અને પછી એને એ વિચારણા થાય છે કેઃ—" આ વિરાટ વિશ્વલીલાના બાહ્યજીવન પ્રસંગોના પડદાની અંદર કાંઇ આનંદજનક છે કે નહીં ? "

જે જીવાત્મા ભાગ્યવાન હોય છે, પૂર્ણ સત્કૃત્યો વડે જેનો અજ્ઞાનાંધકાર સત્વર નષ્ટ થવાનો હોય છે, તેના હૃદયમાં સ્વાભાવિક રીતેજ આ વિચાર ઉત્પન્ન થાય છે કેઃ—"આ પરીવર્તનશીલ વિશ્વલીલાના રમણીય પ્રસંગોમાં ખરૂં સુખ, ખરી શાંતિ અને ખરો આનંદ નથી, પણ આ વિશ્વલીલાથી પર, આપણા હૃદયના આન્તર પ્રદેશમાં, આપણા બાહ્યજીવન (ભોગ વિલાસમય) ના વિવિધ રંગોથી પર, આપણા આન્તર પ્રદેશમાં વાસ્તવિક આનંદપ્રદ કાંઇક હોવું જોઈએ;" અને આમ વિચાર પરંપરા હૃદયમાં શરૂ થતાં તેઓ બાહ્ય જગતના રમણીય ભાસતા પ્રસંગોમાંથી આનંદ શોધવાની પ્રવૃત્તિથી વિરામ પામે છે, અને શાંત ચિત્તે પોતાના હૃદય પ્રદેશ પ્રતિજ વળે છે. ૐ

પણ જે " બદ્ધ જીવો " હોય છે, તેઓ આ મનોમુગ્ધકર ભોગવિલાસના પ્રસંગોમાં આનંદ મેળવવા પ્રયત્નશીલ રહે છે, અને જગતના રમણીય પ્રસંગોથી આનંદ મેળવવાની આશામા કામ, ક્રોધ, મોહ, અને પાશવતામય જીવન વ્યતિત કરે છે, અને વાસનાનુ જાળું વધાર્યો જાય છે, એવી વાસનામા દેહત્યાગ કરી તે વાસના બદ્ધતા વડે શરીર અને તેની કાળજી કરવાની વૃત્તિવાળા જીવરૂપે ફરી જન્મ ધારણ કરે છે, અને છતી આંખે અંધ વૃત્તિ રાખી શુભ માર્ગ કયો ? અને અશુભ માર્ગ કયો ? એનો વિચાર કર્યા વગર નાશવંત જગતના નાશવંત ભોગવિલાસમાં સુખની આશાએ મિથ્યા આથડે છે, અને અનેક પ્રકારે કષ્ટ ભોગવે છે

જેના પૂર્ણ ભાગ્યે સારાસાર વિચાર કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે, તે બાહ્ય-જગતમાંથી અને ભોગવિલાસમાંથી આનંદ કે સુખ પ્રાપ્ત કરવાની લેશપણ આશા રાખ્યા વગર નિમિત્ત માત્ર રૂપે સંસાર કાર્ય વહન કરે છે, પરંતુ એની સઘળી ભાવના અને વિચારણા અંદર અને અંદર પોતાના પ્રદેશમાં ઊંડી ને ઊંડી ઉતરે છે અને તેને ભાસે છે કે બહાર કાંઈ નહી પણ આન્તરમાંજ આનન્દપ્રદ કાંઈક છે, અને જેમ તે પોતાના હૃદય પ્રદેશથી પણ ઊંડો ને ઊંડો ઉતરે છે ત્યારે તેને સ્વાભાવિક રીતેજ લાગે છે કે-અરેરે ! આ જગતમાં આવીને આ શું કર્યું ? ખોટી આશાઓમાં આયુષ્ય વ્યર્થ વ્યતિત કર્યું ! હવે કયે માર્ગે જવું ? કયે રસ્તે જતાં ખરૂં સુખ, શાશ્વત શાન્તિ અને અનંત આનંદ પ્રાપ્ત થશે ?

જીવાત્માની આટલી સ્થિતિ થયા પછી તેને કોઇક ઉપદેશ કરનાર ઉપયોગી થઇ શકે છે, આ સ્થિતિ કે આવી વિચારણા ખરેખરી હૃદયમા જાગ્યા વગર તો જીવાત્માની વૃત્તિઓ સંસારમાં એટલી બધી બદ્ધ હોય છે કે ગમે તેવા પ્રખર ઉપદેષ્ટા કે અન્ત મહાત્માની તેને ઓળખ થતી નથી, અને કદાચ ઓળખ થાય તોપણ તેમના સદ્‌બોધની હૃદયપર કાંઇજ સ્થાયી અસર થતી નથી; પણ જ્યારે ઉપર દર્શાવેલી વિચારણા અને ભાવના જીજ્ઞાસુ જીવાત્માના હૃદયમાં સતત્ જાગૃત રહે છે, ત્યારે તો તે ગમે તે પ્રકારે ગમે ત્યાંથી આવી પૂર્ણ શાન્તિમય, અનંત આનંદમય, અને દૈવી સુખપ્રદ સ્થિતિ પ્રાપ્ત કરાવી આપનારને અગર એ માર્ગે પ્રયાણ કરાવી આપનારને પોતાના ગુરૂદેવ તરિકે સ્વીકારી તેના પ્રત્યેક શબ્દોને પ્રભુની પ્રેરણા પ્રમાણે સ્વીકારી અનુસરવા તત્પર થાય છે. આવી પ્રભુ પરાયણતા પ્રાપ્ત કરવા જીવાત્માને અનુભવી ગુરૂદેવની જરૂર છે, અને તે માટે યોગ્ય સદ્‌ગુરની આતૂર હૃદયે જીજ્ઞાસુ જીવાત્મા શોધ કરે છે, કયા માર્ગે—કોની પાસે જવાથી, કોને અનુસરવાથી હૃદય પ્રદેશમાં રહેલા આ અનંત આનંદના સામ્રાજ્યને પ્રાપ્ત કરી શકાય, અને, આ અપૂર્વ દૈવી આનંદમય સ્થિતિ પ્રાપ્ત કરી સંસારના પાપ, તાપ, દુ:ખ, શોક, મોહ વિગેરે રિપુ-ઓનો પરાજય કરી શકાય ? આવી સ્થિતિ પ્રાપ્ત કરવા જીજ્ઞાસુ જીવાત્મા 'સદ્‌ગુરુ દેવ'-ની ખરા હૃદયથી શોધ કરે છે, અને તેમનાં દર્શન માટે ખરી લાગણીથી પ્રયત્ન કરે છે. સદ્‌ગુરુ કાંઈ દૂર નથી, તે તો સદાય જીજ્ઞાસુ જીવાત્માઓ પર અપાર કરૂણા રાખે છે, અરે ! જીજ્ઞાસુ હૃદયોને તો તેઓ શોધે છે ! અને આવી પ્રબળ આતૂરતા, હૃદયના ખરા વૈરાગ્ય અને વિવેકની ભાવના સહ જાગેલી સદ્‌ગુરુ દર્શનની તીવ્ર ભાવના થતાજ જીજ્ઞાસુ જીવાત્માને સદ્‌ગુરુ દેવની સત્વર પ્રાપ્તિ થાય છે, અને ગુરુ મહારાજ કૃપા કરી તેને અનંત આનંદ, અપાર શાંતિ અને ચિરકાલિન સુખ પ્રાપ્ત કરવાનુ ગુપ્ત દ્વાર બતાવી

આપે છે, અને આ રીતે સદગુરુ દેવની અપાર કરૂણા વડે જીવાત્મા પોતામાંજ અનંત આનંદ, શાશ્વત શાન્તિ અને અપાર-સુખનો સ્વાનુભવ કરે છે, સર્વ ભાવનાઓ અંતરમુખ કરી મનની સઘળી વાસનાઓ નષ્ટ કરી તે જીવાત્મા દીન સ્વરે તે હૃદય વિહારી સચ્ચિદાનંદ વાસુદેવને એકવાર પણ હૃદયની ખરી આતૂર ભાવનાથી પ્રાર્થના કરે છે કે તૂરતજ ત્યાંજ તેને પરમ દયાળુ પરમાત્માની અપાર કરૂણાનો સ્વાનુભવ થાય છે, ત્યાંજ તેને આનંદમય શાશ્વત શાંતિની પ્રાપ્તિ થાય છે. અને, પરમ દયામય ભગવન્ત તેના લાડીલા ભકતના હૃદયમાં નિરંતર અનેક પ્રકારે પોતાની દિવ્યતા અને શાન્તિનો અનુભવ કરાવે છે ! અને આ રીતે પ્રભુની પરમ-દિવ્યતાનો સાક્ષાત્કાર કરતો જીજ્ઞાસુ જીવાત્મા બીજા અનેક જીજ્ઞાસુ આત્મબંધુઓને પ્રભુની પરમ પુનિત દિવ્યતાનો આનંદ અનુભવાવિ શકે છે. ભકત પ્રવર તુકારામ, એકનાથ, પરમહંસ શ્રીરામકૃષ્ણ ભગવંત, પરમપૂજ્ય સ્વામિ વિવેકાનન્દજી, પરમપૂજ્ય સ્વામિશ્રી રામતિર્થજી અને અન્ય અનેક ભગવદ્ ભકતોનાં ચરિત્રો અને સન્તોનો સ્વાનુભવ આ સત્યનો સાક્ષી કરાવે છે.

પરમકૃપાળુ શ્રીરામકૃષ્ણ ભગવંત કહે છે કેઃ—" જે પ્રમાણે મોટી મોટી સ્ટીમરો ભયંકર મહાસાગરનું પોતે ઉલ્લંઘન કરે છે, અને સાથે અન્ય અનેક જીવોને પણ મહાસાગરનું ઉલ્લંઘન કરાવે છે તેમ જે જીજ્ઞાસુ જીવાત્મા આ દિવ્ય આનંદના અપાર મહાસાગરનું એકવાર પાન કરે છે તે સ્વતઃ જીવન મુક્ત થાય છે એટલુંજ નહીં પણ અનાયાસેજ બીજા અનેક જીવોને એ અનંત દૈવિ આનંદનો માર્ગ બતાવી પોતા જેવા બનાવી શકે છે. "

' બદ્ધ જીવોની ' સ્થિતિ ઠેઠ સુધી કસ્તુરી મૃગ જેવી હોય છે. પોતાના નાભી ગંધથી ઉન્મત્ થઈ જેમ કસ્તુરી મૃગ એ સુવાસ શોધવા જંગલે જંગલ ભટકે છે, અને છેવટે એ ગંધની વાસનામાંજ મરણ પામે છે તેમ ' બદ્ધ જીવ ' પોતાના હૃદયમા અનંત આનંદ, અપાર શાંતિ અને દિવ્ય સુખના પરમ ધામ પરમાત્મદેવ વિલસી રહ્યા છતાં જગતના બાહ્ય વિષયોમાં આનંદ પ્રાપ્ત કરવાની આશાએ મરણ પર્યંત વાસનામાં ભટકે છે, અને અશાંતિ અને કલેશમય જીવન વ્યતીત કરે છે.

સંસ્કારી જીજ્ઞાસુને, સતસંગથી અને સાધુ પુરુષોની સંગતથી, ચિત્તવૃત્તિ અંતરમુખ થતાંજ સદ્ગુરુ મળે છે, અને ત્યારેજ તે અનુપમ આનંદની દૈવી મહત્તા સમજાય છે. ધીમેધીમે સદ્ગુરુ કૃપાવડે તે અનંત આનંદનો સ્વાનુભવ કરતાં કરતાં સ્વયં આનંદમય, શાંતિમય અને દિવ્ય થઈ જાય છે. હવે એવો પ્રશ્ન સ્વાભાવિક થશે કે કયો માર્ગ ? કઃ પંથાઃ કયો આશ્રય લેવાથી સદ્ગુરુ પરમાત્માનો લાભ થઈ ભગવદ્ પ્રાપ્તિ સત્વર થાય ?

આ જગતના સાંસારિક પ્રસંગો અને તેના અનુભવોનો વિચાર કરતાં જણાય છે કે જગતના દરેક વિષયોમાંથી બે પ્રકારનો અનુભવ મળે છે. એક સત્, બીજો અસત્, એક સારરૂપ, બીજો અસાર; એક આકર્ષણ, બીજો પ્રતિક્ષેપ; અને આ પ્રમાણે જોતાં આ સમગ્ર વિશ્વલીલાના મૂળ કારણ રૂપ જે " મહામાયા શક્તિ " તેજ પરા અને અપરા શક્તિરૂપે વિલસી રહી છે. આ આંતર જગત્ અને બાહ્યજગત્ માત્ર તેનુંજ ખેલન છે, આ તેજ મહામાયા શક્તિનું ખેલન છે, જે કોઈને સત્‌રૂપ, કોઈને અસત્‌રૂપ, કોઈને પરિબ્રહ્મ રૂપ, તો કોઈને માયારૂપે જણાય છે. ( અપૂર્ણ. )

ફ્રીમ. બલવંતરાય ઝવેરીલાલ વૈદ્ય.

॥ ॐ तत्सत् ॥




( ૩ )

केनोपनिषत् । तृतीय खण्ड-( २ )

૧૨, તે સમયે ઇન્દ્રે જોયું કે: ઉંચે આકાશમાં સ્ત્રી સ્વરૂપે, અતિશય શોભાસમ્પન્ન, હિમાલય દુહિતા ઉમા જણાય છે, તેને જોતાં જ દેવરાજે કલ્પના કરી કે, એ ( ઉમા ) નિશ્ચય પેલા મહાપુરૂષનુ વૃત્તાન્ત કહેવા સમર્થ થશે. ઇન્દ્રરાજ ઉમા સમક્ષ જઇ પૂછવા લાગ્યા કે: એ પૂજનીય પુરૂષ કોણ છે ?

તૃતીય ખણ્ડ સમાપ્ત.

## चतुर्थ खण्डः ।

૧. ઉમાએ ઇન્દ્રને ઉત્તર દીધો કે: એ બ્રહ્મ છે. એમના વિજયથીજ ( અર્થાત્ એમણે અસુરોનો પરાજય કર્યો હતો તેથીજ ) તમને ગૌરવ પ્રાપ્ત થયુ છે. એ સાંભળતાંજ સુરરાજે તે પૂજનીય પુરૂષને બ્રહ્મરૂપે ઓળખ્યા.

૨. અગ્નિ, વાયુ, અને ઇન્દ્ર, એ ત્રણે દેવતા બ્રહ્મની સમીપ ગયા હતા, અને એમણેજ પ્રથમ તેમને બ્રહ્મરૂપે ઓળખ્યા હતા. તેટલા માટેજ તેઓ અન્ય દેવતાઓ કરતાં શ્રેષ્ઠ છે.

૩. ઇન્દ્રે જ સ્હામે ઉભેલા બ્રહ્મ સાથે વાર્તાલાપ કર્યો હતો, અને સૌથી પહેલાં ઉમાના વાક્યોચ્ચારથી તેમને બ્રહ્મરૂપે ઓળખ્યા હતા માટે તે અન્ય દેવતાઓ કરતાં શ્રેષ્ઠ છે.

૪. આ ( મૂળ ) મંત્રમાં ઉપમાદ્વારા બ્રહ્મના આવિર્ભાવ અને તિરોભાવ સંબંધી ઉપદેશ એ છે કે: " વિદ્યુત્ સ્ફુરણ અને ચક્ષુની પલકની પેઠે તેમનો ( બ્રહ્મનો ) આવિર્ભાવ અને તિરોભાવ થયો હતો. એ તો સાધકના અનુભવનો વિષય છે એ દેવના વિષયક ઉપદેશનું નામ અધિદૈવત કહેવામાં આવે છે.

૫. હવે બ્રહ્મ સંબંધી અધ્યાત્મ ( આત્મતત્ત્વ વિષયક ) ઉપદેશ દેવામાં આવે છે. સાધકે સંકલ્પ કરવો કે: અમારૂં મન બ્રહ્મ જ્ઞાનના વિષયી ભૂત બનાવે, અર્થાત્ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી તેના સત્ય સ્વરૂપને સમજવા પામે. જો કે મનમાં એવું સામર્થ્ય નથી, તથાપિ સાધક વ્યક્તિ તે મન દ્વારાજ બ્રહ્મનું પુ: પુનઃ સ્મરણ કરે છે એવી માનસિક ધારણા એજ બ્રહ્મ સંબંધી અધ્યાત્મ ઉપદેશ છે.

૬. પૂર્વોક્ત બ્રહ્મ એજ "તદ્વન" નામથી પ્રસિદ્ધ છે, અર્થાત્ સર્વને ભજવા યોગ્ય છે, તેથી જ "તદ્વન" કહી બ્રહ્મની ઉપાસના કરવામાં આવે છે. જે બ્રહ્મની એ પ્રમાણે ઉપાસના કરે છે તે ઉપાસકની પાસે સર્વ પ્રાણીયો પોતાના અભીષ્ટની પ્રાર્થના કરે છે.

૭. આચાર્યદેવને મુખેથી ઉપરોક્ત પ્રમાણે ઉપદેશ પ્રાપ્ત કર્યા પછી શિષ્યે કહ્યું કે "ભગવન્! આપ મ્હને ઉપનિષત્ (બ્રહ્મ વિદ્યા) સંબંધી ઉપદેશ આપો." આચાર્યે ઉત્તર દીધો કે: "તને જે પરમાત્મ વિષયક ઉપનિષત્ કહ્યું તેજ બ્રહ્મજ્ઞાન જાણવું."

૮. તપ, દમ, કર્મ, વેદ, વેદાંગ અને એ જાતિના અન્ય સર્વ સાધનો, બ્રહ્મવિદ્યા પ્રાપ્તિના ઉપાય છે અને સત્યનિષ્ઠ એ તેનો આશ્રય છે.

૯. જે મનુષ્ય પૂર્વોક્તરૂપે-ઉક્ત-બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરે છે, તે પોતાનાં સર્વ પાપથી મુક્ત થઇ અનન્ત સુખાત્મક અને સર્વ શ્રેષ્ઠ બ્રહ્મમાં અવસ્થાન કરે છે, અર્થાત્ તે મનુષ્ય પુનઃ સંસારમાં જન્મ ધારણ કરતો નથી.

ॐ शान्तिः शान्तिः शान्तिः

કેનોપનિષત્ ચતુર્થ ખણ્ડ ગુર્જર અનુવાદ સમાપ્ત.

---

# ॥ कठोपनिषत् ॥

## प्रथमावल्ली ।

ॐ सह नाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः

"ઉપનિષત્ પ્રતિપાદ્ય બ્રહ્મ અમારૂં (ગુરૂ શિષ્ય ઉભયનું) રક્ષણ કરો. તેઓ અમારૂં સમાન ભાવે પાલન કરો. જેથી અમે ગુરૂ અને શિષ્ય ઉભય અધ્યાપન અને અધ્યયનમાં સમર્થ થઇએ. અમારો અધીત વિષય તેજસ્વી થાઓ, અર્થાત વિસ્તાર પામો, અમે પરસ્પર વિદ્વેષ પરાયણ ના થઇએ."

૧. બ્રહ્મવિદ્યા પરત્વે શ્રોતાને શ્રદ્ધા ઉત્પન્ન કરાવવા માટે સ્વયં વેદજ એ કથા આરંભ કરે છેઃ-અન્નદાન આદિદ્વારા યશસ્વી એવા વાજશ્રવાના પૌત્ર ઉદ્દાલકના પુત્ર ઔદ્દાલકિએ, વિશ્વજિત નામક યજ્ઞનું અનુષ્ઠાન કરી સ્વર્ગની ઇચ્છાથી તે યજ્ઞમાં સર્વસ્વ દાન દઇ દીધું હતું. તેમને નચિકેતા નામક એક પુત્ર હતો.

૨. નચિકેતાના પિતા ઔદ્દાલકિ જ્યારે બ્રાહ્મણોને યજ્ઞદક્ષિણા સ્વરૂપ વ્યાધિગ્રસ્ત અને જીર્ણ ગાયોનું દાન કરતા હતા તેજ સમયે નચિકેતા બાલક હોવા છતાં તેના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તે સમયે તે મનમાં ને મનમાંજ વિચાર કરવા લાગ્યો કેઃ—

૩. જે ગાયો ઇન્દ્રિય-શક્તિ રહિત થઇ છે, એટલુંજ નહિં પણ જે ગાયો આ જન્મમાં જલપાન, તૃણભક્ષણ અને દુધ-દાન કરે એવી નથી તેવી ગાયોનું જે મનુષ્ય દાન કરે છે તે અનન્દ અર્થાત્ નિરાનન્દ (દુઃખમય) લોકમાં ગમન કરે છે.

૪. "પિતાનો યજ્ઞ પરિપૂર્ણ થતો નથી, અને એમ થવાથી (ઉપરોક્ત પ્રકારના દાનથી) તેમને અશુભ ફળ પ્રાપ્ત થશે, તેથી આત્મદાન દઇને એ દાનનો પ્રતિકાર કરવો

ઉચિત છે." એવો વિચાર કરી નચિકેતાએ ઔદ્દાલકિને કહ્યું: "હે પિતાજી! આપે સર્વસ્વ દાન કર્યું છે. હવે મ્હને દક્ષિણા—સ્વરૂપ કયા પુરોહિતને અર્પણ કરશો?" પિતા ઔદ્દાલકિએ તે સાંભળવા છતાં પણ જાણે ન સાંભળ્યું હોય એમ કર્યું. તથાપિ નચિકેતાએ એજ કથન બે વાર, ત્રણ વાર તેમને કહી સંભળાવ્યું. એટલે ઔદ્દાલકિ ક્રોધાયમાન થઇને બોલી ઉઠ્યા કે: "હું ત્હને યમને દાન કરીશ."

૫. ક્રોધાયમાન ઔદ્દાલકિનું એ કથન સાંભળી નચિકેતા વિચાર કરવા લાગ્યો કે: "પિતાના અનેક શિષ્યો અને પુત્રોમાં હું પ્રથમ સ્થાને અથવા મધ્યમ સ્થાને છું, પરન્તુ અધમ સ્થાને નથી. તેમાં પણ હું તો અનેક વિશેષ ગુણ-યુક્ત પ્રિય પુત્ર છું. પિતાને યમ પાસે એવું શું પ્રયોજન છે, કે જેથી તેઓ મ્હારૂં દાન કરી પોતાની ઈચ્છા પાર પાડશે? પિતાએ એવું વચન ક્રોધના આવેશમાંજ કહ્યું છે અને હવા પછી શોક મગ્ન પણ થયા છે. ગમે તેમ હો, એ પિતૃવાક્ય મિથ્યા ન થાય, એજ મ્હારૂં કર્ત્તવ્ય છે. એવો વિચાર કરી નચિકેતાએ શોકમગ્ન પિતાને કહ્યું કે:—

૬. "પિતાજી! પૂર્વ પુરૂષોએ જે પ્રકારે યમાલયમાં ગમન કર્યું છે તેમના ચરિત્ર એક પછી એક તપાસો અને વર્તમાન કાલમાં સાધુ પુરૂષો જે પ્રકારનો વ્યવહાર કરે છે, તેનો પણ વિચાર કરી જૂવો. આપે તેમનોજ માર્ગ ગ્રહણ કરવો જોઇએ. કદીપણ સત્યનો ભંગ કરશો નહિં. કારણ કે મનુષ્ય માત્ર, ધાન્યની પેઠે જીર્ણ થઇને પોતપોતાનાં કર્માનુસાર સમય આવતાંજ મૃત્યુને વશ થાય છે, અને ધાન્યની પેઠેજ મૃત્યુ પછી પુનઃ જન્મ પ્રાપ્ત કરે છે. અર્થાત્ ધાન્ય આદિ પકવ થતાંજ વૃક્ષ ઉપરથી ખરી પડે છે અને પુનઃ તેમાંથીજ વૃક્ષ ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે જીવોમાં જન્મ અને મૃત્યુ થતા જોવામાં આવે છે. તેથી જ સત્યનું ઉલંઘન કર્યા પછી શોક કરવો એ ઉચિત નથી. આપ મ્હને યમને ત્યાં જવાની રજા આપો. તે સ્થળે જતાં મ્હને જરાપણ ભય લાગતો નથી."

૭. પુત્રનાં એવાં વચન સાંભળી ઔદ્દાલકિએ પોતાના સત્ય (વચન) નું રક્ષણ કરવા માટેજ પુત્ર નચિકેતાને યમપુરમાં જવાની રજા આપી, અને નચિકેતા પણ યમપુરમાં જઈ ઉપસ્થિત થયો. એ સમયે યમ ઘરમાં ન હતા. નચિકેતાએ યમને દીઠા નહિં તેથી અન્ન લીધા વગરજ તેમણે ત્યાં નિવાસ કર્યો. ત્રણ દિવસ પછી યમ ઘેર આવ્યા ત્યારે તેમનાં પત્નિ અને મન્ત્રિએ તેમને કહ્યું કે: "સાક્ષાત્ અગ્નિદેવતાજ જાણે અતિથિ બ્રાહ્મણનું રૂપ લઇ આપણે ઘેર પધાર્યા છે. અતિથિ ઘેર પધારતાંજ સજ્જન ગૃહસ્થો આસન પૂજન દ્વારા (પોતાના આશ્રમના કલ્યાણને માટે) અતિથિને શાન્તિ આપે છે. * તેથી હે સૂર્ય પુત્ર! અતિથિ દેવના પગ ધોવા માટે જળ લાવ."

* આજ કાલ તો શ્રીમત ગૃહસ્થો પોતાને ઘેર ગમે તેવા વિદ્વાન બ્રાહ્મણ કે, સાધુ સંત પધારે છતાં તેનાં પ્રત્યે એ વિવેકી વાક્યો બોલી તેને શાન્તિ આપવાનો યત્ન કરતા નથી ત્યાં પછી આસન—પૂજન કે ભોજનદ્વારા તેમને શાંત પાડી તેમની શુભ આશિષ પ્રાપ્ત કરવાની તો વાતજ ક્યાં રહી? ધનમદમાં મત્ત બનેલા ઘણા શ્રીમત ગૃહસ્થો ધર્મ-કર્મ અને નીતિ સાથે વિવેક પણ ભૂલ્યા છે!—લેખક.

૮. જે ગૃહસ્થને ઘેર અતિથિ બ્રાહ્મણ અનાહાર રહે, તે અલ્પબુદ્ધિ મનુષ્યની પ્રભૂ પ્રાર્થના, પ્રતીક્ષા, સત્સંગ, યજ્ઞ આદિ ક્રિયા, જળાશય ઉદ્યાન આદિનાં દાન, પુત્ર, પશુ અને અન્ય સર્વ સમ્પતિ નષ્ટ થાય છે.

૯. એ સાંભળી યમ નચિકેતાની સમીપ ગયા અને તેમનું પૂજન આદિ કરી બોલ્યા કે; " હે બ્રહ્મન્! તમે મ્હારા અતિથિ છો, નમન કરવા યોગ્ય છો, માટે તમને હું નમસ્કાર કરૂં છું. મ્હારૂં કલ્યાણ થાય એમ કરો. તમે મ્હારે ઘેર ત્રણ દિવસ ભોજન કર્યા વગર નિવાસ કર્યો છે, તેથી મ્હારો અપરાધ થયો છે, તેથી હું આપને પ્રત્યેક દિવસને માટે એક એક કરીને ત્રણ વરદાન કરવા તત્પર છું. તમે તે વરદાન માગો. "

૧૦. એ સમયે નચિકેતાએ કહ્યુંઃ " હે યમ ! આપે કહેલાં ત્રણ વરદાનમાં પ્રથમ વરમાં હું એજ પ્રાર્થના કરૂં છું કે; પિતા ગૌતમને મ્હારે માટે જે શોક થાય છે, તે દૂર થાય. તેઓ મ્હારા પ્રતે પ્રસન્નચિત્ત અને ક્રોધશૂન્ય થાય અને આપની પાસેથી હું જ્યારે સ્વગૃહે ગમન કરૂં ત્યારે તેઓ મ્હને ઓળખી શકે અને મ્હારી સાથે વાર્તાલાપ કરે. "

૧૧. યમે કહ્યું: " તમારા પિતા પૂર્વે જેટલા સ્નેહ-સમ્પન્ન હતા તેટલાજ, મ્હારી આજ્ઞાનુસાર, તમારા પ્રત્યે સ્નેહવાન્ થશે. અત્યારથી તેઓ રાત્રિએ સુખપૂર્વક નિદ્રાવશ થશે અને પરદેશથી પાછા આવેલા સ્વજનની પેઠે તેઓ તમને ઓળખશે. તેઓ તમને મૃત્યુના મુખમાંથી મુક્ત થયલા જોઇ ક્રોધ કરશે નહિં. "

૧૨ દ્વિતીય વરદાન માગતાં નચિકેતાએ કહ્યું: " હે મૃત્યો ! સ્વર્ગલોકમાં કોઇ પ્રકારનો ભય નથી. ત્યાં તમારો અધિકાર નથી. ત્યાં વૃદ્ધાવસ્થાનો પણ કોઇને ભય નથી કારણ ત્યાંના નિવાસીઓ ક્ષુધા તૃષાના દુઃખથી મુક્ત હોય છે અને આનન્દનોજ ઉપભોગ કરે છે "

૧૩, " હે મૃત્યો ! જેની સેવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, તે અગ્નિનો વિષય આપ સારી પેઠે જાણો છો એવી મ્હને શ્રદ્ધા છે, માટે આપ મ્હને તે વિષયનું જ્ઞાન આપો. કારણ કે એજ અગ્નિની સહાયતા ( ઉપાસના ) વડે લોકો સ્વર્ગલોકમાં ગમન કરી શકે છે, અને તેઓને અમરત્વ પ્રાપ્ત થાય છે, તેથી બીજા વરદાનમાં હું તેજ અગ્નિતત્ત્વ જાણવાની ઇચ્છા કરૂં છું. "

૧૪. એ સમયે યમે ઉત્તર દીધોઃ " હે નચિકેતા ! સ્વર્ગ લોકનું પ્રાપ્તિ સાધન અગ્નિ ( તત્ત્વ ) ને હું વિશેષરૂપે જાણી શકયો છું. તેજ તમને કહી સંભળાવું છું તે તમે સ્થિર ચિત્તે શ્રવણ કરો. તમારે નિશ્ચયરૂપે માનવું કે; એજ અગ્નિ અનન્ત સ્વર્ગ—લોકની પ્રાપ્તિનું એક માત્ર સાધન છે. એ ( અગ્નિજ ) વિરાટ્રરૂપે સર્વ વિશ્વના આશ્રયરૂપ અને સર્વ પ્રાણીમાત્રની હૃદયગુહામાં અવસ્થાન કરી રહ્યો છે. "

૧૫. એમ કહી યમે નચિકેતાની પ્રાર્થનાનુસાર સર્વ લોકની આદિ ભુત અગ્નિ વિદ્યા કહી સંભળાવી, તેમજ યજ્ઞસ્થાન પ્રસ્તુત કરવા માટે જેવા પ્રકારની જેટલી ઇંટોની તથા જે પ્રકારે તેમાં અગ્નિ સ્થાપન કરવાની આવશ્યકતા હોય છે તે સર્વ કહી સંભળાવ્યું.

( અપૂર્ણ. )

ઝા. રા. ચંદેના.

# महात्मा लाईकरगसनी राज-पद्धति !

( ૨ )



કુટુંબોમાં પણ અન્તર હોય છે. કોઇ કુટુંબ મ્હોટું અને કોઈ ન્હાનું હોય છે. તેથી સમ્ભવિત છે કે કોઇ ન્હાનું કુટુંબ પોતાની જમીનની પેદાશથી થોડા વખતમાં વખતે ધનવાન થઇ જાય અને તેમ થવાથી વિલાસી-પણ થઇ જાય. એ અનુચિતથી બચવાને માટે સ્પાર્ટામાં લોઢાના સિક્કા ચલાવવામાં આવશે. એ સિક્કા બીજા દેશના વેપારીઓ લેશે નહિ. એથી પરિણામ એ આવશે કે સ્પાર્ટાના લોકો, પોતાના દેશમાં વિદેશથી આવતી સર્વ વિલાસી વસ્તુઓથી વેગળા રહેશે ! (અર્થાત્ પરદેશોથી આવતી મોજ-શોખની વસ્તુઓ ખરીદી એશઆરામ કરતાં શીખશે નહિ ! ) કદી કોઈ કંજૂસ સ્પાર્ટ-નિવાસી, એ લોઢાના સિક્કા એકઠા કરીને પોતાના કોઈ દેશનિવાસી ભાઈ ઉપર અત્યાચાર કરે તેથી એ સિક્કા એવા લોઢાના બનાવવામાં આવશે કે તેના ઉપર વધારે દબાણ આવતાંજ ભાંગી જાય અને થોડા દિવસ રાખી મુકવાથી ઉધાઇ તેને ખાઇ જાય !

સ્વાદિષ્ટ ભોજન એ સ્વાસ્થ્ય અને સચ્ચરિત્રતાને માટે હાનિકર્તા થઇ પડે છે તેથી પ્રત્યેક સ્પાર્ટાનિવાસીએ સાદું ભોજન કરવું જોઇએ. ઘરમા ભોજન કરવાથી દરેક મનુષ્ય પોતાની મરજી પ્રમાણે ભોજન કરી શકશે. ભોજનથી રક્ષણ મેળવવા માટે રાજ્યની તરફથી એવાં ' ક્ષુધા શાંતિ ગૃહો" અથવા "ભોજનાલય" બનાવવામાં આવશે કે જેમાં પ્રત્યેક સ્પાર્ટાનિવાસીને વિધિ પ્રમાણે નક્કી કરેલુંજ ભોજન કરવું પડશે. " ભોજનાલય "નો ખર્ચ નિભાવવા માટે તેમાં ભોજન કરનાર લોકોએ ભોજન—સામગ્રી પહોંચાડવી પડશે. ભૂખ હોય કે ન હોય તોપણ જમતી વખતે પ્રત્યેક મનુષ્યે "ભોજનાલય"માં હાજરી આપવી પડશે. જમતી વખતે કોઇ મ્હોઢેથી બોલી શકશે નહિ. તે વખતે જો અસભ્યતા બતાવશે તો તેને યોગ્ય દણ્ડ કરવામાં આવશે. રાંધેલું માંસ, જવની રોટલી, દાળ અને થોડાંક અંજીર; બસ, એટલી ચીજો ખાવાને મળશે. હા, કોઇ કોઇ વખત માછલી, અને મરઘાંનું માંસ, રોટલી અને ફળો પણ મળશે.

સ્પાર્ટાના લોકો ઉપર વિદેશીઓનો નઠારો પ્રભાવ પડી જાય છે (અર્થાત્ વિદેશીઓના સમાગમમાં આવતાં લોકો નઠારા સ્વભાવના થઈ જાય છે ) તેથી તુરતજ સઘળા વિદેશીઓને રાજ્યની બહાર કાઢી મૂકવા જોઇએ. તે સાથે હવે પછીથી સ્પાર્ટાના લોકો પણ કોઇ બીજા રાજ્યમાં અથવા દેશમાં જઇ શકશે નહિ.

સમસ્ત સ્પાર્ટાનિવાસીઓએ શરીરે બળવાન થવાની ખાસ જરૂર છે. અમારા રાજ્યમાં નિર્બળ (મનુષ્યો)નું કાંઈ કામ નથી. જ્યારે કોઇ બાળક ઉત્પન્ન થાય ત્યારે તેને રાજ્યના અમલદારો પાસે લાવવું જોઇએ. જો રાજ્યના અમલદારો તે બાળકને બળવાન જાણશે તો રાજ તરફથી નિમવામા આવેલી ધાત્રી (ધવાડનારી)ઓને સોંપવામાં આવશે, કે જે બાઇઓ તે બાળકને પાળવામાં અને તેનું શરીર બળવાન બનાવવામા હોશિયાર હશે. અગર જો તે બાળક નિર્બળ જણાવામા આવશે તો તેને નિર્જન વન-જંગલમાં ફેંકી દેવામાં આવશે !

# वहालानुं स्मरण—

## —विद्यादान आपो !

अन्नदानं महादानं विद्यादानं महत्तरं ।
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जिवतु विद्यया ॥

" અન્નદાન એ મહાદાન છે પરન્તુ વિદ્યાદાન તેથી વિશેષ-મહત્તર દાન છે. કારણ કે અન્ન વડે તો મનુષ્યને થોડો વખત તૃપ્તી રહે છે પરન્તુ વિદ્યાથી તો ( જેને દાન મળ્યું હોય તે મનુષ્ય ) જીવન પર્યંત તૃપ્ત થાય છે. " ( એટલું જ નહિ પણ તે બીજાઓને પણ વિદ્યાદાન આપી શકે છે. )

विद्या च मुख्यं दानानाम् ।

" સર્વ દાનમાં વિદ્યાદાન એ શ્રેષ્ઠ છે. "

ભારત વર્ષમાં પ્રાચીન કાળથીજ દાન-આપવું શ્રેષ્ઠ મનાય છે. કાળક્રમે તે દાન-ધર્મ અને દાનપ્રથા જુદા રૂપમાં બદલાઇ ગયાં છે! જેવી વિદ્યા તેવો ધર્મ ! જેવા ગુરૂ તેવા શિષ્ય ! જેવી વિદ્યા ભણવામાં આવી તેવો ધર્મ માનતા થયા અને જેવા ગુરૂનાં આચરણ તેવા શિષ્યોનાં થયાં ! એવા કાળમાં પણ પ્રાચીન આર્ય ધર્મ કથિત બોધ પ્રમાણે કેટલાક મનુષ્યો જાણ્યે અજાણ્યે પણ સ્વધર્મ બજાવ્યે જાય છે, એ જોઇ સંતોષ જ થાય છે. દાનની શ્રેષ્ઠતા સંબંધી એક જૂદોજ લેખ હવેના અંકથી વાચકોને સાદર કરવામાં આવશે. આ સ્થળે " વહાલાંઓનું સ્મરણ " કેવી રીતે રાખી શકાય અને એ દ્વારા " વિદ્યાદાન " જેવું શ્રેષ્ઠદાન કેવી રીતે વિતરણ થઇ શકે એટલોજ અત્રે ઉલ્લેખ કરવાનો હેતુ છે.

જૈન ભાઇઓમાં વિદ્યાદાન વિશેષ રૂપે અપાતું જોવામાં આવે છે. જૈનોમાં કેટલાક સાધારણ સ્થીતિના માણસો પણ સારા ધર્મ ગ્રંથો છપાતા જાણી રહોંશે મોઢે તે પવિત્ર દાન કાર્યમાં પૈસાની મદદ કરવા જાય છે અને તે ગ્રંથ જેમ બને તેમ સસ્તે વેચાય તેવી વ્યવસ્થા થાય છે. કેટલાક જૈન શ્રીમંતોએ " વિદ્યાદાન " માટે પુસ્તક પ્રસારક ફંડો ઉભાં કરી ઉત્તમ ધર્મ ગ્રંથો શોધાવી લખાવી જૈન સમાજમાં ઘણેજ સસ્તે વેચવાની અને કેટલાંક પુસ્તકો " વિના મૂલ્યે " આપવાની વ્યવસ્થા કરી છે! કેટલાક પોતાના

"સગા-વહાલાંના શ્રેય નિમિત્તે" ગ્રંથ પ્રકાશકોને દ્રવ્યની સહાયતા કરે છે અને કેટલાક કોઈ પણ જાતના સ્વાર્થ વગર દ્રવ્યની સહાયતા કરી અતિશય પુણ્ય સંચય કરી રહ્યા છે!

ગુજરાતના બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈસ્ય, સમાજમા એવા પ્રકારનો "વિદ્યા પ્રેમ" બહુજ ઓછો-નહિં જેવો-જોવામાં આવે છે! મુંબઈ અમદાવાદના મ્હોટા મ્હોટા મીલ માલેકો, લક્ષાપતિ શ્રીમંતો પોતાની લક્ષ્મી ઉપરોક્ત પ્રકારે વિદ્યાદાનમાં ખર્ચ કરતા જણાયા નથી! તેમના તરફથી કોઈક કોઈક સભા, સોસાયટી, કે કલબોમાં સારી રકમો આપ્યાનું અમારા જાણવામાં છે, તેમના તરફથી મોટા અમલદારોને હસ્તે ઉઘડેલાં ફંડોમા, બાવલાં ગોઠવવામાં, કે મોટા લોકોને માનપત્રો આપવામાં, મ્હોટા લોકોનાં સ્મારક રાખવામાં કિંવા એવાંજ બીજાં ઓછા મહત્વના કામોમાં દ્રવ્યની સારી રકમો આપેલી જાણવામાં છે પરન્તુ તેમણે "વિદ્યાદાન" માટે શું કર્યું છે? તેમણે પોતાના ધર્મ ગ્રંથો સંશોધન કરાવી, જેમ બને તેમ સસ્તી કિંમતે પ્રકટ કરવા-કરાવવા પાછળ ક્યારે લક્ષ્ય આપ્યું છે? જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યજીના અનેક શ્રીમંત અનુયાયીઓ મોટરોમાં રુહેલસપાટા કરે છે પરંતુ તે ભકતોએ પોતાના પૂજ્ય આચાર્ય દેવ રચિત ગ્રંથો સસ્તી કિંમતે પ્રકટ થયલા જોવાની અને તે મહાન પવિત્ર કાર્યમાં દ્રવ્યની સહાયતા આપવાની જરાયે પરવાહ રાખી છે ખરી કે? સનાતન ધર્મ ઉપર હમણાં હમણા કેટલા આઘાત થાય છે? કેટલા કલંક ચઢે છે પરન્તુ કોઈ પણ શ્રીમન્ત સનાતન—ધર્માવલંબી તરફથી દ્રવ્યની ઉદાર સહાયતા આપી તેવા આઘાત પ્રત્યે પ્રત્યાઘાત કર્યો છે? કિંવા ચઢેલાં કલંકોને ધોઈ નાંખવા શો યત્ન કર્યો છે? માત્ર એક બે ચર્ચા પત્રો પ્રકટ થયા હોય અથવા તો ધર્મવીર, વિદ્દદ્ધર્ય, શ્રીયુત નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવીજીનાં ભાષણો દ્વારા તે કલંક ટાળવાનો યત્ન થયો હોય એજ કે બીજું? ગુજરાતના સંખ્યાબંધ સનાતન બાઇઓમાં એકજ સંઘવીજી ઘૂમ્યા કરે એના કરતાં બીજા થોડાક વધુ અભ્યાસીઓ નીકળે અને સનાતન ધર્મપ્રચાર કરે અથવા સારા ધર્મ—ગ્રંથો, સારાં ધર્મ—માસિકો અથવા સારા ધાર્મિક—વર્તમાન પત્રો દ્વારા સનાતન ધર્મનો પ્રચાર કરવા માટે સતત પ્રયત્ન થાય ત્યારેજ કાંઈ કાર્ય સાધ્ય થાય! આવીજ સ્થીતિ કેટલેક અંશે વૈષ્ણવ સમ્પ્રદાયની પણ છે. જો કે તેમાં એક બે માસિકપત્રો પ્રકટ થઈ સામ્પ્રદાયિક સેવા બજાવે છે તેમજ કેટલાક વિદ્વાન વક્તાઓ વૈષ્ણવ સમ્પ્રદાય વિરૂદ્ધ થતા આક્ષેપો ધોઈ નાંખવા કટિ બદ્ધ થતા હોવાથી એ સમ્પ્રદાયને ઝટ સહાયતા મળી જાય છે તેમ છતાં હજી અનેક વૈષ્ણવ—ધર્મ ગ્રંથો સસ્તે મૂલ્યે પ્રકટ થાય તો સામ્પ્રદાયિક જનોનું વિશેષ કલ્યાણ સધાય. એ સમ્પ્રદાયમાં ઘણા લેખકો છે છતાં હજી શ્રી કૃષ્ણ ચરિત્ર જોઇએ તેવું-આધ્યાત્મિક રહસ્ય સમજાવે તેવું-સુંદર પ્રકટ થયલું જોવામા નથી, એ આશ્ચર્યની વાત છે! એ પ્રમાણેજ સાધારણ જન સમાજને ઉપયોગી થઈ પડે એવા ઘણા વૈષ્ણવ ગ્રન્થો સસ્તે મૂલ્યે પ્રકટ કરી શકાય એમ છે. દેવી સમ્પ્રદાય પણ ગુજરાતમાં મ્હોટો છે. તેના અનુયાયીઓ પણ પુષ્કળ છે. પરન્તુ "દેવી ભાગવત" અને "ચંડીપાઠ" સિવાય એ સમ્પ્રદાયને માટે બીજા અનેક ઉપયોગી—પ્રામાણિક ગ્રન્થો એ સમ્પ્રદાયમા જોવામાં આવતા નથી! એ પોતાને દેવીભકતો કહેવડાવનારા શ્રીમન્ત સદ્‌ગૃહસ્થોને બહુ વિચારવા જેવું છે! સંસ્કૃત ભાષામાં અને અંગ્રેજી વગેરે પરભાષામાં દેવી સમ્પ્રદાયને ઉપયોગી થઈ પડે એવા

ઘણા-અતિ ઉપયોગી ગ્રન્થો જોવામાં આવે છે છતાં તે ગુર્જર બાળામાં પ્રકટ થવા પામતા નથી! અમદાવાદ અને તેની આસપાસનાં ગામ-શહેરો ઉપરાંત કાઠિયાવાડના કેટલાંક ગામ-શહેરમાં દેવીના અનેક ભક્તો જોવામાં આવે છે, કેટલાક રાજા-મહારાજાઓ× પણ દેવીના ભક્તો જણાય છે પણ તેમણે શાક્ત-સાહિત્યનો ઉદ્ધાર કરવા માટે કેટલો યત્ન કર્યો છે? અમદાવાદમાં સ્વ. સર ચીનુભાઈ બેરોનેટ સાહેબ દેવીના ભક્ત હતા. તેમના ઘરમાં ઘણાં વર્ષથી અષ્ટભુજ દેવીની મૂર્તિ-પૂજા થતી તેમ છતાં તેઓ સાહેબે દેવી-ઉપાસના-સાહિત્ય તરફ કિંવા વેદ, ઉપનિષદ, પુરાણ જેવા સનાતન-ધર્મ ગ્રંથોનો ઉદ્ધાર કરવા, તે સસ્તે મૂલ્યે પ્રકટ થઈ જનસમાજમાં પ્રસાર પામે એવો યત્ન કર્યો હોત તો તેથી ગુર્જર પ્રજા ઉપર તેમનો મહાન્ ઉપકાર થાત-વિદ્યાદાન દીધું કહેવાત, એટલું જ નહિં પણ એ સાહિત્ય-સેવા-એ સાહિત્ય પ્રેમથી, ગુર્જર પ્રજામાં તેમનું નામ ચિરસ્મરણીય થાત* હજી પણ ગં. સ્વ. શેઠાણી ચિનુભાઈ એ સંબંધી યોગ્ય કરશે તો દેવીની પ્રસન્નતા પ્રાપ્ત કરશે. આર્યોના પવિત્ર ધર્મ ગ્રંથ વેદ, ઉપનિષદો અને દર્શન શાસ્ત્રો છે પરન્તુ ગુજરાતના શ્રીમન્ત બ્રાહ્મણોને (ક્ષત્રિયો-રાજાઓને) પૂછીશું તો ભાગ્યે જ તેમના ઘરમાંથી એ ઋષિ મુનિયોનો વારસો ચારે વેદ,

×દેવીભક્ત દાંતાનરેશ પરથી અંબાજી પ્રસન્ન છે, અંબાજીમાતાની તમામ ઉપજ ઘણાં વર્ષથી દાંતાનરેશની તિજોરીમાં જાય છે તેમ છતાં એ નરેશ તરફથી પણ દેવી સંબંધી કોઈ પ્રામાણિક-શાસ્ત્રગ્રંથો રચાયા કે પ્રકટ થયા હોય એમ જણાતું નથી. પ્રાચીન રાજાઓ સત્ વિદ્યા-ધર્મગ્રંથ ની વૃદ્ધિ કરવામાં જ પોતાનું કર્તવ્ય માનતા-જીવન સાર્થક માનતા! કવિયો-લેખકોને પુષ્કળ ધન-રત્ન આપી ધર્મ ગ્રંથો રચાવતા પરન્તુ આજે યુગધર્મ બદલાયો છે. રાજાઓ અને શ્રીમંતોનો દાનધર્મ બદલાઈ ગયો છે! શાસ્ત્રકારોના ઉપદેશ પ્રમાણે દાન કરવું એ દુર્લભ્ય થઇ પડ્યું છે! દાંતા નરેશ લાખ્ખો રૂપયા અંબાજી માતામાંથી પ્રાપ્ત કરે છે ત્યારે દેવીનો મહિમા વિસ્તાર પામે, દેવી જગદંબા-આદ્ય જનની આદ્ય શક્તિ-દશ મહા વિદ્યાચરિત્ર સર્વ પ્રજાના જાણવામાં આવે, દેવી ઉપાસનાનું રહસ્ય સર્વનાં સમજવામાં આવે, પંચમકારને મૂર્ખ લોકોનું કથન કહી કલંક ચડાવનાર વિરૂદ્ધ પક્ષવાદીઓને તેનું અધ્યાત્મ રહસ્ય સમજાવાય એ શું દેવી ભક્તોનું કર્તવ્ય નથી? ઉગ્ર પીઠ અને સિદ્ધ પીઠ રહસ્ય, દેવી મંદિરો સ્થપાયાનું કારણ, દેવી-ઉત્પત્તિ રહસ્ય પ્રકટ કરી ધર્મ વાર્તા સર્વત્ર નિવેદન કરવી એ શું દેવી ભક્તોનું કર્તવ્ય નથી? દેવી ભક્તો માને છે કે: અમને શ્રી જગદંબાની કૃપાથી જ લક્ષ્મી અને સર્વ સુખ પ્રાપ્ત થાય છે તો પછી પોતાની આરાધ્યા જનનીનો મહિમા-વિસ્તાર પમાડવા જેવા મહા પવિત્ર કાર્યમાં તેઓ લક્ષ્મી ખર્ચ કરતાં પાછા હઠે છે તેનું કારણ શું હશે? અમારું તો એમજ માનવું છે કે તેમની ભક્તિ અને શ્રદ્ધામાં જ ખામી છે! ગોરથી કહેવાતી ભક્તિના જ તેઓ ઉપાસક છે. અંતરના સાચા પ્રેમથી નહિ! સાચા ભક્તો પોતાના ઇષ્ટદેવને માટે જ સર્વસ્વનો ભોગ આપવા તૈયાર હોય છે.

* અમદાવાદમાં કેટલાક શ્રીમંત દેવીભક્તો, પોતાના વ્યાપારમાંથી અમુક રકમ દર વર્ષે દેવીની સેવા-પૂજાના ઉપયોગ માટે જૂદી કહાડે છે, અને તેમાંથી બ્રહ્મભોજન કરાવે છે, કેટલાક દેવીનાં સ્થાનમાં ધર્મશાળાઓ બંધાવે છે, પરન્તુ શાક્ત-સાહિત્ય અને તન્ત્ર શાસ્ત્રનો ઉદ્ધાર કરવો એ તેમની પહેલી ફરજ છે. એ ધર્મમાં રહેલાં પંચ-મકાર આદિ વિધિની કેટલાક નિંદા કરે છે તે દૂર કરવાનો યત્ન કરવો જોઈએ —લેખક.

ઉપનિષદો કે દર્શન શાસ્ત્રો સંપૂર્ણ રૂપે નીકળી આવશે! અમદાવાદમાં મ્હોટા મ્હોટા શ્રીમંત બ્રાહ્મણો છે, તેમને લક્ષ્મી પ્રાપ્ત કરવાનો જેટલો મોહ લોભ છે તેટલો જ ધર્મના ગ્રંથો સંગ્રહ કરવાનો અને તે જન સમાજ સમક્ષ પ્રચાર કરવાનો-વિદ્યાદાન દેવાનો-લોભ-મોહ હોત તો આજે ધર્મ-વિમૂખ થતી પ્રજાને કંઇક સહાયતા મળી શકી હોત! નડીઆદ. વડોદરા, સુરત, ભરૂચ, મુંબઈ જેવાં મ્હોટાં શહેરોમાં સુદ્ધાં શ્રીમંત બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્યોને-અરે! મ્હોટા મ્હોટા રાજાઓને સુદ્ધાં-પોતાના ધર્મ ગ્રંથોનો પ્રચાર વધે અને તેનો લાભ જન સમાજ લે એમી કર્તવ્ય-નિષ્ઠા જ ક્યાં છે? મ્હોટી મ્હોટી મીલો ઉભી થાય છે, મ્હોટી મ્હોટી કંપનીઓ દ્વારા, મ્હોટાં મ્હોટાં કારખાનાં કાઢવામાં આવે છે પરંતુ ધર્મના ગ્રંથોનો ઉદ્ધાર કરવા, તેનો સસ્તે મૂલ્યે પ્રચાર કરવા કેમ કોઇ શ્રીમંતો આગળ પડતા નથી? શું તેમની ધર્મ-આસ્થા શિથિલ થઈ ગઈ છે કે તેમનામાં ધર્મ નિષ્ઠા ઓછી થઈ ગઈ છે? શું તેઓ ધર્મને ભૂલતા જાય છે કે તેઓ ધર્મ તરફ શંકાની દૃષ્ટિયે જૂવે છે? સત્ય શું છે તે તો પરમાત્મા જાણે પરન્તુ એટલુ તો કહી શકાશે કે જે શ્રીમંતો અન્ય પ્રકારે ધર્મ દાન કરે છે તેમણે ધર્મના ગ્રંથોનો ઉદ્ધાર અને વિદ્યાદાન-ધર્મ દાનને ભૂલવું જોઈતું નથી. ધર્મ દાન વડેજ મનુષ્યનુ કલ્યાણ છે.

## વહાલાઓનું સ્મરણ રાખવા શું કરવું?

આટલું લખ્યા પછી મૂળ વાત ઉપર આવીશું. થોડા દિવસથી જૂદા જૂદા લેખકોના બે ત્રણ ચાર ગ્રંથો હમારા હાથમા આવતાં જ તે નિમિત્તે "ભારત જીવન" ના વાંચકો સમક્ષ અમારા વિચારો દર્શાવવાની ફરજ સમજવામાં આવી છે. આ લેખ તે ફરજનું પરિણામ છે. સુરતનિવાસી આર્યસમાજી વયોવૃદ્ધ-વૈદ્યરાજ શા. તિલકચંદ તારાચંદ તરફથી "આયુર્વેદ નિબંધમાળા" નામક ગ્રંથ (પૃષ્ઠ ૧૧૫૦ નો) અમને ભેટ મળ્યો છે. તે જોઈ આનંદાશ્ચર્ય થાય છે. વૈદ્યરાજ તિલકચંદભાઇએ વૈદ્યકમાં જ પોતાનું જીવન સમર્પણ કરી પોતાના જ્ઞાનનો લાભ જન સમાજને આપવા ઉપરાંત જૂદા જૂદા વૈદ્યબંધુઓ દ્વારા અનુભવસિદ્ધ વૈદ્યક ઉપચારો લખાવીમંગાવી તેના બે મ્હોટા ગ્રંથો બનાવી-છપાવી ગુજરાતના વૈદ્યોને વિના મૂલ્યે ભેટ આપ્યા છે! આ ગ્રંથો વૈદ્ય બંધુઓને બહુ ઉપકારી છે. એટલું જ નહિં પણ વિચક્ષણ જ્ઞાનવાળો મનુષ્ય એના ઉપરથી એકાદ ન્હાનો વૈદ્ય પણ બની જાય એમ છે! શ. તિલકચંદભાઇએ પ્રસ્તાવનામા લખ્યુ છે કે: "મ્હારી નાણા સંબંધી સ્થીતિ સારી નહિં હોવા છતાં આ ગ્રંથ વૈદ્ય બંધુઓને ભેટ આપવા છપાવ્યો છે વિગેરે." વૈદ્યરાજની દ્રવ્ય સંબંધી સ્થીતિ સારી નહિં હોવા છતાં તેમણે વિદ્યાદાન આપવા માટે જે સાહસ કર્યું છે અને જે ઉદારતા દર્શાવી છે તે ભલભલા કંજુસ શ્રીમંતોને પાઠ શીખવે. તેમને નિસ્તેજ બનાવે એવી છે! અમે વૈદ્યરાજને અનેક ધન્યવાદ આપીએ છીએ, અને ગુજરાતના શ્રીમંત વૈદ્યરાજાઓને તિલકચંદભાઈનું અનુકરણ કરવાની ભલામણ કરીએ છીએ! બીજો ગ્રંથ ભારત વર્ષનો ધાર્મિક ઇતિહાસ છે કાનપુર નિવાસી શા. દેવજી લલ્લુભાઇ તરફથી તે લખાઇ પ્રકટ થયો છે, અને લાઇબ્રેરીઓને પોષ્ટ જ લઇને ભેટ આપવામાં આવે છે, જો કે એક આર્યસમાજીની દૃષ્ટિએ આ ગ્રંથ લખાયો છે છતાં પણ શા. દેવજીએ પોતાના સ્વ. બંધુ મણિલાલ લલ્લુભાઇના સ્મરણાર્થે જ પ્રકટ કર્યો છે. અમારા મત પ્રમાણે

તો ધાર્મિક ઇતિહાસ પ્રત્યેક ધર્મનો ઉંડો અભ્યાસ કર્યો હોય તેને જ હાથે લખાવો જોઇએ. ભાષાંતરીઆ જ્ઞાનથી નહિ. તે કેવી રીતે લખાવો જોઇએ, તેમાં કયા કયા વિષયો હોવા જોઇએ અને કેવા ધર્માભ્યાસીને હસ્તે, હરેકપણે-નિષ્પક્ષપાતપણે-તે લખાવો જોઇએ તેનો વિચાર કર્યા વગર જે ઇતિહાસ કેવળ ભાષાંતરીયા જ-લખાય તે અપૂર્ણ અને પક્ષપાતથી ભરપૂર જ ગણાય. ગમે તેમ પણ શા. દેવજીનો ભાનૂ પ્રેમ જોઈ અમને આનંદ થાય છે. ત્રીજું: મુંબઈથી પ્રકટ થતું "બાલજીવન" નામક માસિક પત્ર. મુંબઈનાં રેશનરી મર્ચંટ રા. ભગવાનદાસ દુર્લભદાસે પોતાના સ્વ. બંધુ શેઠ છગનલાલના સ્મરણાર્થે આ માસિકપત્ર તેના સમ્પાદક રા. રા. ચુનિલાલ કુબેરદાસ શાહ માસ્તરને હસ્તે પ્રકટ કરાવ્યું છે અને તેનો તમામ ખર્ચ રા. ભગવાનદાસે વહન કરી પોતાના બંધુના સ્મારક સાથે બાળકોની સેવા બજાવવાનું નિઃસ્વાર્થ-પવિત્ર ધર્મકૃત્ય આદર્યું છે. તેમનો એ સાહિત્ય પ્રેમ જોઈ અમને આનંદ થયો છે. અમે તેમને ધન્યવાદ જ આપીએ છીએ. એ સજ્જનો ઉપરાંત એક ચોથું પુસ્તક હિંદી ભાષામાં "गायत्री भाष्यका" हिंदी अनुवाद, ગોરખાગ્રંથ પ્રસારક મંડળી મુંબઈ તરફથી સર્વને ભેટ મળે છે. આ ધર્મ ગ્રંથમાં ગાયત્રી મંત્રના જૂદા જૂદા ચોવિશ વિદ્વત્તા પૂર્ણ અર્થ કરવામાં આવ્યા છે. પરિશિષ્ટમાં ગાયત્રી કલ્પ, સપ્રણવ ગાયત્રી વ્યાખ્યા, ગાયત્રી ધ્યાન, સાધન પંચક, પ્રકટ કરવામાં આવ્યાં છે, અનુવાદ કર્તા છે શ્રી જગન્નાથ મિશ્ર અને પ્રકાશક છે પંડિત હરિહરાચાર્ય દીક્ષિત તથા શેઠ હરગોવિંદદાસ જીવનદાસ આ ત્રણે ધર્મ પ્રાણ ઉદાર સજ્જનોએ, વેદમાતા ગાયત્રીના અર્થ સહિત ન્હાનો ગ્રંથ પ્રકટ કરી વિના મૂલ્યે વહેંચવાની ઉદારતા દર્શાવી છે તેમને અનેક ધન્યવાદ જ છે. આવી ઉદારતા ગુજરાતના અનેક શ્રીમંતો બતાવી શકે એમ છે. જો તેમ થાય તો ધર્મ-સાહિત્યનો વિશેષ પ્રચાર થવા પામે. એજ જોવા અમે આતુર છીએ

એવાં ધાર્મિક-નૈતિક-સાહિત્યનો પ્રચાર થવા માટે "ભારત જીવન" ના સુજ્ઞ વાચકોને એક પ્રાર્થના કરવી આવશ્યક જણાય છે. અન્ન ક્ષેત્રો, ધર્મશાળાઓ, દવાખાનાઓ ઘણાં છે પણ હવે ધર્મ-નીતિનાં પુસ્તકો વિના મૂલ્યે અથવા તો પડતર કિંમતે-સસ્તી કિંમતે-પ્રકટ કરી સાહિત્યની ધર્મની ઉન્નતિ કરવાની આવશ્યકતા છે. બિનવારસ મરણ પામતા શ્રીમંતો જો પોતાની તમામ પુંજી આવા સત્કાર્યમાં આપતા હોય તો "વિદ્યાદાન" નું મહા પુણ્ય તેમને પ્રાપ્ત થાય એ શાસ્ત્રસિદ્ધ છે. વળી જેઓ પાસે લક્ષ્મી છે, અને તેનો ઉપયોગ જેઓ પોતાના વ્યાપારમાં કરતા હોય તેમાંથી જો કોઈ વ્યાપારીઓ એક હજાર, બે હજાર, અને શક્તિ હોય તો પાંચ કે દશહજાર રૂપિયા જૂદા કાઢી જો તેઓ પોતાની ઇચ્છાનુસાર સારા સારા ધર્મગ્રંથો સસ્તે મૂલ્યે પ્રકટ કરવાના પવિત્ર કાર્યમાં રોકશે તો તેમના રોકેલા રૂપિયા અનામત રહેશે અને ફક્ત વ્યાજના બદલામાં જ જન સમાજમાં સારા સારા ધર્મ ગ્રંથો ફેલાવી મદદ પુણ્ય પ્રાપ્ત કરી શકાશે.* કોઈ પણ શ્રીમંત ગૃહસ્થ ઓછામાં ઓછા એકાદ હજાર રૂપિયા તો સહજે જૂદા કાઢી શકે અને તેમાંથી સારા ધર્મ ગ્રંથો છપાવી પડતર કિંમતે વેચી દઇ પોતાના રોકેલા રૂપિયા

* જો કોઈ સજ્જનો "વિદ્યાદાન" કરવા ઇચ્છતા હોય તો પુસ્તકોની પસંદગી, પુસ્તકો લખાવવાં, છપાવવાં અને વેચાવવાનું તદન મફત વ્યવસ્થા અમે તેમને સમજાવી શકીશું. ઇચ્છા હોય તેમણે અમારી સાથે પત્ર વ્યવહાર કરવો. સમ્પાદક ભારત જીવન—અમદાવાદ.

( વગર વ્યાજે ) પાછા મેળવી શકે એમ છે. પોતાના પિતા, માતા કે પુત્ર-બંધુ, ભગિનીના સ્મરણાર્થે જો શ્રીમંત સજ્જનો તરફથી એક એક હજાર રૂપિયાજ થોડા સમય માટે પણ રોકવામાં આવશે તો-થોડા શ્રીમંતોના પ્રયત્નથી દર વર્ષે ઘણા ધર્મ-ગ્રંથો પ્રકટ થવા પામશે ! વારસામાંથી એકાદ હજાર રૂપિયા ( કે તેથી વિશેષ રકમ ) વગર વ્યાજે જાણે ત્રીજોરીમાં પડયા રહેવા દીધા છે એમ સમજી જો તેઓ સાહિત્ય-સેવા કરવા તત્પર થશે તો તેથી તેમને " વિદ્યાદાન " નું મહાન્ પુણ્ય પ્રાપ્ત થશે. જો પોતાના વહાલાંના સ્મરણાર્થે " શ્રીમંતો એક એક ગ્રંથમાળા પ્રકટ કરે અને ધર્મ સાહિત્ય સેવામાં ભાગ લે તો સાહિત્ય સંગીન પ્રકારે વધારો થાય એમાં સંદેહ શો ? કેટલાક ગર્ભ શ્રીમંતોને પિતા-પ્રપિતા વગેરે સગાં તરફથી લાખ્ખો રૂપિયાની રકમો અને જમીન-જાગીરો મળેલી હોય છે છતાં તેમનું સ્મારક રાખવામાં, પોતાના પૂજ્ય-વડિલોના અમર-આત્માની શાંતિને ખાતર વિદ્યાદાન આપવા જેવા શાસ્ત્ર-સમ્મત પુણ્ય કર્મથી ઘણા સજ્જનો વિમુખ રહ્યા છે. તેમણે અમારી પ્રાર્થના ઉપર વિચાર કરી " વિદ્યાદાન " પ્રત્યે લક્ષ્ય દોરવું જોઇએ. મુંબઈમાં ઑનરેબલ વિઠ્ઠલદાસ ઠાકરસીનાં માતુશ્રી પ્રાતઃસ્મરણીય સ્વર્ગસ્થ નાથીબાઈનું નામ અનેક ધર્મ ગ્રંથો વિના મૂલ્યે વહેંચવાથી અમર થઇ ગયું છે. વડોદરા નરેશે અનેક ગ્રંથોને ઉત્તેજન આપીને અને " સર સયાજી સાહિત્ય માળા " પ્રકટ કરીને નામના મેળવી છે, કેટલાંક વર્ષ ઉપર ભાવનગર નરેશે સ્વ. નારાયણ હેમચંદ્રને સાહિત્ય સેવામાં સહાયતા કરેલી પણ પછીથી તે રિવાજ ભાવનગર રાજ્યમાંથી બંધ પડી ગયો છે ! ગુજરાતના કેટલાક શ્રીમંતોએ પણ સ્વ. નારાયણને સહાયતા કરેલી તેથી જ તેમને હસ્તે ઘણા ગ્રંથો પ્રકટ થવા પામ્યા છે પરંતુ કેટલાંક વર્ષથી સાહિત્યને એ પ્રમાણે ઉત્તેજન અપાતું થંડુ પડી ગયું છે ! અત્યારે રાજદ્વારી સાહિત્ય જુસ્સાબંધ પ્રસરે છે, જ્યાં ત્યાં રાજદ્વારી ચર્ચા ચાલી રહી છે એવા સમયમાં જો ધર્મ-સાહિત્ય પ્રકટ થાય અને ઘેર ઘેર ધર્મની ચર્ચા થાય, લોકો પોત પોતાનો ધર્મ સમજે તો તેથી જન સમાજનું કલ્યાણ સધાય. તે સાથે સાહિત્ય સેવા બજાવવા ઇચ્છનાર ગુજરાત કાઠીયાવાડના રાજા, મહારાજાઓ, ઠાકોરો અને શ્રીમંતોના " **વહાલાંઓનાં સ્મરણ**" રહે અને ધાર્મિક,-નૈતિક, કે ઐતિહાસિક સાહિત્ય સમૃદ્ધિમાં વૃદ્ધિ થાય. એવું પુણ્ય તેના ઉત્તેજકોને જ પ્રાપ્ત થાય. આશા છે કે વાંચક શ્રીમંત સજ્જનો આ વિષય ઉપર વિચાર કરશે. હરિઃ ૐ તત્સત્.

ડાહ્યાભાઈ દા. મ્હેતા.

---

સતબોધ,

૪૨. શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના પ્રિય ભક્ત મહાત્મા રામચંદ્ર મહિને હજાર-બારસો રૂપિયા પ્રાપ્ત કરતા અને તે ગુરૂના કાર્ય-કારણમાં જ વ્યય કરી દેતા. ગુરૂ બંધુઓમાં જેને અન-વસ્ત્ર ન હોય તેને સુંડાવી દેતા. ભૂખ્યાં તરસ્યાંને અન્નવસ્ત્ર આપતાં. એવું નામ ગુરૂ ભક્તિ !

૪૩. મનુષ્ય તો સર્વે એક જ ઇશ્વરનાં બાળકો છે. માત્ર કર્મ ભેદ વડે જ જાતિભેદ થયો છે. ઉચ્ચ કર્તવ્યથી વાલ્મિક જેવો લુંટારો ઋષિ પદને પ્રાપ્ત થયો હતો. એ કર્મનો પ્રતાપ ! માટે જ સત્કર્મ કરો. સત્કર્મ કરો.

# ऋतुमां फेरफार.

## ચેતવણી.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે આ વર્ષે તા. ૨૨-૧૨-૨૦ ને દીવસે મકર સંક્રાંતિની શરૂઆત થઈ એટલે શિશિર ઋતુ બેઠી પણ શિશિરમાં ગ્રીષ્મનો મિથ્યાયોગ થવાથી પિત્તનો અતિયોગ, કફનો હિનયોગ અને વાયુનો મિથ્યા યોગ થયો તેને લીધે પ્રજામાં ત્રિદોષ ( ન્યુમોનીયા ) ના તાવે જોર માર્યું એટલે મકર સંક્રાન્તિનો અર્ધ ભાગ ૨૫ મી જાનેવારી સુધી પહોંચ્યો તેથી ૨૫ મી તારીખથી ન્યુમોનીયા (ત્રિદોષ) ના કેસ થતા અટક્યા પણ ધારવા મેળે હવા સુધરી નહીં. બજારમાં તપાસ કરતાં જણાય છે કે ગ્રીષ્મ ઋતુનાં ફળફુલ દેખાય છે. દાખલા તરીકે સકરટેટી, કાળા બીજના કલીંગડ, કરમદાં, માળીને ત્યાં સફેદ જાઈ જુઈ સાટેલીના તથા કરેણના ફુલો કે જે ચૈત્ર સુદી પછી ઉત્પન્ન થવાં જોઈએ તે આ પોષ મહીનામાં મળે છે અને પોષ માસમાં પાકતાં ફળ ફળાદિ અને ફળફુલનો નાશ થાય છે. જેથી નક્કી થાય છે કે શિશિર ઋતુમાં ગ્રીષ્મનો મિથ્યાયોગ થયો છે એટલે મકર સંક્રાંતિના પાછલા ભાગમાં ત્રણ પ્રકારના તાવ ઉત્પન્ન થવાનાં છે. (૧) તાવ આવશે તેની સાથે ઉલટી થશે. (૨) તાવ આવશે તેની સાથે ખાલી ઉબકા આવશે. (૩) તાવ આવશે તેની સાથે છાતીમાં ગભરામણ થશે. ગળામાં ગરમી જણાશે, ખાંસી થશે. અને શરીરનાં હાડકાં દુખશે તથા સાંધામાં કળતર થશે,

જેને તાવ આવે તેણે વૈદ્ય, હકિમ, કે ડાક્ટર ગમે તેની દવા કરવી પણ એટલી વાત યાદ રાખવી કે તાવ આવ્યો કે તુરત ન્હાવાનું તથા ખાવાનું બંધ કરી દેવું અને જો તે ઉલટી વાળો તાવ હોય તેણે દરેક ઉલટીએ બે બે આની ભાર " શક કપુરો " વાટી પાણી કરીને પીવો. જો ખાલી ઉબકા આવતા હોય તો " કપુર કાચરી " બે બે આની ભાર પાણીમાં વાટીને કલાક કલાકે પીવી. અને છાતીમાં ગભરામણ થતી હોય તેણે માખણ, જાવંત્રી અને અન્નિસ વાટીને પીવું. જેથી ઉલટી, ઉબકા અને ગભરામણ નરમ પડી જશે પછી ઓસડ ગમે તેનું કરો. પણ લીલું ફળ, તેમાં ટેટી, કલીંગડ, કરમદા, રાયણ તો ખાવાં જ નહી. બરાબર ભૂખ લાગે ત્યારે આપણો ચાલુ ખોરાક ખાવો, પણ મોંના સ્વાદ માટે પુરીઆં, ભજીઆં, સેવ ગાંઠીઆ, દરાખ, મોસંબી, સંત્રા વગેરે ખાવું નહી. જો મુખ સ્વાદવાળું કરવું હોય તો કાળી દરાખની દાડમ છાલ સાફ કરીને ખાવી. કારણકે, આ ઋતુમાં પ્રદષ્ટ પિત્ત, મધ્ય કફ અને હીન વાતનો યોગ થયો છે. તેમાં વાયુની પ્રકૃતિ વાળાને છાતીમાં ગભરામણ થશે. પિત્તની પ્રકૃતિ વાળાને ઉલટી થશે. કફની પ્રકૃતિવાળાને ખાલી ઉબકા આવશે. માટે તે પ્રમાણે વિચારીને ખાનપાન રાખવું. વાયુની પ્રકૃતિવાળાએ તીખા રસનું સેવન કરવું અને પિત્ત પ્રકૃતિવાળાએ ખાટા રસનું સેવન કરવું. કફની પ્રકૃતિવાળાએ ખારા રસનું સેવન કરવું. વાયુની પ્રકૃતિવાળાએ ગળ્યા અને ખારા પદાર્થો ખાવા નહી. પિત્તની પ્રકૃતિવાળાએ તીખા અને ગળ્યા પદાર્થો ખાવા નહી અને કફની પ્રકૃતિ વાળાએ ખારા તથા મધુર પદાર્થો ખાવા નહી.

જેને ઉપર બતાવ્યા પ્રમાણેના તાવ આવશે અને તે જો અમારી સુચના પ્રમાણે વર્તશે તો જરૂર તે જલદી સારો થશે.

લી૦ આપનો શુભેચ્છક.

॥ श्री गुरुवे नमः ॥

એક સામાજીક ધાર્મિક નવલકથા.




( ગત ત્રીજા અંકથી ચાલુ. )

### તૃતીય અધ્યાય.

### ચિઠ્ઠીનો ભેદ.



યોગેશ્વર યોગાનન્દજીનાં દર્શન સમાગમ કરી સર્વ ઘેર આવ્યાં. જમવાની કોઇને ઇચ્છા ન હતી તેથી સર્વ નિદ્રા લેવાની તૈયારી કરવા લાગ્યાં. નવેક વાગ્યાનો સમય હતો. કૃષ્ણ મિલની સ્હામે આવેલા બંગલાના વચલા દિવાનખાનામાં જ બેઠાં બેઠાં આશ્ચર્ય ચકિત ચિત્તે સર્વે મહાત્મા યોગાનન્દજીએ આજે જે અદ્ભૂત યોગ-લીલા બતાવી હતી તેની જ ચર્ચા કરતાં હતાં. કલ્યાણદાસ પુષ્કળ લક્ષ્મીને પ્રતાપે અહંકાર-અભિમાનમાં છકી ગયો હતો ' તેના મસ્તકનો પવન આજે હેઠળ ઉતરી પડયો હતો. તેના મનમાં અનેક વિચારો ઘોળાયા કરતા હતા. અત્યારે તે વિશેષ બોલતો નહતો. તે તો વિચારમાં જ પડયો હતો કે: " આજે મ્હેં જોયું શું ? અહો ! યોગનો આવો ચમત્કાર છે ? એક વખત મ્હને એક પરમહંસ સન્યાસીનો મમાગમ થયો હતો. તેઓ જ્ઞાનથી જ મુક્તિ મળે છે અને જ્ઞાનથી જ સમાધિ થાય છે વગેરે ઘણી જ્ઞાનચર્ચા કરતા, ઘણો ઉપદેશ દેતા પણ તેમનામાં આવો કંઇપણ ચમત્કાર જોવામાં આવ્યો નહતો ' પરન્તુ આ મહાપુરૂષનાં દર્શન કરતાં જ ચિત્તવૃત્તિ શાન્ત પડી ગઇ. બે દિવસના સમાગમમાં તો આજે મ્હારૂં ચિત્ત બહુ જ ફેરવાઈ ગયું છે. ત્યાં જઇને બેઠા પછી મહાત્માજીએ મ્હારા ઉપર દૃષ્ટિ ફેરવી તે દૃષ્ટિમાં જ જાણે કંઇ જાદુ ન હોય ! તેમની દૃષ્ટિ થઇ ત્યારથી મ્હારૂં મન જ તેમના તરફ ખેંચાવા માંડયું. ક્ષણ વારમાં તો જાણે હું તેમને જ દેખવા લાગ્યો. જાણે મ્હારામાં કંઇ ભાન જ ન હોય તેમ થયું ! મહાત્માજીના મુખની આસપાસ પ્રકાશ જણાતાં હું કેવળ જડવત્ બની ગયો! અહો ! એ કયી શક્તિ ? ધન્ય યોગીરાજ યોગાનન્દજી ! લોકો કહે છે કે બાવા સાધુઓનો સમાગમ બહુ ન કરવો, વધારે તેમનો કેડો ન લેવો, તેનું કારણ તેમની અજ્ઞાનતા જ છે. સાચા સંતો, નિસ્પૃહી, નિર્લોભી, કલ્પતરૂ સમાન સત્તા ધારણ કરનાર સન્તોનો સમાગમ કોના ભાગ્યમાં લખ્યો છે ! આજે એવા

સન્તો છે પણ ક્યાં ? હરિ ! હરિ ! શ્રીમંતો મદમાં સાતમે આસમાને જ ચઢી બેઠા છે ! જાણે લક્ષ્મી તેમને મુક્તિ અપાવનાર ન હોય ! મહાત્માજી ! આજથી આ તન, મન, ધન અને સર્વસ્વ આપને જ અર્પણ—" એમ કહી વિચારમાં ખુરસી ઉપરથી ઉઠી છજામાં આમનેમ ટેહેલવા લાગ્યો થોડીવારે પથારીમાં પડયો.

તેના પિતાએ આજથી મૌન ધારણ કર્યું અને કેવળ કૃષ્ણ નામોચ્ચાર સિવાય કાંઈ પણ બોલવું જ નહિ, અથવા બીજી કોઇ લોલુપતામાં ચિત્ત પરોવવું નહિં એવો જ સંકલ્પ કર્યો. તે મનમાં જ સમજી ગયો કેઃ હવે આપણે વહેલે મોડે મૃત્યુના વિકાળ પંજામાં સપડાવવાના છીએ. અત્યાર સુધી ઘણું કર્યું છે. હવે મરણ સમયે પણ જો વાસનાના બંધનમાંથી છુટાય તો શાંતિનો અનુભવ થાય નહિં તો મરણ સમયે મહા બૂરી દશા ! મનુષ્યનું મન સંસારની અનેક જંજાળ-ભોગ વિષય-વાસના આદિમાં લપટાએલું હોવાથી મરણ સમયે પણ તે વાસનાઓ તેની ચિત્તવૃત્તિને ઇચ્છિત વસ્તુઓ તરફ આકર્ષી જાય છે એટલે મનુષ્ય પ્રાણીનો જીવ સદ્‌ગતિ પ્રાપ્ત કરતો નથી. યુવાવસ્થામાં કરેલાં અનેક દુષ્કર્મને લીધે શરીર રોગનું ઘર થઇ જાય છે અને તે રોગો વૃદ્ધાવસ્થામાં મનુષ્યને જરા પણ જંપવા દેતાં નથી. આંખ, કાન, નાક, વગેરે દશેન્દ્રિયોની શક્તિ ઘસાઇ જવાથી ક્ષીણ થઈ જઇ મનુષ્યને દુઃખના ડુંગર નીચે ધકેલી દે છે ! તેથી જ તે આનંદ પૂર્વક ઇશ્વર ભજન કરતો નથી ! જો મનુષ્યને યુવાવસ્થાથી જ સારી શીખામણ મળે, નીતિ ધર્મને માર્ગે ચાલે, સત્યનો આશ્રય કરે, અસત્યને તરછોડે, સંતોષનું સેવન કરે, અને સ્વાર્થ સાથે પરમાર્થ સાધી નિત્ય, અતિ આનંદમાં દિવસો નિર્ગમન કરે, જીવન પરોપકાર માટે જ છે એમ સમજી ઉદર પોષણ નિમિત્ત ધર્મ માર્ગે દ્રવ્યોપાર્જન કરી બાકીનો વખત પરોપકાર સાધવામાં નિર્ગમન કરે તોજ તેને સાચી શાંતિ અને સુખ મળે ! બસ, એજ સત્ય છે. મહારાજ યોગાનન્દજીનો સમાગમ થતાં જ આ સેવકની વૃત્તિ શાંત થઇ ગઇ ! સંસારી લોકો પાસે શું છે ? પૈસા છે ? હું તો એને પત્થરના ટુકડા જોઉં છું ! જેના ઘરમાં પુષ્કળ લક્ષ્મી પડી છે છતાં તેને દુઃખી દરદી " દરિદ્ર નારાયણો" ની સંભાળ લેવાની ફુરસદ નથી તેનું જીવતર કેવું ? જેની પાસે અઢળક લક્ષ્મી છતાં અનેક પરમાર્થ કાર્યોમાંનું એક પણ પરિપૂર્ણ કરવાની વૃત્તિ થતી નથી તેની લક્ષ્મી શા કામની ? વારૂ, હું તો મ્હારી લક્ષ્મી મહાત્મા શ્રી યોગાનન્દજીને સમર્પણ કરી દઇશ. એમની ઇચ્છામાં આવે તે કાર્યમાં તેઓ વાપરી દે ! કયું કામ સારૂં અને કયું નરસું છે તે જાણવા તેઓ જ સમર્થ છે. હવે મ્હારે સંસારની કાંઈ પણ ખટપટમાં પડવાની આવશ્યકતા નથી. બસ્ બોલ્યું, હવે કલ્યાણ કોણ કરશે. હવે હું કૃષ્ણ ભજનમાં જ ગુંથાઇ જઉં તો મ્હારૂં કલ્યાણ થાય. પૈસા કોઇના સાથે આવ્યા નથી અને આવવાના પણ નથી. ફલાણું કામ સારૂં અને ફલાણું નો ગેરવ્યાજબી છે એમ કહી શ્રીમંતો પોતાની ઇચ્છામાં આવે ને સારૂં અને બીજા સારા સારા માણસો કહે-ભલામણ કરે છતાં તે કામ તરફ લક્ષ્ય જ ન આપે એ તેમનો અહંકાર નહિં તો બીજું શું ? ઠીક ! આપણે શું ? " એમ કહી તેઓ પોતાના શયનગૃહમાં જઇ કૃષ્ણ નામોચ્ચાર કરવા લાગ્યા.

જમાદેવીએ પતિના શયનગૃહમાં શય્યા વગેરેની તપાસ કરી તે પછી પોતાના શયન-ગૃહમાં બાળકોને સુવાડયાં, અને પુનઃ દિવાનખાનામાં આવી સન્મતની રાહ જોતી બેઠી. તેના

મનમાં અનેક ઉથલપાથલ થતી હતી પણ શાન્તચિત્ત થયા સિવાય પૂછે શી રીતે ? કલ્યાણદાસ સત્યવ્રતની નિર્મળ વૃત્તિ જાણતો હતો, તેથી જ જયાને તેના સમાગમમાં રહેવા દેતો હતો. એમ થવાથી જયાને પણ આનંદ જ થતો હતો. તેને ધર્મ-જ્ઞાન મળતું. તેના મનમાં વારંવાર ઉત્પન્ન થતી શંકાઓનું સમાધાન થવા પામતું. સત્યવ્રત તે સત્યવ્રત ધારી જ હતો. સનાતન ધર્મ શાસ્ત્રનો અભ્યાસ કર્યા પછી તેને પરમાત્મા યોગાનન્દજીનો સમાગમ થયો હોવાથી ત્યાં તેને વાચેલા વિષયોનો સાક્ષાત્કાર થવા લાગ્યો. સાંખ્ય દર્શન અને પતંજલ યોગ દર્શન વાંચ્યાથી તેના મન ઉપર જે છાપ પડી હતી તે છાપમાં ચેતન સ્ફુરાવનાર મહાત્મા યોગાનંદજી મળી ગયા પછી પૂછવું જ શું ? દૂધમાં સાકરનો સંયોગ થયો. આત્મજ્ઞાન સિવાય મુક્તિ નથી એ તેણે વાંચ્યું હતું પણ આત્મ દર્શન-આત્મ સાક્ષાત્કાર સિવાય મુક્તિ સાથે અલૌકિક આનંદ દુર્લભ છે એમ પણ તેના મનમાં ઠસી ગયું હતું. એ બન્ને વિષયોમાં તે કંઇક ગુંચવાતો હતો. તે ગુંચ મહાત્મા યોગાનંદજીનાં દર્શન અને સમાગમથી નીકળી ગઇ હતી. આત્મ સાક્ષાત્કારના તેણે અનેક ચમત્કારો જોયા હતા. તે એક રૂપે સન્યાસી જેવો જ હતો પરંતુ દૈવયોગે કલ્યાણદાસના કુટુંબ સાથે જોડાઈ રહ્યો હતો.

કલ્યાણદાસ વગેરે સર્વ એક પછી એક નિદ્રાવશ થવા લાગ્યાં. પરન્તુ સત્યવ્રત પોતાના ઓરડામાં બેસી ઇશ્વિર ભજન કરતો હતો. જયા દેવી પણ સીતાજીનું ચરિત્ર વાંચતી બેઠી હતી. બન્ને પોતપોતાના તાનમાં ગુલતાન થઇ ગયાં હતાં એટલામાં શાંતિનો ભંગ કરનાર ઘડીઆળે ટનનન્ ટનનન્ કરતા એક પછી એક બાર ટકોરા વગાડયા. જયાદેવીએ જોયું તો ઘડીયાળમાં બાર ઉપર બે કાંટા જણાયા. તેણે આસપાસ દૃષ્ટિ ફેરવી તો બધાં નિદ્રાવશ થયલાં જોયાં. કલ્યાણદાસના ઓરડામાં જોયું તો તેનાં નસકોરાં ઝીણે સ્વરે કંઇક અટપટું ગાન ગાતાં સભળાયાં ! બીજાં બધાં પણ નિદ્રામાં હતા. અંતે તેણે સત્યવ્રતના ઓરડામાં ડોકિયું કર્યું. ત્યા તો તે નૈષ્ઠિક બ્રહ્મચારીજી ઇશ્વર-ધ્યાનમાં લીન થઈ રહ્યા હતા. તેનો સુંદર સુકોમળ ચ્હેરો, બન્ને પાણીદાર ચળકતાં નેત્રો, સુંદર ગુલાબી ગાલ, નવીન ફુટતી ઝીણી મુચ્છો, ભવ્ય કપાળ, વગેરે જોઈ તે બે ઘડી સ્તબ્ધ થઈ ગઇ ! એક ગોખલામાં દીપક ઝાંખો બળતો હતો. તેનો ઝાંખો પ્રકાશ સત્યવ્રતનાં મીંચાયલાં નેત્રો ઉપર પડી તેના મુખને વિશેષ મનોહર બનાવી રહ્યો હતો. સત્યવ્રત નાસાગ્ર દૃષ્ટિ સ્થાપી ઇષ્ટ ચિન્તન કરી રહ્યો હતો. શો ભજનનો પ્રતાપ ? જયાદેવી શ્રીમંત-પત્ની હતી છતાં તે ઓરડામા જઈ શકી નહિં. તે દ્વાર આગળ જ ઉભી રહી. તેના પવિત્ર-મનોહર મુખ કમળ સ્હામે જોઈ રહી હતી. તે કયાં સુધી ઉભી રહી તે પોતે જ જાણી શકી નહિ. કેટલીકવારે સત્યવ્રતે મ્હોં ઉઘાડી " હરિઃ ૐ તત્સત્ " કહ્યું ત્યારે જ તેને ભાન આવ્યું. તે જરાક ચમકી, ટટાર થઇ, સાવધ થઇ, સત્યવ્રતે ધીમે ધીમે નેત્રો ઉઘાડયા, બે હાથે ઇષ્ટદેવને પ્રણામ કર્યા. ઉભો થઇ બારણાં વાસવા જતો હતો એટલામાં તેણે જયાને દીઠી. બન્નેની ચાર આંખો એકત્ર થઈ. બન્ને સુંદર સુંદર ! બન્નેનાં હૃદય પ્રભુ પ્રેમ ગલીના ! બન્ને પ્રેમ મંદિરને હિંડોળે હિંચતા ખાતા ! બન્ને તરુણ બન્ને યુવાવસ્થાને ઉંબરે ! બન્નેનાં નેત્રમાં પ્રેમ ધર્મનું અંજન ! અહો ! બન્નેમાં દિવ્યભાવ ! સત્યવ્રતના ઓરડામાં પ્રવેશ કરી નજીક પડેલી એક ખુરશી પર આસન લેતાં નમન કરી જયાએ કહ્યું: "અહો ! તપસ્વીજી,

અહા બ્રહ્મચારિજી ! તમે તો ઇશ્વર—ધ્યાનમાં લીન થઇ ગયા હતા ને ! શું કહેવાય ? "

સત્યવંતનું ચિત્ત હજી બ્રહ્મ ધ્યાનમાંથી સંપૂર્ણરૂપે જગત્ વ્યવહાર તરફ વળ્યું ન હતું. તેમ છતાં તેને શુદ્ધિ હતી. તેણે ગંભીર સ્હેરે ઉત્તર દીધું: " હા બ્હેન ! કંઇક એમ જ હતું. "

જયા: " એમ જ હતું ? ત્યારે તો મ્હને કહો જોઉં, નેત્રો મીચ્યાં કે પછી તમને શું જણાય છે વારૂ ? તે વખતે તમને કોના દર્શન થાય છે ? કોણ કોણ યાદ આવે છે વારૂ ? સાચુ કહેજો હોં–"

સત્ય: " બ્હેન ! એ બધું પ્રાતઃકાલમાં પૂછજો, અત્યારે તો હવે નિદ્રા લેવાની ઇચ્છા છે. મધ્યરાત થઇ છે. "

જયા: " પ્રાતઃકાલમાં બીજું ઘણું પૂછવાનું છે. નિદ્રા પણ કાંઇ ન્હાસી જવાની નથી. તમે તપસ્વી, બ્રહ્મચારીજી છો, તમારી પાસે ધર્મના પ્રશ્નો પૂછવા આવે તેને તો ઉત્તર દેવો જ જોઇએ. "

સત્ય: " બ્હેન ! રાત્રિને સમયે આપણે આ સ્થળે એકાંતમાં વાર્તાલાપ કરવો ઉચિત નથી. જો કે તમારો અને મ્હારો સંબંધ ભ્રાતૃ-ભગિનિ જેવો છે, અને તે સર્વ જાણે છે, છતાં શાસ્ત્રકારોનું કથન આપણે માનવું જોઇએ. એકાંતમાં પરસ્ત્રી સમાગમ કદી પણ ન રાખવો એજ શાસ્ત્રાજ્ઞા છે. ભાઈ-બ્હેન હોય કે માતા પુત્ર હોય તો પણ તેણે સુદ્ધાં યુવાવસ્થામાં એકાંત સમાગમથી દૂર રહેવું. જયા બ્હેન ! અત્યારે તમે નિદ્રાવશ થાઓ. પ્રાતઃકાલમાં તમારી શંકાનું સમાધાન કરીશ. "

જયા: " પણ મ્હારી શંકાનુ સમાધાન નહિં થાય તો મ્હને જરાયે નિદ્રા નહિં આવે તેનું શું ? "

સત્ય: " તમે નેત્રો મીચી નિદ્રાદેવીનું આહ્વાન કરજો. નિદ્રા આવી જશે. "

જયા: " નહિં આવે. વારૂ પણ હવે એક બીજી શંકાનુ સમાધાન કરો, તે કર્યા વિના ચાલશે નહિં. સાંભળો, થોડા દિવસ ઉપર તમારા મિત્રના ગજવામાં એક સ્ત્રીની સહીવાળી મ્હેં ચિઠ્ઠી વાંચી છે, તમે જાણો છો કે: એમને કોઈ પરસ્ત્રીને ત્યાં આવવા જવાનો સંબંધ છે ? "

સત્ય: " હા, હું જાણું છું. મિલમાં કામ કરતા કેટલાક ગરીબ મજૂરો મરણ પામ્યા પછી તેનાં કુટુંબો નિરાધાર થઇ પડયાં છે, તેમનો ઘર-ધણી મૃત્યુ પામ્યો ત્યારથી તેમના ઘરમાં અન્નવસ્ત્ર નથી. એ વાત મ્હારે કાને આવતાં જ મ્હેં શેઠને તેમની ફરજ સમજાવી. મિલમાં કામ કરતાં મરણ પામેલા માણસના ગરીબ-દુઃખી કુટુંબનુ પોષણ કરવાની મ્હેં જ એમને સલાહ આપી છે ! શેઠ તે ગરીબ કુટુંબોની સંભાળ લે છે, તેમનાં ન્હાનાં બાળકોને ઉછેરવાની અને મ્હોટાં બાળકોને વિદ્યાભ્યાસ કરવાની સગવડ કરી આપી છે. એક દિવસ શેઠ એક વિધવા બાઇને અન્ન માટે મોકલેલા રૂપિયા નહિં પહોંચવાથી તેણે ચીઠ્ઠી લખી હતી, શેઠે તે મ્હને બતાવી છે. "

જયા: "ભાઈ! હવે જ મ્હારી ખાત્રી થઇ. અત્યાર સુધી હું શંકા કરતી હતી. ઠીક, પણ શેઠે એ વાત કબુલ કરી એ તો નવાઇ!"

સત્ય: "બ્હેન! સત્ય કહું તો મિલના માલિકોનો એજ ધર્મ છે કે: તેમણે પોતાને ત્યાં કામ કરનાર મજૂરોની દરકાર રાખવી જ જોઇએ. ગરીબ મજૂરો બિચારા રૂપિયો દોઢ રૂપિયો રોજ કમાતા હોય તેમા ઘરનાં ત્રણ ચાર માણસોનું શું પૂરું થાય? તમે મજૂરોના ઝુંપડામાં જઇ તેમની સ્થાતિ જૂવો તો તમારાં નેત્રમાંથી આંસુ નીકળી પડે! અરે રે! ગરીબોનું કોઈ જ નહિં? શ્રીમંત મિલ માલિકો લાખો રૂપિયા પેદા કરે છતા ગરીબ મજૂરોની જરા પણ સંભાળ ન રાખે? એના જેવા નિર્દય, નિષ્ઠુર મનના બીજા કોણ હોય? શરીરના જૂદાં જૂદાં અંગોમાંથી કોઇ એક અંગમાં બગાડો થાય તો આપણે તુરત જ, વૈદ ડાકટરની સહાયતા લઇએ છીએ અને સેંકડો રૂપિયા ખર્ચી નાંખીએ છીએ પરંતુ સમાજના એક અંગ જેવા ગરીબ મજૂરો, તેની મિલ માલિકો જરાપણ દરકાર ન રાખે? એ તેમનો કેવો સ્વભાવ કહેવાય? તેમને રહેવા માટે સારાં હવા ઉજાસવાળાં મકાનો, તેમને સારો-પૌષ્ટિક ખોરાક મળે તેવી વ્યવસ્થા, તેમને સારે માઠે અવસરે પૈસાની આવશ્યકતા જણાતાં તે ધીરવાની એક મજૂર-બેંક, તેમને અન્નવસ્ત્ર મળ્યા કરે તેવો એક મજૂર-સ્ટોર, તેમનાં બાળકોને વિદ્યાભ્યાસ કરવા એક મજૂર-શાળા અને તેમના જ્ઞાનનો વિકાસ થાય તે માટે એક પુસ્તકાલય ( લાઇબ્રેરી ), એટલું તો પ્રત્યેક મિલમાં અથવા બે ચાર મિલોનાં-મજૂરો વચ્ચે પણ હોવું જોઇએ. મિલના માલિકોએ કરવું જોઇએ. શાળા, લાયબ્રેરીનો ખર્ચ મિલ તરફથી થવો જોઇએ. મકાનો મિલ તરફથી બંધાવાં જોઇએ. અને મકાન પાછળ ખર્ચાયેલા રૂપિયાનું વ્યાજ ઉપજે એટલું જ માત્ર ભાડું ઠરાવવું જોઇએ. બેંકમાંથી ઓછે વ્યાજે નાણાં ધીરવાં જોઇએ, સ્ટોરમાંથી ઘણેજ ઓછે નફે અન્નવસ્ત્ર મળવા જોઇએ, શાળાઓમાં મફત મજૂર—બાળકોને વિદ્યાભ્યાસ કરાવવો જોઇએ, અને એ સર્વ કામ ઉપર હોશિયાર, કર્મદક્ષ, બુદ્ધિશાળી અને લાગણીવાળા કારકુનોની દેખરેખ હોવી જોઇએ કે જેથી તેમાં કોઇ લાંચરુશ્વત લે નહિં અને મજૂરોને કોઇ જાતની અડચણ વેઠવી પડે નહિં. જયાં બ્હેન! મજૂરો વડેજ મિલના માલિકો કરોડાધિપતિ થાય છે! બીજા શબ્દોમાં કહીએ તો તેમના લોહી વડેજ મિલવાળાઓ શ્રીમંત બની લહેર ઉડાવે છે! મિલના મલિકોને ગાડી ઘોડા અને વાડી-બગિચામાં સહેલ કરવાની જોઇએ, તેમને ઉત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરવાની ઇચ્છા થાય, તેમને નિત્ય મિષ્ટાન્ન ભોજનો જોઇએ અને બિચારા મિલ મજૂરોએ જ પાપ કર્યાં ખરૂં કે? તેમને નફાના પ્રમાણમાં સારો પગાર મળવો જોઇએ, તેને બદલે તેમના જ ઘરમાં ખાવાનું ન મળે! અરે રે! પછી વસ્ત્રાભૂષણની તો વાત જ ક્યાં રહી? તેમની ગરીબાઇનો, તેમની લાચારીનો, તેમની દુઃખી સ્થીતિનો ખ્યાલ જ ક્યા મિલ માલિકને છે? મિલ માલિકો તો એમજ સમજે છે કે: મજૂરો મરે કે જીવે, તેમનું ગમે તે થાય! માત્ર અમારી મિલો ચાલે અને અમે લાખ્ખો રૂપિયા કમાઇએ! ઘણાં વર્ષ પર્યંત તેમણે આવી નિષ્ઠુર વર્તણુક ચલાવી છે તેથી જ આજે સર્વત્ર મજૂરોમાં અસંતોષ પ્રસર્યો છે! તેઓ પોતાનું કર્તવ્ય અને પોતાના હક સમજતા થયા છે. હવે ધીમે ધીમે તેઓ જાગૃત થયા છે! પરિણામ મહા વસમું આવશે! એટલું યાદ રાખજો."

જયા: "સત્ય છે ભાઇ! તમે કહો છો તે મ્હારો ધ્યાનમાં ઉતરે છે. આપણે આપણા

કુટુંબમાં કોઈ દુઃખી દરિદ્રી હોય છે તો તેને પૈસા ટકાની મદદ કરીએ છીએ અને તેનું દુઃખ નિવારણ કરવાના યત્નો કરીએ છીએ પરન્તુ મજૂરો એ પણ મિલવાળાઓના એક પ્રકારનાં કુટુંબી જનો જેવાજ ગણવા જોઇએ. કારણ કે લક્ષ્મી પ્રાપ્ત કરવાનું સાધન જે મિલ, તે તેમના વગર બંધ બારણે કટાઇ જ જાય! એટલે એ આપણા એક પ્રકારનાં કુટુંબી જનોને બનતી દરેક સગવડ કરી આપવી જ જોઇએ. તેમની ઉન્નતિ થાય એવા દરેક પ્રયાસો મિલ માલિકોએ કરવા જ જોઇએ. ”

સત્યઃ “ અને તે પ્રમાણે ન કરે તો ? ”

જયાઃ “ તેમણે દ્રોહ કર્યો છે, તેમણે પાપ કર્યું છે એમજ કહેવાય. ”

સત્યઃ “ ત્યારે બ્હેન ! ભારતવર્ષના–ગુજરાતના મિલવાળાઓનાં વર્તન જો તપાસીએ તો એવા અનેક દ્રોહી, અને પાપી માલુમ પડી આવે છે. ”

જયાઃ “ એ પાપમાંથી મિલ માલિકોનો ઉદ્ધાર કેમ કોઇ કરતું નથી ? તેમને તેમની ફરજ કેમ કોઇ દેશ–નાયક સમજાવી આપતા નથી ? પેપરોવાળા શું કરે છે ? તે કેમ કંઇ કાન ઉઘાડતા નથી ? ”

સત્યઃ “ બ્હેન ! બજારમાં મસ્ત થઈ ફરતાં સાંઢ તમે જોયા છે ? મફતનું ખાઇને અલમસ્ત બનેલા હોય છે તે ગમે તેના ટોપલામાથી અન્ન કે શાક ખાઈ જાય છે. તેને ગમે તેટલું હકિ કે મારે તો પણ જાણે શરીર પરથી ધૂળ ખંખેરાઇ ગઈ! તેજ પ્રમાણે [illegible]વાળા ગમે તેટલું લખે અને ઉપદેશકો, વક્તાઓ ગમે તેટલું કહે તો પણ તેનું સાંભળે છે કોણ ? તેમને લક્ષ્મીવડે એટલો બધો અહંકાર થઈ ગયો છે કે તેઓ એવાં કૃત્યમાં પાપ—પુણ્ય કશું સમજતા જ નથી ! તેઓ તો માત્ર પોતાની ત્રિજોરી ભરાયા કરે એટલુંજ ઇચ્છે છે ! તેઓ અલમસ્ત થઈ ગયા છે ! તેમણે પુષ્કળ પૈસા એકત્ર કર્યા છે એટલે હવે જો કોઇ શિખામણ દેવા જાય છે તો ઉલટા તેનાપર રીસે બળે છે ! તેને કનડ-ગત કરવા તત્પર થાય છે! માટે જ તેમને કોઈ કહેતું નથી ! પરમાત્મા તો તેમનાં કૃત્ય જૂએ છે જ અને એક દિવસ તેનો ઇન્સાફ પણ તે કરશે જ. હવે એવો જ વખત આવી પહોંચ્યો છે. ”

જયાઃ “ હા, ભાઈ ! તમે સત્ય કહો છો. ગરીબ મજૂરોની સંભાળ લેવીજ જોઇએ. તેમને સુખી કરવા માટે બનતા યત્નો કરવા જ જોઇએ. ”

સત્યઃ “ બ્હેન ! તમને શું કહું ? ગરીબ મજૂરોના કલ્યાણની વાત શું કહું ? અમદાવાદની એક મિલમાં બિચારો એક જોયો છે. તેને ચૌદથી પંદરમો રૂપિયો મળતો નથી ! આ મ્હારી નજરે જોયલી વાત છે ! મિલમાં મોંઘવારી બથ્થુ બધાને અપાયું, સેક્રેટરી, એન્જીનિયર, મેનેજર, સ્પીનિંગ માસ્તરને હજાર હજાર, પાંચસો પાંચસો રૂપિયા બક્ષિસ અપાયા, કારકુનોના પગાર વધ્યા, મજૂરોને પણ વધારો મળ્યો પરન્તુ ગરીબની દાદ ફરીઆદ કોણ સાંભળે ? જેની કોઈ સિફારસ ન કરે તેનો પગાર કોણ વધારે ? સ્ત્રી પુત્રાદિકનો ત્યાગ કરી, સેંકડો ગાઉથી તે બિચારો અમદાવાદ જેટલે આવ્યો છે. મિલમાલિકની નોકરી કરે છે પણ તેની શી સ્થિતિ છે ? તે શું બચાવી ઘેર મોકલતો હશે ? તે શું ખાતો પહેરતો હશે ? અને તેનાં માતા પિતા પત્ની માટે ઘેર શું મોકલતો હશે તેની મિલમાલિક જરા

પણુ ખબર લે છે ખરો ? ના, બ્હેન, જરા પણુ નહિ. એક વખત તે બિચારાને મરડા થયો, સખ્ત દર્દ થયુ છતાં તે નોકરીપર હાજર !.તેણે ઉપરીને પોતાની સ્થિતિ જણાવી પણુ નિષ્ઠુર હૃદયના ઉપરીએ તેનાપર દયા ન કરી ! મીલમાંથી દવાના બાટલા અપાય પણુ તેનાથી આરામ કેવો ? છેવટે પરમેશ્વરે જ તેની દયા જાણી ! તેણે દવા છોડી દીધી ! ઈશ્વરનું સ્મરણ કરવા લાગ્યો. દર્દ મટી ગયુ. મિલ માલિકોના સબંધમાં આવનારા નોકરોના કાળજા પણુ તેમના જેવા જ કઠણુ થઈ જાય છે. ”

જયા: ‘ રામ, રામ, ગરીબ બિચારા ભઇયાને આપણી મીલમાં નોકરી અપાવો તો કેમ વારૂં ? પગાર તમને યોગ્ય લાગે તે ઠેરવજો. ”

સસ: “ બ્હેન ! તેને તો મ્હેં ક્યારનોએ બીજે ઠેકાણે નોકરી પર મૂક્યો છે. મ્હારા કહેવાનો ભાવાર્થ એ છે કે ગરીબ મજૂરોની કોઇ દાદ જ લેતું નથી. શેઠને મ્હેં વારંવાર શિખામણુ આપી, તેમને તેમનો ધર્મ સમજાવ્યો, ગરીબ મજૂરો પ્રત્યે દયા ઉપજાવી, ત્યારે જ તેમણે સંચામાં અકસ્માત મરણુ પામેલા મજૂરોના નિરાધાર કુટુંબી—જનોનુ પોષણુ કરવાનું કબૂલ્યુ છે. તેમાંની એક બાઇની ચિઠ્ઠી હતી. તમે કશી શંકા ન કરશો. નઠારા મિત્રોની સંગતિ ક્યારનીયે છુટી ગઇ છે. નઠારી ટેવો પણુ એક પછી એક છૂટી છે. હવે તેઓ ધર્મ માર્ગે વળ્યા છે. દુઃખી દરિદ્રીને જોતાં જ તેમનુ મન દયાર્દ્ર થઇ જાય છે. ”

જયા: “ જે શ્રીમંતો દુઃખી દરિદ્રીઓ પ્રત્યે દયા નહિં દર્શાવે તેનો ઈશ્વર ઈન્સાફ કરે છે તેમ કરશેજ. આત્મા માત્ર ઇશ્વરનો અંશ છે. દુઃખીના દુઃખ ટાળવા યત્ન કરવો જ જોઇએ. ”

સસ “ બ્હેન ! વારાફરતી છાંયડી છે. દિવસ પછી રાત છે, ટાઢ પછી તાપ છે, સુખ પછી દુઃખ છે. પ્રભુની એવીજ લીલા છે. વિધિનું એવું જ વિધાન છે. ઇશ્વરની એવીજ જગ રચના છે. જો એમ ન હોય તો રંકના રાય અને રાયના રંક યતા જોવામા આવે છે તે શી રીતે બને ? બુદ્ધિમાન પુરુષો ઈશ્વરની એવી લીલા સમજે છે તેથી તેઓ ધર્મમાર્ગ તજતા નથી, દુઃખી દરિદ્રિઓ પ્રત્યે દયાભાવ દર્શાવી તેમને યથાશક્તિ સહાયતા કરે છે, ઘણા અન્નક્ષેત્રો, જળાશયો, ધર્મશાળાઓ, ઔષધશાળાઓ, અને વિદ્યાશાળાઓ, નિર્માણ કરે છે, એ સર્વ પુણ્યપ્રાપ્તીના માર્ગ છે. પરમેશ્વરે જેને લક્ષ્મી આપી છે તે એવાં એવાં પુણ્યકર્મ કરી સ્વર્ગ સુખના ભોક્તા થાય છે, દુઃખી જીવો તેમના પુણ્યકર્મનો લાભ લઇ તૃપ્ત થાય છે અને તે દાન-દાતાને આશીર્વાદ આપે છે, જ્યારે કેટલાક એવા પણુ પાપી શ્રીમંતો છે કે જેઓ ઉપર કહ્યાં તેવાં દાન-પુણ્ય કરવાનાં તો બાજુએ રહ્યા પણુ ઉલટા તેવી પુણ્ય-પ્રથાઓ બંધ કરવા તત્પર થઇ જાય છે ! અરે ! જો કોઇ ઉદાર ગૃહસ્થ કોઇ ગરીબને અન્નવસ્ત્ર કે વિદ્યાનું દાન કરતો હોય છે તો તે પાપી જીવ વચમાં જીભ હલાવી તેને દાન દેતા અટકાવે છે ! લોકોની આવી દુષ્ટવૃત્તિને લીધે જ પરમાત્માએ સુદર્શન ચક્ર ચલાવી દુષ્ટોનું દમન અને શિષ્ટોનું રક્ષણુ કરવા માંડ્યું છે ! બ્હેન ! શું તમે હિંદુસ્તાનની સ્થીતિ જાણુતા નથી ? ”

જયા ! “ હા, ભાઇ હું સર્વ સારી પેઠે જાણું છું. મહાત્મા ગાંધીજીએ જે ઉથલ પાથલ કરવા માંડી છે તે હું વાંચતી રહું છુ. હિંદુસ્તાનમા એક પ્રકારનુ ચેતન જ પ્રસરી ગયું છે.

જાણે કોઈ દૈવી જીવ જ અવતર્યો છે. અહા ! શું એમનું—આત્મબળ ! હિંદુસ્તાનની તેત્રીશ કરોડ પ્રજા તેમનું નામ સાંભળી નમન કરે છે ! જાણે કોઈ દેવ ન હોય !!"

સત્યઃ ! " હા, એમ જ છે. રાજ્યદ્વારી વાતાવરણ તો ગાંધીજીએ ફેરવી નાંખ્યું છે. એજ પ્રમાણે ભારતવર્ષમાં ધર્મનું વાતાવરણ ફરી જશે તોજ પ્રજાને લાભ છે. આ વખતે પૂજ્યપાદ મહાત્મા વિવેકાનંદજીનો જન્મ થવો જોઇએ. તેઓ રામકૃષ્ણ પરમહંસના પ્રિય શિષ્ય હતાઃ તેમણે પ્રથમ અમેરિકામાં ભાષણોદ્વારા ભારત વર્ષના સનાતન ધર્મ સિદ્ધાંતો-દૃષ્ટાંત સિદ્ધાંત અને દાખલા—દલીલો સહિત એવી ખુબીથી રજુ કર્યાં હતાં કે જેથી હજારો અમેરિકનો—હિંદુ ધર્મ પ્રત્યે પ્રેમ રાખતા થયા. તે પછી સ્વામીજીએ યુરોપ, જાપાન, અને છેવટે હિંદુસ્તાનમાં કેટલેક સ્થળે વિચરી ધર્મનાં ભાષણો આપી નિદ્રિત ભારતવર્ષને જાગૃત કર્યું હતું. ખ્રીસ્તી ધર્મમાં વટલી જતાં બંગાલાને તો તે વખતે કલિયુગા અવતાર, પતીત પાવન ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે પોતાની અમૃતમય વાણી-સચોટ ઉપદેશને પ્રતાપે જ બચાવ્યું છે ! પરમહંસ દેવની ધર્મ વ્યાખ્યા—ધર્મોપદેશ શ્રવણ કરનાર કોઈ પણ હો, પણ તેનું ચિત્ત સનાતન હિંદુ ધર્મ તરફ વળ્યા વગર રહેતું નહિ. બ્હેન ! બંગાલામાં લાખો ઘેર આજે પરમહંસદેવનું પૂજન થાય છે ! તેમનાં જીવનચરિત્રો અને ઉપદેશામૃતોની કથાઓ થાય છે ! ભક્તોને આધિન ભગવાન કહેવાય છે તે પ્રમાણે હજી પણ પરમહંસદેવનો અમર આત્મા ભક્તોને દર્શન દઇ તેમનાં દુઃખ દારિદ્ર દુર કરે છે. બંગાલા અને હિંદુસ્તાનના બીજા વિભાગોમાં, અરે ! ઠેઠ યુરોપ, અમેરિકાદિ અનેક દેશદેશાન્તરમાં તેમના ભક્તો છે, તેમને પરમહંસદેવે ચમત્કારો બતાવી ધર્મ માર્ગે વાળ્યા છે ! પરમહંસ દેવનો દેહાવસાન થયા પછી પણ તેમણે પોતાનાં ભક્તોને સ્વદેહે દર્શન દીધાં છે, તેમને આશ્વાસન આપ્યાં છે ! અહા ! ક્યાં છે તે પરમહંસદેવ અને ક્યાં છે તે વિવેકાનંદજી! આવો ! મહાપુરૂષો ! આવો! પૃથિવિ પર પુનઃ જન્મ ધારણ કરો, અને જીવોને ધર્મામૃતનું પાન કરાવો. આજે ધર્મોપદેશની જ સર્વને આવશ્યકતા છે ! રાજદ્વારી જાગૃતી કરનારા ઘણા નિકળી પડયા છે પણ એ સચા સ્વદેશ પ્રેમી સન્યાસી ! એ નિર્ભય વૈરાગી ! એ સાચા ઇશ્વર ભક્ત ! એ સાચા આત્મજ્ઞાની વિવેકાનંદજી ! પધારો ! પધારો ! તમારા જેવા ધર્મોપદેશકની જ આજે અમને ખરી જરૂર છે! ગુજરાતને તમારી વિશેષ આવશ્યકતા છે ! પધારો ! પધારો !"

એટલું કહેતાં કહેતાં તો સત્યરત્નની આંખમાંથી અશ્રુધારાઃ વહેવા માંડીઃ તેની એવી સ્થિતિ જોઈ જયા બોલીઃ " ભાઇ ! શા માટે અશ્રુપાત કરો છો ? શું પરમાત્માને તેની ચિન્તા નહિ હોય ! શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું છે કેઃ " જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે હું જન્મ ધારણ કરૂં છું. દુષ્ટોનું દમન કરૂં છું અને સાધુજનોનું રક્ષણ કરૂં છું. " શું તમને આ ભગવદ્વાક્ય ઉપર વિશ્વાસ નથી ? શાંત થાઓ. "

( અપૂર્ણ )

डाह्याभाई रामचन्द्र म्हेता.

## ગ્રાહકોને સૂચના.

૧—વાર્ષિક મૂલ્ય રૂા ૨-૮-૦ પોસ્ટેજ સાથે વી. પી. ખર્ચ ૦-૩-૦ જુદું. આફ્રિકાનાં ગ્રાહકોએ રૂા.૩-૮-૦ અથવા ૮ શીલીંગનો પોસ્ટલ ઓર્ડર મોકલવો. ભેટનું પુસ્તક તથા છબી હવે પછી પ્રકટ થયે મોકલાશે. અંક પૂનમ ઉપર પ્રકટ થશે જવાબ માટે ગ્રાહક નંબર સાથે રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ બીડવી. બેંગના ૦-૨-૦ વધુ આપવા પડશે. મનિઓર્ડર તથા પત્ર વ્યવહારઃ—

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

સમ્પાદક-ભારતજીવન—અમદાવાદ.

---

આ પુસ્તકનો તમામ નફો "શ્રી રામકૃષ્ણ માતૃ મંદિર" માં ધર્માદા જશે!

તુરત નામ નોંધાવો! સત્વર પ્રકટ થશે.

એક અપૂર્વ આદર્શ ભક્ત ચરિત્ર! પ્રત્યેક ગૃહસ્થાશ્રમી માટે ધર્મ ગ્રન્થ!

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના પ્રિય શિષ્ય અને વિવેકાનંદજીના ગુરુબંધુ

# મહાત્મા-રામચન્દ્ર.

એમનું ભક્તિરસથી ઓતપ્રોત ભરેલું અપૂર્વ સચિત્ર જીવનવૃત્તાન્ત.

મૂલ્ય-અગાઉથી ગ્રાહક થનાર માટે રૂ. ૧-૦-૦ પાછળથી રૂ. ૧-૮-૦. પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું. સુંદર છાપ. સારા કાગળ-પાકું પૂઠું. આફ્રિકાના ગ્રાહકોએ ૪ શીલીંગ.

પરમહંસદેવના આ પ્રિય શિષ્યે જનકવિદેહીની પેઠે આદર્શ ભક્તજીવન ગાળી કેવળ ગુરુસેવા અને ગુરુભક્તિમાંજ જીવન વ્યતીત કર્યું હતું. ગૃહસ્થાશ્રમી છતાં ઉદાસિન, સન્યસ્ત ભાવના, અપૂર્વ ગુરુભક્તિ, જનહિત માટે હજારો રૂપિયાનો વ્યય, દીનતા, દયા, સિદ્ધદશાનાં ચમત્કાર, અપૂર્વ બોધ, વગેરે પ્રત્યેક પ્રસંગો વાંચવા અને જીવનમાં ઉતારવા જેવા લખાયા છે. ભક્ત જીવન જેવું હોય તો વાંચો. પત્ર વ્યવહાર:—

ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા-સમ્પાદક-ભારતજીવન—અમદાવાદ.

---

"ભારતજીવન" ના ધર્મ જિજ્ઞાસુ વાંચકોને વિના મૂલ્યે ભેટ!

## મુમુક્ષુ વિચારણા

લખનાર—(સાગર) રા. જગન્નાથ દામોદર ત્રિપાઠી. પ્રભુ ભક્તિનો દૈવીપ્રવાહ પ્રેરનાર આ અપૂર્વ પુસ્તક અર્ધા આનાની ટીકીટ મોકલનારને વિના મૂલ્યે મોકલવામાં આવશે.

પુરુષોત્તમદાસ રણછોડદાસ—મુ. કીમ સ્ટેશન. (બી. બી. સી. આઈ રેલ્વે.)

---

તૈયાર છે! **કરૂણા કુમારી** તૈયાર છે!

કિંવા

ચોથા સૈકાનું હિન્દ અથવા ગુપ્તવંશનો મધ્યાન્હ અને અસ્ત.

( સ્વર્ગસ્થ ત્ર્યંબકલાલ જીવરાજ જોશી કૃત નવલકથા. )

સાહિત્ય પત્રના અધિપતિ રા. હરગોવિંદ કાંટાવાળા લખે છે કે, સ્વ૦ ભાઇ ત્ર્યંબકલાલ ઘણી નાની વયમાં આટલી સુંદર રીતે અસલ રસ અને જુસ્સા સાથે આપણી ભાષામાં આ નવલકથા ઉતારવામાં ફાવ્યા છે. તે માટે તેમને અભિનંદન ઘટે છે. આ નવલકથા વાંચનારના મન ઉપર ઘણી ઉંડી છાપ પાડે છે.

'પારદ' પત્રના અધિપતિ રાજવૈદ રા. જીવરામ કાળીદાસ લખે છે કે સ્વરાજ્ય વાદીઓ, હોમરૂલરો અને બીજા સ્વદેશપ્રેમી સ્ત્રી પુરુષોએ આ પુસ્તક વાંચવું જ જોઇએ. આથી ભાન થાય છે કે હાલના ઇંગ્લાંડના સામ્રાજ્ય પ્રમાણે જ આપણે ૧૫ સો વર્ષ પહેલાં સ્વરાજ્ય જ નહીં પણ સામ્રાજ્ય ચલાવવાને પણ સમર્થ હતા. અને તે સામ્રાજ્ય ચલાવવાનું બળ ઘણાયું હોય તો ૧૫૦ વર્ષના અંગ્રેજોના સહવાસથી જ તેમ થયું છે તે ઉપરાંત રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પણ સારો અભિપ્રાય આપ્યો છે. પાકું પુઠું પૃષ્ઠ ૪૫૦. કી. સામાન્ય ૩-૮-૦ મદદ દાખલ રૂ. ૫-૦-૦

મળવાનું ઠેકાણું:—જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહ રોડ—અમદાવાદ.

॥ श्री गुरवे नमः ॥



સનાતન ધર્મ પ્રતિપાદક

ધર્મોપદેશક માસિક પત્રિકા.

# ભારતજીવન.

ॐ तमसो मा ज्योतिर्गमय ॥ (उपनिषत्)

જુનું વર્ષ ૯ | માઘ-૧૯૭૭. | જુનો અંક ૨

નવું વર્ષ ૧ | ફેબ્રુઆરી-૧૯૨૧ | નવો અંક ૮

અનુક્રમણિકા.



वार्षिक मूल्यः

रू. २-८-० (पोस्टेजसहित)

सम्पादक प्रकाशक

डाह्याभाई रामचंद्र म्हेता.

अमदावाद.

# આ બે સૂચના અવશ્ય વાંચશો.

## श्री रामकृष्ण जयन्ती निमित्त "आरोग्य प्रसादी."

"ભારતજીવન" ના કોઇપણ ગ્રાહક બંધુ કે ભગિનિને જે કાંઇ રોગ-વ્યાધિ હોય અને જેમને ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવમાં શ્રદ્ધા હોય તેમણે નીચલે સરનામે પોતાના કોઇપણ શારીરિક વ્યાધિની તમામ હકીકત સાથે પોષ્ટ પેકીંગ ખર્ચ માટે ફક્ત ૦-૮-૦ ની પોષ્ટની ટીકીટો મોકલવાથી, કુદરતનાં નિર્દોષ તત્ત્વોવાળી, અમૃતમયી ભાવના યુક્ત, પ્રસાદીરૂપ નિર્દોષ ઓષધી-પ્રસાદી વિના મૂલ્યે મોકલવામાં આવશે તેના બદલામાં કાંઇપણ મૂલ્ય લેવામાં આવશે નહિ. શ્રી રામકૃષ્ણ જયંતીને પવિત્ર દિવસે ભક્તજનોએ પવિત્ર કાર્યોને આરંભ કરવો જોઇએ. તેથીજ વૈદ્ય ભાઈશ્રી બળવંતરામ ઝવેરીલાલે આ પ્રમાણે સેવાધર્મ બજાવવાની વ્યવસ્થા કરી છે. આશા છે કે સર્વ બંધુઓ તેનો લાભ લેશે. ઔષધ મંગાવવાનું અને પત્રવ્યવહારનું સરનામું:-

વૈદ્ય બળવંતરાય ઝવેરીલાલ
મુ. કીમ.-સ્ટેશન ( બી. બી. સી. આઇ રેલ્વે. )

## श्री रामकृष्ण-विवेकानन्द भक्तोने खास विनति।

શ્રી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદજીના તમામ ભક્તોએ એક પોષ્ટ કાર્ડ ઉપર પોતાનાં નામ, ઠામ, ઠેકાણાં અમને લખી જણાવવા કૃપા કરવી. કલકત્તા તથા માયાવતી અદ્વૈતાશ્રમના રામકૃષ્ણ મઠમાંથી અમને મળતા સમાચાર રામકૃષ્ણ-વિવેકાનંદના ભક્તોને જણાવવાની આવશ્યકતા હોવાથી સર્વ ભક્તોનાં નામનું એક લીસ્ટ રાખવાની જરૂર જણાઇ છે. જે ભક્તો રામકૃષ્ણદેવ અથવા વિવેકાનંદજીનું ગુરૂભાવથી પૂજન-ભજન કરતા હોય તેમને માટે એક ગૃહસ્થે કલકત્તા-રામકૃષ્ણ સમાધિ-મંદિરમાંથી, રામકૃષ્ણ પ્રસાદ મંગાવી સર્વ ભક્તોને તે ( દક્ષિણા ) વહેંચવા ઇચ્છા દર્શાવી છે. ભગવદ્ પ્રસાદથી ભક્તોનું સર્વ પ્રકારે કલ્યાણ સધાય છે અને વ્યાધિ-વિઘ્ન દૂર થાય છે, એ ભક્તોના સ્મરણમાં જ હશે. પોતાનાં નામ, ઠામ, ઠેકાણાં અમને નીચલે સરનામે લખી જણાવવામાં આવશે. ઢીલ ન કરવા વિનતિ છે.

સમ્પાદક: ભારતજીવન—અમદાવાદ.

( ઢીલનું કારણ—છાપખાનામાં ઓછા માણસે વધારે કામ કાઢવાનું હોવાથી તેમજ નોકરોની અનિયમિત હાજરીને લીધે માસિકને ઢીલ થાય છે. નિયમિત થવાનો યત્ન ચાલુ છે. ગ્રાહકોએ શાંતિ રાખવી. સમ્પાદક. )


પ્રકાશક.
દાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
ઠે: દાણાપીઠ, નવોવાસ, વચલીપોળ.
અમદાવાદ.

પ્રત ૨૧૦૦.

આ માસિક પત્ર
અમદાવાદ પાંચકુવા-નવા દરવાજા,
સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
સાંકલચંદ હરિલાલે છાપ્યું.

॥ श्री गुरवे नमः ॥



ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योमाऽमृतं गमय । ॐ

જૂનું વર્ષ ૯ — માઘ-૧૯૮૭. — જૂનો અંક ૨
નવું વર્ષ ૧ — ફેબ્રુઆરી-૧૯૩૧. — નવો અંક ૮.

॥ ॐ ॥

# राम राम भज राम!

राम राम भज राम! ભજ મન राम राम ભજ राम!
જગ જંજાળની જ્વાળ વિષે બસ્સ-राम નામ અમી ધાર!
પળ પળ राम રટી લે મનરા! ભવ સાગરનૂં નાવ!
ભજ મન राम राम ભજ राम!

મોહ મમતની અજબ રમતમાં-જીવ ભુલાવો ખાય!
બચવાનો આધાર ખરેખર! राम હૃદયમાં ધાર્ય!
ભજ મન राम राम ભજ राम!

सन्त महन्त ऋषि मुनि સરવે-થયા નામ આધાર!
भक्त प्रभुના બહુ લાડિલા-તર્યા राम ને નામ!
ભજ મન राम राम ભજ राम!

ચેતો થા મુસાફિર મનવા! राम ભજનમાં આજ!
સાચૂં સાર્થક જીવનનૂં કરી! મોજ જગતમાં માર્ય!
ભજ મન राम राम ભજ राम!

વેદ ભણ્યા પુરાણ ભણ્યા કે, શાસ્ત્ર હજારો વાર!
ગુરુ કૃપાથી राम રટ્યા વિણુ, સર્વ નકામૂં ધાર્ય!
ભજ મન राम राम ભજ राम!
ૐ ગુરુદેવ, ૐ પ્રભુજી!

ગુજરાત આરોગ્ય શાળા,
કીમ સ્ટેશન.
બી. બી. સી. આઇ. રેલ્વે.

वैद्य બળવંતરાય મણીલાલ.

## दे नवजीवन दान !

દે નવજીવન દાન,દ્યામઘન ! દે નવજીવન દાન!(૨)
શાન્તિ સુધાની સુખદ વૃષ્ટિથી,
શીતળ કે। મન પ્રાણ—
હૃદયાસન પર સુમતિ વિરાજે,
દૂરે કુમતિ કૃપાણ—
દ્યામઘન ! દે નવજીવન દાન! (૨)
સ્નેહ સલિલમાં સ્નાન કરે સૌ,
સુખથી સુજન સુજાણ—
વિશ્વવાટિકામાંહ્ય સુશોભિત,
હો ! નર નીતિ નિધાન !—
દ્યામઘન ! દે! નવજીવન દાન! (૨)
સુમધુર સન્ત વદન વિધુ વર્ષિત,
ઉપદેશામૃત પાન—
મનોમધુપનું પ્રભુપદ પંકજ,
—પર-અવિચળ હો ધ્યાન—
ઘામઘન ! દે! નવજીવન દાન! (૨)
વિકુંજે જગ કુંજ ભવનમાં,
હો-કલકંઠ સમાન—
પ્રેમ પૂર્ણ સ્વરથી ગાવે નિત,
હરિ ગુણ ગૌરવ ગાન—
દ્યામઘન ! દે! નવજીવન દાન! (૨)

૯-૧૦-૨૦ } वैद्य वल्लभराय झवेरीलाल.
ધીમસ્ટેશન. }

## —:विजयी विवेकानंदः—

હરિગીત:—

યામિનીના અન્ધારમાં જ્યાં ભક્તિનો સંચાર ના,
રંડાવલી રજની કરી તે પ્રોજ્યું ક્યાં છે ઇન્દુના !
જે મયૂરના કેકારવે મેધાવનાર ધરી સુર્યો,
તે ભર્તૃગિરિ શૃંગેથી આજ વિવેક ક્યાં છે નિર્ઝર્યો!
આ વિશ્વદ્યા આંધળીને મૃષ્ટિકા કરમાં દઇ,
જે જ્યોતિમાંથી અત્તરિતેજ્યોતિર્જ્યોતિમય થઇ!
દેવી વસન્ત વિરાજતી જે અંગનું યૌવન બની,
તે પ્રખર યૌવન અત્તરયૌવનમાં વિરાગ વધુ બની!
આંગ્લગઢ પર દૃઢ થઇ આનન્દ બન્યો યોગેન્દ્ર જે,
યન્ત્રે વિજેતા માનનારાઓનું તિમિર છેદ્યું છે!
ભારત તણી ભગવી ધ્વજા નવ ખણ્ડમાં ફરકાવતો,
ડંકો સનાતન સિદ્ધ ધર્માચાર્યનો વજડાવતો.
પ્રતિ આર્યનિકેતન વિષે એની પૂજન સૌરભ ફરે,
વિમલ વિવેકાનન્દના સ્મરણો હજુ યે ઉછળે.
દુર્ગમ ગઢો પણ વિંધનારો ધર્મ સમરાંગણુ ધસી,
પ્રણવ અસિથી કૈંકના શિર નિમ્ન કરતો એ હસી.
મધુકર અમર ગુરુ રામકૃષ્ણપદારવિન્દે ગૂંજતો,
ગંજન કરી જ્ઞાનાંજને ભવભેદ ભંજન નિતરતો.
યોગી વિવેકાનન્દના એ યોગસૂત્રો અમર છે,
પાશ્ચાત્યના પૂંજન તણી રેખા હજુ પણ રજત છે!
વિમળ વિવેકાનન્દનો વિવેક જગપરિચિત છે,
આનન્દ ને વિવેકનો, સુયોગ અમી નવનીત છે.
જેના અનુયાયી હજુ એનાજ સ્મરણે તરવરે,
એ રુચિર યૌવન વિલસતું,વિલસે અમર ભારત પરે!

'जयकृष्ण'

## "प्रभुजीनुं शरण."

(રાગ-ભક્ત મહાકવિશ્રી દયારામનું અંતિમ સમયનું પદ-બોલાયેલું સાંભળવામાં આવેલું-તેની ચાલ.)

શરણાગત પ્રભુ રે! શરણુ સ્વીકારજો !
નથી મ્હારે અવર કોઈ આધાર !
નાથ દયાનિધિ રે! દયાળુ દિપાવજો!
શરણાગત પ્રભુ રે.
પ્રભુ હું પાપી રે! કરતો બહુ બકવાદ,
મોહ મમતને રે, ક્રોધ કરું ઘણો!
પલક ન મળતી રે! નાથની સેવા કાજ,
તાત! હવે તો રે! શરણુ સ્વીકારજો!
શરણાગત પ્રભુ રે.
અતિ અજ્ઞાને રે! નિશ દીન હું ફર્યો!
કદી નવ સેવ્યા રે! સન્ત સુજાણ પવિત્ર!
"હું-મ્હારામાં"-રે! રમત રમ્યા કર્યો!
શરણાગત પ્રભુ રે.
દેજો દર્શન રે! નિત નિત સન્ત સ્વરૂપ!
કરુણા કરીને રે! ઓળખ આપજો!
ભૂલ ભરેલો રે! તોપણ છું તમ બાળ!
તાત! હવે તો રે! શરણુ સ્વીકારજો!
શરણાગત પ્રભુરે.!.

ધીમ સ્ટેશન. } प्रभुनो बाल.
ગુજરાત આરોગ્યશાળા. }

# ईश्वर स्तुति।

(કવ્વાલી.)

ब्रह्मा तूंहि हरि हर तूंहि तूंहि तूंहि अलख ओंकार है,
सब साधनोंका साध्य है, यज्ञादिसें आराध्य है;
तूंहि त्रिकालाबाध्य है–तूंहि तूंहि अलख ओंकार है. १
भक्तादिकनकूं वश्य है, तूं वेदकाही रहस्य है;
तू लक्ष्य और अलक्ष्य है, तूंहि तूंहि अलख ओंकार है. २
जन्मादिसें तूं रहित है, तूंहि तूंहि परम अद्वैत है;
तूंहि त्रिगुणातीत है, तूंहि तूंहि अलख ओंकार है. ३
तूं प्राणकाभी प्राण है, तेरा ही रूप निर्वाण है;
सब वेद स्वतः प्रमाण है, तूंहि तूंहि अलख ओंकार है. ४
तूं एक रस भरपूर है, नेरे नहीं नहीं दूर है;
तूं वेदमे मशहुर है, तूंहि तूंहि अलख ओंकार है. ५
तूं कालकाभी कालहै, विकराल में विकराल है;
निज भक्तका रखवाल है, तूंहि तूंहि अलख ओंकार है. ६
आधेयका आधार है, बलकाही पारावार है;
घट घटकी जाननहार है, तूंहि तूंहि अलख ओंकार है. ७
तूं ज्ञानीओका ज्ञान है, तूं सर्व शक्तिमान है;
तेरी न कोउ शान है, तूंहि तूंहि अलख ओंकार है. ८
तूं सूक्ष्मसेंभी सूक्ष्म है, तूं सगुण निर्गुण ब्रह्म है;
अविकारी ओर अजन्म है, तूंहि तूंहि अलख ओंकार है. ९
तूं सर्व में अनुस्यूत है, सामर्थ्य तव अद्भूत है;
दिगंबर महा अवधूत है, तूंहि तूंहि अलख ओंकार है. १०
तूंहि तूंहि अनादि अनंत है, तूंहि परम भगवंत है;
षड ऋतुमें तू वसंत है, तूंहि तूंहि अलख ओंकार है. ११
तूं शेषकाभी शेष है, तेरा न शील न देश है;
नस नाडीमें न प्रवेश है, तूंहि तूंहि अलख ओंकार है. १२
महायोगीओंकी मूर्त है, प्रभु तूंहि मूर्त अमूर्त है;
तेरा ही सर्व विवर्त है, तूंहि तूंहि अलख ओंकार है. १३
गुरु नाथ योगी राज है, मुज फहान के शिर ताज है;
आनंद अतिशय आज है, तूंहि तूंहि अलख ओंकार है. १४

जामनगर. फहानजी पद्मालजी ठक्कर—जामनगरवाला.

॥ ॐ नमः श्री रामकृष्णाय ॥




बंधुरात्मा ऽऽत्मनस्तस्य येनात्मै वात्मनांजितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥
जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्ण सुख दुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥
ज्ञानविज्ञान तृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी सम लोष्टाश्मकांचनः* ॥ ८ ॥

---



સંસારરૂપી મહા ભયંકર સમુદ્રમાં જે મહાપુરૂષ, જે દિવ્ય પ્રતિભા સમ્પન્ન યોગેશ્વર–સત્પુરૂષ–પ્રારબ્ધ યોગે અમારા જેવા ક્ષુદ્ર અને અલ્પજ્ઞ જીવની જીવન–નોકા સહી સલામત ભવ–પાર લઇ જવા માટે નોકાધિપતિ થઈ રહ્યા હતા, જે સમયે અમારી–સ્થૂળ દ્રષ્ટીએ–દ્રવ્યની હાની થતી જોઇ " સંસારમાં અમારૂં સર્વસ્વ ગયું છે " એમ માની કલ્પાંત કરતા અમારા માયાવી મનને સત્યાસત્ય, નિત્યાનિત્ય અને વિવેકાવિવેકનો ભેદ સમજાવવા માટે જે એક મહાસમર્થ યોગનિષ્ઠ–બ્રહ્મનિષ્ઠ

---

* જેણે પોતેજ મન, બુદ્ધિ, પ્રાણ ઇન્દ્રિય આદિનાં સમુદાયરૂપ શરીરને વશ રાખેલું છે તેનો એ સમુદાય બંધુ રૂપજ છે. જેણે એ સમુદાયનો જય નથી કર્યો તેનો એ સમુદ શત્રુરૂપ છે. ૬.

જેણે મનનો જય કર્યો છે, જેના રાગાદિ દોષ નાશ પામ્યા છે, તેનો આત્મા ટાઢ, તડકો, સુખ તથા દુઃખને વિષે તથા માન અને અપમાનને વખતે કેવળ સ્વરૂપને વિષેજ સ્થિત રહે છે, અથવા તેના હૃદયમાં પરમાત્મા સ્થિતિ કરીને રહે છે. ૭.

ઉપદેશવડે પ્રાપ્ત થયેલા પરોક્ષ જ્ઞાનથી તથા વિચાર વડે પ્રાપ્ત થયેલા અપરોક્ષ અનુભવથી જેનું મન તૃપ્ત થયેલું છે, જે કૂટસ્થ એટલે અવિકારી છે, જેણે ઇન્દ્રિયોને જીતી છે, માટીનું ઢેફું પત્થર તથા સોનું જેને સરખાં છે એટલે જેને સોનામાં " આ ગ્રહણ કરવા યોગ્ય છે " એવી બુદ્ધિ તથા ઢેફું અને પત્થરમાં " આ તજવા યોગ્ય છે. " એવી બુદ્ધિ નથી તે યોગી યોગારૂઢ કહેવાય છે ૮. શ્રીમદ્‌ભગવદ્ ગીતા.

મહાપુરૂષનાં અમને દર્શન થયાં હતાં, જે સમયે હ્રદયને નાશ થતાં અમે દશેદિશામાં કેવળ "સ્વાર્થ," "સ્વાર્થ," જોઇ મનુષ્ય માત્રથી ભય પામી કોઈ એક દૈવી-ગુણ-સંપન્ન, ઐશ્વરિક શક્તિ સમ્પન્ન દેવ-મહાપુરૂષની શોધમાં ચિત્તભ્રમિત જેવી સ્થીતિ અનુભવતા હતા, અને જે સમયે ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનું જીવનચરિત્ર વાચી તેવાજ શરીરધારી કોઇ યોગેશ્વર ઇશ્વરના સાક્ષાત્કાર માટે અમે રાતદિવસ મૂઢ બની પ્રભુ પ્રાર્થના કરતા હતા તેજ ક્ષણે સવા વર્ષ જેટલો દીર્ઘકાળ સખ્ત ઉકળાટ કરાવ્યા પછી અમને જે એક બ્રહ્મનિષ્ઠ. બ્રહ્મજ્ઞાની, બ્રહ્મજ્ઞ યોગેશ્વરનાં દર્શન થયાં હતા, જે કલ્પતરૂને અમને આધાર મળ્યો હતો, જેણે અમારા જેવા ક્ષુદ્ર પાપી જીવના ઉપર કૃપા કરી-ભવસાગરમા ડુબવાની તૈયારી હતી તેજ ક્ષણે-મૃદુમંદ હાસ્ય મુખે પ્રેમપૂર્વક અમારો કરગ્રહી અમને પોતાના કૃપા-છત્રમા ખેંચી લીધા હતા, તેજ મહાન્ યોગેશ્વર, મહાન્ દયાળુ બ્રહ્મનિષ્ઠ, આત્મદર્શી, ત્રિકાળજ્ઞ, **મહાત્માશ્રી દયાશંકર ગિરિજાશંકર જોશીજી ઉર્ફે "ઉધ્ધડ જોશી" મહા**-રાજનું પંચભૂતાત્મક શરીર, સંવત ૧૯૭૭ ના માહ શુદિ પંચમી (વસંતપંચમી) રવિવાર, તા. ૧૩-૨-૨૧ ને દિવસે આલોકનો ત્યાગ કરી ગયું છે અને તેમનો અમર આત્મા બ્રહ્મરન્ધ્રદ્વારા ઉર્ધ્વલોક-અમરલોક-પ્રત્યે પ્રયાણ કરી ગયો છે! જે મહાપુરૂષનું ચરણ શરણ પ્રાપ્ત કરી ગત્ નવ વર્ષ પર્યંતનો દીર્ઘકાલ અમને માત્ર ગઇ કાલ જેટલો સ્વલ્પ જણાયો છે, જે મહાપુરૂષના સાન્નિધ્યમા બેસી તેમની અલૌકિક યોગ-મૂર્તિનાં અતૃપ્ત નયને દર્શન કરવા છતા અમે જરા પણ તૃપ્ત થતા નહિં,-અરે! આનંદ આનંદ જ વ્યાપી રહેતો-જે મહાપુરૂષની સુંદર મનોમુગ્ધકર બ્રહ્મ-વાણી સાભળતા કર્ણ જરાપણ કંટાળતા નહિં અને એજ સુંદર—કલ્યાણકર, મોક્ષ ફલદાયક, અમર શબ્દામૃત જાણે અનિ-મેષ નયને કર્ણદ્વારા અહોરાત્ર પાન કર્યાંજ કરીએ એવી ઇચ્છા થયા કરતી, જેના પ્રાચીન તપસ્વી ઋષિ સમાન શુષ્ક પણ દિવ્ય સાૈગંધ-પ્રસારતા શ્યામ પણ ચળકતા શરીર સ્હામે જોતં જાણે તેઓ યાજ્ઞવલ્કય, વશિષ્ટ, શાંડિલ્ય, ભરદ્વાજ, કે કપિલનું અમને સ્મરણ થતું, જેના સુંદર કોકિલ-કણ્ઠમાંથી નિઃસરતી વેદ ઋચાઓ, ઉપનિષદ્-મંત્રો અને દર્શન, પુરાણ આદિ સત્શાસ્ત્રો તેમજ સ્તોત્રો, ભજનો સાંભળતાં જ અમારૂં માનવ મન ક્ષણ વારને માટે જાણે જોઇ દૈવી પ્રદેશમાં વિચરતું હોય એમ બદલાઇ જતું અને તેની અસર કેટલાક કલાક પર્યંત રહી અમને ભાન ભૂલા કરી દેતી, જે મહાપુરૂષના નેત્રો સ્હામે દીર્ઘકાળ પર્યંત-વારંવાર જોતા જોતાં કોઇક વખત તેમા અલૌકિક બ્રહ્મ-તેજ-આત્મદીપકનાં દર્શન થતાં અને તેજ ક્ષણે જાણે અમારા શરીરમા કોઇ પ્રકારનો નૂતન દૈવી પ્રવાહ વહે-તો હોય એવો અનુભવ થતો, જે મહાપુરૂષે જાણે અમારા ઉપર કૃપા કરવા, અમારા જેવા મહાન્ પાપીને "બ્રહ્મસત્ય, જગત મિથ્યા" નું યત્કિંચિત્ જ્ઞાન-દાન આપવા તેમજ યોગ-ગ્રંથોના અધ્યયન પછી તેનાં ફળરૂપે યોગ-મૂર્તિનાં સાક્ષાત્ દર્શન કરાવવાની ઇચ્છાથીજ જીવન થોડા વર્ષ ધારણ કરી રાખ્યું હોય તેમ તેજ મહાત્મા ઉધ્ધડ જો-શીજી મહારાજ, પવિત્ર નર્મદા કિનારે આવેલા શ્રી ચાંદોદ ક્ષેત્રને ઉજ્જડ કરી, નિસ્તેજ બનાવી, જીર્ણ પંચભૂતાત્મક દેહનો ત્યાગ કરી અમરધામ-અમરલોક પ્રત્યે પ્રયાણ કરી ગયા છે! અરે! અમારો આધાર ગયો છે! અમારૂં છત્ર ગયું છે! અમારા પિતા ગયા છે! અહા! જે મહાત્માનો પ્રત્યેક નિઃશ્વાસ જાણે મહામૂલ્યવાન સૌગન્ધ યુક્ત અત્તરનો પરિચય

આપતો, જે મહાપુરૂષના પ્રત્યેક શબ્દો સાક્ષાત્ ઇશ્વરના શબ્દો હોય તેવું ભાન કરાવતા, જે મહાપુરૂષનાં પ્રત્યેક કર્મ, સમાગમમાં આવનાર પ્રત્યેક જીવોનું કલ્યાણ કરાવવા માટેજ સંપૂર્ણ નિઃસ્વાર્થ થતાં એટલું જ નહિં પણ કેટલાક શરણાગત જીવો શિષ્યો-ભક્તોને તેઓ પરાણે પુણ્ય કર્મ કરાવી તેમનાં કલ્યાણ સાધન સધાવી તેમાંજ આનંદ માનતા અને પોતાને સાક્ષી ભૂત જણાવતા, જે મહાપુરૂષની દેવ-વાણીમાંથી કદી પણ નિંદા કે અભિમાન સૂચક એક શબ્દ પણ સંભળાતો નહિં, જે મહાત્માને રામ કહીએ, કૃષ્ણ કહીએ, શંકર કહીએ કે બુદ્ધ કહીએ, યોગી કહીએ, યતિ કહીએ, અથવા એ સર્વનું સમ્મીલન કહીએ, જે કહીએ તે પણ તે દિવ્ય ગુણ કર્મવાળા, નર્મદાના વર પુત્ર યોગેશ્વર જોશી મહારાજ આજે અમારો સંગ તજી દઇ, અમને ભવસાગરમાં નિરાધાર મૂકી ચાલ્યા ગયા છે ! જો કે તેમનો અમર આત્મા અમારી સાન્નિધ્ય-અમારામાંજ-ઓતપ્રોત છે છતાં પણ અમે અજ્ઞાન વશ ક્ષણવારને માટે તેમના સ્થૂલ દેહને નહિં જોવાથી વિહ્વલ થઇ જઇએ છીએ ! અને પ્રાર્થના કરીએ છીએ કેઃ " હે પ્રભુ ! હે ઇશ્વર ! હે શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવની મૂર્તિરૂપે વિરાજતા જોશી મહારાજ ! આપ પુનઃ શરીર ધારણ કરી અમને આપના સત્સમાગમનો દુર્લભ્ય લાભ આપો, અમને કૃતાર્થ કરો !

યોગેશ્વર જોશી મહારાજ એક મહાન્ ચમત્કારિક, દૈવી ગુણ સમ્પન્ન યોગી હતા. પ્રથમ દર્શન થયાં તેજ દિવસે, તેમના ગૃહદ્વારમાં પ્રવેશતાં જ મહારાજશ્રીએ કહ્યું હતું કેઃ " ત્હારા બંગાલી ગુરૂએ ( રામકૃષ્ણ પરમહંસે ) મ્હને તાર કર્યો છે. તું આવી પહોંચ્યો એ બહુ સારૂં થયું. " આ શબ્દો સાંભળતાં જ અમને બેહદ આશ્ચર્ય થયું. તે પછી અનેક ગુપ્ત વાર્તાલાપનો લાભ મળ્યો. તે હવે પછી ( પ્રકટ કરવા યોગ્ય હશે તે ) પ્રકટ થશે. મહારાજશ્રીને અમે કેટલાક પ્રશ્ન કર્યા. તે પ્રસંગે પરમહંસદેવના જેવા જ ઉત્તર મળ્યા. રાત્રિને સમયે સમાધિમાં બિરાજવાને સમયે પણ દશેન્દ્રિયો પોત પોતાનો ધર્મ તજી આત્મામાં લીન થતી જોઇ. નેત્રો આંતર દૃષ્ટિ કરતાં, જીભ તોતડાઈ જતી, પગ હાથ ગતિ કરી શકતા નહિ. દશ પ્રકારનાં નાદ થવા જોઇએ તે જોતજોતામાં થવા માંડતા. અમે તે સર્વ સ્વનેત્રે જોયું છે, સ્વકર્ણે સાંભળ્યું છે. આત્મવત્ સર્વ ભૂતેષુ, એ વાક્યનું યથાર્થ તાદૃશ્ય જોશી મહારાજમાં હતું. એવા મહાન્ દયાળુ, પરમ કૃપાળુ, મહાન્ સત્પુરૂષ દેહ ત્યાગ કરી ગયા છે ! અમે પ્રાર્થના કરીએ છીએ કેઃ "ઓ મહાત્મન્ ! આપનો અમર-આત્મા, સર્વદા અમારૂં રક્ષણ કરો ! સર્વદા અમને સત્માર્ગે દોરી જાઓ !

વાંચક બંધુઓ ! જે દિવસે ભગવાન રામકૃષ્ણ પરમહંસદેવનું જીવન ચરિત્ર વાંચ્યું તેજ દિવસથી તેમના દર્શનની તીવ્ર ઉત્કંઠા થઇ ! તેમની છબીનું પૂજન અર્ચન કરવા માંડયું ! તેમણે કોઇ પણ યોગીના શરીર દ્વારા અમને દર્શન દઇ અમારી મન વાંચ્છના તૃપ્ત કરવી જોઇએ, એવી ઉત્કૃટ ઇચ્છા થઇ. તે પછી સવા વર્ષે અકસ્માત્ નર્મદા કિનારે શ્રી ચાંદોદ ક્ષેત્રમાં જવાનું થયું. કોઈ સાચા ત્યાગી વિરાગી, બ્રહ્મનિષ્ઠ, યોગનિષ્ઠ-યોગસિદ્ધ મહાપુરૂષની તપાસ કરી. ગુજરાત નિર્બિજ હોય એવી શંકા થઇ પરંતુ પરમાત્માની અકળિત લીલા ! ત્રીજેજ દિવસે યોગેશ્વર મહાત્મા શ્રી જોશીમહારાજનાં અમને દર્શન થયાં. દર્શન થતાંજ મીં યોગારૂઢ હોય છે સાગ્યું. કેઃ " એજ તે છે. તેજ એ છે. " વારંવાર મન

એમજ કહેવા લાગ્યુ. બન્ને આત્માના ચાર નેત્રો એકત્ર થયાં. ઇચ્છાનુસાર ભગવાનનાં દર્શન થયા! સમાગમ થયો. અતિ આનંદ પૂર્વક વાર્તાલાપ થયો. મહાત્માજીએ તેજ ક્ષણે અમારૂં અંતર વાચવા માંડ્યું. શો ચમત્કાર! જેનો શોધ થતો તેજ મહાપુરૂષ, તેજ યોગેશ્વર–ગુપ્ત વેશે છુપાઇ રહેલા ત્યાગી, બ્રહ્મવિદ્, બ્રહ્માત્માનો સમાગમ થયો! મહાત્માજીનો શો પ્રેમ? અનેક ચમત્કારો પણ જોવામાં આવ્યા! શાસ્ત્રપ્રતીતિ, આત્મપ્રતીતિ થઇ. મહાત્માજીએ પણ વ્યાધિ પારખી લીધો! સમાધિ સ્થીતિ વખતે થતી સર્વ યોગક્રિયાઓ સ્પષ્ટરૂપે દર્શાવી મનનો સંશય દૂર કર્યો! આ સમાગમનુ વર્ણન કરવું અશક્ય છે. મહાત્માજીના શરીરમાં થતા નાદ, ષટચક્ર ભેદ થતી વખતની ક્રિયાઓ, આકર્ષણ શક્તિ ઉન્મુનિ દશા, ઇન્દ્રિયોનું લય પામવું, સમ્પ્રજ્ઞાત સમાધિમાં જવાની તૈયારી, ઉત્થાન સમયનાં અલૌકિક દર્શન, બ્રહ્માકાર વૃત્તિમાંથી ધીમે ધીમે દેહભાન થવું વગેરે સર્વ સ્થીતિ સ્વચક્ષુએ નિહાળવાનો અલભ્ય લાભ મળ્યો. એજ મહા પુરૂષનો દિવ્ય દેહ આજે અમારાં માનસ-ચક્ષુ સમક્ષથી દૂર થયો છે! ભગવાન અમને એ મહાપુરૂષના પવિત્ર ચરણ કમળનું ક્ષણે ક્ષણે સ્મરણ કરાવી તત્ત્વ વસ્તુના ધ્યાન પરાયણ રાખે એજ અમારી પ્રાર્થના છે.

"ભારતજીવન" ના ઘણા ધર્મ પિપાસુ વાંચકો મહાત્મા **શ્રી જોશી મહારાજનો** દેહવિલય જાણી દિલગીર થશે, પરન્તુ શું કરવું? મહાત્માજીના દર્શનનો લાભ મળતો તેટલીવાર જે આનંદ થતો તેનું વર્ણન થઇ શકે એમ નથી. સાક્ષાત્ યોગનીજ મૂર્તિ ત્યાં પછી આનંદનો પાર શો? મહારાજશ્રીના સમાગમમાં આવ્યા પછી અમને અનેક ચમત્કારોનો અનુભવ થયો છે શાસ્ત્રકારો કહે છે કે: યોગી એટલે પંચમહાભૂતને વશ રાખનાર, એ અમે પ્રત્યક્ષ જોયુ છે. તે ચમત્કારો હવે પછીના અંકમાં વાચક સજ્જનો સમક્ષ સાદર કરવાની ઇચ્છા છે. મહારાજશ્રી વારંવાર અમને કહેતા કે: "કોઇની આગળ મ્હારી પ્રશંસા કરવી નહિ. કોઇને પરાણે અહિં મોકલવો નહિં. કારણ કે પૂર્વ સંસ્કારોને લીધે કોઇને અશ્રદ્ધા પણ થઇ જાય." વાત સત્ય છે. અમને એવો અનુભવ પણ થયો છે. તેથીજ કેટલાક અધિકારી મિત્રો-અને પરિચિતજનોને સહજ કહેતાં જ તેમણે મહારાજશ્રીનાં દર્શનનો અમૂલ્ય લાભ લીધો છે અને મનવાંચ્છિત ફળ પ્રાપ્ત કરી કૃતાર્થ થયા છે. ઉપરાંત બીજા પણ અનેક સજ્જનોની મન કામના પૂર્ણ થઇ છે. આવા ચમત્કારિક મહા પુરૂષ-બ્રહ્મનિષ્ઠ-યોગેશ્વરનો દેહ ગુજરાનમાંથી આજે ચાલ્યો ગયો છે. એ દુર્ભાગ્યની વાત છે! હવે તો મહાત્માજીની દિવ્ય-સમાધિ સ્થાનના દર્શન કરી મહારાજ શ્રી પ્રદર્શિત માર્ગે જીવન વહન કરવું એજ અવશેષ રહ્યુ છે! **જય-રામકૃષ્ણ! જય ગુરૂદેવ!**

ડા. રા. મ્હેતા.



* બ્રહ્મનિષ્ઠ જોશી મહારાજનું વિસ્તૃત જીવન ચરિત્ર છપાવવાની ઇચ્છા છે. સમ્પાદક.

श्रीरामकृष्ण शरणं मम ॥

# श्रीमद् विवेकानन्दजी ।*

नित्य शुद्ध–बुद्ध–मुक्त वेदान्ताम्बुज भास्करम् ।
नमामि युग कर्त्तारं आर्तनाथं वीरेश्वरम् ॥



પૂજ્યપાદ સાધુ અને માનનીય મહોદય ગણ!

ઇશ્વરેચ્છાએ મ્હેં અનેક સમય અનેક સભામાં પ્રમુખપદ ગ્રહણ કર્યું છે પરન્તુ આજે જે મહાપુરૂષનું નામ આ મહાન સભા સાથે જોડાયું છે તે જોતાં મ્હારા જેવી એક અયોગ્ય વ્યક્તિને ગૌરવયુક્ત આસન પર અધિષ્ઠિત કરી આપે મ્હને જે સન્માન આપ્યું છે, તેનો બદલો માત્ર મુખેથી એકાદ ધન્યવાદ વાક્યોચ્ચાર કર્યાથી વળી શકે તેમ નથી. તેજ કારણથી હું આપને ધન્યવાદ આપવા ઇચ્છતો નથી. હું તો એમજ કહી શકું છું કે: આપની એ ઉદાર કૃપાને લીધે હું પોતેજ ધન્ય થયો છું. સાધુ-સંગ અને સત્પ્રસંગની આલોચના કરવાનો શુભ અવસર પ્રાપ્ત થાય એ આપણા જેવા કામિની–કાંચનમાં તૃપ્ત રહેનારા મનુષ્યો માટે સાગર સંગમ નજીક ગંગાસ્નાનની પેઠે પાપહારક અને પવિત્રકારકજ છે. એટલા માટે અત્યારથીજ એક પ્રાર્થના કરી રાખું છું કે હું આ સ્થળે કંઈ પણ વિવેચન કરવા આવ્યો નથી. હું તો માત્ર શ્રવણ કરવા આવ્યો છું, અને કંઇક શીખવાની પણ અભિલાષા છે. તેથીજ જે સજ્જનો મ્હારે મુખેથી કઇક વિસ્તીર્ણ આલોચના સાંભળવાની આશા રાખશે તેમને નિરાશજ થવું પડશે. આ કાંઇ મ્હારી વિનય વાણી નથી પણ અંતઃકરણની સત્ય વાર્તા છે.

આજે આપણે જે પુણ્ય પ્રસંગની આલોચના કરવામાં ગુંથાયા છીએ તેની ઉચ્ચતા ગગન ભેદી છે, તેનો વિસ્તાર અનન્ત છે, તેની ગંભીરતા અતલ સ્પર્શી છે. તેનું માપ થઇ શકે એમ નથી.

" असित गिरि समंसात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवरशाखा लेखनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा सारदा सर्व कालं
तदपि तव गुणानामीश पा न याति ॥ "

અતિશય ઉંડા સાગરરૂપી પાત્રમાં, હિમાચલના જેવો ઢગલો કરેલી શાહી ભરી, પૃથિવિના જેવા વિશાળ પત્ર ઉપર કલ્પતરૂ શાખાઓની લેખણી દ્વારા સ્વયં સારદા જેના

*કલકત્તા-વિવેકાનંદ સોસાયટીએ સ્વામી વિવેકાનંદજીનો ૫૭ મેં જન્મોત્સવ ઉજવ્યો તે દિવસે સભાના પ્રમુખ કાશીમ બજારના મહારાજ શ્રીયુત. મણીન્દ્રચન્દ્ર નન્દી બહાદુરે કરેલું ભાષણ.

ગુણનું વર્ણન કરતા પાર પામે નહિ એવા અપાર ગુણસિન્ધુ શંકર-સમાન ત્યાગીશ્વર વાગ્મી યતિપ્રવર શ્રી વિવેકાનન્દજી ક્યાં અને મ્હારા જેવા વિષય-વિષ-કીટ, અધમ અજ્ઞાને જન ક્યાં? આજે જે નામના ગૌરવ-સુગંધ દ્વારા સમગ્ર પૃથિવિ વ્યાપ્ત થઇ રહી છે, જે નામનો ઉચ્ચાર કરતાં જ જીહ્વા પવિત્ર થાય છે, જેનો નામ ધ્વનિ થતાંજ સેંકડો હૃદય પ્રેમ ગદ્‌ગદ્ થઈ ઉઠે છે, તેજ સુવિખ્યાત મહા પ્રાણ, સ્વદેશ પ્રેમિક સન્યાસી સંબંધી હું શું કહું ? જે મહાપુરૂષે કહ્યું છે કેઃ "મ્હને મુક્તિની ઇચ્છા નથી, મ્હને ભક્તિની ઇચ્છા નથી, હું લાખો નરકમાં નિવાસ કરવા તત્પર છું, પણ માત્ર वसन्तवल्लोकहितं चरन्तः એજ મ્હારો ધર્મ છે." એવા મહાપુરૂષને યથાયોગ્ય રૂપે ઓળખવાની વાત તો વેગળી રહી પણ તેમની એ પવિત્ર વાણીનો થોડો ઘણો અંશ પણ જો આપણે ધારણ કરીએ અર્થાત્ આપણે આપણા જીવનમાં થોડે ઘણે અંશે પણ લોક-કલ્યાણ કરી શકીએ તો મનન-જીવનનું સાર્થક્ય થાય. જો કે એક સન્યાસીને મુખેથી ભક્તિ-મુક્તિનો અનાદર સાંભળીએ તો આપણને કંઇક આશ્ચર્ય થાય ખરૂં, પરન્તુ જરા ઉંડા ઉતરી એ મહાવાક્યમાં રહેલું રહસ્ય તપાસીએ તો સ્પષ્ટ જણાઈ આવશે કેઃ સ્વામી વિવેકાનદજીનું લોક-હિતકર અનુષ્ઠાન અને તેમણે કથેલો, નારાયણ-જ્ઞાન રૂપે જીવ માત્ર પ્રત્યેનો સેવાધર્મ, એ વેદાન્ત પ્રતિપાદ્ય અદ્વૈત સાધનાનો એક માત્ર નવીન માર્ગ જ છે.

જે સમયે જે ધર્મ ભાવ પરિપૂર્ણ કરવા માટે જે મહા પુરૂષો પૃથિવિપર જન્મ ગ્રહણ કરે છે, તેમનાં પુણ્ય પવિત્ર ચરિત્ર અવલોકન કરતાં જણાઇ આવે છે કેઃ "નિઃસ્વાર્થ પ્રેમ અને અલૌકિક લોક-હિતૈષણા, એ ઉભય તેમના વિશાલ વિશ્વ વ્યાપી હૃદયમાં સ્વચ્છ પારિજાતક પુષ્પની પેઠે હમેશાં વિકસી રહેલાં હોય છે. પ્રેમ અને લોક-હિતૈષણા એજ તેમનું મૂખ્ય કાર્ય હોય છે. પારકાને માટેજ તેમણે જીવન ધારણ કર્યું છે, તેમના પ્રત્યેક શ્વાસોશ્વાસ પારકાને માટેજ તેમણે સમર્પણ કર્યાં છે. પ્રેમની શક્તિ, ત્રિલોકમાં અપરાજિત છે. આ ક્ષુદ્ર જીવન-ક્ષણભંગુર શરીર-નિઃશ્વાસ વાયુ ઉપર જેનો જીવન આધાર છે, તે પ્રેમવડેજ દેવતા કરતાં પણ અધિક એવું ઇશ્વરત્વ પ્રાપ્ત કરી શકે છે. કારણ કેઃ સ્વર્ગ-નિવાસી દેવતાઓ સ્વર્ગ સુખના અભિલાષી હોય છે, પરન્તુ ઇશ્વરી વિભૂતિ-મણ્ડિત પ્રેમી આત્માઓ કેવળ આત્મદાન દેવાનોજ પ્રયાસ કરી રહે છે. દેવરાજ ઇન્દ્રનું મૂખ્ય આયુધ વજ્ર છે, જેના બળવડે તે ત્રિલોક વિજય કરી શકે છે, તેની ચાપ, નર-મૂનિ દધીચિના લોક હિતકારક અસ્થિદાન વડે બની હતી. આત્મ બલિદાન એ પ્રેમનું માત્ર નામાન્તરજ છે. માતા, પિતા, સતી, સ્વદેશ પ્રેમિક ભક્ત-જેને લીધેજ ધૂલિ પરિપૂરિત વસુન્ધરાને રત્નમયીનું વિશેષણ મળ્યું છે, તે સર્વે પ્રેમ, સ્વાર્થ ત્યાગ, અને આત્મબલિદાનની જીવન્ત-મૂર્તિયે જ છે. પ્રેમના બંધન વડેજ સંસારની સ્થાપના થઇ છે, નશ્વર માનવ જીવનમાં પ્રેમ એજ પરમ ઐશ્વર્ય છે. કારણ કેઃ પ્રેમ એજ સામ્ય, સૌમ્ય, સત્ ભ્રાતૃભાવનું મૂળ અને અદ્વૈત જ્ઞાન-પદ્મનો વિકાસ કરવા માટે સૂર્ય સમાન છે. ત્યાગ—વિવેક-વૈરાગ્ય-વિભૂષિત વિવેકાનંદજી પાસે એજ પ્રેમરૂપી શ્રેષ્ઠ સમ્પદ્ હતી. પ્રેમિક નર-વર નરેન્દ્રનાથ સન્યાસીના વેશમાં અનેક દેશમાં વિચરણ કરી સમજી શક્યા હતા કેઃ આ વિપુલ માનવસમાજ સ્વાર્થસાધક નર પશુની મૃગયા ભૂમિમાં બદલાઇ ગયો છે! એક મનુષ્ય બીજા મનુષ્યનું હૃદય ચીરી નાંખી અને કર્ણ છેદન કરી તેનું ઉષ્ણ રક્ત પાન કરે છે! આ સ્થાતિને પ્રાણને આરામ એવો-પ્રેમમયનો પ્રેમી સંસાર છે એવું કોણ કહી શકશે? ના, ના, કદી પણ નહિં! આ તો નરમેધ યજ્ઞ સ્થળ છે એમજ કહી શકાશે! એ જોઇ આપણા સ્વદેશ-પ્રેમિક સન્યાસી-મહાત્મા વિવેકાનંદજીના પ્રાણ કમ્પી, ઉઠયા-અશ્રુપાત કરી

ઉક્યા ! એ મહા પવિત્ર સન્યાસીએ જે નિર્મળ પ્રેમ, પોતાના પ્રેમાસ્પદ-વિરાટ ભગવાનની સેવા-પૂજા માટે હૃદયના એક એકાંત-સ્થાનમાં સંચિત કરી રાખ્યો હતો તે એજ વિરાટ ભગવાનની-દેશનાં સર્વ નરનારીની-સેવામાં સમર્પણ કરી દીધો હતો ! પ્રેમ એજ તેમનો ધર્મ હતો, લોકહિત એજ તેમની સાધના હતી અને નર-સેવા એજ તેમનો મોક્ષ હતો.

વારૂ, પણ એ સેવાધર્મ શું સત્ય જોતા મોક્ષ ધર્મનો વિરોધી છે ? જે ભારતવર્ષને શાસ્ત્રકારોએ મુક્તિનું ક્ષેત્ર વર્ણવ્યું છે. જે સ્થળે મુમુક્ષુ માનવો જન્મ ધારણ કરવા માટે લાલસા રાખે છે, જે ભૂમિનાં જળ, સ્થળ, આકાશ અને વાયુ, એ સર્વ મોક્ષદાયક અદ્વૈત મંત્રવડે ઓતપ્રોત થયેલા છે, અદ્વૈત સાધના એજ જેનો સનાતન ધર્મ છે, તે સ્થળે ઉપરોક્ત નૂતન પંથ પ્રવર્તાવવાનું પ્રયોજન શું ? અમ કહીશું કે સમયનેલીધેજ એવું પ્રયોજન છે. આ દેશમાં યુગધર્મ પ્રવર્તન નવીન નથી. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થઇ છે ત્યારે ત્યારે-તે તે યુગમાં ભગવાનનો અવતાર થયો છે અને તે સાથેજ ધર્માચાર્યોએ ઉત્પન્ન થઇ યુગધર્મ પ્રવર્તાવ્યો છે. આજે કઠિન જીવન-સંગ્રામના સમયમાં તપ, જપ, યોગ-સાધના, અને વિવેક વિચાર દ્વારા વેદાન્ત પ્રતિપાદ્ય અદ્વૈત બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું અતિ દુઃસાધ્ય થઇ પડ્યું છે. તેથીજ સર્વ ભૂત માત્રમાં નારાયણનોજ નિવાસ છે એવું જ્ઞાન ધારણ કરી નર-સેવા ( જીવ-સેવા ) એ જ વર્તમાન સમયને ઉપયોગી થઇ પડે એવો શ્રેષ્ઠ માર્ગ છે. જીવને શિવ સમજી તેની સેવા કરતાં કરતાં હૃદયમાં વિશ્વપ્રેમ સ્ફુરે છે. વિશ્વપ્રેમ એ અદ્વૈત પ્રેમનું રૂપાન્તર જ છે. માનવ માત્ર એ સચ્ચિદાનન્દની જ મૂર્તિ છે, એમાં જરા પણ શંકા નથી. શાસ્ત્રકારોના વચન પ્રમાણે, મૃતિકા, પાષાણ, અને કાષ્ટની મૂર્તિઓની પૂજા એ અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથિયું છે તો પછી માનવ જીવ રૂપી ચેતન-મૂર્તિઓની ( માનવ-સેવા ) કરવાથી એવું જ અદ્વૈત જ્ઞાન કેમ પ્રાપ્ત નહિં થાય વારૂ ?

યુરોપાદિ દેશોમાં અનેક સ્થળે નર-સેવા ( જીવ-સેવા ) ધર્મ આચારવામાં આવે છે પરન્તુ તેમને ( જીવને ) શિવ રૂપે-નારાયણ રૂપે સમજીને નહિં. તેમનો ધર્મ કેવળ દયા ઉપર પ્રતિષ્ઠિત છે-પોતાની ફરજ સમજીને નહિ. પરન્તુ દયા ભાવથી સેવા ધર્મ બજાવવામાં આવે તો સેવ્ય-સેવકમાં ગુરૂ-લઘુ ભાવનો ઉદય થાય છે, તેથી અદ્વૈત જ્ઞાનમાં લોપ રહે છે. જે મનુષ્ય ઐહિક, પારલૌકિક-ઉભય પ્રકારનું કલ્યાણ સાધન કરે છે તે " ઈ ચાતુરી ચાતુરી । "

વાસ્તવિક જોતાં, પારલૌકિક કલ્યાણની વાત એક બાજુએ મુકીએ અને ઐહિક કલ્યાણ પ્રત્યે દૃષ્ટિ રાખીએ તો પણ સ્પષ્ટ જણાશે કે: શિવ જ્ઞાન પૂર્વક જીવ-સેવા કરવી એજ નર-સમાજને માટે પરમહિતકર છે. યુરોપીય મનસ્વી જીવોની પેઠે સંસારનાં દુઃખ, ગરીબાઇ અને પાપ દૂર કરી પૃથિવિ ઉપર જ સ્વર્ગની પ્રતિષ્ઠા કરવી હોય તો પણ સમાનતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવ સ્થાપન કરવાની અતિશય આવશ્યક્તા છે. એ પ્રકારનું ભૂ-સ્વર્ગ સ્થાપવાનો યત્ન કરવા માટે, અષ્ટાદશ શતાબ્દીના અંત સમયમાં ફ્રાન્સ દેશમાં સુધરેલા મનુષ્યોએ જે રાક્ષસી-લીલા ભજવી બતાવી હતી અને તેનાં પરિણામમાં જાણે શ્રાવણ માસની અવિરલ જળધારા વહેતી હોય તેમ નર-રક્ત પ્રવાહ વહન થયો હતો તે કરુણકથા ઇતિહાસ વાંચકોના જાણવામાં જ છે. ભગવાન આપણને એવું સ્વર્ગ કદી પણ ન દેખાડે ! એ સ્વર્ગ નહિં પણ ભયંકર દુઃખદાયક નરક જ છે.

પરન્તુ સત્ય કહીએ તો, માનવ હૃદયમાં પ્રેમની પ્રતિષ્ટા કરવા માટે, જેટલા દિવસ પર્યંત માનવ પ્રકૃતિમાંથી હિંસા, દ્વેષ, ક્રોધ, વગેરે હિંસક-પશુવૃત્તિઓ તદ્દન નિર્મૂલ થઇ હૃદય નિર્મળ નહિં થાય ત્યાં સુધી પૃથિવિ પર સ્વર્ગ સ્થાપવાની આશા આકાશ કુસુમવત્

જ-ઘણેજ દૂર છે એમાં સંદેહ નથી. સ્વાર્થ વિસર્જન કર્યાથી, અને ઐક્યતાના બંધનથી પૃથિવિનાં સર્વ દુઃખ, સંતાપ અને ગરીબાઇ દૂર કરવાનું જો કદિપણુ સંભવિત હોય, સમગ્ર માનવ જાતિ, એક કુટુંબ-પરિવાર રૂપે બની જાય એવી કોઇ પણ દિવસ કલ્પના કરી શકાય એમ હોય, તો કહેવું જ પડશે કે એ કાર્ય કેવળ માત્ર વિશ્વપ્રેમ અથવા અદ્વૈત જ્ઞાન દ્વારાજ સિદ્ધ થઇ શકશે. કારણ કે, સર્વ જીવ માત્રમાં નારાયણનો નિવાસ છે એવું જ્ઞાન થાય એજ અદ્વૈતનો-એકત્વનો-મૂળ મંત્ર છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ, એ ત્રણ મોક્ષ સાધનના સનાતન માર્ગ છે. પરન્તુ આજે તો ભક્તિ ઘણી દુર્લભ છે, જ્ઞાન પ્રાપ્ત કરવું દુઃસાધ્ય થઇ પડ્યું છે. લગભગ ૬૦ વર્ષ પર્યંત આ ઘોર રહસ્યમય સંસારમાં વિચરણું કરી, પ્રત્યેક ડગલે ડગલે ઠોકરા ખાઇ હું સમજી શક્યો છું કેઃ ઇશ્વર, આત્મા, અને માયા, એ તો દૂર રહ્યાં પણ આ દૃશ્યમાન જગતમાં કાંઇ પણ સમજવાનો-જાણવાનો ઉપાય જ નથી—હું કાંઇ પણ જાણી શક્યો નથી, કાંઇ પણ સમજી શક્યો નથી. એટલું જ નહિં પણ અન્ય કરતાં જેને જાણવો—સમજવો મ્હારે માટે અધિક સંભવિત છે તેજ મ્હને પોતાને-હું સર્વ કરતાં ઓછા પ્રમાણમાં જાણું શક્યો છું અને ઓછા પ્રમાણમાં સમજી શક્યો છું ! અર્થાત્ હજી હું મ્હને જ જાણી શક્યો નથી તો પછી બીજાને શી રીતે જાણી શકું ? બાલ્ય વયથી દીર્ઘ સાધના કરતાં, શાસ્ત્ર કથિત જે આત્મજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકે તે અતિશય દુઃસાધ્ય છે. માટે જ આજના જેવા કઠિન જીવન-સંગ્રામના સમયમાં નિષ્કામ કર્મ—માર્ગ વિશેષતઃ શ્રીવિવેકાનંદજી કથિત શિવ જ્ઞાન ધારણ કરી જીવ સેવા કરવી એજ ઐહિક અને પારલૌકિક-ઉભય પ્રકારના કલ્યાણ સાધનનો સત્ય માર્ગ છે, એ પ્રત્યેક વિચારશીલ વ્યક્તિએ સ્વીકારવું પડશે.

નરેન્દ્રનાથ અથવા સ્વામી વિવેકાનંદજી કેવળ કર્મ માર્ગાનુસાર નર-નારાયણ સેવાની પ્રતિજ્ઞા કરી ગયા છે એમ નથી. તેમણે એવા પ્રકારની સેવા કરી છે અને અનેક ભક્તોને તેવો ઉપદેશ કર્યો છે એટલુંજ નહિં પણ કેટલાંક સેવાશ્રમ અને અદ્વૈતાશ્રમની સ્થાપના પણ કરી છે. તેઓ જ્ઞાની હતા તેજ પ્રમાણે નિઃસ્વાર્થ કર્મવીર અને જ્ઞાન-કર્મના આવરણમા ઢંકાયલા મહાન્ ભક્ત હતા. તેમના ઉપદેશાનુસાર સેવા ધર્મના આચરણ સંબંધી વિચાર કરતાં હું જાણી શક્યો છું કેઃ તેમના વિચાર પ્રમાણે દુર્બલને બલ, અન્ન હીનને અન્ન, વ્યાધિગ્રસ્તને ઔષધ આપવું તથા તેની સેવા શુશ્રુષા કરવી પંગુને ચાલતાં શીખવવું, અને અંધને દષ્ટિદાન આપવું એજ માનવ ધર્મ છે. હું જીવસેવા કરવા માટે વિશેષ આગ્રહ સહિત કહું છુ તેનું કારણ, મ્હારા મનમાં એમજ જણાઇ રહ્યું છે કેઃ એ મહાપુરૂષ કથિત નિષ્કામ કર્મ એજ આપણો વર્તમાન યુગ ધર્મ છે. આપણો દેશ ચિરકાલ દુર્ભિક્ષથી પીડા પામી રહ્યો છે. આપણા દેશમાં અસંખ્ય દુર્બળ, દુઃખી, દરિદ્રી નરનારી જોવામાં આવે છે, તે ઉપરાંત વર્તમાન સમયે જ્ઞાન ઐશ્વર્યમયી ભારતભૂમિમાં આધ્યાત્મિક અધઃપતન જોતાં કોના મનમાં વિચાર નહિં થાય કેઃ યુગ ધર્મનો ઉપરોક્ત માર્ગ દર્શાવવામાં-તેનો સર્વત્ર પ્રચાર કરવામાં મહાપુરૂષ વિવેકાનંદજીએજ ત્રિકાલજ્ઞ ઋષિના જેવા સર્વશ્રેષ્ઠ જ્ઞાનનો પરિચય આપ્યો છે. હવે થોડી ક્ષણને માટે હિંસા દ્વેષ ભરેલા, સ્વાર્થ એજ જેનું એક લક્ષ્ય છે એવા યુરોપ તરફ જરા દૃષ્ટિ ફેરવો ! જે સ્થળે વિકરાળ અત્યાચાર, તાંડવનૃત્ય કરી થાકી ગયો છે ! જે સ્થળે અતિશય શોકને લીધે હાહાકાર પણ સ્તબ્ધ થઇ રહ્યો છે, જે સ્થળે વિયોગી વિધવાઓ અને વિધુરોના ઉષ્ણ-શ્વાસ વહન કરવા વાયુદેવ પણ મંદ પડી ગયા છે, આકાશ પણ ઘનઘોર થઇ રહ્યું છે જે સ્થળે અસ્થિમાલા ધારણ કરેલી પૃથિવિ દેવી પણ લોહી લુહાણ થઇ અશ્રુપ્રવાહ વડે ધોવાઇ રહી છે ! તે સ્મશાન ભૂમિના જે આર્ત અને

શરીર, મન, અને દેહનાં બધાં તત્વોની પ્રત્યેક ક્રિયા અને પ્રત્યેક શ્વાસોશ્વાસ આપણને એ અનંત આનંદના,અનંત શાન્તિના અને પ્રભુ પ્રેમના સનાતન જ્યોતિ તરફ ધકેલી રહેલ છે, જેમ દરેક વિચાર તેના આદર્શ પ્રતિ ગતિમાન હોય છે, તેમ પ્રત્યેક ક્રિયા–જાણ્યે–અજાણ્યે પણ આપણને પ્રભુ પ્રતિ દોરી રહેલ છે; આપણે કયાં ગતિ કરીએ છીએ એ–સમજી શકતા નથી, પણ, આપણે એટલું તો અનુભવી શકીએ છીએ કે કોઇ અગમ્ય શક્તિ આપણને યંત્રવત્ દોરી રહી છે. ૐ ॥

\+ + + + + +

ગતિમાન તો વસ્તુ માત્ર છે–જગતનાં પ્રત્યેક તત્વો–અરે ! જડ જણાતી વસ્તુઓ–અને પ્રત્યેક અણુ પરમાણુઓ–કીટ–પશુ–પક્ષી–અને વનસ્પતિ માત્ર–પણ પોતપોતાની કક્ષામાં –ગતિમાન થઇ ચૈતન્યના અનંત સાગર પ્રતિ ગતિ કરી રહ્યાં છે; પણ, તેઓની ગતિ હેતૂ પૂર્વક–જ્ઞાન પૂર્વક હોતી નથી. જ્યારે મનુષ્યની ગતિ હેતૂ–સાધ્ય અને–સાધનના વિચાર પૂર્વક હોય છે. ૐ

* * * * *

અને આથીજ મનુષ્યજીવન એ કેટલું મહત્વનું અને ઉપકારક છે, એ સમજાય છે. આર્ય ઋષિવરો માનવ જીવનની આ મહત્તા બરાબર સમજ્યા હતા; મનુષ્યમાં રહેલી અનંત શક્તિઓ, અને ઇશ્વરી પ્રેરણાનું રહસ્ય તેઓએ અનુભવ્યું હતું અને તેથીજ મનુષ્યમાં રહેલી પરમાત્માની એ અનંત દિવ્યતા મનુષ્યો આ માનવ દેહમાંજ અનુભવે તે માટે " ધર્મતત્ત્વ " ને તેઓએ મહત્વ આપ્યું હતું. ૐ

* * * * *

વેદના દિવ્ય મંત્રો, ઉપનિષતનાં સૂત્રો, ધર્મશાસ્ત્રો અને, આર્ય ઋષિ વરોના પવિત્ર જીવનનો હેતુ એજ છે કેઃ—

મનુષ્યો માનવ જીવનની યથાર્થ મહત્તા સમજે અને પોતામાં રહેલી પ્રભુની દિવ્યતાનો સ્વજીવનમાં સાક્ષાત્કાર કરે. જે સ્થિતિનો અનુભવ વાણી કે લખાણદ્વારા નિરૂપી શકાય તેમ નથી, એવી દિવ્યતાનો સ્વાનુભાવ કરતા કરતા આ પ્રાચીન આર્ય દૃષ્ટાઓએ આર્યોનાં સનાતન સત્યો નિરૂપણ કર્યાં છે. ૐ ॥

\+ + + + +

આર્ય ઋષિઓનો સનાતન ધર્મ આ રીતે કોઇ પંથ, કોઇ વાદ, કે કોઇ એકાંતિક નિયમોનું સમર્થન કરતો નથી, પણ માનવ જીવનને પરમ પવિત્ર; દિવ્ય જ્યોતિમય. પૂર્ણ આનંદમય, પરિપૂર્ણ શાન્તિમય અને પૂર્ણ પ્રેમમય થવાનો ક્રમ દર્શાવે છે. અને આર્ય ઋષિઓના એ સનાતન નિયમો એવા સાશ્વત–વ્યાપક–અને જીવન્ત છે કે–આ જગતમાં શાન્તિ–સુખ–પ્રેમ–પવિત્રતા–સત્ય–જ્ઞાન અને આનંદનો સ્વાનુભવ કરતો પ્રત્યેક જીવાત્મા જાણ્યે અજાણ્યે પણ એજ દિવ્ય નિયમોનું પરીપાલન કર્યે જાય છે. ૐ ॥

\+ + + + +

જગતના જેજે મહાપુરૂષોના ચારિત્ર્યમાં મહત્તા, અપૂર્વતા—કે પવિત્રતાનો આવિર્ભાવ થયો છે, જેઓએ પોતાના ચારિત્ર્યવડે જગતને કાંઇક ભવ્ય ચૈતન્ય પ્રેર્યું છે–અને–સત્યનો

પ્રેમનો-પ્રભુ ભક્તિનો કે ઉદ્ધારનો મહામંત્ર આપ્યો છે તે બધા મહાપુરૂષો પછી ભલે તે ભારતભૂમિમા થયા હોય કે અરબસ્તાનમાં, યુરોપમા થયા હોય કે અમેરિકામાં, એશીયા કે ઇરાન કે જગતના ગમે તે ભાગમા પ્રકટ થયા હોય, પણ, જ્યાં-જ્યા સત્ય, પ્રેમ, પવિત્રતા, શાંતિ, પ્રભુ ભક્તિ અને અન્ય જીવાત્માનો ઉદ્ધાર રહેલાં છે, ત્યાં-ત્યાં આર્ય ઋષિઓનાં સનાતન સત્યો જાણ્યે અજાણ્યે પણ જીવનમાં મૂકાયેલાં હોય છે. ॐ

\+ + + + +

પ્રેમ સ્વરૂપ આત્મ બન્ધુઓ ! આપણે પણ આ સનાતન સત્યનો, આર્યઋષિવરોના દિવ્ય મન્ત્રનો, અને આદર્શ ભારત જીવનનો સ્વજીવનમાં ગ્વાતુબન કરવા, આપણા પ્રત્યેક વિચારને, આપણી ક્રિયા અને ગતિ આપણને કયા દોરી જાય છે ? એ વિચારી એ-અને-આપણું-ચિત્ત આપણને સત્મા દોરે છે કે અસત્મા એ—'હેતુ-સાધ્ય-અને સાધન " ના વિચારપૂર્વક તપાસીયે-અને સતત પરીવર્તન પામતું આપણું જીવન જે જે સાધનો સહિત ગતિ કરી રહ્યુ છે તે તે સાધનો શુદ્ધ-સાત્વિક અને પવિત્ર છે કે નહીં તે વીચારીએ—અને આપણું અવલંબન-આપણો આદર્શ પરમ આનંદના દિવ્ય સાગરરૂપ, પરમ પ્રેમ સ્વગત પરમાત્મ જ્યોતિનોજ વિચાર કરતા, તેનાજ દિવ્ય સંગીતનો મધુર આલાપ કરતા-તેમજ જીવીએ-ત્યાંજ ગતિ કરીએ. ॐ ॐ ॥ અને પ્રેમપૂર્વક સ્તવન કરીએ કેઃ—

त्वमेव माताच पिता त्वमेव
त्वमेव बन्धुच सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणम् त्वमेव
त्वमेव सर्व मम देव देव ॥

ॐ गुरु ! ॐ प्रभुजी ॐ ॐ

શ્રીગુજરાત આરોગ્યશાળા.
ફીમસ્ટેશનઃ
મહાશિવરાત્રીઃ

પ્રભુનાં પરમ પ્રેમાસ્પદ
સમગ્ર સન્ત હૃદયોનો ચરણરજ પંકજ.
વૈદ્ય બળવંતરાય ઝવેરીલાલના
ॐ પ્રભુજી ॐ ગુરૂ !

---

સત્બોધ

૪૪. ભગવાન ઉપર જેટલી ભક્તિ કરશો તેટલું ફળ તમને મળશે. ચાર આના ભક્તિ કરો, ચાર આના જેટલું શુભ ફળ મળશે, સોળ આના ભક્તિ કરો. સોળે સોળ આના જેટલું સંપૂર્ણ ફળ-બદલો-મળશે. ભક્તિ કરો, ભક્તિ કરો.

૪૫. ધ્યાન, જપ કરવાની મનુષ્યને ઇચ્છા થાય ત્યારે સમજવું કે એ તે ભગવાનની દયાનુંજ ફળ છે.

૪૬. ભગવાન એજ આપણા માતાપિતા છે. આપણે ભગવાનનાં સંતાન છીએ. આપણાં વળી બીજાં માતાપિતા કોણ હોઈ શકે ?

# चिद्वृत्ति सामर्थ्य

अथवा

" मनसे थिये से धनसे न थिये. "

( ગતાંકથી ચાલુ ).

अखंड भूमंडलाचार्य श्रीमच्छंकराचार्य કાલટી પ્રદેશમાં ભિક્ષાર્થે એક વૃદ્ધાને ત્યાં કર્મ ધર્મ સંયોગ પ્રાપ્ત થયા. દ્રવ્યહીન વૃદ્ધાએ અન્ય કોઇ વસ્તુ નહીં મળવાથી સ્વગૃહમાંથી ભગવાન જગદ્ગુરૂ શંકરાચાર્યને માત્ર લીલા આમળાં પૂર્ણ નમ્રતા અને ભક્તિ વડે ગદ્ગદિત કંઠે સ્તુતિ કરી ભિક્ષામાં નિવેદન કર્યાં!

ભગવત્ પૂજ્યપાદ શ્રી શંકરાચાર્યે તત્કાલ પ્રસ્તુત વૃદ્ધાનું દ્રારિદ્રય ભસ્મીભૂત કરવા પરમ કૃપાવશ થઇ ભગવતિ લક્ષ્મીનું સ્તવન કરી સોનાનાં આમળાંનો વર્ષાદ વર્ષાવ્યાનું મહામુનિ વિદ્યારણ્ય પ્રણીત શંકર દિગ્વિજયમાં સુપ્રસિદ્ધ છે.

પંડિતરાજ જગન્નાથની સ્તુતિને પતિત પાવની ભાગીરથીએ સ્વીકારી પાવન કર્યાનું મનુષ્યપંડિતરાજ પ્રણીત ગંગાલહરીના ૫૩ શિખરિણી વૃત્તોથી સ્પષ્ટ થાય છે અર્થાત્ મનની ,, સામર્થ્યવાળી શક્તિની વૃત્તિના તિવ્ર વેગ સમીપ દેવાદિ પણ વશીભૂત કરી શકાય છે.

'યાવત્ સંપત્તિનું આદિ કારણ મનજ છે.' મનના સામર્થ્ય સમીપ દ્રવ્યાદિ તુચ્છ છે. ખરેખર મનનું બલ હસ્તિ તુલ્ય છે. ભગવાન પતંજલિ પણ યોગસૂત્રમાં કહે છે કેઃ—
" बलेषु हस्ति बलादीनि. "

અર્થાત આ મનની અંદર હજારો હાથીઓનું બલ સમાએલું છે.. મનની ગતિનો યત્કિંચિત પરિચય નિચેના વાક્યોદ્વારા કરાવવા પ્રયત્ન કરાય છેઃ—

આપણે જે શબ્દોચ્ચાર કરીએ છીએ, તેનો અથવા બંદુક તોપ ફુટવાનો જે અવાજ થાય છે, તેનો ધ્વનિ એક સેકન્ડમાં ૧૧૧૮ ફુટ વેગથી જાય છે, જલમાં ૪૭૦૮ ફુટના વેગથી આગલ ધસે છે, ઘન પદાર્થોમાં ૧૬૮૦૦ ફુટના વેગથી જાય છે.

પૃથ્વી પોતાની દરરોજની ગતિમાં, દર સેંકડે; ૧૫૦૦ ફુટના વેગથી આગળ ધસે છે. ચંદ્ર, પૃથ્વીની આસપાસ દર સેંકડે ૩૨૫૦ ફુટનાં વેગથી ફરે છે. સમગ્ર સૂર્યમાળા એક સેકન્ડમાં સાડાપાંચ માઇલના વેગથી ફરે છે. ધૂમકેતુઓ સૂર્યની આસપાસ દર સેંકડે ૨૩૫ માઇલના વેગથી ફરે છે. વીજળીના કરંટની ગતિ એક સેંકડે ૧૧૦૪૦ માઇલની હોય છે. પ્રકાશની ગતિ ૧૮૦૦૦૦ એક લાખ એંસી હજાર માઇલના વેગની હોય છે અને પ્રકાશની ગતિ કરતાં પણ પાંચ કરોડ ગણો વધારે વેગ મનની ( પ્રાણુ ) ની ગતિનો છે આવી અદ્ભુત શક્તિ મનની હોવાથી આ પંચ ભૂતાત્મક દેહમાં રહેલી ૭૨૦૦૦ સહસ્ર નાડીઓને પોતાના નિયમમાં ચલાવે છે.

સર્વ પ્રકરણનો ભાવ આ છે;—સર્વ દેવોની મનોદેવતા અધિષ્ઠાત્રી છે, કલ્પવૃક્ષ, પારસમણિ, કામધેનુ, અને સંજીવની બુટ્ટી મનથી અતિરિક્ત નથી. જીવ ભાવ નિવૃત

કરાવી, શિવ ભાવ ઉદય પમાડનાર દ્રવ્યાદિ નથી, પણ મન છે નિરાકાર આત્માનું જ્ઞાની પુરુષના મુખારવિંદ, અને તેણીપર યથાર્થ પ્રતિબિંબ પમાડનાર પણ મનજ છે શ્રુતિ ભગવતિ " मनसैवेद माप्तव्यम् "—મનવડે પરમાત્માનું દર્શન કરવું એમ ઉપદેશ છે ' दृष्टिं ज्ञान मयीकृत्वापश्येद् ब्रह्ममयजगत " અર્થાત જ્ઞાનમય દ્રષ્ટિ કરવાથી બ્રહ્મમય જગત ભાસે છે " तरतिशोक आत्मवित् नचपुनरावर्तते " આત્માને જાણનાર શોકથી નિર્મુક્ત થાય છે અને પુનરાવૃત્તિ પામતો નથી " अपाणिपादो ह्यमचिन्त्य शक्ति ॥ હાથ-પગ રહિત પરમાત્મા છે " तत्रको मोहः कः शोक एकत्व मनुपश्यत । ' અદ્વિતીય આત્માનું દર્શન કરનારને શોક અને મોહ શો આનંદ ब्रह्मणोविद्वान नबिभेति कुतश्चन ।' ઇત્યાદિ અનેક પ્રમાણો દ્વારા મનની–ચિત્તની અગાધ શક્તિનું અવલોકન કરી શકાય છે

મન લગાડયા વિના વ્યવહાર કિંવા પરમાર્થ સિદ્ધ થતો નથી, એ સિદ્ધાન્ત છે પ્રસ્તુત લેખનું તાત્પર્ય દ્રવ્યાદિના નિષેધમાં નથી પરંતુ કલ્પના અધિષ્ઠાનનું સામર્થ્ય નિર્દેશ કરવામાં છે સમગ્ર લેખનો ગર્ભિતાર્થ, પરમ તત્વ આત્મજ્ઞાન રૂપી, અલૌકિક દ્રવ્ય મનવડે સંપાદન કરાવવા પ્રતિ છે એ મહાનિધિ બ્રહ્મ-દ્રષ્ટિને પ્રાપ્ત થયેલા મહાપુરૂષના ચિત્ત પ્રદેશમાં દટાયેલ ભર્યું છે ખરા મુમુક્ષુઓને એ મહાનિધિ શ્રુતિ ભગવતિએ નિર્દેશ કરેલ तद्विज्ञानार्थं सगुरुमवाभिग च्छेत्समित्पाणि श्रोत्रियं ब्रह्मनिष्ठम् જીજ્ઞાસુએ આત્માનું જ્ઞાન મેળવવા અર્થે હાથમાં સમિધ લઇ વેદના પારગત અને બ્રહ્મનિષ્ઠ એવા સદ્ગુરુને શરણે જવું એ ઉપાય વડે પ્રાપ્ત થઇ શકે છે

અખિલ ભારતવર્ષમાંથી ઇર્ષા આદિ આસુરી સંપત્તિ ભાવમૂર્તિ ભગવાનના રૂદ્રના ત્રીજા નેત્રના પ્રખર અગ્નિવડે પંચશરવત ( કામદેવવત ) ભસ્મી ભાવ પામો, ભેદભાન નષ્ટ થાઓ, પ્રાણી માત્રને શાન્તિ મળો એ આ લેખનું અંતિમ ધ્યેય છે ઇતિ શિવમ

" सर्वत्र सुखिनः सन्तु, सर्वे सन्तुनिरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, माकश्चिद्दुःखमाप्नुयात् "
ॐ शान्तिः ! शान्तिः ! शान्तिः !

कहानजी वहालजी ठक्कुर–जामनगरवाळा.

## म्हारो मन्त्र.

( કાલિંગડો—આશા )

અનુભવે આવે તે સાચું ઇતર નિરસ ભાસ્યું—અનુભવે
શાસ્ત્ર પ્રમાણ વચન શિષ્ટોનાં, એ તો નિર્બળ દાસ્યું,
યુક્તિ અનેક લહર સાગરની, શે અર્થે હું રાચું ?—અનુભવે
ભિન્નભિન્ન મતિ ભિન્નભિન્ન ગતિ ભિન્નભિન્ન રૂપ વાચ્યું,
ભિન્નભિન્ન પથ ભિન્નભિન્ન રથ, ક્યાં મન મેળવન ખાચું ?—અનુભવે
હું રસ એક અનંત અનુપમ, કેવળ અભિન્ન યાચું,
પ્રાપ્ત થાય પરિતોષી પૂર્ણમાં પરમ પ્રમોદે હું નાચું—અનુભવે.

एकरङ्ग भाइर्ती '

॥ ॐ ॥

नमो भगवते रामकृष्णाय ॥



# मार्ग क्यां छे ?

( २ )



" પરા " અથવા " વિદ્યા શક્તિ" મનુષ્યને પ્રભુની સમિપ લઇ જાય છે,અથવા સત્ ની પ્રાપ્તિ કરાવી આપે છે. જ્યારે " અપરા " અથવા " અવિદ્યા " શક્તિ અથવા અજ્ઞાન, જીવાત્માને ભગવાનથી-સત્ વસ્તુથી દૂર રાખે છે, અને સંસાર માયા જાળમાં બદ્ધ કરે છે. ઘણું કરીને સઘળા જીવો અવિદ્યા-માયાએ કરી આ સંસારમાંજ-માયાનાં બંધનોમાંજ સુખ શોધવા ઇચ્છા કરે છે. રોગી જે પ્રમાણે પથ્ય અને પાચક પદાર્થોનો ત્યાગ કરી તેના રોગને વધારે તેવા ખાટા, તીખા અને એવાજ કુપથ્ય ખોરાકને વધુ પસંદ કરે છે તે પ્રમાણે અજ્ઞાન જીવ-વિદ્યા શક્તિનો-સદ્વિચારનો ત્યાગ કરી-માયામાં બદ્ધ થાય છે,અગર તો વિષયોનો કીડો થઇ અનંત કષ્ટ સહન કરે છે.

આ " પરા " અને " અપરા " માયા અતિ દુસ્તર છે, એ માયાને તરી જવી અને પ્રભુમય જીવન ગાળવું સાધારણ જીવાત્મને બહુજ કઠીન ભાસે છે. એક પ્રકારે અસંભવિત કહીએ તોપણ ચ.લે. અર્જુન જેવા દૈવિ સંપત્તિમાન ભક્તને પણ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કેઃ—

दैवि ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेवय प्रपद्यंते माया मेता तरन्तिते ॥

વળી ફરીથી પણ કહે છે કેઃ—

सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वा सर्व पापेभ्यो मोक्षयिश्यामि मा शुच ॥

ભગવાનને સંપૂર્ણ આત્મનિવેદન એજ પ્રભુ વાકયનું તાત્પર્ય છે. વેદ અને શ્રુતિએ પ્રબોધેલ દિવ્ય ધર્મ ભૂલી જઈ દેહ અને ઇંદ્રિયોના ધર્મ એટલે શ્રવણાદિ ઇંદ્રિઓના વિકારો, મનોધર્મ એટલે મનના કલ્પેલા વિવિધ સુખોપભોગ ભોગવવાની લાલસા, અને બુદ્ધિ ધર્મ એટલે પોતાના વિચારો અને બુદ્ધિવાદની અહંતાનો ત્યાગ કરી કેવળ પ્રભુ પરાયણ થવાથી હૃદયમાં નિશ્ચલ ભક્તિનો ઉદય થાય છે; ખરૂં પ્રભુ શરણ તે આવુંજ હોય કેઃ— મનના વિકારો દૂર થઇ, દેહેન્દ્રિની-ભોગ વિલાસની ભાવના નષ્ટ થઇ હૃદય કેવળ પ્રભુ

પરાયણ થતું જાય, પ્રભુમાંજ આનંદ મગ્ન થઈ પ્રભુને જ અનુસરે. ૐ

માયાનું વિરાટ ખેલન એટલે આ ઘટનામય સંસાર તેમાં 'સત્' શું? અને 'અસત્' કયું? 'વિદ્યા' કઇ? અને 'અવિદ્યા' કઈ? તેનો વિચાર બુદ્ધિદ્વારા કે તર્કથી દલીલો દ્વારા કરવો ક્ષુદ્ર બુદ્ધિના મનુષ્યો માટે બહુજ મુશ્કેલ છે. પણ જ્યાં હૃદયની ખરી મુમુક્ષુતા આર્દ્તા—જાગે છે કે તુરતજ ઉપદેષ્ટા સદ્ગુરુ-દેવ મળેજ છે. જુવો શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું સિદ્ધ વાક્ય:—

किं कर्म किं कर्मेति कवयोप्यत्र मोहिताः ।<br>
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्षसे शुभात् ॥

ત્યારે સદ્‌ગુરુદેવ રૂપે પરમ કૃપાળુ પ્રભુજી માર્ગ ન બતાવે તો આ માયાનું આવરણ ભેદીને અવિદ્યાનું આકર્ષણ વ્યર્થ કરીને સચ્ચિદાનંદ ઘન પરમાત્માના દિવ્યધામનો લાભ જીવાત્મા શી રીતે પ્રાપ્ત કરી શકે?

સૃષ્ટીના વ્યવહારમાં મનુષ્ય વગર બીજાં સઘળાં પ્રાણી પોતાની બુદ્ધિ દ્વારા કર્મ કરે છે, અર્થાત્ તેમની કાર્ય મર્યાદા નિશ્ચિત-અમુક માર્ગેજ ગતિ કરી શકે તેવી હોય છે. મનુષ્યના કાર્યની મર્યાદાજ નથી. પશુઓને આહાર માટે અન્ય જીવોની હિંસા કરવી,અને વિષય ભોગ ભોગવવો એ વગર બીજું કાંઇ જ્ઞાન હોતું નથી, પણ દયામય પરમેશ્વરે મનુષ્યને કાંઇક નિરાળું જ ઉત્પન્ન કર્યું છે, મનુષ્યને વિચાર કરવાની, પ્રભુની દિવ્ય પ્રેરણા પ્રાપ્ત કરવાની શક્તિ આપીને આ કર્મ ભૂમિમાં મોકલ્યો છે. અવિદ્યાના પ્રભાવે આ વિચાર-બુદ્ધિથી અહંકાર ઉદય થઇને તે યોગે મનુષ્ય આત્મ ભ્રષ્ટ થાય છે, તે પોતાના સ્વ સ્વરૂપને ભૂલે છે, અને પ્રત્યેક કાર્યમાં 'હું-કર્તા" પણું સ્વીકારી નાશના નિમિત્તરૂપ થાય છે.

प्रकृते क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।<br>
अहंकार विमुढात्मा कर्ताहऽमिति मन्यते ॥

સૃષ્ટિ ક્રમ પ્રમાણે સર્વ કાર્ય થાય છે, પરંતુ અહંકારથી બદ્ધ થઇ દુર્ભાગી જીવાત્મા હુંજ સઘળું કરૂંછું એમ માનવા લાગે છે, પણ "હું કર્તા છું" એવી ભાવનાથી થયેલાં સઘળાં કર્મોમાં ફસાઇ, અહંકાર વૃત્તિ કે પ્રભુની દિવ્ય શક્તિને ભુલી જાય છે, અને કાચના નકલી તેજ આગળ, રાખમાં દબાયેલા હીરાની મહત્તા તેની દૃષ્ટીએ આવતી નથી; આ અજ્ઞાનજ મનુષ્યને ખરા માર્ગથી ચૂકાવે છે.

સઘળું છોડી દઇ, અહંકારનો ત્યાગ કરી "હું કર્તા-પણા" નું અભિમાન મનમાં ન લાવતાં જીવ જો એકવાર દીન હૃદયથી દીનાનાથને શરણે જાય અને તેને સર્વ કર્મો, સર્વ ભાવના, સમર્પણ કરી નિશ્ચિંત થાય તો અવિદ્યા માયાથી ભૂલાવામાં પડેજ નહીં. એટલુંજ નહીં પણ એવી રીતે પ્રભુને સમર્પિત થયેલ જીજ્ઞાસુ જીવાત્મા કદાચ ભૂલે ચૂકે પણ ભ્રષ્ટ માર્ગે ચડી પતિત થવા જાય તો પતિત પાવન પરમાત્મા પોતાના વિશ્વ પ્રેમના દૈવિ પ્રેમ વડે પોતાના જ તરફ એ જીવાત્માને આકર્ષણ કરી પોતાનાજ શરણમાં ખેંચી જાય છે.

મહારાજને પ્રશ્ન કર્યો છે કે—હે પ્રભો ! આપે સોમ, સૂર્ય અને અર્જુન પર્યંત સર્વનુ સર્વોત્તમ પ્રકારે વર્ણન કર્યું અને તે વિષય મને ઘણીજ સારી રીતે સમજાવ્યો, પણ જેની કૃપાએ મારા દાદાએ કુરૂક્ષેત્રના સમરાંગણમા વિજય પ્રાપ્તિ કરી, તે શ્રી કૃષ્ણભગવાનની લીલા મને હવે સભળાવો ' સારાશ કે સર્વ વિજયોના રહસ્ય રૂપ, સર્વ તત્વોના તત્ત્વરૂપ, અને સર્વ વિશ્વલીલાના આધારરૂપ શ્રી સચ્ચિદાનંદ પ્રભુની દિવ્યતામાં લીન થવૂ, પ્રભુ પરાયણ થવૂ એજ જીજ્ઞાસુ જીવાત્મા માટે ઉત્તમ માર્ગ છે શરીર અને તેના સઘળા સાધનો ઇંદ્રિયો, મન અને બુદ્ધિ, હૃદય અને તેની સઘળી ભાવનાઓ—અરે ' સઘળુ શરીર યંત્ર પ્રભુની દિવ્ય શક્તિના આવિર્ભાવ માટે સાધન રૂપ થાય, પ્રભુની દિવ્યતાના દૈવિ સગીતના નાદને વહન કરવાના વાજીત્રરૂપ થાય તેવૂ—પ્રભુના યંત્રવત-જીવન થઇ જવૂ જોઇએ, તો પગને પગલે અનત સુખાનુભવ થાય છે કર્મ કરવા છતા કર્મનો ભાર જણાતો નથી પણ પ્રભુનો આવિર્ભાવ અનુભવાય છે, અને છેવટે તો એવૂજ થઇ જાય છે કે -હે પ્રભો ' હું રથ છૂ, તુ સારથી છે ' હુ બસી છું. તુ બસીધર છે ' તૂ જે શબ્દો પ્રરીશ તે હુ બોલીશ, તૂ જે દીશાએ દોરીશ તે દીશાએ હૂ ગતિ કરીશ-અને-એજ ખરો માર્ગ છે —

त्वया हृपि केश हृदिस्थितेन,
यथानियुक्तोस्मि तथा करोमि ॥

ॐ शान्तिः ! ॐ शान्तिः ! ॐ प्रभुजी !

| શ્રી કાર્તિકી પૂર્ણીમા સવત ૧૯૭૭<br>ઠીમ સ્ટેશન-<br>બી બી. સી આઇ રેલ્વે | આર્યભૂમિના—દેવી સન્ત હૃદયોનો<br>ચરણરજ સેવક<br>वल्लवंतराय झवेरीलाल वैद्य<br>ॐ પ્રભુજી ' ॐ शाति ! |
|---|---|

મતબોધ

૪૭. પવિત્ર રહેવાથી ધર્મ ( ઇશ્વર ) કોઇ એક દિવસ પણ પ્રાપ્ત થઇ શકશે જ્યા સત્ હોય છે ત્યા ભગવાન પ્રકટ થાય છે અર્જુનની સમક્ષ શ્રીકૃષ્ણ ભગવાન પ્રગટ થતા હતા તેમ

૪૮. સત્સંગ નિત્ય કરવો સત્સગ જરા પણ છોડવો નહિ. સત્સગનો ત્યાગ કરવાથી જ દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે ' અને શયતાન મસ્તક ઉપર ચઢી બેસે છે—કુકર્મ કરાવી મનુષ્યનો વિનાશ કરે છે

૪૯ સદ્ગુરૂ પ્રાપ્ત થવા એ તો મ્હોટુ સદભાગ્ય સમજવુ, ભગવાનની પૂર્ણ કૃપા હોય તોજ સદ્ગુરૂ પ્રાપ્ત થાય સદ્ગુરુની કૃપા થતાંજ શિષ્યની સદ્ગતિ થાય છે સાચુ સુખ અને શાન્તિનુ સ્થાન મળે છે ત્યાગી યોગી મહા માનેજ ગુરૂ કરવા અને તેમનીજ દીક્ષા લેવી ઉચિત છે




## (૧)

### नास्ति दान समो निधिः । દાન સમાન નિધિજ નથી.



ભારત વર્ષમાં અતિ પ્રાચીન કાલથીજ દાન આપવાનો રિવાજ પ્રચલિત છે અને એજ દાનપ્રથા સ્તુતિ પાત્ર છે. અન્ય દેશોમાં કેટલાક પ્રકારનાં દાન આપવામાં આવે છે ખરાં પરન્તુ ભારત વર્ષની દાન પ્રણાલિકાનું અવલોકન કરતાં આપણા હૃદયમાં આનંદનાં ઝરણાં ફુટી નીકળે છે. એક વખત એવો હતો કેઃ જે સમયે ભારત વર્ષમાં અન્ન, વસ્ત્ર, ધન અને ઔષધના ભંડારો દાન માટે ભરપૂર હતા. તે સમયે નિત્ય અસંખ્ય દાન દેવામાં આવતાં, પરન્તુ વખતના વહેવા સાથે રાજાઓ બદલાતા ગયા તેમ તેમ ધર્મનાં અન્ય અંગો વિકૃત થયાં તેજ પ્રમાણે દાન-ધર્મ પણ વિકૃત થયો! તે ધીમે ધીમે એટલો બધો વિકૃત થયો છે કેઃ ગૃહસ્થાશ્રમી જનો પોતાના એ ધર્મને મ્હોટે ભાગે ભૂલી ગયા છે તેજ કારણથી તેમને તેમનાં ધર્મસૂત્રો ( ધર્માજ્ઞાઓ ) પુનઃ શ્રવણ કરાવવાની ઇચ્છાથી "દાનમહિમા" નામક લેખ પ્રકટ કરવામાં આવે છે. આશા છે કેઃ પ્રત્યેક વાંચકો આ લેખ વાંચી પોતાનો દાન-ધર્મ જાગૃત કરશે અને દાન મહિમા લક્ષમાં લઇ યથાશક્તિ દાન કરવા પ્રેરાશે. આજે ભલં ભલા લક્ષાપતિ શ્રીમંતો દીન-દુઃખી જનો પ્રત્યે માત્ર મોઢેની સહાનુભૂતિ દર્શાવે છે, કેટલાક માત્ર કીર્તિ થાય તેવે સ્થળેજ દાન કરે છે અને કેટલાક માત્ર પોતાની ખુશામદ કરનારને જ દાન આપે છે પરન્તુ જ્યાં ખરી આવશ્યકતા હોય છે, જેની કોઇ ભલામણ કરતું નથી, અને જે વગર ભલામણેજ કોઇ શ્રીમંતનું નામ સાંભળી તેની પાસે જઇ ઉભો રહે છે તેને ઘણા શ્રીમંતો તરફથી તિરસ્કાર વચનો સાથે નિષ્ફળતા મળેલી જોવા-જાણવામાં આવે છે! પરન્તુ હે દાનવીર સજ્જનો! તમારા ઋષિ મુનિઓએ તમારે માટે દાન પ્રણાલિકા નક્કી કરી મૂકી છે. તમારે તેજ માર્ગે તમારી લક્ષ્મીનો વ્યય કરવો ઉચિત છે. તમે પુષ્કળ લક્ષ્મીના ભોક્તા હો કે તમારી પાસે થોડી લક્ષ્મી હોય, તોપણ તમારે પાત્રને દાન આપવું ઉચિત છે. તે ઉપરાંત જે પ્રકારના દાનથી એકને બદલે અનેકનું કલ્યાણ થતું હોય તો તે દાન કરવામાં લેશ પણ વિલંબ નહિ કરતાં તુર્ત જ તે પવિત્ર કર્તવ્ય કર્મ કરવા તત્પર થવું જોઇએ. દેહ નાશવંત છે તેજ પ્રમાણે લક્ષ્મી પણ આજે છે અને કાલે નથી. માટે જે શુભ કર્મ થયું તેટલી પુણ્ય પ્રાપ્તી 'સમજી દાન-કર્મ તત્કાળ કરી દેવાં જોઇએ. સાંભળો, તમારા ઋષિ મુનિયો શું કહે છેઃ—

પ્રતિગ્રહ દાન અને ભરણદાન-હિંદુ શાસ્ત્રમાં મુખ્ય બે પ્રકારનાં દાનનો ઉલ્લેખ છે. (૧) પ્રતિગ્રહદાન અને (૨) ભરણ-દાન. પૂર્ણિમાને દિવસે ભોજનદાન, ગ્રહણને દિવસે અન્ન વસ્ત્રાદિનું દાન, તીર્થમાં દાન, શ્રાદ્ધ વખતે દાન, વગેરે પ્રતિગ્રહ દાન કહેવાય છે; ને

દાન માટે સુપાત્ર બ્રાહ્મણની આવશ્યકતા હોય છે પરન્તુ જાતિ-વર્ણ ભેદ વગર ગરીબ, દુઃખી દરિદ્રીઓને જે દાન આપવામાં આવે છે તે ભરણ-દાન કહેવાય છે. જેમ ગરીબ મનુષ્યનું ભરણ-પોષણ અથવા જીવન-નિર્વાહ કરવાની વ્યવસ્થા કરવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે તેજ પ્રમાણે પોતાને ત્યાં લગ્ન-વિવાહ, જન્મ-મરણ આદિ શુભ-અશુભ અવસરે સત્પાત્ર બ્રાહ્મણને દાન આપવું એ પણ શાસ્ત્રસંમત દાન છે. સત્પાત્ર બ્રાહ્મણના લક્ષણ દર્શાવવા અત્રે સ્થાન નથી, તેનો દાન દાતા ગૃહસ્થે પોતેજ વિચાર કરી લેવો ઉચિત છે. એમાં ગમ્માગમ્મી દાન કરવું અને પાત્રને પડતા મુકવાં એ પણ પાપ કાર્ય જ છે.

ભરણ દાનનાં પાત્ર—માધવાચાર્ય સ્વરચિત પરાશર ભાષ્યમાં (પ્રથમ ખણ્ડમાં) કહે છે કે:—

> पंगुन्धवधिरा मूका व्याधिनोपहताश्च ये ।
> भर्त्तव्यास्ते महाराज, न तु देयः प्रतिग्रहः ॥

"જેઓ પંગુ, અન્ધ, બધિર, મૂક (મુગા) અથવા વ્યાધિ પિડિત હોય તેમનું ભરણ પોષણ કરવું જોઇએ. પરન્તુ હે મહારાજ! તેમને પ્રતિગ્રહ-દાન આપવું નહિ"

પ્રતિગ્રહ દાનના પાત્ર—પ્રતિગ્રહ-દાન કેવળ માત્ર શુદ્ધાચારી જિતેન્દ્રિય, ઇશ્વર પરાયણ (જેઓ આકાશ વૃત્તિવાળા) હોય તેવા મનુષ્યો (બ્રાહ્મણો) નેજ આપવું જોઇએ એઓજ એ દાન માટે અધિકારી-પાત્ર છે મહાભારતના અનુશાસન પર્વના તેરમા અધ્યાયમા લખ્યું છે કે.—

> अक्रोधना धर्मपरा सत्यनित्या दमे रताः ।
> तादृशाः साधवो विप्रास्तेभ्यो दत्तं महाफलम् ॥ ३३ ॥
> अमानिनः सर्वसहा दृढार्था विजितेन्द्रियाः ।
> सर्व भूतहिता मैत्रास्तेभ्यो दत्तं महाफलम् ॥ ३४ ॥
> अलुब्धाः शुचयो वैद्या ह्रीमन्त सत्यवादिनः ॥
> स्वकर्मनिरता ये च तेभ्यो दत्तं महाफलम् ॥ ३५ ॥
> प्रज्ञाश्रुताभ्यां वृत्तेन शीलेन च समन्वितः ॥ ३८ ॥
> गामश्वं वित्तमन्नं वा तादृशे प्रति पादयेत ॥ ३९ ॥

જેઓ ક્રોધરહિત, ક્રિયાપરાયણ, પ્રતિજ્ઞા પાલક અને દમયુક્ત, (ઇન્દ્રિયોનું દમન કરી રહ્યા હોય એજ) સત્પાત્ર બ્રાહ્મણ કહેવાય. એવા બ્રાહ્મણને દાન આપવાથી મહા પુણ્ય સંચય કરી શકાય છે જેઓ માનાપમાન રહિત, સર્વ સહન કરવા શક્તિમાન, દૃઢ પ્રતિજ્ઞાપાલક, જિતેન્દ્રિય, સર્વ ભૂત માત્રના હિતકારી, અને સ્નેહવાન હોય અને જેઓ લોભહીન, શુચિ-પવિત્ર, વિદ્વાન્, લજ્જાયુક્ત, સત્યવાદી, અને સ્વધર્મ-કર્મ, પરાયણ બ્રાહ્મણ હોય તેમને દાન આપવાથી મહાન ફળ પ્રાપ્ત થાય છે. અર્થાત્ એમ પણ કહી શકાય કે:- જે બ્રાહ્મણમાં વિદ્યા, અને બુદ્ધિ છે, જેનો સ્વભાવ સુશીલ, જે ધર્મનું અનુષ્ઠાન કરી શકે છે, એવા સત્પાત્ર બ્રાહ્મણને ગાય, ઘોડા રૂપિયા, ચોખા વગેરેનું દાન કરવું

દાનને માટે અપાત્ર-(૧) અનુષ્ઠાન રહિત પરોપદેશક-જે બ્રાહ્મણો બીજાને ( લોકોને ) ધર્મનો ઉપદેશ દેવામાં શૂરા હોય પરન્તુ તે પ્રમાણે પોતેજ પાલન ન કરતા હોય તો તે દાનને માટે યોગ્ય પાત્ર ન કહેવાય. મહાભારતના અનુશાસન પર્વના વિશમાં અધ્યાયમાં છે કે:

ये तु धर्मं प्रशंसन्तश्चरन्ति पृथिवीमिमाम् ।
अनाचरन्त स्तद्धर्मं संकरेऽभिरताः प्रभोः ॥ २० ॥
तेभ्यो हिरण्यं रत्नं वा गामश्वं वा ददाति यः ।
दशवर्षाणि विष्टां स भुंक्ते निरयमास्थितः ॥ २१ ॥

" જે બ્રાહ્મણ-ઉપદેશકો, કેવળ ધર્મની પ્રશંસા કરતા આ પૃથિવિમાં વિચરણ કરે છે, પરન્તુ પોતે તે ધર્માનુષ્ઠાન કરતા નથી તેમને સુવર્ણ, રત્ન, ગાય, ઘોડા આદિ દાન આપવાથી દાન-દાતા ગૃહસ્થનો નરક નિવાસ થાય છે. તેથી એવાં મનુષ્યોને પ્રતિગ્રહ-દાન આપવું નહિ."

(૨) સંચયી-જેઓ રૂપિયા સંગ્રહ કરવા માટે, મ્હોટા (ધનાઢ્ય) મનુષ્ય ગણાવાને માટે, દાન ગ્રહણ કરે છે તે (બ્રાહ્મણો)ને પણ દાન આપવું નહિ પરાશર મહારાજે ભાષ્યમાં પ્રથમ-ખણ્ડમાંજ કહ્યું છે કે:

संचयं कुरुते यश्च प्रतिगृह्य समन्ततः ।
धर्मार्थे नोपयुंक्ते च न तं तस्करमर्चयेत् ॥

" જે બ્રાહ્મણ ચારે દિશાઓથી પ્રતિગ્રહ-દાન-લઇ ધન સંચય કરે છે, પરન્તુ ધર્મ કાર્યમાં તે ધનનો વ્યય કરતો નથી તે ચોર છે. તેવા મનુષ્યને પ્રતિગ્રહ-દાન આપી તેનું સન્માન કરવું નહિ."

(૩) અસદ્ વ્યયી-જેઓ એવા ધનનો અસત્ કાર્યમાં વ્યય કરે છે, તેવો મનુષ્ય ( બ્રાહ્મણ ) પણ દાનને પાત્ર નથી અર્થાત્ તેવાને દાન આપવું નહિ. પરાશર મહારાજ ભાષ્યમાં લખે છે કે:—

पात्रभूतोऽपि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् ।
असत्सु विनियुंजित तस्मै देयं न किंचन ॥

" જે બ્રાહ્મણ દાન લેવા માટે અન્ય ગુણનો અધિકારી હોય, છતાં તે પ્રતિગ્રહ-દાન લઇને તેનો નઠારાં કાર્યમાં ઉપયોગ કરે તેમ હોય તેને કાંઇ પણ દાન આપવું ન જોઇએ."

અપાત્રને દાન આપનારને રાજ દણ્ડ-અપાત્રને દાન આપવાથી હિંદુ રાજાઓ કોઇ કોઇ સમય દાન-દાતાનો દણ્ડ સુદ્ધાં કરતા. મહર્ષિ વશિષ્ઠ ( ૩-૫ શ્લોકમાં ) અને અત્રિઋષિ ( ૨૨ મા શ્લોકમાં ) કહે છે કે:—

अव्रताध्यानधीयाना यत्र भैक्षचरा द्विजाः ।
तं ग्रामं दण्डयेद्राजा चौरभक्तप्रदो हि सः ॥

" અધ્યયન વિમુખ વ્રત હીન બ્રાહ્મણો જે ગામમાં ભિક્ષા પ્રાપ્ત કરે, તે ગામના લોકોને રાજાએ દણ્ડ કરવો. કારણ કે એ ગામના લોકો ચોરને ( અવિદ્વાન બ્રાહ્મણને ) અન્ન આપે છે."

ગ્રા. દા. મ્હેતા.

( અપૂર્ણ. )

# स्वामी प्रेमानन्दना पत्रो ।*

## (૧)

બેલુડ મઠ. ૧૩-૭-૧૩



પ્રિય—

સંસાર સ્વાર્થ પૂર્ણ છે એ કેવળ સત્યજ છે. પરંતુ જ્યારે સંસારમાંજ નિવાસ કરવો છે ત્યારે તો માત્ર "સંસાર સ્વાર્થ પૂર્ણ છે" એમ કહી વ્યર્થ ચિન્તા કરવી યોગ્ય નહિં. એ વાક્યની સત્યતા એક વખત સારી પેઠે વિચારી-જોયા પછી-તેનું તત્ત્વ સમજ્યા પછી-કર્મ કરવા મંડી પડવું. સંસાર સ્વાર્થ પૂર્ણ ભલે હોય પરંતુ તેની સાથે આપણે પણ સ્વાર્થી થઇ જવું ઉચિત નથી-એજ આપણો જીવન ઉદ્દેશ્ય છે. સ્વાર્થ ન હોય તો સંસાર ચાલે શી રીતે? જ્યારે સંસારનું અસ્તિત્વ છે ત્યારે તો સ્વાર્થ પણ રહેવાનોજ. એથી કંઈ વિશેષ દોષ નથી. કારણ, ભગવાનેજ સંસારની રચના કરી છે અને તેમની માયા વડે સર્વ સ્વાર્થનો પણ જન્મ થયો છે. પરન્તુ આપણે પોતે નિઃસ્વાર્થ થવું જોઇએ. સંસારના કોઇ પણ દોષ નહિં જોતાં, પ્રથમ આપણે આપણામાં રહેલા દોષો જોવા જોઇએ. પિતા માતાનો સ્વાર્થ (પુત્ર પ્રત્યે) ન હોય તો બીજું શું હોય! તેઓ નિઃસ્વાર્થ ભાવ સમજી શકતાં નથી. તેઓ ચિરકાલથી સ્વાર્થનુંજ ધ્યાન ધરતાં આવે છે. તેથીજ હજી પણ સ્વાર્થ શોધી રહ્યા છે. એમાં તેમનો વિશેષ દોષ નથી. ભલે, તેઓ સ્વાર્થી હોય, પરંતુ તેથી આપણે પણ તેમના પ્રત્યે શ્રદ્ધા હીન, ભક્તિહીન થવું ઉચિત છે? તેમ કરીએ તો પછી આપણે જે નિઃસ્વાર્થ ભાવનું ગૌરવ વધારવા ઇચ્છીએ છીએ તેનું અસ્તિત્વ ક્યાં રહે? એક મનુષ્ય સ્વાર્થી થાય તેથી આપણે પણ સ્વાર્થી બની યોગ્ય સન્માન, ભક્તિ અને સ્નેહ દર્શાવવાથી વિરક્ત થવું જોઇએ કે? એ તો તદ્દન ભૂલ છે. જગતની સમસ્ત સ્વાર્થપરતા સહન કરી આપણે સ્વાર્થની કિંચિત પણ ગંધ રહિત થવું જોઇએ. એનુંજ નામ આદર્શ. આદર્શ યોગ્ય હોય, મનમાં તેનુંજ બળ હોય, તો ધર્મ માર્ગમાંથી કોઇ કોઇને વિચલિત કરી શકે એમ નથી. આદર્શને વળગી રહી ધર્મ માર્ગે અગ્રસર થાઓ. માર્ગમાં જે સમસ્ત વિઘ્ન-નડતરો આવે તેને ખુબ મનોબળ વડે ઠેલી દૂર કરી દેવાનો યત્ન કરો, અને રાતદિવસ પ્રભુ પ્રાર્થના કરો કે, હૃદયમાં બળ અને આત્મતેજ પ્રકટો! આત્મ તેજ વિના કોઇ પણ થઇ શકતું નથી. એ આત્મતેજ રૂપી રજો ગુણ હૃદયમાં નહિં પ્રકટે તો સત્વગુણ કદી પણ પ્રકટશે

---

* ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના પ્રિય શિષ્ય સ્વામી પ્રેમાનંદજી ગત વર્ષમાં મહાસમાધિ પ્રાપ્ત થયા છે. તેમણે પોતાના સંન્યાસી ગુરૂ બંધુઓ અને ભક્તોને ૨ અધ્યાત્મ જ્ઞાન વર્દ્ધક પત્રો લખેલા તે અનુક્રમે પ્રકટ કરવામાં આવશે.—લેખક.

નહિં, અને સત્વગુણ પ્રકટયા વગર બ્રહ્મ કદી પણ મનમાં ઉદય પામશે નહિં. પોતાના આત્મા ઉપર શ્રદ્ધા રાખતા શીખવુ જોઈએ. મનમાં એવો દઢ નિશ્ચય પડશે કે:—" અમે ઇશ્વરનાં સન્તાન છીએ. અમારામાં દોષ, સ્વાર્થ કદી પણ પ્રવેશ નહિં પ્રવેશ કરવાનો યત્ન કરશે તો તેજ ક્ષણે અમે તેને બળપૂર્વક લાત મારી દૂર ફેંકી દઈશું " કર્તવ્ય કર્મ કરતા જાઓ અને ભગવાન પ્રત્યે મનપ્રાણ ઢાળી દેતા ક્રમે ક્રમે તેજ સર્વ પ્રકારની સગવડ કરી આપશે. અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરશો, ચરણમાં સમર્પણ થઇ જશો તો સર્વ સહેજ થશે. પરમહંસ દેવના પ્રત્યેક બોધ બરાબર ધ્યાનપૂર્વક સમજો. તેનો ગહનઅર્થ મનમાં ઉતારો અને તે પ્રમાણે વર્તવા મ પરમહંસદેવની ભાવના પ્રમાણે કર્મ કરવું એનુંજ નામ પરમહંસદેવના સા શિષ્ય, એનુંજ નામ તેમને માન આપ્યું કહી શકાશે. નહિં તો, પછી પરમહં જીનુ પૂજન કરી તેમને પુષ્પચંદન અર્પણ કરી તેમની સ્હામે બેચાર મિનિટ આં મીચી બેસી રહેવા। કોઇ મહાન્ ભક્ત કહેવાશે નહિં. ભક્તિ અતિશય થવી જોઇએ ચિન્તનમાં મગ્ન થઇ જવું જોઇએ અર્થાત્ તેની સમસ્ત ભાવનાઓ—બોધ વિચાર બારીક દષ્ટિએ વિચાર કરવો જોઇએ. એ ભાવના પ્રત્યે બુદ્ધિ શક્તિનો ઉપયોગ કરવ પડશે. એ સિવાય આપણે માટે બીજો ઉપાય નથી. તેથીજ પરમહંસ દેવ કહેતા કે "ભક્ત બનવું તો મુંગા શા માટે થવું ? " વગેરે. પરમહંસદેવના ઉપદેશનું ધ્યાન ધરી ગ્રહણ કરવા જોઇએ, તોજ ભક્ત ૧ હૃદયમાં પરમહંસ દેવનો આત્મા જાગૃત થઇ છે અધિક શું ? જરા પણ ભય રાખવો નહિં. કોઈ પણ સ્થિતિમાં જરા પણ નિરાશ ન થવું; અસીમ ધૈર્ય ધારણ કરવું જોઇએ, નહિં તો ધર્મ માર્ગમાં કોઇ પણ પ્રવાસી થઈ શકશે નહિં. ઇતિ.

શુભાકાંક્ષી પ્રેમાનંદ

( ૨ )

મઠ, બેલુડ ૧૭–૫–૧૪

સ્નેહાસ્પદ દેષુ—

તમારો પત્ર મળ્યો હતો. સર્વ સમાચાર જાણ્યા. કેટલાએ લોકો કેટલીએ દિશામાં ગમન કરી રહ્યા છે. તે સર્વ દિશા તરફ શું આપણાથી જોઇ શકાય ખરૂં ? " ऋजु कुटिलनाना पथ जुषां नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव। " ભગવાન કેટલા મનુષ્યોને કેટલા પ્રકારને માર્ગે થઇને સંસાર-પ્રવાસ કરાવે છે તેનું રહસ્ય તેજ જાણે. એમાં આપણે શું સમજી શકીએ ? આપણે તો World Theatre જગત્ નાટયમાં નાના પ્રકારના લોકોની Acting ( અભિનય ) દેખી શકીએ છીએ. આપણું કાર્ય એટલુંજ છે. * * "

શુભાકાંક્ષી-પ્રેમાનંદ.

( ૩ )

જવાથી ફળ શું ? જો અંતઃકરણપૂર્વક—એક ચિત્તે તેની ( પરમહંસ દેવની ) પ્રાર્થના કરશો તો ઘેર બેઠા જ દર્શન થશે મઠ । આવવાનું પણ કંઇ પ્રયોજન રહેશે નહિ. * * કોઇની સાથે વિવાદ કે વિરોધ કરશો નહિ સર્વ જીવો પરમહંસદેવના સંતાન સમજી—સર્વેને આત્મીય માની તેમના ઉપર પ્રેમ રાખજો. ખ્યાતિ કે નિન્દા તરફ વિશેષ દૃષ્ટિ રાખશો નહિ. જો કાંઇ હૃદયમાં હોય તો જ તેના જીવોને આપતા જજો. ફળની આશા રાખશો નહિ. કોઈ પણ મનુષ્ય પાસે કાંઇ પણ વસ્તુની આશા રાખશો નહિ ભૂ—બાપુ અતિ સુન્દર પુરૂષ છે. સર્વ સુન્દર છે. અતિ સુન્દર. કોઇને કદ્રુપ હું જોતો જ નથી * * * પ્રભુની લીલામાં તમારૂં આદર્શ જીવન દર્શાવી આપવા માટે જ તમારો જન્મ થયો છે એ સ્મરણમાં રાખજો. ઇતિ

શુભાકાંક્ષી—પ્રેમાનંદ.

( ૪ )

શ્રીરામકૃષ્ણમઠ-બેલુડ. ૨૫-૭-૧૫

કલ્યાણવરેષુ—

તમારો પત્ર યથા સમયે પ્રાપ્ત થયો છે મનને શ્રીગુરૂમહારાજના ચરણકમળમાં અર્પણ કરી મૂકો. દેહ ગમે ત્યાં હોય તેની ચિન્તા શા માટે ? શ્રી ગુરૂદેવ કહેતા કે: "ધ્યાન કરવું મનમાં, વનમાં અને એકાન્તમાં " લાખો ઇખી શાસ્ત્રવ્યાખ્યાઓ કણ્ઠસ્થ કરવાથી કંઇ વળતું નથી તીર્થમાં સાધુ-સંગમાં પડયા રહેવાથી પણ કંઇ વળતું નથી મન અને મુખ એક થવું જોઇએ. પછી ડુબે કેમ ? ડૂબવાની ભાવના મનમાં પ્રવેશવા દેશો નહિ ! કેટલાએ જન્મના સત્કર્મ હશે ત્યારે શ્રીરામકૃષ્ણદેવનો આશ્રય પ્રાપ્ત કર્યો છે. તેમની કૃપા મેળવ્યા પછી કોઇપણ મનુસ્ય ડૂબે ખરો કે ? તમે તો હજી કેટલાએ મનુષ્યોને ભવસાગરનાં ભયંકર દુઃખોમાંથી તારવના છો, એજ ભાવના ક્ષણે ક્ષણે હૃદયમાં પોષણ કરજો. You are the chosen children of our Lord. તમે તો ભગવાન શ્રીરામકૃષ્ણદેવના પ્રિય પુત્ર છો. તેમ ન હોય તો તમારા ઉપર તેમની કૃપા થાય શા માટે ? Depression દૂર કરી નાખશે નિશ્ચય માન જો કે શ્રી રામકૃષ્ણદેવની કૃપા જ આપણે નિત્ય મુક્ત, શુદ્ધ-બુદ્ધ છીએ

રામકૃષ્ણ—મિશનની નિયમિત સભાઓ થાય છે એ સાંભળી આનન્દ થાય છે પાંચ માણસો એક-ચિત્ત થાય તો પૃથિવીનું ભારતના-રાજ્ય બદલવા સમર્થ થઇ શકે છે. અનેક માણસો એકત્ર કરી ધાંધલ મચવવાથી લાભ શો ? પરન્તુ વિશ્વાસુ, સત્ સાહસિક, નિર્ભય હૃદયવાન્ માત્ર પાંચ સાત માણસો હશે તો પણ તમારૂં કાર્ય અતિ ઉત્તમ રૂપે ચાલશે તમે સર્વે કાં તો ધર્મવીર થાઓ, કર્મવીર થાઓ. કે દાનવીર થાઓ. ભગવાનને નામે ખુબ સ્ફુર્તિપૂર્વક કર્મ કરો જીવ સેવા કરો મનમાં કદી પણ હતાશ થશો નહિ મનમાં કદી પણ અશ્રદ્ધા-અવિશ્વાસને સ્થાન આપશો નહિ. કર્મક્ષેત્રમાં કર્મ કરવા મંડી પડો—મંડી પડો: મન—પ્રાણ એક કરી ભગવાન રામકૃષ્ણ દેવે જે કાર્ય બતાવ્યું છે તે કાર્યમાં વળગી જાઓ અભિમાનને હૃદયમાં પ્રવેશ કરવા દેશો નહિં. ઇતિ.

શુભાકાંક્ષી—પ્રેમાનંદ.

ડા. ગ. મ્હેતા.

જવાથી ફળ શું ? જો અંતઃકરણપૂર્વક—એક ચિત્તે તેની (પ મહંસ દેવની) પ્રાર્થના કરશો તો ઘેર બેઠાં જ દર્શન થશે મઠ [ ] આવવાનું પણ કંઇ પ્રયોજન રહેશે નહિ. * * કોઇની સાથે વિવાદ કે વિરોધ કરશો નહિ સર્વ જીવો પરમહંસદેવનાં સન્તાન સમજી—સર્વેને આત્મીય માની તેમના ઉપર પ્રેમ રાખજો. ખ્યાતિ કે નિન્દા તરફ વિશેષ દૃષ્ટિ રાખશો નહિં. જો કાંઇ હૃદયમાં હોય તો જ તેનાં જીવોને આપતા જજો. ફળની આશા રાખશો નહિં. કોઈ પણ મનુષ્ય પાસે કાંઇ પણ વસ્તુની આશા રાખશો નહિં. ભૂ—ખાખુ અતિ સુન્દર પુરૂષ છે. સર્વ સુન્દર છે. અતિ સુ ર છે. કોઇને કદ્રુપ હું જોતો જ નથી.* * * પ્રભુની લીલામાં તમારૂં આદર્શ જીવન દર્શાવી આપવા માટે જ તમારો જન્મ થયો છે એ સ્મરણમાં રાખજો. ઇતિ.

શુભાકાંક્ષી—પ્રેમાનંદ.

(૪)

શ્રીરામકૃષ્ણમઠ-બેલુડ. ૨૭-૭-૧૫

કલ્યાણવરેષુ—

તમારો પત્ર યથા સમયે પ્રાપ્ત થયો છે. મનને શ્રીગુરૂમહારાજના ચરણકમળમાં અર્પણ કરી મૂકો. દેહ ગમે ત્યાં હોય તેની ચિન્તા શા માટે ? શ્રી ગુરૂદેવ કહેતા કેઃ "ધ્યાન કરવું મનમાં, વનમાં અને એકાંતમાં. " લાંબી લાંબી શાસ્ત્રકથાઓ કણ્ઠસ્થ કરવાથી કંઇ વળતું નથી તીર્થમાં સાધુ-સંગમાં પડયા રહેવાથી પણ કંઇ વળતું નથી મન અને મુખ એક થવું જોઇએ. પછી ડૂબે કેમ ? ડૂબવાની ભાવના મનમાં પ્રવેશવા દેશો નહિ ! કેટલાંએ જન્મના સત્કર્મ હશે ત્યારે શ્રીરામકૃષ્ણદેવનો આશ્રય પ્રાપ્ત કર્યો છે. તેમની કૃપા મેળવ્યા પછી કોઇપણ મનુસ્ય ડૂબે ખરો કે ? તમે તો હજી કેટલાએ મનુસ્યોને ભવસાગરનાં ભયંકર દુઃખોમાંથી તારવાના છો, એજ ભાવના ક્ષણે ક્ષણે હૃદયમાં પોષણ કરજો. You are the chosen children of our Lord. તમે તો ભગવાન શ્રીરામકૃષ્ણદેવનાં પ્રિય પુત્ર છો. તેમ ન હોય તો તમારા ઉપર તેમની કૃપા થાય શા માટે ? Depression દૂર કરી નાંખશે. નિશ્ચયે માન જો કે શ્રી રામકૃષ્ણદેવની કૃપા જ આપણે નિત્ય મુક્ત, શુદ્ધ-બુદ્ધ છીએ

રામકૃષ્ણ—મિશનની નિયમિત સભાઓ થાય છે એ સાંભળી આનન્દ થાય છે.પાંચ માણસો એક ચિત્ત થાય તો પૃથિવિનું ભાવના-રાજ્ય બદલવા સમર્થ થઈ શકે છે. અનેક માણસો એકત્ર કરી ધાંધલ મચવવાથી લાભ શો ? પરન્તુ વિશ્વાસુ, સત્ સાહસિક, નિર્ભય હૃદયવાન્ માત્ર પાંચ સાત માણસો હશે તો પણ તમારૂં કાર્ય અતિ ઉત્તમ રૂપે ચાલશે તમે સર્વે કાં તો ધર્મવીર થાઓ, કર્મવીર થાઓ કે દાનવીર થાઓ. ભગવાનને નામે ખુબ સ્ફુર્તિપૂર્વક કર્મ કરો. જીવ સેવા કરો. મનમાં કદી પણ હતાશ થશો નહિં મનમાં કદી પણ અશ્રદ્ધા-અવિશ્વાસને સ્થાન આપશો નહિં. કર્મક્ષેત્રમાં કર્મ કરવા મંડી પડો—મંડી પડો. મન—પ્રાણ એક કરી ભગવાન રામકૃષ્ણ દેવે જે કાર્ય બતાવ્યું છે તે કાર્યમાં વળગી જાઓ. અભિમાનને હૃદયમાં પ્રવેશ કરવા દેશો નહિં. ઇતિ.

શુભાકાંક્ષી—પ્રેમાનંદ.

ડા. દા. મ્હેતા.

ટીકીટ ખરીદી આપી હશે. રેલ્વેગાડી બહુ જોરથી ચાલી જતી હતી. આખરે એક જંકશન સ્ટેશને ઉભી રહી. ત્યાં ટીકીટો ચેક થતી હતી. મેં વિચાર કીધો કે હવે સાધુની અહીં ગમ્મત જોવાની મળશે. મોટા સારજંટે આવી ટીકીટ ચેક કરવા માંડી. સારજંટે સાધુ પાસે ટીકીટ માગી પરંતુ તેણે તો કંઇ જવાબ સરખો પણ ન દીધો. સારજંટ ટીકીટ માગતો જેમ જેમ ઉકળતો હતો તેમ આ સાધુ ડોકું હલાવ્યા કરતો હતો. આખરે સારજંટે બીજાઓ ભેળાને એને ઘસડીને પ્લેટફોર્મ ઉપર લઇ ગયો. સાધુ ધીરે ધીરે જઇને એક દિવાલને અઢીંગીને ઉભો રહ્યો. જ્યારે આખા ટ્રેનની ટીકીટો ચેક કરી રહ્યા ત્યારે સ્ટેશન માસ્તરે ગાડી ચલાવવા આજ્ઞા આપી. ગાર્ડે લીલી બત્તી બતાવીને પોતાની અનુમતી દર્શાવી. ડ્રાઇવરે પણ એકદમ એનજીનપર ચઢી જઇ રેગ્યુલેટર ખેંચ્યું; છતાં ગાડી એક ઇન્ચભર આમ કે તેમ ન ખસી. ડ્રાઇવરે અનેક ચેષ્ટાઓ કીધી. કેટલાએ સાંચા ફેરવ્યા. એનજીન પરથી ઉતરી બધે તપાસ કરી તેલ પણ તપાસ્યું, પરંતુ સર્વ તપાસો નિષ્ફળ છે. હવે શું કરવું એમ બધા વિચારમાં પડ્યા. વિચાર કીધો કે એ એનજીન કાઢી બીજું જોડવું અને ગાડી ચલાવવી પણ પેહલું એનજીન હટે તો ને ? એનજીનનાં પૈડાં જાણે ચોટી ગયાં, મોટી મુશ્કેલી આવી પડી. આખા સ્ટેશનપર હુલ્લડ મચી રહ્યું. લોકો જ્યાં ત્યાં દોડવા લાગ્યાં છતાં કોઇની સમજમાં કાંઇ ન આવ્યું પણ મેં શું જોયું ? પેલા સાધુની આંખોમાંથી એક તેજ જ્યોતિ નીકળી ને બાણપૂર્વક એનજીનપર ચોટી હતી. એકાએક એક હિન્દુ સ્ટેશન માસ્તરે એ દ્રશ્ય જોયું ! બીજા હિન્દુઓની દ્રષ્ટિ પણ તેના ભણી ખેંચાઇ. બધા એક અવાજે બોલી ઉઠ્યા કે સાધુએ ગાડી રોકી છે, જો એ સાધુની ઇચ્છા પુર્ણ કરવામાં આવે તો ગાડી ચાલતી થાય. પેલા યુરોપીયન સારજંટ અને સ્ટેશન માસ્તરે સાધુની સાંગે આવી પોતે ક્યાંથી આવ્યો ને ક્યાં જવાનો હતો તે વિષે પુછપરછ કરી. તેને નમ્રતાપૂર્વક ગાડીમાં પાછો બેસાડી દીધો ત્યારે ગાડી આગળ ચાલવાનું બની શક્યું."

યોગબળ યા આત્મબળ તે આનુ નામ. "હિંદુસ્તાન." ૧૫-૧-૨૧.

---

દ્રવ્યનો સદુપયોગ—શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના પ્રિય શિષ્ય સ્વામી વિવેકાનંદજી સ્થાપિત શ્રીરામકૃષ્ણ મિશનના સભાસદો સ્વામી-સન્યાસીઓ દ્વારા હિંદના જુદા જુદા વિભાગમાં સેવાશ્રમો વગેરે સ્થાપી તે દ્વારા જનસમાજની-નિ:સ્વાર્થ-સેવા કરવામાં આવે છે. બંગાલમાં રેલ કિંવા દુર્ભિક્ષ આદિ સંકટ સમયે નિરાધાર થઇ પડતા દુઃખી દરિદ્રીઓને એ મિશનદ્વારા, અન્નવસ્ત્રાદિની મદદ આપવામાં આવે છે. બંગાલઆદિ દેશની પ્રજા એ મિશનને દ્રવ્યના જનની સહાયતા આપે છે. એ મિશન તરફથી હિંદુઓના મહાન પવિત્ર તીર્થ કાશીક્ષેત્રમાં દુઃખી દર્દીઓ માટે એક મ્હોટું રામકૃષ્ણ સેવાશ્રમ ચાલે છે. તેમાં રોગીઓને રહેવા માટે એક વૉર્ડ બાંધવા, મયમનસિંહના જનનાયક શ્રીયુક્ત અનાથબંધુ ગુહ કે જેઓ ઘણા વખતથી ત્યાંજ નિવાસ કરી રહ્યા છે તેમણે દયા વશ થઇને રૂ. ૯૦૦૦ (૯ હજાર). એ આશ્રમમાં દાન કર્યા છે. દાતાની ઇચ્છા છે કે તેમની સ્વર્ગીય પત્નીના નામનો એક વૉર્ડ બંધાય અને તેનું નામ "રાધાસુંદરી મેમોરિયલ વૉર્ડ" રહે. વળી મયમનસિંહનજીક આઠારબાડી નામક ગામના જમીનદાર શ્રીયુક્ત પ્રમોદ ચન્દ્રરાય ચૌધુરી એ એજ "રામકૃષ્ણ સેવાશ્રમ" માટે જમીન ખરીદવામાં રૂ. ૧૧૦૦ (અગીયાર સો) દાન કર્યાં છે. ધન્ય છે. આ દાતાઓને ! મનુષ્ય હજારો લાખો રૂપિયા પ્રાપ્ત કર્યા પછી તેનો સદ્ઉપયોગ પરોપકારાર્થે પરસેવા માટે કરે તોજ તેમનું કલ્યાણ છે. એમાંજ સદ્ગતિ છે. દાન-પુણ્યશીલ મનુષ્યનું કલ્યાણ થાય છે. અને આલોક પરલોકમાં તેને શાંતી શાંતિ મળે છે.

## ગ્રાહકોને સૂચના.

૧—વાર્ષિક મૂલ્ય રૂ ૨-૮-૦ પોસ્ટેજ સાથે વી. પી. ખર્ચ ૦-૩-૦ જૂદું. આફ્રિકાનાં ગ્રાહકોએ રૂા. ૪-૦-૦ અથવા ૮ શીલીંગનો પોસ્ટલ ઓર્ડર મોકલવો. ભેટનું પુસ્તક તથા છબી હવે પછી પ્રકટ થશે મોકલાશે. અંકો પૂનેમ ઉપર પ્રકટ થશે. જવાબ માટે ગ્રાહક નંબર સાથે રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ બીડવી. ભેટના ૦-૨-૦ વધુ આપવા પડશે. મનિઓર્ડર તથા પત્ર વ્યવહાર—

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

સમ્પાદક-ભારતજીવન—અમદાવાદ.

---

## "સસ્તી વાર્તામાળા" નાં થોડાં પુસ્તકો સીલીક છે. જોઈએ તો ઝટ મંગાવી લેશો.



૧-મહારાણા પ્રતાપસિંહ-પાકું પૂઠું રૂા. ૧, ૨-અનુપકુમારી રૂા. ૧, ૩-બ્રહ્મચારીણી રૂા. ૧, ૪-મહારાષ્ટ્રીય કથ કુંજ રૂા. ૦-૧૨-૦, ૫ શહેનશાહ જહાંગીર રૂા. ૦-૮-૦, ૬-ઉમાજી નાયક રૂા. ૦-૮-૦. ૭-શાંતિનિકેતન રૂા. ૧-૦-૦. ૮-રાજા છત્રસાલ રૂા. ૧-૪-૦. ૯-યુરોપનો રણરંગ રૂા ૦-૧૪-૦. ૧૦-સુધરેલી સીતા રૂા ૧-૪-૦. ૧૧-આનંદ મંદિર રૂા. ૧-૦-૦. ૧૨-છત્રપતિ રાજારામ રૂા. ૧-૪-૦. ૧૩-આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ રૂા. ૧-૪-૦. ૧૪-સતી ત્રિવેણી રૂા. ૧-૪-૦. ૧-દેવી-અન્નપૂર્ણા, રૂા. ૧-૪-૦. ૨-સાધ્વી શશીકલા રૂા. ૧-૦-૦. ૩-મહાત્મા રામચંદ્ર ( છપાય છે ) રૂા ૧-૦-૦ ૪-શ્રી રામકૃષ્ણ પરમહંસનું વિસ્તૃત જીવન ચરિત્ર પૃષ્ઠ ૮૨૫ રૂા ૨-૮-૦. ( છપાય છે. ) પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું પડશે. સીલીકમાં હશે તે જ જાડા-કાચા અથવા પાકા પૂઠાંનાં પુસ્તકો મોકલાશે આફ્રિકાના ગ્રાહકોએ કીમત ઉપરાંત દરેક પુસ્તક દીઠ આઠ-બાર આના વધુ મોકલવા પત્રવ્યવહાર—ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા. સમ્પાદક-ભારત જીવન—અમદાવાદ.

---

સુંદર, મનપસંદ અને આબેહુબ છબીઓ પડાવવા માટે

## પરમાનંદ ફોટોગ્રાફરના

### રીચીરોડ પરના સ્ટુડીઓમાંજ જજો.

તમે જે ધંધો કરતા હશો, તેના લાયકની સુંદર દેખાવો એવી બેઠક આપવામાં આવે છે. છબી જાણે હમણાંજ બોલી ઉઠશે. જાણે હમણાંજ વાત કરશે એવી મનોહર બને છે. ન્હાની છબી પરથી મ્હોટી, બ્રોમાઇડ, શેપીઆ અને રંગીન છબીઓ બનાવી આપવામાં આવે છે.

ભાવો મધ્યમ.

ઠે. સ્ટુડીઓ, રીચીરોડ—અમદાવાદ

## ॥ श्री रामकृष्ण स्तवन* ॥

જય......જય......જગત ગુરુ રાય !
જય......શ્રી રામકૃષ્ણ ગુરુ રાય !
જય...જય.
ધર્મ ધ્વજા સ્થાપિત કરી વિશ્વે...
શાન્તિ પ્રસારી......નાથ !
વિશ્વ સકળમાં...જય...જય થાયે !
...ધર્મ સનાતન...આજ ! જય.. જય.
ધન્ય ! એ...આર્યઋષિ ની ભોમ !
જય ! વંગ ભૂમિ નૂં વ્યોમ !
પૂણ્યવંત ભારત ભૂમિમાં... ..
પ્રકટ્યા શ્રી ભગવંત ! જય.. જય.
વિશ્વમાં કળી કાળ ફેલાય !
માયા-મોહિત જીવ થાય !
ત્યાં અદ્‌ભુત જ્યોતિ રામકૃષ્ણની...
ચેતનવન્તી થાય !...ઉતારે ભવસાગરથી પાર!
જય...જય.
ધન્ય ! એ દિવ્ય સિદ્ધ સમુદાય !
લઈ ગુરુ શરણે સન્યાસ !
ધરી ભેખ...જગતમાં; આર્ય ધર્મનો;
વિજય કરાવ્યો નાથ !......
જય...જય.
ધન્ય ! એ આર્ય સન્ત સમુદાય !
વિશ્વ સકળને પ્રેમ-ભક્તિ ની;
—" દિક્ષા " જ્યાં દેવાય......
અલખ ઓ દેવ ! ઓ ! જગરાય
જય...જય ! જગત ગુરુ રાય !
જય...શ્રી...રામકૃષ્ણ ગુરુ રાય !
ૐ ગુરુ ૐ પ્રભુજી !

ટીમ સ્ટેશન.
બી. બી સી. આઇ. રેલ્વે.

બળવંતરાય ઝવેરીલાલ વૈદ્યના
ૐ પ્રભુજી ! ૐ ગુરુ !

---

સંસાર નાશકારક ભક્તિ, વૈરાગ્ય, જ્ઞાનાદિ ઐશ્વર્ય અને બજન; એ સર્વ (જેનામાં) વિદ્યમાન હોય તેનેજ અતિ મહાન મહત્વત્ત્વ પ્રાપ્ત થાય છે. ( પરન્તુ એ કથન ) મુખેથી ઉચ્ચારવા છતાં પણ મ્હારા અંતઃકરણમાં તેનો લેશ પણ પ્રકાશ થતો નથી. તેથી જ હે દીનબન્ધો !. તમેજ મ્હારો આશ્રય હો. ૨ .

હે રામકૃષ્ણ દેવ ! સત્યના માર્ગે સ્વરૂપ તમારામાં જેને પ્રેમ હોય, તેને તો તમારી પ્રાપ્તિ ( તમારાં દર્શન-તમારો સાક્ષાત્કાર ) થવાથીજ સર્વ કામના પૂર્ણ થાય છે. તેથી તે મનુષ્ય સત્વર સ્નેહયુક્ત ઉલ્લંઘન કરી શકે છે. મરણશીલ નર-લોકમાં જીવન-સ્વરૂપ એવાં તમારાં પાદપદ્મ, મૃત્યુ રૂપ તરંગનો વિનાશ કરી નાંખે છે. તેથી જ હે દીનબન્ધો ! તમેજ મ્હારો આશ્રય હો. ૩

હે પ્રભો ! તમારું, મહાપાતક મંગલમય અતિ પવિત્ર પ્રશાન્ત ( રામકૃષ્ણ ) નામ, પાપને પણ પુણ્ય સ્વરૂપ બનાવી દે છે. હે જગતના એક માત્ર પ્રાપ્ય ( પ્રાપ્ત કરવા યોગ્ય ), હું નિરાશ્રય છું માટે જ હે દીન બન્ધો ! તમે જ મ્હારો આશ્રય હો. ૪

*શ્રી રામકૃષ્ણ જયંતી નિમિત્તે તૈયાર થયેલ સ્તવન.

॥ ॐ श्री रामकृष्णाय नमः ॥

# अमदावादमां श्री रामकृष्ण जयन्ती !



ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની જયન્તી ગુજરાતમા ઉજવવા માટે "ભારત જીવન"ના ગત્ અંકમા વાચકોને સ્મરણ કરાવવામાં આવ્યુ હતુ તેને અનુસરી કેટલેક સ્થળે રામકૃષ્ણ ભકતોએ ફાગણ શુદિ ૨ તા ૧૧-૩-૨૧ ને પવિત્ર દિવસે ભગવતની જયન્તી નિમિત્તે મન, વાણી, કર્મવડે પવિત્રતાનું પાલન કરી, તે દિવસે ભગવતનુ પૂજન, ભજન, સ્મરણ, કીર્તન અને પવિત્ર કથા પ્રસંગનુ વાચન-શ્રવણ કરી અપૂર્વ આનન્દોત્સવ ઉજવ્યો હતો ગત્ વર્ષે અમદાવાદમા દેહેરાદુન-રામકૃષ્ણ મઠના ચાલક સ્વામી અદ્વૈતાનંદજી પધાર્યા હતા તેમના ઉત્સાહથી અત્રેના કેટલાક ઉત્સાહી બંધુઓ તરફથી પ્રેમાભાઇ હોલમા રામકૃષ્ણ જયંતી ઉજવવામા આવી હતી તે વખતે કેટલાક ધર્મપ્રેમી અને રામકૃષ્ણ-ભકતોના વ્યાખ્યાન થયા હતા પરન્તુ આ વર્ષે ભગવાન શ્રી રામકૃષ્ણ દેવની ઇચ્છા કંઇક અલૌકિક જણાઇ છે આ વર્ષે ટુંક સમય હોવા છતા જે રામકૃષ્ણ ભકતોએ સતત્ પરિશ્રમ સહન કરી ભગવાન પરમહંસ દેવની જયંતી ઉત્સવ ઉજવ્યો છે તે અપૂર્વજ હતો. તા ૧૧-૩-૨૧ ફાલ્ગુણ શુદિ ૨ ને દિવસે ભગવાન શ્રી રામકૃષ્ણ દેવનો જન્મોત્સવ હતો પ્રેમાભાઇ હોલને ધ્વજ પતાકા તથા આસોપાલવના તોરણોવડે શણગારી દેવામા આવ્યો હતો હોલમા દિવાલોપર આસપાસ ભગવાન રામકૃષ્ણ દેવના, પૂજ્યપાદ વિવેકાનંદજીના, હ મહમ્મદ સાહેબના, બુદ્ધ ભગવાનના, મહાત્મા ક્રાઇસ્ટનાં, પૂજ્યપાદ શ્રીમદ્ શંકરાચાર્યજીના તથા ઉપનિષદો વગેરેના અમૃતમય બોધવચનોના પાટીયાં ટગાવવામા આવ્યાં હતા હોલમાજ સામે ઉચ્ચ મંચ-આસન-ઉપર ભગવાન શ્રીરામકૃષ્ણદેવની તથા પૂજ્ય સ્વામી વિવેકાનંદજીની મ્હોટી મ્હોટી છબીઓ સ્થાપવામા આવી હતી તે જાણે ભગવાન અને સ્વામીજી સાક્ષાત્ બિરાજ્યા હોય તેવુજ ભવ્ય જણાતુ હતું તેમની આસપાસ શ્રી શંકરાચાર્યજી, શ્રી બુદ્ધ, મહાત્મા ક્રાઇસ્ટ, મક્કા મદિના, વગેરે પવિત્ર છબીઓ ગોઠવવામા આવી હતી, અને સર્વને સુગંધિત પુષ્પના મ્હોટા મ્હોટા હાર પહેરાવવામા આવ્યા હતા. નજીકમાંજ સુગંધીદાર અગરબત્તીઓનો ધૂપ થતો હતો. તે જાણે આખા હોલમા ભગવાનની પવિત્રતા, દિવ્યતા અને ભવ્યતા પ્રસારતો હતો સાંજના ૭ વાગતાંતો શ્રોતા જનોવડે હોલ ઉભરાઇ જતો હતો અનેક સજ્જનો ઉભા ગયા હતા અનેક ઉભા રહી થાકયા અને પાછા પણ ગયા ઉચ્ચ મંચ-આસન ઉપર એક તરફ એકતારા વડે ભજન કરનાર મંડળી, તેનીજ સાથે સત્યાગ્રહાશ્રમના સંગીત શાસ્ત્રીજી દિગ્મ્બર(?) અને તેમની નજીકમાંજ જાલંધર

મહાવિદ્યાલયના સંગીત શાસ્ત્રી ભાઇ ઓમકારનાથજી બિરાજ્યા હતા. સમય થતાંજ અમદાવાદ મ્યુનિસિપાલીટીના ચિફ ઓફિસર. વિદ્વદ્દર્ય સાક્ષર શ્રી નર્મદાશંકર દેવશંકર મ્હેતા બી એ. પધાર્યા, અને કાર્યક્રમ શરૂ થયો. પ્રભુનાં ભજન થયાં. ઈશ્વર પ્રાર્થના થઇ. પછી ભાઇ ઓમકારનાથજીએ પોતાના સુમધુર કણ્ઠવડે ઇશ્વર–ભજન કર્યું. આ વખતે શ્રોતાજનોમાં અપૂર્વ શાંતિ પ્રસરી હતી. તે પછી ભાઇ અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી બી. એ. એ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવના કેટલાક બોધક જીવન પ્રસંગ પર વિવેચન કર્યું હતું. અને એ મહદ્ જીવન ઉપરથી સમસ્ત વિશ્વને અને હિંદને શું શિખવાનું છે તે કહી સંભળાવ્યું હતું. વ્યાખ્યાનકારે એમ પણ જણાવ્યું હતું કેઃ–પરમહંસદેવનું જીવન એક અંગ્રેજ લેખક સર વિલ્યમ આર્થરના માર્મિક શબ્દોને સાત્વિક બનાવે છે. એ અંગ્રેજ લેખક પશ્ચિમની સંસ્કૃતિનાં બણગાં ફુકે છે, અને પૂર્વની સંસ્કૃતિને ઘણીજ પછાત કહે છે. પૂર્વના મહાન પુરુષો કોણ તો તે કહે છે કેઃ જે દુંટી ઉપર સમસ્ત દિવસ જોઈ રહે છે તે. શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે એ માર્મિક વાકયને સાત્વિક ઠરાવ્યું છે. એમનામાં પાશ્ચાત્ય સુધારો બિલકુલ ન હતો. છતાંએ એમના આદ્યશિષ્ય શ્રી નરેન્દ્રે ( સ્વામી વિવેકાનન્દજીએ ) પશ્ચિમમાં સનાતન ધર્મની ગર્જના જગાવી છે. એ પૂરવાર કરી આપે છે કેઃ પૂર્વની સંસ્કૃતિમાંથી પશ્ચિમને શિખવાનું છે. નહિં કે અંગ્રેજ લેખક કહે છે તેમ પશ્ચિમમાંથી પૂર્વને. ભગવાન રામકૃષ્ણ દેવને નવા યુગના પિતા કહેવામાં આવે તો ભૂલ નહિં કહેવાય. આધુનિક હિંદમાં જે નવજીવન, જે નવું ચેતન આવેલું જણાય છે તે એ મહા યોગીના જીવનને પ્રભાવે આવેલું છે. ભગવાન રામકૃષ્ણના જીવનમાં ટાંકવા જેવા ગુણો હોય તો તેમાંનો એક તો તેમની નિરક્ષરતાનો છે. આ મહા યોગી બિલકુલ નિરક્ષર હતા ( નિશાળમાં કેળવણી લીધીજ ન હતી. ) તેમની ભાષામાં વિતંડાવાદ, શબ્દની દાંભિકતા ન હતી તેમની વાણી પણ ઘણીજ સરળ છતાં ભણેલાઓને મૂઝાવે તેવી હતી. સ્વામી વિવેકાનંદજીના ઉપર તેમણે કરેલી અજાયબ અસર એજ એની પૂરતી સાબિતી છે. ભગવાન રામકૃષ્ણ અને સ્વામી વિવેકાનંદજીનો જે દિવસે મેળાપ થયો તે મહા પવિત્ર દિવસ હિંદના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઈ રહેશે. એ પવિત્ર દિવસે દક્ષિણેશ્વરમાં એક ઓરડીમાં રહેતા સાદા પરમહંસ રામકૃષ્ણજીને સ્વામી વિવેકાનંદજીએ પૂછયું હતું કેઃ "તમે ઇશ્વરને જોયો છે ?" રામકૃષ્ણજીએ ઉત્તર દીધો કેઃ–"હા, મેં ઈશ્વરને જોયો છે, અને તને પણ બતાવી શકીશ. સ્વામી વિવેકાનંદજીએ પૂછયું કેઃ–" તમે ઇશ્વરને કેવી રીતે જોઈ શકો છો ?" રામકૃષ્ણદેવે ઉત્તર દીધોઃ "જેમ તને જોઉં છું તેજ પ્રમાણે પણ માણસના અનુભવ કરતાં પ્રભુનું પ્રત્યક્ષ મ્હને પહેલું સમજાય છે." એ દિવસ પછી ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવી એ મહાત્માએ સ્વામી વિવેકાનંદજીનું ચિત્ત હરી લીધું હતું, અને વિવેકાનન્દજીએ રામકૃષ્ણદેવને પોતાના ગુરૂ બનાવ્યા હતા.

કોઇ પણ પાશ્ચાત્ય સંસ્કૃતિનો પોષક કહી શકે નહિં કે રામકૃષ્ણ પરમહંસજી પાશ્ચાત્ય સંસ્કૃતિનું શિક્ષણ મેળવ્યું છે. પોતાની પ્રકૃતિનો પાયો પોતાના ઉપર ચણાયો છે. એ આધુનિક રાષ્ટ્રીય ચળવળનો મહા મંત્ર આ યોગીએ શીખવ્યો છે. વળી તેઓ કહે છે કેઃ– ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાનું જેટલું સહેલું છે તેટલું બીજું કશુંએ નથી. ધર્મનો માર્ગ મંદિરમાં જવું એ નથી, પણ ચોવિસે કલાક જીવનમાં ધાર્મિકતા રાખવી–

શુદ્ધ અંતર રાખવું. એનું નામ ધર્મ છે. ઇશ્વર પ્રાપ્તિ માટે જીવનમાં અતીવ વ્યાકુળતા અને વ્યગ્રતા-જ્યારે પ્રત્યેક મનુષ્યમાં આવશે ત્યારે ઇશ્વરનો સાક્ષાત્કાર થશે. એ તેમનું કથન સત્ય છે. એમના જીવનનું એક વધુ મહાન તત્ત્વ સાદાઇ છે. તેઓ હંમેશાં સાદા ભાવવાળા અને સાદા આચાર વિચારવાળા રહેતા. એમના ઉપદેશમાં એઓ એક બીજું તત્ત્વ કહેતા અને તે એ કે સર્વ ધર્મનું એકજ લક્ષ્યબિંદુ હોવાનું તત્ત્વ છે. અંતમાં વક્તાએ "ઇશ્વર એ શક્યતા છે." એ આદર્શ સર્વ જીવોમાં હોવો જોઇએ એમ કહી પોતાનું સ્થાન લીધું હતું.

ત્યાર બાદ બંગાળી ગૃહસ્થ બાબુ બેનરજી બી. એ. એ હિંદી ભાષામાં વિવેચન કરી ભગવાન રામકૃષ્ણદેવના જીવનની રૂપરેખા કહી સંભળાવી હતી. તેમણે કહ્યું કેઃ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ ગરીબ બ્રાહ્મણ અને નિરક્ષર હોવા છતાં તેઓ એક મહાન ઉપદેષ્ટા અને યોગી થઇ શકયા એજ એક મહાન તત્ત્વ તેઓના જીવનમાંથી શીખવાનું છે. તેમની નિરક્ષરતા અને સાદાઇથી યુનિવર્સિટીની ડીગ્રીવાળાઓને એમણે મહાત કર્યા છે. એ તેમના આત્મામાં રહેલી અમર શક્તિનું ચિત્ર દર્શાવે છે. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, બંકિમબાબુ વગેરે મહાન પુરૂષો તેમના શિષ્યો હતા. આ પછી સંગીત શાસ્ત્રી ઓંમકરનાથે એક અનુપમ સંગીત શ્રવણ કરાવી સર્વને મધુર હરિનામ ધૂનમાં ડોલાવી દીધા હતા. તે પછી પ્રમુખ શ્રીએ પોતાની સુમધુર સંસ્કૃત ભાષા-મિશ્ર ઉત્તમ વાણીમાં ઉપસંહાર કરતાં જણાવ્યું હતું કેઃ "જાણે યોગનિદ્રામાંથી જાગૃત થયેલા એવા આ મિત્રાવડામાં પધારેલા આપ સર્વને હું ક્ષુદ્ર સંસારી શું કહી શકું ? ઉજ્જડ ગામમાં એરંડા પ્રધાન જેવો આજે હું છું. ભગવાન રામકૃષ્ણ પરમહંસદેવના વચનરૂપ બગીચાના પુષ્પ-ગુચ્છ રા. પુરાણીએ આપને અર્પ્યા છે. હું પણ એક મેવા માળી તરીકે આપને કંઇક પુષ્પો અર્પણ કરીશ. સમુદ્ર કાંઠે ઉભા રહીને સમુદ્રના જળથી "સમુદ્રં તર્પયામિ, સમુદ્રં તર્પયામિ" એવું આજનું મ્હારૂં કહેવું આપને લાગે તો ક્ષમા કરશો. પરમહંસ દેવ નિરક્ષર હતા. એમ આપણે જાણીએ છીએ, પરંતુ એ નિરક્ષરતા કેવી હતી કે બારાખડીથી માંડીને શીખાયલું જ્ઞાન મળ્યા છતાં જો ઇશ્વરનું સ્વરૂપ ન સમજાયું તો તે સાક્ષરતા નિરક્ષરતા છે પણ શબ્દજાળ વાંઙ્મય જાળ વિના સતત સમાધિથી ઇશ્વર-સ્વરૂપ મેળવવા સમાધિ જગાવવી એ નિરક્ષરતાજ ખરી સાક્ષરતા છે ભગવાન રામકૃષ્ણ દેવની નિરક્ષરતા હું આ પાછલી જાતની સાક્ષરતારૂપ દેખું છું. વિદ્યા ન ભણ્યા એમ તેઓ કહેતા નથી. પણ તેમની વિદ્યા જગતનાં ઉંડા મર્મ સમજવાની ગહનતાને પહોંચી વળવાની વિદ્યા હતી. અને તે ખરી વિદ્યા હોવાથી તેવી વિદ્યા આપણે પ્રાપ્ત કરવી ઘટે છે. પરમેશ્વરના પદને પ્રાપ્ત કરવા માટે અંતઃકરણને બાળકના જેવું રાખવું—કોરા કાગળ જેવું રાખવું—એ તેમના જીવનનો મર્મ કોણ સમજશે ? આજ દાંભિકતા સર્વત્ર પ્રસરી છે. પાંડિત્ય બહુ છે પણ તેની સાર્થકતા ક્યાં છે ? એમના જેવું નિષ્કપટપણું આ જમાનામાં આપણે ક્યારે મેળવીશુ ? આપણા હૃદયની જાડી દિવાલો ઉપર સરળતા અને નિખાલસપણા વિના ઉંડા મર્મ નહિં આવી શકે. પાંડિત્યને પ્રકટ કરનારૂં એ ભગવાન રામકૃષ્ણદેવનું બાલ્ય હતું. નરેન્દ્ર-વિવેકાનંદજીનું પાંડિત્ય એ બાલ્યમાંથીજ જન્મ્યું હતું, અને તેથી એ બાલ્ય અને એ પાંડિત્ય એકમેક હતાં. એમ સિદ્ધ થાય છે. શિષ્ય તરીકે વિવેકાનંદજીનો ઝળકાટ એ પરમ ગુરૂ રામકૃષ્ણ દેવના અંત-

ઓલપાડથી પ્રેમ સ્વરૂપ આત્મબન્ધુ શ્રી રામચંદ્ર રવિશંકર જોશીએ વ્યાખ્યાન રૂપે પ્રણવજાપ અને **પરાભક્તિની વિશિષ્ટતા** દર્શાવનાર અનેક ઉપયોગી વિગતોથી ભરપુર **स्वामि श्री रामतिर्थजी** ના **जीवनना एक प्रसंग** નું સ્મરણ આપનાર લેખ મોકલ્યો હતો, અને આ પ્રમાણે પ્રભુભક્તિ, હરિનામ સંકિર્તન અને શ્રીરામકૃષ્ણ ભગવંતની આરાર્તિક કરી પ્રભુ પ્રસાદથી કૃત કૃત્ય થઈ સર્વે મંડળ લગભગ રાત્રે બે વાગે આર્ય સન્તો, સનાતન ધર્મ અને પરમહંસ દેવનો જયજયકાર કરતું વિસર્જન થયું હતું.

**श्री रामकृष्ण भगवंतनी जयंति** ઉજવવાનો અત્રે આ પ્રથમ જ પ્રયત્ન હતો, સ્વાભાવિક રીતે જ મ્હારૂં હૃદય એવા જાહેર પ્રયત્નો કરતાં **गुपचूप** સાધન ભજન કરી ઇષ્ટદેવની આરાધના એકાંતમાં જ કરી શાંત રહેવાની રૂચી વાળું હોવાથી આવા પ્રસંગોને વિશેષ ભવ્ય, આલ્હાદદાયક અને આકર્ષણીય કરવા જેવી વ્યવસ્થિત યોજના, વિદ્વાન અને ઉત્સાહ પ્રેરે તેવા ધર્મ પ્રેમી વક્તાની ન્યુનતા છતાં આ પ્રયત્નને સફળ અને સ્મરણીય કરવા, જે જે બન્ધુઓ સહાયભુત થયા છે, તેમનો આભાર માની જેમની અપાર કરૂણા, નિ:સીમ પ્રેમ અને દયાએ કરી આ અતી અલ્પ ભાવના પણ સફળ થઇ છે, તે દયાળુ શ્રી પરમહંસ દેવ અને તેમના દ્વારા દિવ્ય રૂપે ખેલન કરી રહેલ અનંત ચૈતન્ય સ્વરૂપ પરમાત્મ સત્તાને પૂનઃ પુનઃ અભિવંદન કરૂં છું. ॐ शान्तिः ॥

| | |
|---|---|
| શ્રી રામકૃષ્ણ જયંતિ.<br>૧૧—૩—૨૧ **ડીમસ્ટેશન.**<br>બી. બી. સી. આઇ. રેલ્વે. | ભગવંતનો દયાધીન અજ્ઞ બાળક,<br>**डाक्टर वळवंतराय झवेरीलालना**<br>જય પ્રભુ ! જય ગુરૂ ! જય રામકૃષ્ણ ! |

---

## સત્ બોધ.

૫૬. જરા જોરૂ અને જમીન, એ ત્રણ બંધનનાં કારણ છે. એ ત્રણનો ત્યાગ કર્યા સિવાય અર્થાત્ એ ત્રણ ઉપરથી આસક્તિ ખસેડ્યા સિવાય ભગવાનનાં દર્શન કેરી શકાતાં નથી.

૫૭. કોઇ પણ મનુષ્યને દુ:ખ દેવામાં મહા પાપ છે. તેના અંતરાત્માને ક્લેશ કરાવવામાં મહા પાપ છે. બનતો યત્ન કરી તેનાં દુ:ખ-ક્લેશ દૂર કરવાનો યત્ન કરવો. **धर्म किये धन ना घटे।**

૫૮. સમય આવતાં સર્વ સારૂં થશે. સમય વગર કાંઈ બનતું નથી મનની વ્યગ્રતાથી કંઇ વળશે નહિ. ધૈર્ય ધારણ કરવું જોઇએ. કોઇ પ્રકારની પ્રતિકૂળ અવસ્થા પ્રાપ્ત થાય તો ધૈર્ય રાખવું. ગભરાવું. અકળાવું નહિ. એવી દુરાવસ્થામાં ભગવાન ઉપર વિશ્વાસ રાખી ચિત્ત સ્થિર રાખવું. તેની પ્રાર્થના કરવી તોજ કલ્યાણ થશે.

૫૯. પારકાના દોષ જોવા એ મહા પાપ છે સત્કર્મ કરવાથી પરદોષ જોવામાં આવતા નથી. કર્મ હીન થઇ બેસવાથીજ પારકાના દોષ નજરે પડે છે.

૬૦. મનુષ્ય પોતાનું કર્મ-ફળ પોતેજ ભોગવે છે. તે એમ ધારે છે કે મ્હારૂં કર્મ ફળ બીજાને ભોગવાવીશ પણ તેનેજ ભોગવવું પડે છે. બીજાનો વિશ્વાસઘાત કરી-તેને ઠગી લઇ મનમાં એમજ સમજે છે કે મ્હારો વિજય થયો છે પરંતુ તે પોતેજ ઠગાય છે અને પોતાનોજ વિશ્વાસ કરે છે. તે બીજાનો વિશ્વાસઘાત કરતો નથી; ઠગતો નથી તેજ બુદ્ધિ-

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# ॥ प्रासंगिक विचारणा ॥





પોષ અને ફાગણ માસ, આર્ય ભૂમિના વર્તમાન કાર્ય પ્રદેશમાં, ભારતીય મન્ત્ર મહા પુરૂષો તરફ ભક્તિ ભાવ પ્રેરનાર, આર્ય ઋષિઓનાં દૈવિ સત્યોમા જગતની શ્રદ્ધા જાગ્રત કરનાર, પ્રજા જીવનમા ધર્મ, ભક્તિ, પ્રેમ, આત્મ શ્રદ્ધા-ધારી સમગ્ર પ્રજામાં દૈવિ ચૈતન્ય જાગ્રત કરે છે, કારણ કે પોષ માસમા પરમ પુજ્ય સદ્દગત સ્વામી શ્રી વિવેકાનંદજીની જયંતિ નિમિત્તે, અને ફાગણ માસમા પરમ પૂજ્ય શ્રી રામકૃષ્ણ ભગવતના જન્મોત્સવ નિમિત્તે કેવળ ભારત વર્ષમાં જ નહી, પણ, જગતના પ્રત્યેક અગ્રગણ્ય પ્રદેશો જેવા કે અમેરિકા અને યુરોપનાં પ્રતિષ્ઠિત નગરોમા અને સામાન્ય મંડળોમાં આ દિવ્ય મહા પુરૂષોની જયંતિ અતિ ઉત્સાહપૂર્વક ઉજવાય છે; સ્થળે સ્થળે આ જયંતિ નિમિત્તે તેના દૈવિ ચારિત્ર્યની, આર્ય સન્તોના પવિત્ર જીવનની, પ્રાચીન ઋષિ મુનિઓએ પ્રબોધેલા ધર્મ સૂત્રોની વિચારણા થાય છે, એ દિવસો-એ ધર્મ પંથ કે નાત જાતનો ભેદ ગણ્યા વગર નિરાધાર-નારાયણોને અન્ન દાન અપાય છે, અને પ્રજા જીવનમાં ધર્મ પ્રેમ, ભગવદ ભક્તિ, જાગ્રત કરે એવાં અનેક સેવા કાર્યો શરૂ થાય છે. અનેક પવિત્ર આત્માઓ એ દિવસે " ધર્મ દીક્ષા " ધારણ કરે છે, અને એ રીતે જગતમા આધ્યાત્મિક જીવનનો—મનુષ્યમા રહેલા દૈવિ ચૈતન્યનો—આવિર્ભાવ થાય છે. ॐ ॥

\+ + + + + +

" ભારતજીવન " ના સુજ્ઞ વાચક બન્ધુઓના કર કમળમા આ અંક પ્રાપ્ત થશે, તે પહેલાં તો આ દિવ્ય મહા પુરૂષોની જયંતિનો ઉત્સવ ગુજરાતમાં અનેક સ્થળોએ અતિ ઉત્સાહભેર ઉજવાયેલો આપણે સાંભળીશુ આપણે આશા રાખીશુ કે ભારત વર્ષના સનાતન ધર્મની પવિત્ર ભાવના સાથે આ પ્રસંગે ગુજરાતમા શ્રી રામકૃષ્ણ સંત સેવા-શ્રમ " કે શ્રી રામકૃષ્ણ ધાર્મિક સાહિત્ય 'પ્રચારનું' સત્કાર્ય* " કે ગરીબોને અન્ન વસ્ત્ર અને સેવા કાર્ય નિમિત્તે કાંઈક યોજના અથવા શારીરિક રોગથી પીડાતા

* અમદાવાદમાં શ્રી રામકૃષ્ણ જયંતિ ઉજવાઇ તે દિવસે કેટલાક રામકૃષ્ણ-ભક્તોએ હાલ તુરત " રામકૃષ્ણ ધાર્મિક સાહિત્ય પ્રચાર " ની યોજના તૈયાર કરવાનો નિશ્ચય કર્યો છે અને રામકૃષ્ણ-મિશન સેવા કાર્ય કરે છે તેજ પ્રમાણે ધીમે ધીમે એક પછી એક આવશ્યકીય સેવા કાર્ય ઉપાડવાની ધારણા રાખી છે. સમ્પાદક-ભારતજીવન.

અનેક આત્મબન્ધુઓને આરામ આપનાર " શ્રી રામકૃષ્ણ આરોગ્યાશ્રમ* ". જેવી સંસ્થાઓ સ્થાપિત થવાની ભાવના ગુજરાતમાં પ્રકટ થાય એવા ધર્મ કાર્ય માટે પોતાના વિચારો પ્રકટ કરવાની વિદ્વાન પુરૂષોને ભાવના થાય, એવા પવિત્ર કાર્યમાં ફુલ નહીં ને ફુલની પાંખડી સમર્પણ કરવા શ્રીમન્તોને સ્ફુરણ થાય અને એવા ધાર્મિક જીવનમાં પોતાના જીવનનો અમુક હિસ્સો પરમાર્થ ભાવે અર્પણ કરવા પ્રેરણા થાય એવા વિચારો, એવી ભાવના ગુજરાતની ભક્તિમાન પ્રજામાં જાગ્રત થાય એજ આવા ઉત્સવો—જયંતિઓ અને મહા પુરૂષોના દિવ્ય જીવનનું ખરૂં શ્રાદ્ધ છે. ૐ ॥

* * * * * *

વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થયું છે કે શ્રી રામકૃષ્ણ મીશનના મુખ્ય ( Head quarter ) બેલુર મઠમાં પરમ પૂજ્ય સ્વામિ શ્રી વિવેકાનંદજીની જયંતિ બહુ ભવ્યતાપૂર્વક ઉજવાઇ હતી, અને તેનું પ્રમુખ સ્થાન ગુજરાતના આદર્શ કર્મ યોગિન્ પરમ પુજ્ય મહાત્મા શ્રી ગાંધીજીને આપવામાં આવ્યું હતું ! સ્વામીશ્રીએ આજથી પચીશ વર્ષ પહેલાં ભારત વર્ષની કર્મ ભૂમિ પર-ભારત વર્ષની ઉન્નતિ માટે જે તત્વો પ્રતિપાદન કર્યાં હતાં એક મહાન્ દૃષ્ટાની દૃષ્ટિએ આ પ્રજાની ધાર્મિક-સામાજીક-આર્થિક અને રાજનૈતિક પરંપરાનો પૂર્ણ અભ્યાસ કરી સમગ્ર પ્રજાની ઉન્નતિ માટે જે વિચારો પ્રતિપાદન કર્યા હતા—તેજ વિચારો—અત્યારે પ્રકારાન્તરે-સમગ્ર પ્રજાની એકતા સાધવા પ્રજા જીવનમાં-પ્રચારમાં મૂકાવા લાગ્યા છે, એટલું જ નહીં પણ મહાત્માજીનું ભવ્ય જીવન સ્વામિ વિવેકાનંદજીના ઉચ્ચ આદર્શને અતિ અદ્ભુત રજુ કરે છે. ॥ ૐ ॥

* * * * * *

અને ભારત વર્ષના આવા વિશ્વવંદ્ય સન્ત મહા પુરૂષની જયંતિ પ્રસંગે આ જમાનાના આ આદર્શ મહા પુરૂષે પ્રમુખ સ્થાનેથી કેવા ગંભીર અને મનન યોગ્ય વિચારો પ્રકટ કર્યા હશે-એ જાણવા આતુર હૃદયે અમો તત્પર છીએ. આશા છે કે એ પ્રસંગે કેવળ બંગ ભૂમિને નહીં, અરે ! ભારત વર્ષને જ નહીં—પણ—સમગ્ર વિશ્વને માર્ગદર્શક—દૈવિ પ્રેરણામય અદ્ભુત સૂત્રો—એ મહા પુરૂષદ્વારા પ્રકટ થયા હશે. ૐ ॥

× × × × × ×

શ્રી રામકૃષ્ણ મઠની પવિત્ર ભૂમિકા અને સ્વામિ શ્રી વિવેકાનંદજીના ભવ્ય પ્રયત્નો કેવળ બંગભૂમિ માટે કે કેવળ ભારત ભૂમિ માટે જ નહોતા. એમના ભવ્ય વિચારો સમગ્ર વિશ્વને ઉપકારક હતા. શ્રી રામકૃષ્ણ મઠના કાર્ય પ્રણાલી સમગ્ર જગતને ઉપકારક થઇ પડે એવી વિશાળ દૃષ્ટીએ યોજવામાં આવી છે. ૐ ॥

* * * * * *

---

* શ્રી રામકૃષ્ણ જયંતિ નિમિત્ત કીમ નિવાસી વૈદ્ય બંધુ શ્રીયુત બળવંતરાય ઝવેરીલાલે પ્રસિદ્ધ કર્યું છે કે: જે કોઇ ધર્મ પ્રાણ સજ્જન બંધુ પોતાનો વ્યાધિ લખી જણાવશે તેને તેઓશ્રી તરફથી વિના મુલ્યે દિવ્ય વનૌષધી-રામકૃષ્ણ ભગવાનની પ્રસાદી રૂપે આપવામાં આવશે. આશા છે કે: સુજ્ઞ વાંચક બંધુઓ આ તકનો અવશ્ય લાભ લેશે.

સમ્પાદક—ભારતજીવન.

આપણાં ધર્મ સૂત્રોમાં " શ્રાદ્ધ " ની મહત્તા બહુ સુન્દર રીતે નિરૂપવામાં આવી છે, એનાં ફળ અલૌકિક દર્શાવવામાં આવ્યાં છે ! અને, આ-જે શ્રદ્ધા પૂર્વક-રહસ્યના જ્ઞાન સહિત-આપણા અવતારિક મહા પુરૂષોના-દૈવિ સન્ત પુરૂષોના-આદર્શ મહા પુરૂષોનાં, પ્રજાજીવનમાં ચૈતન્ય પ્રેરનાર ધાર્મિક વીર પુરૂષોનાં શ્રાદ્ધ આપણામાં પવિત્રતા લાવવાની ભાવના પૂર્વક, આપણામાં ધર્મની જાગ્રતિ થાય તેવા હેતુ પુરઃસર, અને આપણામાં ઐક્ય અને પવિત્રતા જાગે એવી રીતે—મત ભેદોને દૂર કરી કોઇ પવિત્ર સત્કર્મ માટે એકતા સાધવાની દ્રષ્ટીએ-આવા મહા પુરૂષોનાં શ્રાદ્ધ કરવાં શરૂ કરીએ તો જરૂર જ એનાં અલૌકિક ફળો તુરત જ પ્રાપ્ત કરીએ.

*   *   *   *   *   *

જગતની જે જે પ્રજાઓ અત્યારે ઉન્નતિ પ્રાપ્ત કરી રહી છે, શ્રેષ્ઠ પદે સ્થાપિત થઇ છે, એ બધી પ્રજાના જીવનનો અભ્યાસ કરતાં પણ આપણને એજ બોધપાઠ મળે છે કે, તેઓ પોતાના પ્રદેશના ઉદ્ધારક મહા પુરૂષોની જયંતિઓ, બહુ જ ઉત્સાહપૂર્વક બહુજ શ્રદ્ધાપૂર્વક બહુ ઠાઠથી ઉજવે છે અને પોતામાં, પોતાના મિત્રોમાં, પોતાના કુટુંબોમાં, અને ઉછરતી બાળ પ્રજામાં એ મહાપુરૂષોના દૈવિ ગુણો જાગ્રત કરે છે ! ૐ ॥

\+   \+   \+   \+   \+   \+

અમેરિકામાં જ્યોર્જ વૉશિંગટનની જયંતિ કેવા ઉત્સાહભેર ઉજવાય છે ! કેટલી ભવ્યતા પૂર્વક, કેટલા પ્રેમ પૂર્વક, આખો દેશ સ્ત્રી-પુરૂષ બાળકો ગરીબ, શ્રીમાન, બધાં એ ઉત્સવ ઉજવે છે ! અને એ રીતે એ પ્રજા, એ મહા પુરૂષના દૈવિ ગુણો પોતાના જીવનમાં અને પોતાના બાળકોના જીવનમાં ઉતારે છે, અને આપણે જોઇએ છીએ કે તેવાં જ કારણે.તર એ પ્રજા અત્યારે ઉન્નતિના શ્રેષ્ઠ પદે વિરાજે છે ! ૐ ॥

*   *   *   *   *   *

ઇંગ્લાંડમાં જુવો ! ગ્લેડસ્ટન વેલીંગ્ટન કે નેલ્સનની જયંતિ પ્રસંગે કેટલો ઉત્સાહ ! કેટલી જાગૃતી ! કેટલો પ્રેમ! કેટલી એકતા ! કેવો આનંદ અને એ મહા પુરૂષો પ્રતિ કેવી ભક્તિ આખી પ્રજામાં ઉભરાઇ જાય છે ! ઘેર ઘેર, પ્રત્યેક સભાઓમાં, પ્રત્યેક પત્રોમાં, એ મહા પુરૂષની જયંતિના આનંદથી પ્રજા જીવન રંગાઇ ગયેલું જણાશે ! પોતાના ઉદ્ધારક પુરૂષો માટે એ પ્રજાઓ કેટલી ભક્તિ માન છે, એ એવા જયંતિના પ્રસંગો જેઓએ ત્યા જઇ નજરે જોયા છે તેજ એ આનંદનું માપ કાઢી શકે એમ છે ! ૐ ॥

\+   \+   \+   \+   \+

અને આપણે ભારત વર્ષમા અત્યારે શુ જોઇએ છીએ! જે પ્રજાના મહાન્ સૂત્રધારોએ, આર્યઋષિવરોએ, શ્રાદ્ધની આવી મહત્તા દર્શાવી હતી, જ્યાં રામ, કૃષ્ણ, બુદ્ધ જેવા અવતારિક મહા પુરૂષોની જયંતિ ઉજવવાની રૂઢી પણ પરંપરા ચાલી આવે છે, ત્યા અત્યારે પોતાના મહાન્ ઉદ્ધારકોની જયંતિ ઉજવવા પ્રજાને ઉત્સાહ નથી ! ચૈતન્ય નથી! પ્રેમ નથી ! શ્રી રામચંદ્રના કે કૃષ્ણ ભગવાનની જયંતિઓ માત્ર મંદીરોમાજ ઉજવાય છે પણ સર્વ સાધારણ પ્રજા કે એ મહા પુરૂષોના જીવનમાંથી બોધ લેવાય-એ મહા પુરૂષની જયંતિને દિવસે સર્વ પ્રજામા તેમના ગુણગાન થાય, અવતાર રહસ્ય સમજાય, સર્વત્ર ધર્મ પ્રેમ જાગે, પવિત્રતા જાગ્રત થાય, પરમાર્થનાં અનેક કાર્યો ચાલુ થાય તેવી રીતે અગર

બધી પ્રજાએ આનંદ ભેર-ઉત્સાહ ભેર આ જયંતિમાં ભાગ લીધો હોય એવો એક પણ દાખલો અત્યારે જણી શકતો નથી! શ્રી રામચંદ્ર શ્રી કૃષ્ણ ભગવાન, બુદ્ધ ભગવાન કે શ્રીમદ્ શંકરાચાર્યજી જેવા જનતોદ્ધારક મહા પુરૂષોની આ પવિત્ર ભૂમિમાં જો પોતાના મહા પુરૂષો પ્રતિ ખરો ભક્તિભાવ જાગે, સાચ્ચો પ્રેમ જાગે તો, દરેક પ્રાન્તમાં, દરેક ગામમાં, કેટલો ધર્મ પ્રેમ, પવિત્રતા, એકતા અને આત્મશ્રદ્ધા જાગ્રત થાય! ૐ ॥

* * * * *

પ્રજામાં વિવાદ ઉત્પન્ન કરનાર કોઈ ટંટો ચાલતો હોય તે સાંભળવા વગર નિમંત્રણે સેંકડો માણસો એકત્ર થશે, કોઈ ચર્ચાસ્પદ કેસ ચાલતો હોય તેની જુબાનીઓ સાંભળવા અનેક માણસો વગર નિમંત્રણે કોર્ટમાં એકઠા થયેલા જોવામાં આવે છે, જ્ઞાતિની માલ વગરની ફીસાદો વખતે વગર તેડે સેંકડો માણસો એકઠા થઇ જતાં વાર લાગશે નહીં, નાચ, ભવાઇ, અને તમાસાઓમાં પણ માણસોને નિમંત્રણ વગર એકઠાં થઈ જતાં વાર લાગતી નથી. પણ જે મહા પુરૂષોએ, આ પવિત્ર ભારત ભૂમિને પવિત્રતા આપવા, ધર્મ શ્રદ્ધા જાગ્રત કરવા, અને ભક્તિભાવના રેલાવવા પોતાનાં બધાં સુખ વૈભવોનો ત્યાગ કરી દિવ્ય જીવનવડે આ ભૂમિને કૃત કૃત્ય કરી છે એવા શ્રી રામચંદ્ર ભગવાન કે શ્રી કૃષ્ણ ભગવાન, કે શ્રી બુદ્ધ ભગવાન, કે શ્રી રામકૃષ્ણ પરમહંસ કે સ્વામી શ્રી વિવેકાનંદ કે સ્વામીશ્રી રામતીર્થજી કે એવા કોઈ પણ સન્ત મહા પુરૂષની જયંતિના સમારંભમાં ભાગ લેવા કોઇને ફુરસદ નથી! કોઇને ઉત્સાહ નથી! પ્રેમ નથી! જાણે આ પવિત્ર ભારત ભૂમિનાં ધર્મ પ્રેમી હૃદયોમાંથી-ધર્મની ચેતનનો લોપ થયો! કે શ્રદ્ધાનો લોપ થયો! આવા ઉત્સવો પ્રસંગે વિદ્વાન ગણાતા, સન્માન્ય ગણાતા સભ્ય જનોને આગ્રહ કરવામાં આવે માનપૂર્વક નિમંત્રણ કરવામાં આવે તો પણ તેમને ફુરસદ મળતી નથી! અવકાશ મળતો નથી! અને એવાં બહાનાં નીચે આવા દિવ્ય પ્રસંગોની ભાવના નિરસ કરવામાં આવે છે! ૐ ॥

* * * * *

પણ પ્રજામાં ઉત્સાહ હોય કે ન હોય, જેમને પ્રભુએ કાંઇક સદ્બુદ્ધિ આપી છે, જેમના હૃદયમાં પોતાના દેશના દિવ્ય મહાપુરૂષો માટે જરા પણ માનની, પ્રેમની કે પૂજ્ય ભાવની લાગણી હોય તેમણે આ જાગૃતિના પ્રભાત કાળમાં એકદમ જાગવું જોઇએ અને પોતાના ગામમાં, જીલ્લામાં કે પ્રાન્તમાં જે જે સન્ત મહાપુરૂષો, વીર પુરૂષો અને ભક્ત પુરૂષો થયા હોય, તેમની જયંતિ ઉજવવાની શરૂઆત કરી જોઇએ, એમના પવિત્ર જીવનમાંથી બોધ લેવા યોગ્ય પ્રસંગોનું સ્મરણ કરી તે દિવસે પોતાના કુટુંબમાં, મિત્રોમાં અને મંડળમાં એ મહાપુરૂષની પવિત્ર ભાવના જાગ્રત થાય એવા ઉત્સાહ ભેર ઉત્સવ કરવો જોઇએ! ૐ ॥

\+ \+ \+ \+ \+

જો આપણે આપણાં ધર્મશાસ્ત્રો તરફ, ભક્ત પુરૂષોનાં કથાનો તરફ દૃષ્ટિ કરીએ ... હૃદય ખુલ્લું કરી દઇ વિશાળ દૃષ્ટિએ અને ભારત વર્ષના દૈવી મહાપુરૂષો માટે પૂજ્ય ભાવ જાગ્રત કરી વિચાર કરીએ તો દરેક પ્રદેશમાં આવા અનેક દૈવી પુરૂષો પ્ર-

કટ થયેલા જણાશે! હજી પણ ભારત વર્ષના ગામડાંઓમાં અને તિર્થ સ્થળોમાં, આવા અનેક દૈવિ પુરુષો મળી આવશે! અને ગુરૂ નાનક, કબીર, તુલસીદાસજી, શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય, શ્રી ચૈતન્ય, શ્રીવલ્લભાચાર્ય, શ્રી મહાવીર, જ્ઞાનદેવ, તુકારામ, નામદેવ, શ્રી સમર્થ રામદાસ, શ્રી સહજાનંદ, નરસિંહ, અખ્ખો, મીરાંબાઈ, શીવાજી, રાણો પ્રતાપ, વીર દુર્ગાદાસ, અરે! કેટલા ગણાવીએ ! એવા તો અનંત મહા પુરુષોએ અને સતી સાધ્વીઓએ આ પ્રદેશને ઉજ્વલ કર્યો છે! એવા દૈવી મહા પુરુષોની જયંતિ ઉજવી એમનાં સદ્ગુણોનું, પવિત્ર ભાવનાઓનુ, અને દૈવિ ચરિત્રનું સ્મરણ મનન કરી—તેમના તરફ ભક્તિ–શ્રદ્ધા જાગ્રત કર્યા વગર આપણે આપણા દેશના અત્યારના દૈવિ પુરુષોને શી રીતે ઓળખી શકીશુ? એ પ્રભુ! અમારા હૃદયમા અમારા દેશને ધન્યતા પ્રેરનાર આવા દિવ્ય પુરુષોને માટે ક્યારે ભક્તિભાવ જાગશે! ॐ ॥

* * * * *

પરમહંસ શ્રી રામકૃષ્ણ ભગવાન કે સ્વામી શ્રી વિવેકાનંદજી કે સ્વામી શ્રી રામતિર્થજીનું જીવન ચરિત્ર તેમનો સદ્બોધ કે વ્યાખ્યાનો જેમણે વાચ્યાં હશે, તેમને ભાગ્યેજ કહેવાની જરૂર છે કે એ મહાપુરૂષોનુ જીવન અમુક પંથ, અમુક ધર્મ કે અમુક દેશને માટે નહોતું, એમના જીવનનો અભ્યાસ કરવાથી આપણે આપણા દેશના અને પરદેશના—અરે! આપણા ધર્મના અને સર્વ ધર્મના મહાન્ પુરુષો તરફ અને જગતના બધા સન્ત પુરુષો તરફ પૂજ્યભાવ રાખતા શીખીશું, જગતમાં દરેક ધર્મમાંથી સત્ય, પ્રેમ, ભક્તિ,—શ્રદ્ધા, પવિત્રતા, પ્રભુ પ્રેમ અને પરમાર્થે પ્રભુ પરાયણ જીવન ગાળતા આપણે શીખીશુ. ધર્મ–પંથના મતભેદોને ઉદાર બુદ્ધિથી દૂર કરી સત્યને, પ્રભુ પ્રેમને પ્રાપ્ત કરતાં શીખીશું, જે મહા પુરૂષોએ સર્વ ધર્મ તરફ સમાન ભક્તિભાવ અને શ્રદ્ધા દર્શાવી દરેક ધર્મમા રહેલા સત્યને સ્વાનુભવથી સિદ્ધ કરી બતાવ્યું છે, જેઓએ હિન્દુ, મુસલમાન, જૈન, બૌદ્ધ, પારસી, ક્રાઇસ્ટ અને બીજા દરેક ધર્મના સન્ત પુરુષો તરફ સરખોજ ભક્તિભાવ અને પ્રેમ દર્શાવ્યા છે, જેઓએ महिम्न स्तोत्रमां श्रीपुष्पदंताचार्य महाराजनी દૈવિ વાણીમાં વારવાર નિવેદન કર્યું છે કે:—

त्रयी सांख्यं योगः पशुपति मतं वैष्णव मिति ।
प्रभिन्ने प्रस्थाने परमिद्‌ मंदः पथ्यमितिच ॥
रुचिनां वैचित्र्यादृजु कुटिल नाना पथ जुषाम् ।
नृणामेको गम्य स्त्वमसि पयसामर्णव इव ॥

હે પ્રભો! પોત પોતાની જુદી જુદી રૂચીને અનુસરતા જે માર્ગો, પંથો અને ધર્મો મનુષ્યો ધારણ કરે છે, તે બધા દેખીતી રીતે જુદા જુદા જણાતા છતા સીધા કે વાંકા ચૂકા વળીને છેવટે તમારામાંજ આવી મળે છે, તમેજ એ સર્વનું માન એક ગમ્ય સ્થાન છો!

જગતના સર્વધર્મો અને સંપ્રદાયો તરફ આવી ઉદાત્ત ભાવના ધરાવનાર આપણા દેશના આવા દૈવિ મહાપુરુષોની જયંતિ ઉજવવાથી આપણે આપણા હૃદયમાં કેટલો ભક્તિભાવ, સન્તપુરુષો માટે પ્રેમ અને સનાતન ધર્મ પ્રેમ ભર્યો છે તેજ દર્શાવીએ છીએ, એટ-

સુજ નહીં પણ એ દૈવી મહા પુરૂષોનાં ચૈતન્ય જાણ્યે અજાણ્યે આપણા જીવનને અને સમગ્ર પ્રજાના આંતરજીવનને કેટલું ઉન્નત અને દૈવિ બનાવે છે તેનો પણ સાક્ષાત્કાર કરીએ છીએ ! ૐ ॥

ઓ પ્રભુ ! અમારી દિવ્ય ભૂમિના અપાર મહિમાવન્ત દિવ્ય મહાપુરૂષોમાં અમારી શ્રદ્ધા-ભક્તિ જાગ્રત થાય એવી ભાવના અમારા હૃદયમાં જાગ્રત કરો ! જેથી અમારા દેશના મહાપુરૂષોની જયંતિઓ પ્રસંગે દરેક ગામ, દરેક શહેર, દરેક સભાઓ અને સમગ્ર પ્રજા એ દિવ્ય પુરૂષની ભક્તિના પ્રેમમાં રંગાઈ જાય, એવો ઉત્સાહ, એવું બળ, એવો ધર્મ પ્રેમ જાગ્રત થાય ! ૐ. ॥

જગતના દિવ્ય સન્ત પુરૂષોનો, ચરણ રજ સેવક.

કીમ સ્ટેશન.
શ્રી રામકૃષ્ણ જયંતિ.

वैद्य वल्लवंतराय झवेरीलालना
ૐ ગુરુદેવ. ૐ શાન્તિ.

સંતબોધ

૫૦ જેઓ ધર્મને માને છે અને ભગવત્ દર્શનની ઇચ્છા રાખે છે તેનો સ્વભાવ સ્વતંત્ર જ હોય છે. તેઓ ધર્મ અને ભગવાનને ખાતર અન્ય વસ્તુઓનો ત્યાગ કરે છે. વિષય-ભોગોથી તે દૂરજ રહે છે. તે બંધનમાં પડતો નથી. વાસ્તવિક જોતાં તેનેજ ધર્મ-ઇશ્વર પ્રાપ્ત થાય છે. વળી એક પ્રકારના એવા પણ ભક્ત ભક્તો હોય છે કે જેને સદ્ ઉપદેશ કહેવા જતાં માઠું લાગી જાય છે. માત્ર પોતાની ઇચ્છાનુસાર વર્તવામાંજ તેમને આનંદ જણાય છે. પરંતુ તેમ થવાથી તેમને કષ્ટ સહન કરવું પડે છે અને તેમના અનુયાયીઓને પણ તે કષ્ટ આપે છે.

૫૧ જે ભગવાનની પ્રાર્થના કરે, ભક્તિ કરે, તેને શરણાગત થઇ રહે તેજ બુદ્ધિમાન. ભક્તે પોતાની અવસ્થા મનમાં ને મનમાંજ નિવેદન કરવી. તેજ તમારી જીવન નૌકા યોગ્ય માર્ગે લઇ જશે. તેને જાણવાની ઇચ્છા હશે તો પણ તેની કૃપાવડેજ તે જાણવા દેશે. તેની કૃપા ભિક્ષા માંગો !

૫૨ પૈસાદ્વારા ભગવાન પ્રાપ્ત થઈ શકતા નથી. પૈસા વડે બંગલા બંધાવી શકાય. યજ્ઞ યાગ થઇ શકે. પણ ભગવાનને તો પ્રાણ-મન જોઈએ છે.

૫૩ મન-પ્રાણ એક કરી અંતરાત્મામાં લીન થઇ જવું જોઇએ તોજ તેનાં દર્શન થાય.

૫૪ જેમ કાચના ફાનસમાં દીપક પ્રકટે છે ત્યારે અંધારામાં પડેલી વસ્તુઓ જોઈ શકાય છે તેજ પ્રમાણે ઇન્દ્રિયોની શક્તિ બાહ્ય વિષયોમાંથી સમેટી લઇ અંતર્મુખી કરો. ત્યારેજ આત્મદીપકનાં દર્શન થશે અને સત્ અસત્‌નું ભાન થશે. ત્યારેજ માયારૂપી અંધકાર દૂર થશે અને બ્રહ્મરૂપી સત્ વસ્તુ જણાશે.

૫૫ શ્રીમંતો મનમદ અને જનમદમાં ઇશ્વરને અને તેના કાયદાને ભૂલે છે ત્યારે તેમને અનેક કષ્ટ સહન કરવાં પડે છે અને અંતે મરણને શરણ થાય છે. જીવનમાં તેમને સાચો આનંદ જણાતોજ નથી. નિત્ય કાંઇને કાંઇ વિપદ હોય છે જ. પરંતુ શ્રીમંત છતાં જે પ્રભુનો ભક્ત છે, જે જીવમાત્રને પ્રભુનું રૂપ સમજી તેનાં દુઃખ દૂર કરવા યત્ન કરે છે તેને જ સાચો આનંદ પ્રાપ્ત થાય છે. તેને મરણ વખતે કષ્ટ સહન કરવું પડતું નથી પણ આનંદ પૂર્વક જાણે તે મહા સમાધિમાં સતો હોય એવો અનુભવ થાય છે !

# શ્રીમાન વૈદ્યરાજ તિલકચંદભાઇની અનુભવસિદ્ધ દવાઓની બનાવટ.

"છર્દિ રીપુની ગોળી"–તેની બનાવટ–કપુરક ચરી શેર ૦ા લાપી ખાંડી વસ્ત્રગાળ કરી પાણી મેળવી ખુબ ઘુટીને તેની વટાણા જેવડી ગોળી વાળી તડકે સુકવી શીશીમાં ભરી રાખવી.

આ ગોળી નાના બાળકને એક એક અને મોટા માણસને ત્રણ ત્રણ દરેક ઉલટીએ માત્ર પાણીમાં વાટીને પાવાથી આશ્ચર્ય રીતે ઉલટીને બંધ કરે છે. તે ઉપરાંત છાતીની ગભરામણ, ખાલી ઉબકા (હેડકી) ને તુરત નરમ પાડે છે. આ ગોળી હિસ્ટીરીઆની મુર્છા, તાણ, છાતીની ગભરામણ, બોલવાનું બંધ થવું, રડવું હસવું વગેરે ઉપદ્રવોમાં ઘણી વખત સેવવાથી ચમત્કારીક ફાયદો કરે છે ભુતનો વહેમ હોય તથા ઉન્માદરોગના રોગીઓ પણ આ ગોળીના સેવનથી આરોગ્ય થયા છે માટે મારા બંધુઓ ! આ ગોળી બનાવો. ઘરમાં રાખો અને વાપરો. તમને જરૂર ધન, યશ અને કિર્તિ પ્રાપ્ત થશે. એના મુકાબલાની કોઇપણ દવા ઇંગ્રેજી કે યુનાનીમાં નથી. માટે સર્વ વૈદ્યભાઈઓ જરૂર આ નવું ઔષધ બનાવજો.

૨ **મરડાની ગોળી**–હીમજી હરડે ૧ ભાગ, આમળા ૧ ભાગ માયુફળ ૦ા ભાગ, નાગકેશર ૦ા ભાગ, કડા છાલ ૦ા ભાગ. શુંઠ ૦ા ભાગ, વરીઆળી ૦ા ભાગ સાહડ્રર ૦ા ભાગ સોઘર ૦ા ભાગ, વાયવડંગ ૦ા ભાગ, મોચરશ ૦ા ભાગ. બીલી ૦ા ભાગ એ પ્રમાણે લઇ વાટી વસ્ત્રગાળ કરી તેને પાણીમાં ઘુંટી વટાણા જેવડી ગોળીઓ વાળી તડકે સુકવી રાખી મુકવી જ્યારે કોઈને મરડો એટલે પેટમાં ચુંક આવી પૈસા બે પૈસાભાર લોહી કે જળશ પડતુ હોય, અને રોગી ગભરાતો હોય ત્યારે નાના બાળકને એકથી બે અને મોટા માણસને ત્રણથી ચાર ગોળી માત્ર પાણી સાથે દીવસમાં ત્રણ વાર વાટીને પાવી અથવા ગળાવવી. આ ગોળી મરડા (પ્રવાહિક) આમવાયુ) ઉપર ઘણીજ ઝપટથી કામ કરે છે. આ ગોળી આપી એટલે દીવેલ (એરડીયા) નો જુલાબ આપવો પડતો નથી. માટે મારા બંધુ! આપ જરૂર આ ગોળી બનાવો. વાપરો અને રોગીનો આશીરવાદ, તથા યશ અને ધન મેળવો એટલીજ ઇચ્છા છે.

૩ **તાવની દવા**–દરેક ગામ ખેતરોમા "કડવી નાઇ" નામનો વધુમાં વધુ ૭ ઇંચ ઉંચો છોડ ઉગે છે, તેને ડાળીઓ હોતી નથી. તેના પાંદડાં સાંકડાં અને લાંબા થાય છે. તેના ફુલ ઝીણા પીળા થાય છે. તેનો સ્વાદ અત્યંત કડવો હોય છે. તે છોડવાને ઉખેડી મંગાવી તેને છાંયામાં સુકવી સુકાતાં જેટલું વજન થાય તેથી ચોથે ભાગે કાળાં મરી (તીખાં) મેળવી ખાંડી વસ્ત્રગાળ ચૂરણ કરી રાખવું. તેમાંથી નાના બાલકને એક રતીથી એક વાલ માત્ર ઠંડા પાણી સાથે દીવસમાં ત્રણ વાર વાટીને પાવાથી અથવા ફકાવવાથી તાઢીઆ, એકાંતરા વગેરે તાવો જાય છે. આ ઔષધ હમારા દવાખાનામાં ચાલુ છે અને મહાસુદર્શન ચુર્ણ કરતાં વધારે ફતેહમંદીથી કામ કરે છે. માટે મારી ખાસ વિનતિ છે કે, આ ચુર્ણ વૈદ્યબંધુઓ જરૂર બનાવશો. હમે એનું નામ "જ્વરના" રાખેલું છે,

આ છોડ નહીં ઓળખાય તેણે અડધા આનાની ટીકીટ મોકલી નમુનો મંગાવી લેવો. એ વનસ્પતિ વેચાતી મંગાવવા માટે કોઈએ પત્ર લખવો નહીં. એ તો સર્વ ઠેકાણે મળે છે.

૪–યત નિવેદન કરવાનું કે મારો ફકરી નારૂનો અનુભવસિદ્ધ ઉપાય ઉપર લખ્યો છે. હવે રાતી ગોળી લખું છું.

ફટકડી ફુલાવેલી તોલા ૪, નવસાર ચપેલો તોલા ૨. કાળા મરી તોલા ૨, સુનાગેરુ તોલા ૨, એ સર્વને વસ્ત્રગાળ કરી ગોળમાં ગોળી વાળતા હતા, પણ વરસાદમાં ઓગળી જવાથી બગડી જાય માટે એ ચૂર્ણજ તઈયાર રાખીએ છીએ. એ ચૂર્ણમાંથી વાલને આશરે મોટા માણસને તથા નાના બાળકને એક રતી ગોળના પાણીમાં મેળવી પાવાથી તાઢીઆ, રોજીઆ, એકાંતરા પ્લેગના વગેરે તાવો માત્ર બે કે ત્રણ દીવસમાં જતા રહે છે. આ ગોળીથી હજારો પ્લેગના દરદીઓ સારા થયા છે. આ ગોળીથી લોહીવા (રક્તપ્રદર) હમલો, ઊંખ્યુવાત પણ ચમતકારીક રીતે સારા થાય છે. માટે મારા વૈદ્ય બંધુઓ ! આ રાતી ગોળીનું ચૂર્ણ જરૂર બનાવી વાપરશો તો આપને જરૂર યશ, પુણ્ય અને ધનની પ્રાપ્તિ થશે.

આ દવાથી હૃદય કે ફેફસાં, મળાશય કે મૂત્રાશય ઉપર જરા પણ માઠી અસર થતી નથી. આવી ચમત્કારીક, સહેલી, સોંઘી અને સુખરૂપ ઔષધી બીજી જણાઈ નથી.

**૫–વીંછીના ઝેરનો રામબાણ ઉપાય**–આ સંબંધમાં રા. કલ્યાણજી વિઠ્ઠલજી મહેતા લખે છે કે–મારા એક મિત્રને એક દિવસ વીંછી કરડયો હતો અને તેની વેદનાથી તેઓ હેરાન હેરાન થઇ ગયા હતા. એટલામાં રસ્તે જતા એક ભલા માણસે એ વાત જાણી અને જણાવ્યું કે સુકી હળેલી હળદર (અવેજ) થોડી લઇને તેને દેવતામાં નાખી તેના ધુમાડાના ત્રણ ચાર શ્વાસ ઉંડા લો એટલે આરામ થશે. તેમ કરી જોતાં ખરે એજ મિનિટમાં સઘળી વેદના નાશ પામી અને ઝેર તરત ઉતરી ગયું. આવો સારો અને સોંઘો છતાં રામબાણ ઇલાજ લોકોની જાણમાં આવે માટે આપના સુપ્રસિદ્ધ પત્રદ્વારા પ્રકટ કરાવ્યો છે.

**૬–વીંછીના દંશનો અકસીર ઉપાય**–૧ રા. પરશોત્તમ મીઠાભાઇ પટેલ-ખાનપુર તા. આણંદથી લખી જણાવે છે કે, વીંછી જેવો દંશ દે કે બને તેટલી ઉતાવળથી ખવાય તેટલી ખાંડ ખાવી. જેથી ઝેર બિલકુલ ચડશે નહિ. આ ઉપાય અમારો અનેક વખત અનુભવેલો છે.

**૭–મેલેરીયા અને માંકડાનો ઉપાય**–૧. જે ગામમાં મેલેરીયા નામનો તાવ ફાટી નીકળે ત્યાં લોકો પોતાના ખોરાકમાં કોપરેલતેલ વાપરે તો તાવ જલદી નાબુદ થાય છે ને મેલેરીયા તાવ આવે નહિ.

૨ માંકડ મારવાનો ને એનો ઉપદ્રવ અટકાવવાનો ઉપાય–જ્યાં આગળ માંકડ દેખાય તે જગ્યાએ જરા ગરમ કરેલું કોપરેલતેલ લગાડવું એટલે ઘસવું ને લાકડાના પલંગ તથા ખાટલા વિગેરેની ફાટમાં પણ ચોપડવું તો માકડના ઇંડાનો પણ નાશ એકદમ થઇ જાય છે.*

---

* જે જે વૈદ્યબંધુઓ અને અન્ય સજ્જનો તરફથી અનુભવસિદ્ધ ઔષધી પ્રયોગ અમને લખી મોકલવામાં આવશે તે પ્રકટ કરવામાં આવશે. સમ્પાદકઃ–ભારત જીવન.

# दान महिमा ।

## ( ૨ )



વિદ્યા અને બ્રહ્મચર્યના અભ્યાસની સહાયતા માટે જે ભિક્ષા પ્રાપ્ત કરવાનો શાસ્ત્રમાં ઉલ્લેખ છે તેજ ભિક્ષા દ્વારા જો મૂર્ખ અને ઢોંગી બ્રાહ્મણોનું પોષણ થાય તો તેથી દેશનું અમંગલ થાય અને એવા પ્રકારના ભિક્ષાદાતાઓને દેશના શત્રુ માની રાજાએ તેમને દણ્ડ આપવો જોઇએ એમાં અનુચિત શું છે ? રાજાનો ભય હોય તોજ ગૃહસ્થો ગમે તેને દાન આપી ન બેસે અને અવિદ્વાન-મૂર્ખ બ્રાહ્મણોમાં વૃદ્ધિ થવા ન પામે. અધર્માચરણી બ્રાહ્મણને કોઇ વસ્તુ આપવાનું સાંભળવામાં આવે તો તેનો પણ નિષેધ કરવો જોઇએ. એ સમયે પ્રતિજ્ઞાભંગ થતાં પાપ થવાની તો આશંકા રાખવીજ નહિ. મહર્ષિ ગૌતમે ( ૫-૨૩ શ્લોકમાં ) કહ્યું છે કેઃ

प्रतिश्रुत्वापि अधर्म्मे संयुक्ताय न दद्यात् ।

" જો કદાચ દાન આપવાનું અગાઉથી કબૂલ કર્યું હોય તોપણ અધર્માચરણી બ્રાહ્મણને દાન કરવું નહિ. " ( મિતાક્ષરા ૧-૨૦૧ જુવો ) મહાભારતના અનુશાસન પર્વમાં લખ્યું છે કેઃ

" कृशाय कृतविद्याय वृत्तिक्षीणाय सीदते ।
अपहन्यात् क्षुधां यस्तु न तेन पुरुषः समः ॥ ५९-११

" વિદ્વાન, ગરીબ, અને કૃશ ક્ષુધાતુરની ક્ષુધા જે મનુષ્ય દૂર કરે છે તેના સમાન બીજો કોઈ પુરૂષજ નથી. "

**પ્રતિગ્રહ-દાનનો ઉદ્દેશ્ય**—ઉપરોક્ત સર્વ શાસ્ત્ર વચનોદ્વારા એજ સાબિત થાય છે કે પ્રતિગ્રહ દાનનો અન્ય ઉદ્દેશ્ય ધાર્મિક વિદ્વાનોને વૃત્તિ બાંધી આપવી. જે બ્રાહ્મણો દેશમાં ધર્મ અને વિદ્યાની વૃદ્ધિ કરવામાં જોડાયા હોય તેમને મહિને મહિને પગાર આપી " નોકર " બનાવી દેવા એવો શાસ્ત્રનો ઉદ્દેશ્ય નથી.

**નોકર, યાજક, અને અધ્યાપકોના દોષ**—ઇંગ્લેન્ડમાં ધર્મયાજકો મહિને મહિને પગાર લેતા હોવાથી તેઓ નોકર જેવા છે. વળી તેમની પાસે પુષ્કળ સરસામાન અને ધન હોય છે. આપણા દેશના બ્રાહ્મણોને તેમની ઇર્ષા ન થવી જોઇએ, અને તેમના જેવા ધનવાન થવાનો લોભ પણ ન થવો જોઇએ ! ત્યાંનું બધું સારૂં અને આપણું સર્વ ખોટું છે એવો વિચાર કરવાનું કારણ જ નથી. અવશ્ય આપણે બાલ્યાવસ્થાથીજ એવો વિચાર કરવાના અભ્યાસમાંજ પડ્યા છીએ, પરંતુ તે આપણે ભૂલી જવું જોઇએ. ઇંગ્લેંડના પાદરીઓ હવે વધારે દિવસ રાજકર્મચારી રહેશે એમ જણાતું નથી. ઇંગ્લેંડમાં અનેક શિક્ષકો

મહિને મહિને પગાર લેઈ " નોકર " બન્યા છે, તેથીજ આપણા દેશમાં પણ નોકર અને અધ્યાપકોની સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે ! એ બધો પ્રતાપ -પરદેશી રાજ્યનીતિના અનુકરણનો છે ! એ બહુ દિલગીર થવા જેવું છે ! આજે આપણા દેશમાં - વિદ્યાભ્યાસને પરિણામે, ભારતવાસીયોનાં જીવન ઉન્નત થતાં નથી તેનું એક મુખ્ય કારણ એ છે કે હાલના અધ્યાપકો માત્ર પૈસાના " નોકર " છે. તેઓ પૈસાનાજ " સેવક " છે. માત્ર પૈસા લેવા અને વિદ્યા ભણાવવી. પૂર્વે પ્રત્યેક વિદ્યાર્થિને "મનુષ્ય" બનાવવો એજ તેમનુ કર્તવ્ય હતું, આ દેશમાં વિદ્યાદાનનું અન્ય નામ " મનુષ્ય બનાવવું " ગણાતું. તે ધર્મ કર્મ તો અધ્યાપકો અને શિક્ષકો સર્વ ભૂલી જ ગયા છે. અરે ! તેઓ પોતેજ " મનુષ્ય " નથી-તેમનામાંજ મનુષ્યત્વ નથી પછી તેઓ ક્યાંથી વિદ્યાર્થિઓને " મનુષ્ય "-બનાવે વારૂ ? શિક્ષકોને સ્વતંત્રતા નથી, તેઓ માત્ર પરંપરાથી ચાલતી આવેલી નિતિને અનુસરી માત્ર પરીક્ષામાં " પાસ " થવાની સગવડ કરી આપે છે ! પરદેશી-પરધર્મી, પરનૈતિક, સરકારે નક્કી કરેલાં, પરભાષાના ( સ્વભાષાનાં થોડાંક ) પુસ્તકો વિદ્યાર્થિઓને મોઢે-પોપટની પેઠે-ભણાવે છે એટલુંજ માત્ર ! તેઓ વિદ્યાર્થીઓને "મનુષ્ય" બનાવવાનો, અરે ! " વિદ્વાન " બનાવવાનો જરાપણ યત્ન કરતાજ નથી* ! તેજ કારણને લીધે આપણા આર્યધર્મ શાસ્ત્રમાં " પૈસાના નોકર " શિક્ષક-અધ્યાપકોની નિંદા કરવામાં આવી છે ! સ્વતંત્રતા પૂર્વક, પોતાની ઇચ્છાનુસાર, વિદ્યાર્થીઓનું ચરિત્ર-ગઠન કરવા શક્તિમાન હોત તો શિક્ષકો શિક્ષાદાન દેવામાં પોતાના મન-પ્રાણ પૂર્વક વ્યવસ્થા કરી શકત પરંતુ એમ બનતું નથી. અત્યારે તો શિક્ષણ વિભાગના ચાલકો જે પ્રકારે વિશ્વવિદ્યાલય અથવા શાળા, કોલેજો ચલાવવાના નિયમો રચે છે તે પ્રમાણેજ સર્વત્ર શિક્ષણ અપાય છે-શિક્ષકો તો એ પ્રમાણે વર્તવા બંધાયલા જ હોય છે. એક દિવસ બે અધ્યાપકોની વચ્ચે એક શિક્ષકની વર્તમાન અવસ્થા સંબંધી ચર્ચા થઇ હતી. એક અધ્યાપક કહેતા કે: " આપણે વિદ્યાર્થીઓને વિદ્યાવાન અથવા મનુષ્ય કરવાને યત્ન કરતા નથી, અને તેમ કરવાનું અનેક અધ્યાપકોમાં સામર્થ્ય પણ નથી. આપણામાંના કેટલા શિક્ષકો પોતાના વિદ્યાભ્યાસમાં પારદર્શી અને સાચા હૃદય ગ્રાહી છે ? અનેક શિક્ષકો એમ. એ. પાસ થયા કે બસ, પોતાને કૃતાર્થ માને છે ! તેમજ બીજું કાંઇ શિખવા જેવું છે એવું જાણતાજ નથી ! વળી કેવળ જ્ઞાનની વિશાળતા અથવા ગહનતા દ્વારા શિક્ષક કૃતાર્થ થઇ શકતો નથી. શિક્ષકોએ તો સર્વોપરિ, શુદ્ધાચારી અને શીલવાન થવું જોઇએ. શિક્ષકો તેવા નથી તેનો દોષ વિદ્યાલયોના મુખ્ય ચાલકોનો પણ છે ! તેઓ માત્ર સારા " પાસ-કરનારા " અધ્યાપકો-શિક્ષકો મૂકે છે ! એ ચાલકો સારા ગુણવાન, ધર્મપ્રાણ, નીતિવાન, સારા " મનુષ્ય " અથવા "વિશુદ્ધ વિદ્વાનો "નો આદરસત્કાર કરતા નથી ! તેથીજ શાળા, કોલેજોમાંથી વિદ્યાભ્યાસ કરી ગમે

---

* નિશાળો, સ્કૂલો, કોલેજોમા ધર્મનીતિનાં શિક્ષણને મુખ્ય સ્થાન અપાવું જોઇએ. કારણ કે તેજ જ્ઞાન વિદ્યાર્થીને " મનુષ્ય " બનાવે છે પરન્તુ દિલગીરીની વાત છે કે: દેશમાં આટલા બધા બુદ્ધિમાનો, શ્રીમંતો, શાહુકારો છતાં કોઇએ ધર્મ, નીતિ શિક્ષણ-માટે સરકારને આગ્રહ કરતું નથી અથવા તો તે માટે જૂદી શિક્ષણ-વ્યવસ્થા કરતું નથી. હાલ જમાનો બદલાય છે. તેવા સમયમાં પણ ધર્મ-શિક્ષણની જૂદી વ્યવસ્થા થવી જોઇએ.

સમ્પાદક-ભા. જી.

તેવા આચરણવાળા નિઘ થીઓ ઉત્પન્ન થાય છે ! " એ સાંભળી અધ્યાપક ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યું કેઃ ' શું આપણને એટલા માટેજ નોકર રાખ્યા છે ? વિદ્યાર્થીઓને માત્ર " પાસ-કરવા " એજ આપણો ઉદ્દેશ્ય છે એ ઉદ્દેશ્ય આપણે જેટલો ઉત્તમ્ રૂપે પરિપૂર્ણ કરીએ છીએ તેટલો બીજા કોઇ કરી શકે એમ નથી. " મનુષ્ય " બનાવવા માટે અથવા વિદ્યા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવાનું પ્રયોજન હોય તો સર્વસ્વ સદ્ગુણી ધર્મપ્રાણ, વિદ્વાન, વિશુદ્ધ ચારિત્ર્યવાળા શિક્ષકોનીજ આવશ્યકતા છે પરન્તુ આજ કાલ તો એવી આશા રાખવી આપણે માટે આકાશ કુસુમવત્ છે ! ભવિષ્યમા ભગવાન કૃપા કરે અને શિક્ષણ પદ્ધતિ ફરે ત્યારેજ એ પ્રમાણે બને ! " વાંચક બંધુ ! એ બન્ને અધ્યાપકોના ઘણા દિવસના વિચારો હમણાં દ્રવિભૂત થવાનાં ચિન્હો જણાય છે. હજી નૌકા સમુદ્રમા છે. કયે કિનારે જાય છે તે જોવાનું છે. શ્રીયુત ગાંધીજીએ શિક્ષણ ક્રમ ફેરવવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે. આ સમયે દેશના ધર્મપ્રાણ-મહાપ્રાણ-હિતૈષીઓએ જાગૃત થઇ ધાર્મિક-નૈતિક શિક્ષણની વ્યવસ્થા કરવાનુ કામ ઉપાડી લેવુ જોઇએ. દેશના જૂદા જૂદા ધર્માચાર્યો હજી જાગૃત થતા નથી અને તેમના તરફથી ધર્મ-શિક્ષણની વ્યવસ્થા થતી નથી !

સત્ય કહીએ તો પ્રાચીન પ્રથા પ્રમાણે વિદ્યાર્થીઓને " મનુષ્ય " અને " વિદ્વાન્ " સચ્ચરિત્રશાળી બનાવવા માટે કેળવણી-પદ્ધતિમાં ફેરફાર કરવો જોઇએ. પ્રથમ શિક્ષકો " મનુષ્ય " અને " વિદ્વાન " થવા જોઇએ તેમ થવાથીજ વિદ્યાર્થીઓ " મનુષ્ય " અને " વિદ્વાન " થશે. શિક્ષણ-વિષય ગોઠવનાર પણ "મનુષ્યો" અને "વિદ્વાન" હોવા જોઇએ. તેમને સ્વતંત્રતા મળવી જોઇએ. શિક્ષકોની પસંદગી કરતી વખતેજ બહુ સાવચેતીથી કામ લેવું જોઇએ. કેવળ શુદ્ધાચરણી સુશીલ અને બહુશ્રુત(loarned) અનુભવી મનુષ્યોનેજ શિક્ષકો નિમવા જોઇએ. આજ તો ૨૦-૨૫ વર્ષના જુવાનીયા શિક્ષકો, મુખમાં પાન બીડી અને સીગારેટના ધુમાડા નીકળતા હોય, માથે સ્ત્રીયોના જેવા વાળ રાખી પટીયા પાડયાં હોય, કોટ, પાટલુન, નેકટાઇ, કોલરો પહેર્યા હોય, અનીતિ, અધર્મ યુક્ત વર્તણુક હોય, ઉચ્છૃંખલ, વિવેકહીન, વ્યસની અને તોછડા છોકરાઓ માસ્તર બની વિદ્યાર્થીઓને કેવુ ભણાવતા હશે તેનો ખ્યાલ સહજે આવ્યા વગર રહેતો નથી ! એ શિક્ષણથી કેવળ ગુલામગીરી કરવા સિવાય દેશને બીજો શો લાભ થાય છે ? એવો વિદ્યાભ્યાસ કરી સેંકડે કેટલા વિદ્યાર્થીઓ સુખી થયા છે ! તે કંઈ છાનું નથી ! એવા તોછડા અને ઉચ્છૃંખલ શિક્ષણને પ્રતાપેજ સંસાર વ્યવહારમાં અનેક પ્રકારના નઠારા રિવાજો પેઠા, કુસંપ દ્વેષ, ઇર્ષાનો પ્રવેશ થયો અને સુખી સંતોષી હિંદુ-સમાજ દુઃખની-જીવન કલહની-છેલ્લી હદે પહોંચ્યો છે ! કહો કે તેઓ દુઃખી દુઃખી થઇ રહ્યા છે ! ભારત વર્ષનું સદ્ભાગ્ય હોય,અને એ શિક્ષણ ક્રમ બદલાઇ વિદ્યાર્થીઓને સાચા "મનુષ્ય," અને "વિદ્વાન" બનાવવા જેવો શિક્ષણ ક્રમ રચવામાં આવે તોજ દેશનુ કલ્યાણ થાય ! તોજ દેશ સુખી થાય ! પરંતુ એમ કરવા માટે અનુભવી-" વિદ્વાન્ "-" મનુષ્ય "-શિક્ષક-અધ્યાપકોની યોજના થવી જોઇએ. તેઓ સાધારણ રીતેજ પોતાની સ્વતંત્રતાનો દુરૂપયોગ કરશે નહિં. કદાચ સેંકડે બે ચાર શિક્ષક દુરૂપયોગ કરનાર નિકળશે તો, તેમને સુધારતાં કે દૂર કરતા કઠિન પડશે નહિ ! શિક્ષકોને ડગલે ડગલે પરતંત્ર-પરવિચારવાહક બનાવી દીધાથી, તેમને વારંવાર રોકી રાખ્યાથીજ દેશનું અતિશય અકલ્યાણ થાય છે ! સાચા દેશહિતૈષીઓ, સાચા દેશ નાયકો ! જાગૃત થાઓ અને અત્યારે તમારૂં કર્તવ્ય બજાવો ! ( અપૂર્ણ. )

ડા. રા. મ્હેતા.

કે) સમજી શકાય એવો નથી તમે બીજો વર પ્રાર્થના કરો એ (આત્મતત્ત્વ) જાણવાનો આગ્રહ કરશો નહિ. એ વર-પ્રાર્થનાનો ત્યાગ કરો

૨૨. નચિકેતાએ ઉત્તર દીધો " હે મૃત્યો ! એ વિષયમાં દેવતાઓ સંશયવાળા છે. તમારે મુખેથી સાભળ્યુ અને તમે એમ પણ કહો છો કે આત્મતત્ત્વ સહજે સમજી શકાય એવુ નથી તેથી તે જ્યારે વિદ્વાનોને પણ અનાયાસે જ્ઞાન-ગોચર નથી તો પછી તમારા જેવા ધર્મતત્ત્વજ્ઞ મ્હને બીજા કોણ મળશે કે જેની પાસેથી એ વિષયનુ મ્હને જ્ઞાન પ્રાપ્ત થશે માટે એ મોક્ષ પ્રાપ્તિનો એક માત્ર ઉપાય છે અન્ય સમસ્ત ફલ અનિત્ય છે. માટે અન્ય કોઈ પણ વર એના સમાન થઇ શકે એમ નથી.

૨૩. નચિકેતાની પુનઃ પરીક્ષા કરવા માટે યમે લોભ દર્શાવી કહ્યુ કે " હે નચિકેત ! તમે સો વર્ષ પર્યંત જીવે એવા પુત્ર, પૌત્રો, અને પુષ્કળ પશુ, હસ્તી, અશ્વ, સ્વર્ણ આદિ અને સામ્રાજ્ય પ્રાર્થના કરો, અને જેટલા વર્ષ જીવન ધારણ કરવાની ઇચ્છા હોય તેટલા વર્ષ જીવતા રહો.

૨૪. જો તમારી ઇચ્છા હોય તો એને અનુકૂળ એવું વરદાન પણ પ્રાપ્ત કરી શકશો અને દીર્ઘ જીવન તથા જીવન રક્ષણાર્થ ધન દ્રવ્યાદિની પણ તમે મ્હને પ્રાર્થના કરી શકશો, અથવા તમે મહાભૂમિના રાજા થઇ શકશો મ્હારૂં એ વચન મિથ્યા થઇ શકશે નહિ સમસ્ત સ્વર્ગીય અને પાર્થિવ વસ્તુઓના ફળ તમે ભોગવો એવી આશિષ આપુ છુ.

૨૫. હે નચિકેત ! મનુષ્યને વાન્છનીય અર્થાત્ દુર્લભ હોય એવી સર્વ વસ્તુની ઇચ્છાનુસાર તમે પ્રાર્થના કરો, કિંવા જે મનુષ્યને દુર્લભ હોય એવી રૂપશીલ આદિ ગુણવાન, રથસહિત, વિવિધ વાદ્યયન્ત્રયુક્ત અપ્સરાઓની તમે પ્રાર્થના કરો, હું તે સર્વ આપવા તત્પર છુ, તે અપ્સરાઓ દ્વારા તમે તમારી સેવા શુશ્રુષા કરાવજો, પરન્તુ મૃત્યુ સંબંધી પ્રશ્ન મ્હને પૂછશો નહિ.

૨૬. આ પ્રમાણે યમે નચિકેતાને અનેક પ્રકારનો લોભ દર્શાવ્યો, પરન્તુ એ લોભ જોઇ નચિકેતાનું મન ડગ્યુ નહિ. તેણે શાન્ત ચિત્તે યમને ઉત્તર દીધો કે " હે મૃત્યો ! આપ મ્હને પુત્ર, અપ્સરાદિ જે સર્વ ભોગ્ય પદાર્થનું દાન કરવા તત્પર થયા છો, એ સર્વ આવતી કાલે રહેશે કે નહિં એ માટે સંદેહ છે, વળી અપ્સરા વગેરે સર્વ ભોગ્ય વસ્તુઓ ઇન્દ્રિય શક્તિને ક્ષીણ કરી દે છે, તેથી એ સર્વની મ્હને આવશ્યકતા નથી વળી તમે દીર્ઘ જીવન દાન કરવાનું કહો છો તેનું પણ પ્રયોજન શુ છે ? કારણ કે બ્રહ્મા પણ સ્વલ્પ જીવનાર છે, તે પણ ચિરસ્થાયી નથી, તેથી દીર્ઘજીવન માટે મ્હને અભિલાષા નથી. એ સર્વ ઐશ્વર્ય, દિવ્ય રમણીઓ, અને નૃત્યગીત આદિ આપની પાસેજ રહેવા દો એવી અસ્થિર વસ્તુઓનુ મ્હને કિંચિત્ પણ પ્રયોજન નથી

૨૭. નચિકેતા પુનઃ યમ પ્રત્યે બોલ્યા " હે અન્તક ! આપજ વિચાર કરી જૂઓ, ધન-સમ્પત્તિ મનુષ્યને કદી પણ તૃપ્તિ આપી શકે એમ નથી. વળી તમારા જેવા દેવતાનો મ્હને સાક્ષાત્કાર થયો છે ત્યારે ધન સમ્પત્તિની ઇચ્છા થાય તો તે મ્હને અવશ્ય મળે એમ છે, તેમજ જેટલા દિવસ તમે યમરાજ્યના અધિપતિ રહેશો તેટલા દિવસ પર્યંત હું જીવન ધારણ કરી શકીશ એમા શંકા નથી પરંતુ તે વિષયોની મ્હને ઇચ્છા નથી. તમે મ્હને પૂર્વોક્ત વરદાન આપો એજ મ્હારી પ્રાર્થના છે.

૨૮. હે મૃત્યો ! મનુષ્યો જરાગ્રસ્ત અને મરણશીલ (નિકૃષ્ટ) છે, અને દેવતાઓ

અજર અને અમર ( ઉત્કૃષ્ટ ) છે. તેટલા માટેજ નિકૃષ્ટ મનુષ્ય-ઉત્કૃષ્ટ દેવતાઓ સન્મુખ જઈ ઉત્કૃષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાનીજ વાંચ્છના રાખી શકે—કદી પણ સામાન્ય વસ્તુની પ્રાર્થના કરી શકે નહિં તેથીજ હું તમારા જેવા મહાત્માની પાસે આવી શા માટે અજ્ઞાન મનુષ્યો માગે તેમ અનિત્ય ધન–સમ્પત્તિ વગેરેની પ્રાર્થના કરૂં ? જેઓ સાર વસ્તુ કઈ છે તે જાણતા નથી, તેઓજ તમે કહો છો તેવી અનિત્ય ઐશ્વર્ય પુત્રાદિ અનેક વસ્તુઓ શ્રેષ્ઠ માનીને પ્રાપ્ત કરવાની પ્રાર્થના કરી શકે, પરન્તુ હું તેની પ્રાર્થના કરીશ નહિં. વળી શરીર શોભા, ક્રિડા, કૌતુક, અને અપ્સરા આદિને અનિત્ય જાણવા છતાં પણ, કયો બુદ્ધિમાન પુરૂષ દીર્ઘજીવન પ્રાપ્ત કરી આનન્દનો અનુભવ લેવા તત્પર થાય ? વળી દીર્ઘ કાળ જીવવું એ પણ કષ્ટકર છે. કારણકે વૃદ્ધાવસ્થામાં જીર્ણતા–વ્યાધિયો–આદિ આક્રમણ કરે છે. તે સમયે ભોગપ્રવૃત્તિ શક્તિહીન થઇ જાય છે. તેથી શાંન્તિ પ્રાપ્ત કરવાનું તો દૂર રહ્યું, પણ ઉલટું અશાંન્તિનો અનુભવ થાય છે.

૨૯. હે મૃત્યો ! મૃત્યુ પછી આત્મા પરલોકમાં નિવાસ કરે છે કે નહિં તે તમે કહો. એ આત્મ તત્વનો વિષય તમે મ્હારાથી ગુપ્ત રાખવાનો યત્ન કરો છો, પરન્તુ હું એજ વરદાન ગ્રહણ કરીશ. અજ્ઞાન મનુષ્યોને ઇચ્છિત એવી અનિત્ય કોઈ પણ વસ્તુ હું ગ્રહણ કરીશ નહિં.

પ્રથમવલ્લી સમાપ્ત.

---

## ॥ कठोपनिषत् ॥

### द्वितीयावल्ली ।

---

૧. નચિકેતાએ પુત્રાદિની યમ પાસે પ્રાર્થના કરી નહિ. માત્ર બ્રહ્મવિદ્યાનીજ પ્રાર્થના કરી. તે સમયે યમરાજે તેને પ્રશંસા યોગ્ય સમજી કહ્યું કે:"નચિકેતઃ ! શ્રેયઃ એટલે મોક્ષસાધક તત્વજ્ઞાન અને પ્રેયઃ એટલે અર્થ, પુત્રાદિની કામ્યવસ્તુ, એ બન્ને પરસ્પર પૃથક છે. ઉભયનું ભિન્ન ભિન્ન પ્રયોજન હોય છે, અર્થાત્ શ્રેયનું પ્રયોજન મુક્તિ પ્રાપ્તિ અને પ્રેયનું પ્રયોજન ઐહિક ઉન્નતિ પ્રાપ્તિ. એ બન્ને પુરૂષને આબદ્ધ કરી રાખે છે. જે શ્રેયઃ ગ્રહણ કરે છે તેનુંજ કલ્યાણ સધાય છે, અર્થાત્ તે ભવબંધનમાંથી મુક્તિ પ્રાપ્ત કરે છે, અને જે પ્રેયઃ ગ્રહણ કરે છે, તે દીર્ઘદૃષ્ટિહીન મૂઢ મનુષ્ય પરમ પુરૂષાર્થ ( મોક્ષ ) પ્રાપ્ત કરી શકતો નથી.

૨. શ્રેયઃ અને પ્રેયઃ એ ઉભય વસ્તુ પુરૂષ પ્રાપ્ત કરી શકે છે, પરન્તુ ધીર પુરૂષો શ્રેયઃ અને પ્રેયઃ એ ઉભય પદાર્થના મર્મ તત્વ, વિશેષ આલોચના કર્યા પછી પ્રેયઃ કરતાં શ્રેયને પૃથક્ કરી લઇ શ્રેયનેજ ગ્રહણ કરે છે, અને અલ્પબુદ્ધિના મનુષ્યો શરીરાદિની વૃદ્ધિ અને તેના રક્ષણને માટે પ્રેયને ગ્રહણ કરે છે.

૩. હે નચિકેતઃ । મ્હેં તને પુનઃ પુનઃ પ્રલોભન બતાવ્યું છતાં સ્વાભાવિક રીતેજ મનોરમ એવાં સ્ત્રી પુત્રાદિ ભોગ્ય સમૂહને અનિત્ય સમજી તેનો ત્હેં ત્યાગ કર્યો છે માટે ત્હને ધન્ય છે ! જે વિષયમાં મૂઢ મનુષ્યોનું મન આસક્ત થાય છે તે બહુ મૂલ્ય રત્નમાળાની વાસના ત્હેં ત્યજી દીધી છે, અને ક્લેશથી પરિપૂર્ણ એવી નિંદા પાત્ર સંસાર–ગતિની પ્રાર્થના ત્હેં કરી નથી. ( અપૂર્ણ. )

હા. શ. મ્હેતા.

---

# प्राचीन भारतमां मनुष्य-गणना ।

આજે સુધારાનું રાજ્ય છે. દરેક ખાતા સુધરેલી રીત પ્રમાણે ચાલે છે, અને પ્રાચીન સમયની રાજનીતિને અસભ્ય કહીને કેટલાક વખોડે પણ છે. તેમ છતાં ભારત વર્ષની પ્રાચીન રાજનીતિનું બારીક અવલોકન કરતાં આપણને અને પાશ્ચાત્ય સભ્ય સમાજને આશ્ચર્ય ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. ભરતખંડમાં આજથી ૨૦૦૦ વર્ષ ઉપર માણસની ગણત્રી ( વસ્તી પત્રક ) કરવાનું કામ પણ થતું હતું. પ્રસિદ્ધ ગ્રીક ઇતિહાસ લેખક મેગાસ્થિનેસે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે -ત્રીજા પ્રકારના દેખરેખ રાખનારા ( superintendents ) ઓનું કામ એ હતું કે તેઓએ પ્રજાના જન્મ મરણના સમાચારની તપાસ કરીને લીસ્ટ તૈયાર કરવું અને કેટલાં સ્ત્રી પુરૂષો જન્મે છે તથા કેટલાં સ્ત્રી પુરૂષોનાં મરણ થાય છે તેમજ તેઓના મરણનું કારણ શું છે તે સઘળી બાબતની કાળજી પૂર્વક શોધ કરવી. આવી શોધ કરવાનું કારણ કર (Tax) લાગુ પાડવાનું નહોતું, પણ તેઓના રાજ્યમાં જન્મ અને મરણની ખબર રાખવાનોજ-મુખ્ય ઉદ્દેશ-હતો ”

સુપ્રસિદ્ધ “ અર્થ શાસ્ત્ર ” નામના પ્રાચીન ગ્રંથમાંથી પણ મેગાસ્થિનેસના એ વાક્યને સંપૂર્ણ ટેકો મળે છે. ચંદ્રગુપ્ત રાજાના રાજ્યમાં વસ્તીની ગણત્રી કરવાનો રિવાજ હતો. તેમાં એક ખુબી એવી જણાય છે કે તે કોઇ પણ એક ચોક્કસ વખતે કરવામાં આવતી નહોતી રાજ્યમાં એક ચોક્કસ ખાતું હતું. તેમાં એજ કામને માટે પુષ્કળ અમલદારો રાખવામાં આવતા હતા. તેઓનો એક ઉપરી અમલદાર હતો તેનું નામ “ સમાહર્ત્તા ” કહેવામાં આવતું હતું. તેને એ કામ સિવાય બીજા કામો પણ કરવા પડતા સમાહર્ત્તાનું અધિકાર-સ્થાન, ચાર ભાગમાં વહેંચાયલું હતું. દરેક ભાગના ( આવા “ ભાગ ” માં ઘણા ગામોનો સમાવેશ થતો ) ઉપરી અમલદારને “ સ્થાનિક ” ના નામથી ઓળખતા “ સ્થાનિક ”ના તાબામાં વળી ઘણા “ ગોપ ” રહેતા. તેઓ “ સ્થાનિક ” ની આજ્ઞા પ્રમાણે વર્તતા. દરેક “ ગોપ ” પાંચ કે દશ ગામની વ્યવસ્થા કરતો હતો.

એ “ સિવાય “ પ્રદેષ્ટૃ ” નામના એક જાતના અમલદારો રહેતા. તેઓ “સ્થાનિક” “ ગોપ ” અને “ પ્રદેષ્ટૃ ” અમલદારોનાં કામની તપાસ ચલાવતા અને તેનું પરિણામ “ સમાહર્ત્તા ” ને જણાવતા હતા

**समाहर्त्ता चतुर्धा जनपदं विभज्य, ज्येष्ठ-मध्यम-कनिष्ठ-विभागेन ग्रामाग्रं परिहारकपायुधीयं धान्य-पशु-हिरण्य-कुप्य-विष्टिकर-प्रतिकर मिदमे तावदिति निबन्धयेत् । एवं च जनपद-चतुर्भागं स्थानिकश्चिन्तयेत् । गोपस्थानिक प्रदेष्टारः कार्य करणे बलिप्रग्रहं च कुर्युः ॥**

ગોપનાં કામ.

(૧) દરેક ગામની ચારે જાતિનાં મનુષ્યની ગણત્રી કરવી.
(૨) ખેડૂત, ગાયો પાળનાર (ભરવાડ), વેપારી, હુન્નરબાજ, અને દાસલોકોની સંખ્યા નક્કી કરવી.
(૩) દરેક ઘરનાં જુવાન, ઘરડાં, સ્ત્રી અને પુરૂષોની ગણત્રી કરીને તેમનાં ચરિત્ર, આવક કામ અને ખર્ચ જાણી લેવી.
(૪) દરેક ઘરમાં પાળવામાં આવતાં જાનવરોની સંખ્યા નક્કી કરવી.
(૫) કર ભરનાર અને કરમાંથી મુક્ત હોય એવાં માણસોની ગણત્રી કરવી, અને તે સાથે કોણ મજુરીવડે અને કોણ પૈસા કમાઇને કર ભરે છે તે પણ નક્કી કરવું.

ગુપ્ત અમલદારો–ડીટેક્ટીવ સુપ્રિન્ટેન્ડન્ટ–નું કામ.

(૧) દરેક ગામની કુલ વસતીનો આંકડો રજીષ્ટરમાં રાખવો.
(૨) દરેક ગામનાં ઘરની સંખ્યા અને કુટુંબોની સંખ્યા નક્કી જાણી લેવી.
(૩) કુટુંબોની જાતિ અને વેપાર ધંધાની માહિતી મેળવી લેવી.
(૪) કર નહિં ભરનારાં ઘરની ખાસ કરીને તપાસ કરી લેવી.
(૫) ઘરનો ખરો માલિક કોણ છે તે નક્કી લેવું.
(૬) દરેક ઘરની આવક અને ખર્ચની માહિતી મેળવવી.
(૭) ઘરમાં પાળવામાં આવતાં પશુઓની સંખ્યા નોંધી રાખવી.

આ બધાં કામોમાંનો મોટો ભાગ " ગોપ " નાં કામો છે. તે સિવાયનાં કામો પણ કરવાં એ તેમનું મુખ્ય કર્તવ્ય હતું જેવાં કેઃ—

(૧) ગામમાં નવાં આવનાર સ્ત્રી પુરૂષોનું અને ગામના રહેનારાઓને ગામ બહાર જવાનું કારણ નક્કી કરી લેવું.
(૨) ગામમાં આવનારા માણસોની અને જેઓએ ગામ ત્યાગ કર્યું હોય એવા માણસોની બાબતો ( Report ) લખી રાખવી. શક પડતા ( Doubtfull ) માણસોનાં ઠેકાણાંથી માહિત થવું.

ગુપ્ત અમલદારો (Detective Police) સ્થિતિ અને સમય જોઇને ગૃહસ્થ અથવા સન્યાસીનો વેશ બદલીને, આવી બધી બાબતોની બારીક તપાસ રાખતા હતા. તેઓને વખતોવખત ચોર બની ને પર્વતો તથા વન જંગલો વગેરે ભયંકર ઠેકાણાઓમાં ભટકવું પડતું અને ચોર, લુંટારા, દેશ–શત્રુ, અને અસત્યાચારીઓની તપાસ કરવામાં રોકાવું પડતું હતું.

રાજધાનીના લોકોની ગણત્રી કરવાનો ભાર જેમને માથે રહેતો તેઓને " નાગરિક " કહેવામાં આવતા. તેઓ ચાર ભાગ પ્રમાણે સ્થાનિક, ગોપ અને પ્રદેષ્ટ્ર અમલદારોને મદદ કરતા પહેલાંની પેઠેજ નિવાસ કરતા.

ધર્મશાળાના અધિકારીઓ અને આવનારાઓનું લીસ્ટ બનાવીને " સ્થાનિક " અમલદાર પાસે મોકલી આપતા. દરેક ઘરના મુખ્ય માણસને પણ એ કામ કરવું પડતું. જેઓએ નિયમનો ભંગ કરતા તેઓને દંડ કરવામાં આવતો–વાણિયા, કારીગરો, અને વૈદોએ, નિયમની વિરૂદ્ધ વર્તનારનાં નામનું લિસ્ટ મોકલું કરવું પડતું.

વન, ઉપવન, દેવાલય, તીર્થસ્થાન, ધર્મશાળા, રાજમાર્ગ, સ્મશાન, ગાયોને ચરવાની જમીન, વગેરેની વસતીની ગણત્રી કરવાનું કામ એજ વિભાગ ઉપર રહેતું

श्री रामकृष्ण परमहंसदेव विरचित,

# ॥ उपदेशामृत ॥

( અમદાવાદમાં શ્રી રામકૃષ્ણ જયંતિ ઉજવાઇ તે દિવસે " ઉપદેશામૃત " નામનું એક ન્હાનું પુસ્તક સર્વ શ્રોતાજનોને ભેટ આપેલું. તેમાં ભગવાન શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવના ઉપદેશામૃત મનન કરવા યોગ્ય હોવાથી અત્રે પ્રસિદ્ધ કરવામાં આવે છે— સમ્પાદક-ભારતજીવન. )

---

૧ રાત્રિને સમયે આકાશમાં અસંખ્ય તારા જોવામાં આવે છે, પરન્તુ સૂર્યોદય થયા પછી તે જોવામાં આવતા નથી તેથી દિવસે આકાશમાં તારા નથી એમ કહી શકાય નહિ તેજ પ્રમાણે અજ્ઞાન અવસ્થામાં મનુષ્ય ઇશ્વર દર્શન કરી શક્તો નથી તેથી ઇશ્વર છેજ નહિ એમ કહી શકાય નહિ.

૨ જેમ જળને કોઈ વારિ કોઇ પાણી, કોઇ વૉટર અને કોઇ એકવા કહે છે તેજ પ્રમાણે એક સચ્ચિદાનંદ [ ઇશ્વર ] ને ભિન્ન-ભિન્ન દેશમાં કોઇ અલ્લા, કોઈ હરિ, કોઇ ગૉડ અને કોઈ બ્રહ્મ [ ઇશ્વર ] કહે છે

૩ લોહ એક વખત પારસમણીનો સ્પર્શ કરી સોનું બને છે, પછી તેને કાદવમાં મૂકો, કે ગમે તો બીજા કોઇ મલિન સ્થાનમાં રાખો, પણ તે સોનું ને સોનુંજ રહેશે તે પુનઃ કદી પણ લોહ થશેજ નહિ. જેણે ઇશ્વર પ્રાપ્ત કર્યા છે તેની અવસ્થા એવીજ છે જેને ઇશ્વરના દર્શન થયા છે તે સંસારમાં રહો કે પછી વનમા રહો તેના મન ઉપર સંસારની મોહ-માયાનો રંગ કદીપણ લાગશે નહિ

૪. પરિપક્વ થતાંજ કેવી અવસ્થા થાય છે ? જેમ બટાકા, રિંગણા, દૂધી વગેરે ચૂલા ઉપર રંધાતાં [ પરિપક્વ થતા ] નરમ થઇ જાય છે તેજ પ્રમાણે જ્ઞાનથી પરિપક્વ થયેલો મનુષ્ય પણ નમ્ર થઇ જાય છે તેના અહંકાર આદિ પટ્ દોષ દૂર થાય છે.

૫, દાદર, નિસરણી દોરડા, વાંસ, વગેરે નાના પ્રકારના ઉપાય વડે જેમ ઘરના માળ ઉપર ચઢી શકાય છે તેજ પ્રમાણે ઇશ્વરની પાસે પહોંચવા માટે પણ અનેક સાધન-ભજન રૂપી ઉપાયો યોજાયા છે. તેમાં પ્રત્યેક ધર્મ-પંથ-પણ ઇશ્વર-સન્મુખ પહોંચવાનો એક એક ઉપાય જોવામાં આવે છે. તેથીજ પ્રત્યેક ધર્મ-પંથો સારા છે કોઇ ધર્મ પંથની નિંદા કરવી નહિ.

૬, માતા જેમ પોતાનાં બાળકમાંથી કોઈને રમકડું, કોઇને ખાવાનું, અને કોઈને કાંઇ રમતમાં રાખી તે નિશ્ચિંત જીવે પોતાનું ગૃહકાર્ય કરે છે, પણ એમાંથી કોઇ છો-કરૂ રમકડું ફેંકી દઈ " મા, મા, " કરી રડી ઉઠે છે તેનેજ માતા ખોળામાં લઇ સ્તનપાન કરાવી રડતું છાનું રાખે છે, તેજ પ્રમાણે, હે મનુષ્ય ! તું પણ માયાવી જગતની ક્ષણ-ભંગુર વસ્તુઓના મોહમા-ભૂલાવામાં પડ્યો છે. એ બધું ત્યાગ કરી તું જ્યારે ઇશ્વર-દર્શન માટે અશ્રુપાત કરશે, તેજ સમયે તે ઇશ્વર આવી તને ખોળામા [ શરણમા ] લેશે

૭. ઇશ્વર જ્યારે સર્વત્ર વિદ્યમાન છે; અણુઅણુમાં વ્યાપી રહ્યો છે, ત્યારે તેને આપણે જોઇ શકતા નથી તેનું કારણ શું? ઉત્તર એ છે કે, "ભાઇ; પાંદડા વડે ઢંકાયલા તળાવની સ્હામે ઉભા રહી તમે પ્રશ્ન કરો છો કે " તળાવમાં જળ નથી. " જો જળનાં દર્શન કરવાની ઇચ્છા થાય તો તેની ઉપરનાં પાંદડાં ખસેડો, માયા વડે નેત્ર ઉપર પડળ બંધાયાં છે તે નેત્રવડે જોઇને કહો છો કે ઇશ્વરને અમે દેખી શકતા નથી, પણ ભાઇ ! ઇશ્વરનાં દર્શન કરવાની ઇચ્છાજ હોય તો મોહ-મમતરૂપી માયાને દુર ખસેડી મૂકો.

૮. મિથ્યા તર્ક કરવો નહિ; તમે જેમ તમારા ધર્મ-વિશ્વાસ ઉપર દ્રઢ છો તેજ પ્રમાણે બીજાઓને પણ તેમના ધર્મ વિશ્વાસ ઉપર રહેવા દો. મિથ્યા તર્ક કરી તમે કોઇને પણ તેની ભૂલ સમજાવી શકશો નહિ. ઇશ્વર ના થવાંજ સર્વ મનુષ્યો પોત પોતાની ભૂલ પોતાની મેળેજ સમજી શકશે.

૯. હજાર વર્ષના અંધારા ઘરમાં મસાલ બાળતાં તુરતજ પ્રકાશ થાય છે તેજ પ્રમાણે હજાર જન્મનાં પાપ હોય તોપણ તેની [ ઇશ્વરની ] કૃપા દ્રષ્ટિ થતાં તે તુર્તજ દુર થાયછે.

૧૦. જો કોઇપણ મનુષ્યને ઇશ્વર-સાધનની તીવ્ર ઇચ્છા થશે તો તેજ [ ઇશ્વર ] તેને સદ્ગુરૂ મેળવી આપશે. મનુષ્યને તીવ્ર ઇચ્છા થવી જોઇએ.

૧૧. ઇશ્વરની ઉપાસના કરતી વખત જો કોઇ મનુષ્ય મશ્કરી કરે, ધર્મ અને ધાર્મિકની નિન્દા કરે તો સાધન સમયે સાધકે તેનાથી દુર રહેવું.

૧૨. વાદળી વડે જેમ સૂર્ય ઢંકાઇ જાયછે. તેજ પ્રમાણે માયા વડે ઇશ્વર ઢંકાઇ રહ્યાછે. વાદળું દુર થતાં જેમ સૂર્યનાં દર્શન થાય છે તેજ પ્રમાણે માયા દુર થતાં ઇશ્વરનાં દર્શન થશે.

૧૩. પ્રશ્ન: જીવાત્મા અને પરમાત્મામાં ભેદ શો છે ?

ઉત્તર: જેમ પ્રવાહી જળમાં એક લાકડી અથવા કાચનો કટકો આડો ધરવાથી બે ભાગ દેખાય છે તેજ પ્રમાણે અખણ્ડ પરમાત્મા, માયારૂપી ઉપાધિ દ્વારા જીવાત્મા રૂપે જણાય છે.

૧૪. રેલ્વેનું એન્જિન પોતે ચાલ્યું જાય છે અને પોતાની સાથેના કેટલાંએ માલ ભરેલાં ગાડાં ખેંચી લઇ જાય છે તેજ પ્રમાણે અવતારી મહાપુરૂષો ( સત્યનિષ્ઠ સદ્ગુરૂ ) પણ પાપથી ભરેલા સંસારી જીવોનાં પાપ દુર કરી ઇશ્વર-સન્મુખ લઇ જાય છે. માટેજ કહેવું પડે છે કે: પ્રત્યેક મનુષ્યે કામિની કાંચન ત્યાગી-વિરાગી સદ્ગુરૂ શોધી તેમનું શરણ ગ્રહણ કરવું જોઇએ. સદ્ગુરૂ વડેજ ભયંકર સંસાર સાગર તરી શકાશે. "

૧૫. એક બગલું ધીમે ધીમે એક માછલું પકડવા જતું હતું. પાછળ એક શિકારી તેનો શિકાર કરવા તાકી રહ્યો હતો. પરંતુ બગલું તે જાણવા છતાં પણ તે તરફ નજર ફેરવતું નહિ. દત્તાત્રય ભગવાને પેલા બગલાને જોઇ નમસ્કાર કરી કહ્યું: " ધન્ય છે તને ! હું જે સમયે ઇશ્વરના ધ્યાનમાં બેસીશ તે સમયે ત્હારી પેઠે પાછળ ફરીને જોઇશ નહિ. "

૧૬. એક સમડીના મ્હોમાં હાડકું જોઇ તેની પાછળ કેટલીએ સમડી અને કાગડા વિગેરે તેને ચાંચો મારી હાડકું પડાવી લેવા યત્ન કરવા લાગ્યા. અંતે સમડીએ કંટાળી હાડકું ફેંકી દીધું ત્યારે બધી સમડી અને કાગડા તે હાડકા તરફ ચાલ્યા ગયા. દત્તાત્રય ભગવાને સમડીને પ્રણામ કરીને કહ્યું: " ધન્ય છે તને ! હું પણ હવે સમજ્યો છું કે એવા રીતે ભાર ફેંકી દેવાથીજ મનુષ્યને શાંતિ મળે છે. તેમ ન થાય તો મહા વિપ આવી પડે છે. પ્રથમ તને બહુ વિપદ પડી

પછી હેં તે પીડા પનાવી. સંસારનો ભાર પણ એવોજ પીડારૂપ છે.

૧૭. પ્રશ્નઃ " ભક્ત લોકો ભગવાનને માટે સર્વસ્વનો ત્યાગ કરે છે તેનુ કારણ શું ? "

ઉત્તરઃ " પતંગીઉં એક વખત દીવ્હનો પ્રકાશ જૂવે છે પછી તે અંધકારમાં જતું નથી. ગોળ ઉપર બેઠેલી કીડીનો પ્રાણ જાય છે પરંતુ તે ત્યાંથી પાછી હઠતી નથી. ભક્તજનો પણ એ પ્રમાણે ભગવાનને માટે પ્રાણ આપે છે. તેઓ કોઈ અન્ય વસ્તુને ચ્હાતાજ નથી. જેને જેનો સ્વાદ લાગે છે તે તેને પ્રાણ જતા સુધી ત્યજતા નથી. ભક્તોને ઇશ્વરનો સ્વાદ લાગી ગયો હોય છે.

૧૮. સાધુ હોય છે તેજ સાધુને ઓળખી શકે છે. જેમ સૂતરનો વેપારી સૂતરને જોતાંજ તે કયા નંબરનું છે તે તુર્તજ કહી દે છે.

૧૯. અન્યને મારવા માટે ઢાલ તરવારની આવશ્યકતા જણાય છે પણ પોતાને મારવા માટે સામાન્ય ( હજામની ) એક નરેણી બસ છે. જનસમાજને ઉપદેશ આપવા માટે અનેક શાસ્ત્ર કહી સંભળાવવાની આવશ્યકતા હોય છે પરંતુ પોતાને ધર્મ-પ્રાપ્તિ કરવી હોય તો માત્ર એકજ ધર્મ-વાક્ય ઉપર વિશ્વાસ રાખવાથી તેમ થઇ શકે છે.

૨૦. જો પવિત્ર થવાની ઇચ્છા હોય તો ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો, અને તેનાં દર્શન કરવાની સાધના કર્યા જાઓ. જેણે ઇશ્વરનાં દર્શન કર્યા હોય એવા સદ્ગુરૂને પ્રાપ્ત કરો. મિથ્યા શાસ્ત્ર તર્ક કે વાદવિવાદમાં વખત ગુમાવશો નહિ. તેમ થવાથી ઉલટુ ક્ષુદ્ર મન મલિન થઇ જશે.

૨૧. જેઓ જ્ઞાનાભિમાની છે તેઓ માત્ર શાસ્ત્રીય મીમાંસા અને તર્ક-યુક્તિમાંજ ગુંચાયલા રહે છે પણ બુદ્ધિમાન મનુષ્યો તો ઝટ ઇશ્વર સાથે સંબંધ જોડી પરમાનંદ ભોગવે છે.

૨૨. સંસારમાં રહીને જેઓ ઇશ્વરની સાધના કરી શકે છે તેઓજ સાચા વીર સાધક છે. મોહમાયામાં ફસાઇ પડનારા સાધકો ઢોંગી છે !

૨૩ જેમ કેટલાક ભક્તો બે હાથમા બે મંજીરા લઇ વગાડતા વગાડતા સુખેથી ભજન કરી શકે છે તેજ પ્રમાણે હે સંસારી જીવ ! તમે પણ હાથ વડે સંસારનાં અનેક કામ ભલે કરો પણ મુખેથી તો સર્વદા ઇશ્વરનું નામ સ્મરણ કરતા રહો.

૨૪. વિવેક, વૈરાગ્ય ધારણ કર્યા સિવાય શાસ્ત્રનો અભ્યાસ કરેલો મિથ્યા છે, વિવેક-વૈરાગ્ય ધારણ કર્યા સિવાય ઈશ્વર પ્રાપ્ત થતા નથી. ( સત્યાસત્યનો વિચાર તથા દેહથી આત્માને પૃથક જાણવાની સત્તા અને પ્રકૃતિ પુરૂષના ભેદ જ્ઞાનને વિવેક અને વિષય-તૃષ્ણા અથવા કામિની કાંચનના ત્યાગને વૈરાગ્ય કહે છે. )

૨૫. મનને એકાગ્ર કરવા માટે ધ્યાન ધરવા બેસતાં પહેલાં હાથ વડે તાળીઓ વગાડી " જય હરિ, જય હરિ. " શબ્દોચ્ચાર કરવો. વૃક્ષની નીચે ઉભાં રહી હાથ-તાળી વગાડવાથી વૃક્ષપર બેઠેલાં પક્ષીઓ ઉડી જાય છે તેજ પ્રમાણે " જય હરિ " ઉચ્ચાર કરવાથી મનમાંથી નઠારા વિચારો ઉડી જાય છે.

૨૬. પ્રશ્નઃ " ઉપાસના કેટલા સમય પર્યંત કરવી ? "

ઉત્તર " ઇશ્વરનું નામ સ્મરણ કરતાં કરતાં નેત્રમાંથી અશ્રુપાત થાય ત્યાં સુધી. ઇશ્વર ઉપરનો અત્યન્ત પ્રેમ ભક્તના નેત્રમાં આંસુ લાવે છે. "

૨૭. જો જ્ઞાની થવાની ઇચ્છા હોય તો " આગળ વધો. " સાધન કરતાં કરતાં અષ્ટ સિદ્ધિ વગેરે મળતાં ભૂલવમાં પડશો નહિ ! અને ઇશ્વરરૂપી અમુલ્ય ધન પ્રાપ્ત કરી સાચા શ્રીમત બનજો.

૨૮. સાધુની સર્વદા સંગતિ રાખી સત્સંગ કરો. નિત્ય સત્સંગ કરો.

૨૯. પ્રશ્નઃ " પુસ્તકોનો અભ્યાસ કર્યાથી ભક્તિ પ્રાપ્ત થાય છે કે ? "

ઉત્તરઃ " પંચાંગમાં વિસ વસા જળ લખેલું હોય છે પરંતુ પંચાંગને નિચોવતાં તેમાંથી એક ટીપું પણ જળ પડતું નથી તેમ પુસ્તકોમાં અનેક ધર્મ-કથાઓ લખેલી હોય છે. માત્ર તેના અભ્યાસથીજ ધર્મ પ્રાપ્ત થતો નથી. ઇશ્વર-પ્રાપ્તી માટે સાધન કરવું જોઇએ.

૩૦. મનુષ્યનું મન હોકા યંત્રની માછલી પેઠે હમેશાં ઇશ્વર સન્મુખ રહેવા પામે તો તેને કોઇ પ્રકારનો ભય રહેતો નથી. હે મનુષ્ય! તું જે કોઇ કામ કરે તે વખતે એટલોજ વિચાર કરજે કેઃ " આ કામ કરવાથી ઇશ્વર-પ્રસન્ન થશે કે નહિં. "

૩૧. જે વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તે માટે યોગ્ય પ્રકારે સાધના કરો. સાધન કર્યા સિવાય ઇચ્છિત વસ્તુ શી રીતે પ્રાપ્ત થશે ? ઇશ્વર દર્શન કરવા ચ્હાતા હો તો તે માટેના ત્યાગ માર્ગ ગ્રહણ કરો. તોજ ઇશ્વર-દર્શન થશે.

૩૨-પ્રશ્નઃ " મુક્તિ ક્યારે થશે ? "

ઉત્તરઃ " અહં, મમત્વ જશે ત્યારે— " હું " અને " મ્હારૂં " એ ભાવના નષ્ટ થતી સર્વદા ટકાવી રાખવા ઇશ્વર—સાધનની આવશ્યકતા છે. "

૩૫. પ્રશ્નઃ " હૃદયની કેવી અવસ્થા થતાં ઇશ્વર—દર્શન થાય ? "

ઉત્તરઃ "હૃદય તદ્દન પવિત્ર, નિષ્કામ અને સ્થિર થતાંજ ઇશ્વર—દર્શન થાય છે. "

૩૬. ઉપદેશકો તો અનેક જોવામાં આવે છે પણ ઉપદેશ—પાલન કરે એવા શ્રોતાઓ ઘણા ઓછા છે. ( ઉપદેશકો પોતેજ પોતાના ઉપદેશ પ્રમાણે વર્તતા નથી તેથી શ્રોતાજનો પર તેના ઉપદેશની છાપ પડતી નથી ! )

૩૭. કરોળિયો જેમ પોતાના ઘરમાં ( જાળમાં ) પોતેજ સપડાય છે તેજ પ્રમાણે સંસારી જીવો પોતાની કર્મ—જાળમાં પોતેજ સપડાય છે. વિવેક, વૈરાગ્ય થતાંજ સંસારી-જીવ કર્મ-જાળ તોડી નાંખે છે. પછી તેને બંધન રહેતું નથી.

૩૮. લીલાં લાકડાંને ચૂલામાં મૂકતાં તાપ લાગવાથી લાકડામાંનું જળ સુકાઇ જઇ તે બળવા માંડે છે તેજ પ્રમાણે સાધુ-સંગ થતાં સંસારી જીવોના હૃદયમાંથી કામિની—કાંચનરૂપ જળ સુકાઇ જઇ વિવેકરૂપ અગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠે છે.

ગ્રહણ કરવો શ્રેયસ્કર છે ? ”

ઉત્તર: ‘ આર્ય ઋષિયોનો સનાતન માર્ગ શ્રેયસ્કાર છે ”

૪૩. જે વૃક્ષ ઉપર ફળ આવે છે તે નીચું નમી જાય છે. મ્હોટા થવાની ઇચ્છા હોય તો પ્રથમ ન્હાના થાઓ

૪૪. પ્રતિમા—આકાર મૂર્તિયો—માં ઇશ્વરની ભાવના રાખવામા આવે તોજ ઇશ્વર પ્રાપ્તી થશે. તેને કાષ્ટ, પાષાણ, માટી વગેરે જાણવાથી કંઈ પણ ફળ મળશે નહિં.

૪૫. ભગવાન, ભક્ત અને ભાગવત, એ ત્રણે એક રૂપજ છે.

૪૬. પ્રશ્ન “ પ્રેમભક્તિનું સ્વરૂપ શું !”

ઉત્તર: “પ્રેમભક્તિ કરનાર સાધક, ઇશ્વરને પોતાના પ્રિય—આત્મીય જેવા જાણે છે. જેમ ગોપીકાઓ શ્રીકૃષ્ણને ગોપીનાથ કહેતી. જગન્નાથ કહેતી ન હતી.

૪૭. માયા અને સ્ત્રી, એ સર્વેનો આહાર કરી જાય છે.

૪૮. રાજાનો સાક્ષાતકાર કરવા જતો સિપાહી, કારકુન, વગેરેની અનેક ખુશામદ કરવી પડે છે તેજ પ્રમાણે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા જતા નાના પ્રકારનાં સાધન—ભજન અને સાધુ સંગતિ કરવી જોઇએ.

૪૯. જે ઘરમાં હરિ—નામ સ્મરણ થાય છે તે ઘરમા કલિનો પ્રવેશ થતો નથી.

૫૦. લજ્જા, ભય અને તિરસ્કાર, એ ત્રણ મનમાં રહેવાં ન જોઇએ, અર્થાત એ ત્રણ નષ્ટ થાય ત્યાં સુધી ઇશ્વર પ્રાપ્ત થતા નથી.

૫૧. જીવતાં મરી જાણે તેજ ખરો મનુષ્ય. અર્થાત જેની વાસનાઓ મરી ગઇ છે તેજ ઇશ્વર—દર્શન કરી શકશે

૫૨. દુર્લભ માનવજન્મ પ્રાપ્ત કરી જે મનુષ્ય ઇશ્વર—પ્રાપ્ત કરવા યત્ન કરતો નથી તેનો જન્મ વૃથા સમજવો.

૫૩. પોતાનુ સંતાન ખોવાઇ જતો મનુષ્યો અન્ન જળની બાધા લે છે, અશ્રુપાત કરે છે પણ ઇશ્વર પ્રાપ્ત થતા નથી તે માટે કેટલાં મનુષ્યએ અશ્રુપાત કર્યો છે વારૂ ?

૫૪. જેવી ભાવના તેવી સિદ્ધિ, એ વચન ઉપર દ્રઢ વિશ્વાસ રાખજો.

૫૫ જેટલા ધર્મ—સમ્પ્રદાય તેટલા ઇશ્વર—પ્રાપ્તીના માર્ગ જાણવા પોતાના ધર્મ ઉપર શ્રદ્ધા રાખવી પણ બીજા ધર્મપ્રત્યે દ્વેષ કિંવા નિંદા કરવી નહિં.

૫૬. ગુણવાન મનુષ્યો નમ્ર હોય છે પરન્તુ નીચબુદ્ધિના મનુષ્યો અહંકારને વશ થઇ પોતાનેજ સર્વથી શ્રેષ્ટ માને છે.

૫૭ અહંકાર કરવો વ્યર્થ છે ધન, માન, જીવન, યૌવન વગેરે કોઇપણ વસ્તુ ચિરકાલ ટકી શકશે નહિ. તમે ગમે તેટલા મ્હોટા શ્રીમંત કે હોદ્દેદાર હોવ પરન્તુ તે બધુ ચાર દિવસની ચાંદની જેવુ છે.

૫૮. જેઓ દ્રવ્યનો સદઉપયોગ કરી જાણતા નથી તેઓ મનુષ્યજ નથી. આકૃતિ મનુષ્યની પણ વ્યવહારમાં તેઓ પશુવતજ છે.

૫૯. જો સદગુરૂ પ્રાપ્ત કરી શકશો તો ત્રણ વખત પ્રાર્થના કરતાજ તમારો અહંકાર દૂર થઇ જશે.

૬૦ પુર્વ દિશામાં જેમ જેમ ગમન કરશો તેમ તેમ પશ્ચિમ દિશા દૂર જશે. ધર્મ માર્ગમા આગળ વધશો તેમ તેમ સંસારની માયા દૂર થશે

૬૧ લોહની તરવારને પારસમણિનો સ્પર્શ થતાંજ તે સોનાની તરવાર થઈ જાય છે, તેની આકૃતિ તો પ્રથમના જેવીજ રહે છે છતાં તેના વડે હિંસા કાર્ય થતું નથી. તેના વડે કોઇનું શરીર કપાતું નથી. તેજ પ્રમાણે ઇશ્વરના દર્શન કર્યા પછી ભક્તની આકૃતિમાં ફેરફાર થતો નથી પણ તેની પ્રકૃતિ [ સ્વભાવ ] બદલાઈ જાય છે. તેના

દ્વારા કોઇ અન્યાય કાર્ય થતું નથી. તે મનુષ્ય કોઇ પ્રકારે અધર્મ કરી શકતો નથી.

૬૨. સમુદ્રમા ગુપ્ત રહેલું લોહચુંબક જેમ એકાએક વહાણમાં રહેલા લોહને પોતાના તરફ આકર્ષી લઇ, લોહબંધ ઉકેલી નાંખી વહાણના કટકે કટકા કરી તેને ડુબાવી દે છે તેજ પ્રમાણે જ્ઞાન-ચૈતન્યનો ઉદય થતાંજ તે અહંકાર અને સ્વાર્થ પૂર્ણ જીવનના ક્ષણવારમાં કટકે કટકા કરી મનુષ્યને ઇશ્વર-પ્રેમ-સાગરમાં ડુબાવી દે છે.

૬૩. દૂધ અને જળને એક સાથે રાખવાથી તે એકત્ર થઇ જાય છે પરન્તુ દૂધનું માખણ કરી જળ સાથે રાખીએ તો પછી તે જળની સાથે મળી શકતું નથી. ઇશ્વર-પ્રાપ્ત કરી શકાય તો પછી હજારો સંસારી બદ્ધ જીવોની સાથે રહેવા છતાં મનુષ્યને કોઇ પણ મન બદ્ધ કરી શકતું નથી.

૬૪. આ સંસાર તો ઇશ્વરની રંગભૂમિ [ નાટકશાળા ] છે. લીલા રસમય ઇશ્વર નાના પ્રકારે એ સ્થળે સદા લીલા કરી રહ્યા છે. માતા જેમ બાળકના હાથમાં રમકડું આપી ભ્રમણામાં નાંખી મૂકે છે તેજ પ્રમાણે ઇશ્વરે પણ નાના પ્રકારના પદાર્થો [ ભોગ વિલાસ-સુખ ] આપીને આપણને ભ્રમણામાં નાંખી મૂક્યા છે. પરન્તુ આપણે ક્ષણભંગુર પદાર્થો ઉપરથી મોહ-મમતા ઉઠાવી લઇ વ્યાકુળ ચિત્તે ઇશ્વર દર્શન માટે રાતદિવસ અશ્રુપાત કરીશું-તેને શોધવા યત્ન કરીશું-ત્યારે જ તે તત્ક્ષણાત્ પ્રકટ થશે.

૬૫. ઇશ્વરનાં અનેક-અનન્ત નામ અને અનેક ભાવ છે. જેને જે નામ અને જે ભાવનાથી પ્રાર્થના કરવાની ઇચ્છા થાય તેણે તે નામ અને તે ભાવનાથી [ઇશ્વરની] પ્રાર્થના કરવી જેથી તેને ઇશ્વર—દર્શન થશે.

૬૬. ઇશ્વર જગતમાં છે. જેમ આપણે કોઇ મનુષ્યની સ્હામે બેસી વાતચિત કરીએ છીએ તેમ ઇશ્વરની સાથે વાતચિત કરી શકાય છે. ઘણી સ્પષ્ટ રીતે હૃદયની વેદના કહી શકાય છે, અને તે દયાળુ પ્રભુ ભક્તની પ્રાર્થના જરૂર સાંભળે છે. એમાં કોઇએ જરા પણ શંકા કરવી નહી. એક ચિત્તે, પવિત્ર મનથી પ્રાર્થના કર્યાંજ કરો. ઇશ્વર તે પૂર્ણ કરશે.

૬૭. વાઘમાં પણ ઇશ્વર છે એ સત્ય પરન્તુ તેની સ્હામે જવું ઉચિત નથી. તેમ દુષ્ટ મનુષ્યોમાં પણ ઇશ્વર છે ખરો પરન્તુ દુષ્ટ મનુષ્યોની સંગતિ કરવી ઉચિત નથી.

૬૮. ઇશ્વરની ઉપાસના કરનારે—ઇશ્વર સાથે વાતો કરવાની ઇચ્છા રાખનાર ભક્તે, વિષયોમાંથી ચિત્ત ખસેડી એક ચિત્તે તેની ઉપાસના—ભક્તિ કરવી જોઇએ તો જ તે સફળ થશે.

૬૯. સોયમાં સુતરનો દોરો પરોવવો હોય તો તેનો છેડો નરમ કરવો પડે છે તેમ મનને ઇશ્વરમાં નિમગ્ન કરવું હોય તો દીન, હીન, કંગાલ બની જવું જોઇએ.

૭૦. પવન એ ચંદન અને વિષ્ટા એ બન્નેની દુર્ગંધ વહન કરી લઇ જાય છે પરન્તુ તેમાંના કોઇની સાથે તે મળી જતો નથી. મુક્ત પુરૂષો-સત્ પુરૂષો-એ પ્રમાણે જ સારા નઠારા બધાંજ માણસો સાથે સંસારમાં નિવાસ કરે છે છતાં તેઓ સંસાર સાથે એકત્ર થતા નથી.

૭૧. જે ત્રાજવાનું પલ્લુ ભારે વજનદાર હોય છે તે નમી જાય છે. જે પલ્લુ હલકું હોય છે તે ઉંચે જાય છે. હલકી પ્રકૃતિનાં મનુષ્યોનું એ પ્રમાણેજ સમજવું. જેઓ અહંકારી છે તે પોતાને ઉંચા માને છે પણ સત્ પુરૂષો પોતાને નીચાજ માને છે.

૭૨. જે વાસણમાં લસણને ઘુંટવામાં આવે છે તે વાસણને સેંકડો વખત માંજવા છતાં તેમાંથી લસણની દુર્ગંધ જતી નથી.

"અહં, મમત્વ" પણ એવીજ દુષ્ટ-પાજી વસ્તુ છે. હજારો યત્ન કરવા છતાં તે જતું નથી.

૭૩. હાથમાં તેલ ચોપડી ફણસ સુધારવું જોઇએ. તો તેનો ચિકાસ હાથે વળગે નહિ, તેજ પ્રમાણે જ્ઞાન—ભક્તિ રૂપી તેલ ચોપડી સંસારનાં કાર્ય કરવાં જોઇએ.

૭૪. મનુષ્યો અજ્ઞાનતાને લીધેજ પોતાના ધર્મ સમ્પ્રદાયને શ્રેષ્ઠ અને સત્ય કહે છે. પરન્તુ જ્ઞાન થતા સર્વ ધર્મની ઉપર એક અખંડ સચ્ચિદાનન્દ વિરાજેલો જોઇ શકાય છે.

૭૫. મન ચંચળ હોય, વિષયાસક્ત હોય તો સદુપદેશ-સાધુ સંગતિ વગેરે સર્વ નિષ્ફળ થાય છે.

૭૬. આ શરીર એ શું છે ? હાડકાનું પિંજરૂં અને ચામડું. એમાં રક્ત, માંસ, પરુ ઇત્યાદી અનેક નઠારી વસ્તુઓ ભરી છે ! એ શરીરને માટે આટલો બધો અહંકાર શો ? ભંગી લોકો એક વખત વિષ્ટા લઇ જાય છે તેના ઉપર અન્ય માણસોને તિરસ્કાર ઉપજે છે પરંતુ જે શરીરમાં રાતદિવસ વિષ્ટા ભરાઇ રહે છે અને મનુષ્યો તે રાતદિવસ વહન કરે છે છતાં પોતાને પોતાના ઉપર તિરસ્કાર નથી ઉપજતો ! ઉલટું એજ શરીરને માટે લોકોને અહંકાર રહે છે !

૭૭. શ્રી રામચંદ્રજીને સેતુ બાંધી સમુદ્ર પાર જવું પડયું હતું -અને હનુમાનજી ફક્ત "જય રામ" એટલોજ શબ્દોચ્ચાર કરી સહજમાં સમુદ્ર ઓળંગી ગયા હતા. ( ભક્તિ અને શ્રદ્ધાનું એ ફળ. )

૭૮. કામિની-કાંચનનો ત્યાગ કર્યા સિવાય ઇશ્વર-દર્શન થતાં નથી. વાસનાનો અંશ હશે ત્યાં સુધી ઇશ્વર-દર્શન થશે નહિં ! માટે ન્હાની ન્હાની વાસનાઓનો પણ ત્યાગ કરો.

---

( स्वामी विवेकानंद कथित )

"Great Sin is Fear." ભય એજ મહાપાપ છે, Arise, Awake, and Stop *not till the goal reached.*

બ્રાહ્મણનું બાળક બ્રાહ્મણ કહીશકાય ક્યારે? ગુણ અને કર્મ બ્રાહ્મણનાં હોવાં જોઇએ. ગુણ વડેજ જગત્ ચરણતળે આવે છે. ધર્મ અને પ્રેમના બળથી જગતનો જય કરી શકાય છે. શરીર બળવડે કદી નહિ; ધર્મ બળવડે જ હું ઇંગ્લેંડનો જય કરીશ.

I cannot trade in Love, not soul towards matter, but matter towards soul. ॐ तत्सत् Thou art that. Expansion is Life, Contraction is Death.

गुरुर्ब्रह्मा, गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः
ગુરૂની કૃપા વિના કંઇ પણ બનશે નહિ. ગુરૂ કૃપાહિ કેવલમ્

જન્મથી મૃત્યુ પર્યંત રિપુઓ સાથે યુદ્ધ એનું જ નામ જીવન—ગમે તે આશ્રમમાં રહો પણ જીવનપર્યંત સંગ્રામ કરવુંજ પડશે. Life is a life like struggle.

The soldier has no right to murmur-but obey. No reason Why ! First learn to obey-than command.

Love is life, hatred is death. પ્રેમ એજ જીવન. તિરસ્કાર એજ મૃત્યુ. કોનો તિરસ્કાર કરશો ?

Have you love?-you are Omnipotent. Are you perfectly unselfish ?-you are irresistitle.

ગાય ઘાસ ભક્ષણ કરીને દૂધ આપે છે. અહા ! કેવું પરોપકારી પવિત્ર જાનવર છે ? અને માણસ ?

I have come to fulfil, not to distory. (એક વખત કાલી માતાનું પૂજન પ્રદક્ષિણા કરતી વખતે એક ભક્તે સ્વામી વિવેકાનંદને પૂછેલું કે તમે અદ્વૈતવાદી છો પછી મૂર્તિ પૂજા કેવી! તેના ઉત્તરમાં કહેલું છે કેઃ હું પ્રાચીન પ્રથા, મૂર્તિપૂજન આદિનું મંડન કરવા આવ્યો છું; ખંડન કરવા નહિ.)

વાક્ય એજ બ્રહ્મ સ્વરૂપ. (શબ્દબ્રહ્મ)

Religion is realisation.

He conquers all who conquers self.

Man is born to conquer nature.

ભક્તનું હૃદય એ ભગવાનનું બેઠકખાનું છે.

No good is ever undone.

ભક્તનો વ્યવહાર ભગવાન જ ચલાવે છે.

જે દિવસથી શ્રી રામકૃષ્ણ પરમહંસનો જન્મ થયોછે તેજ દિવસથી સત્યયુગનોજ આરંભ થયો છે.

કર્મ એ ચિત્ત શુદ્ધિને માટેછે. સંભાળજો મનમાં અહંકારનો પ્રવેશ ના થાય Eternal love and service free.

સેવા અને દાન-ધર્મ કરી જીવનને ધન્ય માનો. બીજાને ધન્ય કરો. Give as the rose gives perfume; Feel my boys, feel! Love the poor, the down trodden even unto death is our motto. I am ready to go to, hundred thousand hells to serve others. Let my life be a sacrifice at the alter of huma-nity.

Help, not fight.

બ્રહ્મ સત્યં, જગત્ મિથ્યા. બ્રહ્મમયજ જગત્ છેઃ તેત્રિસ કોટી દેવતાઓ જીવ માત્રમાં રમી રહ્યા છે.

સંસાર મ્હારો નથી, તે તો ઇશ્વરનો છે. હું તેનો દાસ છું. એની આજ્ઞા પાલન કરવા જન્મ્યો છું.

A man who thinks woman as his wife, can never perfect be.

પ્રત્યેક સ્ત્રી એ ભગવતી–જગદંબાનો અંશ છે. તેમના ચરણમાં શ્રદ્ધાભક્તિ રાખવી.

Man makes money, never money made a man.

સાધુ કોને કહેવો? જે પ્રવૃતિ અને નિવૃત્તિથી અતીત હોય તે.

Is there any one who can stand in the street yo nder and say that he ppssesses nothing but God and God alone?

जय रामकृष्ण! जय रामकृष्ण!
जय रामकृष्ण!

## ગ્રાહકોને સૂચના.

૧—વાર્ષિક મૂલ્ય રૂ ૨–૮–૦ પોસ્ટેજ સાથે વી. પી. ખર્ચ ૦–૩–૦ જૂદું. આફ્રિકાનાં ગ્રાહકોએ રૂ. ૪–૦–૦ અથવા ૮ શીલીંગનો પોષ્ટલ ઓર્ડર મોકલવો ભેટનું પુસ્તક તથા છબી હવે પછી પ્રકટ થયે મોકલાશે. અંકો પૂનેમ ઉપર પ્રકટ થશે. જવાબ માટે ગ્રાહક નંબર સાથે રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ બીડવી. ભેટોના ૦–૨–૦ વધુ આપવા પડશે. મનિઓર્ડર તથા પત્ર વ્યવહાર —

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
સમ્પાદક–ભારતજીવન—અમદાવાદ.

॥ श्री गुरुवे नमः ॥



સનાતન ધર્મ પ્રતિપાદક

ધર્મોપદેશક માસિક પત્રિકા.

# ભારતજીવન.

ॐ तमसो मा ज्योतिर्गमय ॥ (उपनिषद्)

જુનું વર્ષ ૯ — ચૈત્ર-વૈશાખ-૧૯૭૭. — જૂનો અંક ૪-૫.

નવું વર્ષ ૧ — એપ્રિલ-મે-૧૯૨૧ — નવો અંક ૧૦-૧૧.

અનુક્રમણિકા.



सम्पादक प्रकाशक,

दादाभाई रामचंद्र म्हेता.

अमदावाद.

वार्षिक मूल्यः

रु. २-८-० (पोस्टेज ०-६-०)

---

॥ श्री गुरुदेव नमः ॥



સનાતન ધર્મ પ્રતિપાદક | ધર્મોપદેશક માસિક પત્રિકા

# ભારતજીવન.

ॐ तमसो मा ज्योतिर्गमय ॥ (उपनिषद्)

જૂનું વર્ષ ૯ | ચૈત્ર-વૈશાખ.-૧૯૭૭. | જૂનો અંક ૪-૫.
નવું વર્ષ ૧ | એપ્રિલ-મે-૧૯૨૧ | નવો અંક ૧૦-૧૧.

અનુક્રમણિકા.



सम्पादक प्रकाशक,
डाह्याभाई रामचंद म्हेता.
अमदावाद.

वार्षिक मूल्य
रु. २-८-० (पोस्टेज ०-६-०)

# આ સૂચનાઓ અવશ્ય વાંચશો.

## છબીની ભેટ આજના અંક સાથે મોકલવામાં આવી છે.

( જેમણે લવાજમ રૂા. અઢી મોકલ્યું હોય તેમણે ભેટ માટે બે આનાની ટીકીટ તુરત મોકલવી જેથી છબી અને પુસ્તક મોકલાશે. )

૧ આજના અંક સાથે ભગવાનશ્રી રામકૃષ્ણ પરમહંસ દેવ અને સ્વામી વિવેકાનંદજીની એક છબી સર્વ ગ્રાહકોને ભેટ મોકલવામાં આવી છે.

૨ "રાજયોગ" પુસ્તક છેલ્લા (૧૨ મા) અંક સાથે સર્વ ગ્રાહકોને પોષ્ટ કરવામાં આવશે. જેમનું સરનામું બદલાયું હોય તેમણે અમને તુરતજ ખબર આપવી જેથી ભેટનું પુસ્તક ગેરવલ્લે જાય નહિં.

૩ નવા વર્ષથી ગ્રાહકમાં રહેવું ન હોય તેમણે અમને એક પોષ્ટ કાર્ડથી ખબર આપવી જેથી અમને નાહક વી. પી. કરવાનો પોષ્ટ ખર્ચ વેઠવો નહિં.

૪ આ અંક મળતાંજ ગ્રાહકોએ પોતાનું નવા વર્ષનું લવાજમ મનિઓર્ડરથી મોકલવું જેથી ૦-૪-૦ રજીષ્ટર અને મ. ઓ. ખર્ચના બચાવ થશે. છેલ્લો અંક મળી ગયા પછી જેનું લવાજમ મળશે તેને નવો અંક પોષ્ટ કરવામાં આવશે. બીજા ગ્રાહકોને વી. પી. થી મોકલવામાં આવશે. લવાજમ રૂ. ૨-૮- ૦-૨-૦ ભેટના અને ૦-૪-૦ રજીષ્ટર, તથા વી. પી. ખર્ચના મળી રૂા. ૨-૧૪-૦ નું વી. પી. થશે.

૫ છેલ્લો અંક છપાય છે. બનતી ઉતાવળે પોષ્ટ થશે. તે સાથે ભેટનું પુસ્તક "રાજયોગ" પણ મોકલીશું. જે ગ્રાહકોનાં સરનામાં બદલાયાં હોય તેમણે તુરતજ અમને ખબર કરવી જેથી પુસ્તક ગેરવલ્લે ન જાય પત્ર લખતાં ગ્રાહક નંબર જરૂર લખવો.

☞ કેટલાક અનિવાર્ય કારણોને લીધે આ અંકોને બહુ ઢીલ થઈ છે. ગ્રાહકો ક્ષમા કરશે. નવા વર્ષથી અંકો નિયમિત મળે તેવી વ્યવસ્થા થશે.

મેનેજર—ભારતજીવન.–અમદાવાદ.




પ્રકાશક,
હરીભાઈ રામચંદ મહેતા.
ઠે. રણછોડ લોબાન, ધુમકેતુ
અમદાવાદ.

પ્રત ૨૧૦૦.

આ માસિક પત્ર-અમદાવાદ
ઘીકાંટા–નગરશેઠનો વંડો,–શ્રી સારંગ
"અભિનવ પ્રેસમાં" પટેલ
મણીલાલ હરીભાઈએ છાપ્યું.

# સુજ્ઞ ગ્રાહકોને પ્રાર્થના.

"ભારતજીવનનાં" ધર્મપિપાસુ સુજ્ઞ ગ્રાહકોને પ્રાર્થના છે કે ચાલુ વર્ષમાં સસ્તે મૂલ્યે માસિક, ભેટ તથા છબી આપેલાં હોવાથી અમને ભારે નુકશાન છે. તેમાં સહાયતા કરવા હજી એક હજાર ગ્રાહક વધવા જોઇએ. ઉપરોક્ત સ્થિતિ ધ્યાનમાં લઈ પ્રત્યેક ધર્મ પ્રાણ ગ્રાહક બંધુએ ચાલુ પ્રથમ વર્ષનું:—

## એક એક ગ્રાહક વધારી મોકલવું

અને એમ કરી સર્વ ભાઇઓમાં પવિત્ર ધાર્મિક વિચારો પ્રસરાવવા, તેમને ધર્મનું વાંચન વચાવવું, ધર્મમધુ બનાવવા જેથી તેમના આચરણ ધર્મશીલ થાય અને તેઓ સર્વ પ્રકારે સુખી થાય. ગ્રાહકોએ એક ગ્રાહક જેટલા અંકો મંગાવી લેવા અને પછી લવાજમ મોકલવું. સુજ્ઞ ગ્રાહક બંધુઓ મનપર લેશે તો એક એક ગ્રાહક વધારવું તેમને માટે મુશ્કેલ નથી અથવા તો જેઓ શક્તિવાન હોય તેમણે ચાલુ વર્ષનું:—

## એક ગ્રાહકનું લવાજમ અમને મનિઓર્ડરથી

મોકલી અંકો મંગાવી કોઇ ગ્રાહકને આપવા અથવા તો કોઇ ગરીબ સ્થિતિના બ્રાહ્મણ કે કોઇ ગરીબ લાઇબ્રેરીને વિદ્યા દાન તરીકે ભેટ આપવા.

## વિદ્યાદાનનું મહાન ફળ છે.

વિદ્યાદાન કરવાની શક્તિવાળા સજ્જન ગ્રાહકોએ આ તક ગુમાવવી નહિ. આશા છે કે સુજ્ઞ ગ્રાહકો ઉપરોક્ત બેમાંથી એક પણ રસ્તો ગ્રહણ કરી "ભારતજીવન"ને પોતાના મિત્રોમાં ફેલાવશે. 'ભારતજીવન" કેટલું સસ્તું છે તે સુજ્ઞ વાંચકો સમજી શકશે.

માટે સર્વેએ ગ્રાહકો વધારી અમને સહાયતા કરવા તસ્દી લેવી.

## બીજા વર્ષમાં પણ છબી અને ભેટનું પુસ્તક મળશે.

આ વર્ષમાં ૪૧૨ પૃષ્ઠનું (૫૧ ફોર્મનું) લખાણ ઉપરાંત ભેટનું પુસ્તક અને છબી ભેટ આપી છે. સુજ્ઞ વાંચકો વિચાર કરશે કે અમને આ વર્ષે કેટલો ભારે ખર્ચ થયો હશે. આવતે વર્ષે પણ ૩૨ પૃષ્ઠનું લખાણ આખું વર્ષ આપવા ઉપરાંત "ભેટનું પુસ્તક" અને શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનાં પૂજ્ય ધર્મપત્નીઃ—

## માતુશ્રી શારદામણીદેવીની મ્હોટી છબી

ઉપરાંત પ્રથમ અંકમાં પૂજ્ય માતાજીની ન્હાની છબી અને મહાત્મા રામચંદ્ર સ્વામી અદ્‌ભુતાનંદ, સ્વામી પ્રેમાનંદ, મહાત્મા તૈલંગ સ્વામી, એ પ્રમાણે છબીઓ પ્રકટ થશે. લેખોની ઉત્તમતા માટે કહેવાનું હોયજ નહિં. હજીપણ સારા લેખો પ્રકટ થતા રહેશે. સુજ્ઞ ગ્રાહકો તુરતજ ગ્રાહક વધારવા તસ્દી લેશે.

સમ્પાદકઃ—ભારતજીવન—અમદાવાદ.

---

શરૂઆતનાં જે ગ્રાહકોએ રૂ. અઢી લવાજમ ભર્યું હોય, તેમણે ભેટો માટે બે આનાની ટીકીટો મોકલવી જેથી તેમને છબી તથા પુસ્તક મોકલાશે.

॥ श्री गुरवे नमः ॥



ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृतं गमय । ॐ

જુનું વર્ષ ૯ — ચૈત્ર-વૈશાખ. ૧૯૭૭. — જુનો અંક ૪-૫
નવું વર્ષ ૧ — એપ્રિલ-મે ૧૯૨૧. — નવો અંક ૧૧-૧૦

श्री सद् गुरवे नमः

## गुरुदेवने प्रार्थना.

( રાગ કાફી-ધીંગનું પદ. અમરિપજન એવારે. )

શરણાગતને પ્રભુ તારો રે, વિનતિ સ્વીકારો,
ભવ અબ્ધિથી ઉગારોરે, મને જાણી તમારો, — ધ્રુવ.
કામ ક્રોધ ને મોહ મદ મત્સર, લોભ ષડ્રીપુ ભારો,
જ્ઞાનરૂપી શર દઈ દયાળુ, એ અરિદળ સંહારો,
જેવો તેવો હું તમારો રે, કરો હવે છુટકારો. — શરણાગતને ૧
ગાઢુ વધ્યું અજ્ઞાન તિમિર તે, જ્ઞાન દિપકથી હારો,
અનંત જ્યોતિ પ્રકટાવીને, અંધ દશા નિવારો.
છુટે ભવનો ભટકારો રે, ભાવિ દશાને સુધારો. — શરણાગતને ૨
કામ દર્દિત્ય વપુમા ફરતો, રક્ત માંસનો ચારો,
અંગ જંગ મથવી નિત નિત્યે, વણસાડે વાત હજારો,
કૃપા[illegible] અસિ ધારો રે, દુષ્ટ દૈત્ય વિદારો. — શરણાગતને. ૩
[illegible] [illegible] હૃદય વધારો, ભક્તિ રસની ધારો,
દયા [illegible] દિન જન મુખ રેડો, કાપો ને પાપ વિકારો.

પ્રકૃતિને નિવારો રે, પ્રકૃતિને સુધારો. શરણાગતને. ૪
ક્રિયમાણ સંચિત દુષ્કર્મો, મરૂ સ્થલ ખેદી ડારો,
બુદ્ધિ કંટક મૂળ છેદીને, અધમને ઉદ્ધારો,
અઘ પ્રતિકારો રે, ચરણ તલ સંભારો. શરણાગતને. ૫
માયા છલના કુટિલ કામિની, કરી બહુ સંગારો,
લલચાવી ગભરાવી પાડે, ઓને જરો જન્મારો,
ભવાબ્ધિ લાગે ખારો રે, નહીં મિષ્ટ જલ આરો. શરણાગતને. ૬
ગુરૂ કૃપા ફલ માહાત્મ્ય મ્હોટું, નહીં ઓછું લગારો,
અગાધ કાળાગ્નિ સદ્બોધે, બોધને દાન કુંકારો,
નીકળી નાવ ન્યારો રે, મળે મિષ્ટ જલ આરો. શરણાગતને. ૭
અંજન કૃપા કરી નિજ ચક્ષુ, દોષ સહુ હંકારો,
ભવ ભય બંધન તુટી જાશે, મળે મોક્ષનાં દ્વારો,
સાચો છે ચકારો રે, નહીં અન્ય સધીયારો. શરણાગતને. ૮
દિવ્ય જ્ઞાનથી દિવ્યજન જાગે, દિવ્ય સૃષ્ટિ કરનારો,
જગ, નગખગ સૌ બ્રહ્મજ દિસે, આધિ વ્યાધિ ઉતારો,
તન્મય થાઉં સારો રે; સોહં ચિત્ત ધરનારો. શરણાગતને. ૯

श्री रामकृष्ण दासानुदास.

---

## ॥ गुरुकृपा ॥

( राग जींझोटी )

कृपा अब कीजे जी गुरु मेरा ।
मैं तो दास दयानिधि तेरा ॥ कृपा.
इन्द्रिय पंच चोर चहुं दिशीतें । लारे लगे लुटेरा ।
काम क्रोध मद मोह सब मिल, आय अचानक घेरा. कृपा ॥ १ ॥
सो संकट मेटनहुं समरथ, सतगुरु संत बडेरा ।
तुम बिन और नाहिं कोइ दीसे, हम सबही जग हेरा. कृपा ॥ २ ॥
गहरा नीर पुरानी नइया, भवसागरमें घेरा ।
प्रबल पवन चलत चहुं दिशनें, यह दुःख है यहि बेरा. कृपा ॥ ३ ॥
जन भावन कर जोर कहत है, मैं चरणोंका चेरा ।
ऐसी कृपा करो गुरु मोपे, जन्म मरण मिटे फेरा. कृपा ॥ ४ ॥

श्री भगवानदासजी ।

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# " तुलसी माहात्म्य* । "

( રાગ-પિલુને મળતો. )

ધન્ય પ્રભુજી! ધન્ય કૃપાળુ! કિન્હિ કૃપા અતિ દિવ્ય દયાળુ ! — ધન્ય.
ઉત્તમ જીવનદાયક ઔષધિ, સરળ રીતે સોધી કરી આપી. — ધન્ય.
તુલસી માત હમારી પ્યારી, ઘર ઘર મળતાં સહજ સુખારી, — ધન્ય.
આપ પ્રસાદીમાં નિશદિન હાજર, આપ પૂજનમા પણ રહે તત્પર. — ધન્ય.
એ 'માતા'ના દિવ્ય ગુણોનું, કથન કરૂં શુ ? બાળક હું તો! — ધન્ય.
ધર્મ રૂપે અમ હૃદયે પ્રેરે, ચેતન દિવ્ય પ્રભુનું સ્ફુરાવે ! — ધન્ય.
સેવન તુલસી માતનું કરતાં—દોષ ટળે, સંતાપ હૃદયના ! — ધન્ય.
મનનો દોષ વિકલ્પ મટાડે—તનના વ્યાધિ અનેક નસાડે ! — ધન્ય.
જે ગૃહ પાસ ઉગ્યાં 'તુલસીજી,' એ ગૃહમાં નવ રોગ થતાજી. — ધન્ય.
શુદ્ધ હવા ચોપાસ પ્રસારે, જીવ જન્તુનો ત્રાસ મટાડે. — ધન્ય.
સર્પ, વિંછી, વળી ઝેરી જન્તુ, નવ આવે એ ગૃહમા કિન્તુ, — ધન્ય.
એ વિણુ રોગ અનેક મટાડે, ધન્ય હો! તુલસી માત દયાળે ! — ધન્ય.
તુલસીપત્ર મરીની સાથે, તાવ મટે શિર દર્દ હટાવે, — ધન્ય.
તુલસી રસ આદુ મધ સાથે, સેવન કરતાં કફને મટાડે. — ધન્ય.
લેપન તુલસીરસનું કરતાં, સ્થાવર જંગમ ઝેર ઉતરતાં — ધન્ય.
કર્ણ દરદમા તુલસી ટીપા, કર્ણપાકને પણ એ ટાળે, — ધન્ય.
ઉલટી પિત્તવિકાર હઠાવા; તુલસી-સાકર-એલચી પાવાં. — ધન્ય.
પાળો હોય બહુ દુઃખ દેતો, તુલસી મૂળ વિલેપન કરજો. — ધન્ય.
એ વિણુ અન્ય અનેક ગુણોથી, તુલસી માત અલંકૃત છે જી. — ધન્ય.

શ્રી ગુજરાત આરોગ્યશાળા ટીમરટેશન. }
બી. બી. સી. આઇ રેલ્વે. }

વૈદ્ય બળવંતરાય ઝવેરીલાલના
જય રામકૃષ્ણ! જય ગુરુ ! ॐ !

---

*આપણા આર્યોના ધાર્મિક જીવનમાં નિત્ય ઉપયોગમાં આવતા-તુલસી-બિલ્વપત્ર-પીપળો-પંચામૃત-ચંદન જેવા પદાર્થો વૈદકિય દૃષ્ટિએ નિત્યના વ્યવહારમાં પણ કેટલા ઉપયોગી અને ઉપકારી છે અને એનો ઔષધીય પ્રયોગ હરકોઇ સરળતાથી કરી શકે તે માટે પદ્યમય રચના થાય તો દરેક બન્ધુ સરળતાથી સ્મરણમા રાખી શકે અને એ પ્રયોગો ઉપયોગમાં લઈ શકે એ વિચારથી એવા સરળ પ્રયોગો કાવ્યમય રચનામાં પ્રભુ પ્રેરણા તો પ્રકટ કરવા ઇચ્છા થાય છે. આશા છે કે, ઉપયોગ તરફ દૃષ્ટી રાખી, કાવ્યરચનામા રહેલા દોષ કે અપૂર્ણતા માટે સજ્જન વાચક ક્ષમા આપશે, અને મ્હને ઉપયોગી પ્રયોગો જણાવતા રહેશે.

લી. બળવંતરાય વૈદ્ય.

## मृतक समानहै ।

जिनको न अपने बन्धुओं के सुख दुःख का ध्यान है
जिनको न अपने पूर्वजों की कीर्ति का कुछ ज्ञान है
जिनको न अपनी हीनता पर शोक खेद महान है
जिनको नहीं खलता कभी संसार में अपमान है
जिनको न निज गौरव तथा निज जाति का अभिमान है
वह नर नहीं नर-पशु निरा है और मृतक समान है.

## प्यारे जमाना क्या है ?

प्यारे जरा विचारो, कहता जमाना क्या है,
गफलतकी निंद त्यागो, देखो जमाना क्या है. १
अविद्याकी धूम छाई, चहुं ओर मेरे भाई,
विद्या विना तुम्हारा, जीना जिलाना क्या है. २
काले गंवार तुमको, विद्या विना बताते,
डुबी तुम्हारी इज्जत, तुमको ठिकाना क्या है. ३
शिक्षा अगर न दोगे, मूरख योंही रखोगे,
संतान होगी दुखिया, मेरा जताना क्या है. ४
संतान किसकी तुम हो, पूरखा तुम्हारे कैसे,
इतिहास कह रहाहै, मेरा बताना क्या है ? ५
विद्याके जो हितेच्छु उनके बनो सहायी,
नुक्तोंमें द्रव्य प्यारों विरथा लगाना क्या है ? ६
उठके कमर कसो अब, विद्याका चौक बांधो,
भारत 'चमन' खीले तब, सोना सुलाना क्या है. ७

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

## ॥ प्रासंगिक विचारणा ॥

### ( प्रभुनूं दीव्य रसायन )



પ્રિય વાચક બન્ધુઓ ! વૈદ્ય બન્ધુઓ ! ડૉક્ટર સાહેબો! રોગ મટાડવા માટે આતુરતા પૂર્વક પ્રતિક્ષા કરી રહેલા રોગી અને તેના આપ્તવર્ગો ! સંસાર સાગરના આધિ, વ્યાધિ અને ઉપાધિથી સંતાપિત થયેલાં આબાલ વૃદ્ધ મનુષ્યો ! શ્રવણ કરો !! શાંત ચિત્તે શ્રવણ કરો !!! આપને જે કાંઈ ઇચ્છા, આશય, ઉદ્દેશ, આધિ, વ્યાધિ, કે ઉપાધિ હોય તે સઘળી વ્યથા નષ્ટ થવા માટે એક દૈવિ, કેવળશુદ્ધ, સાત્વિક, દૈવિ તત્વોથી દિવ્ય અને સંસારના ઉપાધિ જનક રજસતમસ-ભાવથી પર એવું એક દિવ્ય અને ચમત્કારિક રસાયનની પ્રાપ્તિ સર્વાંતર્યામી શ્રી પરમાત્માની કૃપાવડે મનુષ્ય જાતિને થઇ છે. ॐ

*　　　　*　　　　*　　　　*　　　　*

શારિરીક, માનસિક અને આધ્યાત્મિક રોગને મટાડવા માટે, ઘણા લાંબા સમયથી વ્યાધિગ્રસ્ત થયેલા રોગીને શાન્ત કરી સત્વર નિરામય કરવામાં દૈવિ પ્રભાવ દર્શાવનાર, યોગિને પરમ આનંદ સ્થાનમાં પ્રવર્તમાન કરનાર, ભ્રાન્તને શાન્ત કરનાર, સંતપ્તને તૃપ્ત કરનાર, નિરોગીને આનંદ આપનાર અને જગતમાં સર્વ સ્થળે મનુષ્યની પ્રત્યેક ઇચ્છાને આનંદમાં સ્થિત કરી પૂર્ણ કરનાર આ દિવ્ય રસાયનની પ્રાપ્તિ જેમને થઇ છે, અને જેમણે જેમણે તેનો અમુક અંશે પણ ઉપયોગ કર્યો છે તેના જીવનમાં વિલક્ષણ ફેરફાર થયો છે. ॐ ॥

*　　　　*　　　　*　　　　*　　　　*

આ ચમત્કારિક દૈવિ રસાયનના યોગથી પ્રાચીન કાળે અનેક મહર્ષિવરોએ અનેક પ્રકારના કષ્ટ સાધ્ય અને અસાધ્ય રોગીના રોગ નષ્ટ કર્યા હતા, એજ રસાયનના દિવ્ય પ્રતાપથી અનેક પ્રકારની ઉપાધિથી સંતાપિત થયેલા જીવોને શાંતિ મળી હતી. ॐ ॥

*　　　　*　　　　*　　　　*　　　　*

આ દિવ્ય રસાયનની દૂરથી પણ જેને ઝાંખી થઇ છે, અરે! એનો દિવ્ય પ્રકાશ મહજ અંશે પણ જેમણે અનુભવ્યો છે, તેમનું જીવન તેજ ક્ષણે કાંઇક વિલક્ષણ રીતે ઉચ્ચ સ્થિતિમાં સ્થપાય છે, જેમને આ દિવ્ય રસાયનની દિવ્ય વાસનાના વાતાવરણમાં આવવાનો યોગ મળ્યો છે, તે ભાગ્યવાન જીવોને જે શાન્તિ પ્રાપ્ત થઇ છે, જે શિતળતા,

આનંદ અને દિવ્યતા અનુભવ્યાં છે તે તેઓ વર્ણવી શકયાજ નથી પણ તેના આનંદથી તેમનું જીવન દિવ્ય થઇ ગયું છે. ॐ ॥

* * * * *

અને જેમને આ દિવ્ય રસાયનની દૈવિ ભાવનાવડે દિવ્ય થયેલા ઔષધો, પાણી; આદિ જે કાંઇ વસ્તુનો ઉપયોગ કરવાનો દૈવિ વિલાસ એકાદવારજ પ્રાપ્ત થયો છે, તેઓ તેને માટે રાત્રી દિવસ ઝંખના કરી રહ્યા છે અને એ દિવ્ય સ્થિતિને પ્રાપ્ત કરવા પુનઃ આતુરતાપૂર્વક પ્રતિક્ષા કરે છે. ॐ ॥

* * * * *

વિશ્વનાં વિશાળ વાતાવરણમાં જ્યાં જ્યાં સૌંદર્ય, સ્નેહ, આનંદ, અને દિવ્યતાના દૈવિ અંશો પ્રતિત થાય છે, ત્યાં ત્યા આ રસાયનનો દિવ્ય ઓજસ મય પ્રકાશ પ્રકાશેલો હોયજ છે. વસ્તુતઃ જગતમાં જીવોને જે કાંઇ આનંદનો ભાસ થાય છે, અને એ આનંદમાં મસ્ત થઇ તેઓ જગતથી વિરક્ત થઇ શકતા નથી એવા આનંદમય ભાસતા માયીક અને દૈવિ ઉભય પદાર્થોમાં આ દિવ્ય રસાયનનો દૈવિપ્રકાશ અવશ્ય પ્રકાશિત થયેલો દેખાય છે. ! ॐ ।

× × × × ×

ધન્વન્તરી ભગવાને અનેક જીવોને આયુષ્યદાન કર્યું હતું, ભયંકર રોગથી હતાશ થયેલા અનેક રોગીઓને માત્ર તેમના દર્શનથીજ રોગી સ્થિતિનું પરિવર્તન થયેલું અનુભવમાં આવતું હતું, એ શાસ્રોક્ત ઘટના શું કલ્પનાનો વિલાસ જ છે ? ના-તેમ-નથી જ. એ બનાવ સત્ય છે, અને શ્રી ધન્વન્તરી ભગવાનથી તેમ થઇ શકતું હતું તેનું કારણ માત્ર આ દિવ્ય રસાયનની દૈવિ ભાવનાઓ તેમની દિવ્ય દષ્ટિમાં, તેમની દૈવિ વાણીમાં, તેમના દૈવિ સ્પર્શમાં, તેમના દૈવિ ઔષધોમાં અને તેમની નિકટના દિવ્ય વાતાવરણમાં પ્રવર્તી રહેલી હતી અને તેઓ પોતે પણ આ દિવ્ય જ્યોતિના પ્રકાશથી વ્યાપ્ત થઇ રહ્યા હતા. ॐ ॥

× × × × ×

પ્રાચીન શાસ્રોમા મળી આવતાં અસંખ્ય દષ્ટાન્તો આ રસાયનના ચમત્કારિક પ્રભાવની સાક્ષિ આપે છે, તેવીજ રીતે અર્વાચીન કાળનો અનુભવ પણ આ રસાયનનો દિવ્ય પ્રતાપ સ્વીકારી રહેલ છે. અમેરિકાના સુપ્રસિદ્ધ વનસ્પતિ શાસ્રી લ્યુથર બર્બેન્કની પાસે એવી કઇ શક્તિ હતી જેના પ્રતાપે તે વનસ્પતિ સૃષ્ટિને પોતાની સત્તામાં લાવી શક્યો ! થોર જેવા કાંટાવાળી વનસ્પતિના કાંટા ( રૂપી કલંક ) નષ્ટ કરી ઉત્તમ ખાદ્ય રૂપે ઉપયોગી બનાવવા, કેરી, જાંબુ અને બોર જેવાં વૃક્ષોમાં બમણું કે ચારગણું ફળની વૃદ્ધિ કરવી અને તેમાં પણ ગર્ભભાગ-સત્વવાળો ભાગ વધારે થાય અને રેષા અને ઠળીઆ જેવી વસ્તુઓ ઓછા પ્રમાણમાં થાય. એ સઘળું શાથી થઇ શક્યું હતું ? અમે કહી શકીએ છીએ કે આ દિવ્ય રસાયનનાં પ્રતાપી કણો પ્રેમસ્વરૂપ લ્યુથર બર્બેંકને સહાયક થયાં હોવાં જોઇએ ! ॐ ॥

× × + × ×

અમારા પ્રાચીન ઋષિવરો એક વનસ્પતિ પર ધ્યાનસ્થ થઇ તેના સંપૂર્ણ ગુણ અને દોષનું યથાર્થ રીતે નિદર્શન કરતા, અને તે વનસ્પતિ જે કાર્ય માટે તેઓ યોજતા તે કાર્ય સંપૂર્ણ અંશે સિદ્ધ જ થતું. આ પ્રકારની વનસ્પતિ સૃષ્ટિ પરની સત્તા ક્યા દૈવિબળથી પ્રાપ્ત થઇ શકી હશે ? હનુમાનજી હજીમને કહેક વનસ્પતિ જ્યારે પોતાના ગુણ કહેતી—

પુનાની વૈદ્યોની આખ્યાયિકામાં પણ આ ચમત્કારિક રસાયનના પ્રભાવનુ જ પ્રકાશન થાય છે ॥ ૐ ॥

* * * * *

વૈદરાજ મહાત્મા ઝંડુ ભટ્ટજી પાસે એવી કઈ સિદ્ધિ હતી કે જેના પ્રભાવે તેઓ જે દરદી પાસે જતા તેમને શાંતિ જ થતી? અને આ પ્રમાણે હજારો કષ્ટ સાધ્ય અને અસાધ્ય દરદીઓને પણ આરામ આપવામા કયું દૈવી રસાયન સહાયક થયું હતુ? જેમને તે પવિત્ર પ્રેમ સ્વરૂપ પૂજ્ય મહાત્માનો પ્રત્યક્ષ યોગ થયો છે તેઓ સાક્ષી આપી શકશે કે તેમને આ દિવ્ય રસાયનની પ્રાપ્તિ હતી જ. અત્યારે પણ જે જે વૈદ્યો, ડૉક્ટરો, હકીમો અને ઉપચારકો આ દિવ્ય રસાયનનો ઉપયોગ જેટલે અંશે કરી શકે છે તેટલે અંશે અવશ્ય તેઓ શાન્તિ પ્રસારી શકે જ છે.

દવા ચિકિત્સકને માટે લોકો એમ કહે છે કે એ તો યશસ્વી છે. અરે એને હાથે યશ છે! માટે એ તો દવા આપે કે ચપટી રાખ બાંધી આપે તોપણ સારૂં જ થશે! અમારા ચિકિત્સક બન્ધુઓને અમે પુછીએ છીએ કે આ યશસ્વી રેખા કઇ?

* * * * *

આ દૈવિ રસાયનનો પ્રભાવ માત્ર શારિરીક વ્યાધિ પરજ અસર કરીને અટકી રહ્યો નથી, તેનો દૈવિ પ્રભાવ તો અનેક પ્રકારનાં માનસિક, આધ્યાત્મિક અને સાંસારિક રોગથી સપડાએલાંઓને પણ તેટલો જ ઉપકારક થઈ રહેલ છે; એટલું જ નહિ પણ દેશની રાજ્યદ્વારી અશાંતિ અને પ્રજાકિય પરતંત્રતાના મહા રોગના છેટલામાં છેલ્લા ઉપાય તરિકે મહાત્મા ગાંધીજીએ જે મહાન પ્રયોગની યોજના પ્રજા સમક્ષ રજુ કરી છે અને જેના યોગે હજારો વર્ષની પરતંત્રતાના પ્રમાદમાં પડેલી ભારતીય પ્રજા નવજીવનને પ્રાપ્ત કરી મહાત્મા ગાંધીજીનું દર્શન કરતાં જ, તેમનું નામ સ્મરણ કરતા જ ગાંડી ઘેલી થઈ જાય છે, અને તેમનાં વચનો પ્રભુના આદેશ પ્રમાણે સ્વીકાર કરી ચેતનવન્તી થાય છે, એ મહા પ્રયોગમાં પણ આ દિવ્ય રસાયનનું દૈવિ તત્વ જ ખરૂં ફળ આપી શકે છે!

* * * * *

અને અમેરિકાનાં, ઇંગ્લાંડનાં, જર્મનીના અને પેરીસનાં પેલાં ભોગવિલાસ અને મોજશોખના નાદર નમૂના રૂપ Up to momentની ફેશનોમાં મોહાંધ થયેલાં વિદ્વાન–શ્રીમાન અને વિલાસી, નરનારીઓને જગતમાં માત્ર ખાવું, પીવું, ફેશનબંધ ટાપટીપમા ફરવું, અને ભોગવિલાસ ભોગવવો એજ માત્ર મનુષ્ય જીવનનું ઇતિ સાર્થક્ય છે એવુ માનનારાં અને જગતની બીજી પ્રજાઓને જંગલી માનનારાં પાશ્ચિમાત્ય પ્રજાનાં વિલાસી હૃદયોને કેવળ ત્યાગ માં જ આનંદ માનનારા, માત્ર પર્ણકુટીમાં જ નિવાસ કરી કેવળ લંગોટી અને તુંબીપાત્રથી સંતોષ માની જગતના બાદશાહી ઠાઠને તુચ્છ લેખનાર ભારતવર્ષના સન્ત મહાપુરૂષો મારે એ વિલાસમાં ડુબી ગયેલી પ્રજામાં પણ ભક્તિ ભાવ જાગૃત કરાવનાર, અરે! એ પ્રજાને પણ પૂર્વની પ્રજાના જેવો ત્યાગ અને સન્યાસનો મહા બોધ આપી પ્રાચીન

આર્ય ઋષિવરો માટે અને ભારત ભૂમિને માટે પૂજ્ય ભાવના પ્રેરનાર વિશ્વવંદ્ય સ્વામીશ્રી વિવેકાનંદજીએ પાશ્ચાત્ય પ્રજામાં ભારતધર્મનો વિજય ધ્વજ સ્થાપિત કર્યો એમાં પણ આ દિવ્ય રસાયનનાં દૈવિ તત્વો જ કારણ રૂપ હતાં!

ભ્રમીત થયેલા મગજના ચિત્તભ્રમ વાયુવાળાઓને પણ આરામ આપનાર, શોક સાગરમાં ડૂબી ગયેલાઓને આનંદ સ્વપ્નમાં લીન કરી નાખનાર, જીવનશ્વાસ લેતાં ગભરાયેલાઓને શાંતિનું સ્થાન અને દિવ્યતાનો અનુભવ કરાવનાર આ દૈવી રસાયનનો પ્રભાવ સર્વને શાંતિ અર્પે છે! ॥ ૐ ॥

* * * * *

યોગિઓને પરમ આનંદના કેન્દ્ર રૂપ અને રોગીઓને પરમ આશ્વાસન રૂપ, જ્ઞાનીને ઇષ્ટની પ્રાપ્તિ કરવી આપનાર, ગૃહસ્થાશ્રમીઓને સંસારમાં શાંતિ પ્રેરનાર, દુઃખીને આરામ આપનાર, આ ચમત્કારિક દૈવિ રસાયનનો પ્રભાવ જેમને જણાયો છે તેઓ દૈવિ જીવન વ્યતીત કરે છે. ॥ ૐ ॥

* * * * *

વાચકો અધિરા થઈ પ્રશ્ન કરશે કે આવું ચમત્કારિક, ઉત્તમ અને દૈવિ રસાયન શું આ પૃથ્વીપર વિદ્યમાન છે? કદાચ હોય તો તે 'રેડીયમ' કે પાર્કીના દરદને માટે હાલમાં શોધાયેલ "મેસોથોરીયમ" જેવી દુર્લભ અને ભાગ્યે જ પ્રાપ્ત થઇ શકે તેવી અમૂલ્ય વસ્તુ હશે! અગર આર્ય વૈદકમાં દર્શાવેલ હીરા મોતિ અને માણેકના મિશ્રણવાળી કોઈ કિમતી માત્રા કરતાં પણ ઘણું મોંઘું હોવું જોઇએ! અથવા ઘણા પરીશ્રમે કોઈ યોગિ મુનિ દ્વારા અથવા હિમાલયના સિદ્ધાશ્રમ જેવા કોઇ દિવ્ય સ્થળેથી પ્રાપ્ત થયેલ કોઈ અદ્ભુત દૈવિ પ્રસાદી હશે! અને તેથી કાં તો એ પ્રાપ્ત થવું બહુ દુર્લભ! અગર એ બહુ જ કિમતી હશે એટલે સામાન્ય માણસો તો એની કિમત સાંભળીને ડેગળી જાય! અગર તો એવી કોઇ સન્ત મહાત્માની સિદ્ધ પ્રસાદી હશે કે જે જગતમાં સામાન્ય રીતે પ્રાપ્ત થવી કેવળ દુર્લભ છે!

* * * * *

પરન્તુ અમારે જણાવવું જોઈએ કે આ "દિવ્ય રસાયન" વિશ્વમાં એટલા જથ્થામાં વિસ્તરેલું છે અને તે સદા સર્વદા સર્વની સમક્ષ એટલા બધા પ્રમાણમાં રહેલું છે કે સમગ્ર જગતના બધાં જ પ્રેમ સ્વરૂપો સમગ્ર જીવન પર્યંત કદાચ નિરંતર આ દિવ્ય રસાયનનો ઉપયોગ કરવા ધારે તો પણ તે ઓછું ન થતાં ઉલટું વૃદ્ધિ પામે છે અને મર્દનં ગુણ વર્ધનં એ ન્યાયે જેમ જેમ તેનો અધિક ઉપયોગ થાય છે તેમ તેમ તે અધિક ફળદાયક, અધિક દૈવિ અને અધિક પ્રભાવશાળી થતું જાય છે. ॥ ૐ ॥

* * * * *

જો કે આ "દિવ્ય રસાયન"નું મૂલ્ય રાજા મહારાજાઓ પણ આપી શકે તેમ નથી છતાં યોગ્ય પાત્ર આગળ આ રસાયનનો યથેચ્છ ઉપયોગ કરનાર દૈવિ વિભૂતિઓ તેનો કોઈ પણ જાતના બદલાની અપેક્ષા વગર નિરંતર ઘણી જ ઉદારતાપૂર્વક ઉપયોગ કરી જાય છે, અને તેથી જ તેઓ આનંદમાં મગ્ન હાસનમાં રહે છે કે:—

આ "દિવ્ય રસાયન"ને સંસારનું જમરૂખ કહેવું કે રસસિદ્ધિઓનો જીવન રસ કહેવો! કારણ કે આ "દિવ્ય રસાયન"નું સેવન કરનારાઓને જે દિવ્ય શાંતિ પ્રાપ્ત

થાય છે તે તેને કાંઈ ઓર દૈવિ સ્થિતિનો અનુભવ કરાવે છે, અને તે સ્થિતિમાં તેની આત્મિક શક્તિઓનો વિકાસ થાય છે, આથી તેઓ નિરંતર તેનો ઉપયોગ કરી મસ્ત રહે છે! ॥ ॐ ॥

*     *     *     *     *

આ "રસાયન કેવું છે? એનો સ્વાદ કેવો છે? વગેરે બાબત વાચક બન્ધુઓ પ્રશ્ન કરવા તૈયાર થાય તે પહેલાં જ જણાવવાનું કે ઓસોપથીનાં સ્વાદ વગરનાં કડવાં મિક્ષ્ચરો-નો કડવાટ, કે આર્ય ઔષધીના સુદર્શન ચૂર્ણ જેવો કટુ સ્વાદ આ રસાયનમા કદી પણ અનુભવવો પડતો જ નથી આ "રસાયન" નો દિવ્ય સ્વાદ આ સંસારમાં અમૃત તુલ્ય રહેજત આપી શકે છે! અને તેના સ્વાદનું યથાર્થ વર્ણન મનુષ્યની લેખન શક્તિ વડે થવું અસંભવિત છે! ॥ ॐ ॥

*     *     *     *     *

જે ભાગ્યવંત આત્મ બન્ધુઓએ આ "દૈવિ રસાયન" નો છુટથી ઉપયોગ કર્યો છે, તેમના જીવન દૈવિ થયા છે! પરમ પ્રેમ સ્વરૂપ શ્રી કૃષ્ણ ભગવાનને સર્વના આરાધ્ય અને હૃદયેશ્વર બનાવનાર આ રસાયનની દિવ્ય પ્રભા જ હતી! પરમહંસ શ્રી રામકૃષ્ણ ભગવત, શ્રી શંકરાચાર્ય, સ્વામી શ્રી રામતિર્થજી, સ્વામી શ્રી વિવેકાનન્દજી વગેરે જગતના અનેક મહા સમર્થ દિવ્ય પુરૂષોએ આ દિવ્ય રસાયનનો પ્રયોગ કર્યો હતો અને તેનો નિરંતર ઉપયોગ કરવા જગતને પોકારી પોકારીને તેઓએ આવાહન કર્યું છે! ॐ ॥

\+     \+     \+     \+     \+

પ્રેમ સ્વરુપ વાચક બન્ધુઓ! આ દિવ્ય, પરમ ઓજસ્વિન, "દૈવિ રસાયન" શું છે? એ જાણવા અને તેનો પ્રયોગ કરવા આપ આતુર છો? શાંત થાવ! આ દિવ્ય રસાયનની દૈવિ ઘટના અને તેમાં રહેલા દૈવિ તત્વો સંબધે જે કાંઈ અલ્પ અંશે આપનો આ વિનિત બન્ધુ અનુભવી શક્યો છે, તેટલા અંશમાં જણાવવા તે આનંદ પૂર્વક તત્પર જ છે! પણ તે એક જ સરતે જણાવી શકશે અને તે સરત એજ કે જ્યાં જ્યાં આપની દૃષ્ટિ જાય ત્યાં ત્યાં આ દિવ્ય રસાયનનો પ્રસાર કરવો અને જ્યારે એ સરતનું યથાર્થ પરિપાલન થાય છે ત્યારે જ આ દિવ્ય રસાયનના દૈવિ પ્રભાવનું અને ઉપરોક્ત ચમત્કા-રિક ગુણોનું પ્રકાશન થાય છે, માટે આપ પણ એ દિવ્ય રસાયનમાં આવેલાં દિવ્ય તત્વોને એકાગ્રતાપૂર્વક યોજી, આપની દૃષ્ટિમાં, આપના વિચારમા, આપની વાણીમાં, અરે! આપનું જીવન એ દિવ્ય રસાયનના રંગથી રંગી દૈવિ બનાવી સમગ્ર વિશ્વમાં તેનો પ્રસાર કરશો એ આશા સહિત એ દિવ્ય રસાયનમાં રહેલ દૈવિ તત્વો સમગ્ર વિશ્વના હિતાર્થે આ નીચે પ્રકટ કરવામાં આવે છે. ॐ ॥

\+     \+     \+     \+     \+

### प्रभुना दिव्य रसायनमां रहेलां दैवि तत्वोनुं प्रकटीकरण ॥

સમસ્ત બ્રહ્માંડમાં "નવજીવન" અને "નવ ચેતન" પ્રેરનાર દૈવિતત્વો:—

૧-પ્રેમ ! પ્રેમ ! બેસુમાર ઉભરાઈ જતો વિશ્વવ્યાપી પ્રેમ !

૨-એકતા ! એકતા ! દૈવિ એકતા ! અનંત બ્રહ્માંડોમાં વ્યાપિ રહેલા અનંત રૂપે લીલા કરી રહેલા-અણુ-પરમાણુ કીટ, પશુ, પક્ષી, પ્રાણી અને માનવ બન્ધુઓ રૂપે વ્યાપી રહેલા સનાતન તત્ત્વ સાથે દૈવિ એકતા !

સર્વત્ર સર્વસ્થળે દિવ્ય, શુદ્ધ સાત્વિક "પ્રેમ" એજ આ દિવ્ય રસાયન છે. તેનો સ્વજીવનમાં, મિત્રોમાં અને સંબંધમાં આવનાર પ્રત્યેક આત્મબન્ધુઓ ! પ્રત્યેક વ્યવહારમાં પ્રયોગ કરો અને જુઓ કે તમે કેટલી શાંતિ, કેટલી દિવ્યતા, કેટલું સૌંદર્ય અને કેટલો આનંદ પ્રસારી શકો છો ! ૐ ॥

* * * * *

આ દિવ્ય રસાયનનો વિશ્વ માત્રમાં પ્રચાર કરવા ગૂર્જરી ભૂમિના પરમ પ્રેમ સ્વરૂપ "કલાપિ" ની પ્રેમપ્રસાદી રૂપ, "સ્વર્ગ ગીત" ગાતાં ગાતાં સર્વને સપ્રેમ નિમંત્રણ કરીશું કેઃ—

ખોવાયેલાંને બોલાવો;
સ્વામીનો સંદેશો કહાવો;
પગ ધોવાને પાણી લાવો;
ખોવાયેલાંને માટે !
આવો, મ્હેલ ઉઘાડો, આવો;
હારી હારી હારી લાવો:
આવોને ગાતાં સ્વામિને
ખોવાયાં સાથે !
ભૂખ્યાંને ભોજનમાં લાવો !
તરસ્યાંને દ્રાક્ષાસવ પાઓ !
પાથરજો હૈયાં થાકયાંને,
લાવો ખોવાયાં શોને !
ના ખોવાયાં ના તરસ્યાં છે;
ખોવાયાં ભૂખ્યાં તરસ્યાં છે :
સાથ તજી એવામાં જાઓ;
ખોવાયાં લાવો !"

ૐ પ્રભુજી ! ૐ ગુરુ દેવ ! ૐ જય રામકૃષ્ણ !

શ્રી વૈશાખ શુક્લ ૧૪
કીમસ્ટેશન બી. બી.
સી. આઇ રેલ્વે.

લી. વિશ્વના પરમ પ્રેમ સ્વરૂપ
પ્રેમઘેલાં પવિત્ર હૃદયોનો પૂજારી,
બળવંતરાય ઝવેરીલાલના ૐ પ્રભુજી ! ૐ ગુરુજી !

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# ॥ श्रीविवेकानन्द जीवन प्रसंग ॥

( સ્થળ—બેલુરમઠ —સને ૧૯૦૨ )



સ્વામીજી વિવેકાનંદ હાલ મઠમાજ રહેતા હમણા મઠમા શાસ્ત્રાધ્યયન માટે ખાસ વર્ગ શરૂ કરવામા આવ્યો હતો, અને હમેશા સ્વામી શ્રી શુદ્ધાનંદજી, સ્વામી શ્રી વિરજાનન્દ, અને સ્વામી શ્રી સ્વરુપાનન્દજી આ વર્ગમા ખાસ ભાગ લેતા હતા સ્વામીજી આ પ્રકારની શાસ્ત્ર ચર્ચાને ' સ્વાધ્યાય અને આત્મદર્શનના માર્ગમાં ઉપયોગી ચર્ચા " કહેતા બ્રહ્મચારીઓ અને સન્યાસીઓ જેમ બને તેમ આ શાસ્ત્ર ચર્ચામા વધુને વધુ રસ લેતા થાય તે માટે હરેક પ્રકારે તેમને ઉત્તેજીત કરતા આ વર્ગમા કોઈવાર ગીતાજીનુ અધ્યયન થતું + કોઈ દિવસ શ્રીમદ્‌ભાગવત ઉપર તો કોઇ દિવસ ઉપનિષદો ઉપર તો કોઇ દિવસ બ્રહ્મ સૂત્રો ઉપર રસ ભરી ચર્ચા થતી સ્વામી શ્રી આ પ્રસગે હાજર રહેતા અને ઘણા પ્રશ્નોનુ બહુ સરળ રીતે સમાધાન કરતા હતા

એક બાજુએ સ્વામીશ્રીના ફરમાનથી રામકૃષ્ણ મઠમા ધારણા, ધ્યાન અને સમાધિ માટે ખાસ વ્યવસ્થા કરવામા આવી હતી અને હમેશા નિયમસર સાધના કરવા માટે સાધનક્રમ મા બધાએ ભાગ લેવો પડતો હતો તેજ પ્રમાણે આ શાસ્ત્રાધ્યયનનો વર્ગ પણ નિયમસર હમેશા ચાલુ રહેતો અને આ પ્રમાણે મઠમા સાધનો, અભ્યાસ, અને શાસ્ત્રાધ્યયનનો ક્રમ બરાબર નિયમસર સ્વામીજીની આજ્ઞાનુસાર હમેશા ચાલુ રહેતો હતો આ નિયમમા કોઇ સહજ પણ ભગ કરતું તો તે દિવસે તેને મઠમાથી પ્રસાદ મળતો નહી ( એટલે તેને ઉપવાસ કરવો પડતો ) અગર તેણે ખોરાક લેવો હોય તો પાસેના ગામમાથી ભીક્ષાવૃત્તિથી લાવી મઠમા જુદો પોતાને હાથે તૈયાર કરી ખાવાની ફરજ પડતી ।

આ પ્રમાણે મઠના નિત્યના જીવન ક્રમની નિયમિતતા ઉપર નિયમો ઘડીને જ અટક્યા નહોતા, પણ ભવિષ્યમા સધ શક્તિની વૃદ્ધિ થતા કેવા નિયમે મઠની વ્યવસ્થા ચલાવવી નિત્યનો જીવનક્રમ કઈ વ્યવસ્થાએ રાખવો, અને ભવિષ્યની વ્યવસ્થા કઇ પદ્ધતિએ ચલાવવી એ સબધે ખાસ મનન કરવા યોગ્ય અને આચરવા યોગ્ય સૂચનાઓ કરી ગયા છે, અને આ સબધી વિચારણાના હસ્તલિખિત લેખો હજી પણ (કલકત્તા) બેલુરમઠમાં બહુ સભાળપૂર્વક સાચવવામા આવ્યા છે

સ્વામી વિવેકાનદજી હમેશા સ્નાન કર્યા પછી, શ્રી રામકૃષ્ણ ભગવતના પૂજન ગૃહમા

+ પ્રબુદ્ધ ભારતમાથી અનુવાદ

પધારતા હતા, અને ત્યાંના પવિત્ર ચરણામૃતનું પાન કરી શ્રી રામકૃષ્ણ ભગવંતનાં પવિત્ર ફૂલો (અસ્થિ) જે પેટીમાં સાચવી રાખવામાં આવ્યાં હતાં, તે "પેટી"ને ભક્તિભાવપૂર્વક સ્પર્શ કરી વંદન કરતા હતા. આ પવિત્ર પેટીને સ્વામીજી ઘણીવાર "આત્મારામેર કૂટ" કહીને ઓળખાવતા હતા. થોડા દિવસ પહેલાં જ એ પવિત્ર પેટીના સંબંધમાં એક અદ્ભુત ઘટના બની હતી. એક દિવસે સ્વામીજીએ આ પવિત્ર પેટીને મસ્તક અડકાડી વંદન કરી (સાષ્ટાંગ દંડવત પ્રણામ્ કરીને) બહાર આવ્યા પછી તેમને એવો વિચાર સ્ફુરી આવ્યો કેઃ "**શું આ પવિત્ર પેટીમાં શ્રી રામકૃષ્ણ ભગવંતનું દૈવિ સત્વ હજી પણ વિદ્યમાન છે?** ઠીક. હું એ સંબંધે વિશેષ ખાત્રી કરી જોઈશ." આવો વિચાર આવતાં જ તેમણે મનમાં શ્રી રામકૃષ્ણ ભગવંતને પ્રાર્થના કરી કેઃ–" હે પ્રભો ! અમુક + + + મહારાજ જે હાલ કલકત્તામાં છે, તે જો ત્રણ દિવસમાં આ મઠમાં આકર્ષાઈ આવે તો હું માનીશ કે આપ આ પેટીમાં જ વિદ્યમાન છો!" આ પ્રમાણે અંતરથી પ્રાર્થના કરી તેઓ પૂજનગૃહમાંથી બહાર આવ્યા પણ એ સંબંધી કોઈને વાત કરી નહીં, અને થોડા વખત પછી તો એ પ્રસંગ તેઓ પોતે પણ તદ્દન ભૂલી ગયા!

બીજે દિવસે કાંઈ કાર્યવશાત તેઓ થોડાક કલાક કલકતે ગયા. કલકત્તેથી આવ્યા પછી તેઓએ સાંભળ્યું કેઃ—" **ટ્રંક રોડને રસ્તે થઈને તે મહારાજ એજ બેલુર આવ્યા અને મઠ આગળ ગાડી ઉભી રખાવી માણસને મોકલી સ્વામીશ્રીની તપાસ કરાવી અને સ્વામીશ્રી ન મળવાથી પાછા ગયા.**" આ ખબર સાંભળ્યા પછી પોતાની આંતર પ્રાર્થનાની વાત સ્વામીજીને યાદ આવી અને સર્વે ગુરુબન્ધુઓને આ ઘટના સવિસ્તર જણાવી પેલી **દિવ્ય પેટીની** બહુ જ પવિત્રતાપૂર્વક, બહુ જ શ્રદ્ધાપૂર્વક અને બહુ જ પૂજ્ય ભાવથી વંદન, પૂજન, અને રક્ષણ કરવાનું સુચવ્યું. ધન્ય ગુરુદેવ! **જય રામકૃષ્ણ ભગવંત!**

આજે શનીવાર હતો. મધ્યાહ્ને મઠમાં આવ્યા પછી શિષ્યને સ્વામીજી સંબંધે ઘણું રહસ્ય જાણવા મળ્યું. સ્વામીશ્રીની ચરણવંદના કરી તેમની સમિપ બેઠા પછી શિષ્યે સાંભળ્યું કે સ્વામીશ્રી ફરવા જવાના છે અને, સ્વામીશ્રી પ્રેમાનન્દજીને પણ સાથે આવવા સૂચના કરી છે. શિષ્યની પણ સાથે જવા ઘણી જ આતુર ભાવના હતી, પણ સ્વામીજીની રજા મળ્યા સિવાય જવું એ અયુક્ત લાગવાથી તે શાંત રીતે બેસી રહ્યો. સ્વામીશ્રી ગેરૂઆ ટોપી અને અલરી પહેરી હાથમાં દંડ ધારણ કરી બહાર આવ્યા. સ્વામી પ્રેમાનંદજી પણ સાથે હતા. શિષ્ય તરફ જોતાં સ્વામીશ્રીએ કહ્યું : "કેમ આવવું છે?" શિષ્યને બહુ આનંદ થયો અને પ્રેમાનંદજીની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

સ્વામીજી કાંઈક ઊંડા વિચારમાં તલ્લીન થઈ ચાલવા લાગ્યા. શિષ્યે સ્વામીજીની આવી તન્મયાવસ્થા જોઈ તેમની સાથે વાતચીત કરી તેમની તન્મયતામાં ભંગ ન કરવાનું જ ઉચિત ધાર્યું, અને પ્રેમાનંદજી સાથે વાતચીત કરતાં પુછ્યું કેઃ—" મહારાજ સ્વામીજીની નિશિષ્ટતા સંબંધે શ્રી રામકૃષ્ણ ભગવાન શું કહેતા હતા?' પ્રેમાનંદજીએ કહ્યું કેઃ "તેમણે એ સંબંધે એટલું બધું કહ્યું છે કે તે હું તમને એક દિવસમાં શી રીતે સમજાવી શકું? કેટલીક વાર તેઓ કહેતા કેઃ—" એ अखंडसच्चिदानंदनी દિવ્ય કક્ષામાંથી અવ-

શક્તિ પણ એની પાસે જતાં ડરે છે! શ્રી રામકૃષ્ણ ભગવાને એકવાર કૃપાવંત થઈ, શ્રી જગન્નાથજીનો પ્રસાદ એના મુખમાં આપ્યો ત્યાં સુધી તેઓ કોઈ દેવ દેવીને નમન પણ કરતા નહોતા, પણ એ દિવ્ય પ્રસાદી મળ્યા પછી ભગવદ્ કૃપાએ તેઓ એની મહત્તા અને સભ્યતા સમજી શક્યા હતા."

શિષ્યઃ "સ્વામીજી હમેશાં એટલી છૂટથી મ્હારી સાથે વાત કરે છે, અને હસે બોલે છે, પણ હમણાં હમણાં તેઓ એટલા ગંભીર જણાય છે કે એમની સાથે વાત કરતાં (એમના દિવ્ય ગાંભિર્યમાં ક્ષોભ કરતા) કોઈને પણ સહજ ભય જેવું લાગે છે."

પ્રેમાનંદજીએ કહ્યુંઃ "મહાન્ આત્માઓ વિચારની એવી ઉચ્ચ ભૂમિકાએ રહે છે કે જે આપણી માનસિક ભાવનાની મર્યાદાથી પર હોય છે. પરમહંસ દેવની હયાતીમાં અમે જોયું હતું કે સ્વામી વિવેકાનંદજી (નરેન્દ્રનાથ) ને દૂરથી જોતાં જ પરમહંસ દેવને સમાધી થઇ જતી * * * ઘણી વાર શ્રી રામકૃષ્ણ ભગવંત માતાજીને પ્રાર્થના કરતા કે "મા! એનું અદ્વૈત જ્ઞાન જરા ઢંકાયેલું રાખજે! એની પાસે મ્હારે ઘણું કામ કરવાનું છે!" આ શબ્દો કોણ સમજી શકે એમ છે! અને એ વાતો કોને કહેવી?"

શિષ્યે કહ્યુંઃ "મહારાજ! ખરેખર, મ્હને ઘણીવાર એમના સંબંધે વિચારો આવે છે કે તેઓ સામાન્ય મનુષ્ય પ્રકૃતિથી બહુ જ ઉચ્ચ કક્ષામાં છે! પણ વળી જ્યારે તેઓ વાત કરે છે, અગર દલીલ રજુ કરે છે, ત્યારે તેઓ આપણા જેવા જ મનુષ્ય હોય તેવું સમજાય છે."

પ્રેમાનંદજીએ કહ્યુંઃ "શ્રી રામકૃષ્ણ ભગવાને એમના સંબંધે કહ્યું છે કેઃ "જ્યારે એને એના મૂળ સ્વરૂપની પ્રતિતી થશે ત્યારે એક ક્ષણ વાર પણ તે (સ્વામી વિવેકાનંદ) આ જગત્ પર રહેશે નહીં, તુરત જ પોતાના મૂળ સ્થાન પ્રત્યે સ્વરૂપમાં લીન થઈ જશે." એથી જ એમનું મન જુદા જુદા કાર્યમાં રોકી રાખવા અમે પ્રયત્ન કરીએ છીએ, એમને બહુ ધારણા, ધ્યાન અને સમાધિમાં રોકાયેલા જોઈએ છીએ ત્યારે અમને ભય ઉપજે છે."

સ્વામીજી મઠ તરફ પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યા. સ્વામી પ્રેમાનંદ અને શિષ્યને પાસે પાસે બેઠેલા જોઇ તેમણે પૂછ્યુંઃ "કેમ! શું વાતચીત ચાલે છે?" શિષ્યે કહ્યુંઃ "અમે શ્રી રામકૃષ્ણ ભગવંત અને તેમના વચનો ઉપર વાત કરતા હતા." સ્વામીજીએ આ શબ્દો સાંભળ્યા પણ પુનઃ વિચારમાં તન્મય થઈ મઠ તરફના રસ્તે ચાલવા માંડ્યું.

મઠના કમ્પાઉન્ડમાં આમ્રવૃક્ષ નીચે નાખેલી પાટ ઉપર બેસી સ્વામીજી થોડીવાર વિશ્રાંતિ લઇ, હાથ મ્હોં ધોયા પછી ઉપરના માળમા પધાર્યા અને શિષ્ય સાથે વાત કરતાં કહ્યું કેઃ "તમે તમારા પ્રદેશમાં વેદાન્ત પ્રચારનું કાર્ય કેમ શરૂ કરતા નથી? ત્યાં તાન્ત્રિક મતનું પ્રબળ બહુ ભય ભરેલી રીતે ફેલાતું જાય છે! આખા દેશને અદ્વૈતવાદની સિંહ ગર્જના-થી જાગ્રત કરો! ત્યારે જ હું તમને ખરા વેદાન્તી કહીશ! પ્રથમ એક વર્ગ શરૂ કરો. ત્યાં ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર શીખવો. વિદ્યાર્થીઓને બ્રહ્મચર્યની કેળવણી આપો. મ્હેં સાંભળ્યું છે કે તમારા પ્રદેશમાં નૈયાયિકોની શુષ્ક ચર્ચા ખૂબ ચાલે છે! એમાં શું લાભ છે? માત્ર "વ્યાપ્તિ" (Pervasivness) અને "અનુમાન" (Inference) ઉપર આ

નયાયિક પંડિતો મહિનાના મહિના સુધી ચર્ચા કર્યા કરે છે! આત્મજ્ઞાનના અનુભવ પ્રદેશમાં આવી ચર્ચાઓ શું ઉપયોગી થઈ પડે ? તમારા કે ( દુર્ગાચરણ ) નાગ મહાશય ના ગામમાં એક ચતુષ્પાઠી ( પ્રાચીન ગામઠી જેવી સંસ્કૃત પાઠશાળા ) સ્થાપો, કે જ્યાં ધર્મશાસ્ત્ર અને શ્રી રામકૃષ્ણ ભગવંતના ઉપદેશનું અધ્યયન અપાય! આ રીતે તમે તમારૂં હિત પણ કરી શકશો. લોકોનો ધન્યવાદ પણ મેળવી શકશો અને ધર્મનો પ્રચાર પણ કરી શકશો!

શિષ્યે કહ્યું : "મહારાજ! નામના કે કીર્તિની મ્હને લેશ પણ આકાંક્ષા નથી. કેટલીક વાર આપ કહો છો તેવા કોઈક કાર્યની શરૂઆત કરવાના વિચાર આવે છે પણ મ્હારાં લગ્ન થવાથી હું દુનીયાદારીમાં એવો બદ્ધ થતો જાઉં છું કે મ્હને ભય છે કે મ્હારા વિચારો મનમાં ને મનમાં જ રહી જશે."

સ્વામીજીએ કહ્યું : "અરે, લગ્ન થયાં એમાં શું થઈ ગયું ? જેમ તમે તમારાં મા, બાપ, ભાઈ વગેરેનું પોષણ કરો છો, તેમ તમારી પત્નિનું પણ પોષણ કરો, અને એને ધર્મનું શિક્ષણ આપી તમારા માર્ગમા ખેંચો. એને તમારા ધર્મ–કાર્યમાં–તમારા ધાર્મીક જીવનમાં સહાયક તરીકે માની એ પ્રમાણે એની સાથે વર્તો અને જેમ કોઈબીજા સાથે પ્રસંગમાં આવીએ એવી તટસ્થ વૃત્તિથી એની સાથે વર્તો. આમ અભ્યાસ પાડવાથી મનની ભ્રમણા દૂર થશે! પછી શું જાય ?" શિષ્યને સ્વામીજીના આવા ઉત્તેજન આપનાર અને નિર્ભય ઉપદેશથી બહુ જ આશ્વાસન મળ્યું, રાત્રે વાળુ કર્યા પછી સ્વામી એમના બીછાના પર બેઠા ત્યારે શિષ્યને તેમની ચરણ સેવા કરવાની અમૂલ્ય તક મળી.

સ્વામીજીએ શિષ્ય સાથે વાતની શરૂઆત કરતાં મઠમાંના અન્ય દૈવી આત્માઓ તરફ પૂજ્યવૃત્તિ રાખવાની સુચના આપી કહ્યું કે : "આ રામકૃષ્ણ ભગવંતનાં બાળકો જે તમે જુઓ છો તે અપૂર્વ ત્યાગી મહા પુરુષો છે! એમની સેવા કરવાથી તમો માનસિક શુદ્ધતા પ્રાપ્ત કરશો! અને એ રીતે આત્મ તત્વની, પરમાત્માની પ્રાપ્તિ કરી શકશો! તમને ગીતાજીમાંનું ભગવદ્ વાક્ય યાદ હશે કેઃ—

तंविद्धि प्रणिपातेन परीप्रश्नेन सेवया ॥

એમની સેવા કરવાથી તમે તમારા દૈવિ આદર્શની પ્રાપ્તિ કરો છો. તમે જુઓ છો કે તેઓ કેવા પ્રેમમય છે ?"

શિષ્યે કહ્યુંઃ "પણ, તેમને બરાબર રીતે ઓળખવા એ મ્હારે માટે તો બહુ જ મુશ્કેલ કાર્ય છે! કારણ કે પ્રત્યેકમાં કાંઇક ને કાંઇક ભિન્ન ભિન્ન પ્રકારની અપૂર્વતા જણાય છે!" સ્વામીજીએ કહ્યું કેઃ "શ્રીરામકૃષ્ણ ભગવંત એ આત્માના અપૂર્વ માળી હતા; અને તેથી શ્રીરામકૃષ્ણ **મીશન** રૂપી બાળામાં, ભિન્ન ભિન્ન પ્રકારની અપૂર્વ શક્તિ ધરાવનાર આત્મારૂપી પુષ્પોની ચૂંટણી તેઓ કરી ગયા છે. ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિઓ અત્રે એકત્ર થઇ છે, અને હજી થશે! શ્રીરામકૃષ્ણ ભગવંતે સ્વમુખે જ કહ્યું છે કેઃ "જેણે ખરા હૃદયથી ભગવાનની એક પણ દિવસ ભક્તિ કરી છે, તે જરૂર અહીં આવશે જ." જેઓ અહીં છે તે દરેકને શક્તિના એક એક અવતાર રૂપે જાણજો! તેઓ મ્હારી આગળ એ શક્તિ દર્શાવતા નથી તેથી એમને સામાન્ય માણસ ધારવાની ભૂલ કરશો નહિ! જ્યારે તેઓ બહાર જશે ત્યારે પ્રજામાં એક અપૂર્વ ચેતન જાગશે.

કરવાના નિમિત્તરૂપ થશે! એમને શ્રી રામકૃષ્ણ ભગવાનના દૈવિ અંશ રૂપે જ ધારવા! શ્રી રામકૃષ્ણ ભગવાનનો વિરાટ્ આત્મા દરેક ધર્મ, મત અને સંપ્રદાયમા સૂક્ષ્મ રીતે વ્યાપી રહેલ છે. હું તો એમના તરફ એ શ્રદ્ધા અને એ પૂજ્ય દૃષ્ટિએ જ જોઉં છું! દૃષ્ટાંત તરીકે જુઓ! આ રાખાલ! જે અહીં જ છે! એનામા જે દિવ્યતા છે તે મ્હારામા પણ નથી! શ્રી રામકૃષ્ણ ભગવંત એના તરફ પોતાના જ આત્મિય પુત્રવત દિવ્ય અંશ રૂપે જોતા અને એ પરમહંસ દેવ સાથે ખાતો, એમની સાથેજ બાળકવત્ ફરતો, અને એમની સાથેજ સુઇ રહેતો! એ આ મઠનું જવાહિર છે. અરે! એ આ મઠનો રાજાધિરાજ છે! એ જ પ્રમાણે બાબુરામ, હરિ, શારદ, ગંગાધર, સરત્, શશિ, સુબોધ, તમે આખા જગતમા ફરી વળો પણ એમના જેવી પ્રભુ પરાયણતા અને દિવ્યતા ભાગ્યે જ અનુભવાશે! એ દરેકમાં ધર્મનું અપાર બળ રહેલું છે, અને સમય આવ્યે એ બળ પ્રકટ થયેલું તમે અનુભવશો!"

શિષ્ય આશ્ચર્યતાપૂર્વક આ બધું શ્રવણ કરી રહ્યો હતો. સ્વામીજીએ વળી કહ્યું:—

"પણ તમારા પ્રદેશમાથી નાગ મહાશય વગર કોઈ પણ પરમહંસ દેવનો લાભ ન લઇ શક્યુ! બીજા થોડાકે પરમહંસદેવના દર્શન કર્યા હશે પણ તેઓ તેમની મહત્તા સમજી શક્યા નહિ!"

નાગ મહાશયનું નામ યાદ આવતા જ સ્વામીજી થોડી ક્ષણ શાંત થઈ ગયા! તેમનો દેહ ત્યાગ થવાને ચાર કે પાંચ જ માસ થયા હતા! સ્વામીજીએ સાંભળ્યુ હતું કે એક વખત ગંગાજીનો પ્રવાહ નાગ મહાશયના ઘરમા પ્રકટ થયો હતો. એ વાત યાદ આવતા સ્વામીજીએ શિષ્યને પૂછ્યુ કે: "એ ઘટના કેમ બની? મ્હને એ સવિસ્તર કહે."

શિષ્યે કહ્યુ કે: "મ્હેં એ બાબત અન્યને મોઢે સાભળી છે પણ મ્હારી નજરે જોયેલું નથી. મ્હેં સાંભળ્યું હતું કે એકવાર મહા વારુણીના યોગ વખતે નાગ મહાશય એમના પિતા સાથે કલકત્તે જવા નિકળ્યા, પણ રેલ્વે ટ્રેઇનમા ઉતારૂઓની પુષ્કળ ગીરદી અને ધમાધમમા જગ્યા ન મળવાથી તેમને નારાયણગંજ ત્રણ ચાર દિવસ નિરર્થક રોકાવું પડ્યું. અને છેવટે ઘેર પાછા આવવું પડ્યું. આ રીતે નાગ મહાશયને મહા વારુણી યોગમાં આ કારણસર ગંગાસ્નાન માટે કલકત્તે જવાનો લાગ ન મળ્યો તોપણ શાંતચિત્તે એમણે એમના પિતાશ્રીને કહ્યું કે: "મન ચંગા તો કથરોટમાં ગંગા." "જો આપણી ખરી ભક્તિ હશે તો ગંગામૈયા અહીંજ પધારશે!" તેઓ શાંત ચિત્તે ગંગાજીની પ્રાર્થના કરવા લાગ્યા. થોડીવારમાં જ ચમત્કાર થયો. મહા વારૂણી યોગને સમયે જ એમના રહેવાના મકાનના ઓરડામાં ગંગા મૈયાનો દિવ્ય પ્રવાહ ફુવારા રૂપે પ્રકટ થયો! જેમણે આ ઘટના પ્રત્યક્ષ જોઈ છે તેઓ અદ્યાપી હયાત છે!" પણ શિષ્ય તેમને પ્રથમ મળ્યો તે પહેલા ઘણા વર્ષ પૂર્વે આ બનાવ બન્યો હતો! જય રામકૃષ્ણ ભગવંત!

ડીમ સ્ટેશન. બળવંતરાય ઝવેરીલાલ વૈદ્ય.

સુખડ ઓરસીયા પર ઘસતાં ઘસતાં મને સમજાયું કેઃ—અન્યને શીતળતા, સુવાસ અને સુન્દરતા અર્પવા ખાતર જે પોતાના જીવનની સમગ્ર શક્તિઓને સુખડની માફક ઘસાવા દે, ઘસી નખે અને છેવટે ઇષ્ટ દેવના સૌભાગ્ય સ્થાને તિલક રૂપ થવા જેટલી મહત્તા પ્રાપ્ત થવા છતાં પણ જેને તેના નામ ' હું પણું " ન રહે, પણ શીતળતા, શાંતિ, અને સુવાસ અને સુન્દરતા આપવાનું પોતાનું કર્તવ્ય પૂર્ણ કર્યા પછી પોતાના પરમાણુઓ પ્રભુની સૃષ્ટી લીલામાં વહી જાઇ જવા દે છે, અને એ રીતે પોતાનું " હું પણું " પ્રભુની દિવ્યતામાં-રમણીયતામાં લીન કરે છે, એ જ સાચું કર્મયોગીપણું કહેવાય વાચક બન્ધુ! એ સુખડના પ્રસંગથી મળતા કર્મયોગનો બોધપાઠ મને તો કાંઇ ઓર રહસ્યાત્મક જણાયો! શું તમને તેમાં કંઇ રહસ્ય જણાય છે ખરૂં?

વારૂં, દેવ પુજન પ્રસંગે થયેલ " ધૂપ " ની સુવાસમાં પણ મને તો સુખડના કર્મયોગનો જ બોધ થયો. પ્રભુના પુજનમાં અને સમગ્ર જીવ—જન્તુઓ અને પરમાણુઓમાં પણ સુવાસ અને પ્રસન્નતા પ્રકટાવવા અને તે દ્વારા પ્રભુલીલામાં પ્રભુની પરમ દિવ્ય શાન્તિ પ્રસરાવવાનું કાર્ય પોતે પોતાને એ કર્મયોગ રૂપી ધૂપ યજ્ઞના " બલી દ્રવ્ય " રૂપે થઇને સુખડ આપે છે, અને એ રીતે પોતાનું પોતાપણું " હુંપણું " હોમે છે—ભસ્મીભૂત થવા દે છે!

મને આ પ્રસંગના અનુભવથી વિચાર થયો કે સુખડનો કર્મયોગનો બોધપાઠ તો કાંઇ અપૂર્વ બોધપાઠ છે! કર્મયોગનો આદર્શ તો પ્રભુ કૃપાએ સુખડ દ્વારા મને અપૂર્વ રીતે ગુરૂજીએ સમજાવ્યો! સુખડના કર્મયોગ સાથે મ્હારા જીવનની સરખામણી કરતાં મ્હને મ્હારી અનેક અપૂર્ણતાઓ સમજાઇ! હૂં તો આ " સુખડ બોધ " થી ' કર્મયોગી ' તરિકે મ્હારી અપૂર્ણતા બરાબર સમજી શકયો છુ, અને વિનિત ભાવે સ્વીકારૂં છુ કેઃ-ખરા કર્મયોગી થવું, યથાર્થ કર્મયોગમય જીવન વહાવવૂ-એ મહા સમર્થ પુરૂષનું કાર્ય છે! પરમ પુજ્ય શ્રીકૃષ્ણ ભગવાન કે તેમની કૃપા પ્રેરણાનું પાત્ર શ્રી અર્જુન કે जनक विदेहि કે આ જમાનાના આદર્શ કર્મયોગિન્ स्वामि श्री विवेकानन्दजी જેવું કર્મયોગમય જીવન વ્યતિત કરવું, સર્વત્ર ધર્મનો બોધ કરવો, ધર્મજ્ઞાનની લહાણી કરવી એજ પ્રત્યેક ભારતવાસીનું આદર્શ હો! જગતના ઇતિહાસમાં જ્યાં જ્યાં દિવ્યતા, ચૈતન્ય, નવજીવન, પ્રેમ, પ્રગતિ, ઉત્સાહ, અને સત્યનો વિજય થયેલો, ધર્મનો અભ્યુદય થયેલો જોણ માયો કે, ત્યાં ત્યાં આવા વીર મહા પુરૂષોનો આદર્શ કર્મયોગ જ (અરે! ધર્મયોગ જ) ફળીભૂત થયો છે! જય થાવ! જગતના સચ્ચા કર્મયોગી મહા પુરૂષોનો! ઉન્નતિના સામ્રાજ્ય પર આરૂઢ થવા ચાહતા ઓ ભારત! उत्तिष्ठत् जाग्रत प्राप्यवरान्नि बोधत ॥

કીમ સ્ટેશન.
ગુજરાત આરોગ્યશાળા.
માર્ગશીર્ષ—પુર્ણીમા
સંવત-૧૯૭૭

લી. જગતના આદર્શ કર્મયોગી
સન્ત મહાપુરૂષોનો દાસાનુદાસ.
वैद्य बळवन्तराय झवेरीलाल.
ૐ પ્રભુજી.

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# कर्म मार्गनो नकशो.*



કર્મ માર્ગ સિવાય અન્ય કોઇ માર્ગજ નથી. સર્વ માર્ગમાં કર્મ પ્રાધાન્યપણે હોય છેજ. કર્મયોગના અવલંબન સિવાય અન્ય ગતિજ નથી, એ બતાવવા માટે "इतः अन्यथा नास्ति" કર્મયોગ સિવાય અન્ય માર્ગ નથી એમ સ્પષ્ટ કરે છે. કર્મ કરવાથી કર્મમાં લેપાયમાન થવાય છે, અને લેપાયમાન થવાથી અપવિત્રતા ઉત્પન્ન થાય છે એ ભીતિ અહીં ઉત્પન્ન થવી સંભવિત છે, પણ આ ભીતિ વ્યર્થ છે, એવું બતાવવા માટે "एवं कर्म न लिप्यते" આવી રીતે નિષ્કામ ભાવનાથી કરેલાં કર્મો બંધનકારક થઇ પડતાં નથી એમ મંત્રના અંતિમ ભાગમાં કહે છે. સ્વાર્થમય કર્મો અપવિત્રતા ઉત્પન્ન કરે છે, માટે તેમાં ન ફસાતાં પરોપકારના ઉચ્ચતમ કાર્યમાં આપણો સમય વ્યતિત કરવો, સો વર્ષ જીવંત રહી આ પ્રમાણે પરમાર્થનાં કાર્યો કરવાથી અને સ્વાર્થમય કાર્યો કરવાથી પરીણામે કેટલો ફરક પડી જાય છે તે નીચેના ઉદાહરણથી સ્પષ્ટ થશે:—

એક માણસે એક આંબાનું વૃક્ષ રસ્તા ઉપર એટલા માટે વાવ્યું કે તેની છાયા નીચે વટેમાર્ગુઓ આવી વિશ્રાંતિ અને આરામ લે, અને, ફળ ખાઇ ક્ષુધા શાન્તિ પ્રાપ્ત કરે. આ ભાવનાપૂર્વક કરેલા આ "કર્મ"નું નામ પરોપકાર છે. એ આમ્રવૃક્ષ નીચે વટેમાર્ગુઓને વિશ્રાન્તિ લેતા, મધુર ફળનો આસ્વાદ લેતા જોઇ, તેને આનંદજ થશે, પણ પોતાના ઉપયોગ માટે પોતાના બગીચામાં વાવેલા આમ્રવૃક્ષનાં ફળ જો કોઇ ઇતર મનુષ્ય તોડી ખાઇ જવા પ્રયત્ન કરશે તો તેની સાથે મ્હારા બગીચામાં મ્હેં ઉછેરેલા આંબાનાં ફળો કોણે તોડીને ખાવા માંડયાં છે? એવી સક્રોધ ગર્જના કરી "હું-અને મ્હારૂં"-પણાની ભાવના ક્રોધના રૂપમાં બદલાઇ જશે. નિષ્કામ કર્મનું ફળ આનંદ અને શાન્તિ, સકામ કર્મનું ફળ હુંપણાની ભાવનામાંથી ક્રોધ. સકામ અને નિષ્કામ કર્મનું પરિણામ સમજાવવા આ સાથેના પૃષ્ઠપર છપાયેલું ચિત્રપટ વાચક બન્ધુઓને ઠીક ઉપયોગી થઇ પડશે:—

---

* શ્રી. દા. સાતવળેકરના મરાઠી લેખપરથી અનુવાદ.

## " सकाम कर्मनो नकशो. "

સકામ કર્મ. (સ્વાર્થ.)
(કર્મફળ ભોગવવાની ઈચ્છા.)




## " निष्काम कर्मनो नकशो. "

નિષ્કામ કર્મ, કર્મફળ પ્રાપ્ત કરવાની
ઈચ્છાનો ત્યાગ; કેવળ પરોપકાર.



॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# भक्ति अने तेजस तत्व.*

વિષ્ણુ સહસ્ર નામમાં વિષ્ણુનું એક નામ શિવ પણ દર્શાવવામાં આવ્યું છે, અને શિવ સહસ્ર નામમાં શિવનું એક નામ વિષ્ણુ તરિકે પણ દર્શાવવામાં આવ્યું છે. શિવ અને વિષ્ણુ વાસ્તવમાં અભેદ શબ્દ છે, અને બન્ને શબ્દ પરબ્રહ્મ પરમાત્માના ઘોતક છે; આથી વિષ્ણુ ભક્તિમાં કે શિવભક્તિમાં ભેદ ન સમજવો જોઇએ.

વિષ્ણુ મહા પ્રેમમય છે, અને તે સદાય એવું ચાહે છે, કે, જીવ એમનામાં અનુરક્ત ો, એમને પ્રાપ્ત કરે. તેજ શ્રી રામકૃષ્ણ ઇત્યાદિ અવતાર ધારણ કરી દુષ્ટોનો સંહાર ો ધર્મની સ્થાપના કરે છે. દુષ્ટોને દંડ પણ પ્રેમવશ થઇને તે જ આપે છે, જેથી તેઓ ુ સમયાનુસાર પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકે. પ્રેમ સ્વરુપ પરમાત્માને પ્રાપ્ત કરવા જે ઇચ્છા ો છે, એણે પોતાના સ્વભાવમાં પ્રેમ પ્રકટ કરવો જોઇએ, જેવી રીતે કોઇ મનુષ્ય ાાધિપતિ થવા ઇચ્છા રાખતો હોય તો તેણે કોડી કોડી ધન માત્રનો સંગ્રહ કરવો જોઇએ. ... પ્રમાણે મુમુક્ષુએ મન, વચન, કર્મથી પ્રેમ, પ્રેમ અને પ્રેમનીજ ભાવના પ્રકટ કરવી જોઇએ.

જે સાચ્ચો (પ્રભુ) ભક્ત થવા ચાહે છે, એણે પ્રથમ પોતાના મન પર અધિકાર મેળવવો જોઇએ, અર્થાત્ એણે મનને એકાગ્ર, સ્થિર અને કામ-ક્રોધથી દૂર રાખવું જોઇએ. " હું અને મારૂં " એ ભાવનાનો ત્યાગ કરી ભક્તિ, જ્ઞાન અને ઉપાસના દ્વારા કર્મ યોગના નિયમાનુસાર વાસનાઓનો પરિત્યાગ કરી, જગતના ઉધ્ધાર-માટે પરોપકારનાં કાર્ય કરવાં જોઇએ; એજ પ્રેમ છે. એજ પ્રભુ ભક્તિ છે; અને આ નિયમાનુસાર સાધક શુદ્ધ શાન્તિપ્રદ તેજસ તત્વનો પોતામાં આવિર્ભાવ કરે છે. આવું શુદ્ધ તેજસ તત્વ

* હિન્દી ભાષામાં હિંદુ ધર્મ ટ્રેકટ નં. ૨ માં પ્રગટ થએલ લેખ પરથી અનુવાદ. આ લેખ મૂળે હિન્દી ભાષામાં કાનપુરથી પ્રકટ થયેલ જણાય છે; " ભારત જીવન " ના હમેશના વાચક અને ઓલપાડના રહીશ-પ્રેમસ્વરૂપ આત્મબન્ધુ શ્રી નાથુભાઇ પીતાંબર જેઓ હાલ દક્ષીણમાં યાત્રા નિમિત્તે પ્રવાસ કરે છે, એમણે આ લેખનો ગુજરાતી ભાષામાં અનુવાદ પ્રકટ કરવાની ઇચ્છા દર્શાવી મ્હારાપર મોકલ્યો હતો. તેમની આ સેવા અતિ ઉપકાર સાથે સ્વીકારૂં છું. આ લેખમાંના કેટલાક વિચારો થીઓસોફીકલ સોસાઇટી કે એવા જ કોઇ મંડળના વિચારો સાથે મળતા આવે તેવા જણાય છે, તેથી અનુવાદકને એવા કોઇ મંડળ સાથે સંબંધ નથી, તેમ મતભેદ પણ નથી. જગતમાં જ્યાં જ્યાંથી પ્રભુ પ્રેમ અને સત્યનાં તત્વો મળે તે સ્વીકારવાં એ જ તેનું કર્તવ્ય છે. —અનુવાદક.

નિકટવર્તી જીવાત્માઓમાં શાન્તિ અને પવિત્રતા પ્રકટ કરે છે. એ તૈજસ તત્વ શું છે? એની શું પ્રકૃતિ છે અને માનવ જીવનમાં એ ક્યા નિયમે પ્રવર્તે છે એ અવશ્ય વિચારવા જેવું છે. પ્રકૃતિના નિયમાનુસાર પ્રત્યેક પદાર્થ-પ્રત્યેક વસ્તુ-પ્રત્યેક જીવાત્મા-દશ્ય વસ્તુ માત્રની ચારે બાજુએ એક તત્વ વિસ્તરેલું હોય છે. એ તત્વનું નામ તૈજસ તત્વ કહેવામાં આવે છે. જેમ ફાનસની ચારે બાજુએ અમુક અંતર સુધી પ્રકાશ વિસ્તરેલો હોય છે, અને એ પ્રકાશનું મૂળ તત્વ ફાનસમાં પ્રકટ થયેલી જ્યોતિ ઉપર આધાર રાખે છે, એ પ્રમાણે આ જગતના દરેક પદાર્થો, દરેક જીવાત્મા પોતામાં રહેલી પ્રકૃતિને અદશ્ય રીતે પણ પ્રકટ કરે છે. જેમ ફાનસ જ્યાં હોય ત્યાં તેની આસપાસ પ્રકાશ હોય છે જ તેમ દરેક પદાર્થ-દરેક જીવાત્મા પોતાના તત્વને ચારે બાજુ પ્રસાર્યા કરે છે. એ તત્વને ઇંગ્લીશમાં Aura "ઑરા" કહે છે. અને ફારસી ભાષામાં "નૂર" કહે છે. સંસ્કૃતમાં એજ તત્વને તૈજસ તત્વના નામથી ઓળખવામાં આવે છે. જેને દિવ્ય દષ્ટિ પ્રાપ્ત થઇ હોય તેઓ આ સૂક્ષ્મ તત્વને જોઇ શકે છે. અન્ય જીવાત્માઓ તેને જોઈ શકતા નથી, પરંતુ જેઓ તેને જોઇ શકતા નથી તેઓ પણ જાણ્યે અજાણ્યે આ સૂક્ષ્મ તત્વનો સદુપયોગ કે દુરુપયોગ કરે છે. કોઇ મનુષ્ય જન્માંધ હોય અને તે સૂર્ય કે સૂર્યની વિવિધ કળાઓ ન જોઇ શકતો હોય તેમ છતાં સૂર્યનાં કિરણોની અસર તેના ઉપર સરખી જ થાય છે, તેજ પ્રમાણે આ સૂક્ષ્મ તૈજસ તત્વની દરેક પદાર્થો ઉપર, દરેક જીવાત્મા ઉપર અસર થાય છે જ. જેમને દિવ્ય દષ્ટિ પ્રાપ્ત થઇ હોય છે તેઓ ભિન્ન ભિન્ન પદાર્થોમાં રહેલા આ સૂક્ષ્મ તૈજસ તત્વને જોઇ શકે છે. કેટલાક જીવાત્માનું તત્ત્વ શાન્તિ પ્રદ, પવિત્ર અને સાત્વિક હોય છે, કેટલાકનું તત્વ અશાન્તિ કારક અને મલિન હોય છે. કેટલાકનું સામાન્ય હોય છે; દિવ્ય દષ્ટિ સંપન્ન મહાપુરુષો, પદાર્થોનું કે જીવાત્માનું વર્ગીકરણ તેમાં રહેલા એ સૂક્ષ્મ તત્વને આધારે કરે છે. પ્રાચીન ઋષિવરોએ તુલસી દલ અને તુલસીની માળામાં વિષ્ણુનું તૈજસ તત્વ પોતાની દિવ્ય દષ્ટિએ અનુભવ્યું હતું અને તેજ પ્રમાણે બિલ્વપત્ર અને રૂદ્રાક્ષની માળામાં શિવનું તત્વ અનુભવ્યું હતું તેથી જ શાસ્ત્રોમાં વિષ્ણુ ભગવાનની ભક્તિ કરવાવાળાને તુલસીપત્ર અને તુલસીની માળાનું માહાત્મ્ય દર્શાવ્યું છે. શિવ ભક્તોને બિલ્વપત્ર અને રૂદ્રાક્ષની માળાનું. આ સૂક્ષ્મ તૈજસ તત્વના આધાર ઉપર જ ઋષિવરોએ પૂજનની ભિન્ન ભિન્ન સામગ્રીઓનો નિર્ણય કર્યો છે.

એ પ્રકાશ ભિન્ન ભિન્ન રંગનો હોય છે. લાલ લીલો, પીળો ઇત્યાદિ. જો કોઇ સ્વચ્છ ફાનસમાં લાલ રંગનો પ્રકાશ કરવામાં આવે તો ફાનસમાંથી નીકળતી રોશની પણ લાલ રંગની જણાય છે અને એ ફાનસને જ્યાં લઈ જશો ત્યાં લાલ રંગનો પ્રકાશ ફેલાવશે. એ જ પ્રમાણે મનુષ્યની ચારે બાજુએ અણ્ડાકાર પ્રકાશ બે ફુટ સુધી ચારે બાજુએ વિસ્તાર પામેલો હોય છે. મનુષ્યનું 'શરીર' ફાનસના કાચની માફક છે, અને એનું 'મન' અંદરના રંગોની માફક છે. જેમ ફાનસની ચારે બાજુનો પ્રકાશ અંદરના રંગ ઉપર આધાર રાખે છે તેજ પ્રમાણે મનુષ્યના મનનો રંગ જેવો હોય છે તેવું તત્વ તેની ચારે બાજુએ પ્રસરેલું હોય છે. મનુષ્યનાં મનમાં વારંવાર ક્રોધની ભાવના જાગ્રત થવાથી એ સૂક્ષ્મ તત્વ લાલ રંગનો પ્રકાશ આપે છે, અને તેનામાં કામ વાસનાની ભાવના જાગ્રત થતાં એ સૂક્ષ્મ તત્વ નવિન કુસુમનો રંગ ધારણ કરે છે. સ્વાર્થ ભાવનાના વિચારો એ સૂક્ષ્મ તત્વને

નારંગી રંગનું પ્રકાશિત કરે છે, અને ભક્તિના સતત વિચાર સેવનાર ભક્ત હૃદયના તેજસ તત્વનો રંગ લીલો પ્રકાશ આપે છે. રાજયોગી અને જે સદા પરમાર્થમાં અને પરહિતમાં જ રત રહે છે, તેનું સૂક્ષ્મ તેજસ તત્વ શુદ્ધ ઉજ્વલ જ્યોતિર્મય હોય છે. કોઇ કોઈ વિશિષ્ટ વ્યક્તિનું તેજસ તત્વ જેમ જેમ તેની પ્રબળ ભાવનાઓ બદલાય છે તેમ તેમ બદલાયા કરે છે, તેજસ તત્વનો એજ મૂખ્ય નિયમ છે.* બીજો નિયમ એવો છે કે પ્રત્યેક મનુષ્ય પોતાના ઉત્તમ અને કનિષ્ટ તત્વનો પ્રભાવ જેના જેના સંબંધમાં આવે છે તેમનાપર પાડે છે. અગાઉ કહેવામાં આવ્યું છે કેઃ એ સૂક્ષ્મ તેજસ તત્વ દરેક મનુષ્યની ચારે બાજુએ બબે ફીટ સુધી વિસ્તરેલું હોય છે, તેથી બે મનુષ્યો પરસ્પર ભેટ્યા સિવાય પણ પોતાનાં સૂક્ષ્મ તત્વના સંબંધે કરીને મળી શકે છે. જ્યારે કોઈ ક્રોધી મનુષ્ય કોઈ શાન્ત પ્રકૃતિના મનુષ્ય સાથે સંબંધમાં આવે છે ત્યારે ક્રોધ અને શાન્તિનાં તત્વો મળતાં બન્નેના સૂક્ષ્મ તત્વોમાં અમુક પરિવર્તન થાય છે. ક્રોધનો લાલ રંગ ઉજ્વળ થવા માંડે છે, અને શાન્તિના શ્વેત રંગમાં આજ લાલ રંગની ઝાંખી જણાવવા માંડે છે. જો ઉજ્વલ તત્વનો પ્રભાવ અધિક હોય તો સામા મનુષ્યનો ક્રોધ કમી થવા માંડે છે, અને તેનો ક્રોધ શાન્ત થઈ જાય છે. એથીજ કોઈ ક્રુર વૃત્તિવાળો મનુષ્ય પણ કોઈ રાજયોગિની પાસે જાય છે, કે તુરતજ તેના શુદ્ધ તેજસ તત્વના પ્રભાવથી એ ક્રુર મનુષ્ય પણ શાંત થઇ જાય છે. તેની સદ્‌ભાવના જાગ્રત થાય છે. જ્યારે કોઈ ગૃહમાં પતિ પત્નિ ક્રોધી સ્વભાવનાં હોય છે, તો તેમના સૂક્ષ્મ તેજસ તત્વનો પ્રભાવ તેમનાં બાળકો પર પડે છે, અને તેમને ક્રોધી, અવિનયી અને કુસંસ્કાર મય કરે છે; એવાં ક્રોધી મનુષ્યને હાથે બનાવેલી રસોઇ ખાવાવાળા, તેનું આપેલું જળ પીવાવાળા અને તેના સમ્બન્ધમાં આવવાવાળા દરેક મનુષ્યો જાણ્યે અજાણ્યે પણ અપાર હાની સહન કરે છે!

જેમ એકાદ ગૃહમાં આગ લાગવાથી તે પ્રસરતાં પ્રસરતાં આખું ગામ બાળી મૂકે છે. તેમ એવા દુષ્ટ પ્રકૃતિવાળા મનુષ્યના સૂક્ષ્મ તત્વની અસરથી તેની સાથે સંબંધ રાખવાવાળાં કુટુંબીઓ, પાડોસીઓ અને તેમની મારફતે આખા ગામનાં ઘણાં મનુષ્યો પર તેની નઠારી અસર થાય છે, અને જાણ્યે અજાણ્યે એવાં સ્થળોમાં અનેક અનર્થો, પાપાચરણો, અને અશાંતિ થાય છે. નઠારા સ્વભાવનાં મનુષ્યો જાણતાં નથી કે તેમના ક્રોધ, મોહ, લોભ અને પાપાચરણથી તેઓ કેવળ પોતાના જીવનની જ હાની કરે છે એટલું જ નહિ પણ તેઓ જાણ્યે અજાણ્યે અનેક જીવાત્માને હાની કરે છે. અનેક અનર્થો, પાપાચરણોના નિમિત્ત રૂપ થઇ રહે છે, તે જ પ્રમાણે કોઈ પવિત્ર શાન્ત પ્રકૃતિના અને ભક્તિવાન મનુષ્યના પવિત્ર તેજસ તત્વનો પ્રભાવ તેનાં કુટુંબીઓ, મિત્રો, પડોશીઓ અને તેમની મારફતે આખા ગામમાં પ્રસાર પામે છે, અને એ ભક્તિવાન મનુષ્યના પવિત્ર તેજસ તત્વના પ્રભાવથી જાણ્યે અજાણ્યે પણ એ સ્થળે અનેક પરમાર્થનો કામો થવા લાગે છે. પ્રભુભક્તિની ભાવના જાગૃત થાય છે, જનસમાજમાં શાન્તિ, પવિત્રતા, પ્રેમ અને ભક્તિની ભાવના વધવા માંડે છે. જો મનુષ્ય હમેશાં રાજયોગના અને પ્રભુભક્તિના નિયમાનુસાર જીવન ગાળે તો એ રીતે તે જગતમાં અધિક પવિત્રતા, અધિક શાન્તિ પ્રસારે છે. સાચું તો એ છે કે પ્રત્યેક મનુષ્ય પોતપોતાની ભાવના પ્રમાણે સંસારનો અપાર ઉપકાર કે અપાર હાનિ કરી શકે છે; અને

* જુઓઃ—મહાભારત શાન્તિપર્વમાં ભૃગુઋષિ અને ભારદ્વાજ ઋષિનો સંવાદ.

એ સ્થિતિમાંથી કોઇપણ બચી શકે એમ નથી. દરેક મનુષ્યની ફરજ છે કે તેણે નઠારા વિચારોનો સદંતર ત્યાગ કરી પવિત્ર પ્રેમયુક્ત ભાવના વધારવી જોઇએ. ભોજન કરતી વખતે પરમાત્માનું સ્મરણ-તેમનું જ ધ્યાન-અને તેમની કૃતજ્ઞતાની ભાવના તેજસ તત્વને શુદ્ધ કરે છે, અને શુદ્ધ થયેલું તેજસ તત્વ ભોજનને ઉત્તમ પ્રકારે પચાવે છે એટલું જ નહીં, પણ એ ભોજનથી શુદ્ધ રક્ત, શુદ્ધ વીર્ય, અને શુદ્ધ ઓજસ તત્વ વધે છે. વળી શાન્ત, પવિત્ર, અને પ્રભુપ્રેમની દિવ્ય ભાવના જાગ્રત થાય છે. ખરેખર, આ સૂક્ષ્મ પણ અતિ જરૂરી બાબતમાં ધ્યાન ન આપવાથી અનેક પ્રકારના કુસંસ્કારો મનુષ્યોમાં ચાલ્યા આવે છે, અનેક હાનીકારક ભાવના પ્રકટાવવાનું કારણ ઉત્પન્ન થાય છે, અને તેજસ તત્વને દુષિત કરીને ભોજનને તમોગુણી બનાવે છે, એટલું જ નહીં પણ સ્વભાવને તમોગુણી બનાવે છે ભોજન બનાવનાર, ભોજન પીરસનારના સ્વભાવની, તેના અપવિત્ર કે પવિત્ર નજરોની, રસોઇ બનાવવાના સ્થળની પવિત્રતા અને શાન્તિની પણ ભોજન ઉપર અને ભોજન કરવાવાળા પર બહુ જ અસર થાય છે, તેથી કોઈ સાધુ પુરૂષ-પવિત્ર મનુષ્ય-કોઇ અપવિત્ર સ્થળે જાય, અપવિત્ર વિચારોવાળા કુટુંબમાં જવું થાય તો તેની ફરજ છે કે તેણે પવિત્ર વિચારોથી, પ્રભુ ભક્તિથી, શુદ્ધ પ્રેમળ ભાવનાથી, શુભ સંસ્કારો એકદમ જાગ્રત કરીને-અન્યના ખરા તત્વની અસર ન થાય તે માટે પૂર્ણ સાવચેત રહેવું જોઇએ. જેમ નાળીએરની અંદરના સત્વરૂપ કોપરાંના ભાગને અને શુદ્ધ જળ ને રક્ષણ કરવા માટે ઉપલું કાચલું અને તેની ઉપરની ચોટલી રૂપી અસ્તર જરૂરી થઇ પડે છે તેમ પવિત્ર મનુષ્યના શુદ્ધ તેજસ તત્વના રક્ષણ માટે પ્રભુ ભક્તિ, પ્રેમ, શાન્તિ અને પવિત્ર ભાવના અતિ જરૂરી છે. આથી તેણે સુતી વખતે પણ પ્રભુનું મંગળ સ્મરણ કરતાં કરતાં, પ્રભુ પ્રેમની મંગળમય ભાવના સહિત નિદ્રા લેવી જોઇએ કે જેથી તેની નિદ્રાવસ્થામાં પણ અન્ય નઠારા સ્વભાવના જીવોનું અશુદ્ધ તત્વ તેનામાં કામ, ક્રોધ, લોભ, મોહ, આદિ વિકારો ઉપજા ન કરી શકે.

જે મનુષ્ય દયા, પ્રેમ, અને પરમાર્થ વૃત્તિમાં જીવન વ્યતિત કરે છે, તેનું તેજસ તત્વ એટલું બધું વૃદ્ધિ પામે છે કે એના તેજસ તત્વની રક્ષા એની દયામય ભાવના સતત કર્યા જ કરે છે. તેજસ તત્વનો ત્રીજો નિયમ એ છે કે જેવી ભાવના હોય તેવું તત્વ તેની આસપાસ એકત્ર થવા લાગે છે. મનુષ્ય જ્યારે ક્રોધની દશામાં હોય છે, ત્યારે તેના આકર્ષણે કરીને અન્ય મનુષ્યોના હૃદયમાં રહેલી ક્રોધી ભાવના તેના તરફ આકર્ષાઈ આવે છે, અને તેથી તેનો ક્રોધ પ્રકોપ પામે છે, તેની આંખો લાલ થવા માંડે છે, તેના શરીરમાં લોહી વેગથી પણ અનિયમિત રીતે ગતિ કરવા માંડે છે, અને પછી એનું 'મન' એના કબજામાં રહેતું નથી, એ ગમે તેમ બોલવા માંડે છે, અને વિચાર વિના ગમે તેવું સાહસ કર્મ કરી બેસે છે. આવા ક્રોધી સ્વભાવનો મનુષ્ય મરણ પછી પીશાચ થઇને સૂક્ષ્મ રૂપે ક્રોધ યુક્ત મનુષ્યના હૃદયમાં પ્રવેશ કરી તેનો ક્રોધ વધારી મૂકે છે, અને એ ક્રોધી મનુષ્ય પાસે અનેક પ્રકારનાં ઘાતકી કામો કરાવી તેના જીવનને પાયમાલ કરે છે ! એ પ્રકારે કામી મનુષ્ય ( વિષયલંપટ સ્ત્રી કે પુરૂષ ) કામવાસનાનાં તત્વોને અન્ય મનુષ્યોમાંથી આકર્ષે છે, અને પોતામાં કામવાસના એકદમ વધારી મૂકે છે, તેથી તેમની દૃષ્ટિમાં મોહ, તેમની વાણીમાં લંપટતા, અને તેમની ક્રિયામાં, આચારમાં, વિચારમાં બધા જીવન વ્યવહારમાં કામવાસના અને લંપટતા જ વધી પડે છે, અનેક કુકર્મો કરી પોતાનું અને સબંધમાં આવનાર અન્ય અનેક જીવા-

તમ.એનું જીવન ભ્રષ્ટ કરે છે, કારણ કે નઠારા તત્વની વૃદ્ધિ થવાથી જગતમાં પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, કૉલેરા જેવા નાશકારક દરદો, મહાન યુદ્ધો, ભયંકર ઉલ્કાપાતો થાય છે, અને શરીરમાં પણ વિસ્ફોટક, ક્ષય, કોઢ, ઉન્માદ જેવા વ્યાધિ ઉત્પન્ન થાય છે. આથી દરેક સુજ્ઞ મનુષ્યની ફરજ છે કે તેણે દુષ્ટ વિચારો, અનિષ્ટ ભાવનાઓ, કામ, ક્રોધ, લોભ, મોહ અને કુસંસ્કારોથી દરેક પ્રકારે બચવું જોઇએ અને પોતાના શુદ્ધ તેજસ તત્વની વૃદ્ધિ થવા માટે શારિરીક, માનસિક પવિત્રતા શુદ્ધ આચાર વિચાર અને દયાની ભાવના જાગૃત રાખી.સતત પ્રભુ સ્મરણ, પ્રભુ-પ્રેમ અને ભકિતની ભાવના વધારવી જોઇએ, કારણ કે શુદ્ધ અને પવિત્ર જ્યોતિમય તેજસ તત્વની વૃદ્ધિ થવાથી એનો પ્રભાવ એટલો બધો વધી જાય છે કે પવિત્ર આત્માઓનું શુધ્ધ તેજસ તત્વ ઋષિઓ અને મહાત્મા સંતપુરુષોના દૈવિ તેજસ તત્વ સાથે મળીને બહુ પ્રબળ થઇ જાય છે, અને તેથી એવા દૈવિ પુરૂષો દ્વારા જાણ્યે અજાણ્યે અનેક અસંભવિત ભાસતાં પરમાર્થનાં મહાન્ કાર્યો સધાય છે, અને એ રીતે અનેક જીવાત્માનો ઉધ્ધાર થવામાં તે નિમિત્તરૂપ થઇ રહે છે. જે રાજયોગી અહંકાર રહિત, ધ્યાનયુકત રહીને અન્ય જીવાત્માના કલ્યાણ માટે નિષ્કામ કર્મ કરે છે એનું તેજસ તત્વ બહુજ ઉજ્વલ અને પવિત્ર થાય છે અને અનેક દિવ્ય આત્માઓ કે જેઓ કેવળ માનવ જાતિના ઉધ્ધાર માટે સૂક્ષ્મ શરીર દ્વારા બ્રહ્માંડમાં પરિભ્રમણ કર્યા કરે છે, તેઓ આવા રાજ્યોગી–પવિત્ર આત્માની પવિત્રતા, ભકિત, જ્ઞાન અને આનંદને ઓર વધારી આપે છે. એના દ્વારા અમક જીવાત્માઓનો ઉધ્ધાર થાય તેવી અનુકૂળતા રચી આપે છે. મહાન યોગિઓ, સંતપુરૂષો અને દૈવિ ઋષિવરોનું તેજસ તત્વ અનેક ગાઉ પર્યંત દૂર પ્રસરેલું હોય છે, અને એ સૂક્ષ્મ તેજસ તત્વના કેન્દ્ર રૂપે એ "ઋષિનો આશ્રમ" હોય છે. એ 'આશ્રમ'માં પહોંચતાં જ ત્યાંની વિકસેલી તેજોરાશીનો સ્પર્શ થતાં જ ત્યાં જનાર જીવાત્માના હૃદયમાં ભકિત અને શાંતિનો સંચાર થવા લાગે છે, અને આપણે પ્રાચીન આર્ય ઋષિવરોનાં કથાનકોમાં વાંચીએ છીએ કે આર્ય ઋષિવરોના તપોવનમાં અને આશ્રમ પ્રદેશમાં નિર્દોષ હરણ, સિંહ, અને વાઘ જેવાં હિંસક પ્રાણીઓ પણ પોતાનો હિંસક ભાવ ભૂલી જઇ શાન્તિથી એક બીજા સાથે ખેલ કુદ કરે છે. જે પ્રમાણે પિતા પોતાનાં બાળકો માટે ધન સંચય કરી પોતાનાં બાળકોના હિતાર્થે તેનો ઉપયોગ કરે છે તેમ અનેક આર્ય ઋષિવરોએ–જગતના દૈવિ મહાપુરૂષોએ પોતાના દૈવિ તેજસ તત્વનો અમુક અંશ પવિત્ર નદીઓ, તીર્થ સ્થળો અને યાત્રાનાં સુપ્રસિદ્ધ દેવસ્થાનોમાં વહેંચી આપેલા હોય છે, કે જેથી ત્યાં દર્શન કરવા આવનાર પવિત્ર હૃદયના આત્માઓ ભકિત, શાન્તિ અને પવિત્રતાનું પૂણ્ય પ્રાપ્ત કરે. એવાં દેવસ્થાનોના પૂજારી લોકો જ્યારે કામ, ક્રોધ, લોભ, મોહને વશ થઇને દ્રવ્યના લોભી બની, દુર્ગુણ સમ્પન્ન થાય છે ત્યારે એ દેવસ્થાનના અને તીર્થસ્થળના દૈવિ તેજસ તત્વને બહુજ આઘાત પહોંચે છે અને ધીમે ધીમે દૈવિ તેજસ તત્વનું બળ ઘટતાં એ સ્થળની પવિત્રતા ઓછી થતી જાય છે, અને દેવની પ્રતીમામાં રહેલી દિવ્યતા ક્ષીણ થઇ જાય છે. આજકાલ પણ વખતો વખત અનેક દૈવિ યોગેશ્વરો અને સમર્થ ઋષિવર્યો કાશી વિશ્વેશ્વર જેવાં હિન્દનાં અનેક દૈવિ તીર્થ ક્ષેત્રોમાં સૂક્ષ્મ સ્વરૂપે ગમન કરી ત્યાંના દૈવિ તેજસ તત્વમાં અપૂર્વ વૃદ્ધિ કરી આપે છે, અને અમુક સમયને અંતરે પ્રભુના અંશાવતારો જ્યાં જ્યાં ધર્મની ગ્લાની થઇ હોય, અને અધર્મની વૃદ્ધિ થઇ હોય ત્યાં પ્રકટ થઇ યુગે યુગે ધર્મની સ્થાપના કરે છે.

એનો સૂક્ષ્મ આશય એજ છે કે, પ્રભુના આવા દૈવિ અંશાવતાર રૂપ મહાપુરૂષો જે સ્થળે અવતાર ધારણ કરે છે, જે પ્રદેશમાં વિચરે છે, તે સ્થળે દૈવિ તેજસ તત્વની અપાર વૃદ્ધિ કરી અનિષ્ટ વાતાવરણને દૂર કરે છે.

કલિયુગનાં પાંચ હજાર વર્ષ વ્યતીત થયાં, એટલા સમયમાં પાપ અને વર્ણસંકરતાની પુષ્કળ વૃદ્ધિ થતી જાય છે અને જગતમાં અનિષ્ટ તત્વનો પ્રચાર થઇ કામ, ક્રોધ, લોભ, મોહ, લંપટતા અને સ્વાર્થ પરાયણતાની ભાવના પુષ્કળ વધવા લાગી છે, તેથી જ આખા જગતમાં અત્યારે ક્યાંયે શાન્તિ નથી, ક્યાંયે મનુષ્ય હૃદયને જીવનમાં શાન્તિ, સુખ, કે પ્રભુ પ્રેમ જણાતાં નથી ને તેથી અનેક પ્રકારના રોગ ક્લેશ ઇન્ફ્લુએન્ઝા જેવાં ભયંકર દર્દોની અનેક પ્રકારની અણધારેલી આફતો, ભયંકર યુદ્ધો, રાજા પ્રજા ઉભયમાં અશાંતિ, અવિશ્વાસ અને સ્વાર્થ પરાયણતા વધી ભયંકર વિપ્લવો થયા કરે છે! સમગ્ર જગતના શાન્તિ પ્રિય, પવિત્ર હૃદયનાં પ્રભુ પરાયણ જીવાત્મા જગતમાં શાન્તિ માટે, સુલેહ માટે, પરસ્પરસનાં યુદ્ધો શાન્ત થઇ માનવજીવન શાન્તિમય, પ્રભુ પરાયણ અને રાજા પ્રજા ઉભયના પ્રેમ પૂર્ણ સંબંધ સહિત પ્રગતિ કરે એવી હજારો લાખો નહિ પણ જગતના કરોડો પવિત્ર આત્માની હૃદય ભાવના જાગ્રત થઈ છે ! જગતના શાંન્તિ પ્રિય પ્રેમાળ હૃદયના પવિત્ર આત્માઓનો પુકાર તે દયાળુ વિશ્વ વ્યાપક પરમાત્મ સત્તા કે જે અણુએ અણુમાં વ્યાપ્ત છે તે ત્યાં પહોંચી છે, અને પ્રભુની દિવ્ય ચૈતન્ય શક્તિ, જ્યોતિ તત્વ તેજસતત્વના પૂર્ણ આવિર્ભાવ રૂપ અનેક દૈવિ આત્માઓએ, અનેક ઋષિવરોએ આ જગતમાં પુનઃ શાન્તિ સ્થાપવા પોતાની દિવ્ય તેજસ તત્વની મુશળધાર વૃષ્ટિએ જગત્ તરફ પ્રવાહ રેલવા માંડ્યો છે ! ઓ ! પવિત્ર આત્મબંધુઓ! પ્રભુના પ્યારાં પ્રેમસ્વરૂપો ? જાગ્રત થાવ ! પવિત્ર થાવ ! હૃદયને પ્રભુ પ્રેમથી, ભક્તિથી, ધર્મથી જાગ્રત કરો એટલે એ દૈવિ ચૈતન્ય શક્તિ તમને તુરત જ સ્વાનુભવ થશે; જેઓ પ્રભુ ભક્તિમાં, રાજયોગની પવિત્ર ભાવનામાં અને વિશ્વના સમગ્ર જીવાત્મ બન્ધુઓ પ્રતિ પ્રેમાળ ભાવનાથી પરમાર્થ વૃત્તિ વધારતા હશે તેમને આ દૈવિ ચૈતન્ય શક્તિના દૈવિ યોગની સત્વર અસર થવા લાગી છે અને હજી ટુંક સમયમાં એ શક્તિના અનેક સુંદર પરીણામ આખું જગત અનુભવશે.

જેમને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ છે, એવા દૈવિ આત્માઓ કહે છે કે જગતની અત્યારની અશાંતિ દૂર કરવા, ભયંકર યુદ્ધો, વિગ્રહો, અને માનવ હૃદયના ક્લેશો દૂર કરવા પ્રભુની દિવ્ય શક્તિ, જગતમાં પ્રભુપ્રેમ, પવિત્રતા, શાન્તિ અને ધર્મની સ્થાપના કરવા અન્ય અનેક ઋષિવરો-સંત મહાપુરૂષો સહિત, આ ભૂમંડળ તરફ અવતાર લેવા ગતિ કરી રહી છે ! એ દિવ્ય શક્તિરૂપ પ્રભુના અવતારના દૈવિ કાર્યમાં સહાય રૂપે અનેક પવિત્ર આત્માઓની સંખ્યા વધારે, જે પ્રદેશમાં ભક્તિ, પ્રેમ, રાજયોગ અને શાન્તિનું વાતાવરણ હશે ત

---

* આ ઉપરથી અનુવાદક કોઇ અમુક ધર્મ, પંથ કે વિચાર શ્રેણીનો અનુયાયી હોવાનું માનવા કારણ નથી. અનુવાદકને એટલી શ્રદ્ધા છે કે જ્યારે જ્યારે અપાર અશાંતિ અને ઘોર યુદ્ધો અને ધર્મની ગ્લાની થાય છે ત્યારે હરકોઇ પ્રકારે પ્રભુ શાંતિ, પ્રેમ અને ધર્મની સ્થાપના કરવા તેની શક્તિનો સંચાર કરે છે. —અનુવાદક.

પ્રદેશમાં પ્રભુની આ દિવ્ય શક્તિ પ્રકટ થશે, તેથી આપણું કર્તવ્ય છે કે આપણાં બાળકોનું પાલન, શિક્ષણ, ધર્મના પવિત્ર સંસ્કારયુક્ત કરવું, કે જેથી ભવિષ્યમાં તેઓ પ્રભુની દિવ્ય શક્તિના કાર્યમાં સહભાગી થઇ શકે. જ્યારે જ્યારે જગતમાં અશાંતિ, અધર્મ અને ભયંકર વિગ્રહો ચાલુ થાય ત્યારે પ્રભુની દિવ્ય શક્તિ હરકોઈ સ્વરૂપે આવી શાંતિ સ્થાપે છે. એની સંસારનાં પ્રાયઃ સર્વ ધર્મ પુસ્તકો પૂર્ણરૂપે સાક્ષી આપી રહ્યાં છે. મુસલમાનો કહે છે કેઃ—ઇમામ મહેદી આવશે. ક્રીશ્ચિઅનો ઇશુ માટે, બૌદ્ધો બોધીસત્વ માટે અને થીઓસોફીસ્ટો મૈત્રય ઋષિના આવાગમન માટે આગાહી કરે છે, આ વાતોમાં આપણને શ્રદ્ધા હોય કે ન હોય પણ ગીતામાં શ્રી ભગવદ્ વાક્યમાં ભગવાન સ્વયં વચન આપે છે કેઃ—

यदायदाहि धर्मस्य ग्लानीर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहं ॥

श्रीमद्भगवद्गीता ।

આ પ્રભુ વાક્ય પર શ્રદ્ધા રાખી અત્યારની ભયંકર અશાંતિ, ભય અને કલેશોથી બચવા આપણાં હૃદય પવિત્ર કરવાની, પ્રભુ પ્રેમ વધારવાની, ખરા હૃદયથી પ્રભુની ભક્તિ, પ્રભુ પ્રેમનાં સંકીર્તનો અને પરમાર્થનાં પવિત્ર કાર્યો કરવાની અનિવાર્ય અગત્ય છે. એટલું જ નહીં પણ સંત પુરૂષો, ભક્તહૃદયો અને વિશ્વમાં પ્રકટ અને અપ્રકટરૂપે વિચરતા અનેક સંત મહાપુરૂષોની સેવા સુશ્રુષા કરી પ્રભુ ભક્તિ, પ્રેમ અને પવિત્રતાની ભાવના વધારવાની એકદમ જરૂર છે!" ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

* તા. ક. આ લેખના મૂળ લેખક કોણ છે એ મ્હારા જાણવામાં નથી પણ એમના લેખમાં રહેલી ભવ્યતા અને પ્રભુપ્રેમની દિવ્યતા લેખના વિષયપરથી જ જણાઇ આવે છે, તેથી આવી દૈવિ ભાવના પ્રસારવા માટે તેમનો હું આ સ્થળે આભાર માની જણાવું છું કે આ અનુવાદમાં રહેલી ભવ્યતા મૂળ લેખકના પ્રભુપ્રેમની મહત્તા પ્રકટ કરે છે, એમાં રહેલી અપૂર્ણતા મ્હારી અલ્પજ્ઞતા અને ધર્મ વિષયક અપૂર્ણતાના કારણરૂપે છે. તેથી એમાં રહેલા દોષો માટે વાચક બંધુઓ ક્ષમા દૃષ્ટિથી જોઈ એમાં રહેલ ગ્રહણ કરવા યોગ્ય તત્વને તેઓ સ્વીકારશે.

લી૦ વિશ્વના દૈવિ સંપદ્ વિભુષિત સંત મહાપૂરૂષોનો ચરણરજ પંકજ

| શ્રી ગુજરાત આરોગ્યશાળા. | वैद्य चळवन्तराय झवेरीलालना |
| --- | --- |
| કીમ સ્ટેશન. | ॐ પ્રભુજી! ॐ ગુરુ! ॐ શાન્તિ ! |

સતબોધ

૫૬. કેટલોએ સંયમ કરતાં કરતાં ભગવાનની દયા મેળવી શકાય છે. દશેન્દ્રિયને સંયમમાં રાખવી જોઇએ ત્યારે અગીઆરમું મન ઇશ થાય. મનનો સંયમ ર્યા વગર બધુંજ નકામું. સંયમ કર્યા વગર કાંઈ વળશે નહિઃ અંધારી ઓરડીમાં આંખો મીચી બેસી રહેવાથી કાંઇ સત વસ્તુ પ્રાપ્ત થશે? ઇન્દ્રિયોનો સયમ કરો. મનનો લય કરો. આત્મદર્શી થાઓ. ભગવાનનાં દર્શન અવશ્ય થશે.




( ૫ )

## ॥ कठोपनिषत् ॥

। द्वितीयावल्ली ।

૪. વિવેક-( વિદ્યા ) સ્વરૂપ શ્રેયઃ અને અવિવેક-( અવિદ્યા ) સ્વરૂપ પ્રેયઃ, એ ઉભય પરસ્પર વિરૂદ્ધ સ્વભાવના અને વિરૂદ્ધ ફળપ્રદ છે. હું તમને કેવળ વિદ્યાર્થી જ સમજું છુ. કારણ કે; અનેક પ્રકારની ભોગ્ય-વસ્તુઓ ઉપર તમને લોભ ઉત્પન્ન થતો નથી.

૫. જેઓ પ્રેયઃ અર્થાત્ અવિદ્યાને આશ્રયે રહી પોતાને ધીર અને પણ્ડિત માની લે છે, તે કુટિલ પ્રકૃતિના મૂઢ મનુષ્યો અંધ મનુષ્યોદ્વારા, દુર્ગંમ માર્ગે પરિચાલિત થઇ જરા, મરણ અને રોગાદિ જનિત અનેક દુઃખથી ઘેરાય છે. અર્થાત દૃષ્ટિહીન મનુષ્ય જેમ દુર્ગંમ-માર્ગે દૃષ્ટિહીન મનુષ્યદ્વારા પરિચાલિત થઇ ખાડા, કોતર અને કણ્ટક આદિ વડે પરિપૂર્ણ એવા માર્ગમા પતીત થાય છે, તેજ પ્રમાણે પ્રેયની ઇચ્છા રાખનાર મૂઢ મનુષ્યોનું સમજવું. તેઓ સર્વોત્તમ સ્થાન જોઇ શકતા નથી.

૬. જે મનુષ્ય બાલકના જેવો વિવેકહીન, પુત્રાદિ પ્રત્યે આસક્તચિત્તવાળો, ધનના મોહથી મૂઢ બનેલો હોય છે તેના સમક્ષ શાસ્ત્રીય પરલોક-વિચારને સ્થાન મળતું નથી. અર્થાત્ તેના મનમાં પરલોકના સુખ-દુઃખ સંબંધી વિચારજ ઉદ્ભવતો નથી. તે અવિવેકી મનુષ્ય તો માત્ર ' આલોક સિવાય પરલોક છે જ નહિં. " એવો વિચાર કરી પુનઃ પુનઃ મ્હારે ( યમરાજને ) શરણ થાય છે. અર્થાત પુનઃ પુનઃ તેને જન્મ મરણ પ્રાપ્ત થાય છે. સંસારમા એવા પ્રકારના મનુષ્યોની સંખ્યા અધિક જોવામા આવે છે.

૭. હે નચિકેતઃ ! તમારા જેવા શ્રેયની પ્રાર્થના કરનાર આત્મજ્ઞાની પુરૂષો હજારમા અતિ અલ્પ હોય છે. કારણ કે અનેક મનુષ્યોને પરલોકતત્વ શ્રવણ કરવાની ઇચ્છા જ થતી નથી. અનેક મનુષ્યો શ્રવણ કરે છે છતાં તેનો અનુભવ કરી શકતા નથી. વળી એવું પણ જોવામાં આવે છે કે: આત્મતત્ત્વનો ઉપદેશ કરે એવા આચાર્ય પણ અતિ અલ્પ જોવામાં આવે છે. કદાચ આચાર્ય પ્રાપ્ત થાય તો ત્યા શ્રોતાજનો વિરલ હોય છે.

૮. સાધારણ-જ્ઞાન-સમ્પન્ન આચાર્યનો ઉપદેશ શ્રવણ કરી કોઇપણ શ્રોતા આત્માને યથાર્થરૂપે ઓળખી શકતો નથી. કારણ કે. તેમનામા જ પરસ્પર નાના પ્રકારના મતભેદ જોવામા આવે છે. કોઇ ( આચાર્ય ) કહે છે કે: આત્મા છે, અને કોઈ કહે છે કે આત્મા નથી. એવા તર્ક કરવાથી માત્ર વાક્વિતણ્ડા જ થાય છે. વસ્તુતઃ તેમાના કોઇપણ આત્મજ્ઞાની-આત્મ-સાક્ષાત્કાર પામેલા-નથી. તેથી તેમના ઉપદેશનું કેવું પરિણામ આવે ?

પરન્તુ જે આચાર્ય પ્રકૃત સૂક્ષ્મદર્શી અને આત્મજ્ઞાની છે, તેમના ઉપદેશમાં કોઈ પ્રકારનો મતભેદ જોવામાં આવતો નથી. પ્રત્યક્ષ અથવા અનુમાનદ્વારા આત્મતત્ત્વ સમજી શકાય એમ નથી. કારણકે આત્મા એ તો અણુ કરતાં પણ અતિ સૂક્ષ્મ છે. તેથી તે પ્રત્યક્ષ અને અનુમાનનો વિષય જ નથી, અને જે પ્રત્યક્ષનો વિષય નથી તેનો તર્ક અથવા અનુમાનદ્વારા નિશ્ચય થઈ શકે નહિ.

૯. હે પ્રિયતમ ! ત્હને જે સતબુદ્ધિ પ્રાપ્ત થઈ છે તે માત્ર શુષ્ક તર્કદ્વારા પ્રાપ્ત થઈ શકે એમ નથી, કિંવા તર્કદ્વારા તે દૂર થઇ શકે એમ પણ નથી. બ્રહ્માત્મદર્શી આચાર્યો જે ઉપદેશ કરે, તે દ્વારાજ સત્ય આત્મતત્ત્વ પ્રાપ્ત થઇ શકે છે. હે પ્રિયતમ ! તું ધૈર્યશીલ છે. કારણકે મ્હેં ત્હને લોભ બતાવ્યો તેમ છતાં તું ત્હારા લક્ષ્ય ( આત્મતત્ત્વ ) થી ભ્રષ્ટ થયો નહિં. ત્હારા સમાન પ્રશ્ન કર્તા બીજો થઇ શકશે નહિ. ત્હારા સિવાય અન્ય કોઇએ મ્હને એવો ગૂઢ પ્રશ્ન પૂછયો પણ નથી.

૧૦. હે નચિકેતઃ ! કર્મફલ અસ્થાયી છે તે હું જાણું છું અને અનિત્ય સાધનદ્વારા તે નિત્યપદાર્થ આત્મા પ્રાપ્તકરી શકાય નહિં તે પણ હું જાણું છું તેમ છતાં પણ અનિત્ય પશ્વાદિ ઉપકરણદ્વારા સ્વર્ગસાધનભૂત નચિકેત અગ્નિ સાધ્ય કરી દીર્ઘકાલ સ્થાયી રહે એવો યમાધિકાર મ્હેં પ્રાપ્ત કર્યો છે.

૧૧. હે નચિકેતઃ ! તમે ધૈર્ય–ગુણદ્વારા બુદ્ધિમાન થઇને વાસનાપૂર્ણ કારક, જગદાશ્રય, યજ્ઞના અનન્ત ફલ સ્વરૂપ, અભય, સ્તવનીય, મહત્ બ્રહ્મપદ અને પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિ, એ સર્વ સંસારની ભોગ્ય વસ્તુઓનો વિચારપૂર્વક ત્યાગ કર્યો છે.

૧૨. હે નચિકેતઃ ! આત્મા અતિ સૂક્ષ્મ છે તેથી તે દુર્જ્ઞેય અને અવ્યક્ત છે. તે સર્વ ભૂતોના અભ્યંતરમાં વિદ્યમાન છે અને સર્વની બુદ્ધિરૂપ ગુહામાં અવસ્થાન કરે છે. એને જાણવા માટે અનર્થ અને સંકટ ઓળંગવાં જોઇએ. તે નિત્ય અને પ્રકાશ સ્વરૂપ છે. જે મનુષ્ય અધ્યાત્મયોગદ્વારા એને ઓળખી શકે છે, તેજ ધીર વ્યક્તિ હર્ષ અને શોક દૂર કરવા સમર્થ થાય છે.

૧૩. જે મનુષ્ય આચાર્યને મુખેથી એ જ આત્મતત્ત્વ સમજી લઈ, સૂક્ષ્મ આત્માને યથાર્થરૂપે દેહથી પૃથક્ જાણી લેછે તેજ આનન્દમય આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. અને પરમાનન્દ પ્રાપ્ત કરી શકે છે. હે નચિકેતઃ ! હું ધારૂં છું કેઃ ત્હારે માટે જ તે આત્મધામનાં દ્વાર ઉન્મુક્ત થઈ રહ્યાં છે.

૧૪. નચિકેતાએ ઉત્તર દીધું : " હે સૂર્ય્યો ! મ્હારી પ્રશંસા કરશો નહિં. હું પૂછું છું કેઃ તમે જેને ધર્મ અને અધર્મથી પૃથક્, કાર્ય અને કારણથી પૃથક્, અને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનથી પૃથક્ માનો છો તે જ બ્રહ્મવસ્તુનો વિષય મ્હને સમજાવો.

૧૫. એ સાંભળી યમે કહ્યું: "સમસ્ત વેદ જેને પ્રાપ્તવ્ય" કહે છે, જેને પ્રાપ્ત કરવા માટે સમુદાય તપસ્યા–અનુષ્ઠાન થાય છે, અને જેની પ્રાપ્તિમાટે સાધુઓ બ્રહ્મચર્ય આચરણ કરે છે, હું સંક્ષેપમાં તેજ બ્રહ્મ પ્રાપ્તિનો વિષય કહું છું. સાંભળ. ૐ કારને જ બ્રહ્મ સ્વરૂપ જાણજે.

૧૬. ૐ કાર એ જ અપર બ્રહ્મસ્વરૂપ અને ૐ કાર એજ પર બ્રહ્મ સ્વરૂપ, અપર બ્રહ્મ ને કાર્ય–બ્રહ્મ અને પરબ્રહ્મ ને નિર્વિશેષ બ્રહ્મ કહેવામાં આવે છે. એ ૐકાર ॥ બ્રહ્મરૂપે

ઉપાસના કરી જે સાધકની જે બ્રહ્મપ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તે પ્રાપ્ત કરી શકે છે.

૧૭. ૐકાર એ જ પર અને અપર બ્રહ્મના આશ્રયરૂપ છે. એ બ્રહ્મપ્રાપ્તિ સાધનમા શ્રેષ્ઠ અને એને જાણવાથી જ મનુષ્યો બ્રહ્મલોકમાં પૂજાય છે.

૧૮. આત્મતત્ત્વ અભિજ્ઞ મનુષ્યો જાણે છે કેઃ આત્માને જન્મ-મરણ નથી. એ કોઇ પણ સ્થળેથી ઉત્પન્ન થતો નથી અને એમાંથી કોઈનો જન્મ પણ થતો નથી. અર્થાત્ આત્મા જન્મ-મૃત્યુ રહિત, નિત્ય, નિર્વિકાર, અને પુરાણ છે. દેહ નષ્ટ થવા છતાં પણ એનો નાશ થતો નથી.

૧૯. જે મનમાં ધારે છે કેઃ હું હણનાર છું અને જે ધારે છે કે હું હણાયો છું, એ ઉભયમાં કોઈ પણ આત્મતત્ત્વ જાણતા નથી. કારણ કેઃ આત્મા કોઇને હણતો નથી અને કદી પણ હણાતો નથી.

૨૦. આત્મા અતિ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, અને આકાશાદિ મહાન્ પદાર્થો કરતાં પણ અતિ મહાન્ છે. એ આત્મા પ્રત્યેક જીવોની હૃદય-ગુહામા વિદ્યમાન્ છે. નિષ્કામ જીવો સર્વ ઇન્દ્રિયોની પ્રસન્નતા પ્રાપ્ત કરે છે અને મોહ વિહીન થઈ રહે છે, તે માટે જ તેઓ આત્માનું યથાર્થ સ્વરૂપ ઉપલબ્ધ કરી શકે છે.

૨૧. આત્મા નિશ્ચલ છે. તે એક હોવા છતા પણ બહુ દૂર ગમન કરી શકે છે અને નિશ્ચિંત હોવા છતાં સર્વત્ર ગમનાગમન કરવા સમર્થ હોય છે. તે આનન્દમય છે છતાં નિરાનન્દ પણ છે. મ્હારા સિવાય એ વિરૂદ્ધ ધર્મ-સમ્પન્ન આત્માને કોણ ઓળખી શકે ?

૨૨. ધીર મનુષ્યો આત્માને અનિત્ય શરીરમાં અવસ્થિત છતા સ્વયં શરીર રહિત મહાન્ અને વિભૂ જાણીને મોહ સન્તપ્ત થતા નથી.

૨૩. શાસ્ત્ર વ્યાખ્યાદ્વારા આત્મતત્ત્વ યથાર્થ રૂપે સમજવામા આવશે નહિ! ધારણા-શક્તિદ્વારા અને અનેક શાસ્ત્ર શ્રવણ કર્યાથી પણ આત્મ પ્રાપ્તિ થતી નથી. પરન્તુ તે (આ[illegible] ) જેના [illegible] સ્વયં પ્રસન્ન થાય તે જ તેનો સાક્ષાત્કાર કરી શકે છે. પોતાનો આત્મા [illegible] જેની કામનાનો વિષય થાય છે તે જ આત્મસાક્ષાત્કારાર્થી સમક્ષ તેનો જ આત્મા પોતાનું સત્ય સ્વરૂપ પ્રકટ કરે છે.

૨૪. જે મનુષ્ય શાસ્ત્રાચાર-વિરોધી, અસંયત ઇન્દ્રિય, અસમાહિત ચિત્ત, અને નિરન્તર વિષયલોલુપ એવા દુરાચારીઓ આત્મ પ્રાપ્તિ કરી શકતા નથી.

૨૫. જગતની સર્વ વસ્તુઓ જેનું અન્ન અને સર્વ સંહારક યમ પણ જેનું વ્યંજન છે તે જ જગત સંહારક મહાબળવાન આત્મા જે સ્થળે નિવાસ કરે છે તે વિશેષરૂપે કોણ જાણી શકે છે ?

દ્વિતીયવલ્લી સમાપ્ત.

॥ कठोपनिषत् ॥

। तृतीयावल्ली ।

૧. જેઓ બ્રહ્મવિદ્ અથવા જેઓ પંચાગ્નિ વિદ્યા સમ્પન્ન અને ત્રણ વખત નચિકેત અગ્નિનું સેવન કરે છે તેઓ કહે છે કે : જીવ અને પરમાત્મા ઉભય પોતપોતાનાં કર્મફળ ભોગવે છે, અને પરમાત્મા સ્વયં ભોગ નહિ કરવા છતા પણ જીવના સંબંધને લઈને

ભોક્તૃવત્ ( અર્થાત્ જાણે પોતે જ ભોગવે છે એવો ) અનુભવ થાય છે. એ ઉભય બુદ્ધિરૂપ ગુહામાં બ્રહ્મવાસને યોગ્ય ઉત્કૃષ્ટ હૃદયાકાશમાં અવસ્થાન કરે છે. અંધકાર અને પ્રકાશ જેમ વિભિન્ન સ્વભાવ સમ્પન્ન છે તે જ પ્રમાણે જીવ અને પરમાત્મા વિરૂદ્ધ-ધર્મવાળા છે. અર્થાત્ જીવ સંસારી અને પરમાત્મા અસંસારી છે.

૨. જે " નચિકેત અગ્નિ " યજ્ઞકારિયોના દુઃખ દૂર કરવાના સેતુ સ્વરૂપ છે તેને અમે જાણી શકીએ અને તેનું અમે સેવન કરી શકીએ અને જે વસ્તુ ભય શૂન્ય સંસાર-પારાભિલાષી જ્ઞાનિ જનોના આશ્રય સ્વરૂપ છે તેજ અવિકારી પરબ્રહ્મને અમે જાણવા સમર્થ થઇએ. જો ટુંકમાં કહીએ તો એમ જ કહેવામાં આવશે કે: કર્મદ્વારા અપરબ્રહ્મને અને જ્ઞાનદ્વારા પરબ્રહ્મને જાણવો.

૩. હે નચિકેત :! શરીરને રથ, જીવ ( આત્મા ) ને રથી, બુદ્ધિને સારથી અને મનને અશ્વબન્ધનની રજ્જૂ ( લગામ ) સ્વરૂપ જાણજે.

૪. જ્ઞાનિજનો સર્વ ઈન્દ્રિયોને શરીરરૂપ રથના ચાલક અશ્વ, શબ્દાદિ સર્વ વિષયોને ઈન્દ્રિયાશ્વગણનું વિચરણ સ્થાન અને શરીર, ઇન્દ્રિય અને મનયુક્ત આત્માને સુખદુઃખાદિના ભોક્તા અર્થાત્ સંસારી જાણે છે.

૫. જે બુદ્ધિરૂપ સારથિનો સર્વદા અવશ મન સાથે સંબંધ છે, તે અજ્ઞાન સારથિના દુષ્ટ અશ્વની પેઠે વિષયગામી થાય છે, અર્થાત્ વિવેકહીન વ્યક્તિની ઈન્દ્રિયો વશીભૂત થતી નથી.

૬. પણ જેનું ચિત્ત વશ અને વિવેકી છે તેની ઈન્દ્રિયો સારથિના શિક્ષિત અશ્વની પેઠે વશીભૂત રહે છે.

૭. વળી જે મનુષ્યનો બુદ્ધિરૂપ સારથિ અવિવેકી અને અસંયમી હોય છે તેનું મન અવિશુદ્ધ હોય છે. તે મનુષ્ય એવા સારથિદ્વારા બ્રહ્મ પ્રાપ્ત કરી શકતો નથી તેથી તેને વારંવાર સંસારમાં આવજા કરવી પડે છે.

૮. જે મનુષ્ય વિજ્ઞાન સમ્પન્ન બુદ્ધિ-સારથિવાળા, વશીભૂત ચિત્તના અને સર્વદા શુદ્ધ છે તેને જ બ્રહ્મ પ્રાપ્તિ થાય છે. એવા મનુષ્યને પુનઃ સંસારમાં આવવું પડતું નથી.

૯. જેનો બુદ્ધિ-સારથિ વિવેકસમ્પન્ન અને મન અશ્વ-બન્ધન-રજ્જૂ સ્વરૂપ છે તે સર્વવ્યાપી વિષ્ણુનું પ્રસિદ્ધ પરમપદ પ્રાપ્ત કરે છે.

૧૦. સર્વ ઇંદ્રિયો એ સ્થૂલ પદાર્થ છે. એ સ્થૂલ ઇંદ્રિયે કરતાં શબ્દ સ્પર્શાદિ સર્વ વિષયો સૂક્ષ્મ અને શ્રેષ્ઠ છે, વિષયો કરતાં મન શ્રેષ્ઠ છે. મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે. બુદ્ધિ કરતાં આત્મા ( જીવ ) શ્રેષ્ઠ છે કારણકે આત્માને માટે જ બુદ્ધિનો યત્ન થાય છે.

૧૧. પૂર્વોક્ત મહત્ કરતાં જગતની બીજભૂત એવી પ્રકૃતિ શ્રેષ્ઠ છે: પ્રકૃતિ કરતાં પુરૂષ ( પરમાત્મા ) શ્રેષ્ઠ છે. પરન્તુ પરમાત્મા કરતાં બીજું કાંઈ પણ શ્રેષ્ઠ નથી. તેજ સર્વની છેલ્લી સીમા છે. તેનો પારજ નથી. તેજ જીવોનું પરમ ગન્તવ્ય સ્થાન છે.

( અપૂર્ણ. )

डा. रा. महेता.




(૪)

(ત્રીજા અંકને પાને ૧૨૧ થી ચાલુ.)



## સાધકને સાવચેતી.



"પ્રાણાયામ" વિધિ સાધ્ય કરવા માટે ઘરબાર કે સ્ત્રી કુટુંબ છોડી દેવાની આવશ્યકતા નથી. વ્યાપાર ઉદ્યોગ નીતિ પુરઃસર કર્યા જવો અને યોગશાસ્ત્ર પણ લક્ષ્યમાં રાખવું. માત્ર વ્યાપાર ઉદ્યોગનો સમય વ્યવસ્થિત કરી લેવો. સમયની વ્યવસ્થા બરાબર નહિ હોવથી ભારતવર્ષની અસંખ્ય પ્રજા દરિદ્રાવસ્થા ભોગવે છે! અનેક રંક મનુષ્યોના વખતનો મેળ જ હોતો નથી! અરે! ઘણા અંગ્રેજી ભણેલા બી. એ. એમ. એ. થયેલા ગ્રેજ્યુએટો સુધ્ધાં વખતની વ્યવસ્થા રાખતા નથી! કયે વખતે કયું કામ કરવું તે તેમણે નક્કી કરેલું નહિ હોવાથી-ગમે તે વખતે ગમે તે કામ કરી બેસવાથી-નિયમિત નહિ હોવાથી-તેમના સંસારમાં ભારે ગરબડ ગોટાળો થયેલો જોવામાં આવે છે. અર્થાત્ જેઓ અનિયમિત છે તેમનું સર્વસ્વ બગડે છે! અંગ્રેજો નિયમિત હોવાથી તેમણે પોતાની આર્થિક સ્થિતિ સુધારી લીધી છે, માટે જ કહેવામાં આવે છે કે યોગાભ્યાસ કરનાર પ્રત્યેક મનુષ્યે નિયમિત રહેવું. પોતાના વખતની બરાબર વ્યવસ્થા કરી લેવી. યોગાભ્યાસી-સાધકે પાછલી રાત્રે ચાર વાગે-બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવાથી આસનાદિકનો નિયમિત અભ્યાસ સુંદર રીતે સાધ્ય કરી શકાશે. માત્ર થોડું આળસ દૂર કરી દેવું જોઇએ. મોડી રાત સુધી નિરર્થક વાતોના ગપાટા માર્યા કરવા તેના કરતાં ૧૦ વાગે વહેલાં સુઇ જવું અને વહેલાં જ ઉઠવું. કર્મ કરવું અને તેના ફળ ગમે ત્યારે ભોગવવાં અથવા પરજન્મમાં ભોગવવાની આશા રાખવી એવું પોકળખાતું-એવું ઉધારખાતું યોગશાસ્ત્રમાં નથી. યોગશાસ્ત્ર તો રોકડીયું ખાતું છે. એક તરફ જેમ જેમ કર્મ કરતા જશો તેમ તેમ ફળ પ્રાપ્ત થતું જશે. જેટલું કર્મ તેટલું ફળ તૈયારજ સમજવું. યોગશાસ્ત્ર-યોગવિદ્યા એવી સિદ્ધિ દાયક છે. પરંતુ સિદ્ધિપો-સુખભોગ માન મરતબામાં તણાઈ અહંકાર આદિનું સેવન થયું તો બસ, ત્યાંથી તમારૂં ગાડું અટક્યું સમજવું. પુણ્યનો ક્ષય થયો સમજવું. એવા લોભમાં જરાપણ નહિં તણાતાં યોગકર્મમાં આગળ વધ્યાં જવું એ જ સાધકનો ધર્મ છે. યોગાસનોમાંથી સાધકને ફાવે તે એક આસન સિદ્ધ કરી લેવું અને પછી પ્રાણાયામનો અભ્યાસ કરવો.

સાધકે પ્રાતઃકાળથી સધ્યાકાળ, રાત્રિ પર્યંત જે કાંઇ કર્મ કર્યું હોય તેનો બુદ્ધિપૂર્વક વિચાર કરવો. અસત્કર્મ ન થાય એવો જ અભ્યાસ રાખવો. મન-વાણી-કર્મદ્વારા જરા

પણ અસત્ કર્મ ન થાય, જરા પણ પાપ સંચય ન થાય તેની કાળજી રાખવી. અસત્ કર્મ એ જ પુણ્યનો ક્ષય કરનાર મહાન પાપ કર્મ છે, માટે સત્કર્મ થયાં કરે એવો જ યત્ન કરવો.

પોતાનો નિત્યક્રમ સરળ, ખટપટ-પ્રપંચ વગરનો શાંત રાખવો. આહારવિહાર નિયમિત રાખવો. મન અતિ પવિત્ર રાખવું. તેમાં જરા પણ અપવિત્રતાનો પ્રવેશ ન થાય. સતત પવિત્રપણે રહેવું. ગમે તેવાં માણસોનો સ્પર્શાસ્પર્શ, ખાદ્યા ખાદ્ય પેયાપેયનો વિચાર કરવો. સત્કર્મ કરનાર સત્પુરૂષોનો જ સમાગમ રાખવો. બીજાઓ સાથે કામ જેટલી જ વાત. કશાની ચિન્તા ન રાખવી. હલકાં કામો માટે તનતોડ મહેનત ન કરવી, પરંતુ પોતાનું કર્તવ્ય કર્મ કરવામાં જરા પણ બેદરકારી ન રાખવી. ઘડીઆળના કાંટા કેવા નિયમિત હોય છે? તે વખતસર ફરતા ફરતા નિયમિત રીતે આંકડાઓ ઉપર આવી ઉભા રહે છે તેમ તમારે જે કલાકે, જે મિનિટે જે જે કામ કરવાનાં હોય તેની નોંધ કરવી. ( ટાઇમ ટેબલ રાખવું ) તે પ્રમાણે ચુસ્તતાથી વર્તવું. તેમાં જરા પણ વહેલું મોડું થાય તો બીજી વખત એવી ભૂલ ન થાય અને નિયમિતપણે વર્તી શકાય એવો સ્વભાવ રાખવો. અંગ્રેજો કેવા નિયમિત હોય છે તેનું સ્મરણ કરવું. સૂર્ય ચંદ્ર કેવા નિયમિત છે તેનો વિચાર કરવો.

કોઇ પણ વસ્તુનો દુરૂપયોગ કરવો નહિ. ક્રોધ લોભ આદિ દુર્ગુણોનો ત્યાગ કરવાનું પ્રથમ જ કહ્યું છે.

જે મનુષ્યનું અંતઃકરણ અને કર્મ દુષ્ટ હોય, ક્ષુદ્ર બનાવો બનતાં પણ જે મહાન ક્રોધે ભરાઈ જાય છે, વિશ્વાસ અને ભક્તિનું જેના મનમાં સ્મરણ જ નથી, પૂજ્ય સ્થળમાં પણ જે વિષયી-નીચ છે અર્થાત્ ધૈર્યહીન, દુરાચારનો જેને મન વિચાર નથી, જે વિશ્વાસઘાતક, કેવળ સ્વાર્થી, લોભી અને રોગી હોય છે તેને યોગશાસ્ત્રનું જ્ઞાન અને સદ્‌ગુરૂની પ્રાપ્તિ કદી પણ થશે નહિ. તે બહારથી ગમે તેવો મહાત્મા હોવાનો ડોળ કરે તો પણ તેની દુર્દશા જ થવાની! તે યોગશાસ્ત્ર જેવી પવિત્ર વસ્તુનો અધિકારી નથી.

આચાર સમ્પન્ન, શાંત, શુદ્ધ, જેના હૃદયમાં ગુરૂભક્તિ સતત રમણ કરી રહી છે, જે દૃઢ નિશ્ચયી છે, જે કૃતજ્ઞ અને બુદ્ધિમાન છે એવાં પવિત્ર મનુષ્યોને જ યોગજ્ઞાન પ્રાપ્ત થાય છે. તેમને માટે સદ્‌ગુરૂ કોઈ એક સ્થાનમાં વાટ જ જોતા બેઠા હોય છે. એવા પવિત્ર સાધકની તીવ્ર ઈચ્છા થતાં જ તેના ગુરૂદેવ તેની દૃષ્ટિએ ચઢી જશે. તે યોગ સિદ્ધ થશે. તેનું કલ્યાણ થશે. એવાં મનુષ્યોએ જ યોગશાસ્ત્રમાં પ્રવેશ કરી નિત્ય નિયમિત થોડું કર્મ કરતા રહેવું. વહેલા ઉઠવામાં, મન, વાણી, પવિત્ર રાખવામાં, આસનો શિખવામાં, સન્ધ્યા-ગાયત્રી ( પુષ્કળ ) જપ કરવામાં ગુરૂદેવની આવશ્યકતા નથી. ગાયત્રીના જેમ વધારે જપ થશે તેમ હૃદય-મન બહુ પવિત્ર થશે. આત્મબળ વધશે. બ્રહ્મજ્ઞાન થશે. યોગ જ્ઞાનમાં વિશેષ રૂપે ગતિ પ્રેરશે. ગુરૂદેવ સત્વર મળે એવી વારંવાર પ્રાર્થના કરતાં રહેવું. યોગ્ય ગુરૂની ભેટ અવશ્ય થશે, એમાં જરા પણ સંદેહ રાખવો નહિ. વિચાર-બળ મંદ પડવા દેવું નહિ. વિચારનો પ્રવાહ નિત્ય એક સરખો વહન થતો રહેશે તો તમારે યોગ્ય યોગી-ગુરૂનાં તમને દર્શન થશે. તમારી મન કામના પૂર્ણ થશે, પણ તમારૂં મન બાહ્ય વિષયોમાં ભટકતું રહેશે અને સ્ત્રી, ધન, પુત્ર કે અન્ય વાહ્ય ભોગમાં રચ્યું પચ્યું રહેશે અને તેમાંથી કંઈક અવકાશ મળતાં યોગ કે ગુરૂનું રહેજસ્હાજ સ્મરણ કરશો તો તેનું ફળ એવું જ સમજવું!

## વીર્યનું સંરક્ષણ કરવું.

આ સ્થળે વાંચક બંધુને એક વિષય પરત્વે કંઈક કહેવાની આવશ્યકતા જણાય છે. સત્ય કથનમાં જ ધર્મનો પાયો રચાયલો હોવાથી તે કહેવું એજ લેખકનો ધર્મ છે. નીતિ અનીતિ અને મર્યાદા અમર્યાદા સાચવવી એ જેમ ધર્મ છે તે જ પ્રમાણે જનસમાજને સત્યજ્ઞાન નિર્ભય ચિત્ત અર્પણ કરી તેમના ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં વિઘ્નરૂપ થતા, જાણે અજાણ્યે પાપનાં પોટલાં બંધાતા હોય તેવાં અપકૃત્યો તેમને દર્પણની પેઠે દર્શાવી આપવા એ પણ લેખકોનો ધર્મ છે. વૈદ્યક માસિકોમાં એ સંબંધી કેટલુંક લખાય છે તેમ છતાં પણ ભલભલા બુદ્ધિમાન પુરૂષો-અરે ! વૈદ્યો અને ડૉક્ટરો પણ આ સ્થળે અમે જે વિષયનો ઉલ્લેખ કરીએ છીએ તે પ્રત્યે લક્ષ્ય આપતા નથી ! આ લેખકે અનેક સ્થળે એવું જોયું છે કે: જેઓ દ્રવ્ય ખર્ચવામાં અતિશય કંજુસ છે તેઓ **વીર્ય જેવી અમૂલ્ય વસ્તુનું અમૂલ્યત્વ સમજતા નથી,** અને તેનો દુરૂપયોગ જ કરે છે! આ સ્થળે જે કહેવાનું છે તે એ જ કે, તમે યોગાભ્યાસ કરો કિંવા ન કરો તો પણ તમારે તમારા દેહના રાજા વીર્યનો શાસ્ત્ર વિરૂદ્ધ દુરૂપયોગ, અતિ ઉપયોગ, શા માટે કરવો જોઈએ ? યોગશાસ્ત્ર તમને યોગાભ્યાસમાં યોજે છે પણ સાથે સ્ત્રીનો ત્યાગ કરવાનો કિંવા સન્તતિ ઉત્પન્ન નહિં કરવાનો ઉપદેશ કરતું નથી. તે જે કાંઇ ઉપદેશ કરે છે તે કેવળ તમારા આત્મસુખ માટે, આત્મકલ્યાણ માટે જ છે. એ શાસ્ત્ર કહે છે કે ભલે તમે ગૃહસ્થાશ્રમી રહો, ભલે તમે સંસારમાં રહો, ભલે તમે સ્ત્રીના સહવાસમાં રહો, અને ભલે તમે સંતતિની ઇચ્છા રાખો, ભલે તમે તમારી પાછળ તમારા પિતા-પિતામહનું નામ રાખી તેમની પતાકા ફરકાવો પરંતુ તેમાં કાંઈ વિચાર વિવેક કરવો કે પશુ તુલ્ય જ વર્તવું? તમે મનુષ્ય છો, પરમાત્માએ તમને સારાસારનો વિચાર કરવા બુદ્ધિ-જ્ઞાનનું દાન કર્યું છે ત્યારે તમારે એ વિષયનું પણ જ્ઞાન પ્રાપ્ત કરવું કે; ગમે તેમ રમકડાં થાવવા જ દેવું ? હિંદુ સંસારના દરેક કાર્ય માટે આપણા પૂર્વજો ઋષિમુનિયોએ કાયદા ( શાસ્ત્ર ) રચી મૂકેલા છે તે તરફ લક્ષ્ય દોડાવવું કે; શાસ્ત્ર વિરૂદ્ધ વર્તન રાખી અને પાપમાર્ગને રસ્તે ચ્હડવું ?

આપણે સારી પેઠે જાણીએ છીએ કે; સરકારના કાયદાનું ઉલંઘન કરનારને કેદ કે દંડની અથવા તો ફાંસીની કે દેશપારની શિક્ષા ભોગવવી પડે છે, ત્યારે શું નૈસર્ગિક ( કુદરતના ) કાયદાનું ( શાસ્ત્રનું ) ઉલંઘન કરનાર માટે કોઈ પ્રકારની શિક્ષા નહિ હોય ? એમ બને જ કેમ ? જે વિશ્વપતિએ, જે મહાન સર્વજ્ઞ જગત પિતાએ વિશ્વ-જગત્ રચ્યું છે તેણે પોતાની પ્રજા માટે-પોતાનાં બાળકો માટે-કાયદા ન રચ્યા હોય એવું બને જ કેમ ? તેણે નિઃસ્વાર્થી, નિર્લોભી, ઋષિમુનિયો દ્વારા પ્રત્યેક કાયદા ( શાસ્ત્રો ) તૈયાર રાખ્યા છે. અજ્ઞાની મનુષ્યો તેનો લાભ લેતા નથી એ જ તેમનું દુર્ભાગ્ય !

યોગાભ્યાસ કરનાર હો કે ન કરનાર હો, ગમે તે હો, પરંતુ આ લેખ સર્વને ઉપયોગી છે. આપણા દેશમાં બ્રહ્મચર્યાશ્રમની પ્રથા હતી. પચીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવામાં આવતું. હવે તે પ્રથા મોટે ભાગે ઉપડી ગઇ છે તેને સ્થળે બાળલગ્ને પ્રવેશ કર્યો છે. ૧૨-૧૩ કે ૧૪-૧૫ વર્ષની અપક્વ વયે બ્રાહ્મણ, ક્ષત્રિ કે વૈશ્યના બાળકો ગૃહસંસારની ધુંસરીમાં જોડાય છે, અને પતિપત્ની રૂપે જગત્ સમક્ષ રજૂ થાય છે! જે પુત્રને વિદ્યાભ્યાસનો અને

શક્તિસંચયનો-વિર્યરક્ષણનો અને નીતિધર્મ શિખવાનો સમય હોય છે (તેને ન્હાની વયમાં) તે સમયમાં જ બિચારાને ભલું હોય તો ઘોડીયામાં ઝૂલતાં બાળકની દોરી ખેંચવાનો સમય હોય છે! પરણ્યા પછી ભોગ જોગે એક બે વર્ષમાં સંતતિ ન થઇ તો માતપિતા અને સાસુ સસરા અનેક પ્રકારની બાધા આખડીયો રાખી, અનેક દેવોને ત્યાં નોતરાં દેવા પણ ચૂકતા નથી અથવા એક ઉપર બીજી લાવવામાં પાછું વાળી જોતા નથી! તે પછી યુવાન પતિ-પત્ની વિષયવાસનામાં તરબોલ થઇ જાય છે! અને તેથી જ શરીરની શક્તિ ઘટી જાય છે. બન્નેમાં નિર્બળતાનાં દર્શન થાય છે. જુવાન જણાતાં પતિપત્ની જાણે ૫૦-૬૦ વર્ષનાં વૃદ્ધ હોય તેમ અશક્ત, તેજ હીણ, રોગિષ્ટ જણાય છે! ભારતવર્ષની આ દુરાવસ્થા સત્વર સુધરે તો જ દેશનું કલ્યાણ છે, તો જ યોગાભ્યાસ કરવાની લાયકાત આવશે. અત્યારે તો એક સ્થિર આસને એકાદ કલાક બેસતું હોય તો તેમનાથી બની શકતું નથી. કમ્મર કટે છે, પગ દુખે છે, ખરડો કળી પડે છે, આંખોમાં પાણી ભરાઈ આવે છે, વગેરે અનેક ચિન્હો જણાય છે! આવી સ્થિતિમાં ગુજરાતની પ્રજા યોગસાધન કરવામાં કેટલી સમર્થ નિવડે વારુ! હા, કેટલાક માણસો યોગને નામે ઢોંગ કરે છે! અને કેટલાક તો યોગની મશ્કરી કરે છે એમ જ કહેવું પડશે! ભલે તેઓ ગમે તેમ કરે તો પણ જે સજ્જન પુરૂષના મનમાં, પૂર્વ-પુણ્યબળ પ્રતાપને લીધે યોગાભ્યાસ કરવાની કંઇક પણ ઇચ્છા થઇ હોય તેણે તો તે કાર્યમાં જોડાવા યત્ન કરવો અને પોતાનું શ્રેય સાધ્ય કરવું. જગતનાં સર્વ પ્રાણીયો કોઇ એક દિવસ પણ તે જગત્ પિતા તરફ વળવાનાં જ છે. કોઇ અજ્ઞાનતાથી મોડું જશે તો કોઇ વહેલું, પણ સર્વને તે પિતા સમક્ષ ગયા વગર છુટકો નથી. અનેક શ્રીમંતો ગાડી ઘોડા કે મોટરમાં સહેલ કરતી વખત ઇશ્વરને ભૂલી જાય છે પરન્તુ એકાદ આફત આવી પડે છે ત્યારે તેનું સ્મરણ કરે છે! ત્યારે વાંચક! શા માટે મનુષ્યે વહેલાં સાવચેત થઈ ધર્મસાધન-ઇશ્વરસાધન-ન કરવું? શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે?

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं । प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं । पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ।

ચોર્યાશી લક્ષ યોનીમાં શ્રેષ્ઠ એવી નરદેહ રૂપ નૌકા પુરૂષને પ્રાપ્ત થયેલી છે. વળી તેનો નાવિક શ્રી ગુરૂદેવ છે, અનુકુલતા રૂપી પવન વહન થઇ રહ્યો છે (અર્થાત્ જેની પાસે લક્ષ્મી વગેરે સર્વ પ્રકારની સગવડો છે.) એવી નૌકા છતાં પુરૂષ જ્યારે ભવસમુદ્ર પાર થયો નહિ તો પછી તેને આત્મઘાતી જ કહેવો જોઇએ, એવું શુકાચાર્યે પરીક્ષિત રાજાને કહ્યું છે. માટે જ પોતાના ઉપર આત્મઘાતનો દોષ ન આવે એવો પ્રત્યેક મનુષ્યે યત્ન કરવો આવશ્યક છે. એમ કરવા માટે શાસ્ત્રનો અભ્યાસ કરવા સિવાય બીજું સાધન નથી. વળી આજ અનંત વિઘ્નોથી ભરેલા થોડા આયુષ્યમાં સર્વ શબ્દ-શાસ્ત્રોનો અભ્યાસ કરવો એ પણ દુઃસાધ્ય છે. તેમ છતાં હંસક્ષીર ન્યાયે સર્વ શાસ્ત્રમાં શ્રેષ્ઠ અને સારભૂત હોય એવાં જ શાસ્ત્રોનો અભ્યાસ કરવો એવું શિવસંહિતામાં લખ્યું છે. જેના જ્ઞાનથી સર્વ જ્ઞાન પ્રાપ્ત થાય એવા શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પરિશ્રમ કરવો. પરંતુ એ શાસ્ત્ર કયું છે તે સમજવું જોઇએ?

(અપૂર્ણ.)

દા. રા. મ્હેતા.

# प्राचीन भारतमां मनुष्य-गणना।

(૨)

ઘણાં માણસોનો એવો વિશ્વાસ છે કે હમણાંની અંગ્રેજ સરકારે, એજ વસતી ગણત્રી કરવાની રીતમાં ફેરફાર કર્યો છે. પરંતુ ભારતવર્ષના પ્રાચીન સાહિત્ય વગેરે જોતાં જણાય છે કે લોકોનું એ ધારવું ભૂલ ભરેલું છે. તેમ છતાં એટલું તો કહેવું પડશે કે અમારા પ્રાચીન ભારતવર્ષમા વસતીની ગણત્રી નહોતી થતી અને તેઓ એ કામ માટે બેદરકાર હતા એવું કહેનારાની આંખો ઉઘડી જશે, અને એજ પ્રાચીન સભ્ય જાતિ પાસેથીજ કદાચ વસતીની ગણત્રી કરવાનું ધ્યાનમાં આવ્યુ હશે એવું માનનારાઓની વાત ઉપર વિશ્વાસ રાખવામા આવે તો તે અસમ્ભવિત નથી.

મુસલમાનોના રાજઅમલમાં પણ-ભારતવર્ષમાં વસતીની ગણત્રી કરવાનો રિવાજ ચાલતો હતો. ફારસી ભાષામાં એને "મર્દુમ સુમારી" કહેવામા આવતો. બગદાદના ખલિફાઓ ઈરાન દેશના મુસલમાન અને પારસી ધર્મવાળાઓના નર-નારીઓનો હિસાબ રાખતા હતા. આ દેશમાં પઠાણોના રાજ અમલ વખતે "દફતર-સુમાર" નામનુ, માણસોની વસતીનું એક ખાસ દફતર રહેતું. આ દફતરમા સર્વજાતિના માણસોની ગણત્રી, આચાર પદ્ધતિ, પહેરવેશ, વ્યવહાર, અધિકાર વગેરે અનેક તરેહની ખબર રાખવામા આવતી હતી. "આઇન-ઈ-અકબરી" માં ખુલ્લી રીતે ઇસારો કરવામાં આવ્યો છે કે મોગલ રાજ્યના પરગણાં, ચકલાં, વગેરેની વસતીની ગણત્રી કરતી વખતે જાતિ અને વેપારના પ્રમાણમાં લોકોની સંખ્યા નક્કી કરવામા આવતી હતી. અંગ્રેજ સરકારના તાબામા પણ Statistical Department છે ખરૂ પણ તેનો ઉદ્દેશ જૂદોજ છે. (સંપૂર્ણ.)

डा. रा. म्हेता.

# गुरु शिष्य प्रश्नोत्तर ।

[ શ્રી કાશીક્ષેત્ર નિવાસી મહાત્મા તૈલંગ સ્વામીનું નામ સર્વત્ર સુવિખ્યાત છે. એ મહાત્મા યોગેશ્વર યોગસિદ્ધ અને બહુ ચમત્કારિક પુરૂષ હતા. તેમના પરમપ્રિય બંગાલી શિષ્ય શ્રી ઉમાચરણ મુખોપાધ્યાય ઉપર સ્વામીજીની બહુ પ્રીતિ હતી. સ્વામીજી સાથે શિષ્ય ઉમાચરણને એક દિવસ નિમ્નલિખિત પ્રશ્નોત્તર થયો હતો. તત્ત્વ જિજ્ઞાસુઓ માટે તે બહુ ઉપયોગી હોવાથી અત્રે ઉતારવામાં આવે છે. બુદ્ધિમાન મુમુક્ષુજનોને એમાંથી ઘણો બોધ મળે એમ છે. ]

શિષ્યઃ પૃથ્વીની આદિમાં શું હતું ?
ગુરૂઃ પંચભૂત અને ઇશ્વર.
શિષ્યઃ પૃથ્વી અને જીવની સૃષ્ટિ કોણે કરી ?
ગુરૂઃ ઇશ્વરે.
શિષ્યઃ સૃષ્ટિમાં વૃદ્ધિ કોણ કરે છે ?
ગુરૂઃ બ્રહ્મા.
શિષ્યઃ બ્રહ્મા કોણ ?
ગુરૂઃ ઇશ્વરની એક શક્તિ.
શિષ્યઃ સૃષ્ટિનું પાલન કોણ કરે છે ?
ગુરૂઃ વિષ્ણુ અર્થાત્ નારાયણ.
શિષ્યઃ વિષ્ણુ કોણ ?
ગુરૂઃ ઇશ્વરની એક શક્તિ.
શિષ્યઃ સૃષ્ટિનો ધ્વંસ અથવા લય કોણ કરે છે ?
ગુરૂઃ મહેશ્વર અર્થાત્ મહાદેવ.
શિષ્યઃ મહાદેવ કોણ ?
ગુરૂઃ ઇશ્વરની એક શક્તિ.
શિષ્યઃ બ્રહ્માણી કોણ ?
ગુરૂઃ બ્રહ્માની શક્તિ [પત્ની].
શિષ્યઃ લક્ષ્મી કોણ ?
ગુરૂઃ વિષ્ણુની શક્તિ [પત્ની].
શિષ્યઃ દુર્ગા કોણ ?
ગુરૂઃ મહાદેવની શક્તિ [પત્ની].
શિષ્યઃ સંસાર સાગરમાંથી કોણ ઉદ્ધાર કરે છે ?
ગુરૂઃ ઇશ્વર.
શિષ્યઃ બંધન કોને કહે ?
ગુરૂઃ વિષયો ઉપર આસક્તિ હોય તેને.
શિષ્યઃ મુક્તિ કોને કહે ?
ગુરૂઃ વિષયો ઉપર વિરક્તિ અને ઇશ્વરમાં તન્મયતા અથવા લય.
શિષ્યઃ ઘોર નરક કયું ?
ગુરૂઃ પોતાનો દેહ.
શિષ્યઃ સ્વર્ગ ક્યાં છે ?
ગુરૂઃ આશાનો ક્ષય થતાં આ પૃથ્વી સ્વર્ગરૂપેજ થઇ રહે છે.
શિષ્યઃ સંસાર બંધન શી રીતે નષ્ટ થાય ?
ગુરૂઃ આત્મજ્ઞાન થાય ત્યારે.
શિષ્યઃ મુક્તિ ક્યારે થાય ?
ગુરૂઃ તત્વજ્ઞાન થાય ત્યારે.
શિષ્યઃ નરકનું કારણ કોણ ?
ગુરૂઃ નારી.
શિષ્યઃ સ્વર્ગનું કારણ કોણ ?
ગુરૂઃ અહિંસા.

શિષ્યઃ મનુષ્યનો શત્રુ કોણ ?
ગુરૂઃ તેની સર્વ ઇન્દ્રિયો.
શિષ્યઃ મનુષ્યનો મિત્ર કોણ?
ગુરૂઃ વશ રહેલી ઇન્દ્રિયો.
શિષ્યઃ દરિદ્ર કોણ?
ગુરૂઃ જે અતિશય લોભી હોય તે.
શિષ્યઃ ઐશ્વર્યશાલી કોણ?
ગુરૂઃ જે સર્વદા સંતુષ્ટ હોય તે.
શિષ્યઃ જીવન્મૃત કોણ ?
ગુરૂઃ ઉદ્યમહીન પુરૂષ (અને વાસના હીન યોગીજન.)
શિષ્યઃ માયા કોને કહેવી ?
ગુરૂઃ ક્ષણિક વસ્તુઓ ઉપર અતિશય પ્રેમ હોય તેને.
શિષ્યઃ મહા અન્ધ કોણ ?
ગુરૂઃ કામાતુર જીવ.
શિષ્યઃ મૃત્યુ કોને કહેવું ?
ગુરૂઃ અપયશ એજ મૃત્યુ. મનુષ્ય તો અમરજ છે.
શિષ્યઃ ચિર રોગ કયો?
ગુરૂઃ સંસાર (વારંવાર જન્મ મરણ).
શિષ્યઃ એ રોગનું ઔષધ શું ?
ગુરૂઃ નિર્લેપ રહીને સંસારમાં નિવાસ કરવો એજ.
શિષ્યઃ મુખ્ય તીર્થ કયું ?
ગુરૂઃ પોતાનું પવિત્ર મન એજ મહાન તીર્થ.
શિષ્યઃ ત્યાગ કરવા લાયક શું છે ?
ગુરૂઃ દ્રવ્ય અને દુરાશા.
શિષ્યઃ સાંભળવા લાયક શું ?
ગુરૂઃ ગુરૂમુખેથી વેદ વાક્ય (ધર્મકથા)
શિષ્યઃ બ્રહ્મ જ્ઞાન પ્રાપ્તિનો ઉપાય શો ?
ગુરૂઃ સાધુ મહાત્મઓનો સત્સંગ.
શિષ્યઃ સાધુ મહાત્મા કોને કહેવા ?
ગુરૂઃ જેનામાં મોહ અને દ્વેષ નથી તે.
શિષ્યઃ જીવને માટે જ્વર કયો ?
ગુરૂઃ ચિન્તા.
શિષ્યઃ મૂર્ખ કોણ ?
ગુરૂઃ વિવેક હીન મનુષ્ય અને નાસ્તિક.
શિષ્યઃ નાસ્તિક કોણ ?
ગુરૂઃ અતિ મૂર્ખ હોય તે.
શિષ્યઃ વિદ્વાન કોણ ?
ગુરૂઃ જ્ઞાની હોય તે.
શિષ્યઃ ધાર્મિક કોને કહેવો ?
ગુરૂઃ જે યથાર્થ વિદ્વાન હોય તે.
શિષ્યઃ મનુષ્યને માટે કર્તવ્ય કાર્ય કયું?
ગુરૂઃ ઇશ્વર ઉપર ભક્તિ રાખવી.
શિષ્યઃ વિદ્યા કોને કહેવી ?
ગુરૂઃ જે વિદ્યા દ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય તે (બીજી વિદ્યા તે અવિદ્યા.)
શિષ્યઃ સંસારમાં પ્રાપ્ત કરવા જેવું શું ?
ગુરૂઃ બ્રહ્મજ્ઞાન (જેની પ્રાપ્તિથી વારંવાર જન્મ મરણથી રહિત થવાય.)
શિષ્યઃ જગતનો જય કોણે કર્યો કહેવાય ?
ગુરૂઃ જેણે પોતાના મનનો જય કર્યો છે તે.
શિષ્યઃ વિષ કયું ?
ગુરૂઃ વિષયો એ વિષ સમાન છે. (તેનું સેવન કરનારા વિષયીને પૂછવું.)
શિષ્યઃ દુઃખી કોણ ?
ગુરૂઃ વિષયોપર પ્રેમ રાખનાર (કારણ કે અંતે તેમાં જ તેનું રિબાઇને મૃત્યુ થાય છે.)
શિષ્યઃ સુખી કોણ ?
ગુરૂઃ જેને ક્ષણિક વિષયો પ્રાપ્ત કરવાની ચિન્તા નથી તે.
શિષ્યઃ ધન્ય કોને કહેવો ?
ગુરૂઃ પરોપકારી જીવાત્માનું જીવન ધન્ય છે.
શિષ્યઃ પૂજનીય કોણ ?
ગુરૂઃ તત્વજ્ઞાની જીવાત્માઓ.
શિષ્યઃ કર્તવ્ય કર્મ કયું ?
ગુરૂઃ ધર્મ ઉપાર્જન કરવો તે.
શિષ્યઃ અકર્તવ્ય કયું ?
ગુરૂઃ સ્નેહ અને પાપ એ બેથી દૂરજ રહેવું.
શિષ્યઃ બુદ્ધિમાન કોણ ?
ગુરૂઃ જેને સ્ત્રી વશ કરી શકે નહિં તે.

શિષ્યઃ ઉત્તમ વ્રત કયું ?
ગુરૂઃ સત્પાત્રને દાન આપવું તે.
શિષ્યઃ બંધનકારક-સાંકળ કઈ ?
ગુરૂઃ સ્ત્રી.
શિષ્યઃ શું જાણવામાં સર્વ અશક્ત હોય છે?
ગુરૂઃ સ્ત્રીનું મન અને ચરિત્ર.
શિષ્યઃ પશુ કોને કહેવો ?
ગુરૂઃ મૂર્ખ મનુષ્ય એ પશુસમાનજ છે.
શિષ્યઃ કોની સાથે સંસર્ગ રાખવો નહિ?
ગુરૂઃ મૂર્ખ, પાપી, ખલ, અને નીચ મનુષ્ય સાથે.
શિષ્યઃ નીચ કોણ ?
ગુરૂઃ જે યાચના કરે-ભિક્ષા માંગ્યા કરે તે.
શિષ્યઃ ઉચ્ચ કોણ ?
ગુરૂઃ જે કાંઈ પણ યાચના કરે નહિ તે.
શિષ્યઃ કોનો જન્મ સાર્થક થયો છે ?
ગુરૂઃ જેને પુનઃ જન્મ ધારણ નહિ કરવો પડે તેનો.
શિષ્યઃ મરણ કોનું સાર્થક્ય કહેવાય ?
ગુરૂઃ જેને પુનઃ મરણજ નથી.
શિષ્યઃ શ્રદ્ધાળુ કોણ ?
ગુરૂઃ તત્ત્વજ્ઞાની પુરૂષ.
શિષ્યઃ અશ્રદ્ધાળુ કોણ ?
ગુરૂઃ અજ્ઞાન સ્ત્રી.
શિષ્યઃ કયું કર્મ કરવાથી શોક થતો નથી ?
ગુરૂઃ ધર્મ અને ઉપાસના.
શિષ્યઃ આકાંક્ષા કોની નિવૃત્ત થતી નથી ?
ગુરૂઃ સર્વ રિપુઓની.
શિષ્યઃ દુઃખનું મૂળ શું ?
ગુરૂઃ માયા.
શિષ્યઃ દાન આપવા જેવું શું ?
ગુરૂઃ અભયદાન.
ગુરૂઃ બ્રહ્માનો નાશ ક્યારે કહેવાય ?
શિષ્યઃ લક્ષ્મી કોપે.
ગુરૂઃ વિષ્ણુની શક્તિ [?]
શિષ્યઃ દુર્ગા કોણ ?

શિષ્યઃ શી રીતે મૃત્યુનો ભય લાગે નહિ ?
ગુરૂઃ ઈશ્વર ધ્યાનમાં નિમગ્ન રહેવાય ત્યારે ભયરહિત થવાય.
શિષ્યઃ લુંટારો કોણ ?
ગુરૂઃ નઠારી વાસના.
શિષ્યઃ કઈ વસ્તુ દાન કરવાથી વધતી જાય છે ?
ગુરૂઃ વિદ્યા.
શિષ્યઃ કઈ વસ્તુ દિવસે દિવસે ઓછી થતી જાય છે ?
ગુરૂઃ આયુષ્ય.
શિષ્યઃ ચિરસ્થાયી કોણ છે ?
ગુરૂઃ કાળ.
શિષ્યઃ કોનો ભય રાખવો ઉચિત છે ?
ગુરૂઃ લોકાપવાદનો-અસતકાર્યનો.
શિષ્યઃ સાચો મિત્ર કોણ ?
ગુરૂઃ જે વિપદસમયે સહાયતા કરે તે.
શિષ્યઃ પિતામાતા કોને કહેવાં ?
ગુરૂઃ પ્રતિપાલન કરે તેને.
શિષ્યઃ કયી વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી બીજું કંઈ પણ જાણવા જેવું રહેતું નથી ?
ગુરૂઃ પૂર્ણ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનુંજ જ્ઞાન પ્રાપ્ત કરવું ઉચિત છે.
શિષ્યઃ દુર્લભ્ય શું છે ?
ગુરૂઃ સદગુરૂ અને આત્મજ્ઞાન.
શિષ્યઃ મિત્રરૂપે શત્રુ કોણ ?
ગુરૂઃ પુત્ર, કન્યા વગેરે.
શિષ્યઃ ચંચળ કઈ વસ્તુ છે ?
ગુરૂઃ મન, ધન, આયુ અને યૌવન.
શિષ્યઃ ઉત્તમ દાન કોને કહેવું ?
ગુરૂઃ તત્ત્વજ્ઞાનનું દાન એજ સર્વોત્તમ દાન છે.
શિષ્યઃ કયું કાર્ય કરવું નહિ ?
ગુરૂઃ પાપકર્મ કદી કરવું નહિ.

શિષ્યઃ કયું કાર્ય જીવતોડ મહેનત કરીને પણ કરવું ?

ગુરુઃ ઈશ્વરની ઉપાસના કર્યા સિવાય રહેવુંજ નહિ.

શિષ્યઃ કયુ કર્મ શ્રેષ્ઠ ?

ગુરુઃ જે ઈશ્વરને પ્રિય હોય તે.

શિષ્યઃ કોની તરફ બહુ લક્ષ્ય રાખવું નહિ?

ગુરુ મિથ્યા સંસાર તરફ-ક્ષણિક વસ્તુઓ તરફ

શિષ્યઃ રાત્રિ દિવસ શાનો વિચાર કરવો ?

ગુરુઃ સંસાર મિથ્યા, બ્રહ્મ સત્ય. ( આત્મતત્ત્વનોજ વિચાર કરવો )

શિષ્યઃ ઈશ્વરનું અસ્તિત્વ ( ઈશ્વર ) શી રીતે જાણી શકાય ?

ગુરુઃ તું છે તે શી રીતે જાણે છે ?

શિષ્યઃ જેનો આકાર નથી તે ( ઈશ્વર ) શી રીતે જાણી શકાય ?

ગુરુઃ જીવન, મન બુદ્ધિ વગેરે છે કે નહિ તે શી રીતે જાણી શકાય ?

શિષ્યઃ મ્હારૂં જીવન છે, ઈચ્છાનુસાર સર્વ કરી શકાય છે માટેજ હું તે જાણી શકું છુ.

ગુરુઃ જે મનુષ્ય પોતાને જાણે છે તે ઈશ્વરને પણ જાણી શકે.

શિષ્યઃ જે વસ્તુ જોઈ શકાય નહિ તેના અસ્તિત્વનો મહજે વિશ્વાસ થાય નહિ.

ગુરુઃ વાયુ અને સુગંધ, એનો આકાર નથી છતાં કયા પ્રકારે તેનો અનુભવ કરે છે ?

શિષ્ય. વાયુ, અને સુગંધનું કાર્ય જોઈને તેના અસ્તિત્વ ઉપર વિશ્વાસ ઉપજે છે.

ગુરુઃ તું અને વાયુ, એ બન્ને શું ઈશ્વરના કાર્ય નથી ? હવે વિચાર કરી જો કે ઈશ્વર છે કે નહિ ?

શિષ્યઃ સમજ્યો કે ઈશ્વર છે. પરંતુ તેની ભક્તિ, ઉપાસના કરવાનું પ્રયોજન શું ?

ગુ : તું ત્હારા સન્તાન ઉપર સ્નેહ રાખે છે અને ત્હારા પિતામાતાની ભક્તિ કરે છે તેનુ કારણ શુ ?

શિષ્યઃ સ્નેહ એ નીચગામી છે, અને ભક્તિ એ ઉર્ધ્વગામી છે.

ગુરુઃ તે માટેજ ઈશ્વરની ભક્તિ કરવી ઉચિત છે. ત્હારા પ્રપિતામહને ત્હેં જોયા નથી છતા પણ તે હતા એવું તું કયા કારણથી માને છે ? આકાર ના હોય તોપણ અમુક વસ્તુઓનું અસ્તિત્વ માનવુજ પડે છે વેદવિત મહાપુરૂષ ઈશ્વરનાં દર્શન કરી શક્યા છે, માટેજ ઈશ્વરની ( વેદમા ) સ્તુતિ કરી છે. ઈશ્વર છે એ નિશ્ચય. ભક્ત જેટલા પ્રેમથી તેનું સ્મરણ કરશે તેટલી ત્વરાએ તે ભક્તને દર્શન દેશે વત્સ ! જગતની સર્વ વસ્તુઓ અસાર છે ઈશ્વર એજ સાર છે. માટે વારંવાર કહું છુ કે મોહમાયા તજી તેની જ ઉપાસના કર તેના દર્શન થશે.

દા. દા. મ્હેતા.

---

## સતબોધ

૫૭. ભિક્ષા માંગી ઉદર પોષણ કરવાનું કારણ શુ ? માન અપમાન પ્રત્યે દુર્લક્ષ એજ. એ સર્વ વિષયો કાક વિષ્ઠાની પેઠે ત્યાગ કરવા જોઇએ ભિક્ષા માગી ઉદર પોષણ કરો અને ભગવત્ સ્મરણ કરો જીવ માત્ર ઉપર પ્રેમ કરો. સંસારી જીવોને ધર્મોપદેશ આપો, તેથી જ ભગવાનની દયા પ્રાપ્ત કરી શકાશે—તોજ ભગવાન પ્રસન્ન થશે.

૫૮. મનુષ્ય ઉપકાર મેળવી ઉપકાર કરનારને ભૂલી જાય છે, તેથીજ તેનું અકલ્યાણ થાય છે. ઉપકાર મેળવી ઉપકારને યાદ રાખે તેજ મનુષ્ય કહેવાય. જે મનુષ્યની જેના દ્વારા ઉન્નતિ થાય તેણે તે ઉપકારને કદીપણ ભૂલવો જોઇએ નહિ.

# ગુરુ અને શિષ્ય ।

## ( ૧ )

મહાત્મા તેલંગસ્વામીએ પોતાના પ્રિય શિષ્ય શ્રી ઉમાચરણ મુખોપાધ્યાયને કેટલાક અમૂલ્ય ઉપદેશ કહી સંભળાવ્યા હતા. ઉમાચરણે તે સર્વ બંગાળી ભાષામાં લખી રાખ્યા હતા. મહારાજશ્રીના દેહત્યાગ પછી તે પ્રકટ કર્યા છે. તેમાંના ઉપયોગી વિષયો " ભારતજીવન " ના તત્ત્વજિજ્ઞાસુ વાંચકો માટે પ્રકટ કરવામાં આવે છે.

મહાત્માશ્રીએ કહ્યું છે કેઃ ગુરૂ કોને કહેવો અને તેની આવશ્યકતા શી છે ? ગુરૂ શબ્દનો અર્થ સાંભળો. ગ એટલે ગતિદાતા, ર એટલે સિદ્ધિદાતા અને ઉ એટલે સર્વનો કર્તા. તેથી ઈશ્વરનેજ એક માત્ર ગુરૂ કહી શકાય. તેના સિવાય જીવાત્માની ગતિ મુક્તિ નથી. જે વ્યક્તિ ગતિ અને મુક્તિનો માર્ગ દર્શાવી આપે તેને પણ ગુરૂ કહી શકાય. તેટલા માટે જ ઈશ્વર અને ગુરૂમાં ભેદ નથી. વળી એવા પ્રકારના મહાત્મા પુરૂષ, ત્યાગી સંત, અને સદ્‌ગુરૂ દેવને સગુણ-સાકાર-ઈશ્વરજ કહી શકાય. કોઇક વળી ગુરૂ શબ્દનો એવો પણ અર્થ કરે છે કેઃ ગુ એટલે અન્ધકાર ને રૂ એટલે નિવારક અર્થાત્ જે મહાપુરૂષ શિષ્યના અજ્ઞાનરૂપી અન્ધકારને દૂર કરે તેને ગુરૂ કહી શકાય, અને તે ગુરૂને કદીપણ સામાન્ય મનુષ્યવત્ હોવા છતાં " મનુષ્ય " માનવા નહિ. ગુરૂ સમીપ હોય તો પછી શિષ્યે અન્ય કોઇ દેવદેવીની ઉપાસના કરવાની આવશ્યકતા નથી છતાં પણ જો કોઇ શિષ્ય તેમ કરે તો તે નિષ્ફળ થાય છે. ગુરૂ એજ શિષ્યનો કર્તાહર્ત્તા અને વિધાતા છે. ગુરૂ સંતુષ્ટ થાય તો સર્વ દેવતા સુદ્ધાં સંતુષ્ટ થાય છે. " ગુરૂ " એ બે અક્ષરો જેની જીભાગ્રે હોય છે તેને અન્ય શાસ્ત્રોનું અધ્યયન કરવાની પણ આવશ્યકતા નથી. " ગ " અક્ષરનો ઉચ્ચાર કરવાથી મહા પાપનો નાશ થાય છે. " ઉ " અક્ષરનો ઉચ્ચાર કરવાથી આ જન્મનાં પાપ નષ્ટ થાય છે, અને " રૂ " અક્ષરનો ઉચ્ચાર કરવાથી પૂર્વજન્મનાં પાપ નષ્ટ થાય છે. " ગુરૂ " એ પિતા માતા અને એક માત્ર ગતિ-મતિ છે. શંકરનો ક્રોધ થતાં ગુરૂ તેમાંથી ( શિષ્યનું ) રક્ષણ કરે છે પરંતુ ગુરૂનો ( શિષ્ય ) ઉપર ક્રોધ થતાં તેમાંથી કોઈ રક્ષણ કરી શકતું નથી. ગુરૂના ક્રોધથી શિષ્યનું સર્વ નાશ થાય છે અને ગુરૂની ભક્તિથી, ગુરૂની કૃપાથી, ગુરૂની આશિષથી શિષ્યનું સર્વવિધ કલ્યાણ સધાય છે. જગતમાં ગુરૂ કરતાં શ્રેષ્ઠ વસ્તુ બીજી કોઈ પણ છે જ નહિ. જપ, તપ, પૂજા, અર્ચના, શાસ્ત્ર, મન્ત્ર ઇત્યાદિ ગુરૂ કરતાં શ્રેષ્ઠ નથી. જે શિષ્ય ગુરૂની મૂર્તિનું ધ્યાન અને ગુરૂદત્ત મંત્રનો સર્વદા જપ કરે છે તેને કાશીક્ષેત્ર નિવાસ જેવું સર્વદા ફળ પ્રાપ્ત થાય છે. ગુરૂ એજ શિષ્યને માટે બનરોબ તારક-ઉદ્ધારક બ્રહ્મ સ્વરૂપ છે.

ગુરૂને પ્રણામ કરવાના મન્ત્રોના અર્થ શિષ્યે બરાબર સમજી લેવા જોઇએ. મંત્રનો અર્થ સમજ્યા વગર માત્ર મોઢેથી તે બોલી જવાથી વિશેષ ફળ નથી. ભક્તિ ભાવપૂર્વક ગુરૂ પ્રણામ કરવાથી સુફલ પ્રાપ્ત થાય છે.

गुरुर्ब्रह्मा , गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परमब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥१॥
अखण्डमण्डलाकारम् व्याप्तम् येन चराचरम् ।
तत्पदम् दर्शितम् येन तस्मै श्रीगुरवे नमः ॥२॥
अज्ञानतिमिरान्धस्य ज्ञानांजनशलाकया ।
चक्षुरुन्मीलितम् येन तस्मै श्रीगुरवे नमः ॥३॥

"ગુરૂ એ જ બ્રહ્મા, ગુરૂ એ જ વિષ્ણુ, ગુરૂ એ જ દેવાદિદેવ મહેશ્વર અને ગુરૂ એ જ પરમબ્રહ્મ છે. તે જ ગુરૂને હું નમસ્કાર કરૂં છું." ૧.

"સમસ્ત બ્રહ્માણ્ડ જેનો આકાર છે, જે ચરાચર જગત્માં વ્યાપ્ત થઇ રહ્યા છે, જે (શિષ્યને) બ્રહ્મપદના દર્શન કરાવે છે તે જ ગુરૂને હું નમસ્કાર કરૂં છું." ૨.

"અજ્ઞાનરૂપી અન્ધકારમાંથી, અન્ધ જન (શિષ્ય) ના ચક્ષુ, જ્ઞાનરૂપી અંજન-શલાકાદ્વારા ઉઘાડી નાંખે છે (તેને ઇશ્વર દર્શન કરવા સમર્થ બનાવે છે) તે જ ગુરૂને હું નમસ્કાર કરૂં છું." ૩.

ગુરૂ બે પ્રકારના હોય છે. એક શિક્ષાગુરૂ અને બીજા દીક્ષાગુરૂ. ગુરૂના ઉપદેશ વગર તો, સામાન્ય વૃક્ષ લતાનું પણ સારી રીતે જ્ઞાન થતું નથી. મન, ચિત્ત, બુદ્ધિ, ઇન્દ્રિય વગેરે સર્વે અન્ય એક પ્રબળ શક્તિદ્વારા ઉત્તેજિત અથવા પરિચાલિત થયા સિવાય કોઇ પણ કાર્ય થઇ શકતું નથી જે શક્તિદ્વારા આપણા આત્માની ઉન્નતિ થાય છે અને આપણે મુક્તિની દિશામાં અગ્રસર થઇએ છીએ તે જ શક્તિ જેનામાં છે તે જ અમારા ગુરૂ. બીજા રૂપમાં કહીએ તો જે અમને સંસારની ક્ષણિક વસ્તુઓની અસારતાનું જ્ઞાન કરાવે છે અને તેના ઉપરની આસક્તિ અમારા મનમાંથી ઓછી કરાવી અમને ઇશ્વર તરફ આ-કર્ષી જાય છે, અને ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવે છે તે જ અમારા ગુરૂ છે. બે શક્તિના એકત્ર ઘર્ષણ સિવાય કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. એ બે શક્તિમાં જે શક્તિ પ્રબળ તે જ બીજી શક્તિ-બીજા મનુષ્યનો ગુરૂ. ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્રાદિ જે શક્તિના આશ્રય વડે નિયમિતરૂપે કાર્ય કરી રહ્યા છે તે જ જગત્ગુરૂ-એ જ જગત્ગુરૂને જાણવા-સમ-જવા-ઓળખવા અને તેનું દર્શન કરવા, જીવાત્મા (શિષ્ય) ના મન-પ્રાણ વ્યાકુલ થતા જે મહાપુરૂષ (ગુરૂ) તત્ત્વજ્ઞાનનો, આત્મજ્ઞાનનો, બ્રહ્મજ્ઞાનનો, ઉપદેશ દઇ જીવાત્મા (શિષ્ય) નો ઇશ્વર માર્ગ સ્વચ્છ અને સરળ કરી આપે છે તે જ મનુષ્યનો દીક્ષાગુરૂ કહે-વાય, અને જગત્ગુરૂની માયાજાળ સ્વરૂપ આ બ્રહ્માંડ પરમાણુથી તે વિશ્વના સર્વ વ્યા-પાર પર્યંત, આંતર બાહ્ય વસ્તુઓનું તત્ત્વ સમજાવે તે જ શિક્ષાગુરૂ કહેવાય. એક કીટથી તે બ્રહ્મ પર્યંત સર્વ શિક્ષાગુરૂ થઇ શકે. વૃક્ષ, લતા, પશુ, પક્ષી વગેરે સર્વે કેટલીએ શિક્ષા આપે છે, તે સર્વના જાણવામાં છે. શિક્ષણ મેળવવા તમે ગમે ત્યાં ભ્રમણ કરો, તે સ્થળેથી કોઇ પણ એકાદ વિષયનું શિક્ષણ મળશે. શિક્ષણ દ્વારા જ જીવાત્માને પરમાત્માનાં દર્શન કરવાની સહાયતા મળે છે. સૂક્ષ્મ તત્ત્વની પ્રાપ્તિ માટે શિક્ષણ એ પ્રથમ પગથિયું અને દીક્ષા એ દ્વિતીય પગથિયું છે. શિક્ષણ એ દીક્ષાને માટે અનુકૂળ થઇ પડે

એવું હોવું જોઇએ. શિક્ષણ વિધિપૂર્વક ન હોય તો દીક્ષાનું ફળ પ્રાપ્ત થતું નથી. એટલા માટે જ શિક્ષણ પ્રાપ્ત કરતી સમયે સુશિક્ષિત અને દીક્ષિત ગુરૂની આવશ્યકતા છે. જે મનુષ્ય શિક્ષાતત્ત્વ અને દીક્ષાતત્ત્વને પૃથકરૂપે સમજે છે તે ( ગુરૂ ) શિષ્યને વિશેષરૂપે સુશિક્ષિત કરી શકતો નથી. જેમ બાલ્યાવસ્થા એ યુવાવસ્થાની અને યુવાવસ્થા એ વૃદ્ધાવસ્થાની પૂર્વ અવસ્થાઓ છે તે જ પ્રમાણે શિક્ષા એ દીક્ષાની પૂર્વ અવસ્થા છે. શિક્ષાદ્વારા મનનો સંશય નાશ થઈ યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ અને દિવ્ય દૃષ્ટિ થાય છે અને દીક્ષાદ્વારા જીવનના પરમ આરાધ્ય દેવતા ( ઈશ્વર ) નાં દર્શન કરી જીવાત્મા કૃતાર્થ થાય છે. યોગ્ય સદ્ગુરૂ સિવાય શિક્ષા અને દીક્ષા આપવાનો અધિકાર અન્ય કોઈ પણ મનુષ્યને નથી.

ગુરૂ કહેતાં લોકો આજકાલ દીક્ષા ગુરૂ સમજે છે. ગુરૂનું સ્મરણ કરતાં જ તેમને જગતની ઉપાધિ-માયાજાળથી-દૂર, મહાન્ ઉચ્ચ મહાપુરૂષ સમજવા જોઈએ. સદ્ગુરૂને આપણા જેવા સામાન્ય મનુષ્ય સમજતાં મ્હોટો ભય ઉપજવો જોઇએ. તેમની સાથે એક આસને શિષ્યથી બેસાય નહિ અને એવું સાહસ કરવું કર્તવ્ય નથી. ગુરૂનું વાક્ય વેદવાણી સમાન માનવું. ગુરૂનું ચરણ ધોયેલું જળ તે અમૃત જ સમજવું. ગુરૂની આજ્ઞા શિરોધાર્ય કરવી તેમાં જરા પણ વિલંબ ન કરવો. વિલંબ કરવાથી પાપ-બંધન થાય છે. ગુરૂનાં દર્શનથી શિષ્યનું જીવન સફળ થાય છે. ગુરૂ એ અપાર સંસાર સમુદ્રમાં વિચક્ષણ નાવિક છે. એવા પવિત્ર દીક્ષા-ગુરૂના પદ ઉપર આપણે કોને સ્થાપવા? આપણા દેશમાં આજકાલ જેઓ ગુરૂગીરીનો વ્યાપાર કરી રહ્યા છે, તેઓ માત્ર શિષ્યો પાસેથી ગુરૂદક્ષિણા રૂપી કર ( tax ) ઉઘરાવી તે વડે ગાડી ઘોડા અને લાડી-વાડીમાં મોજ મારવાનું, મિષ્ટાન્નો ઉડાવી લઠ્ઠ પઠ્ઠ થવાનું શીખ્યા છે! તેમનામાંથી અધ્યાત્મજ્ઞાન દૂર થયું છે! વિષયભોગ અને અહંકાર, અધર્મ તેમનામાં વૃદ્ધિ પામ્યા છે! વિદ્યાનુરાગ અને ત્યાગશીલતા, તપ અને સંયમ, યોગ અને ઈશ્વર-પ્રેમ કોનામાં છે? જ્યાં એ સર્વ નથી ત્યાં સદ્ગુરૂ-દીક્ષાગુરૂ ક્યાંથી હોય? આવી સ્થિતિમાં તત્ત્વજ્ઞાની-બ્રહ્મજ્ઞાની-ગુરૂ ક્યાં મળે? વળી કુલગુરૂ-અલ્પવિદ્યા પ્રાપ્ત કરેલા ઝોળી ફેરવનારા ગુરૂઓનો ત્યાગ ન કરવો એ સંસ્કાર આપણા દેશમાં દૃઢ થઇ ગયા છે. તે કુલગુરૂઓ થોડો ઘણો વિદ્યાભ્યાસ કરી ઝટ ઝોળી પંદડી ગુરૂ થઇ બેસે છે! તેમનાથી પોતાનું જ કલ્યાણ થતું નથી, પછી શિષ્યોના કલ્યાણની વાત તો કેટલે દૂર? એવા ગુરૂને પ્રતાપે જ, સર્વત્ર શિષ્યો પણ કુસંસ્કાર સમ્પન્ન નિપજ્યા છે! શિષ્યો અંગ્રેજી ભણ્યા, અંગ્રેજોની નીતિ રીતિ સમજ્યા એટલે સ્વર્ગ મળ્યું સમજવા લાગ્યા છે! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યમાંથી સંધ્યા-સ્નાન-જપ-તપનો મહિમા ઓછો થઇ ગયો-બંધ થયો! જો કે એવા અનેક ગુરૂઓની વચમાં પણ કોઈક શ્રેષ્ઠ દીક્ષા-ગુરૂ હોઇ શકે છે. તેમના પ્રત્યે સર્વ ભક્તિ અને શ્રદ્ધા દર્શાવે છે, પરંતુ જે ગુરૂઓ અશિક્ષિત, દુશ્ચરિત્રવાન અને સાધનવર્જિત છે તેમને દીક્ષા આપવાનો શો અધિકાર છે? જેઓ પોતે જ અંધ છે તેઓ બીજાના ચક્ષુ ઉઘાડવા જતા કદાચ શલાકાદ્વારા શિષ્યનાં નેત્રો બહાર પણ કાઢી નાંખે ( અંધ પણ બનાવી દે! ) તેનામાં શિષ્યને ચરાચર વ્યાપી અખણ્ડ મણ્ડલાકાર પુરૂષ ( આત્મા-બ્રહ્મ ) ને દેખાડવાની શક્તિ નથી. જે મનુષ્યે કદી પણ ઈશ્વરનાં દર્શન કર્યાં નથી. તે અન્યને ( શિષ્યને ) કેવી રીતે ઈશ્વર બતાવી શકે? તેઓ તો માત્ર સદ્ગુરૂને પ્રાપ્ય ભેટના રૂપિયા લેવામાં જ તૈયાર! એ એક પ્રકારનો પ્રપંચ જ છે!

અનેક ગુરૂઓ તો પિતાના બાગબગિચા, ગૃહ સમ્પતિ હોય તેમ શિષ્યનું સર્વસ્વ પચાવી બેઠા છે! તેઓ ક્ષણ પણ વિચાર કરતા નથી કે શિષ્યને દીક્ષા આપવી એ કંઇ ખેલ તમાસો નથી! શિષ્યને સંસાર-સાગરમાથી પેલે પાર લઇ જવાનો મહાન્ બોજો તેમને (ગુરૂઓને) મસ્તકે પડયો છે. ભગવાન સમક્ષ તેઓ શિષ્યને માટે જવાબદાર છે. ભગવાન પાસે જઇને તેવા ગુરૂઓ શો જવાબ દેશે તે સમજાતું નથી. જવાબદારીનું ભાન રાખ્યા વગર તેઓ (ગુરૂઓ) કયા પ્રકારનું સાહસ ખેડી બળતા અગ્નિમાં હાથ નાખતા હશે? હિંદુ ધર્મ-શાસ્ત્રમા-નથી છતાં-કયા કારણસર તે (ગુરૂઓ) એવું ભયાનક અન્યાય કાર્ય કરતા હશે તે કહી શકાતું નથી! શુ તેઓ ઇશ્વરને નહિં માનતા હોય? હા, એમ જ જણાય છે. સત્ય કહેતાં ગુરૂના લક્ષણ કેવા હોવાં જોઇએ તે પ્રથમ તેમણે (આજના ગુરૂઓએ) જાણવું ઉચિત છે, ત્યાર પછી દીક્ષા દેવા યોગ્ય હોય તેમણે તેમ કરવું જોઇએ. જે મનુષ્ય સર્વ શાસ્ત્રદર્શી, કાર્યદક્ષ, શાસ્ત્રનો યથાર્થ મર્મ જાણનાર, સુભાષ્યકાર, સુંદર, કોઈ પણ અંગે ખોડ ન હોય, જેના દર્શનથી લોકોનું કલ્યાણ થતું હોય, જે જિતેન્દ્રિય, સત્યવાદી, બ્રહ્મણ્યશીલ, બ્રાહ્મણ, શાન્તચિત્ત, પિતૃ માતૃ સેવામા નિમગ્ન, આશ્રમી, દેશ-વાસી, આવા સદ્‌ગુણયુક્ત ઉત્તમ પુરૂષને ગુરૂપદ પર સ્થાપવો જોઇએ. આજે એમાના કેટલાક ગુણ ન હોય અને એવો સર્વગુણ સમ્પન્ન પુરૂષ ન મળે તો પછી જિતેન્દ્રિય, સત્યવાદી અને બ્રહ્મણ્યશીલ, તપસ્વી, યોગાભ્યાસી આશ્રમી બ્રાહ્મણને ગુરૂ પદે સ્થાપી પોતાનું કલ્યાણ સાધવું. ઉપરોક્તગુણવાન પુરૂષદ્વારા દીક્ષા પ્રાપ્ત થવાથી ગુરૂ-શિષ્યનું કલ્યાણ થાય છે. આજકાલ તો ગુરૂગીરી એ ચાકરી કે વ્યાપારની પેઠે દ્રવ્ય ઉપાર્જનનો માર્ગ થઇ પડયો છે! શિષ્યો સાથે ડાહી ડહી વાતો કરવી, સારા સારા ઉપદેશો દેવા, પોતે તે પ્રમાણે પાળવા નહિં અને વખત આવતાં જ શિષ્યો પાસેથી પૈસા ઉઘરાવી લહેર મારતા, એવા ગુરૂઓ ગુરૂપદવીને લાંછન લગાડી રહ્યા છે! શિષ્યનો ઉદ્ધાર કરવાની શક્તિ ન હોય તે ગુરૂને મહા પાપમાં લિપ્ત-થવું પડે છે!

મંત્રદીક્ષા દેવા પૂર્વે ગુરૂ અને શિષ્યે, ૭ માસ કિંવા એક વર્ષ એકત્ર નિવાસ કરવો જોઇએ. પરસ્પર પ્રીતિ યુક્ત અને યોગ્ય જણાતાં શિષ્યે ગુરૂ પાસેથી જ્ઞાનભિક્ષા માટે નમ્રપણે યાચના કરવી જોઇએ. તે સમયે ગુરૂએ પણ કૃપા કરીને શિષ્યનો ભવ-રોગ ટાળવાના ઉપાય સ્વરૂપ તત્ત્વજ્ઞાનના ઉપદેશદ્વારા દીક્ષાદાન કરવું અનેક સમય શિષ્યની ઇચ્છા નહિ હોવા છતાં, તેને આવશ્યકતા નહિં હોવા છતા-ગુરૂઓ પરાણે દીક્ષા આપે છે, ગુરૂ-મંત્ર કહે છે, પરન્તુ એમ કરવાથી મહા પાપ થાય છે. શિષ્યની સ્હામે જઇ યાચક બની તેને શિષ્ય બનાવવો અથવા મંત્રદીક્ષા આપવી એ કેવળ પૈસાના લોભ સિવાય બીજું શું છે?*

---

* અમદાવાદમાં એક દ્રવ્યના લોભી બ્રાહ્મણ તરફથી સેંકડો શૂદ્રોને "શિષ્ય" બનાવી તેમની પાસેથી માત્ર પૈસા ખંખેરવાનો ઉદ્યોગ શોધાયો છે! જેને પોતાને જ તત્વ-જ્ઞાનનુ ભાન નથી, જે પોતેજ બ્રાહ્મણ્ય ધર્મનુ પાલન કરતો નથી તે ગુરૂ અધિકાર વગરના શૂદ્રોને કયા પ્રકારનો તત્વબોધ કરતો હશે તે સમજી શકાતું નથી આ ગુરૂના રચેલો એક ભયંકર કાવત્રાની અમને ખબર મળી છે! દિલગીર! ગુજરાતમા આજકાલ તો આવા પૈસાના ગુરૂઓ વધી પડયા છે! તેઓ મહાત્મા તૈલંગ સ્વામીનો બોધ ગ્રહણ કરે તો તેમનું અને તેમના શિષ્યોનું કલ્યાણ થાય અધિપતિ-ભા ૭

જ્યાંસુધી શિષ્ય બે હાથ જોડી ગુરૂની સમીપ હાજર ન થાય, જ્યાંસુધી તે પ્રાર્થના ન કરે ત્યાં સુધી કોઈ પણ સદ્દગુરૂ તેને દીક્ષા આપી શકે નહિ! શિષ્ય પોતાના ઉપદેશ પ્રમાણે વર્તે છે કે નહિં; શિષ્ય નિત્ય નિયમિત મંત્ર જપ કરે છે કે નહિં; તેના સાધનમાં કોઇ પ્રકારનું વિઘ્ન ઉપસ્થિત થાય છે કે નહિં; શિષ્ય નિત્ય કેટલે દરજ્જે આગળ વધે છે, એ સર્વની ગુરૂએ ખબર રાખવી જોઇએ. શિષ્યે પણ નમ્રતા પૂર્વક ગુરૂદેવને પોતાની ઉન્નતિ અવનતિના સમાચાર આપતા રહેવું જોઇએ. પરન્તુ આજના ગુરૂઓ ભૂલેચૂકે એક વખત શિષ્યની કોઇ પણ ખબર લેતા નથી. ( શિષ્ય પણ આજે એવા માયાના ફેરેલા હોય છે કે, માત્ર ગુરૂનાં બે નેત્રો જૂવે તેટલી ક્ષણ જ તેમની પાસે ભક્તિ-શ્રદ્ધા પછી નારાયણ હરિ! ) ગુરૂઓ શિષ્યની આત્મોન્નતિની ખબર કાઢવાનું ભૂલી ગયાં છે તેને બદલે તેને રાજી રાખવા માત્ર મહિને કેટલો પગાર મળે છે, પગાર ઉપરાંત લાંચ રૂસ્વતના કેટલા રૂપિયા ખાપકી મળે છે તે પૂછવાનું કદી ભૂલતા નથી! એજ કારણને લીધે અનેક કેળવાયલા મનુષ્યો ગુરૂઓ દ્વારા દીક્ષા લેવા ચ્હાતા નથી. યોગ્ય ગુરૂ મળે તો કદાચ દીક્ષા લેવા લલચાય ખરા! ( આ લેખકે તો એવું પણ જોયું કે મહાન સમર્થ મહા પુરૂષના પ્રસંગમાં આવ્યા છતાં કેટલાક શ્રીમંતો દીક્ષા લેવા અગ્રેસર થયા નથી! તેમાં તેમની બુદ્ધિનો-પૂર્વ સંસ્કારનો જ દોષ છે! જો કે તેમને ગુરૂદેવની સિદ્ધાવસ્થાનો અનુભવ થયેલો છતાં તેમની અવિદ્યાએ તેમને તે પવિત્ર માર્ગે ચઢતા અટકાવ્યા છે! કેટલાક વિષયના કીટ જાણવા જોવા છતાં સમર્થ ગુરૂનો લાભ લઈ શક્યા નથી!)

ઉત્તમ ગુરૂદેવ સિવાય ઇશ્વર-દર્શનનો શ્રેષ્ઠ માર્ગ દર્શાવવાની કોઇનામાં શક્તિ નથી. ક્ષેત્ર અર્થાત્ સર્વ મનુષ્યના દેહ સરખા નથી. તેથીજ પ્રત્યેકને એકજ બીજ મંત્ર દ્વારા દીક્ષા આપવી બહુ કઠીન છે. એ કાર્ય મહા પુરૂષ સિવાય બની શકે નહિં. ( આજ કાલના ગુરૂઓ તો બીજમંત્રોનો અર્થ જ સમજતા નથી ત્યાં પછી શિષ્યને યોગ્ય મંત્રનું દાન કરવાની તો વાતજ ક્યાં રહી? ) આજ કાલના કુલ ગુરૂઓ દ્વારા એવાં બીજમંત્રો સહિત જપ વિધિની આશા વ્યર્થ છે! કારણ કે તેઓ પોતે જ કયે માર્ગે જવું-કયા મંત્રોના જપ કરવા તેનાથી તદ્દન અજાણ્યું છે, તેઓ પોતેજ કોઇ મંત્રનો ભાગ્યેજ જપ કરતા હશે! આંધળો મનુષ્ય બીજા આંધળાને માર્ગ બતાવી શકેજ નહિં. સંસારમાં સર્વના જોવામાં આવે છે કે એક ગૃહસ્થને ઘેર પાંચ પુત્રો હોય તો તેમાં કોઇ અસત્ કોઇ સત્, કોઈ નાસ્તિક, કોઈ આસ્તિક, કોઈ અધર્મી, કોઇ ધર્મીષ્ઠ હોય છે. તેમ છતાં કુલ ગુરૂઓ હમેશાં એ બધાને એકજ બીજમંત્ર સાથે બીજા અક્ષરો મેળવીને શિષ્યના કાનમાં ગુરૂમંત્ર ફુંકે છે! ચિરકાલથી આવી પ્રથા ચાલતી આવી છે! એવાજ મંત્રથી શિષ્યનું કલ્યાણ થાય અથવા અકલ્યાણ, તેમાં ગુરૂને કશી જવાબદારી જ નથી! ગુરૂ એટલે શું તે કુલગુરૂઓ થઇ બેઠેલા-આજ કાલના મહાત્માઓ-પોતેજ જાણતા નથી! શિષ્યને દીક્ષા આપી વર્ષે એક રૂપિયો કે બે રૂપિયા ટેક્સ લીધો એટલે બસ થઇ ચૂક્યું. દીક્ષા લીધા પછી શિષ્યનું કેટલું કલ્યાણ થયું તે તેને પૂછતાં ગુરૂને ભય થાય છે-વખતે આત્મ કલ્યાણ સંબંધી તે કાંઇ પ્રશ્ન પૂછે. તેઓ પ્રથમથીજ કેટલાંક ચોક્કસ વાક્યો બોલ્યા કરે છે. " જન્મ જન્માન્તર ના હોય તો ધર્મ ઉપાર્જન કરવાની જરૂર ન રહે. આ કાંઇ એક જન્મનું કાર્ય નથી. ધર્મ કરો, ધર્મ કરો. આ જન્મે આપશો તો

બીજે જન્મે મળશે. બસ, આવાં આવાં વાક્યો બોલ્યા કરવામાંજ તેમનું સાર્થક્ય થયું છે. જન્મ જન્માન્તરનું રહસ્ય એવા 'ગુરૂઓ' પોતે જ જાણતા નથી. હાય ! પછી બિચારા શિષ્યો તે ક્યાંથી જાણે ! ધન્ય એવા કલિગુરૂઓને ! ધન્ય તેમના અભિમાનને!

શેકાયલું અથવા બળી ગયલું ધાન્ય (બીજ) પૃથિવિમાં રોપવામાં આવે તો પણ તેમાંથી અંકુર ફુટતા નથી. (તેનુ વૃક્ષ થતુ નથી.) માટેજ બીજ (શિષ્ય) પસંદ કર્યા પછી દીક્ષા ગ્રહણ કરાવવાની આવસ્યક્તા છે. બીજની પસંદગી સદ્ગુરૂ સિવાય બીજાથી થઈ શકે નહિં. સદ્ગુરૂ સહજમાં મળી આવતા નથી. દીક્ષા ગ્રહણ કરવી એ કાંઇ સામાન્ય કાર્ય નથી. પ્રથમ શિષ્યે યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ ત્યારપછી દીક્ષા લેવાનો યત્ન કરવો જોઇએ. સંસારમા ઉત્તમપ્રકારના સદ્ગુરૂ પ્રાપ્ત થતા નથી, માટેજ આટલી બધી દુર્દશા થઈ છે ! કેટલેક ઠેકાણે અસત્યવાદી પણ ટીલાં ટપકાં કરનાર બ્રાહ્મણો* અને કેટલેક ઠેકાણે તો ન્હાની વયના બાળકો ગુરૂ બની શિષ્યોને દીક્ષા આપતા જોવામાં આવે છે. વળી કોઈ સ્થળે તો સ્ત્રીઓ પણ દીક્ષા આપતી જોવામાં આવે છે ! એમાના કોઇને પણ ખબર નથી કે દીક્ષા આપવી એ કેટલું ભયંકર કાર્ય છે ! જે શિષ્યો એવા ગુરૂ દ્વારા દીક્ષા ગ્રહણ કરે છે તેમને પણ બિચારાને ખબર નથી કે દીક્ષા શા માટે લેવામા આવે છે ! પૂર્વકાલમાં અનેક યોગ્ય અધિકારી-ગુરૂભક્તિ પરાયણ શિષ્યો મળી આવતા તેથી જ સદ્ગુરૂ પણ સર્વને પ્રાપ્ત થતા. ભગવાનના દર્શન કરવા માટે જો તમારા પ્રાણ અશ્રુપાત કરી વ્યાકુળ થશે તો યાદ રાખજો કે ભગવાન સ્વયં તમારી સહાયતા કરી સદ્ગુરૂ મેળવી આપશે+ (ઇશ્વરને શોધનાર વાચક સજ્જન ! સદ્ગુરૂની ઇચ્છા હોયતો પ્રથમ તમે સાચા ભક્ત બનો ! પાત્ર બનો અને મન-પ્રાણ પૂર્વક એક ચિત્તે ભગવદ્ પ્રાર્થના કરો. તમારે લાયક ગુરૂદેવ તમને મળી જશે આ સત્યકથન ઉપર તદ્દન વિશ્વાસ રાખજો.)

સદ્ગુરૂ એ કાંઇ બજાર કે હાટમા, માર્ગમા કે ઘાટમાં, નગરમા કે શહેરમાં જ્યાં ત્યા મળી જતા નથી. જે ભક્ત ભગવાનને માટે ગાંડો બને, તેનો સાક્ષાત્કાર કરવા તેને વિરહ ઉપજે, તેની દર્શન-લાલસા જ્યારે ખુબ બળવાન બને, અને (ભગવાન) નાં દર્શન સિવાય બીજું કાંઇ પણ સારૂ લાગે નહિં, આવી સ્થિતિ થાય ત્યારે તે (ભગવાન) ની જ કૃપાથી સદ્ગુરૂના દર્શન થાય છે. સત્ શિષ્ય ન હોય તો સદ્ગુરૂ કદી પણ દર્શન દેશે નહિં. જેવો શિષ્ય તેવા જ ગુરૂ સર્વત્ર મળેલા જોવામા આવે છે શિષ્યને જો ગુરૂ ઉપર ભક્તિ અને શ્રદ્ધા હોય, દીક્ષા-મંત્ર અને ભગવાન ઉપર તેનો વિશ્વાસ અને ભક્ત હોય તો નક્કી માનજો કે : ગુરૂ કદાચ કાચો હશે તો પણ શિષ્ય પરમ ધામનો અધિકારી થશે એમા જરા પણ સદેહ નથી.

---

* આવોજ એક અસત્યવાદી બ્રાહ્મણ, જ્ઞાનની વાતો કરવામાં માત્ર શબ્દ ચાતુરી વાપરનાર, વાગ્જાળ પાથરનાર, ગમે તેને શિષ્ય મુડી વાર્ષિક કર ઉઘરાવનાર, અને પોતાના બે ચાર ભક્તોને શિષ્યો વધારવા દેશપરદેશ મોકલનાર, પોતેજ હડહડતો જુઠો અને શિષ્યોનું માત્ર દ્રવ્યહરણ કરનાર અમારા જાણવામાં છે ! પરમાત્મા તેને સદ્બુદ્ધિ આપે અને હવે વૃદ્ધાવસ્થામા પણ તેને સત્ય આત્મજ્ઞાન થાય ! એમાંજ તેનું કલ્યાણ છે-લેખક.

+ આ કથન તદ્દન સત્ય છે. એનો અમને જાતિ અનુભવ છે-લેખક.

શિષ્યે જેમ ઉપરોક્ત લક્ષણો જોઇને યોગ્ય મહાપુરૂષને ગુરૂપદ ઉપર સ્થાપવા જોઇએ તે જ પ્રમાણે ગુરૂદેવે પણ સ્વભાવ વિગેરે જાણ્યા સિવાય કોઇને શિષ્ય બનાવવો નહિ! શિષ્ય પુણ્યવાન, ધાર્મિક, વિશુદ્ધ અંતઃકરણ, ગુરૂ-ભક્ત, જિતેન્દ્રિય, દાન, ધ્યાન પરાયણ અને ધીર સ્વભાવનો ન હોય તેને કદી પણ દીક્ષા દઈ શિષ્ય બનાવવો નહિ! આળસુ, મલીન, દામ્ભિક, કૃપણ, દરિદ્ર અર્થાત્ જે મનુષ્ય દ્રવ્યનો યોગ્ય વ્યય ન કરે, રોગી, અસંતોષી, દ્વેષી, લોભી, નઠારા શબ્દો બોલનાર, અન્યાય-અધર્મ-કર્મ કરી ધનવાન બનેલો, પરસ્ત્રીરત, અભિમાની, આચારે ભ્રષ્ટ, ખલ, બહુ ભોક્તા, દુરાત્મા, અને ગુરૂનિન્દા કરનાર વગેરે પ્રકારના પાપિષ્ઠ નરાધમ મનુષ્યને કદી પણ શિષ્ય કરવો નહિ. મંત્રીનું પાપ રાજાને, સ્ત્રીનું પાપ પતિને, અને શિષ્યનું પાપ ગુરૂને નિશ્ચય ભોગવવું પડે છે!

પોતાના ગુરૂદેવ જે સમયે શિષ્યને ઘેર પધારે તે સમયે શિષ્યે આગળ વધી ગુરૂદેવને પોતાના મકાનમાં આદરપૂર્વક-પ્રેમપૂર્વક પધરાવવા. તેઓ પાછા જાય ત્યારે શિષ્યે તેમની પાછળ પાછળ કેટલેક દૂર પર્યંત ગમન કરવું. ગુરૂની આજ્ઞા સિવાય તેમના સમિપ શિષ્યે કોઇ પણ આસન ઉપર બેસવું નહિ! ગુરૂ રહામે શાસ્ત્ર વ્યાખ્યા કે મ્હોટાઈ બતાવવી નહિ! શિષ્ય અને ગુરૂ એક જ ગ્રામનિવાસી હોય તો શિષ્યે નિત્ય પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયંકાળ-એમ ત્રિસંધ્યા-ગુરૂદેવને પ્રણામ કરવા. ગુરૂભવન એક ગાઉની અંદર હોય તો નિત્ય એક વખત પ્રણામ કરવા, બે ગાઉ દૂર હોય તો એક મહિનામાં ચાર દિવસ પ્રણામ કરવા જવું, ચાર ગાઉ દૂર હોય તો ચાર માસને અંતરે ગુરૂ દેવને પ્રણામ કરવા જવું જોઇએ.

ગુરૂદેવની આજ્ઞા અવશ્ય પાલન કરવી જોઈએ. તેમ નહિ કરવામાં આવે તો ધર્મ, કર્મ, જપ, પૂજાદિ સર્વ વૃથા અને નીચગામી થશે. ગુરૂ પાસેથી કંઈ પણ ઋણ લેવું નહિ અથવા કોઇ વસ્તુ ક્રય-વિક્રય કરવી નહિ. ગુરૂદેવનો પ્રસાદ જે શિષ્ય ભક્ષણ નહિ કરે તેને ડગલે ડગલે વિપદ પડશે. ગુરૂદેવનો પ્રસાદ ભક્તિપૂર્વક ભક્ષણ કરવાથી શિષ્યના અનેક પાપ નષ્ટ થાય છે. ગુરૂદેવ પાસે મંત્ર-દીક્ષા લેવાની ઇચ્છા થાય તે શિષ્યે નીચલા કેટલાક નિયમોનું પાલન કરવું જોઇએ.

૧. કદી પણ અસત્ય ભાષણ કરવું નહિ.
૨. કદી પણ કોઇનો દ્વેષ કરવો નહિ.
૩. સર્વ જીવાત્માઓ ઉપર સમાન દયા ભાવ રાખવો.
૪. ગજા પ્રમાણે પરોપકાર કરતાં રહેવું.
૫. કામ, ક્રોધ, આદિ ષડરિપુઓનું દમન કરી તેને વશ કરી લેવા.
૬. પારકી લક્ષ્મી જોઇને દિલગીર થવું નહિ, ઉલટો આનન્દ જ માનવો.
૭. જાણી જોઇને કોઇ પણ પ્રકારનું અન્યાય કર્મ કરવું નહિ.
૮. વૃથા અને બહુ વાતો કરવી નહિ.
૯. લોભ અને વાસનાનો તદ્દન ત્યાગ કરવો.
૧૦. કામના ત્યાગ કરી ઉપાસના કરવી.
૧૧. નિત્ય સત્સંગ કરવો.
૧૨. કોઇ પણ ધર્મ ઉપર અશ્રદ્ધા કરવી નહિ. સર્વ ધર્મ સમાન છે. જેનો જે ધર્મ ઉપર વિશ્વાસ હોય તે ધર્મમાં જ તેની મુક્તિ થશે. ભૂલેચૂકે, કદી પણ કોઇનો ધર્મ વિશ્વાસ ભંગ કરવાનો યત્ન કરશો નહિ.

*** મહાત્મા તૈલંગ સ્વામીનો ઉપરોક્ત બોધ આજના ગુરૂ-શિષ્યોને ગ્રહણ કરવા યોગ્ય છે.

ડા. રા. મ્હેતા.

# ज्योति दर्शन करवां छे ?

# उपासना करो !

(૧)

મહાત્મા તૈલંગ સ્વામીએ પોતાના પ્રિય શિષ્ય ઉમાચરણ મુખોપાધ્યાય ઉપર પ્રસન્ન થઈ કેટલોક શુભ બોધ આપ્યો છે. તેમાં “ઉપાસના” સંબંધી બોધ કરતાં કહ્યું છે કે: ઉપાસના કોને કહે છે? અને એની આવશ્યકતા છે કે નહિ તે પ્રથમ જાણવું જોઇએ. જે ઈશ્વરને ઓળખવાની અને તેનાં દર્શન કરવાની ઈચ્છા થાય તો ઉપાસના કરવાની અતિ આવશ્યકતા છે. નહિ તો જેની એ ઈચ્છા નથી તેને ઉપાસના કરવાની આવશ્યકતા નથી. ઈશ્વર કોઇની પણ ખુશામદને ચ્હાતા નથી. તે તો સર્વ જીવાત્માઓ પ્રત્યે સમાન દયાળુ છે. ઉપાસના અથવા આરાધના એ કાંઈ લાંચ-રુશ્વત નથી. એ તો ઈશ્વરની વિશુદ્ધ શક્તિજાળ અને આકર્ષણના યન્ત્ર સમાન છે. ઈશ્વરને ઓળખવાની આવશ્યકતા સમજાતાં જ જે માર્ગ ગ્રહણ કરતાં તે (ઈશ્વર) ને ઓળખી શકાય તે માર્ગનું નામ ઉપાસના છે.

મનુષ્ય માત્રને સુખનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય છે. પરન્તુ સુખ શબ્દનો અર્થ જોતાં કઈ અવસ્થા કહી શકાય તે અત્યાર સુધી કોઇ જાણતું જ નથી. દુઃખની પરમનિવૃત્તિ એનું નામ સુખ. એ સુખ કયા પવિત્ર ધામને પ્રકાશિત કરી રહ્યું છે તેનો શોધ કોઇ કરવા ચ્હાતું નથી. દુઃખ ન હોય તો સુખ કેવું હોય છે તે કોઇ જાણત નહિ. કોઇ પણ પ્રકારનું અન્યાય-અધર્મ કર્મ થતાં જ મનુષ્યને કષ્ટ ભોગવવું પડે છે. વળી ઈશ્વર મનુષ્યને જે કષ્ટ આપે છે તે પરિણામે તેના સુખ ઉપભોગને માટે જ છે. ઈશ્વરની ઇચ્છા એવી છે કે: મનુષ્ય માત્ર સત્‌ને માર્ગે રહી ચિરકાલ સુખ ભોગવે. ચોખ્ખું સુવર્ણ પચીસ રુપિયે તોલો મળે છે, તેમાં જેટલું તાંબુ મેળવો તેટલું તેનું મૂલ્ય ઓછું થશે. સોની લોકો તે મેળવણીવાળા સોનાને રસાયણિક દ્રવ્યોમાં નાંખી, તાંબાને બાળી નાંખે છે અને જ્યાં સુધી ચોખ્ખું સોનું રહે નહિ ત્યાં સુધી તેને વારંવાર તેજાબમાં નાંખી બાળે છે! તે જ પ્રમાણે જીવાત્મા જ્યારે કોઈ પણ અધર્મ-કર્મ કરે છે ત્યારે ઈશ્વર તેને કષ્ટ ભોગવાવી પુનઃ તેને ઉત્તમ બનાવે છે, અને સરલ માર્ગે લઇ જાય છે. અર્થાત્ સુખના માર્ગ ઉપર મૂકી દે છે! જીવાત્માને કષ્ટ આપવું એથી પણ ઈશ્વરની પરમ દયાનો પરિચય થાય છે, તેટલા માટે જ મનુષ્ય માત્રે સમજવું ઉચિત છે કે: સુખ અને દુઃખ એ બન્ને સમાન છે, તેથી કોઇ પણ અધર્મ-કર્મ કરીને દુઃખ ભોગવવું એના કરતાં તો તે ન કરવું એ જ સારું છે. શરીરે કાદવ લગાડ્યા પછી તે ધોઇ નાંખવાનો પરિશ્રમ વેઠવો એના કરતાં શરીરે કાદવ જ ચોપડવો નહિ. એ જ સારું કૃત્ય છે. એ સર્વ મનુષ્યોને કબૂલ કરવું જ પડશે.

ઉપાસના કરવાની અતિશય આવશ્યકતા છે, એવું જ્યારે સમજવામાં આવે અને મનમાં દૃઢ શ્રદ્ધા ઉપજે ત્યારે પ્રથમ આસનનું પ્રયોજન છે. આસન અનેક પ્રકારનાં છે તેમાં સંસારી જીવોને માટે જે યોગ્ય છે તે જ સર્વ મનુષ્યોએ જાણવું ઉચિત છે, તેથી જ અત્રે તે પ્રકટ કરવામાં આવે છે.

પ્રથમ પૃથિવિ ઉપર કુશાસન, ( દર્ભનું આસન ) તેના ઉપર કામળનું આસન અને એ આસન ઉપર ધોયેલા વસ્ત્રનું આસન ઉપરાઉપરી પાથરી સાધકે તેના ઉપર બેસવું. ઉત્તર દિશામાં મુખ રાખવું. નિર્જન સ્થાનમાં, સ્વચ્છ ઘર કે ઓરડામાં નિવાસ રાખવો. શરીર, મસ્તક અને ડોકી સમાનભાવે રાખવાં. ડાબી જાંગ ઉપર જમણો પગ અને જમણી જાંગ ઉપર ડાબો પગ રાખવો ( અર્થાત્ અર્ધ પદ્માસન વાળવું. ) શરીર સિધું રાખી બેસવું. નેત્રો બંધ કરવાં અને નાસિકાના અગ્રભાગ ઉપર કિંવા બે ભ્રમરોની વચમાં દૃષ્ટિ સ્થાપવી. શાંત અને સ્થિર ભાવે મનમાં ને મનમાં જ ગુરૂ દેવે આપેલા બીજ મંત્રનો જપ કરવો. એમા બ્રાહ્મણ શૂદ્રનો ભેદ નથી. આ ક્રિયા કોઇ પણ મનુષ્ય કરી શકે છે. પ્રાતઃકાલ અને સાયંકાલે નિત્ય બે વખત અર્ધો કલાક પર્યંત નિશ્ચિંત મનપૂર્વક એક આસને બેસી આ ક્રિયા કરવી. ધીમે ધીમે જ્યાં દૃષ્ટિ હશે ત્યાં જ્યોતિનાં દર્શન થશે ( બે ભ્રમરોની વચમાં દૃષ્ટિ સ્થાપવાથી આ ક્રિયા સત્વર સધાય છે અને જ્યોતિ દર્શન થાય છે. ) જેટલા દિવસ પર્યંત જ્યોતિનાં ( પ્રકાશનાં ) દર્શન ન થાય ત્યાં સુધી ધીમે ધીમે વખત વધારતાં જવું ! અર્ધા કલાકને બદલે પોણો કલાક, અથવા કલાક કે તેથી પણ વધારે બેસવું. ખાત્રી રાખવી કે જ્યોતિ ( પ્રકાશ ) નાં દર્શન થશે જ થશે.* મનને સ્થિર કરવાનો આના કરતાં બીજો કોઇ સહેલો માર્ગ નથી. મન એ બહુ ચંચળ છે. બહાર દોડી જતાં જ પુનઃ તેને ખેંચી લાવવું અને કાર્યમાં વળગાડવું. કેટલાક દિવસ પર્યંત આવો અભ્યાસ કરવાં ધીમે ધીમે તે વશ થશે. મનદ્વારા જ મનને વશ કરવું જોઇએ. " હું એ પ્રમાણે કરી શકીશ નહિ, મ્હારાથી જ્યોતિદર્શન થશે નહિ. " વગેરે ભૂલેચૂકે પણ બોલશો નહિ; અથવા એવા વિચારોને મનમાં જરા પણ પ્રવેશ કરવા દેશો નહિ. એમ કરવાથી કશું ફળ મળશે નહિ. સર્વદા શ્રદ્ધા રાખવી. ખાત્રી રાખવી કે તમે હાથમાં લીધેલું કામ તમારાથી અવશ્ય થશે. તમે એ કાર્યમાં વિજય પ્રાપ્ત કરશો જ. યોગીજનો એવી શ્રદ્ધા-ભાવનાને પરિણામે જ ઈશ્વરરૂપ બની જાય છે. તમારે પણ નિત્ય એવા જ વિચારોનું સેવન કરવું કે: " આ જ મ્હારૂં મુખ્ય કાર્ય છે. આ કાર્ય મ્હારે પરિપૂર્ણ કરવું જ જોઇએ.

* જ્યોતિનાં દર્શન થતાં પહેલાં જુદા જુદા રંગ દેખાશે, તે સાધકના સ્વભાવ સૂચક છે. તે પછી ઝીણાં ઝીણાં જ્યોતિ બિંદુ-જેમ અંધારામાં આગિયા-પતંગિયાં ઉડતાં હોય તેમ ઝીણાં જ્યોતિબિંદુ દેખાય છે તેવાં-જણાશે. તે પછી પુરાં જ્યોતિબિંદુ જણાશે અને તે પછી સિંદુરીયા રંગનાં દર્શન થઈ ધીમે ધીમે સ્થિર જ્યોતિ-જાણે દીપક બળતો હોય-તેવો પ્રકાશ જણાશે. આ વખતે સાધક જેમ સમય વધારતો જશે તેમ-ષણ્મુખી મુદ્રા આદિ કરતો જશે તેમ તેમ-તેને વધારે જ્યોતિ જણાશે. જાણે પ્રચંડ સૂર્ય કે ચંદ્ર ન હોય. સાધકે મન સ્થિર રાખી, અનેક ઉપાધિઓ ઓછી કરી, શાંત ચિત્તે આ ક્રિયાઓ સાધવી. પરિણામે અતિશય શાંતિ સુખ પ્રાપ્ત થશે-લેખક.

જ્યાં સુધી એ કાર્યમાં-મ્હને સિદ્ધિ પ્રાપ્ત થશે નહિ. ત્યાંસુધી હું એ ક્રિયા કરતાં અટકીશ નહિ." આ પ્રમાણે દઢતાપૂર્વક કાર્ય કરવાથી નિશ્ચય ફળ પ્રાપ્ત થશે. મન સ્થિર નહિ હોય તો કોઇ પણ પ્રકારની સાધના થઈ શકશે નહિ. મન સ્થિર થયા પછી આસન કરવાની આવશ્યકતા રહેશે નહિ.

બુદ્ધિ, મન, પ્રાણ, દેહ, અહંકાર અને સર્વ ઇન્દ્રિયો કરતાં પણ જૂદો ચિત્ત સ્વરૂપ આત્મા છે એ નિશ્ચય માનજો. તે આત્મા એ જ ઇશ્વિર. એ નિરાકાર, નિર્મલ અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ રહિત છે. તે ચિન્મય, આનન્દમય, અશરીરી, પૂર્ણ, જ્યોતિર્મય, નિત્ય, અને શુદ્ધ, જ્ઞાનાદિમય, સર્વ દેહગત, સર્વાતીત છે, એવું એકાગ્ર ચિત્તે નિત્ય આત્માનું ચિન્તન કરવું. કેટલાક નાસ્તિકો આનંદપૂર્વક કહે છે કે: ઇશ્વિર છે જ નહિ. પ્રકૃતિ Nature થી જ બધું થયાં કરે છે. તેમના જેવા મૂર્ખ અને અજ્ઞાની જગતમાં બીજા કોઇ નથી. જો ઇશ્વિર એક ક્ષણને માટે પણ મનુષ્ય દેહનો ત્યાગ કરે, તો તે જ ક્ષણે તેને નેત્રો મીચી જીવનલીલા સમાપ્ત કરવી પડે.

આજકાલ કેટલાક માણસોની ધર્મ પિપાસા જાગૃત થઇ છે ખરી પરંતુ સાધનમાં થતો પરિશ્રમ કોઇને વેઠવો નથી. (સંધ્યા, પ્રાણાયામ, જપ, તપ, વગેરે કઠોર વ્રત કોઈને કરવું નથી.) બે ચાર દિવસ નેત્રો મીચી બેઠા પછી કાંઇ પણ નવીન અનુભવ ન થયો કે તુર્ત જ તેઓ કહેશે કે: "એ તો બધું મિથ્યા છે! વૃથા પરિશ્રમ કરવાથી કશું ફળ નથી." જો કોઇ "વિલ ફોર્સ" Will force દ્વારા થોડોક ઇશ્વિર તેમના પેટમાં પ્રવેશ કરાવે તો તેમને વિશ્વાસ ઉત્પન્ન થાય. પરન્તુ તેમને વિશ્વાસ ઉપજે કિંવા ન ઉપજે, તેનાથી કંઇ જગતનું કલ્યાણ-અકલ્યાણ નથી. પડતર જમીનમાં એની મેળે જ વન અને જંગલ થઇ જશે. એવા નાસ્તિક મનુષ્યોથી દૂર રહેવું એ જ ઉચિત છે. જ્યારે તેમની અજ્ઞાન-નિદ્રા ભંગ થશે ત્યારે જ તેઓ સીધે માર્ગે ગમન કરશે.

પ્રથમ અરુણના જેવી જ્યોતિનાં દર્શન થશે, તેની સાથે જ જ્ઞાનનો ઉદય થઇ અજ્ઞાન અંધકાર દૂર થશે, તે પછી આત્મા સૂર્યની પેઠે સ્વયં પ્રકાશિત થશે. જેમ ભ્રાન્તિને લીધે મનુષ્ય શાખા-પત્ર વગરના વૃક્ષના ઠુંઠાને મનુષ્ય સમજી લે છે. તે જ પ્રમાણે ભ્રાન્તિને લીધે બ્રહ્મને જીવ કહેવામાં આવે છે. એ ભ્રાન્તિનો નાશ થતાં જ જીવનું યથાર્થ સ્વરૂપ જણાશે, અને જીવત્વ વ્યવહારની નિવૃત્તિ થશે જેમ યથાર્થ જ્ઞાન થતાં જ દિશા ભૂલેલાનો દિગ્ભ્રમ નષ્ટ થાય છે તેમ. (અપૂર્ણ.)

ડા. રા. મ્હેતા.!

સત્બોધ 

૫૯. સર્વ મનુષ્યોથી ધર્મ પ્રાપ્ત થઇ શકતો નથી. કારણકે કોઇ પણ મનુષ્ય ગુરૂની આજ્ઞાને આધિન રહી તેમનો ઉપદેશ પાલન કરી જીવન વ્યતીત કરવા ચ્હાતા નથી. સર્વને સ્વતંત્ર રહેવાની ઇચ્છા થાય છે. પરાધિન થવા ગમતું નથી.

૬૦. સ્વેચ્છાપૂર્વક વર્તવાથીજ મનુષ્યના સ્વભાવ બગડી જાય છે. ભગવાનની અથવા સાધુ-મહાત્માઓની આજ્ઞા પ્રમાણે વર્તવાથીજ મનુષ્યનું કલ્યાણ થાય છે.

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

## श्री रामकृष्ण मिसने अमेरिकामां सनातन धर्म प्रचारनुं उपाडेलुं महत्कार्य* ॥

( गुजरातमां ए धोरणे कार्य थवानी आवश्यकता. )



પરમ પૂજ્ય વિશ્વવંદ્ય સ્વામીશ્રી વિવેકાનન્દજીએ સને ૧૮૯૩ ની સાલમાં ચિકાગોમાં ભરાયેલા સર્વ ધર્મ મહા પરિષદમાં પધારી, વિદેશી ધર્માચાર્યોના મહા સમુદાયમાં આર્યધર્મનો જે અદ્દભુત રીતે, દિવ્યના પૂર્વક, પ્રચાર કર્યો એટલુંજ નહિં પણ અમેરિકન પ્રજામાં આર્ય ધર્મ માટે જે આતુરતા અને શ્રદ્ધા-ભક્તિ જાગૃત કર્યા એ બધાજ પ્રસંગો સનાતન ધર્મ માટે, આર્ય ભૂમિ માટે બહુ આનંદ જનક અને મહત્ત્વનાજ છે. અમેરિકન પ્રજાના વર્તમાન કાળના ઇતિહાસ લેખકો પણ એ પ્રસંગોને અમેરિકામાં "નવયુગ પ્રવર્તાવનાર" માને છે. એ પ્રસંગે સ્વામીશ્રીએ અમેરિકાનાં પ્રત્યેક મહાન્ નગરો જેવાં કે ન્યુયૉર્ક, શિકાગો, બોસ્ટન, સાન્ફ્રાન્સિસ્કો, વિગેરે ન્હાનાં મ્હોટાં પ્રત્યેક શહેરોમાં, પ્રત્યેક મંડળોમાં, યુનિવર્સીટીઓ સમક્ષ, ધર્મમંડળો સમક્ષ આર્ય ધર્મનું સાંગોપાંગ સ્વરૂપ સમજાવવા ભિન્ન ભિન્ન વિષયો ઉપર વિદ્વતા યુક્ત વ્યાખ્યાનો આપ્યાં હતા, અને, આ વ્યાખ્યાનોથી ત્યાંની પ્રજામાં આર્યધર્મ અંગિકાર કરવા અને એ રીતે આત્મોન્નતિ પ્રાપ્ત કરવા એટલી જીજ્ઞાસા પ્રકટ થઇ કે સ્વામીશ્રીને કર્મયોગ, રાજયોગ, જ્ઞાનયોગ, અને ભક્તિયોગ, ઉપર જૂદે જૂદે ઠેકાણે વર્ગો શરૂ કરી અમેરિકન જીજ્ઞાસુઓને સમજાવ્યા હતા, અને, આ રીતે આર્યધર્મ પ્રચારનું કાર્ય અમેરિકામાં કાંઇક સ્થાયી સ્વરૂપમાં શરૂ કરી સ્થળે સ્થળે વેદાંત સોસાઇટીઓ સ્થાપી હતી, અને પાછળથી એ કાર્ય શરૂ રાખવા સ્વામીશ્રીએ પોતાની હયાતીમાં જ પરમપૂજ્ય સ્વામિશ્રી અભેદાનંદજીને બોલાવી અમેરિકાનું આર્યધર્મ પ્રચારનું કાર્ય તેમને સોંપ્યું હતું. લગભગ સને ૧૮૯૭ થી ૧૯૨૧ સુધી ચોવીશ વર્ષ પર્યંત સતત ધર્મ પ્રચાર કરીને સ્વામિશ્રી અભેદાનંદજીએ અને તેમના અન્ય ગુરુ ભાઇઓએ આ કાર્ય એટલા બહોળા પ્રમાણમાં પ્રચારમાં મૂક્યું છે, કે અત્યારે અનેક અમેરિકનો વ્યવહારમાં વેદાન્તને આચરે છે, વેદાંતિક જીવન ગાળવા પ્રયત્ન કરે છે, અને વેદમાં દર્શાવેલાં સત્યોનો સ્વજીવનમાં સાક્ષાત્કાર કરવા લાખો કરોડો રૂપિયાની સંપતિનો ત્યાગ કરી હિન્દની પવિત્ર ભૂમિકા તરફ પ્રયાણ કરી રહ્યાં છે, કેટલાક દૈવિ આત્માઓ તો હિમા-

---

* Message of the East માં પ્રકટ થએલા બોસ્ટન વેદાન્ત સમિતિના કાર્ય વિવરણ પરથી કેટલાક ફેરફાર સાથે અનુવાદ.

લયની પવિત્ર ભૂમિકામાં નિવાસ કરે છે. *

હાલમાં અમેરિકામાં પરમ પૂજ્ય સ્વામી શ્રીઅભેદાનંદજી, પરમ પૂજ્ય સ્વામીશ્રી પરમાનંદ, પરમ પૂજ્ય સ્વામીશ્રી પ્રકાશાનંદજી વગેરે અનેક સ્વામીઓ આર્ય ધર્મ પ્રચારનું કાર્ય કરી રહ્યા છે. તેમના અત્યારના અથાગ પરિશ્રમનો કાંઇક ચિતાર અમેરિકાના રામકૃષ્ણ મીશન તરફથી પ્રકટ થતા Message of the East પત્રમાં પ્રકટ થયેલ છે, તે પરથી આ નીચે આપવામાં આવે છે.

બોસ્ટનની વેદાંત સમિતિએ પોતાનો ૧૨ મો વાર્ષિક ઉત્સવ ગઈ તા. ૬ ઠી જાનેવારી સને ૧૯૨૧ ને રોજ સાયંકાળે બહુ ઉત્સાહ પૂર્વક ઉજવ્યો હતો. મંદિર અને પૂજનગૃહનો વિશાળ હૉલ મેમ્બરો, સહાયકો અને મિત્રોથી ઉભરાઇ ઉઠયો હતો. મંદિર પુષ્પો અને લતાઓથી શણુગારવામાં આવ્યું હતું. વેદિ ઉપર સુમધુર પુષ્પો, ફળો ગોઠવવામાં આવ્યાં હતાં અને બારીઓમાં લાલ રોશનીથી સભાગૃહની સુન્દરતામાં વૃદ્ધી થતી હતી. સાયંકાળના ઉત્સવનો પ્રથમ ભાગ પ્રાણાયામ ધ્યાન પૂજન વિગેરે ધાર્મિક પ્રક્રિયાઓમાં વ્યતીત થયો હતો. પછીથી પ્રસાદ વહેંચવામાં આવ્યો હતો, અને રાત્રે સુમધુર સંગીતથી પ્રભુ ભક્તિ કરવામાં આવી હતી. પછીથી સ્વામીશ્રી પરમાનંદજીએ પરોણાઓનો સત્કાર કરતાં, જે પરમ દયાવંત પરમાત્મ સત્તા દ્વારા શ્રી રામકૃષ્ણ મીશનનું કાર્ય અમેરિકામાં શરૂ થયું, અને અત્યારે આર્ય ધર્મનો પવિત્ર પ્રચાર કરવા તેઓ ભાગ્યશાળી થયા છે તે માટે પરમાત્માની પ્રાર્થના કરી હતી. આગળ ચાલતાં વ્યાખ્યાતાએ જણાવ્યું કે આ સમિતિ દ્વારા આપણે અત્રેના જ ભાઇઓ ઉપરાંત જગતના અન્યપણ અનેક મુમુક્ષુઓના સંબંધમાં આવ્યા છીએ, અનેક પવિત્ર હૃદયો સાથે આપણી એકતા સધાતી જાય છે, અને આપણે એ પ્રયત્નનું કેવું સુન્દર પરીણામ આવ્યું છે, તેનો કાંઇક ખ્યાલ થવા સને ૧૯૨૦ ની સાલનો રીપોર્ટ સંક્ષેપથી સમજાવવા Sister Dev mata. શ્રીમતિ દેવમાતાને હું વિનંતી કરૂં છું.

શ્રીમતિ દેવમાતાએ જણાવ્યું કે—આત્મિક જ્ઞાનના પ્રચારનું પરિણામ એટલું સૂક્ષ્મ અને અદૃશ્ય રીતે આવે છે કે એ કાર્યનું માપ આંકડાઓ કે સંખ્યાથી દર્શાવવું મુશ્કેલ છે. આત્મજ્ઞાનનાં રહસ્યો પ્રથમ મનુષ્ય હૃદયમાં કેટલીક વાર ધીમેથી અને કેટલીક વાર અદૃશ્ય રીતે સ્થાન પ્રાપ્ત કરે છે; અને પછીથી એનું જીવન ઉપર પરીણામ જણાય છે. વાતાવરણમાં ઉડતાં બીજકો જેવીએ ભાવનાની પરિસ્થિતિ છે. એ કયા હૃદયમાં સ્થાન લેશે, અને ક્યારે પરિપક્વ થશે એ તુરત કહી શકાય નહીં. એક સરળ હૃદયના મનુષ્યને વસંત ઋતુમાં પોતાના ગજવામાં સુન્દર પુષ્પ વૃક્ષોનાં બીજકો ભરી જે જે રસ્તે એ જાય ત્યાં વેરી આવવાની ટેવ હતી. ફરીથી ખાસ પોતે વેરેલા બીજકો ઉગ્યાં છે કે નહીં, તેને કેવાં મધુર ફળો આવ્યાં છે, એ જોવા જવાની એને ટેવ નહોતી, પણ જ્યારે જ્યારે એ રસ્તે નીકળવાનો એને અમુક સમય પછી પ્રસંગ મળતો ત્યારે એ રસ્તે સુન્દર પુષ્પ વૃક્ષોની હારની હાર મધુર સુગંધ પ્રસારતી જોવામાં આવતી- આપણા સંબંધમાં પણ એવું જ છે, એમાં તો સહજ પણ

* હમણાંજ અમારાં સાંભળવામાં આવ્યું છે કે એક અમેરિકન એમ. એ. (ગ્રેજ્યુએટ) હૃષીકેશના એક શુભ સ્થાનમાં નિવાસ કરતા એક યોગિરાજ મહાત્મા પાસે યોગાભ્યાસ કરી રહ્યા છે.—સમ્પાદક.

શંકા નથી કે ૧૯૨૦ ની સાલનું કાર્ય કાર્ય ખાસ નોંધવા લાયક થયેલ છે. ગેર સમજુતીનો, આપણને બરાબર નહીં સમજી શકાવાનો જમાનો જતો રહ્યો છે, અને લોકો આપણા સ્વામીજીનાં વ્યાખ્યાનો તરફ અધિક શ્રદ્ધા ભક્તિ અને પ્રભુપ્રેમ ધરાવતા થયા છે.

કેવળ અમેરિકાના જ પ્રદેશ ઉપરાંત બહારના બીજા પ્રદેશો સાથે પણ આપણો ધર્મ સંબંધ વધતો જાય છે. પુરા થયેલા બાર માસમાં **પરમપૂજ્ય સ્વામી શ્રી પરમાનન્દજીએ બાવીસ હજાર માઇલનો પ્રવાસ કરી વેદાન્ત પ્રચારનું કાર્ય દેશના ખુણેખુણામાં પ્રચલિત કર્યું છે.** તેમણે જાન્યુઆરીમાં 'ફીલાડેલ્ફીઆ આર્ટ એલાઅન્સ ' તરફથી નિમંત્રણ સ્વીકારી ત્યાં "The Spirit of Indian Drama" એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું, એ વ્યાખ્યાનની એટલી બધી અસર થઇ હતી કે બીજાં નાટ્ય મંડળો તરફથી સ્વામીશ્રીને વ્યાખ્યાન આપવા નિમંત્રણો થયાં હતાં પણ વખતના અભાવે સ્વામીશ્રી તેમનો યોગ્ય સત્કાર કરી શક્યા નહોતા.

ફીલડેલ્ફીઆથી પાછા વળતાં સ્વામીશ્રી ન્યુયોર્કમાં ડૉ. વિલ્યમ નોર્મન ગથરીની સૂચનાથી રોકાયા હતા, અને સેન્ટમાર્કના દેવળમાં "The unseen as the creative force in Indian life" એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. ફેબ્રુઆરીની આખરે તેમણે પશ્ચિમના પ્રાંતોમાં ફરી પ્રવાસ શરૂ કર્યો, અને તેમની હંમેશની પદ્ધતિ પ્રમાણે 'સીન સીનાટી " મુકામ કર્યો. ત્યાં ચાર દિવસમાં ૭ વ્યાખ્યાનો આપ્યાં, એનું પરીણામ એટલું સુન્દર આવ્યું કે ત્યાં આર્યધર્મનું શિક્ષણ મેળવવા નિયમપૂર્વક વર્ગ શરૂ થયો, અને ર રવીવારે સવારે, અને મંગળવારે સાંજે સાધન, પૂજન, ભજન અને આર્યધર્મનું પદ્ધતિસર શિક્ષણ આપવાનું કાર્ય શરૂ થઈ ગયું છે.

ચાર દિવસ લુસવાઇલમાં વ્યતિત કરીને સ્વામી શ્રી લૉસ એન્જેલીસ તા. ૧૧ મી માર્ચે પધાર્યા અને ત્યાં બે માસ પર્યંત રહી વેદાન્ત પ્રચારનું કાર્ય શરૂ કર્યું. દરમિયાન ક્રેરોનામાં એક અને લૉસ એન્જેલીસની મેટાફીઝીકલ લાયબ્રેરી સમક્ષ એક એમ બે વ્યાખ્યાનો આપ્યાં. બે માસની અધવચમાં ફરી તેઓ બોસ્ટન આવ્યા અને વચ્ચે થોડો વખત સીનસીનાટીમાં પ્રચાર કરી આવ્યા. તે શીવાય ત્રણ માસ પર્યંત બોસ્ટનમાં વેદાન્ત પ્રચારનું કાર્ય શરૂ રાખ્યું.

સ્વામીશ્રીએ પુનઃ પ્રવાસ ઑગસ્ટની ૧૮ મીએ શરૂ કર્યો. આ વખતે પશ્ચિમના પ્રદેશો ઉપરાંત ઉત્તર પશ્ચિમ તરફના વિભાગોમાં પણ તેમણે પ્રવાસ કર્યો. થોડોક વખત સીનસીનાટીમાં રોકાઈ તેઓ સીએટલ અને ટાકોમા પણ જઈ આવ્યા. સીએટલના "નવા વિચાર મંદિર" New thought Temple સમક્ષ તેમણે ૭ વ્યાખ્યાનો આપ્યાં અને ટાકોમાંમાં ડૉ. હેન્રી વીક્ટર મોર્ગનના દેવળમાં પણ લગભગ તેટલાં જ વ્યાખ્યાનો આપ્યાં હતાં. એ દરેક વ્યાખ્યાનો વખતે લોકોની મેદની અપાર હતી. તેમણે સીએટલમાં થીઓસોફીકલ હૉલમાં પણ વ્યાખ્યાનો આપ્યાં હતાં. કેરોનામાં The science and practice of yog એ વિષય ઉપર જ્યારે સ્વામીશ્રીએ વ્યાખ્યાન આપ્યું ત્યારે શ્રોતાઓ એટલા વિશાળ પ્રમાણમાં એકત્ર થયા હતા કે વિશાળ લેક્ચર હૉલમાં જગા ન મળવાથી ઘણાને નિરાશ થવું પડ્યું હતું. માર્ડિ મોર્નિંગ ક્લબ તરફથી સ્ત્રીઓની સભામાં વ્યાખ્યાન આપવા તેમને નિમંત્રણ મળ્યું હતું અને ત્યાં તેમણે The Ideal of womanhood in India એ વિષયપર વ્યાખ્યાન આપ્યું હતું. આ ઉપરાંત લૉસ એન્જેલીસમાં બે વ્યાખ્યાનો આપ્યાં હતાં, અને

તેમાં પણ ફરથી હોટેલમાં અપાયેલાં વ્યાખ્યાનથી બીજા ઘણા જીજ્ઞાસુઓ તેમના સંબંધમાં આવવા ભાગ્યશાળી થયા હતા.

ઑક્ટોબરમાં ફરીથી તેઓ બોસ્ટન ગયા, પણ નવેમ્બરમા ત્રણ અઠવાડીઆં તેઓએ સીનસીનાટી, અને લુસવાઇલની શાખાઓમાં પ્રચાર કાર્ય કર્યું, અને વચ્ચે બે દિવસ બર્કેલો જઇ આવ્યા. લારકીન મેન્સ ક્લબમાં વ્યાખ્યાન આપવાને તેમને બે વર્ષથી નિમંત્રણ થતાં હતાં, પણ, હાલ જ તેઓને એક લાગણીવાળા મેસનના અતિશય આગ્રહથી ત્યાં જવું પડ્યું, અને ત્યાં ખાણાના ટેબલ ઉપર ત્યાંના ગ્રાન્ડ કમાન્ડર સાથે ખાણું લીધું. આ કમાન્ડર કોઇ બહારના ગૃહસ્થને વ્યાખ્યાન આપેલું જોવા બીલકુલ ઇચ્છતા નહોતા પણ સ્વામીશ્રી સાથે થોડીક વાતચીત થતા જ તેઓ બોલ્યા કેઃ " જગત્‌ને જે દિવ્ય સંદેશની અત્યારે **અગત્ય છે, તેનો પ્રચાર સ્વામીશ્રી કરે છે, માટે અત્રે એ વિષયપર બોલવા હું તેને, વિનતી કરૂં છું.** " આ વખતે આઠસોથી નવસો મેસન હાજર હતા. વ્યાખ્યાનને અંતે સ્વામીશ્રીના વ્યાખ્યાનથી તેમના હૃદય પર એટલી સુન્દર અસર થઇ હતી કે સેંકડો સભ્યો તેમનો હૃદયથી સત્કાર કરવા, અને તેમનો હસ્તમેળાપ કરવા આતુર હૃદયે રાહ જોતા હતા. તેમણે સ્વામીશ્રીને વારવાર ત્યાં પધારી વ્યાખ્યાનો આપવા વિનંતિ કરી હતી, અને, બીજીવારના વ્યાખ્યાન વખતે તેઓ પોતાનાં બાળબચ્ચાં સાથે આવી આવા ઉત્તમ ઉપદેશનો લાભ લેવા ઇચ્છા રાખે છે એમ નિવેદન કર્યું હતું. તેમના અત્યાગ્રહથી સ્વામીશ્રીએ ડીસેમ્બર માસમાં બર્કેલોના પ્રેસબીટેરીઅન ચર્ચમા પુનઃ વ્યાખ્યાન આપ્યાં હતાં.

આ દેશમા કે જ્યાં વ્યાખ્યાનો વારંવાર અને અનેક વક્તાઓ તરફથી દરરોજ આપ્યા જ કરવામા આવે છે, ત્યાં, કેવળ વ્યાખ્યાનોના અપ્રચારને જ વિશેષ મહત્વ ન અપાય, પણ સ્વામીશ્રી જ્યાં જ્યાં જતા ત્યાં અનેક જીજ્ઞાસુઓના જીવન પર એટલી બધી અસર થતી હતી કે તેને પરીણામે ઘણા જીવાત્માઓનું જીવન જ બદલાઇ જતું હતું અને આ રીતે દેશની ચારે દિશાઓમાંથી સ્વામીશ્રીને વ્યાખ્યાનો માટે એટલા બધાં નિમંત્રણો મળે છે, અને આર્યધર્મના સાહિત્યની માગણી એટલા બધા પ્રમાણમા વધતી જાય છે કે તે માગણીના પ્રવાહને પહોંચવું મુશ્કેલ થઇ પડે છે. ગયા વર્ષમા ૬૦૦૦ છ હજાર ઉપરાંત પુસ્તકો બહાર ગામથી મળેલા ઓર્ડરોથી મોકલવામાં આવ્યા છે. આ પુસ્તકોનો પ્રચાર માત્ર યુનાઇટેડ સ્ટેટસમાં કે કેનેડામાં જ નહીં પણ ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલાંડ, હાલાંડ, સ્વીટઝર્લૅંડ, ઇટાલી, સ્વીડન, હીંદુસ્તાન, ક્યુબા, અને ઇંગ્લાંડમાં પણ થયો હતો. આપણું માસિક "Message of the East " નો પણ પ્રચાર વધતો જાય છે. સામાન્ય રીતે સાહિત્ય પ્રચાર ખાતું આ વર્ષે બહુ કાર્ય કરી શક્યું નથી તો પણ ૧૧૦૦૦ અગીઆર હજાર નકલો એ ખાતા તરફથી પ્રકટ કરવામાં આવી છે, અત્રેથી પ્રકટ થયેલા કેટલાક પુસ્તકોનું બીજી ભાષાઓમાં ભાષાન્તર થયું છે. સ્વામીશ્રીનું રચેલ " Path of Devotion "નું હીન્દી અને જર્મન ભાષામાં ભાષાંતર થયું છે, અને તેમની બીજી કેટલીક ગ્રંથાવળીઓનું અન્ય ભાષાઓમાં ભાષાન્તર થવું ચાલુજ છે. આ રીતે આપણી સમીતિના કાર્યનું મહત્વ મોટા મોટા આંકડા વાળા રીપોર્ટોથી નહીં પણ આપણા દરેકનું જીવન એટલી પવિત્રતાથી, શ્રદ્ધાથી અને ભક્તિથી ભરપૂર હશે તેના ઉપર 'આધાર રાખે છે. આથી આપણામાંના દરેકના જીવન ઉપર અન્ય અનેક આત્માઓના જીવનની ઉન્નતિ વા અવનતિનો મુખ્ય આધાર છે. (અપૂર્ણ.)

ૐ શ્રીમ. યેત્ર મન્નવન્તરાય હરિપ્રસાદ.

॥ ॐ ॥

# स्वामी रामतीर्थना जीवननो एक प्रसंग.*



स्वामी रामतीर्थना પટ શિષ્ય શ્રી નારાયણ સ્વામી જ્યારે ગૃહસ્થાશ્રમી હતા ત્યારે તેની ધર્મ વિષયક મતી ઘણી વિચિત્ર હતી. દેવ, ધર્મ વિગેરે માનતા નહિ હોવાથી તેમના મનપર નાસ્તિકતાની સંપૂર્ણ છાયા પડતી હતી. તેથી તેઓ અમુક મહાત્મા-સાધુ પુરૂષ આવ્યા છે એવું સાંભળતાંજ તેમની પાસે જતા અને જુદા જુદા પ્રશ્નો પુછી યુક્તિ પ્રયુક્તિથી તેમને નિરુત્તર કરતા. આ પ્રમાણે તેમનો કાર્યક્રમ હતો. પરંતુ સત્ય શું છે તે જાણવાની તેમના હૃદયની તીવ્ર ઇચ્છા હતી. તેથી તે પોતાના પ્રશ્નો-શંકાઓ સર્વ સન્મુખ પ્રકટ કરતા તેમ છતાં તેમના મનનું સમાધાન થતું નહિ.

નારાયણ સ્વામીની આ પ્રમાણે આંદોલાત્મક સ્થિતિ થતાં તેમને સ્વામી રામતીર્થની ખબર પડી. તે વખતે સ્વામી રામતીર્થ પણ નારાયણ સ્વામી પ્રમાણે ગૃહસ્થાશ્રમી હતા, અને લાહોર મહા વિદ્યાલયમાં ગણિત શાસ્ત્રના અધ્યાપક હતા. તે ઘણા વિદ્વાન, સાધુ પુરૂષ છે તથા સંસારમાં રહેવા છતાં પણ એક મહાત્મા પ્રમાણે તેમના મનની વૃત્તિ છે, એવી ખબર લાહોરમાં સર્વત્ર પ્રસિદ્ધ હતી. વળી કેટલાક લોકો તો તેમને સાધુ સમજી દર્શને પણ જતા હતા. નારાયણ સ્વામીને ઉપરોક્ત ખબર પડતાંજ તેમની પાસે જઈ પોતાની શંકા નિવારણ કરવાનો નિશ્ચય થયો. ગુંસાઇજીના ( સ્વામી ગૃહસ્થાશ્રમી હતા ત્યારે સર્વ પ્રેમાળ મંડળી એજ નામથી તેમને બોલાવતી હતી ) પ્રેમાળપણાનો અનુભવ તો અમૃતસરમાં નારાયણ સ્વામીને થયો હતો. એ અનુભવ માટે નારાયણ સ્વામીએ પોતેજ એક ઠેકાણે લખ્યું છે કે: " અમૃતસરમાં સનાતન ધર્મ સભાના વાર્ષિક ઉત્સવ નિમિત્તે સર્વ વ્યાખ્યાનો થયાં તેઓમાં તીર્થરામજીનું ( સ્વામીનું ગૃહસ્થાશ્રમનું નામ ) જ વ્યાખ્યાન સર્વથી ઉત્કૃષ્ટ અને હૃદયંગમ હતું. ભગવદ્ગીતા અને રાસલીલા નામક વ્યાખ્યાનથી મ્હારા અંતઃકરણમાં થયેલું પરિણામ અવર્ણનીય હતું. તે વખતે મ્હારી ભગવદ્ગીતા અને રાસક્રીડા પર શ્રદ્ધા ન હતી, પરંતુ સ્વામીજીની વાણીમાં એવું જાદુ ભરેલું હતું કે: મ્હારા સરખો અશ્રદ્ધાળુ અને અભાવિક પણ વ્યાખ્યાન સાંભળી ભગવદ્ગીતાનો અભ્યાસ કરવા લાગ્યો, અને મને રાસક્રીડાનું તથા શ્રીકૃષ્ણનું યથાર્થ રહસ્ય સમજી લેવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ!" પૂર્વના આ અનુભવથી નારાયણ સ્વામીનો નિશ્ચય દૃઢ થયો અને પોતાની શંકાઓ સહિત સ્વામીની પાસે ગયા. ગુંસાઇજીને જોતાંજ તેમના મનપર વિલક્ષણ પરિણામ એ આવ્યું કે તેની કેટલીક શંકાઓ માત્ર દર્શનથીજ દૂર થઇ!

---

* શ્રી રામકૃષ્ણ જયંતિને માંગલિક પ્રસંગે પ્રસ્તુત લેખ બન્નો સન્મુખ વંચાયો હતો.
સમ્પાદક.

આ પ્રમાણેનો ચમત્કાર જોઇ નારાયણ સ્વામીને તેમના પ્રતિ પૂજ્ય ભાવ ઉત્પન્ન થયો, અને નમસ્કાર કરી પોતાની શંકાઓ પુછવા લાગ્યા. અપ્રતિમ બુદ્ધિમત્તા, મધુરવાણી, સરળ દ્રષ્ટાંત, અંતઃકરણની સરળતા, શાંતતા અને નિરભિમાનપણાના ગુણ ગુંસાઇજીમાં હોવાથી તેમની શંકાઓનું સમાધાન ત્વરાથી થયું. નારાયણ સ્વામી પણ બહુ શ્રુત અને વાદવિવાદમાં નિષ્ણાત હોવાથી અનેક પ્રકારની શંકાઓ ખડી કરતા, પરંતુ 'પ્યારે બેટા?' 'ભાઈ!' વિગેરે મધુર શબ્દોથી સંબોધી ગુંસાઇજી તેમની શંકાનું સમાધાન કરતા. તેમાં પણ વેદાન્ત વાક્યો પ્રમાણેજ સ્વામીજીનું આચરણ હોવાથી મધુર શબ્દો કરતાં પણ તે આચરણનું પરિણામ વિશેષ થયું. તેનું વર્ણન નારાયણ સ્વામીએ પોતેજ કરેલું છે કેઃ-

'વેદાન્તપર તે વખતે મારી પ્રવૃત્તિ નહતી, પરંતુ પ્રથમ શ્રવણ કરેલા ગુંસાઇજીના વ્યાખ્યાનથી મ્હેં ગીતાનો અભ્યાસ શરૂ કર્યો અને કેટલાક ઈતર ગ્રંથોનું પણ રહસ્ય જાણવાની જીજ્ઞાસા ઉદ્ભવી. તેમાં મને ઘણીવાર અનેક પ્રકારની શંકાઓ થતી. તેથી અનેક શાસ્ત્રી અને સાધુ પુરૂષો પાસે જતો અને શંકાઓ પુછતો. તેમાં કોઈવાર શંકાનું સમાધાન થતું અને કોઇવાર જતો તેવોજ ઘેર આવતો. પરંતુ આ વખતના સ્વામીજીના સમાગમથી મારી સર્વ શંકાઓ માત્ર બે દિવસમાં જ નષ્ટ થઇ! શંકાનિવારણ થઇ, મનને શાંતિ પ્રાપ્ત થઇ પછી ગુંસાઇજીની સહાયથી ઉપનિષદનું અધ્યયન કરવું શરૂ કર્યું. જે વખતે અંતઃકરણમાં કોઈપિણ્ પ્રકારની શંકા રહિ નહિં, અને ચિત્ત નિશ્ચળ થઈ આનંદથી ભરાઈ ગયું તે વખતે મેં મારો દેહ સ્વામીજીની સેવામા અર્પણ કર્યો. હું સર્વસ્વ ગુંસાઇનોજ થયો!"

આ વખતે સ્વત (રામતીર્થ) સ્વામી અને નારાયણ (સ્વામી) બન્ને ગૃહસ્થાશ્રમીજ હતા. બન્નેને અન્યોન્ય પ્રેમ થવાથી નારાયણ સ્વામી ઘણીવાર ગુંસાઇજીને ઘેર આવતા. ગુંસાઇજીની સેવા કરવી, વખત મળતાં અધ્યયન કરવું અને ગુંસાઇજીનો ઉપદેશ શ્રવણ કરવો, આવો તેમનો ક્રમ હતો. અસ્તુ.

ગુંસાઇજી આઠે પહોર પ્રણવનો જપ કરતા. પ્રણવનો જપ તેમને બાલ્યાવસ્થાથીજ પ્રાપ્ત થયો હતો. તે સંબંધમાં સ્વામી પોતે જ કહે છે કેઃ-" બાળકપણામાં પણ ૐકારનો ઉચ્ચાર, કિંવા દેવળમાં થતો શંખધ્વનિ 'રામ'ના અંતઃકરણને પોતાના તરફ આકર્ષતો હતો. તેનું 'રામ'ના અંતઃકરણમા એટલું વિલક્ષણ પરિણામ થતું કે 'રામ' જો રડતો તો ૐકારનો ધ્વનિ કિંવા શંખધ્વનિ શ્રવણ કરતાંજ શાંત થતો!" બેસતા, ઉઠતાં, કામ કરતા પણ પોતાનો જપ ચાલુજ હતો. ગુંસાઇજી બડબડ કરે છે એ વાત ઘણીવાર નારાયણ સ્વામીના લક્ષમાં આવી હતી. પરંતુ શું બબડે છે? તે સમજાતું નહિં. એક દિવસ ગુંસાઇજી સ્નાન કરતાં નારાયણ સ્વામી સાથે વાતો કરતા હતા. ભાષણ પૂર્ણ થતાં જ સ્વામીજીએ એક દીર્ઘ નિશ્વાસ મુકયો. તે જોઈ નારાયણ સ્વામીએ હસતાં હસતાં કહ્યું કેઃ- "ગુંસાઇજી! તમો એક માન્ત્રિક પ્રમાણે જ્યારે ત્યારે છૂં-છૂં શું કરો છો? મને વશ કરવાને જાદુનો પ્રયોગ તો નથી કરતા ને? કારણ હું જ્યારે આપની પાસે આવુ છું ત્યારે આપનું છૂં-છૂં તો ચાલુજ હોય છે." આ સંભળી ગુંસાઇજી હાસ્ય કરી કહેવા લાગ્યા કેઃ "પ્યારે! તારા પર જાદુનો પ્રયોગ કરવાથી મને શું મળવાનું છે? તેમજ અન્ય મંત્રો જપી મારે શું કરવું છે? પરંતુ જન્મ મૃત્યુની પરંપરા છોડાવનાર, સ્વરૂપાનુભવ

કરાવનાર, અને આ ભવસાગરથી પાર ઉતારનાર જે પ્રણવ મંત્ર છે તેનો હું જપ કરું છું. સદા સર્વદા મારો પ્રણવ જપ ચાલુજ છે. સાધકને એ જપ અત્યંત જરૂરનો છે. તું બારીકાઇથી નિરીક્ષણ કર એટલે તને માલમ પડશે.”

નારાયણનો પ્રશ્ન વિનોદનો હતો, તેમ જ ગુંસાઇજીનો ઉત્તર પણ પ્રેમાળપણાનો જ હતો. જો કે નારાયણનો ગુંસાઇજી પર વિશ્વાસ હતો તથાપિ તેમનું મન ચંચળ હતું. આ વાતની પરીક્ષા કરવા–ખાત્રી કરવા માટે નારાયણ પંદરેક દિવસ પછી સ્વામીજી જ્યાં નિદ્રાવશ થયા હતા ત્યાં ગયા. તેમને જોતાં જ સ્વામીજી ઉંઘતા જણાયા પરંતુ તેમના મુખમાંથી પ્રણવોચ્ચાર એક સરખો ચાલુ જ હતો. કદાચિત્ જાગતા હશે એ ભાવનાથી નારાયણે બે ત્રણ વાર સ્વામીને બોલાવ્યા, શરીરને હલાવી જોયું પરંતુ સ્વામી ગાઢ નિદ્રામાં હતા. હવે જ નારાયણસ્વામીની ખાત્રી થઇ અને તેમની શ્રદ્ધા ગુંસાઇજી પર દૃઢ હતી.

બીજે દિવસે તેમણે એ હકીકત સ્વામીજીને કહી. તે સાંભળી સ્વામીજી બોલ્યા કે: “બેટા! એવો જ તારો અભ્યાસ થવો જોઇએ. રાત્રિ દિવસ તેજ નિદિધ્યાસ થવો જોઇએ, એટલે મનુષ્ય તન્મય–તદ્રૂપ થાય છે. સાધકને આ અભ્યાસની વિશેષ જરૂર છે. જેને આ ભવસાગરથી પાર ઉતરવું છે તેને આજ તરણોપાય, પરમાર્થનો આ જ ગુરુમંત્ર છે.”

તે જ દિવસથી નારાયણ સ્વામી પણ પ્રણવનો જપ કરવા લાગ્યા.

સ્વામીએ આપેલા વ્યાખ્યાનોમાં ૐ ની મહત્તા વર્ણવેલી છે. “સ્વર્ગનું રાજ્ય” અને ૐ” એ બન્ને વ્યાખ્યાનોમાં ૐ નું વિવરણ કર્યું છે. “સ્વર્ગનું રાજ્ય” આ વ્યાખ્યાનમાં ૐ ની સ્તુતિના સબંધમાં સ્વામીજીએ નીચેના ઉદ્‌ગારો કહાડયા છેઃ—

“સંગીતની ભાષાથી વિચારની ભાષા ભિન્ન છે. સંગીત મોહક છે. સંગીતની મનુષ્ય ઉપર જે અસર થાય છે તે વિષેની સાબીતીઓ ભલે વિજ્ઞાન શાસ્ત્ર ન આપી શકે, પણ તેથી કરીને જે વાત સત્ય છે તે કંઇ અસત્ય થનાર નથી. વિજ્ઞાન શાસ્ત્ર આ ન સમજાવી શકે તો તે પોતે જ અપૂર્ણ છે; તે જ પ્રમાણે ૐ શબ્દ પણ મોહક છે. જે મનુષ્ય આ શબ્દનું ગાન કરે છે તેનું મન સ્થિર બને છે. તેના સર્વ વિચાર અને લાગણીઓ સમતોલ બને છે. તે આત્મામાં શાંતિ રેડે છે, મનને ઈશ્વર સાથે જોડી દે છે. વિજ્ઞાનશાસ્ત્ર આનું કારણ ભલે ન સમજાવી શકે; પરંતુ આ સત્ય અનુભવથી સિદ્ધ છે. ૐ શબ્દની સર્વ વ્યાપકતા, સર્વજ્ઞતા, ને શક્તિ જે શાસ્ત્રમાં નથી તે શાસ્ત્રનું દુર્દૈવ જ છે!”

“ૐ” એ વ્યાખ્યાનના ઉપસંહારમાં સ્વામીજી કહે છે કેઃ—

“अहंब्रह्मास्मि આ ભાવનાથી ૐ નો જપ કરો એટલે નભોમંડળ અને તેમાં ભ્રમણ કરનારા સૂર્ય ચંદ્રાદિ એ મારી જ કરામત છે. વિશ્વમાં પ્રત્યેક મારું જ ઐશ્વર્ય પ્રગટ કરે છે. સર્વ ચરાચર મારો જ જપ જયકાર કરે છે એનો અનુભવ કરો!” ૐ ॥

| સંવત ૧૯૭૭<br>માઘ કૃષ્ણ ૧૩<br>મહાશિવરાત્રી | } | जोशी रामचंद्र रविशंकर.<br>ઓલપાડ (સુરત) |
|---|---|---|

॥ श्रीगुरवे नमः ॥

એક સામાજિક નવલકથા.




( ગત ૬-૭ અંકથી ચાલુ. )

## તૃતીય અધ્યાય.

સત્યવ્રતે નેત્ર લુછી નાખી કહ્યું: "બ્હેન ? મ્હને વિશ્વાસ છે, શ્રદ્ધા છે, પણ જીવ અધીરો થઈ ગયો છે! ઘણા કાળથી ભારતવર્ષમાં અધર્મ પ્રસર્યો છે! સર્વત્ર અધર્માચરણ જોવામાં આવે છે! જે બ્રાહ્મણો કર્મ, જ્ઞાન, ઉપાસનામા દક્ષ હતા, જેઓ શ્રીકૃષ્ણ, શ્રીરામચંદ્રજી અને જનકવિદેહી જેવા મહાન ચક્રવર્તિ રાજાઓના ગુરૂ થવા લાયક હતા. તે જ ઋષિયોના વંશજો આજે અન્ન વસ્ત્ર વગર રખડે છે! તેજ ઋષિ સંતાનો જ્યાં ત્યાં અપમાન, પામે છે! અને તેજ પવિત્ર બ્રાહ્મણો ક્ષુધાની જ્વાળાને લીધે સંધ્યા સ્નાન ગાયત્રી આદિ ષટ્ કર્મ ચૂકયા છે! તેજ બ્રાહ્મણો શૂદ્રને ઘેર ગમે તેવા હલકાં કર્મ કરે છે? અસત્ય હિંસા, દ્વેષ તો એમનો ધર્મ થઈ પડયો છે! અરે! સીતા, સાવિત્રી જેવી સતીયોને બદલે આજે ગમે તેવાં કુકૃત્ય કરનારી, પતિભ્રષ્ટા દુષ્ટા સ્રીયો જોવામાં આવે છે! બ્હેન શું કહું? રાત્રિ હવે થોડી રહી છે! જાઓ, નિદ્રાવશ થાઓ. કાલની વાત કાલે છે."

જયા: "પણ ભાઈ! હજી તો મ્હારે ઘણું પૂછવાનું છે. હવે તમે ક્યારે વખત કાઢશો?"

સત્ય: "ઘણોયે વખત મળશે. બ્હેન! ચિન્તા ન કરશો."

જયા તેના મનોહર, સુંદર તેજસ્વી મુખ સ્હામે જોતી ઉભી હતી. તે શું જોતી હતી તે તો ઇશ્વર જાણે. અમે તો એટલું જ કહી શકીશુ કે તે કાંઇક જોતી હતી ખરી. તેને વારંવાર જવાનું કહેવા છતાં તે સત્યવ્રતના મુખ તરફ જોતી હતી! અંતે સત્યવ્રતે પુનઃ કહ્યું. "જયા બ્હેન! હવે પધારો. નિદ્રા લ્યો." આ વખતે તેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. તે તેના મુખ સ્હામે જોતી જોતી ઉઠી. ધીમે પગલે બારણાં બ્હાર ગઇ અને પુનઃ ત્યાં ઉભી રહી સત્યવ્રતના મુખ સ્હામે જોવા લાગી. સત્યવ્રતે દ્વાર બંધ કરી દીધા. જયા ત્યાં જઇ ઉભી ઉભી બે હાથ જોડી સત્યવ્રતને નમન કરતી મનમાં બોલવા લાગી.

"गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः ।
गुरु साक्षात् परब्रह्म तस्मैश्री गुरवे नमः ॥
त्वमेव माताच पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं ममदेव देवः ॥"

વારંવાર આ પ્રમાણે બોલવામાં જ પ્રાતઃકાળ થઈ ગયો. સર્વ જાગૃત થયાં. જયાદેવી ઘર કામમાં વળગી.

સત્યવ્રત ધ્યાનમાં બેસવા ઉતાવળો થઇ ગયો હતો. જયા વાતો કરાવતી તે તેને ગમતું નહિ. ! જયાના ગયા પછી તેણે કહ્યું: " ગુરૂદેવ કહેતા હતા કે ગૃહસ્થાશ્રમીના સમાગમમાં આવવું નહિં તે સત્ય છે. ગૃહસ્થાશ્રમીના ઘરમાં સંધ્યા-ઉપાસના-પ્રાણાયામ-ધ્યાન, વગેરે ઈચ્છા પ્રમાણે થાય નહિં તે સત્ય છે. ઘરમાં અનેક ઘોંઘાટ કરી મૂકે, અનેક પ્રકારની ઉપાધિયો જોવામાં આવે, શાંતિનું નામ જ નહિં ! આવી સ્થિતિમાં ધ્યાન-ધારણા શું બને ? સાધુપુરૂષોએ અનુભવ કર્યા પછી જે કાંઇ ઉપદેશ કર્યો હોય તે પ્રમાણે વર્તવું એજ શિષ્યનો ધર્મ છે. તર્કવિતર્ક કરવો એ વિનાશનું મૂળ છે. આવતી કાલથી આ ઘરમાં કે બીજા કોઇ પણ સંસારીના ઘરમાં રાત્રિ નિવાસ બંધ કરીશ. ગુરૂદેવ વારંવાર કહે છે કે: ધ્યાન-ભજન એકાંતમાં જ કરવું. હવેથી હું તેમજ કરીશ. ગુરૂદેવની પર્ણકુટી જેવી શાંતિ બીજે ક્યાંય પણ નથી. જયગુરૂ ! જયગુરૂ ! " એમ કહી ગુરૂદેવનું સ્મરણ કરતો સત્યદેવ ધ્યાનમાં બેઠો. થોડીવાર પછી મીલ ચાલુ થઈ તેનો ધમધમાટ અને માણસોના કોલાહલે વાતાવરણ બદલી નાંખ્યું ! પણ સત્યવ્રતની બાહ્યવૃત્તિ આંતર-લીન થઇ હતી. તેને કમનથી જગત્ જ ન હતું. તે ઇષ્ટ ચિન્તનમાંજ આનંદમગ્ન થયો હતો.

---

## ચતુર્થ અધ્યાય.

### ઉપદેશની શરૂવાત.

---

: કલ્યાણદાસે યોગાનન્દજીની જે યોગલીલા જોઇ હતી તેને પ્રતાપે તેનું મન સંસાર માર્ગ ઉપરથી ફેરવાઈ ઇશ્વર માર્ગ તરફ વળ્યું હતું. તેને યોગાનન્દજીની પવિત્ર પર્ણકુટી સિવાય બીજે ક્યાંય પણ ગમતું નહિ. આજે પ્રાતઃકાલમાં નિદ્રા ભંગ થતાં જ યોગાનન્દજીનું સ્મરણ થયું. તેણે દંત ધાવન કર્યું અને ઉપાસનાગૃહમાં ઠાકોરજી સમક્ષ પ્રવેશ કર્યો. ધૂપ દીપ પુષ્પ આદિ વડે પૂજનગૃહ મઘમઘી રહ્યું હતું. ત્યાં બેસી કલ્યાણદાસે દેવ પૂજન કર્યું. ગોસ્વામીજી મહારાજે ઉપદેશેલા ગુરૂમંત્રની બે ચાર માળા ફેરવી, પણ તે સર્વ સમયે યોગાનન્દજીનું સ્મરણ થતું જ રહ્યું. પૂજનગૃહમાંથી બહાર નીકળ્યા પછી જયાને પૂછ્યું: " સત્યભાઈ ક્યાં છે ? "

જયા: " મોડી રાતે ધ્યાનમાં બેઠા છે તે હજી ઉઠ્યા નથી. "

કલ્યાણ: " હેં ? હજી ધ્યાનમાં જ છે ! " એમ કહી તે તેમની ઓરડી નજીક ગયો. બારણે કાન દઇ સાંભળવા લાગ્યો. ત્યાં કંઇક નાદ થતો સંભળાયો. જાણે કોઇ ઝીણાસ્વરે સારંગી ન વગાડતું હોય ! બારણાની ફાટમાંથી વહેતો સુગંધી પ્રવાહ કલ્યાણદાસના મસ્તકને તૃપ્ત કરી દેતો ! અહા ! શો યોગ-પ્રભાવ ! કલ્યાણદાસ અનેક વિચાર કરવા લાગ્યો !

એ શેનો અવાજ થતો હશે તે તેનાથી સમજાયું નહિ. તે ત્યાંજ બેઠો. 'નાદ સંભળાતો બંધ પડયો, પછી કેટલીક વાર આંખ્યો ઉઘડયા. સત્યવ્રતનાં નેત્રો બ્રહ્મનિસાથી રક્તચોળ બન્યાં હતાં. તેનું ચિત્ત હજી પણ બ્રહ્મધ્યાન પરાયણ હતું. તેણે મુગે મ્હોડે એક બારી પાસે પડેલા આસનપર બેઠક લીધી. આકાશ સ્હામે જોવા લાગ્યો. જગતની કઇ વસ્તુમાંથી તેને પ્રાકૃતતત્ત્વ મળે તેમ હતું? માટેજ પ્રાકૃતતત્ત્વના ભંડાર સ્હામે જોવા લાગ્યો. એક તરફ કલ્યાણદાસ અને બીજી તરફ જયા બેઠાં હતાં. ઘણીવાર સુધી મૌન ધારણ કર્યા પછી જયાને કહ્યું: "માતાજી! કંઇ ભિક્ષા?"

જયા તુર્તજ ઓરડામાં જઇ બદામ એલચી નાખેલું દૂધ લઇ આવી. સત્યવ્રતે પ્યાલો હાથમાં લઇ ધીમે ધીમે તે પીધું: પછી કહ્યું:

"કલ્યાણભાઇ! ઇશ્વરનું અસ્તિત્ત્વ તમે માનોછો ખરા!"

કલ્યાણદાસ: "સત્યભાઇ! તમારી અને મ્હારી મૈત્રિને ઘણો વખત થયો પરન્તુ ગુરૂદેવનાં દર્શન પછી તો હું પ્રત્યેક શાસ્ત્રોને માનું છું ત્યાં પછી ઇશ્વરનું શું પૂછવું? ઇશ્વર છે, એમાં જરાપણ શંકા નથી."

સત્યવ્રત: "તે છે તો પછી તેને પ્રાપ્ત કરવામાં શામાટે વિલંબ લગાડવો? એની પ્રાપ્તિમા-એના દર્શનમા આનંદ-સુખ છે કે બીજું કાંઇ?"

કલ્યાણદાસ: "ભાઇ! મ્હેં તો કાલથી એજ નિશ્ચય કર્યો છે કે: ઇશ્વર પ્રાપ્તિ માટે જ જીવન વ્યતીત કરવું. સાચો આનંદ તેમા જ છે. એક રાજાની મૈત્રિથી આનંદ થાય છે તો પછી અનેક રાજાઓના રાજા-પરમેશ્વર-તેની મૈત્રિ કરવામાં-તેના દર્શન કરવામાં-આનંદ ન માને તેના જેવો દુર્ભાગી બીજો કોણ? ભાઇ! હું તમારો જન્મોજન્મનો ઋણી છું. તમેજ મ્હને રૌરવ નરકમાં પડતો બચાવ્યો છે. સંસારમાં પાપ-પુણ્ય એ શું છે તે તમેં જ મ્હને સમજાવ્યું છે. હવે તો હું તમારે શરણે છું. તમે મ્હને છોડશો નહિ. તેમજ મ્હને ગુરૂદેવ પાસેથી જન્મમરણથી રહિત થવાનો મહામંત્ર અપાવો અને પુનઃ જન્મમરણનું દુઃખ ભોગવવું ના પડે એવો માર્ગ બતાવો! સત્યભાઇ! મારાપર દયા કરો." એમ કહી કલ્યાણદાસે ઉઠીને તેમના ચરણપર મસ્તક મૂક્યું.

સત્યવ્રતે પગ ખસેડી લેતાં કહ્યું: "ભાઇ! એમ ન કરો. તમારા પૂર્વ પુણ્યનો ઉદય થયો છે, તેથી જ તમને આવી સદ્બુદ્ધિ સુજી છે. ઘણા શ્રીમંતોને ઘેર સંત મહાપુરૂષો પધારે છે, ઘણાને સંત સમાગમ થાય છે તેમ છતાં તે તેની કૃપા પ્રાપ્ત કરતા નથી. આજના શ્રીમંતોને હજી પણ લક્ષ્મીની જ અપેક્ષા હોય છે.* કેટલાકને પુત્ર સંતતિ નહિ

* અમદાવાદમાં એક પાટીદાર શ્રીમંત જેની પાસે રૂા. પચાસ હજાર હતા, ઘેર મોટર વગેરે હતાં અને પૈસે ટકે સુખી હતો તે વારંવાર આ લેખક પાસે આવતો અને સોનું ચાંદી બનાવવાના પ્રયોગો સંબંધી વાતો કરતો! અનેક સાધુ સન્યાસીઓ પાછળ ભટકતો અને ઘરમાં એક ઓરડામાં અનેક રાસાયણિક ક્રિયાઓ દ્વારા ચાંદી, સોનું બનાવવા માથા ફોડ કરતો! જેની પાસે પચાસ હજાર રૂપિયા હતા, બાર મહિને ચાર-પાંચ હજાર રૂપિયાની આવક હતી, ઘરમાં બે હજાર રૂા. નો ખર્ચ હતો છતાં તે માણસને શ્રીમાનની લત લાગેલી! અમે તેને ઘણો બોધ કર્યો પરંતુ તેની તે લત છુટી નહિ! અન્તે ગંધક, ધંતુરો, હડતાલ, જેવી ઝેરી વસ્તુના ધુમાડાનું સેવન કરવાથી તેનું મસ્તક બગડી ગયું. પરિણામે તેનું મૃત્યુ થયું!—લેખક.

વગર, વેદમાતા ગાયત્રીના જપ વગર, અતિ શુદ્ર જેવા થઇ રહ્યા છે. આજકાલ ગાંધીજીએ અંત્યજોના ઉદ્ધારની લડત ઉપાડી છે પરન્તુ હું તો કહું છું કે; જેઓ ક્ષણે ક્ષણે અસત્ય આચરણ કરે છે, જેઓ ભાઇભાઇનો વિશ્વાસઘાત કરે છે, જેઓ પરસ્પર એક બીજાને ઠગી નુકશાનના ખાડામાં ઉતારે છે તે બધા એક પ્રકારનાં અંત્યજોજ છે! હું તો કહું છું કે બિચારા અંત્યજો ગંદામાં હાથ, મ્હોં ઘાલી દુર્ગંધી સાફ કરે છે તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યરૂપે જણાતા અંત્યજો કરતાં હજાર દરજ્જે સારા છે! કારણ કે અંત્યજો દુર્ગંધી સાફ કરી જગત્ ઉપર સ્વચ્છતા રાખતા હોવાથી આપણે સર્વે તેમના ભારે ઉપકાર નીચે છીએ પરંતુ જે લોકો ઉચ્ચવર્ણના જણાય છે, સ્વચ્છ ઉંચી જાતનાં વસ્ત્રો ધારણ કરી સમાજમાં ડહાપણ દર્શાવી રહ્યા છે તેઓ તેમનામાં રહેલા દુષ્ટ દુર્ગુણોને લીધે સમાજમાં એક પ્રકારની દુર્ગંધજ ફેલાવી રહ્યા છે! અરે! તે લોકો પોતે દુષ્ટ પ્રકૃતિના, અસત્યવાદી, હડ હડતા પ્રપંચી, કપટી, લોભી હોવાથી અંત્યજો કરતાં પણ અતિઅધમ છે, પછી તેમનો યત્કિંચિત સ્પર્શ કરવાની તો વાતજ ક્યાં! તેમના સમાગમમાં પણ ન આવવું જોઇએ અને તેમનો સ્પર્શ સુદ્ધાં ન કરવો જોઇએ! એવા બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યરૂપી અતિ શુદ્રોનો આપણા સમાજમાં–આપણા દેશમાં ટોટો નથી! શ્રીયુત ગાંધી સાહેબે એવા ઉચ્ચ ગણાતા પણ નીચ પ્રકૃતિના જુઠું બોલનારા, કપટી સ્વભાવના, પ્રપંચી, દંભી લોકોને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. કોર્ટોમાં જોઇશું તો એવા કેટલાએ ઉચ્ચ જાતિના અતિશુદ્રો ખોટા સોગનો ખાઇ જાય છે! વાત વાતમાં જૂઠું બોલી બીજાઓને ફસાવે છે! દ્રવ્યના લોભને લીધે તેઓ અધર્મ કર્મો કર્યાંજ જાય છે! જો કે એ પણ તેમનાં મનપર પડેલા નઠારા સંસ્કારનુંજ પરિણામ છે. તેથીજ જેઓ પોતાને વૈશ્યો અને ક્ષત્રિયો કહેવડાવે છે. તેમણે ઉપનયન (જનોઇ) ધારણ કરવીજ જોઇએ અને સંધ્યાગાયત્રી તથા સત્સંગ નિત્ય કરવો જોઇએ. તોજ મન, વાણી, કર્મ પવિત્ર થાય. દેશમાં આટલો બધો અધર્મ–અનીતિ વધવાનું કારણ એજ છે કે: દેશવાસીજનોના સંસ્કાર સારા નથી તેજ પ્રમાણે સત્સંગનો તેમને લાભ મળતો નથી. આજકાલ તો અંગ્રેજીભાષા અને અંગ્રેજ શિક્ષકોના સંસ્કાર માનવ–ચિત્ત ઉપર અંકાય છે, તેથી તેનાં પરિણામો પણ વિચિત્ર સહન કરવા પડે છે! આપણી પ્રાચીન પ્રથા–ગુરૂકુળની–ઋષિકુળની–તેનો તો લોપજ થઇ ગયો છે, ગુરૂઓ છેજ ક્યાં? આજકાલ તો લાડુ ભટના પોબાર છે! જ્યાં ત્યાં તેજ જણાય છે! લોકોને તેવુંજ જોઇએ છે. અંગ્રેજી ભણેલા ભલભલા વિદ્વાનોને પૂછું છું કે: "ભાઇ! તમારે કોઇ ગુરૂ છે?" તે જવાબ આપશે કે: "ગુરૂની શી આવશ્યકતા છે? અમે પોતેજ ગુરૂ જેવા છીએ ને!" અહા! કેવા બુદ્ધિમાન! અંગ્રેજી વિદ્યાએ હિંદુધર્મને કેવો પાયમાલ કરી દીધો છે! અંગ્રેજી ભણનાર વિદ્યાર્થીને પૂછીએ કે; "ભાઇ! તું સ્નાન સંધ્યા કરે છે કે?" તે તુરતજ જવાબ આપે છે કે: "આટલા બધાં પુસ્તકોનો અભ્યાસ કરતાં કરતાં મરી જઇએ છીએ ત્યાં પછી સ્નાન સંધ્યા શી રીતે થાય?" વાત પણ સાચી છે. ગમે તેવા શાસ્ત્રી –બ્રાહ્મણનો–બાળક પણ અંગ્રેજી ભણતાં શીખ્યો કે 'સ્નાન સંધ્યા ઉડી ગયાં સમજવું! અહા! દેશની કેવી અધોગતિ! કેટલાક શ્રીમંત ગ્રેજ્યુએટ અને વ્યાપારીઓનો મ્હને સમાગમ થયો છે! હું જોઇ શક્યો છું કે: તેઓ મનસ્વી પ્રમાણે વર્તે છે અને નરકની દિશામાં ધકેલાય છે! કોઇક થોડા દાન ધર્મ કરતા હશે ત્યારે પાપનાં પોટલાં એટલાં બધાં બાંધે છે કે

ત્યાં પૂણ્ય ઝાંખું થઇ જાય છે ! તેમને 'પૂછીએ કે: "ભાઈ ! તમારા ગુરૂ કોણ ?" એટલે જવાબ મળશે કે: "મિસ્ટર ફલાણા અંગ્રેજ ! જેની પાસે હું, બી. એ. એમ. એ. માં લેક્ચરો સાંભળતો !" "જે દેશમાં બ્રહ્મનિષ્ઠ, બ્રહ્મચારી ગુરૂઓ હતા તે દેશ અંગ્રેજ ગુરૂઓથી છવાઇ ગયો છે ! જો કે રાજભાષા શીખવાની ઇચ્છા હોય તેને એવા ગુરૂઓની આવશ્યકતા છે પરંતુ શીખનારાઓનો મ્હોટો દોષ એ છે કે તેઓ પોતાના હિંદુધર્મ-કર્મનો ત્યાગ કરે છે ! જાતિય વિભાગ પ્રમાણે ષટ્કર્મ તો સર્વને કરવાંજ જોઇએ. ન કરે તે અતિ શૂદ્રજ સમજવો ! તેનામાં પવિત્ર બુદ્ધિ ક્યાંથી હોય ! ભાઇ ! સત્ય કહું તો આપણો દેશ એવા અતિ શૂદ્રોથીજ ઉભરાઇ જાય છે ! ભલભલા બ્રાહ્મણ શ્રીમંતના ઘરમાંથી સ્નાન સંધ્યાવંદન દૂર થઇ ગયા છે ! ક્ષત્રિયો પણ એ ધર્મને તિલાંજલી આપી બેઠા છે ત્યાં પછી વૈશ્યોની વાતજ શી ? વૈશ્યો જનોઈ પહેરવાનું ભૂલ્યા છે ને સાથે સંધ્યા ગાયત્રીને દૂરેજ રાખતા શીખ્યા છે ! વાહ, ઇશ્વરાવતાર શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ ચંદ્ર અને શ્રી જનક વિદેહી જેવા સમર્થ રાજાઓને પણ ઋષિમુનિઓ જેવા ગુરૂ હતા, અને પ્રત્યેક કાર્યમાં પોતાના ગુરૂનીજ તેઓ સલાહ લેતા. ગુરૂ વગર તેમનું કોઇ કામ થતું નથી પરંતુ આજના રાજાઓના ગુરૂ ક્યાં ? કોઇપણ રાજા એનો જવાબ આપે એમ નથી ! એક બે રાજાને સદ્બુદ્ધિ ઉપજે, ઉત્તમ ગુરૂનો આશ્રય લે તેથી સમસ્ત દેશને શો લાભ ? ભાઈ ! કોણ ધર્મ અધર્મ જૂવે છે ? કોણ યજ્ઞયાગાદિક કરે છે ? લાખો રૂપિયા મોજમજામાં ઉડાવી દેવાય છે પરંતુ કોઈ પણ રાજા કે કોઇપણ શ્રીમંત યજ્ઞયાગાદિક પરમાર્થ કર્મમાં સમજ્યાજ નથી ! શિવ ! શિવ !" એમ કહી મહારાજશ્રીએ એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો, અને ધ્યાનાવસ્થ થયા.

કલ્યાણદાસ વગેરે સર્વે સ્તબ્ધ ચિત્તે સાંભળતા હતા. અને મહારાજશ્રીના કથનની સત્યતા સ્વીકારતા હતા. સર્વે થોડીવાર સુધી શાંત ચિત્તે બેસી રહ્યા.

થોડીવાર પછી મહારાજશ્રીએ નેત્રો ઉઘાડયાં. તેણે કહ્યું: "કલ્યાણદાસ ! ત્હારી વૃત્તિ નિર્મળ થઇ છે ધન્ય છે ત્હને ! ત્હને આત્મજ્ઞાનની અને યોગાભ્યાસની ઇચ્છા થઇ છે. ઘણું સારૂં થયું છે ! પ્રથમ શુભમુહૂર્તમાં ત્હને ઉપનયન સંસ્કાર થશે. ત્હને જપવિધિ બતાવીશું. પુરશ્ચરણ થશે પછી આગળ વાત હાલ તો ગોવર્ધનદાસના કલ્યાણની વાતો થશે. તે સાથે તમને દેહ શુદ્ધિની ચાર ક્રિયાઓ બતાવવામાં આવશે."

કલ્યાણદાસ મસ્તક નમાવી બોલ્યો: "જેવી પ્રભુની ઇચ્છા."

યોગાનન્દજી: "મત્પ્રવર ! ત્હને એક કામ સોંપું છું. ત્હારે કલ્યાણદાસને નિત્ય ઉપનિષદો સંભળાવવાં અને તેમાં રહેલું આત્મજ્ઞાન એમને સમજાવવું. હજી સંસારી જીવો દેહનેજ આત્મા માની બેઠા છે, દેહનું જ રક્ષણ કરવામા આયુષ્ય ગાળી નાખે છે. દશે ઇન્દ્રિયોને ભોગ્ય પદાર્થો આપવા અને શરીરને સુખમાં રાખવું એનેજ સર્વસ્વ સમજી બેઠા છે તેને બદલે દેહ અને આત્મા જૂદા છે, દેહ નાશવંત છે, આત્મા અમર છે, દેહ જડ છે, આત્મા એજ ચૈતન છે, આત્મા સર્વ શક્તિમાન છે, તે જ્યોતિસ્વરૂપ છે. જગતમાં સર્વત્ર તેજ એક આત્મસત્તા વ્યાપી રહી છે. સાંખ્યકારના મત પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, સત્યાસત્યનો ભેદ જાણી લેવો, આત્મસત્તાને દ્રષ્ટરૂપે માનવી અને પતંજલ યોગ દર્શન પ્રમાણે યૌગિક ક્રિયાઓ દ્વારા દેહશુદ્ધિ, મનશુદ્ધિ, ઇન્દ્રિયોની શુદ્ધિ અને ચિત્તશુદ્ધિ, પછી આત્મદર્શન માટે ક્રિયાઓ કરી મુક્તિની તૈયારી કરવી. ભાઇ ! મનુષ્યજીવન કેવળ રહેલસપાટા માટે કિંવા પોતાના શરીરને સુખમાં

રાખવા માટે જ નથી. એ જીવન જો પરમાર્થમાં વપરાય તો જ જીવનનું સાર્થક્ય છે. કેવળ પોતાનું અને પોતાના કુટુંબનું ભરણપોષણ અને રક્ષણ કરવું એ કાર્ય તો પશુઓ પણ કરે છે ત્યાં મનુષ્યો વધારે શું કરે છે? જેઓ કેવળ લક્ષાપતિ, કરોડાપતિ કહેવડાવવા ઇચ્છતા હોય તેમને જીવનધર્મનું ભાન જ નથી એમ કહીએ તો ચાલે! તેઓ કેવળ પશુ જેવા જ છે! પણ જેઓ દ્રવ્ય પ્રાપ્ત કર્યા પછી અનેક દુઃખીઓનાં દુઃખ ટાળે છે, જેઓ ભૂખ્યાને અન્ન, તરસ્યાંને જળ અને વસ્ત્રહીનને વસ્ત્ર, વિદ્યા વગરનાને વિદ્યાદાન, દુઃખી દરદીઓને પ્રાણદાન, અને અજ્ઞાનીજનોને જ્ઞાનદાન આપે છે તેની જ લક્ષ્મીનું સાર્થક્ય થાય છે. ભાઇ! અનેક ધનવાનો મ્હેં એવા જોયા છે કે નિત્ય દ્રવ્ય એકઠું કરતા જ જાય પણ તેમાંથી એક દમડી ખર્ચવાની દાનત નહિં! એને આપણે "બકરાને ગળે આંચળ" હોય તેના જ ઉપમા આપવી ઘટે છે! બકરાને ગળે આંચળ હોય છે પણ તેમાંથી દૂધ નીકળતું નથી તેજ પ્રમાણે કંજુસ લક્ષ્મીપતિની લક્ષ્મી નિરર્થક જ! શ્રીમંતો મુક્તહસ્તે સ્વલક્ષ્મીનો વ્યય કરે છે-દાન કરે છે તેનું જ જીવ્યું સાર્થક્ય છે."

કલ્યાણદાસ: "પ્રભો! મ્હેં તો મ્હારી તમામ લક્ષ્મી અને ભવિષ્યનો વ્યાપાર આપના ચરણમાં અર્પણ કર્યો છે! આવતી કાલથી હું આપની નજીકમાં જ એક પર્ણકુટી બનાવી તેમાં નિવાસ કરવા સંકલ્પ કરી ચૂક્યો છું. પ્રસંગોપાત હું ઘેર જઇશ, પત્ની પુત્રની સંભાળ લઇશ. પરંતુ હવેથી હું વ્યાપારની લગામ હાથમાં લઇશ નહિ."

યોગાનન્દજી: "ભાઈ! એમ એકદમ ત્યાગ કરવાની જરૂર નથી. તેમ હું તેમની વ્યવસ્થા કરી શકું નહિ. તમારે અહિંથી થોડે દૂર એક સારૂ મકાન બંધાવી પતિ-પત્ની અને બાળકોએ નિવાસ કરવો. ત્યાં સુધી ઘેર જ રહેવું. તમારો મિલનો વ્યવસાય તમારા સાળાને સોંપી દેવો અને તમારે કુટુંબની સાથે રહી તમારૂં કલ્યાણ સાધ્ય કરવું."

આ વ્યવસ્થા સાંભળી જયાના મુખ ઉપર સ્મિતહાસ્ય ફરક્યું. તે મનમાં આનંદ પામી પણ મુખેથી કાંઇ બોલી નહિ! તેનું મન જ કહેવા લાગ્યું: "ભક્તની ચિંતા ભગવાનનેજ હોય છે! ધન્ય પ્રભૂ! ધન્ય યોગિરાજ!"

કલ્યાણદાસ: "પ્રભો! મિલમાં બંગલે રહેવાથી ચિત્ત સ્થિર રહેતું નથી. શાંતિ પ્રાપ્ત થતી નથી."

યોગાનન્દજી: "હાલ તુરત તેમ થશે પરંતુ દેહ આદિ શુદ્ધિનો અભ્યાસ થતાં ધીમે ધીમે મન અને ચિત્ત બન્ને શુદ્ધ થશે અને શુદ્ધિ થયા પછી શાંતિ આવશે. એટલામાં આ તરફ મકાન પણ તૈયાર થશે. સત્યવ્રત! તમે કોઇ સારા જોશીની પાસે જઇ ઉપનયન સંસ્કારનું મુહૂર્ત જોવડાવો, અને કલ્યાણદાસને ઉપનયન ધારણ કરાવો. તે પછી યોગની કેટલીક સહેલી ક્રિયાઓ કે જે વડે ઉદર, આંતરડાં, (પેડું), છાતી અને મસ્તક, એ ચાર વિભાગ સાફ રહે, શરીરમાં રોગ થવાનાં અને તેને પુષ્ટિ મળવાનાં એ ચાર સ્થળ છે. ઉદરમાંથી રોગની ઉત્પત્તિ થઇ મળનું સ્થળ પેડું (આંતરડાં) છે તેમાં તે જામે છે, ત્યાંથી નઠારી હવા મસ્તકે પહોંચે છે. પિત, કફ પ્રકોપ પામી છાતીમાં ભયંકર ઉપાત કરી મનુષ્યને મરણશરણ કરે છે, માટેજ એ ચારે સ્થળ સાફ રાખવાં જોઇએ. નોલી, ધોતી, બસ્તિ વગેરે ક્રિયાઓ કરતાં મનુષ્યો ભય પામે છે પણ તમે એમને એટલી ક્રિયાઓ બતાવો કે જેથી સર્વ સ્થાનો સહેલાઇથી સાફ થાય. સત્યવ્રત! એ સર્વ ભાર ત્હારે માથે છે."

સત્યવ્રત બે હાથ જોડી બોલ્યો: "હા, પ્રભૂ! આપની આજ્ઞા શિરોમાન્ય છે. ઉપનયનનું કાર્ય ઝટ આરોપી આપ કહો છો તે પ્રમાણે દેહશુદ્ધિની ક્રિયાઓ શરૂ કરીશું."

આ સમયેજ યોગાનન્દજીનાં નેત્રો ધીમે ધીમે મિચાઇ ગયાં. બે હાથ ઉંચા થઇ મૈત્ર મુદ્રા થઇ. સર્વ શાંત રીતે બેસી રહ્યાં. (અપૂર્ણ.)

ડા. રા. મ્હેતા.

## ગ્રાહકોને સૂચના.

૧—વાર્ષિક મૂલ્ય રૂ. ૨-૮-૦ પોસ્ટેજ સાથે વી પી. ખર્ચ ૦-૬-૦ જુદું. આફ્રિકાનાં ગ્રાહકોએ રૂ. ૪-૦-૦ અથવા ૮ શીલીંગનો પોસ્ટલ ઑર્ડર મોકલવો ભેટનું પુસ્તક હવે પછી પ્રકટ થયે તુરત મોકલાશે. અંક પૂનેમ ઉપર પ્રગટ થશે. જવાબ માટે ગ્રાહક નંબર સાથે રિપ્લાઇ કાર્ડ કે ટીકીટ બીડવી. બેરીંગના ૦-૨-૦ વધુ થાય છે. મનિઑર્ડર તથા પત્ર વ્યવહાર:—

ડાહ્યાભાઈ રામચંદ મહેતા.
સમ્પાદક-ભારતજીવન—અમદાવાદ.

---

## "સસ્તી વાર્તામાળા" નાં થોડાં પુસ્તકો સીલીક છે.

## જોઈએ તો ઝટ મંગાવી લેશો.



૧-મહારાણા પ્રતાપસિંહ-પાકું પૂઠું રૂ. ૧, ૨-અનુપકુમારી રૂ. ૧, ૩-બ્રહ્મચારીણી રૂ. ૧, ૪-મહારાષ્ટ્રીય કથાકુંજ રૂ. ૦-૧૨-૦, ૫-શાહેનશાહ જહાંગીર રૂ. ૦-૮-૦, ૬-ઉમાજી નાયક રૂ. ૦-૮-૦. ૭-શાંતિનિકેતન રૂ. ૧-૦-૦. ૮-રાજા છત્રસાલ રૂ. ૧-૪-૦, ૯-યુરોપનો રણરંગ રૂ ૦-૧૪-૦. ૧૦-સુધરેલી સીતા રૂ. ૧-૪-૦. ૧૧-આનંદ મંદિર રૂ. ૧-૦-૦. ૧૨-છત્રપતિ રાજારામ રૂ. ૧-૪-૦. ૧૩-આદર્શ ગૃહસ્થ અને જાપાની જાસુસ રૂ. ૧-૪-૦. ૧૪-સતી ત્રિવેણી રૂ. ૧-૪-૦. ૧-દેવી-અન્નપૂર્ણા, રૂ. ૧-૪-૦. ૨-સાધ્વી શશીકલા રૂ. ૧-૦-૦. ૩-મહાત્મા રામચંદ્ર ( છપાય છે ) રૂ ૧-૦-૦ ૪-શ્રી રામકૃષ્ણ પરમહંસનું વિસ્તૃત જીવન ચરિત્ર પૃષ્ઠ ૮૨૫ રૂ. ૨-૮-૦. ( છપાય છે. ) પોસ્ટેજ વી. પી. ખર્ચ જુદું પડશે. સીલીકમાં હશે તે જ જાડા-કાગળ અથવા પાકાં પૂઠાનાં પુસ્તકો મોકલાશે. આફ્રિકાના ગ્રાહકોએ કીમત ઉપરાંત દરેક પુસ્તક દીઠ આઠ-બાર આના વધુ મોકલવા. પત્રવ્યવહાર:-ડાહ્યાભાઈ રામચંદ મહેતા. સમ્પાદક-ભારત જીવન—અમદાવાદ.

---

સુંદર, મનપસંદ અને આબેહુબ છબીઓ પડાવવા માટે

## પરમાનંદ ફોટોગ્રાફરના

### રીચીરોડ પરના સ્ટુડીઓમાંજ જાઓ.

તમે જે ધંધો કરતા હશો, તેના લાયકની સુંદર દેખાવો એવી બેઠક આપવામાં આવે છે. છબી જાણે હમણાંજ બોલી ઉઠશે. જાણે હમણાંજ વાત કરશે એવી મનોહર બને છે. ન્હાની છબી પરથી મ્હોટી, બ્રોમાઇડ, સેપીઆ અને રંગીન છબીઓ બનાવી આપવામાં આવે છે.

ભાવો મધ્યમ.
ઠે. સ્ટુડીઓ, રીચીરોડ—અમદાવાદ.

॥ श्री गुरवे नमः ॥



સનાતન ધર્મ પ્રતિપાદક | ધર્મોપદેશક માસિક પત્રિકા

# ભારતજીવન.

ॐ तमसो मा ज्योतिर्गमय ॥ (उपनिषद्)


| | | |
|---|---|---|
| જૂનું વર્ષ ૯ | જયેષ્ઠ-૧૯૭૭. | જૂનો અંક ૬. |
| નવું વર્ષ ૧ | જુન-૧૯૨૧ | નવો અંક ૧૬. |


## અનુક્રમણિકા.




सम्पादक प्रकाशक,

दाह्याभाई रामचंद्र म्हेता.

अमदावाद.

वार्षिक मूल्य

रु. २—८—० (पोस्टेज ०—६—०)

☞ નવા વર્ષથી લવાજમ રૂા. ૩-૦-૦ ભેટોના ૦-૨-૦ વધુ લેવાશે. મનિ-ઓર્ડરથી મોકલવા (વી. પી. ખર્ચ ૦-૪-૦ વધુ થશે.)

# સુજ્ઞ ગ્રાહકોને નમ્ર પ્રાર્થના.

( સર્વે ગ્રાહકોને ભેટની છબી મોકલાઇ છે. માટે જેમણે અઢી રૂા. લવાજમ ભર્યું હોય તેમણે બે આનાની ટીકીટો ભેટ માટે મોકલવી. તેમ નહિં કરે તેમનું ભેટનું પુસ્તક નવા વર્ષના અંક સાથે વી. પી. થી મોકલી બે આના વસુલ લેવામાં આવશે.)

## નવા વર્ષથી લવાજમ ફકત ૦-૮-૦ વધાર્યું છે.

કાગળો છપામણ વગેરેની સખ્ત મોંઘવારી, અને ભેટોનો ભારે ખર્ચ હોવાથી ચાલુ વર્ષમાં નુકશાન વેઠીને પણ ધર્મ સેવા બજાવી છે. નવા વર્ષથી ભારતજીવનનું લવાજમ ફકત આઠ આનો વધારી રૂા. ૩-૦-૦ (ભેટોના ૦-૨-૦ જુદા.) લેવામાં આવશે. "ભારત જીવન"ના ધર્મ પ્રેમી, ધર્મ નિષ્ઠ સુજ્ઞ ગ્રાહકો એટલો વધારો ખુશીથી આપી અમારા સેવા-ઉત્સાહમાં વૃદ્ધિ કરશે અને ધર્મ લાભ મેળવશે.

## નવા વર્ષમાં એક એક નવું ગ્રાહક વધારવું.

નવા વર્ષમાં ગ્રાહકોની વૃદ્ધિ થવી જોઇએ એ પણ અમારી સર્વ વાંચકોને એક અરજ છે. તેઓ ફક્ત એક એક ગ્રાહક વધારી મોકલશે તો તેટલા જીવોને ધર્મના વાંચનનો લાભ મળશે. તેઓ પવિત્ર થશે.

## ગ્રાહકમાં ન રહેવું હોય તેણે એક કાર્ડ તુર્ત લખવો.

જે સજ્જનોને નવા વર્ષથી ગ્રાહકમાં ન રહેવું હોય તેમણે અમને તુરતજ એક પોષ્ટ કાર્ડથી ખબર આપવી. જરા પણ ઢીલ, બેદરકારી કે આળસ ન કરવું. વી. પી. પાછું ફેરવવાથી અમને નાહક પોષ્ટ ખર્ચ ૦-૨-૦ સહન કરવું પડે છે અને એ રીતે ધર્મ સેવામાં નુકશાન થાય છે માટે યોગ્ય કરવું.

## નવા વર્ષનું લવાજમ મનિઓર્ડરથી મોકલવું.

નવા (બીજા) વર્ષનું લવાજમ રૂા. ૩-૨-૦ સર્વ ગ્રાહકોએ મનિ-ઓર્ડરથી મોકલવું. જેથી બીજા વર્ષનો પ્રથમ અંક તેમને બુકપોષ્ટથી તુરત મોકલાશે. જે ગ્રાહકો તરફથી પંદર દિવસમાં મનિઓર્ડરથી લવાજમ નહિં આવે તેમને બીજા વર્ષનો પ્રથમ અંક વી. પી. થી રૂા. ૩-૪-૦ માટે મોકલાશે. પોષ્ટ ખાતા તરફથી પોષ્ટનો દર વધ્યાથી ૦-૨-૦ મ. ઓ. ખર્ચ વધુ લેવાય છે.

**આફ્રિકાના ગ્રાહકોએ**-તુર્તજ ૧૦ શીલીંગનો પોષ્ટલ ઓર્ડર અથવા રૂા. ૫-૦-૦ નો માનઓર્ડર મોકલવો જેથી નવા અંકો મોકલાશે.

સર્વ પત્ર વ્યવહાર નીચલે શરનામે કરવોઃ—

ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
સંપાદકઃ-ભારતજીવન-અમદાવાદ.

# भारतजीवन—प्रथम वर्षानुक्रमणिका. १९२०–१९२१.

॥ श्री गुरवे नमः ॥




ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योमाऽमृतं गमय । ॐ

| જુનું વર્ષ ૯ | જેઠ-૧૯૭૭. | જુનો અંક ૬ |
| --- | --- | --- |
| નવું વર્ષ ૧. | જુન-૧૯૨૧. | નવો અંક ૧૨ |

# श्री रामकृष्णं सततं स्मरामि ।

धर्म्मेण धर्म्मस्य विवादकाले, यो भारते धर्म्म समन्वयाय ।
आविर्बभूव स्थित धीर्महात्मा, तं रामकृष्णं सततं स्मरामि ॥ १ ॥
परोपकाराय सतां विभुति-र्विधानमेतत् परिपालनीयम् ।
सुयोग मासाद्य मतं हि यस्य, तं रामकृष्णं सततं स्मरामि ॥ २ ॥
ज्ञानार्थि शिष्यो ललना विलासं, त्यजेत्तथा रत्न हिरण्य लोभम् ।
यस्यैतदासीदुपदेश वाक्यं, तं रामकृष्णं सततं स्मरामि ॥ ३ ॥
आकारयुक्तो जगतामधीश, आकारहीन किमु वेति तर्के ।
तुषारखण्डं तुलितं हि येन, त रामकृष्णं सततं स्मरामि ॥ ४ ॥
योमुक्तिपूर्णावयवस्कीय, मतप्रकाशाद् भुवने वरेण्य ।
निरक्षरोऽप्यक्षरसंविधाता, तं रामकृष्णं सततं स्मरामि ॥ ५ ॥

श्री हरिचरण काव्य-व्याकरण तीर्थ ॥

# " सत्यना सिद्धांतने स्वीकारजो । "

સત્યના સિદ્ધાતને સ્વીકારજો, હે ! ભ્રાત !
સત્યના સિદ્ધાંતને સ્વીકારજો !

જ્ઞાન, ધર્મ, પ્રેમને વિવેકથી વધારજો,
સ્નેહ, સંપ, શૌર્ય, દિવ્ય તેજને વધારજો,
ઐક્યતા વધારવા વિચારજો ! હે ! ભ્રાત !
સત્યના સિદ્ધ તને..........સ્વીકારજો ! ૧.

સત્ય આમ હોય, આમ ના હશે, ન ધારવુ,
સત્ય અહીંજ હોય, ત્યા ન હોય, એ ન માનવૂ,
સર્વમા અનંત તત્વથી રહેલૂ ધારજો, હો ભ્રાત !
સત્યના સિદ્ધાંતને..........સ્વીકારજો ! ૨.

ધર્મમા રહેલૂ સત્ય, સર્વ ધર્મમાં દીસે,
નીતિમા રહેલૂ સત્ય, સર્વ દેશમા દીસે,
દેશ કાળથી સ્વરુપ ભિન્ન દિસે ભ્રાત !
સત્યના સિદ્ધાતને.......... સ્વીકારજો ! ૩.

કોઇ વદે આજ સત્ય, કોઇ કહે આમ સત્ય !
એવૂ ના કદાપિ કાંઈ હોય, મ્હારા ભ્રાત !
સત્યના સિદ્ધાંતને..........સ્વીકારજો ! ૪.

સત્ય તો અનંત ને અમાપિ તત્ત્વે રુપ છે,
એને ના કદાપિ હદ હોય મ્હારા ભ્રાત !
સત્યના સિદ્ધાતને..........સ્વીકારજો ! ૫.

દિવ્ય તત્વ જ્યોતિ જેમ સર્વ વ્યાપિ સર્વદા,
તેમ સત્ય સર્વમા જણાય મ્હારા ભ્રાત !
સત્યના સિદ્ધાતને..........સ્વીકારજો ! ૬.

ॐ शान्ति ॥

શ્રી ગુજરાત આરોગ્યશાળા,
ડીમ સ્ટેશન
બી. બી. સી. આઈ. રેલ્વે.

(शान्त) वळवंतराय झवेरीलाल वैद्य.

# एक वर्षनी यात्रा।

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्यमाक्षभिर्यजत्राः ॥
स्थिरैं रंगे स्तुष्टु वाः सस्तनूभिर्व्यशेम देवहितं यदायुः ॥
स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

" હે ઇન્દ્રિયાધિપતિ દેવતાઓ! અમે અમારા કર્ણદ્વારા મંગળમય શબ્દો સાંભળવા શક્તિમાન થઇએ, હે યજ્ઞ રક્ષણ કર્તા દેવતાઓ ! અમે અમારા નેત્રોદ્વારા મંગલમય વસ્તુઓ જોવા શક્તિમાન થઇએ, નિશ્ચલ દેહે સ્તુતિપાઠ કરવા શક્તિમાન થઇએ, અને આ જીવન દેવહિતાર્થે નિયુક્ત છે તે ધારણ કરવા શક્તિમાન થઇએ.

વૃદ્ધશ્રવા ઇન્દ્ર અમારૂં મંગલવિધાન કરો, વિશ્વવેદા સૂર્ય મંગલવિધાન કરો, અરિષ્ટનેમિ ગરૂડ અને બૃહસ્પતિ અમારૂં મંગલ વિધાન કરો."

વિશ્વમાં જેની મહાન્ સત્તા વ્યાપી રહી છે, જેની સત્તા વડે સૂર્ય, ચંદ્ર આદિ સર્વ દેવો ગતિમાન થઇ રહ્યા છે, જેની કળા કૌશલ્યતા વડે જગતનો વ્યવહાર ચાલી રહ્યો છે, જેની રચના ચાતુરી વડે જીવો સુખદુઃખના ભોક્તા થઈ રહ્યા છે, અને જેની અકલિત લીલા વડે જગત્મા અનેક પ્રકારના રંગો જોવામાં આવે છે તેજ મહાન સત્તાધારી પરબ્રહ્મ પરમાત્માની અનંત દયા અને કૃપા વડે "ભારતજીવન" જેવા એક ધર્મપ્રવાસીએ નવ વર્ષ પર્યંત અદૃસ્ય પ્રદેશમાં સમાધિ સાધના કર્યા પછી પુનઃ જાગૃત થઈ સંસાર યાત્રા કરતા કરતા એક વર્ષ વ્યતીત કર્યું છે. ઋષિ મુનિયો, સાધુ સંતો, યોગિઓ અને અન્ય અનુભવી મહાપુરૂષોએ સંસારને સાગરની ઉપમા આપી છે. સંસારને ખારો વિષ જેવો, મહાન્ ભયંકર, સુખદુઃખના તરંગોથી ભરેલો, દુસ્તર વર્ણવ્યો છે, અને તેમાંથી સહીસલામત તરી પેલે પાર જઈ અનંત શાંતિ પ્રાપ્ત કરવાની મનેચ્છા દર્શાવી છે, તેને માટે અનેક ઉપાયો યોજયા છે, તેમણે અનેક અનુભવ સિદ્ધ ક્રિયાઓ નિર્માણ કરી છે, અને જે ઉપાયે પુનઃ સંસાર રૂપી ભયંકર સાગરમાં જન્મ ધારણ કરી અનેક દુઃખાદિકનો અનુભવ ન કરવો પડે, અને અનેક ત્રાસ ન ભોગવવા પડે એવી ઇચ્છા દર્શાવી છે. પૂર્વનાં અનેક પુણ્ય પ્રતાપે, જે સજ્જનો એ ઋષિ મુનિ કથિત સત્માર્ગે ભ્રમણ કરે છે, જેઓ ભક્તિ અને સદ્ગુરૂ રૂપી દૃઢ નૌકા—નાવિકનું શરણ ગ્રહણ કરે છે, જેઓ ગુરૂદેવનાં અનુભવી કથન પ્રમાણે ઉપદેશ ગ્રહણ કરી તેજ ક્ષણથી તેજ પ્રમાણે વર્તવાનું શરૂ કરે છે તે આ દુઃખદ ભવસાગરમાંથી સહીસલામત પાર ઉતરી જાય છે અને પુનઃ તેને જન્મ મરણનું ભયંકર દુઃખ ભોગવવું પડતું નથી. તે જીવ મુક્ત થઇ જાય છે પરન્તુ જે મનુષ્યો અનેક દુઃખ વિપત્તિયોથી વારંવાર સપડાઈ અનેક ભયંકર દુઃખો સહન કરે છે છતાં પણ કોઇ એક

સદ્દગુરૂનું શરણ નહિં લેતાં પુનઃ પુનઃ વિષય ભોગાદિકમાં લપટાયા કરે છે એવા નક્ટ નગુરા જીવો વારંવાર જન્મમરણનાં દુઃખમાં અટવાયા કરે છે! તેમણે યાદ રાખવું જોઇએ કે સદ્દગુરૂ વિના કદી પણ જ્ઞાન થતું નથી, અને જ્ઞાન વિના ભવસાગર પાર જઇ શકાતું નથી.

" ભારતજીવન " રૂપી પ્રવાસીએ શ્રી રામકૃષ્ણ દેવની કૃપાથી વર્તમાન એક વર્ષ દરમ્યાન તેના સમાગમમા આવતા અનેક ધર્મનિષ્ઠ બંધુઓ ( ગ્રાહકો ) ને જૂદા જૂદા વિષય ઉપર બોધ આપ્યો છે. સમાગમમાં આવેલા જીવોને અનેક પ્રકારે જન્મમરણ રહસ્ય સમજાવ્યું છે, કર્મ જ્ઞાન, અને ઉપાસનાનું તત્વ દર્શાવ્યું છે, ઉપનિષદ્ દ્વારા આત્મજ્ઞાન આપી અમૃત પાન કરાવું છે. પ્રાણાયામ વિધિ દ્વારા મન, વાણી, કર્મ, અને શરીર, આંતર બાહ્ય પવિત્ર થવાનો ઉદ્દેશ્ય સમજાવ્યો છે, ભગવાન રામકૃષ્ણ પરમહંસ અને વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજીનાં અમૃતમય જીવન પ્રસંગ અને ઉપદેશ શ્રવણ કરાવી તેમના જીવનને પાવન કર્યું છે. આવતા અંકથી પણ તે લેખો ચાલુ જ રહેશે. ભગવાન શ્રીરામકૃષ્ણ દેવના પ્રિય ભક્ત ભાઇ બળવંતરાય ઝવેરીલાલ વૈદે પ્રાસંગિક વિચારણા આદિ બોધક-ઉપદેશક લેખોદ્વારા જ્ઞાનદાન દીધું છે, જૂદી જૂદી કવિતાઓ દ્વારા વાચક સજ્જનને બોધ આપવાનો યત્ન ર્યો છે. મહાત્મા "યોગાનન્દજીનો યોગાશ્રમ" નામક વાર્તાદ્વારા અધિકારી વાંચક સજ્જ- ને જ્ઞાન અને યોગનું રહસ્ય તથા તેનો મહિમા સમજાવી આત્માં અને દેહ એ બન્ને દા છે એમ સ્પષ્ટ સમજાવી સર્વને તે સચ્ચિદાનંદ પ્રભુની પ્રાપ્તિનો માર્ગ ોધવાનો ઉદ્દેશ્ય રાખ્યો છે. વાંચક બંધુઓ ધૈર્ય ધારણ કરી વાર્તા વાચી તેમાંનું રહસ્ય સમ- શે અને તેમાં બતાવેલી ક્રિયા પ્રમાણે વર્તશે તો તેથી તેઓ જીવન મુક્ત થઇ ઇશ્વર પ્ત કરવા શક્તિમાન થશે. કેટલાક અધુરા લેખો આવતાં વર્ષમાં શરૂ રહેશે. " ભારતજીવન" ાવતા અંકથી પોતાની બીજા વર્ષની યાત્રામાં પદાર્પણ કરશે. ધર્મ પિપાસુ સજ્જન ચકો તૃષાતુર ચાતકની પેઠે ધર્મ જ્ઞાન પ્રાપ્તિની આકાંક્ષા રાખશે, તો તેમાં તેમનું અને મની ભાવી સંતતિનું જ કલ્યાણ છે—તેમાંજ તેમને સુખ શાંન્તિ પ્રાપ્ત થશે. કાગળો, પામણ વગેરે સર્વ સાહિત્યોની સખ્ત મોંઘવારી છે, તેવા સમયમાં ભારે નુકશાન સહન ીને પણ ભારતજીવને પોતાનું કર્તવ્ય બજાવ્યું છે. ભારતજીવન હમેશાં પોતાનું કર્તવ્ય જાવવા શક્તિમાન થાય એવી ભગવાન શ્રી રામકૃષ્ણદેવને પ્રાર્થના છે. ઇચ્છા થાય છે કે મહિને ૧૦૦-૨૦૦ પૃષ્ઠનું ઉત્તમ વાંચન આપીએ પરંતુ તેટલું દ્રવ્ય ક્યાં? દ્રવ્ય બળ પ્ત થતાં તે વ્યવસ્થા પણ થશે, પરંતુ હાલ તુરત તો ધર્મનિષ્ઠ ગ્રાહક બંધુઓ "ભાર- જીવન " નાં ગ્રાહકો વધારી તેમ જ બને તે પ્રકારે સહાયતા કરી તેને હષ્ટ પુષ્ટ કરશે, એમ ધારવામાં આવે છે. જે સજ્જન ગ્રાહક બંધુઓ શ્રીમંત છે, જેની પાસે દ્રવ્યની સગવડ છે તેમણે " ભારતજીવન " ની સંખ્યાબંધ કૉપીઓ ખરીદી ગરીબ વાંચકોમાં તેમજ અશક્તિમાન, લાઇબ્રેરીઓમાં ફેલાવવાનો યત્ન કરવાથી ધર્મનું જ્ઞાનન્દાન આપવા જેટલું તેમને પુણ્ય પ્રાપ્ત થશે. વિદ્યાદાન જેવું બીજું કોઇ દાન નથી. પરમાત્મા તેમને સારો બદલો આપશે.

ચાલુ વર્ષમાં નુકસાન સહન કરીને પણ મ્હોટાં ૪૧૬ પૃષ્ઠ જેટલું વાંચન આપ્યું છે, તે ઉપરાંત " રાજયોગ " પુસ્તક અને **ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ** તથા **સ્વામી વિવેકાનંદજીની** મ્હોટી છબી ભેટ અપાઇ છે. બીજા વર્ષમાં પણ કેટલાક સંત પુરૂષોની છબીઓ ઉપરાંત પરમહંસ દેવનાં ધર્મ પત્ની **પરમપુજ્ય માતાશ્રી શારદામણી દેવીની** છબી ભેટ આપવામાં આવશે અને એક પુસ્તક ભેટ આપવાની વ્યવસ્થા થશે. ધર્મ- નિષ્ઠ ગ્રાહક બંધુઓ તેનો લાભ લેવા તત્પર થશે.

દાસાનુદાસ-સમ્પાદક.

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥



# प्रासंगिक विचारणा ॥



અહા ! જીવન એ શું છે ? અનંત આનંદ, અનંત પ્રેમ, અનંત જ્ઞાન અને અનંત સામર્થ્યનો દિવ્ય મહાસાગર ! જ્યાંથી પ્રત્યેક પળે, પ્રત્યેક શ્વાસોશ્વાસે, પ્રત્યેક વિચાર-પ્રત્યેક ક્રિયા અને પ્રત્યેક ભાવના દ્વારા કેવળ પ્રેમ, શાન્તિ અને આનન્દની અનંત લહરો ઉછાળા મારી રહી હોય ! અહા ! એ કેવું ચૈતન્યમય દૈવિ જીવન ! ૐ ॥

* * * * *

અને આવું દૈવિ જીવન જીવવાનો આપણો અને મનુષ્ય માત્રનો જન્મ સિદ્ધ હક છે ! અરે ! મનુષ્ય માત્ર પછી તે ગમે તે દેશ, ગમે-તે સ્થિતિમાં હોય-આવું આવું દૈવિ જીવન જીવવા માટે જ મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે. ૐ ॥

* * * * *

જગતના જે જે મહા પુરૂષોએ જીવનની આ મહત્તા-પરમ દિવ્યતાનો સ્વાનુભવ કર્યો છે તેઓ ગંભીર ધ્વનિથી એજ બોધ આપે છે કે: ઓ પ્રભુનાં પરમ પ્રેમ સ્વરૂપો ! તમારામાં જ એ દિવ્ય જીવનનો અનંત મહા સાગર અપાર વેગથી ઉછળી રહ્યો છે એનો સાક્ષાત્કાર કરો ! સ્વાનુભવ કરો ! પ્રાચીન ઋષિવરો, આર્ય ધર્મ પ્રવર્તકો અને શ્રુતિ ભગવતિ, પણ કર્મ, ઉપાસના, ભક્તિ, જ્ઞાન, યોગ, આદિ સાધનો દ્વારા એ જ પરમ દિવ્યતાનો સ્વાનુભવ કરવા પ્રેરણા કરે છે. ૐ ॥

* * * * *

પણ અત્યારે આપણે અનુભવમાં શું જોઈએ છીએ ? આધિ, વ્યાધિ અને ઉપાધીથી ઘેરાએલાં માનવ બન્ધુઓની શાન્તિ મેળવવા, સુખ મેળવવા, જીવનની પરમ રમણીયતાનો સાક્ષાત્કાર કરવાની એ શુમાર તાલાવેલી ! અકળામણ અને નિરાશા ! અરે ! સંસારના સંતાપમય અનુભવોથી ઘણીવાર આપણું હૃદય પણ પુકારી ઉઠે છે કે જીવનમાં શાંતિ, સુખ, પ્રેમ, અને આનન્દ હોવાની વાત માત્ર કલ્પનાનું મનોરાજ્ય છે ! ૐ ॥

\+ × × × ×

પણ હકીકતમાં એમ નથી ! જીવનમાં રહેલી પરમ દિવ્યતા, પરમ સામર્થ્ય અને પરમ રમણીયતાનો સ્વાનુભવ કરવા જે રીતે આપણે જીવવું જોઈએ એ રીતે આપણે જીવ્યા હોતા નથી એથી જ આપણે આવા ઉદ્દગાર પ્રકટ કરીએ છીએ ! જગતના જે જે મહા પુરૂષોએ જીવનની દિવ્યતાનો, રમણીયતાનો અને પરમ સામર્થ્યનો સ્વાનુભવ કર્યો છે એવા

मडा पुरुषोना जीवनमां बनेला प्रसंगोनुं एक अभ्यासीनी दृष्टिए बराबर अवलोकन करीए छीए त्यारे आपणने समजाय छे के: जीवनना जे दुःखकर बनावो माटे आपणे निराशामां गरकाव थई जई " जीवन दुःखथी भरपूर छे ! जीवनमां सुख, शान्ति, आनंद जेवुं कंइए नथी ! " एम मानी हताश थई जइए छीए एवा ज प्रसंगोमां–अरे ! एथी पण दुःखदायक प्रसंगोमां ए महा पुरुषो जगतनां मान के अपमान, सुख के दुःखकारक बनावोनी क्षुल्लकता अने क्षणिकता पर–एना अल्पकाळना–धन्यवादो अने नाशवंत आक्षेपो पर अट्टहास्य करी पूर्ण शान्तिनो, परम आनंदनो अने परम रमणीयतानो स्वानुभव करे छे ! ॐ ॥

× × × × ×

विश्ववंद्य स्वामीजी विवेकानंदजीनुं दिव्य जीवन, मनुष्य जीवनमां रहेली दैवि महत्ता अने सामर्थ्यनो अद्भुत चितार रजु करे छे ! एमना जीवनना अनेक प्रसंगो सत्यनो स्वानुभव करवावाळा प्रत्येक प्रवासीने खास मनन करवा जेवा छे ! अहा ! हजारो रुपीआनी मासिक आमदानी वाळा अने श्रीमंताई अने उदारतामां भल भला गृहस्थोने शरमावे एवा खानदान कुटुम्बमां एमनो जन्म थयो हतो ! पिताना मृत्यु पछी तुरतज जगतना कहेवाता मित्रो अने संबंधीओए माल मिलकत अने संपतिनो कब्जो करी लेवाथी कुटुंब निर्वाहना साधन माटे एमने ऑफीसे ऑफीसे नोकरी शोधवा फरवुं पडयुं हतुं ! हजारो रुपीआनी मासिक आमदानी वाळा कुटुम्बने महीने त्रीश रुपीआ जेवी नजीवी रकममां निर्वाह चलाववो पडयो हतो अने एवा घणा प्रसंगोमां क्षुधा देवीने एक पैसाना चणा आपीने शान्त करवां पडयां हतां छतां पण एमनुं जीवन केटलुं उदात्त ! केटलुं शान्तिमय अने केवुं दिव्य सामर्थ्यवान हतुं ए अत्यारे समग्र जगत् अनुभवी शक्युं छे ! आवा ज एक प्रसंगे तेओश्री एक पत्रमां लखे छे के:–" तमे हजी ए झरानुं पान कीधुं नथी के जे बुद्धिने अबुद्धि, मृत्युने अमरत्व, जगतने शून्य, अने मनुष्यने ईश्वर बनावे छे ! आ जगत् नामथी ओळखाती मूर्खतानी जाळमांथी बने तो तमे बहार नीसरी आवो त्यारे ज हुं तमने खरेखर बहादुर अने स्वतंत्र कहीश. तमाराथी जो तेम न थइ शकतुं होय तो जे लोको आ असत्य रुपी ईश्वरने याने लोक समाजना विपुल ढोंगने पग तळे कचडवानी हाम भीडता होय तेमनी पीठ थाबडी उत्साह आपो अने तेम पण न थई शके तो महेरबानी करीने मौन राखो, पण, " तोड जोड करो " " सारा थाव " " प्रिय थाव " एवा एवा मिथ्या प्रलापो वडे तेमने फरी पाछा कियडमां धसडवानो प्रयत्न तो नज करो. हुं आ संसारने–आ स्वप्नने–आ घोर स्वप्नने धिक्कारुं छुं ! आ मठ मंदिरना नामवाळा छळ प्रपंचना अखाडाओ, धर्मशास्त्रोना नामे चालती धूर्तता, सुंदर चहेरा नीचे छुपायेलां जूठां हृदयो, प्रमाणिकता के सेवाना नाम निचे चलावाती पोलंपोल अने धर्मना पवित्र नाम तळे चालती दुकानदारी वाळी दुनियाने हुं तिरस्कारनी नजरथी जोउं छुं ! शुं ! शुं ! म्हारे म्हारा आत्मानुं माप संसारना गुलामो काढे छे तेम काढवुं ? × + × × ".

* * * * *

પરમ પૂજ્ય સ્વામી વિવેકાનંદજીના જીવનને તેના પરમ દિવ્ય સ્વરૂપમાં અનુભવવા માટે આપણે આપણને પોતાને બરાબર ઓળખવા પડશે, આપણા દેહની પ્રત્યેક ક્રિયાઓને આપણી ઇન્દ્રિયોની પ્રત્યેક લાલચો અને લોલુપતાને એક ઇન્સપેકટરની દૃષ્ટિથી તપાસવી પડશે અને આપણાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ( હુંપણું-egoism ) કયા કયા પ્રસંગો કેવે કેવે પ્રકારે લલચાવી આપણને ઠગે છે અને ભ્રષ્ટ કરે છે એ તપાસવું પડશે, ત્યારે જ ખરૂં જીવન એ શું છે એનો વિચાર કરવાને આપણે પાત્ર થશું. ॥ ॐ ॥

\+ + + + +

અને આ પ્રકારે જ્યારે આપણે પોતે જ આપણા નિરિક્ષક ( Inspector ) થશું, આપણે પોતે જ આપણા નિયામક ( Leader ) થશુ ત્યારે જ જીવન એ શુ છે, એનો બરાબર ખ્યાલ આવશે ! જીવાત્માની આ પ્રકારની સાધનાને વેદાંતની ભાષામા " વિવેક " ના નામથી ઓળખવામાં આવી છે ! પરમ પૂજ્ય શ્રી આદ્ય શંકરાચાર્ય એ " વિવેક " ને બે હજાર મહત્વ આપે છે અને જીવાત્માની આ પ્રકારની વિચારણાને ભક્તરાજ અખાજી ના શબ્દોમાં કહીએ તોઃ—

" ગુરૂ થા ત્હારો તુજ, નથી બીજો કોઇ ભજવા !
બાહ્ય સુરતને ટાળ,, વાળ અંતરમાં સેવા. "

* * * * *

અને આ રીતે " વિવેક-વિચારણા વડે " આપણે પોતે જ આપણા નિયામક ( Leader ) થઇએ છીએ, અને આપણાં મન, બુદ્ધિ. ચિત્ત, અહંકાર ( હુંપણું-Egoism ) અને દેહેંદ્રિયની વાસાનાઓની પ્રત્યેક ક્રિયાની, છૂપી પોલીસના ઇન્સપેક્ટર કરતા પણ વધારે સાવચેતીથી તપાસ રાખીએ છીએ ત્યારે જ જીવન એ શું છે ? અને જીવનમાં કેટલું સામર્થ્ય રહેલું છે એ આપણા અનુભવમા આવવા માંડે છે ! એટલુ જ નહીં પણ જીવનમા રહેલી પરમ દિવ્યતા અને રમણીયતાનો આપણને જેમ જેમ અનુભવ થવા માંડે છે, તેમ તેમ આપણે પોતે સ્વયં આનંદ રૂપ, પરમ પ્રેમ સ્વરૂપ થતા જઇએ છીએ ! ॥ ॐ ॥

\+ + + + +

પછી આનન્દ કે શાન્તિને શોધવા આપણે મિત્ર મંડળોમાં કે કલબોમાં, નાટકોમાં કે સિનેમામાં કે જગતનાં કહેવાતા આનંદમય સ્થાનોમાં જવાની જરૂર રહેતી નથી. જ્યા આપણે પોતે જ સ્વયં આનંદરૂપ થઇએ છીએ ત્યાં હજારો પ્રકારના સંકટો પણ આપણા આનંદનો ભંગ નથી કરી શકતા ! ભલે જગતના હજારો કલેશકર મનાવો એકી વખતે હલ્લો લાવી આપણા આનંદનો, આપણી શાન્તિનો ભંગ કરવા ચઢી આવે તોપણ આપણા આનંદને રોકવા, આપણી શાન્તિમાં ભંગ કરવા કોઈ પણ કલેશકર બનાવની તાકાત નથી !

\+ + + + +

પ્રેમ સ્વરૂપ આત્મ બંધુઓ ! આવા દિવ્ય જીવનનો સ્વાનુભાવ કરવા આપણા દિવ્ય મહર્ષિઓ, ધર્માચાર્યો, અને સંત મહા પુરૂષોના પવિત્ર જીવનમાંથી અને આપણા ભગવદ્

स्वरूप राम, कृष्ण, बुद्ध, शंकर, कबीर, रामानुज के महावीर प्रसुक्राईस्ट, ह. महंमद पयगंबर के जरथोस्त, चैतन्य भगवान के रामकृष्णभगवान, स्वामी श्री विवेकानंदजी के स्वामी श्री रामतीर्थजी के जगतना हरकोई महापुरुषना दैविजीवनमांथी. चैतन्य, प्रभु प्रेम अने दिव्य जीवननुं सनातन ज्योति दर्शन थाय त्यां त्यांथी प्रकाश, चैतन्य, सत्यनो स्वानुभव करवा परम प्रेम पूर्वक हृदयनी एकता साधी जीवनना अमर्यादित महासागरमां आपणी नौका झुकावीए अने गुजरातना एक भव्य लेखकनी सुन्दर काव्य प्रसादीथी परम ज्योति मय परमात्माने प्रार्थना करीए के:—

" अंतरना आराम, शोधुं हुं अंतरना आराम;
जळ स्थळने आस्मान-शोधुं हुं अंतरना आराम.
लेख लखुं के भाषण भाखुं,
रेलूं, बधे हुं ज्ञान;
पठन पाठनथी मन अजवाळुं,
तोये न मळे विश्राम;
शोधुं हुं अंतरना आराम "

जय राम कृष्ण ! जय प्रभु !

वैशाख शुक्ल एकादशी.
कीम स्टेशन.
बी. बी. सी. आई. रेल्वे.

लि. चरणरज पंकज
वैद्य वळवंतराय झवेरीलालना
जय रामकृष्ण! जय गुरु!

---

ॐ तत् सत् !

—:०:—

ऋक् यजु साम ने वेद अथर्व,
वदे उपनिषदे ॐ अद्वैत; ॐ १
प्रज्ञानं ब्रह्म अहंब्रह्मास्मि,
तत्वमसि अयमात्माब्रह्म; ॐ २
एवा अभेद अखंड निरंजन,
सत्य स्वरूपे सत् चिदानंद; ॐ ३

ओरपाड,
जी. सुरत.

जोशी रामचंद्र रविशंकर.



# प्राणायाम विधि.

(૫)



એ સંબંધી શિવસંહિતામાં શંકર ભગવાને પાર્વતીજીને સ્પષ્ટ કહ્યું છે કેઃ आलोक्य सर्व शास्त्राणि विचार्य च पुनः पुनः । एकमेव सुनिष्पन्नं योगशास्त्रं परं मतम् । " સર્વ શાસ્ત્ર જોતાં અને વારંવાર વિચાર કરતાં માત્ર એક યોગશાસ્ત્રજ મ્હને પરમ માન્ય જણાય છે. માટે જગત્ પ્રપંચમાં રહી પરમાર્થ અને સુખની ઇચ્છાવાળા માટે એક યોગ-શાસ્ત્રનો અભ્યાસ કરવો પરમ આવશ્યક છે." આમ હોવા છતાં આ શાસ્ત્ર ઉપર લોકોને અવિશ્વાસ-શંકા વગેરે કારણોથી ઉદાસીનતા જણાય છે. યોગથી શો ફાયદો થાય છે તે સાળળો. प्राणायामादियुक्तेन सर्वरोगक्षयो भवेत् । अयुक्ताभ्यासयोगेन सर्वरोगसमुद्भवः ॥ પ્રાણાયામાદિ સર્વ ક્રિયાયુક્ત રીતિથી સાધવામાં આવે તો સર્વરોગ દૂર થાય છે પરંતુ અયુક્ત રીતિથી સાધવામાં આવે તો સર્વ રોગ ઉત્પન્ન થાય છે. માટે સાધકે સર્વ યોગક્રિયા વ્યવસ્થિત રીતિથી સાધ્ય કરવી.

## પ્રાણાયામથી થતા લાભ.

युक्तं युक्तं त्यजेद्वायुं युक्तं युक्तं च पूरयेत् ।
युक्तं युक्तं च बध्नीयादेवं सिद्धिमवाप्नुयात् ॥

અર્થઃ—પુરક, કુંભક, રેચક, ઉપરોક્ત પ્રમાણે સાવચેતીથી કરવા યોગ્ય માર્ગ ચૂકવાથી પ્રાણાયામથી સાધ્ય થતી સિદ્ધિ નહિં થતાં નાહક સંકટ ઉત્પન્ન થશે. માટેજ લક્ષ્યમાં રાખવું કે યોગ્ય રીતિએ એ ક્રિયા સાધ્ય કરવી.

चले वाते चलं चित्तं निश्चले निश्चलं भवेत् ।
योगी स्थाणुत्वमाप्नोति ततो वायुं निरोधयेत् ॥

અર્થઃ—પ્રાણ વાયુ ચંચલ હોય છે ત્યાં સુધી ચિત્ત ચંચલજ રહે છે. પરંતુ પ્રાણાયામ સાધ્ય કર્યા પછી પ્રાણવાયુ સ્થિર થતાંજ યોગીનું ચિત્ત સ્થિર થાય છે અને તેનું આયુષ્ય વધે છે. માટેજ પ્રત્યેક મનુષ્યે પ્રાણાયામની ક્રિયા સાધ્ય કરવી એવું યોગ-શાસ્ત્રનું કથન છે.

यावद्वायुः स्थितो देहे तावज्जीवनमुच्यते ।
मरणं तस्य निष्क्रांतिस्ततो वायुं निरोधयेत् ॥

અર્થઃ—જ્યાંસુધી શરીરમાં પ્રાણવાયુ છે ત્યાંસુધી જીવનકલા વિદ્યમાન કહેવાય છે

અને પ્રાણવાયુ નિકળી ગયો કે પછી મૃત્યુ થયું કહેવાય છે. માટે જેને મરણ દૂર ઠેલવું હોય અને જેને ધર્મ કૃત્યો માટેજ પોતાનું આયુષ્ય વધારવું હોય તેણે યથાવિધિ પ્રાણાયામ કરવો અને અનેક રોગ તથા અનેક ભય, કલેશથી મુક્ત થવું.

પ્રાણાયામથી ચિત્ત સ્થિર થાય છે, અંતઃકરણ પવિત્ર થાય છે, શરીર નિરોગી રહે છે, મનોબળ, આત્મ બળ અતિશય વધે છે; ભય-સંકટ તેનાથી દૂર ને દૂરજ રહે છે અને તે ઉત્તમ પુરુષનો સર્વત્ર વિજયજ થાય છે, એટલુંજ નહિં પણ તે પુરુષ જે સ્થાનમાં નિવાસ કરેછે તે સ્થાન અને તેની આસપાસનું વાતાવરણ અતિ પવિત્ર થઇ જાય છે. જ્યાં જ્યાં તેનાં પગલાં પડે છે ત્યાં પવિત્રતા છવાઇ જાય છે.તેની દૃષ્ટિ પડતાંજ વ્યાધિ-વિઘ્ન દૂર થઇ આનંદની વૃષ્ટિ થાય છે. એમાં જરા પણ શંકા નથી. હે ઉત્તમ સાધક! જરાપણ શંકાવગર પ્રાણાયામની ક્રિયા સાધ્ય કરવા સદ્‌ગુરૂને શરણે જા! ત્હારૂં સર્વ પ્રકારે કલ્યાણ થશે એટલુંજ નહિં પણ ત્હારી ભવિષ્યની પ્રજા પણ સુખી થશે.

## પ્રાણાયામ.

પ્રાણાયામની ક્રિયા લખવામાં આવે તે પહેલાં હજી પણ સાધકને કંઇક સૂચના કરવી ઇષ્ટ જણાય છે. અષ્ટાંગ યોગમાંના યમ, નિયમ, આસન, એ ગુરૂ સમક્ષ સાધ્ય નહિં કર્યાં હોય તો ચાલશે પરંતુ પ્રાણાયામ માટે તેમ ચાલશે નહિં. એ ક્રિયા તો શાસ્ત્રોક્ત પદ્ધતિએ, યોગ્ય રીતિએ, સાધ્ય કરવી જોઇએ, તે માટેજ ગુરૂની આવશ્યક્તા છે. જો તેમ ન બને તો ગુરૂએ દર્શાવેલા શાસ્ત્રોક્ત નિયમ પ્રત્યે, સંપૂર્ણ રીતે લક્ષ રાખી અભ્યાસ કરવો જોઇએ. ઘણા માણસો ગમે તેમ અવ્યવસ્થિત રીતે પ્રાણાયામાદિક યોગક્રિયાઓ કરી અનેક રોગના ભોગ થઈ પડેલા જોવામાં આવ્યા છે. માટેજ સાધક બંધુને પુનઃ પ્રાર્થના છે કે: તેમણે આ ક્રિયા સાધ્ય કરતા પહેલાં, આ લેખમાં દર્શાવેલા નિયમો અને ક્રિયા સંપૂર્ણ વાંચી, ધ્યાનમાં લઇ, અનુકૂળતા હોય તોજ એ ક્રિયા સાધ્ય કરવા તત્પર થવું.

प्राणायामः प्राण + आयाम મળીને प्राणायाम થયો છે. प्र + अन મળીને प्राणः प्र = Fourth अन् to breathe, अनः breath, શ્વાસ, એટલે નાક, મુખદ્વારા વાયુ અંદર અને બહાર લેવા મૂકવાની ક્રિયા. आयाम એટલે Control, stopping, વશ કરવું, સ્વાધીનમાં લેવું. એટલે પ્રાણાયામનો સંબંધ શ્વાસોશ્વાસ સાથે આવે છે, અને તે શ્વાસોશ્વાસને વશ કરવો એમ કહીં શકાશે. આપણે નાક અથવા મુખદ્વારા, અવ્યવસ્થિત રીતિએ, ગમેતેમ શ્વાસોશ્વાસ લઇએ-મૂકીએ છીએ. ( અતિશય બોલવાથી, અતિશય પરિશ્રમ કર્યાથી, અતિશય દોડવાથી, ગેરવ્યાજબી વર્તન રાખવાથી, મૈથુનથી અને અભક્ષ્યભક્ષણ કરવાથી નૈસર્ગિક શ્વાસોશ્વાસ ક્રિયામાં ફેર પડી જાય છે, તે અવ્યવસ્થિત-અનિયમિત થઇ જાય છે. તેથી જ મનુષ્યને અનેક પ્રકારના રોગ થઇ જાય છે. ) એ જ શ્વાસોશ્વાસની ક્રિયાને વ્યવસ્થિતપણાની લગામ ઘાલીને, તેનું અનિયમિતપણું દૂર કરી નૈસર્ગિક પદ્ધતિપર લાવવા માટે શાસ્ત્રકારોએ-અનુભવી મહાત્માઓએ યોગશાસ્ત્ર રચ્યું છે, તેમાં દર્શાવેલી ક્રિયા સાધ્ય કરી શ્વાસોશ્વાસને નિયમિત પદ્ધતિએ ચલાવવો, અને આરોગ્ય પ્રાપ્તિ માટે તેને રોકી રાખીને પોતાની ઇચ્છા પ્રમાણે તેને ( પ્રાણને ) રમાડવો એનું જ નામ પ્રાણાયામ કહેવાય છે.

પ્રાણ એ એક વિશ્વશક્તિ છે. પ્રાણીનો શ્વાસોશ્વાસ એ શક્તિનું વ્યક્તરૂપ છે. એ શક્તિના યોગથી જ ( Diafram માં ) ગતિ ઉત્પન્ન થઈ—જેને "જીવતાં" કહે છે એવા-પ્રાણીઓ*નો શ્વાસોશ્વાસ નિર્માણ થાય છે. સામાન્ય લોકો, શ્વાસોશ્વાસને પ્રાણ સમજે છે. પરંતુ શ્વાસોશ્વાસ એ પ્રાણ નથી પણ શરીરમા પ્રાણ હોવાની એ નિશાની છે. જેમ એન્જીન રૂમમાં એક મ્હોટું ફરતું ચક્ર ( Flying wheel ) હોય છે તે જ પ્રમાણે Diafram એ શરીરમાં મ્હોટું દોડતું ચક્ર છે. તેના દ્વારા શરીરના પ્રત્યેક વિભાગને અને તેમાંના પ્રત્યેક પરમાણુને હલનચલનની ગતિ મળે છે તેમ જ તે તેને નિયમિત રાખે છે. અર્થાત્ તે જ એવી ક્રિયાઓનું મૂખ્ય સાધન છે. પ્રાણીરૂપી ઇશ્વરીશક્તિદ્વારા, સર્વ ચરાચરને દૃશ્ય અસ્તિત્વ આવે છે. અન્ન, જળ, વાયુ અને સૂર્ય-તેજ દ્વારા પ્રાણી માત્રને પ્રાણશક્તિ પ્રાપ્ત થાય છે, અને તેમાં પણ વિશેષતઃ વાયુદ્વારા પ્રાપ્ત થાય છે. માટે જ નાકદ્વારા આવ જા કરનાર વાયુને પ્રાણ સમજવામાં આવે છે. પરંતુ વાસ્તવિક જોતાં તે પ્રાણ નથી. નાકદ્વારા પવનની આવ જા થવી અર્થાત્ શ્વાસોશ્વાસ ચાલવો એ માત્ર શરીરમાં પ્રાણ હોવાનું સ્પષ્ટ ચિહ્ન જ છે. જો શરીરમાં પ્રાણ નહિં હોય તો શ્વાસોશ્વાસની ક્રિયા બંધ પડી જશે, અને તેને જ મૃત શરીર કહેવામાં આવશે.

પ્રાણાયામ સાધ્ય કરેલા સંત પુરૂષો કહે છે કે: "વાયુ, જળ, અન્ન અને સૂર્યતેજ, એ સાધનોદ્વારા પ્રાણીઓને એક પ્રકારનું ચાલક-ચેતન-તત્વ પ્રાપ્ત થાય છે. વિજળીના જેવી તેની ગતિ અને ચપળતા હોય છે, અને તે શરીરમા પ્રસરી જાય, જેના યોગથી પ્રાણી માત્રને ચલન, વલણ, ચળવળ, ગતિ અને શક્તિ પ્રાપ્ત થાય છે તે જ શક્તિને "પ્રાણ" ની સંજ્ઞા તેઓ આપે છે.

પ્રાણ એ એક ઇશ્વરી શક્તિ-ઇશ્વરી બક્ષિસ જ છે, અને તે અર્પણ કરનાર ઇશ્વર સમાન એક અદૃશ્યશક્તિ પણ વિદ્યમાન છે એમાં કાંઇ પણ સંદેહ નથી. ઇશ્વર જેમ અનુમાનથી જાણવામાં આવે છે, તેજ પ્રમાણે એ શક્તિને પણ જાણવી જોઇએ. લોહચુંબકમાં શક્તિ છે પરન્તુ જેમ લોખંડની સમક્ષ ધરવાથી લોહચુંબકમાં શક્તિ છે એવી ખાત્રી થાય છે તે જ પ્રમાણે વાયુ, જળ, અન્ન, અને સૂર્યતેજ એમા પ્રાણશક્તિ છે એવો અનુભવ કરવા માટે તે વસ્તુઓની સજીવ પ્રાણીયો સાથે તુલના કરવાથી, એકજીવ કરવાથી, તે પ્રાણીયોની વૃદ્ધિ પામતી હીલચાલ ઉપરથી જણાઈ આવે છે. અર્થાત્ તે મહાનશક્તિ, જગતના હલનચલન ઉપરથી સ્પષ્ટરૂપે સમજવામાં આવે છે. તે શક્તિ વગર સમસ્ત જગત શૂન્યવત્ થઈ રહે. જે વસ્તુમા જીવ છે તેને વાયુ, જળ, અન્ન અને સૂર્યતેજમાંથી એ શક્તિ પ્રાપ્ત થાય છે. પ્રત્યેક વસ્તુમાં જીવ છે, માટે પ્રત્યેક ચરાચરમાં તેજ છે. પ્રાણિયોમાં છે, વૃક્ષોમાં છે, એટલું જ નહિં પણ પ્રત્યેક અણુ-રેણુમાં પણ તે જ-પ્રાણ-ઇશ્વર-છે, તે સર્વ વ્યાપક છે.

પ્રાણ અને ઇશ્વરી અંશ એ બન્ને જૂદા જૂદા છે તે સમજવામાં ગોટાળો ન થાય માટે કહેવાની આવશ્યકતા છે કે: "હું અને મ્હારૂં" એ શબ્દ દ્વારા પ્રત્યેક પ્રાણીયોમાં જે અહંકાર તત્વ પ્રકટી રહે છે તે કંઇ પ્રાણ નથી. અગ્નિમાથી જેમ અનેક ચિણગારીઓ

* "પ્રાણી" એ શબ્દ શ્વાસોશ્વાસ લેનાર જીવોને માટે જ યોજાયો છે. જો કે વૃક્ષોને પણ જીવ અને પ્રાણ છે. પરન્તુ તેને પ્રાણી કહેવામા આવતાં નથી.

ઉત્પન્ન થાય છે તે જ પ્રમાણે આત્મા એ ઈશ્વરમાંથી ઉત્પન્ન થયેલી ચિણગારી સમાન-તેનો એક અંશ છે. જેમ એક મનુષ્યને અનેક સંતાન હોય છે તે જ પ્રમાણે આપણે સર્વે-સર્વ જીવાત્મા-તે ઈશ્વરના સંતાન જ છીએ. કારણ કે તેમાંથી ઉત્પન્ન થયાં છીએ. તેમના સમક્ષ સપ્રાણ ( પ્રાણ સહિત ) સત્ત્વ-પ્રાણ સહિત-પરમાણુના ઝુમખાને ઝુમખા એકત્ર થઇ, ઈશ્વરી શક્તિદ્વારા તે પરમાણુઓમાંથી ઉત્પન્ન થઇ, તે પરમાણુઓનું હલનચલન શરૂ થાય છે. પ્રાણીઓમાં સમાયલો અહંકાર એ ઈશ્વરીતત્ત્વ પ્રતિબિંબિત કરવાનો એક નમૂનો છે. જે સમયે શરીરમાંથી અહંકાર તત્ત્વ દૂર થાય છે, અર્થાત્ પ્રાણી પોતાનો દેહ ત્યાગ કરે છે-મરણ પામે છે, અને જે સમયે પ્રાણની શરીર પર સત્તા રહેતી નથી તે સમયે એ પ્રાણશક્તિ, પેલા શરીર-પરમાણુમાંથી બહાર નીકળી જઇ અન્ય પદાર્થને ચેતન અર્પવા માટે અન્ય પરમાણુઓમાં પ્રવેશ કરે છે. વ્યષ્ટિ પ્રાણ જતા છતાં સમષ્ટિ પ્રાણ તેનામાં વિદ્યમાન હોય છે જ કારણ કે મૃત શરીર એ અન્ય પ્રાણીયોનો ખોરાક થઇ પડે છે. અન્ય પરમાણુઓને ચેતન અર્પી નવીન શરીર રચવાના કાર્યમાં ઉપરોક્ત પ્રાણનો વિનિયોગ થાય છે. તે પરમાણુઓને પરિપૂર્ણ કર્યા પછી જો પ્રાણશક્તિ વધે છે તો તે જગતના પ્રાણ-ભાંડારમાં જમે થાય છે. એ ઉપરથી સમજવામાં આવશે કે: જગતનો વ્યવહાર જે શક્તિવડે ચાલે છે તે શક્તિને "પ્રાણ" નું નામ આપવામાં આવ્યું છે, એ જ પ્રાણવડે પ્રત્યેક પ્રાણીમાં હલનચલન, ગતિ, અને શક્તિ ઉત્પન્ન થાય છે. પ્રાણને ગતિનો કિંવા શક્તિનો આત્મા કહેવામાં આવે તો ચાલશે. એ શક્તિવડે જ પ્રાણીઓનું જીવન સુરક્ષિત રહી તેમની હલનચલન ક્રિયા શરૂ થાય છે. એ શક્તિ-ઈશ્વરી-તત્ત્વ જે જીવાત્મા, તેની આસપાસ પ્રાણયુક્ત પરમાણુના ઝુમખા એકત્ર થઇ, તે જ જીવોનું હલનચલન અખંડ ચલાવે છે.

કેનોપનિષદમાં શિષ્યે ગુરૂને પ્રશ્ન કર્યો છે કે: "બ્રહ્મ, બ્રહ્મ, કહેવામાં આવે છે તે કોણ?" ગુરૂએ ઉત્તર દીધું કે:

यद्वाचा नभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिद-मुपासते ॥
यन्मनसा न मनुते येनाहुर्मनोमतम् ।
तदेव ब्रह्मत्वं विद्धिनेदं यदिद-मुपासते ।
यच्चक्षुषा न पश्यति येनचक्षूंषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिद मुपासते ॥
यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिद ं श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ।
यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव त्वं विधिनेदं यदिमुपासते ।

(અપૂર્ણ.) — દા. પા. મહેતા.

# विवेक वचनामृत.

## (૩)

૧. જગજ્જનની. (કુલ કુણ્ડલિની.* )–સર્વશક્તિમતા, સર્વવ્યાપિતા, અને દયા એજ એ જગજ્જનની ભગવતીના ગુણ છે. જગતમા જેટલા પ્રકારની શક્તિ છે તેની તે સમષ્ટિરૂપિણી છે. જગતમાં શક્તિનો જેટલો વિકાર જોવામાં આવે છે તે સર્વમા એ (કુણ્ડલિની) જગદમ્બા જ રમી રહી છે. તે પ્રાણ રૂપિણી, બુદ્ધિ રૂપિણી અને પ્રેમ રૂપિણી છે. તે સમગ્ર જગતના અંતરમાં વ્યાપી રહી છે! વળી તે જગતથી સમ્પૂર્ણ પૃથક્ પણ છે.

૨. તે ઇચ્છાનુસાર કોઇ પણ સ્વરૂપમાં આપણને દર્શન દઈ શકે છે. તે જગજ્જનીનાં નામ–રૂપ બન્ને હોઇ શકે છે. અથવા રૂપ ન હોય તો માત્ર નામ પણ હોઇ શકે છે. આપણે તેની વિભિન્ન ભાવના પૂર્વક ઉપાસના કરતાં કરતા એક એવી અવસ્થામાં આવી શકીએ છીએ કે જ્યા નામ–રૂપ આદિ કાંઈ પણ હોતું નથી. ત્યા માત્ર શુદ્ધ-સત્તા વિરાજી રહેલી હોય છે.

૩. તેજ જગજ્જનની ભગવતી કુણ્ડલિની જ આપણા અભ્યન્તરમાં નિદ્રિતા થઇ રહી છે. તેની ઉપાસના કર્યા સિવાય આપણે પોતાના યથાર્થ સ્વરૂપને ઓળખી શકીશું નહિં. (અર્થાત્ યોગશાસ્ત્ર કથિત ષટ્ ચક્રભેદ ક્રિયા જાણવા યત્ન કરવો જોઇએ.)

૪. આપણે શિવસ્વરૂપ છીએ અને અતિન્દ્રિય અવિનાશી જ્ઞાન સ્વરૂપ છીએ. પ્રત્યેક વ્યક્તિની પાછળ અનન્ત શક્તિ વિદ્યમાન છે. જગદમ્બાની પ્રાર્થના કરતા જ એ શક્તિ તમારામા પ્રવેશ કરી શકશે.

૫. તે જગદમ્બાની એક કણા–એક બિન્દુમાંથી કૃષ્ણ, અને એક કણામાંથી બુદ્ધ, અને એક કણામાંથી ખ્રિસ્ત થયા છે. આપણી પાર્થિવ માતાના શરીરમા તે જ જગત્ માતાની એક કણા પ્રકટી રહી છે, તેની ઉપાસના કરવાથી મહાન્ લાભ થાય છે. જો પરમ જ્ઞાન અને આનંદની ઇચ્છા રાખતા હો તો તે જગજ્જનનીની ઉપાસના કરો. સદ્ગુરુ તે ઉપાસનાદ્વારા આનંદ ઉપભોગ કરી રહ્યા હોય છે. માટે સદ્ગુરુ પ્રાપ્ત કરી જગજ્જનનીનાં દર્શન કરો.

૧. ધર્મ અને ઇશ્વર—ધર્મ અને ઇશ્વર કહેતા અનન્ત શક્તિ અને અનન્ત વીર્ય સમજવું. દુર્બળતા અને દાસત્વનો ત્યાગ કરો જો તમે મુક્ત સ્વભાવ થશો તો જ તમે કેવલ માત્ર આત્મા થઇ શકશો. જો તમે મુક્તસ્વભાવ થશો તો જ અમૃતત્વ તમારા હાથમાં આવી શકશે' અર્થાત્ તો જ તમને અમૃત પ્રાપ્ત થશે. જે મુક્તસ્વભાવ છે તે જ ઇશ્વર.

* યોગશાસ્ત્રમાં લિંગ મૂળમાં મૂળાધાર ચક્રમા કુલકુણ્ડલિની અથવા કુણ્ડલિની નામક નાડી (શક્તિ) છે, તેના વડે જ જગતની ઉત્પત્તિ થઇ છે.

૨. જે ધર્મ અથવા જે ઈશ્વર, વિધવાનાં અશ્રુ લુછી શકે નહિં અથવા પિતૃમાતૃહીન અનાથના મુખમાં એક કટકો રોટલી આપી શકે નહિ, તે ધર્મ અથવા ઇશ્વરને હું માનતો નથી. મ્હને તેના ઉપર શ્રદ્ધા નથી. ગમે તેટલો સુન્દર મતવાદ હોય, ગમે તેટલું દાર્શનિક તત્ત્વ તેમાં હોય, પરંતુ જ્યાં સુધી તે મત પુસ્તકોમાં સમાઈ રહ્યો છે ત્યાં સુધી હું તેને ધર્મ કહી શકીશ નહિં. આપણી પીઠ પર ચક્ષુ નથી. તે તો મુખ ઉપર–સ્હામે જ છે. માટે સન્મુખે અગ્રસર થાઓ, અને જે ધર્મને તમારો પોતાનો ધર્મ માની તેનું ગૌરવ વધારતા હો તેનો ઉપદેશ કાર્યના રૂપમાં બદલી નાંખો અર્થાત્ તે પ્રમાણે કાર્ય કરો.

૩. (સામ્પ્રતના) હિંદુઓનો ધર્મ વેદમાં નથી, પુરાણમાં નથી, ભક્તિમાં નથી. મુક્તિમાં નથી. ધર્મ સમાઈ રહ્યો છે માત્ર ભાતના હાલ્લાંમાં ( સામ્પ્રતના) હિંદુઓનો ધર્મ વિવેક માર્ગમાં નથી. જ્ઞાનમાર્ગમાં નથી. માત્ર સ્પર્શમાર્ગમાં જ ભરાઇ રહ્યો છે. "અમને અડકશો નહિ.અમને અડકશો નહિ." બસ,એમ કહેવામાં જ ધર્મ આવી ગયો છે! માત્ર એવા સ્પર્શાસ્પર્શના ધર્મમાં મરણ પર્યંત પડી રહેશો નહિ! "आत्मवत् सर्वभूतेषु" એ તો કેવળ પુસ્તકોમાં જ પડી રહેવાનુંકે? જે ધર્મિષ્ટ ગરીબ ભૂખ્યાને એક મુઠી અન્ન ન આપી શકે તે બીજાને મુક્તિ શી રીતે અપાવી શકે? અને જેઓ બીજાનો શ્વાસ લેતાં અપવિત્ર થઈ જાય છે તેઓ બીજાને પવિત્ર શી રીતે કરશો! "સ્પર્શમાર્ગ" એ એક પ્રકારનો માનસિક વ્યાધિ છે: સેવા કરો! સેવા કરો!

૪. ફિલોસોફિ, યોગ, તપ, મંદિર, દેવ સેવા, કંદ મૂળ આહાર આદિ સર્વ વ્યક્તિગત ધર્મ છે. દેશગત ધર્મ છે, પરંતુ **પરોપકાર** એજ એક માત્ર સાર્વજનિક મહાવ્રત છે. પરોપકાર કર. પરોપકાર કર.

૫. મન, વાણી અને કર્મ વડે, " जगद्धिताय " થવું જોઈએ. " मातृ देवो भव, पितृ देवो भव, " એવું પુસ્તકોમાં વાંચવામાં આવ્યું છે પરંતુ હું તો કહું છું કે: " दरिद्र देवो भव, मूर्ख देवो भव "–દરિદ્ર, મૂર્ખ, અજ્ઞાની, દુખી, વ્યાધિગ્રસ્ત, એ સર્વ તમારા દેવતા થાઓ. એ સર્વની સેવા કરવી એજ પરમધર્મ જાણવો.

૬. મ્હને મુક્તિ જોઇતી નથી, ભક્તિ જોઇતી નથી. ભલે હું ગમે તે નરકમાં જાઉં પણ માત્ર મ્હને તો " वसन्तवल्लोकहितं चरन्तः " વસન્ત ઋતુની પેઠે લોકોનું કલ્યાણ સાધન કરવું એજ મ્હારો પરમધર્મ હું માનું છું.

૭. વેદ વ્યાસજીએ કહ્યું છે કે: " કલિયુગમાં દાન કરવું એજ એક માત્ર ધર્મ છે. તેમાં પણ ધર્મ દાન કરવું એ સર્વથી શ્રેષ્ટ દાન છે. વિદ્યાદાન તેથી ઉતરતું છે. તે પછી પ્રાણદાન, સર્વથી નિકૃષ્ટ અન્ન દાન છે, અન્ન દાન આપણે પુષ્કળ કર્યું છે. આપણા જેવી દાનશીલ જાતિ બીજી કોઇ નથી. આ દેશમાં ભિક્ષુક પાસે એક મુઠી અન્ન હશે તો તે પણ તેમાંથી અર્ધી મુઠી બીજાને દાન કરશે. એવી દાનશીલતા કેવળ ભારત વર્ષમંજ જોવામાં આવે છે. આપણે યથેષ્ઠ અન્ન દાન કર્યું છે. હવે તો માત્ર એ પ્રકારનાં દાન કરવા માટે અગ્રસર થવું જોઈએ. એક ધર્મ અને બીજું વિદ્યાદાન.

૮. જો દેહ અને મન એ બે શુદ્ધ ન હોય તો મંદિરમાં જઇ શિવ પૂજન કરવું વૃથા છે. જે મનુષ્યનાં દેહ અને મન એ બન્ને પવિત્ર હોય છે તેની જ પ્રાર્થના શંકર ભગવાન સાંભળે છે. પણ જેઓ અશુદ્ધ સ્વભાવના હોવા છતાં અન્યને ધર્મ બોધ આપે

છે તેઓ અસદ્ ગતિને પામે છે. બાહ્ય પૂજન એ માનસિક પૂજનનું બહિર અંગ છે. માનસિક પૂજન અને ચિત્ત શુદ્ધિ એજ મૂળ વસ્તુ છે. એ ઉભય ન હોય તો બાહ્ય પૂજનથી કશો લાભ થતો નથી.

૯. સર્વ ઉપાસનાનો સાર ચિત્તની શુદ્ધિ થવી અને અન્યનું કલ્યાણ સાધન કરવું એજ છે. જેઓ દરિદ્ર, દુર્બળ, સર્વ રોગીયોમાં શિવ ભગવાનનાં દર્શન કરે છે તેજ સાચી શિવ ઉપાસના કરે છે, અને જે એ બધાનો ત્યાગ કરી મૂર્તિમાંજ શિવની ઉપાસના કરે છે તે માત્ર આડંબરજ! જે મનુષ્ય મંદિરમાં કેવળ શિવ દર્શન કરે છે તેના કરતાં જે મનુષ્ય જાતિ ધર્મનો ભેદ નહિ રાખતાં કોઇ પણ દરિદ્ર, દુખી, વ્યાધિગ્રસ્તને પણ શિવ જાણી તેની સેવા કરે છે તેના ઉપર શિવ અધિક પ્રસન્ન થાય છે.

૧૦. જે મનુષ્ય પિતાની સેવા કરવા ચ્હાતો હોય તેણે પિતાના સન્તાનોની પ્રથમ સેવા કરવી જોઇએ. જે શિવની સેવા કરવા ચ્હાતો હોય તેણે પ્રથમ શિવના સન્તાનોની સેવા કરવી જોઇએ. સૌથી પહેલાં જગતના જીવ માત્રની સેવા કરવી જોઇએ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ " જેઓ ભગવાનના દાસની સેવા કરે છે તેઓજ ભગવાનના સર્વ શ્રેષ્ઠ દાસ થઇ શકે છે. "

૧૧. પારકાની સેવા એ તો મહાન્ શુભ કર્મ છે. એ સત્ કર્મના બળથી ચિત શુદ્ધ થાય છે, અને સર્વના હૃદયમાં જે શિવનો નિવાસ છે તે પ્રકટ થાય છે. તે સર્વનાં હૃદયમા વિરાજી રહ્યા છે. જો આરસી ઉપર ધૂળ અથવા મેલ હોય તો તેમાં આપણું મુખ જોઇ શકાશે નહિ. એ પ્રમાણે આપણા હૃદય દર્પણમાં પણ અજ્ઞાન અને પાપરૂપી ધૂળ મેલ હોય છે તેથી આત્મારૂપી શિવ ભગવાનનાં આપણને દર્શન થતા નથી. સૌથી મુખ્ય પાપ સ્વાર્થપરતા છે. પ્રથમ પોતાનું કલ્યાણ સાધવું એના જેવું મહાપાપ બીજું નથી.

૧૨. ઉચ્ચ જાતિથી તે નિચ ચણ્ડાલ પર્યંત સર્વ જાતિએ આદર્શ બ્રાહ્મણ થવાનો યત્ન કરવો જોઇએ. વેદાન્તનો એ આદર્શ કેવળ ભારત વર્ષને ઉપયોગી છે એમ નથી. સમગ્ર જગતને એ આદર્શ પ્રમાણે રચવાનો યત્ન કરવો જોઇએ. આપણા ધર્મનો એજ ઉદ્દેશ છે, એજ લક્ષ્યબિંદુ છે કે ધીમે ધીમે સમગ્ર માનવ જાતિ આદર્શ ધાર્મિક અર્થાત ક્ષમા, ધૃતિ, શૌચ, શાન્તિ, ઉપાસના અને ધ્યાન પરાયણ થાય. એ આદર્શનું અવલંબન કરવાથી જ માનવ જાતિ ક્રમશઃ ઇશ્વર સાયુજ્ય પ્રાપ્ત કરી શકશે.

૧૩. આપણા દેશના અગ્રેજી ધોરણવાળા આડંબર ધારી આગેવાનોને કહું છું કેઃ આધ્યાત્મિક વિષયમાં આપણે જ જગતના શિક્ષક છીએ. અંગ્રેજો નહિ આપણા કેટલાક વિષયો તેમની પાસેથી શિખવાની આપણને આવશ્યકતા છે. જેમકેઃ બ્રહ્મચર્ય, વિદ્યા સમ્પન્નતા, સાહસ, ખંત, શ્રમસહિષ્ણુતા, યોગ્ય વયે લગ્ન, ઇત્યાદિ.

૧. પ્રેમ—પ્રેમ એ કદી પણ નિષ્ફળ જતો નથી. આજ હો, કાલ હો, સેંકડો યુગ પછી હો, ગમે ત્યારે પણ પ્રેમનો જય થશેજ થશે. શું તમે મનુષ્ય જાતિ ઉપર પ્રેમ રાખો છો? ઇશ્વરની શોધ માટે ક્યાં જાઓ છો? ગીતાજીમાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને વિરાટ સ્વરૂપ બતાવ્યું હતું તે વાંચ્યું છે? શ્રી કૃષ્ણના દેહમાંજ સમગ્ર પૃથિવિ-જગત્ માત્ર જણાયું હતું

તે જાણો છો ? જાણતા હો તો પછી દરિદ્ર, દુઃખી, દુર્બળ, વ્યાધિગ્રસ્ત, એ સર્વ તમારા ઇશ્વર નથી ? પ્રથમ તેમની ઉપાસના શા માટે કરતા નથી ? પ્રથમ તેમાં આત્મભાવ કેમ આરોપતા નથી ? ગંગાતીરે નિવાસ કરવા છતાં કુવો ખોદી સ્નાન કરો છો શા માટે ? પ્રેમની સર્વ શક્તિમત્તા ઉપર વિશ્વાસ રાખો. તમારા હૃદયમાં પ્રેમ છે ખરો કે ? જો તે હશે તો તમે સર્વશક્તિમાનજ છો. તમે સમ્પૂર્ણ રૂપે નિષ્કામવ્રતધારી છો ? જો તમે એવા હશો તો પછી તમારી અપાર શક્તિને કોણ રોકી શકશે ? શ્રેષ્ઠ ચરિત્રના બળ વડે જ મનુષ્ય સર્વત્ર જય પ્રાપ્ત કરી શકે છે. ઇશ્વર પોતાનાં સન્તાનોનું સમુદ્રના ગર્ભમાં પણ રક્ષણ કરે છે. તમારી માતૃભૂમિ વીર સન્તાનો માગે છે. તમે વીર થાઓ.

૨ પુસ્તક, પોથાં, વિદ્યા, સિદ્ધિ, યોગ, ધ્યાન, જ્ઞાન, પ્રેમ આગળ એ સર્વ ધૂળ સમાન! પ્રેમ એજ ભક્તિ, પ્રેમ એજ જ્ઞાન અને પ્રેમ એજ મુક્તિ. એજ પૂજા, નરનારી દેહધારી પ્રભુની પૂજા, બીજું બધું " नेदं यदिदमुपासते । "

૩. પૈસાથી કંઇ પણ થઇ શકતું નથી, નામથી પણ કંઇ થઇ શકતું નથી યશથી પણ કંઇ શકતું નથી. વિદ્યાથી પણ કંઇ થઇ શકતું નથી. પ્રેમથી જ સર્વ થઈ શકે છે. મનુષ્યનું સત્ ચરિત્રજ અનેક વિઘ્નોરૂપી સખ્ત દિવાલો તોડી નાખી પોતાનો માર્ગ કરી શકે છે.

૪. જગતમાં યથાર્થ ઉન્નતિ જોવામાં આવે છે તે પ્રેમ શક્તિથીજ થય છે. કેવળ દોષ જોવામાં આવે તો સતકાર્ય થઇ શકે નહિ, હજારો વર્ષ પર્યંત પરીક્ષા કરી જોવામાં આવ્યું કે કેઃ નિંદાવાદથી કાંઇ ફળ પ્રાપ્ત થતું નથી.

૫. જેમણે સમાન ભાવ ધારણ કર્યો છે તેમનેજ બ્રહ્મત્વ પ્રાપ્ત થયું કહેવામાં આવે છે. સર્વ પ્રકારના તિરસ્કારનો અર્થ એ છે કે આત્મા દ્વારા આત્માનોજ વિનાશ; માટે પ્રેમ જ જીવનનો યથાર્થ નિયામક છે. પ્રેમની અવસ્થા પ્રાપ્ત કરવી એટલે સિદ્ધાવસ્થા થઈ એમજ સમજવું. જે પ્રેમી બન્યો તે સિદ્ધ બન્યો એમજ સમજવું પણ યાદ રાખવુ કે સિદ્ધિ તરફ અગ્રસર થવાથી સત્કાર્ય ઓછું થઇ શકે છે ! પ્રાણી માત્ર ઉપર પ્રેમ, પ્રેમ અને પ્રેમ. બસ પ્રેમ એજ સારવસ્તુ. સાત્વિક વ્યક્તિયો તો જાણી શકે છે કે જગતનો વ્યવહાર માત્ર સર્વ બાલ્યાવસ્થાની રમત જ છે તેથીજ તેઓ કોઈ વિષય પ્રત્યે મોહ રાખી મસ્તક દુઃખવતા નથી.

૬. નિર્વિઘ્ને ઉદ્દેશ્ય સિદ્ધ કરવા માટે એકદમ ઉતાવળે કોંઇ કામ કરી નાખવાની જરૂર નથી. પવિત્રતા, સહિષ્ણુતા, અને અધ્યવસાય એ ત્રણ ગુણ અને વળી સર્વોપરિ પ્રેમ, એ સર્વ સિદ્ધિ માટે અતિ આવશ્યક છે.

૧. જીવન અને મૃત્યુ—જીવન અને મૃત્યુ એ શું છે ? એકજ વ્યાપારનાં જૂદાં જૂદાં નામ છે, એક રૂપિયાની બે બાજુ. બન્ને માયા. એ અવસ્થા સ્પષ્ટ રીતે સમજાવી શકાય એમ નથી. એક સમય રક્ષણ મેળવવાનો યત્ન થાય છે અને થોડી ક્ષણ પછી વિનાશ અથવા મુક્તિનો યત્ન કરવામાં આવે છે.

૨. જો જગતમાં કાંઈ પણ પાપ હોય તો દુર્બળતા એજ પાપ છે. સર્વ પ્રકારની દુર્બળતાનો ત્યાગ કરો. દુર્બળતા એજ મૃત્યુ, દુર્બળતા એજ પાપ. (અપૂર્ણ.)

રા. મ્હેતા. ડા.

# आपणे घणीज बहादुरीथी पच्चास वरस पाछा हठो!

(૧)



દુનીઆનો સાધારણ અને મનુષ્ય પ્રકૃતિનો ખાસ નિયમ છે કે, દરેક મનુષ્ય સુખની ઇચ્છા રાખી, રાતદિવસ સુખનાં સાધનો મેળવવાના ઉદ્યોગમાં રચીપચી રહે છે, અને એક કહેવત પ્રમાણે;–महाजनो येन गतः सपन्थाः એટલે સર્વે મોટા લોકોનું અનુકરણ કરે છે.' તે પ્રમાણે હિન્દી પ્રજા જ્યારથી પરાધીન થઈ, ત્યારથી વિજેતા લોકોનું દરેક વાતમાં અનુકરણ કરતી આવી છે. ગાડરીઆ પ્રવાહની માફક અંધપરંપરાએ પ્રવાહમાં વહ્યા પછી થોડી ઘણી શુદ્ધિ આવે તોપણ આસપાસના સંજોગો એવા હોય છે કે, તેનાથી પાછા હઠી શકાતું નથી. અર્થાત્ બળાત્કારથી પણ તેમા ઘસડાવું પડે છે. આપણામા એક કહેવત અથવા નિયમ છે કે:–" દેશ મૂકીએ પણ વેશ મૂકીએ નહિ." તે પ્રમાણે પરદેશી લોકોએ પોતાની ભાષા, પહેરવેશ, ખોરાક અને રીતરિવાજમાં જરા ફેરફાર કર્યો નહિ, પણ આપણે સ્વદેશમાં રહેવા છતાં આપણી ભાષા, પહેરવેશ, ખોરાક અને રીતરિવાજમાં પરદેશીઓનું અનુકરણ કરીને એટલો બધો ફેરફાર કર્યો છે કે, જો એ પ્રમાણે ફેરફાર કરવાનું ચાલુ રહેશે તો મને ભય લાગે છે કે, હિન્દી પ્રજાનો સમૂળ નાશ થશે, અને હિન્દી પ્રજા હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, જૈન કે બૌદ્ધ છે તે પારખવાનું કઠીન થઈ પડશે, એવી સ્થિતિ લગભગ સમીપમાં દેખાય છે.

આપણે યાદ રાખવું જોઈએ કે, " લાંબા જોડે ટુંકો જાય, મરે નહિ પણ માંદો થાય " તે પ્રમાણે આપણે પરદેશીઓના ઉદ્યોગ, સાહસ, ધીરજ, ખંતીલાપણું, સ્વદેશપ્રેમ, ભ્રાતૃભાવ, અને સ્વાર્થત્યાગનો સ્પર્શ પણ આપણામાં નહિ થવા દેતાં તેનાથી પવિત્ર રહી (!) તેઓના ખાનપાનનું, તેઓના પોશાકનું, તેઓના વ્યસનનું, તેઓના તૂંડ મિજાજનું, તેઓના એકલપેટાપણાનું અને તેઓની સ્વાર્થ વૃત્તિનું ઘણા જ આનંદથી તથા ઉત્સાહથી અનુકરણ કરી આપણને કૃતાર્થ થએલા માનીએ છીએ. જેને પરિણામે આપણે આપણી તમામ ઉત્તમતા એટલે મનુષ્યત્વને ગુમાવી પશુવૃત્તિ અથવા પરાધીનવૃત્તિમાં ડુબી ગયા છીએ. પરદેશીઓના ફટકા ખાઈ ખાઈને આપણી ચામડી એટલી શૂન્ય જાડી થઈ ગઈ છે કે, હવે તપાવેલા લોખંડનો સ્પર્શ થાય તોપણ તેમાં ચેતન જણાતું નથી. તેઓ ગમે તેટલાં ધિક્કારનાં વચન બોલે તોપણ કાને સંભળાતું નથી, ગમે તેટલો અન્યાય કે અત્યાચાર કરે તોપણ આંખે દેખાતું નથી, પણ તેઓ જે કરે, જે કહે, જે વીતાડે, તે સર્વ વાજબી અને આપણા ભલા માટે જ કરે છે અથવા ગમે તેમ કરવાનો તેને નૈસર્ગિક હક છે, એવું માનતા થઈ વર્તતા થયા છીએ. એટલે આપણે તેઓનું અનુકરણ કરવાથી, આપણું સર્વસ્વ ગુમાવી, આપણે પરાધીન અને ગુલામી સ્થિતિમા આવી પડ્યા છીએ;

અને તેથીજ "સાંખ્યા જોડે ડુકો જાય, મરે નહિ તો માંદો થાય." એ કહેવત પ્રમાણે આપણે માંદા થઈ મરણ પથારીએ પડેલાની સ્થિતિ ભોગવીએ છીએ. એવી સ્થિતિમાં હવે આરો-ગ્યતા મેળવી તંદુરસ્ત બનીને અસલ સ્થિતિમાં પાછા આવવું એ કંઈ ઓછી બહાદુરીનું કામ નથી.

આપણે એક જાતનું વ્યસન સહેલાઈથી વળગાડી શકીએ છીએ પણ તેને છોડવું એ ઘણી જ બહાદુરીનું કામ છે. આપણે આપણા પોશાકમાં આનંદથી ફેરફાર કરી શકીએ છીએ, પણ તે પોશાકમાં ફેરફાર કરી અસલ પોશાક પહેરવો એ ઘણી જ બહાદુરીનું કામ છે. આપણે આપણો ખોરાક સરળતાથી બદલી શકીએ છીએ, પણ તેની ટેવ પડ્યા પછી તે હાનિકારક ખોરાકનો ત્યાગ કરી, અસલ ખોરાક ખાવાની ટેવ પાડવી એ ઘણીજ બહાદુરીનું કામ છે. તે પ્રમાણે ગયા પચ્ચાસ વર્ષમાં આપણે આપણા ખોરાકમાં, પોશાકમાં, રીતરિવાજમાં, ચાલચલગતમાં વ્યવહાર નીતિમાં ખરચખુટણમાં, વતનગામ-રજુમાં અને વ્યસનવ્યવસાયમાં કેટલા ઉંડા ઉતરી ગયા છીએ, અને જ્યાંથી આપણે નીચે ઉતરવા માંડ્યું ત્યાંસુધી પાછા હઠવાને કેટલી બહાદુરીની જરૂર છે ! જો આપણે પાછા નહિ હઠીએ અને હાલના ચાલતા પ્રવાહમાં આગળ વધ્યા જઈએ તો તેથી આપણે ભવિષ્યમાં કેવા ભયંકર સ્થાનમાં જઈ પડીશું તેનું અનુમાન થવું મુશ્કેલ છે. મારો વિચાર એવો છે કે, જો આપણે ચાલુ પ્રવાહમાં વહ્યા જઈશું તો દારિદ્રના ઊંડા ખાડામાં ડૂબકી આખરે પેટપૂરતું એંઠુંજુઠું અન્ન અને ફાટાંતુટાં કપડાં પણ મળવા દુર્લભ થઈ પડશે. પણ જો આપણે હિંમતથી પચ્ચાસ વર્ષ પાછા હઠીશું તો હાલમાં ધનથી આપણી તીજોરી ખાલી જણાય છે તેને બદલે ધનનાં ભોંયરાં ભરાશે, અને દેશમાં ધનની રેલછેલ થઈ રહેશે. માટે આગ્રહથી કહેવું પડે છે કે, આપણે ઘણીજ બહાદુરીથી પચ્ચાસ વરસ પાછા હઠો.

ગૃહસ્થો ! મારી ઉમ્મર પાંસઠ વરસની થઈ છે. એટલે પચાસ વર્ષ ઉપરની સ્થિતિમાં અને હાલની સ્થિતિમાં જે ફેરફાર થયો છે; તેનો અનુભવ જેટલો હું ધરાવું તેટલો અનુભવ જુવાન લેખકો ધરાવી શકે નહિ.

### પચ્ચાસ વરસની અને હાલની સ્થિતિનો મુકાબલો.

પચ્ચાસ વર્ષ ઉપર લગ્નથી જોડાયલાં જોડાં આનંદથી સંસાર સુખ ભોગવી દીકરાના દીકરા તથા તેના દીકરાને રમાડતા તથા પરણાવવા ભાગ્યશાળી થતા હતા. હાલમાં પરણેલાં જોડાં પૈકી ભાગ્યેજ સેંકડે દશ ટકા જેટલાં સ્ત્રી પુરુષો પોતાના પુત્ર પુત્રીને પરણાવી શકે છે. કારણ કે, અગર તો માતા મરી ગઇ હોય છે અથવા પિતાનું મરણ થએલું હોય છે.

પચ્ચાસ વર્ષ ઉપર એક માણસ શેર અનાજ ખાતો હતો તે આજે શેર પણ પુરો ખાઈ શકતો નથી.

પચ્ચાસ વર્ષ ઉપર દશ વીશ ગાઉ પગે ચાલવું સાધારણ હતું અને ઘણાખરા એક દિવસમાં વીસથી પચ્ચાસ ગાઉ ચાલી શકતા હતા. ને આજે પાંચ ગાઉ ચાલી શકતા નથી.

પચ્ચાસ વર્ષ ઉપર મણ બે મણ બોજો ઉપાડી આપણે લાંબો પંથ કાપતા હતા, તે આજે દશ શેર ભાર પણ સ્ટેશનથી ઘર સુધી લાવી શકતા નથી.

પચ્ચાસ વર્ષ ઉપર આપણી સ્ત્રીઓ બસેં તોલા રૂપાનાં પગે સાંકળાં કે કુલતોડા, ગંઠોડા, કલ્લા કે કાંબી, છવિટીયાં, અનવટ, વિંછવા ઝાંઝર અને પગપાન પગે પહેરી હાથ ઉપર સુન્નાના સો સો તોલાનાં કલ્લા, સાકળાં, બાજુ ઉપર પચ્ચાસ તોલાનો વાંક અને પચ્ચાસ તોલાનો જડાઉ ઘોડાવાક, ડોકમાં પચ્ચાસ તોલાની હાળીગાંઠી, તુળસી પાટીઆં, જવમાળા અને પચ્ચાસથી સો તોલા સુન્નાની કાંઠલી અને હાથે એકથી બે રતલ હાથીદાંતનો ચૂડો પહેરી માથા ઉપર દોઢ મણ પાણીનું ભરેલું માટીનું કે તાંબાનું બેડું લઈ, ધમધમાટ કરતી, ધરતીને ધ્રુજાવતી ચાલતી હતી, તે આજે વીસ તોલા રૂપાનાં અને વીસ તોલા સુન્નાના દાગીનાનો ભાર ઉંચકી ખાલી માલી પગે ચાલતાં ચાલતાં અમળાઈ પડશે એવો ભય રહે છે. તો પછી તેઓને વજન ઉંચકવાનું તો ગજુંજ શું હોય!!

મતલબ કે પચ્ચાસ વરસમાં પ્રજામાંથી પચ્ચાસ ટકા બલકે પોણોસો ટકા બળ ઘટી ગયું છે, તો જો આપણે બીજાં પચ્ચીસ વરસ ચાલુ પ્રવાહમા ખેંચાયા કરીશું તો આપણી હયાતી માત્ર નામનીજ રહેશે, એમ કહેવામા કંઇ અતિશયોક્તિ નથી.

પચ્ચાસ વરસ ઉપર બાળક જન્મતું કે તેને બાળગુટી પાઇ, માતાના દૂધનું પાન કરાવવામાં આવતું હતું. એને બદલે હાલ બજારના દૂધ સાથે હાડકાંને પોચાં બનાવનારી ખાંડ, અને લોહીનો વધારો અટકાવનારી ચાહનુ પાન કરાવવામા આવે છે. બાળકોની માતાનું સંપૂર્ણ દૂધ નહિ મળતા ઉપરનું દૂધ, વાસી દૂધ, કે ડબ્બાના દૂધ સાથે ચાહ પીને મોટાં થયેલાં જુવાનીમાં ક્ષયરોગના ભોગ થઈ પડે છે.

પચ્ચાસ વરસ ઉપર બાળકને બાળોતીયાં (કપડાંના કટકા) મા રાખતા હતા, અને પોશાકમાં તેને કાગી ગળીમાં રંગેલા કાળા ઝભલાં પહેરાવતા હતા, અને જમીન ઉપર આળોટી આનંદ લેવા દેતા હતા. તેને બદલે હાલમા પગમાં ઊનના ગૂથેલા મોજાં, કમ્મર ઉપર ગૂથેલી ચડ્ડી, શરીર ઉપર ફલાલીનનું બેવડી છાતીનુ ખમીસ કે ઝભલું, અને માથા ઉપર ફુમતાવાળો ઊનનો ગૂંથેલો ઓચલો પહેરાવી તેને જમીનનો સ્પર્શ થવાના ભયથી ગોદડીમાં સુવાડી મૂકે છે. જેથી તે બાળક ઊનના કપડાથી ઉત્પન્ન થએલા જંતુઓનો ભોગ બની હજારો જાતના રોગનું ઘર બની જાય છે. હાલની માતાઓ તો એમ સમજે છે કે, બાળક એટલે જાણે લાકડાનુ રમકડું. તેનાથી ખમાય અથવા ન ખમાય, બાળક અકળાય અથવા ગભરાય, રડે અથવા માંદુ થાય, તો પણ તેને ફેસનેબલ પોશાક તો પહેરાવવાનોજ.

પચ્ચાસ વર્ષ ઉપર બાળકને વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે દાંત ફૂટયા પછીજ અન્નનો ખોરાક આપવામા આવતો હતો, પણ હાલમાં માતાના દૂધને અભાવે તરેહવાર જાતના ફુરો, બીસ્કીટ, મગનું દળ, ચણાનું દળ, અને મલાઇ જેવા હોજરીને બગાડનારા, નહિ પચી શકનારા પદાર્થો ખવાડવામાં આવે છે. તેથી ખોરાકના અજીર્ણને લીધે, બાળકો કોમળ, માઈકાંકલાં જેવાં પાતળાં હાડકાંનાં લોહી વિનાનાં નિસ્તેજ બની જાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર શહેરનાં બાળકો પાચ વર્ષ સુધી અને ગામડાનાં બાળકો સાત વર્ષ સુધી નાગા ફરતા હતા, જેથી તેઓ ખુલ્લી હવા તથા સૂર્યના કિરણથી પોષાઈ તે હૃષ્ટપુષ્ટ અને બળવાન બનતા હતા, પણ હાલમાં બાળકને ચાલતા શીખતાની સાથેજ બુટ, મોજા, પાટલુન, ખમીસ; જાકીટ, કોટ, ગળપટો, અને માથે ઓચલા અથવા ટોપથી એવો

ઢાંકી દેવામાં આવે છે કે, તેના શરીરને હવાનો તથા પ્રકાશનો લાભ મળી શકેજ નહિ જેથી તેઓ અડધા નપુંસક અને આખા અશક્ત રહે છે!

પચ્ચાસ વર્ષ ઉપર બાળકોને નિશાળે મૂકયા પછી તેને પ્રથમ આંક ભણાવવામાં આવતા હતા, અને આંક ભણી રહ્યા પછીજ તેને કક્કો બારાખડી શિખવવામાં આવતા હતા. જેથી તેના મગજમાં ધારણાશક્તિ ઉત્પન્ન થઇ તે બાળકો મેધાવી થતા હતા; પણ હાલમાં આંક ભણાવવાના પડતા મૂકી વાંચનમાળા અને લેખનમાળાનો અભ્યાસ કરવામાં આવે છે, જેથી બાળકોના મગજને, હૃદયને, યકૃતને, બરોળને, અને પાચનશક્તિને જે નુકશાન થાય છે, તે કોઇ પણ ઉપાયથી સુધારી શકાતું નથી. પણ બાળકો જેમ જેમ અભ્યાસમાં વધતા જાય છે, તેમ તેમ તેનું આયુષ્ય ઘટતું જાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર ગામઠી નિશાળોમાં પાટલા ઉપર ધૂળ નાંખીને વતરણાથી, અને સ્કુલોમાં સ્લેટપેનથી તથા ખડીયા પાટીથી ભણાવવામાં આવતું હતું. તેમ એક છોકરાંનું ભણવાનું પુસ્તક તથા સાહિત્ય બીજા છોકરાઓને કામ લાગતું હતું. પણ હાલમા સ્લેટને ઠેકાણે કાગળો અને કલમને ઠેકાણે સ્ટીલપેન વપરાતી હોવાથી હાથની તથા મગજની શક્તિ ઘટે છે, અને આંખે તેજ ઓછું થઇ ચશ્માં પહેરવાં પડે છે, તથા એકના જુનાં પુસ્તકો બીજાને કામ લાગતાં નથી, એટલુંજ નહિ પણ તેના તે જ વિદ્યાર્થીને દર વર્ષે નવાં પુસ્તકો વસાવવાં પડે છે.

પચ્ચાસ વર્ષ ઉપર પ્રાથમિક સ્કુલમાં જતા વિદ્યાર્થીને ૭ આનાનું પંચીઉં, આઠ આનાનું બદન, અને બે આનાની ટોપી જોઇતી હતી, તથા અંગ્રેજી સ્કુલમાં જતા વિદ્યાર્થીને એથી ચાર ઘણા ખરચવાળો પોષાક જોઇતો હતો, છતાં તે વિદ્યાર્થીને સંગીન ગ્નાન મળતું હતું, પણ હાલમાં પશ્ચિમની ઢબ છબનાં પચ્ચાસગણી વધારે કિંમતના બનેલાં કપડાં અને આંખે ચશ્મા વગેરે પહેરવાના ખરચ ઉપરાંત ઘર આગળ ટયુશન એટલે ભણાવનાર પગારદાર માસ્તર રાખવો પડે છે છતાં વિદ્યાર્થીને વ્યવહારિક વિષયનું સંગીન ગ્નાન મળતું નથી.

પચ્ચાસ વર્ષ ઉપર પ્રાથમિક સ્કુલમાં ભણતા વિદ્યાર્થીને ૭ ચોપડી ભણતાં ત્રણથી ચાર વર્ષ લાગતાં હતાં, તેને બદલે હાલમાં દર વર્ષે પરીક્ષા પાસ કરે તો ૭ વર્ષ લાગે છે. પાછલા વખતમાં પ્રાથમિક સ્કુલનો ચાર વર્ષનો ખરચ. સ્કુલ ફીના રૂ. ૬) સ્લેટપેન પુસ્તકોના મળી રૂા. ૧૦) અને કપડાં ખરચના રૂા. ૨૦) મળી કુલ ૩૬) રૂપીઆ ખરચ લાગતો હતો તેના બદલામાં આજે ૭ ચોપડી ભણતાં પુસ્તકોના રૂા. ૫૦) કપડાંના રૂા. ૩૦૦) માસ્તરના પગારના રૂા. ૨૦૦) પરચુરણ સાહિત્યના રૂા. ૧૦૦) એટલે કુલ સરવાળે રૂા. ૬૫૦)નો થાય છે. તે ઉપરાંત વિદ્યાર્થીના ગજવા ખર્ચનો હિસાબ તો જુદો ગણવાનો છે.

( અપૂર્ણ. )

સુરત. વૈદ્ય શા. તિલકચંદ તારાચંદ.




( ૨ )

વૃત્તિ કર્ષિત-શિક્ષક-વળી વિદ્યાલયના નીચલા ધોરણોમાં અભ્યાસ કરાવનાર શિક્ષકનો પગાર ઘણો જ ઓછો હોય છે! તેમનું જીવન એટલા ટુંકા પગારમાં ચાલતું નથી! તેથી જ તેઓ અંતઃકરણની સર્વ શક્તિનો વ્યય કરી શિક્ષણ-દાન દેતા નથી! પ્રાચીન ભારતવર્ષમાં એ બન્ને વિપત્તિયો ન હતી! તે સમયે મહિનાદાર "નોકર" શિક્ષકો ન થવા પામે તે માટે બહુ સાવચેતી રખાતી અને સખ્ત બંદોબસ્ત હતો. તે સમયે પ્રત્યેક મનુષ્યને દેવકાર્ય અને પિતૃકાર્ય કરવું પડતું. એ સર્વ કાર્યમાં વિદ્વાન અને ધાર્મિક બ્રાહ્મણો જ દાન ગ્રહણ કરતા. (પ્રતિગ્રહદાન.) તે બ્રાહ્મણો, પ્રતિગ્રહ દ્વારા પ્રાપ્ત થયેલું દાન, (દ્રવ્ય) સત્કાર્યમાં વ્યય કરતા. તે વખતના બ્રાહ્મણો, આજના શ્રીમંત બ્રાહ્મણોની પેઠે રૂપિયા કે મોહોરો કે સુવર્ણ-રત્નના ભંડાર ભરી રાખતા નહિં! તે સમયે જે બ્રાહ્મણો ધનનો સંગ્રહ કરવા માંડતા તેને પ્રજાજનો "સુપાત્ર-બ્રાહ્મણ" માનતાજ નહિં! એવા લક્ષ્મીના લોભી બ્રાહ્મણને તે સમયે "ચોર" કહેવામાં આવતા!

संचयं कुरुते यश्च प्रतिगृह्य समन्ततः
धर्मार्थे नोपयुंक्ते च न तं तस्करमर्चयेत् ॥

ધન સંચય કરવાનો રોગ જે દેશના શિક્ષકોમાં પ્રવેશ કરે છે તે દેશની કોઇ પણ પ્રકારે ઉન્નતિ થઇ શકે જ નહિં. શિક્ષકો કુટુંબ પરિવારનું ભરણ-પોષણ કરવા માટે અને ધર્માનુષ્ઠાન કરવા માટે પ્રતિગ્રહ કરતા. (દાનલેતા.) ધર્મનિષ્ઠ લોકો એવા સત્પાત્ર બ્રાહ્મણોને પ્રેમપૂર્વક બોલાવી લઇ જઇ આદર સત્કાર કરતા-દાન દેતા. તેઓ એ દાન ગ્રહણ કરી પ્રતિપાલન કરવા જેવા પોષ્ય વર્ગને માટે અને પરોપકાર-કાર્યમાં તેનો વ્યય કરતા. અસત્ કર્મ કરનાર પાપી લોકોનું દાન તેઓ ગ્રહણ કરતા નહિં. રાજારજવાડાઓ ક્રૂર કર્મ દ્વારા દ્રવ્ય સંચય કરી તેમાંથી દાન કરવાની ઇચ્છા કરતા તો તે સત્પાત્ર બ્રાહ્મણો કદીપણ ગ્રહણ કરતા નહિં. મહાભારતના અનુસાશન પર્વમાં લખ્યું છે કે:—

न तु पापकृतां राज्ञां प्रतिगृह्णन्ति साधवः । ૯૨-૫.

સત્પાત્ર બ્રાહ્મણો દુષ્કર્મ કરનાર રાજાઓનાં દાન ગ્રહણ નહિં કરતા હોવાથી તેવા રાજાઓ પણ પાપ કરતાં ડરતા અને સત્કર્મ દ્વારાજ લક્ષ્મી પ્રાપ્ત કરતા. આ પ્રમાણે પ્રતિગ્રહ-દાનનો ઉત્તમ નિયમ હોવાથી દેશના ધર્મયાજકો અને શિક્ષકો પોતે પણ ઉત્તમ કાર્યો કરવા-કરાવા પૂર્વક-પ્રેરતા અને દેશના સર્વ પ્રજાજનો પણ સત્કર્મજ કરતા.

'શાસ્ત્રમાં વિશુદ્ધ બ્રાહ્મણને દાન કરવા માટે જે સેંકડો વચનો જોવામાં આવે છે તેનો એક અન્ય ઉદ્દેશ્ય એ છે કે દેશના શિક્ષકો અને યાજકો અન્ન વસ્ત્રનાં સંકટથી હાહાકાર કરતા ઘેરઘેર ભીક્ષા ન માંગે! પ્રાચીન ભારતવર્ષમાં શિક્ષક અને યાજકોને અન્નવસ્ત્ર માટે જરાપણ ચિન્તા રહેતી ન હતી. પરંતુ તે સાથે તેઓ રૂપિયાનો ભંડાર ભરી તેને અપવ્યય પણ કરી શકતા નહિ.

ભરણ દાનને પાત્ર—દ્વિતીય પ્રકારના દાન ભરણ દાન કહેવામાં આવ્યું છે. જેઓ લુલા, લંગડા, આંધળાં, બહેરાં, અથવા રોગીષ્ટ છે અને દ્રવ્ય ઉપાર્જન માટે અશક્ત છે તેમનું ભરણ પોષણ કરવું એ પ્રત્યેક ગૃહસ્થોનો ધર્મ છે.

पंग्वन्धबधिरा मूका व्याधिनोपहताश्च ये ।
भर्त्तव्यास्ते महाराज न तु देयः प्रतिग्रहः ॥

રંક જનોનું પોષણ ધનવાનોએ કરવું-મહર્ષિ આપસ્તમ્ભ કહે છે કેઃ-

देयंचानाथकेऽवश्यं विप्रादीनांच भेषजम् । १-६

" અનાથોને દાન આપવું અને બ્રાહ્મણોને ઔષધ આપવું એ સર્વનું કર્તવ્ય છે." મહર્ષિ દક્ષ (૨-૩૬-૪૨) દીન અનાથ, આશ્રયહીન વગેરેને ધનવાનોએ અવશ્ય પાલન પણ કરવા યોગ્ય વર્ગમાં ગણ્યા છે.

मातापिता गुरुर्भार्या प्रजादीनः समाश्रितः ।
अभ्यागतोऽतिथिश्चाग्निः पोष्यवर्ग उदाहृतः ॥
ज्ञातिर्बन्धुजनः क्षीणस्तथानाथः समाश्रितः ।
अन्योऽपि धनयुक्तस्य पोष्यवर्ग उदाहृतः ॥
भरणंपोष्यवर्गस्य प्रशस्तं स्वर्गसाधनम् ।
नरकः पीडने चास्य तस्माद् यत्नेन तच्चरेत् ॥
दीनानाथ विशिष्टेभ्यो दातव्यं भूतिमिच्छता ।
अदत्तदाना जायन्ते पर भाग्योपजीविनः ॥

" માતા, પિતા, ગુરૂ, સ્ત્રી, સન્તાન, રંક, આશ્રિત, અતિથિ, અભ્યાગત, અગ્નિ, જ્ઞાતિ બન્ધુ, ક્ષીણ અનાથ અથવા અન્ય આશ્રિત, એ સર્વનું ધનવાનોએ પોષણ કરવું. એ પોષ્ય વર્ગનું પોષણ કરવું એ પ્રશંસાજનક છે. તેમ કરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ઉપર કહેલા પોષ્ય વર્ગને પીડા કરવાથી નરક પ્રાપ્ત થાય છે. બહુ સંભાળ પૂર્વક પોષ્ય વર્ગનું ભરણ પોષણ કરવું. જેમને વિશેષ સમ્પત્તિની ઇચ્છા હોય તેણે દીન, અનાથ અને સત્પાત્રને દાન કરવું જોઇએ. જેઓ આ જન્મમાં દાન કરતા નથી તેઓ પર-જન્મમાં બીજાને આશ્રયે જીવન ગાળનારા (અભાગી) જીવો થાય છે.

• દિલગીરીની વાત તો એ છે કેઃ આજે સત્પાત્ર અને સમર્થ વિદ્વાન ગણાતા બાહ્મણો ઘરે ઘરે બેસી-શ્રીમંતોને ઘેર દાન-દક્ષિણા લે છે અને પછી તેજ દાન વડે સદા અન્તરમાં ત્રાસ રમતા હોય છે! તેમની લક્ષ્મી વડે રોગ ગરીબ કે પાત્ર બ્રાહ્મણોનું ભરણપોષણ થતું નથી!

**ભરણદાનની શ્રેષ્ટતા**-શાસ્ત્રમા એવા ભરણ-દાનની અતિશયપ્રશંસા કરવામાં આવી છે. દક્ષે કહ્યું છે કે.

दयामुद्दीश्य यद्दानमपात्रेभ्योऽपि दीयते।
दीनान्ध कृपणेभ्यश्च तदानन्त्याय कल्पते

अपरार्क २८३ पृष्ट.

"દીન, અન્ધ અને અન્ન કૃપા પાત્રો કદાચ પ્રતિ ગ્રહ-દાનને યોગ્યના હોય તો પણ દયાને વશ થઇ તેઓને જે દાન કરવામાં આવશે તેનું અનન્ત ફળ પ્રાપ્ત થશે. દેવલે કહ્યું છે કે:

अनुक्रोसवशाद्दत्तं दानमक्षयतां व्रजेत।

(अपरार्क २८५ पृष्ट.)

"દયાને વશ થઇને જે દાન કરવામા આવે છે તે અક્ષય થાય છે." તેનું ફળ અવર્ણનીય છે.

**સાર સંગ્રહ**-પરિણામે બે પ્રકારના દાન કરી શકાય. (૧) પરિગ્રહદાન-એને માટે પાત્ર દેશના ગરીબ ધાર્મિક શિક્ષકો અને યાજકો. એમ થવાથી તેઓ નિર્વિઘ્ન અન્તઃકરણપૂર્વક, લોકશિક્ષા અને યજન કાર્યમા નિયુક્ત રહી શકે. (૨) ભરણ-દાન-એ ગરીબોને જ આપી શકાય. એને પરિણામે જેઓ વ્યાધિ વગેરે કારણથી પોતાની જીવિકા ઉપાર્જન કરવામા અક્ષમ હોય છે તેઓ અન્નવસ્ત્રના અભાવથી મરણ પ્રાપ્ત થતા નથી.

**દાનવિધિનું મૂળ સૂત્ર ભૂતહિત અથવા મનુષ્યહિત**-ઉપરોક્ત લિખિત અને અન્ય દાન વિધિનું મૂલ સૂત્ર વેદ વ્યાસ સ્મૃતિમા લખ્યું છે કે:

दाताभूतहिते रतः।

"જે ભૂતહિત (પ્રાણીમાત્રનું હિત કરવા)મા તત્પરજ છે તેજ સાચો દાતા કહેવાય." ભૂતહિત (પ્રાણીમાત્રનું કલ્યાણ) એજ દાનનો ઉદ્દેશ્ય છે શ્રીમદ્ ભાગવતમા કહ્યું છે કે: (૭-૧૧-૧૦)

अन्नादेश्च संविभागो भूतेभ्यश्च यथार्हतः।
तेश्वात्मदेवता बुद्धिः सुतरां नृपु पाण्डव॥

શ્રી નારદે શ્રી યુધિષ્ઠિર સમક્ષ સનાતન ધર્મના સાર્વજનિક અંગોનું વર્ણન કરતા કરતા કહ્યું છે કે: "ભૂતોને અન્ન આદિ યોગ્યરૂપે વિભાગ કરી આપવું અને તેમને તથા વિશેષતઃ મનુષ્યોને ઉપાસ્ય દેવતા અને પોતાના આત્મા પ્રમાણે મનથી "માનવા" એ સનાતન ધર્મનું એક અગ છે. દાનનો મુખ્ય ઉદ્દેશ્ય ભૂત હિત પ્રાણીમાત્રનું કલ્યાણ), વિશેષરૂપે મનુષ્યોનું હિત કરવું એજ છે. જે દાન વડે મનુષ્યનો અથવા કોઇપણ પ્રાણીનો જેટલો ઉપકાર કરી શકાય તે દાન તેટલું પુણ્ય જનક સમજવું. એજ દાન-વિધિનું મુખ્ય સૂત્ર છે. એ માટે જ મહાભારત (૧૩-૬૯ અધ્યાય) માં ગોદાનની પ્રશંસા કરતા ગાયોની (ઢોરોની) અને નન્દિપુરાણ (અપરાર્ક ૭૯૬ પૃ૪) માં વિદ્યાદાનનું શ્રેષ્ટત્વ સમજાવતા વિદ્યાની ઉપકારિતા સ્પષ્ટરૂપે વર્ણવી છે. એટલા માટેજ વિષ્ણુ ધર્મોત્તરમાં (પરાશર ભાષ્ય પ્રથમ ખંડ ૧૯૨) પૃષ્ઠમાં લખ્યું છે કે:

यस्योपयोगि यद्द्रव्यं देयं तस्यैव तद् भवेत।

'શાસ્ત્રમાં વિશુદ્ધ બ્રાહ્મણને દાન કરવા માટે જે સેંકડો વચનો જોવામાં આવે છે તેનો એક અન્ય ઉદ્દેશ્ય એ છે કે દેશના શિક્ષકો અને યાજકો અન્ન વસ્ત્રના સંકટથી હાહાકાર કરતા ઘેરઘેર ભીક્ષા ન માંગે! પ્રાચીન ભારતવર્ષમાં શિક્ષક અને યાજકોને અન્ન, વસ્ત્ર માટે જરાપણ ચિન્તા રહેતી ન હતી. પરંતુ તે સાથે તેઓ રૂપિયાનો ભંડાર ભરી તેને અપવ્યય પણ કરી શકતા નહિ.

ભરણ દાનને પાત્ર—દ્વિતીય પ્રકારના દાન ભરણ દાન કહેવામાં આવ્યું છે. જેઓ લુલા, લંગડા, આંધળા, બહેરાં, અથવા રોગીષ્ટ છે અને દ્રવ્ય ઉપાર્જન માટે અશક્ત છે તેમનું ભરણ પોષણ કરવું એ પ્રત્યેક ગૃહસ્થોનો ધર્મ છે.

पंग्वन्धवधिरा मूका व्याधिनोपहताश्च ये ।
भर्त्तव्यास्ते महाराज न तु देयः प्रतिग्रहः ॥

રંક જનોનું પોષણ ધનવાનોએ કરવું-મહર્ષિ આપસ્તમ્બ કહે છે કેઃ-

देयंचानाथकेऽवश्यं विप्रादीनांच भेषजम् । २-६

"અનાથોને દાન આપવું અને બ્રાહ્મણોને ઔષધ આપવું એ સર્વનું કર્તવ્ય છે."
મહર્ષિ દક્ષ (૨-૩૬-૪૨) દીન અનાથ, આશ્રયહીન વગેરેને ધનવાનોએ અવશ્ય પાલન પોષણ કરવા યોગ્ય વર્ગમાં ગણ્યા છે.

मातापिता गुरुर्भार्या प्रजादीनः समाश्रितः ।
अभ्यागतोऽतिथिश्चाग्निः पोष्यवर्ग उदाहृतः ॥
ज्ञातिर्बन्धुजनः क्षीणस्तथानाथः समाश्रितः ।
अन्योऽपि धनयुक्तस्य पोष्यवर्ग उदाहृतः ॥
भरणंपोष्यवर्गस्य प्रशस्तं स्वर्गसाधनम् ।
नरकः पीडने चास्य तस्माद् यत्नेन तच्चरेत् ॥
दीनानाथ विशिष्टेभ्यो दातव्यं भूतिमिच्छता ।
अदत्तदाना जायन्ते पर भाग्योपजीविनः ॥

"માતા, પિતા, ગુરૂ, સ્ત્રી, સન્તાન, રંક, આશ્રિત, અતિથિ, અભ્યાગત, અગ્નિ, જ્ઞાતિ બન્ધુ, ક્ષીણ અનાથ અથવા અન્ય આશ્રિત, એ સર્વનું ધનવાનોએ પોષણ કરવું. એ પોષ્ય વર્ગનું પોષણ કરવું એ પ્રશંસાજનક છે. તેમ કરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ઉપર કહેલા પોષ્ય વર્ગને પીડા કરવાથી નરક પ્રાપ્ત થાય છે. બહુ સંભાળ પૂર્વક પોષ્ય વર્ગનું ભરણ પોષણ કરવું. જેમને વિશેષ સમ્પત્તિની ઇચ્છા હોય તેણે દીન, અનાથ અને સત્પાત્રને દાન કરવું જોઇએ. જેઓ આ જન્મમાં દાન કરતા નથી તેઓ પર-જન્મમાં બીજાને આશ્રયે જીવન ગાળનારા (અભાગી) જીવો થાય છે.

• દિલગીરીની વાત તો એ છે કેઃ આજે સત્પાત્ર અને સમર્થ વિદ્વાન ગણાતા બ્રાહ્મણો માત્ર ધનાઢ્ય શ્રીમંતોને ઘેર દાન-દક્ષિણા લે છે અને પાછી તેજ દાન વડે સટ્ટા બજારમાં જુગાર રમતા હોય છે! તેમની લક્ષ્મી વડે કોઇ ગરીબ કે પાત્ર બ્રાહ્મણોનું ભરણપોષણ થતુંજ નથી!
લેખક.

ભરણદાનની શ્રેષ્ઠતા-શાસ્ત્રમા એવા મરણ-દાનની અતિશયપ્રશંસા કરવામાં આવી છે. કહે કહ્યું છે કે.

दयाद्युद्दीश्य यद्दानमपात्रेभ्योऽपि दीयते ।
दीनान्ध कृपणेभ्यश्च तद्दानन्त्याय कल्पते

अपरार्क २८३ पृष्ठ.

"દીન, અન્ધ અને અન્ન કૃપા પાત્રો કદાચ પ્રતિ અઙ-દાનને યોગ્યના હોય તો પણ દયાને વશ થઇ તેઓને જે દાન કરવામાં આવશે તેનું અનન્ત ફળ પ્રાપ્ત થશે. કેવળ કહ્યું છે કે:

अनुक्रोसवशाद्दत्तं दानमक्षयतां व्रजेत ।

(अपरार्क २८९ पृष्ठ.)

"દયાને વશ થઇને જે દાન કરવામા આવે છે તે અક્ષય થાય છે." તેનું ફળ અવર્ણનીય છે.

સાર સંગ્રહ-પરિણામે બે પ્રકારના દાન કરી શકાય. (૧) પરિગ્રહદાન-એને માટે પત્ર દેશના ગરીબ ધાર્મિક શિક્ષકો અને યાજકો. એમ થવાથી તેઓ નિર્વિઘ્ન અન્તઃકરણ-પૂર્વક, લોકશિક્ષા અને યજન કાર્યમા નિયુક્ત રહી શકે. (૨) ભરણ-દાન-એ ગરીબોને જ આપી શકાય. એને પરિણામે જેઓ વ્યાધિ વગેરે કારણથી પોતાની છવિકા ઉપાર્જન કરવામાં અક્ષય હોય છે તેઓ અન્નવસ્ત્રના અભાવથી મરણ પ્રાપ્ત થતા નથી.

દાનવિધિનું મૂળ સૂત્ર ભૂતહિત અથવા મનુષ્યહિત-ઉપરોક્ત લિખિત અને અન્ય દાન વિધિનું મૂલ સૂત્ર વેદ વ્યાસ સ્મૃતિમા લખ્યુ છે કે:

दाताभूतहिते रतः ।

"જે ભૂતહિત (પ્રાણીમાત્રનું હિત કરવા)મા તત્પરજ છે તેજ સાચો દાના કહેવાય." ભૂતહિત (પ્રાણીમાત્રનુ કલ્યાણ) એજ દાનનો ઉદ્દેશ્ય છે શ્રીમદ્ ભાગવતમા કહ્યુ છે કે: (૭-૧૧-૧૦)

अन्नादेश्च संविभागो भूतेभ्यश्च यथार्हतः ।
तेम्वात्मदेवता बुद्धिः सुतरां नृपु पाण्डव ॥

શ્રી નારદે શ્રી યુધિષ્ઠિર સમક્ષ સનાતન ધર્મના સાર્વજનિક અંગોનું વર્ણન કરતા કરતા કહ્યું છે કે: "ભૂતોને અન્ન આદિ યોગ્યરૂપે વિભાગ કરી આપવું અને તેમને તથા વિશેષતઃ મનુષ્યોને ઉપાસ્ય દેવતા અને પોતાના આત્મા પ્રમાણે માનવા "માનવા" એ સનાતન ધર્મનું એક અંગ છે. દાનનો મુખ્ય ઉદ્દેશ્ય ભૂત હિત પ્રાણીમાત્રનું કલ્યાણ), વિશેષરૂપે મનુષ્યોનું હિત કરવું એજ છે. જે દાન વડે મનુષ્યનો અથવા કોઇપણ પ્રાણીનો જેટલો ઉપકાર કરી શકાય તે દાન તેટલું પુણ્ય જનક સમજવું. એજ દાન-વિધિનું મુખ્ય સૂત્ર છે. એ માટે જ મહાભારત (૧૩-૫૯ અધ્યાય) માં ગોદાનની પ્રશંસા કરતા ગાયોની (ઢોરોની) અને નન્દિપુરાણ (અપરાર્ક ૩૯૬ પૃષ્ઠ) માં વિદ્યાદાનનું શ્રેષ્ઠત્વ સમજાવતા વિદ્યાની ઉપકારિતા સ્પષ્ટરૂપે વર્ણવી છે. એટલા માટેજ વિષ્ણુ ધર્મોત્તરમાં (પરાશર ભાષ્ય પ્રથમ ખંડ ૧૯૨) પૃષ્ઠમાં લખ્યું છે કે:

यस्योपयोगि यद्द्रव्यं देयं तस्यैव तद् भवेत ।

અને નન્દિપુરાણ ( અપરાર્ક ૨૯૯ પૃષ્ઠ ) માં લખ્યું છે કેઃ—

" જે દ્રવ્ય જેના ઉપકારમાં આવે તે દ્રવ્ય તેને આપવું. ( દાન કરી દેવું. ) તેથી જ

श्रान्तस्य यानं तृषितस्य पानम्
अन्नंक्षुधार्त्तस्य सदा प्रदेयम् ॥

" થાકેલાને ઘોડા કે બળદની ગાડી, તૃષાતુરને જળ, અને ક્ષુધાતુરને અન્ન ( દાન ) આપવું. " ગ્રીષ્મપ્રધાન ભારતવર્ષમાં અખાડત્રીજને દિવસે જળ ભરેલા કુંભ અને વિંઝણાનું દાન કરવાનો રિવાજ પ્રચલિત છે. દયાળુ લોકો સ્થળે સ્થળે પાણીની પરબો બેસાડે છે. શીતપ્રધાન કાશ્મીરમાં અને અગ્નિદાન સુપ્રસિદ્ધ છે. શાસ્ત્રમાં અગ્નિદાનનું વિધાન છે.

इंधनानि च यो दद्याद् विप्रेभ्यः शिशिरागमे ।
नित्यं जयति संग्रामे श्रीयायुक्तस्तु दीप्यते ॥

( संवर्त्तस्मृत्ति । ५८ श्लोक । )

એજ પ્રમાણે દુર્ભિક્ષસમયે અન્નદાન (અત્રિ ૩૩૨ શ્લોક) રોગીને ઔષધ-પથ્ય-દાન, ( યાજ્ઞવલ્ક્ય ૧-૨૦૯ ); આપસ્તમ્બ ૬; સંવર્ત ૫૮ અને ૮૫ શ્લોક.), દેશવિપ્લવ સમયે જેઓનું સર્વસ્વ હરણ થયું હોય તેમને દાન આપવું. ( મહાભારત ૧૩-૨૩-૫૪-૫૭ ) વગેરે સર્વ પ્રકારનાં દાનનો સ્પષ્ટ ઉદ્દેશ ભૂતહિત અથવા માનવહિત સાધન એ જ છે.

સ્વજનને દૂર રહેવા દઇ પરજનને દાન કરવું એ અધર્મ છેઃ—

સ્વજનને અથવા નજીક રહેતા મનુષ્યને પડતા મૂકી દૂર રહેતા મનુષ્યોને દાન કરવું તે પણ શાસ્ત્રકારોએ નિષિદ્ધ ગણ્યું છે.

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
मध्वापातो विषास्वादः स धर्म प्रतिरुपकः ॥ मनु. ११-९
तस्मान्नातिक्रमेत प्राज्ञो ब्राह्मणान् प्राति वेश्मिकान् ।

( भविष्य पुराण-अपरार्क । )

" ગરીબ, દુઃખી આત્મીય જનોને સહાય નહિં કરતાં દૂર નિવાસીજનોને દાન કરવાથી તે દાન વડે દાતાને પુણ્ય પ્રાપ્તિ થતી નથી. નજીકનાં આત્મીયજનો અન્ન વસ્ત્ર વિના દુઃખ પામતાં ધનવાન-સગાંની લક્ષ્મી જોઈ નિઃશ્વાસ નાખતા હોય છે. તેમને દાન કરવાનું રહેવા દઈ કેટલાક શ્રીમંતો માત્ર કીર્તિ-દાન કરવાની ઇચ્છાથી જ દૂર દૂરના લોકો પ્રતે દાનની રકમો મોકલે છે. અમારૂં ગુજરાત અને ગુજરાતના શ્રીમંતો એ દોષથી મુક્ત નથી ! ગુજરાતનાં બાળકોના વિદ્યાભ્યાસ તરફ શ્રીમંતોનું લક્ષ્ય નથી પણ બેલ્જીયમનાં દુઃખી બાળકો માટે સમસ્ત ભારતવર્ષે લાખ્ખો રૂપિયા ઉઘરાવી ત્યાં મોકલી દિધા ! હિંદુસ્તાનમાં દુષ્કાળને લીધે મરણ શરણ થતા અનેક લોકોનાં કષ્ટ કાપવામાં નિષ્કાળજી રહેલા રાજા-રાણીઓ યુરોપ અમેરિકા દિવિદિશોમાં દુષ્કાળ પડતાં અને ગવરનર કે વાઇસરોય માંદે પડ્યા હતા તેમાં લાખ્ખો કરોડો રૂપિયા ભરી પરોપકાર માને છેઃ હિંદુસ્તાનની લાખો અનાથ વિધવાઓનું ઉદરપોષણ થતું નથી ત્યારે યુરોપનાં લડાઇનાં મરણ પામેલાંની વિધવાઓ માટે હિંદુસ્તાને લાખો રૂપિયા ભર્યાં છે ! " ઘરનાં છોકરાં ઘંટી ચાટે, ઉપાધ્યાને આટો ! " ( અપૂર્ણ. )

દા. રા. મહેતા.

॥ श्रीगुरवे नमः ॥

એક સામાજિક નવલકથા.




## પંચમ અધ્યાય

### ઉપદેશ દાન.



મધ્યાહ્નનો સમય હોવા છતાં મહાત્માજીની પર્ણકુટીની આસપાસ કદળી, આમ્ર, આસોપાલવ, વગેરે ઉત્તમ વૃક્ષોની ઘટા હોવાથી તાપનું નામ નિશાન ન હતું. ત્યાં તો જાણે કોઈ પહાડની ઠંડી હવામાં બેઠ હોઇએ એવુંજ લાગતુ. એક તરફથી ઠંડી હવા અને બીજી તરફથી ઉત્તમ પ્રકારનો ધૂપ, એ બન્નેના મિશ્રણથી મસ્તક શાંત શીતળ થતું. જાણે કોઇ દેવતાના સમીપ જ ના બેઠા હોઇએ તેવું લાગતું.

અર્ધેક કલાક મહાત્માજીની ધ્યાન સમાધિ ઉતરી. ધીમે ધીમે નેત્રો ઉઘડવા માંડ્યાં. ધીમે ધીમે શ્વાસ મૂકવા લાગ્યા. થોડી વાર પછી બોલ્યા " ગોવર્ધનદાસ ! કલ્યાણ, જયા અને છોકરાઓ સાથે જ તમારે પણ રહેવાનું થશે. તમે મૌન ધારણ કર્યું એ પણ ઠીક. તમારી લક્ષ્મીની વ્યવસ્થા સત્યવ્રત કરશે એ તમારો સંકલ્પ બહુ સારો છે સત્યવ્રત! તેં એ દ્રવ્યની શી યોજના ધારી છે ? "

સત્યવ્રતઃ " મહારાજ ! ગુજરાતમાં વૈષ્ણવોના પુસ્તકો છપાય એ માટે ફંડો છે, સ્વામિનારાયણ પંથ અને જૈન પુસ્તકો માટે પણ ફંડો છે પરંતુ સનાતન ધર્મના ગ્રંથો જેવા કે વેદ, શ્રુતિ, પુરાણ અને અધ્યાત્મ જ્ઞાનના અનેક ગ્રંથો છપાવવા માટે દ્રવ્યની મ્હોટી અડચણ જોવામાં આવે છે. ગુજરાતમાં કેટલાક સારા ધર્મનિષ્ઠ લેખકો હોવા છતાં દ્રવ્યની તંગીને લીધે હજી વેદ કે ઉપનિષદો સસ્તે મૂલ્યે પ્રકટ થતા નથી. પુરાણો પણ ક્યાં છે ? અધ્યાત્મજ્ઞાન પ્રવર્તક અનેક ધર્મ ગ્રંથો સંસ્કૃત વગેરે ભાષામાં પડી રહ્યા છે, તેનો ઉદ્ધાર થવો જોઇએ. એવા એવા ધર્મગ્રંથો સંસ્કૃત ઉપરાંત બંગાલી, મરાઠી, હિંદી કે અંગ્રેજી વગેરે કોઇ પણ ભાષામાં હોય ત્યાંથી શોધી-શોધાવી ગુર્જર પ્રજાને સસ્તે મૂલ્યે સાદર કરવાની યોજના ઘડી છે. ચાર સારા માણસનું ટ્રસ્ટ કરી એ રકમ તેમને સોંપી દેવા વિચાર છે. જો કે ટ્રસ્ટીઓના હાથમાં કામ જવાથી મતભેદ થવાનો અને લેખકોને ત્રાસ પડવાનો

સંભવ છે પરંતુ પુસ્તકોની પસંદગી હાલ તુરત હું મ્હારા જ હાથમાં રહેવા દઈશ અને મૂળ રકમમાંથી સારાં પુસ્તકો છપાવી તે રકમ વગર વ્યાજે પાછી વસુલ થાય અને લેખકોને હમેશને માટે એક સારી રકમ મળતી રહે, પુસ્તકો વેચનારાઓને કમીશન મળે અને આપણો ખર્ચ નીકળી જાય તેમ કરવાનું ઠરાવીશું. આ પ્રમાણે યોજના હોવાથી કામ સારું ચાલશે અને ઉત્તમ ગ્રંથો પ્રકટ થશે. સારા ધર્મનિષ્ઠ લેખકોનું પોષણ થશે, અને તેમનો ઉત્સાહ વધશે."

યોગાનન્દજીઃ "બહુ સારી યોજના છે. દેશમાં અનેક શ્રીમન્તો પડ્યા છે. તેમને ત્યાં લક્ષ્મી તીજોરીમાં પુરાઈ રહી છે. તે સર્વે થોડી થોડી રકમ કાઢી આવી કોઈ યોજના ઘડે તો મ્હોટા મ્હોટા ધર્મ ગ્રંથો છપાઈ પ્રકટ થાય."

સત્યવ્રતઃ "મહારાજ! દેશના શ્રીમંતોને વિદ્યા ઉપર પ્રેમજ નથી એમ કહીએ તો ચાલે. વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજી જ્યારે યુરોપ ગયા ત્યારે પ્રોફેસર મેક્સમૂલરને મળવા ગયેલા. મેક્સમૂલર જેવા યુરોપિયનને આપણા ધર્મ ગ્રંથોનો અભ્યાસ કરવાનો અને તેના ઉપર ભાષ્ય લખી પ્રકટ કરવાનો શોખ થયો હતો. તેણે સેંકડો રૂપિયા ખર્ચી ભારતવર્ષમાંથી વેદ-ગ્રંથો પ્રાપ્ત કર્યા હતા. તે પછી તે છપાવવા માટે દ્રવ્ય સહાય જોઇએ. તેણે શ્રીમંતોની સહાયતા માગવા વિચાર કર્યો. કંઇક પ્રયત્ન પણ કર્યો પરન્તુ તેને બહુ મુશ્કેલી પડતાં અંતે તે વીર પુરૂષે હિમ્મત નહિં હારતાં ઇષ્ટ ઇન્ડિયા કમ્પની પાસે અરજ કરી રૂપિયા સાત લાખ મેળવ્યા. પોતાને દેશ જઈ એ મહાન્ કાર્ય આરંભ્યું. કેટલા ઉત્તમ વૈયાકરણી લેખકો કેટલા કારકુનો! અહા પોતે ભાષ્ય કરે! વૈયાકરણીયો સુધારે! પહેલી કોપી પોતાને હાથે જ થાય! તેમના ધર્મનિષ્ઠ, પતિભક્ત પત્ની પતિની પાસે હાજર રહી લેખન કાર્યમાં સહાયતા કરે! અહા! કેવી એકનિષ્ઠ ભક્તિ! જાણે હિંદુસ્થાનનો સાયણાચાર્યજ! મેક્સમૂલરના વેદ-ભાષ્ય સિવાય હિંદુસ્થાનમાં વેદ સમજવા માટે બીજું સાધન જ ન મળે! હમણાં બંગાલી, હિંદીમાં કંઇક સાધન થયું છે ખરું પણ તે કેટલે વર્ષે! તેમને પણ દ્રવ્યની અડચણ તો ખરી જ! દેશમાં આટલા બધા દેશભક્તો ઉભરાઈ જાય છે પરન્તુ કોઇ ધર્મભક્ત ઉભો થતો નથી કે જેથી ધર્મના ઉત્તમ ગ્રંથો સસ્તે પ્રકટ થાય! ધર્માચાર્યો તો એ તરફ લક્ષ્ય જ નથી આપતા! માટે જ મહારાજ! મ્હારું ચિત્ત એ તરફ દોરાયું છે. આપ આશીર્વાદ આપો."

યોગાનન્દજીઃ "બાપ! તમારો શુભ સંકલ્પ પરિપૂર્ણ થાઓ. યોજના અને વિચાર બન્ને બહુ સારા છે. ગુજરાતી ભાષા જાણનાર હિંદુ, પારસી, મુસલમાન, સર્વે ભાઇઓ તમારા એ કામમાં તન, મન અને ધનથી સહાયતા કરે એ જ મ્હારી મન વાંછના છે. એમાં જ દેશનું કલ્યાણ છે. લોકો ધર્મનાં પુસ્તકો વાંચે નહિં તો પછી ધર્મનું તેમને જ્ઞાન ક્યાંથી થાય? પ્રત્યેક શ્રીમંતની પહેલી ફરજ એ છે કે તેણે પોતાના ધર્મના ગ્રંથો પ્રકટ કરવા અને તેનું યથાશક્તિ દાન કરવું; અંગ્રેજોમાં બાયબલ સોસાયટી છે. તેમાં સંખ્યાબંધ અંગ્રેજો લાખો રૂપિયા દાન કરે છે, તેથી જ બાયબલ બહુ જ સસ્તે અને સંખ્યાબંધ મફત અપાય છે. ધર્મવૃદ્ધિનો એજ માર્ગ ઉત્તમ છે. સર્વ શ્રીમંતો તમારા કાર્યમાં સહાયતા કરે એવું હું ઇચ્છું છું."

પુનઃ થોડીવાર પર્યંત મહારાજશ્રીએ નેત્રો મીંચ્યાં. થોડીવાર પછી ગોવર્ધનદાસજી

સ્હામે જોઇ કહ્યું: " ગોવર્ધન ! તમે પુણ્યશાળી છે કે જીવનની છેલ્લી ઘડીએ, પણ તમે અહિં આવી પહોંચ્યા છે. તમે જુવાનીમાં બહુ કુંડાળાં વાળ્યાં છે ! અનેક અનાચાર કર્યા છે, પરન્તુ કૃષ્ણ-ભક્તિ ભૂલ્યા નથી. પૈસાને ખાતર તમે ઘણી ગડબડ કરી છે, પણ કૃષ્ણ-ભક્તિ જેટલો વખત તમે કરતા તેટલો વખત તમે તલ્લીન થઇ જતા, તેને પ્રતાપે જ પુત્ર મિલને માલેક થયો. દ્રવ્ય સંપાદાન કર્યું અને સુખી થયા. તે સાથે પરમાત્માના દર્શનની ઇચ્છાથી અહીં આવ્યા છે. બહુ સારૂં થયું છે. એમાં પણ તમારૂં કલ્યાણ છે. તમારી ઇંદ્રિયો શિથિલ થઈ ગઇ છે એટલે હવે તમે લોભ મોહને ત્યાગ કરો એ તો સહજ જ છે, પણ ચિન્તા નહિં. હું તમને બેચાર રહેલી યોગિક ક્રિયા બતાવીશ તેનાથી ધીમે ધીમે તમારૂં શરીર સતેજ થશે અને તમે કૃષ્ણ-ભક્તિમાં તલ્લીન થઇ શકશો. આપણા શરીરમાં નાભી છે તે સૂર્યનાડી છે. ત્યાંથી જ આપણા શરીરમાં ક્ષણે ક્ષણે જીવનશક્તિ પ્રેરાય છે. એજ નાભીની એક ક્રિયા એવી છે કે જેથી તમારા શરીરની નસો સતેજ થશે. ઘણા માણસોને મળ સાફ ઉતરતો નહિ હોવાથી આંતરડાં ખરાબ થઈ જાય છે. રોગો વધે છે અને મરણ શરણ થાય છે પણ ગોવર્ધન ! હું તમને નિત્ય એક વનસ્પતિનું ચુર્ણ લેવાનું બતાવીશ. તેથી મળ સાફ ઉતરી આંતરડાં સાફ રહેશે, એટલે પછી વ્યાધિ ઉત્પન્ન થવાને ભય મટી જશે. મુંબઇ જેવા શહેરમાં અનેક મનુષ્યોને મળ સાફ ઉતરતો નથી તેથી જ સ્ત્રી પુરૂષો અનેક વ્યાધિમાં પટકાય છે. પરંતુ તમારૂં શરીર નિર્મળ થશે ત્યારે જ તમારૂં સર્વ કાર્ય સુધરશે. પ્રભુ મંગલમય છે, તેની ઇચ્છા મહાન્ છે. તેની ઇચ્છા છે કે પ્રત્યેક મનુષ્યનું કલ્યાણ થાય, જન્મમરણથી છૂટે પરંતુ ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેલા સંસારી જીવો, ઇન્દ્રિય સુખમાં જ સર્વસ્વ આનંદ માની બેઠા છે. " દેહને સુખ આપવું, ઇન્દ્રિયોને ભોગવિલાસથી તૃપ્ત રાખવી. " એજ તેમનું જીવન કર્તવ્ય થઇ પડયું છે, મનુષ્ય શા માટે જન્મ્યો છે, તે ક્યાંથી આવ્યો છે, શા માટે પૃથિવી પર જન્મ ધારણ કર્યો છે ? હવે તે જે કાંઈ પાપ-પુણ્ય કર્મ કરશે તેને બદલો તેને આ લોકમાં અને પરલોકમાં મળશે કે કેમ ? ધર્મ, ઈશ્વર, કર્તવ્ય કર્મ, પાપ, પુણ્ય, સુખદુઃખ, એ સર્વ ઉપર મનુષ્ય જરા પણ વિચાર કરે છે ખરો ? શ્રીમંતો નિત્ય નિત્ય પૈસાની આવક જાવકનું સરવૈયું કાઢે છે, જો એક પાઈ ખુટે છે તો આખી રાત ગુમાવી તે ભૂલ શોધી કાઢે છે, પરન્તુ ભાઇ ! જીવનમાં નિત્ય અનેક પ્રકારના સદ્દગુણોને ગુમાવી મ્હોટી ખોટ ખમી રહ્યા છે અને અધર્મ, અનીતિ આદિ દુર્ગુણો વ્હોરી લાવે છે તેનો કોઇ જરા પણ હિસાબ રાખતા નથી ! તેમના ઉત્તમ ગુણો ખોવાઈ જાય છે અને દુર્ગુણો તેમનામાં ભરાય છે એટલે એક પ્રકારનું મ્હોટું નુકસાન જ થાય છે તેને તેમણે જીવનમાં કદીપણ વિચાર કર્યો નથી ! શિવ ! શિવ ! મનુષ્ય કેવું પ્રાણી છે ? ઉત્તમ ગણીએ તો તે છે અને અધમ ગણીયે તો પણ તે જ છે ! મનુષ્યને જ્ઞાન હોવા છતાં જીવનમાં એક પણ વખત જીવનકર્તવ્ય અને ઇશ્વરને કાઈ ભાગ્યે જ યાદ કરતું હશે ! જે તે પૈસા જ પૈસા ! બસ એ સિવાય બીજી વાત જ કોણ જાણે છે ? શિવ ! શિવ ! " એમ કહી યોગાનન્દજીએ નેત્રો મીંચી દીધાં. અર્ધ સમાધિ સ્થિતિ પ્રાપ્ત કરી.

સત્યવ્રતે બધાને કહ્યું: " હવે મધ્યાહ્ન થવા આવ્યા છે. ચાલો. આપણે નજીકની પર્ણકુટીરમાં બેસીએ. મહારાજશ્રી હવે બે કલાક એ જ સ્થિતિમાં રહેશે. આપણે ત્યાં જઇ પ્રભુ ભજનમાં અથવા ધર્મ ચર્ચામાં જોડાઈએ. કાંઈક ફળાહાર પણ લઇએ.

સર્વેએ મહારાજશ્રીને દણ્ડવત્ પ્રણામ કર્યા. સર્વે ઉઠયાં. નજીકની પર્ણકુટીરમાં ગયાં. અહો ! ત્યાં કેવી રચના થઇ રહી છે ? સાધુ સન્યાસીની ઝુંપડીમાં કેવી ઉત્તમ સમરક અને શ્રેષ્ઠ વ્યવસ્થા થઇ છે. ન્હાની ઝુંપડી પણ તે ગાયના છાણ વડે લીંપી સ્વચ્છ કરેલી છે, ત્યાં સુગંધિ અગરબત્તીયો ખોસી દીધી છે તેથી મસ્તકને તૃપ્ત કરે એવો સૌગંધ ચારે દિશામાં પ્રસરી રહ્યો છે. મોગરો, ગુલાબ, ચમ્પો, વગેરે ઉત્તમ સૌગંધિત પુષ્પના ગુચ્છ વચમાં ગોઠવવામાં આવ્યા છે તેથી વિશેષ સુગંધ પ્રસરી રહ્યો છે. સર્વને બેસવા માટે રગીલીઓ પાડવામાં આવી છે સર્વે આવી એક પછી એક આસન પર બેઠાં એટલે બ્રહ્મચારિજી શિવપ્રસાદે સર્વના સન્મુખ એક એક કેળ પત્ર ગોઠવ્યું; તેમાં થોડાંક સુધારેલાં ફળ અને તેની જોડે જ એક સુંદર પડીયામાં દૂધ મૂક્યું.

શેઠ કલ્યાણદાસ, ગોવર્ધનદાસ, જયાલક્ષ્મી અને બે બાળકો અગરબતીની સૌગંધથી તૃપ્ત થતાં, શીતળમંદ વાયુ લહરીઓના આનંદનો ઉપભોગ કરતાં ફળાહાર કર્યો. દૂધ પીધું. હાથ મુખ ધોઈ સર્વે શાંત ચિત્તે પુનઃ પોતાના આસનો પર બેઠાં. સત્યવ્રત તેમની રહામે બેઠા. તેમણે કહ્યું; " ભાઈ કલ્યાણદાસ ! આપણા ગુરૂદેવ ઇષ્ટ ચિન્તનમાં બિરાજ્યા છે. આપણે પણ થોડો વખત ઇષ્ટ નામનો જપ કરીએ અને એ જ ચિન્તનમાં બેસી જઇએ તો આપણું કલ્યાણ થાય.

તત્ક્ષણાત્ સત્યવ્રતે નેત્રો મીંચી દીધાં અને પદ્માસનવાળી હાથની જ્ઞાનમુદ્રા કરી ધ્યાનાવસ્થા થયા. કલ્યાણદાસ, જયા વગેરે ઇષ્ટમંત્ર જપતા ઓઠ ફફડાવવા લાગ્યા. બ્રહ્મચારી શીતળપ્રસાદજીએ કહ્યું: " શેઠ ઓઠ ફફડાવતાં ઇષ્ટમન્ત્ર જપવાથી જોઇએ તેવું ફળ મળતું નથી. ગુરૂ મંત્ર તો મનમાં જપવો જોઇએ. હૃદયમાં ચિત્તવૃત્તિ રાખવી જોઇએ, ગૌમુખીમાં હાથ ઘાલીને હૃદય નજીક રાખી મંત્ર જપ કરવો જોઇએ. "

કલ્યાણદાસ, જયા વગેરેએ તુરત જ તેમ કરવા માંડયું. બન્ને બાળકો થોડીવાર મનમાં જ કાંઇક જપ કરવા લાગ્યાં. પછી નેત્રો ઉઘાડી બધાની સ્હામે જોતા બેઠાં. શીતળપ્રસાદ થોડીવારે ત્યાંથી ચાલ્યો ગયો.

આ પ્રમાણે કલાક વિત્યો. સત્યવ્રતે ધીમે ધીમે શ્વાસપ્રશ્વાસ મૂકવા માંડયો. થોડીવાર પછી ધીમેધીમે નેત્રો ઉઘાડયાં. બ્રહ્માકારવૃત્તિ ધીમે ધીમે બાહ્યવૃત્તિ થવા લાગી. કેટલીકવાર પર્યંત તો બોલવાનું ભાન જ રહ્યું નહિ; જયાએ કોમળ મધુર કણ્ઠે ગાવા માંડયું;

જય જય જય ગુરુદેવ, જય જય દીનબંધુ ॥
કરૂણાળુ દયાળુ, જય અમૃત સિંધુ ॥ જય ॥
ભવ ભય હારક નાથ, તારક તમ ત્રાતા ॥ પ્રભુ ॥
ષડ્રિપુ સંહારક પ્રભુ, અભયવચન દાતા ॥ જય ॥
ભક્ત વત્સલ ભગવાન, કલ્પતરુ જાણું ॥ પ્રભુ ॥
કોટિક કિલ્મિષ કાપો, ચિન્તામણિ માનું ॥ જય ॥
ચૌદ લોકમાં નાથ, પૂજનયા વિતે ॥ પ્રભુ ॥
એ કીર્તિની જ્યોતિ, ચોરી અમ ચિત્તે ॥ જય ॥
માયાતીત મહેશ સત્ચિદ આનંદા ॥ પ્રભુ ॥

યોગ ભોગના ભોક્તા, પૂરણ બ્રહ્મ કંદા ॥ જય ॥
બ્રહ્મ સ્વરૂપ બ્રહ્માત્મા, બ્રહ્માણ્ડે વ્યાપ્યા ॥ પ્રભુ ॥
બ્રહ્મ ધ્યાન છે જેનું, અમ હૃદયે સ્થાપ્યા ॥ જય ॥
માયાવી અમ જીવ, માયામાં રમીયે ॥ પ્રભુ ॥
માયા જાળો ટાળો, બ્રહ્મ રૂપે ભમીયે ॥ જય ॥
દોષ ન જોશો નાથ, કર ગ્રહીને ટાળો ॥ પ્રભુ ॥
રોમ રોમમા વ્યાપો, પતીત ઉદ્ધારો ॥ જય ॥
ભવસાગરથી પાર, ઉતારો દેવા ॥ પ્રભુ ॥
ચરણ શરણમાં આવ્યા, કરીએ નિત સેવા ॥ જય ॥

ધીમે કોમળ કરૂણ સ્વરે ગવાતાં આ ભજને ગાનારના કોમળ હૃદય પર બહુ ભારે અસર કરી હતી. તે સત્યવ્રતને પોતાના ગુરૂદેવ માનતી તેથી તેણે તેની બ્રહ્મશક્તિ જોઇ જાણે સાક્ષાત્ નારાયણનાં જ દર્શન કર્યાં હોય એવી પવિત્ર ભાવનાથી તેણે તેમની સ્તુતિ વંદના કરી. છેલ્લું ચરણુ બે ત્રણ વખત બોલીઃ—

ચ-ર-ણુ-શ-ર-ણ-માં-આ-વ્યાં-કરી—એ-નિત-સે-વા ।
ક-રી-એ-નિ-ત-સે-વા-જ-ય-જ-ય-જ-ય-ગુ-રુ-દે-વ ।

પુનઃ તે બોલીઃ—

જ-ય-જય-જ-ય-ગુ-રુ-દે-વ.

વળી એક વખત મસ્તક નમાવી બોલીઃ—

ક-રી-એ-નિ-ત-સે-વા । જ-ય-જ-ય-જ-ય-ગુ-રુ-દે-વ.

આ વખતે તેના નેત્રમાંથી અશ્રુધારાઓ વહેતી હતી તે તેના બન્ને સુંદર ગુલાબી ગાલ ઉપર થઇને છાતી ઉપર પડેલું વસ્ત્ર પલાળતી.

કલ્યાણદાસ, ગોવર્ધનદાસ તથા છોકરાઓ તેના સ્હામે જોયા કરતા હતાં. એ જોઇ કલ્યાણદાસના મન ઉપર બહુ ઉંડી અસર થઈ. તેણે અત્યાર સુધી લક્ષ્મી જેવી જડ વસ્તુનું ધ્યાન અને પૂજન કર્યું હતું. તેને પ્રતાપે તેની બુદ્ધિમા જડત્વ જ આવ્યું હતું. તેને તેજ વસ્તુ વહાલી થઇ પડી હતી પરન્તુ કોણ જાણે જયા દેવીની તીવ્ર મનોભાવનાથી અથવા તો સત્યવ્રતના પ્રાણવિનિમય પ્રયોગથી, ગમે તેમ પણ કેટલાક દિવસ પર્યંત પત્ની અને મિત્ર જેવા બે દૈવિ શ્રેષ્ઠ જીવોની સંગતિથી તેની મનોભાવના બદલાઇ ગઈ હતી. જડવસ્તુ ઉપરથી એકાએક ચિત્ત ઉઠી ગયું હતું અને તેને "ઈશ્વરદર્શન" ની લાલસા લાગી હતી. કોણ જાણે કયી અદૃશ્ય શક્તિએ કલ્યાણદાસ જેવા મિત્રમાલેક–કહો કે ધનના અહંકારી–અભિમાની પૂતળાની ચિત્તવૃત્તિની કળ મરડી દીધી હતી! એવા કોઇ દેવી પ્રભાવને લીધે જ તે એકાએક મહાત્મા યોગાનન્દજીના સમાગમમા આવ્યો અને જન્મમરણના દુઃખથી રહિત થવાય એવા માર્ગ શોધવા લાગ્યો હતો.

કલ્યાણદાસે પૂછ્યું "ભાઇ સત્યવ્રત ! હવે તમે ધીમે ધીમે યોગ-માર્ગ બતાવો. અમારે શરૂઆતથી જ શું કરવું તે કહો કે જેથી અમારો અમૂલ્ય સમય નષ્ટ ન થાય" (અપૂર્ણ.)

ડા. રા. મ્હેતા.

# साहित्य-सत्कार.

૨૪–અધ્યાત્મતત્ત્વાલોકઃ લેખકઃ ન્યાયવિશારદ–ન્યાયતીર્થ મુનિશ્રી ન્યાયવિજયજી વિરચિત. ચીકણા કાગળ, સુંદર. છાપ, પૃષ્ઠ ૮૨૪, પાકું બાઇન્ડીંગ, મૂલ્ય લખ્યું નથી. આવો મ્હોટો તત્ત્વ જ્ઞાનથી ભરેલો અમૂલ્ય ગ્રંથ જૈન આચાર્યોને મફત મળે છે! એ ગ્રંથનું છપામણ ખર્ચ એક જ ઉદાર શ્રીમંત બાઇએ આપેલું છે. ધન્ય છે એ બંધુના વિદ્યાપ્રેમને! વિદ્યાદાનનું મહાપુણ્ય પ્રાપ્ત કરનાર લેખક પ્રકાશક બનેનો વાંચકો પર ભારે ઉપકાર થયો છે! ગુજરાતના શ્રીમંતો આવાં ધર્મદાન કરે એજ પ્રભૂ પ્રાર્થના છે.

૨૫–આયુર્વેદ નિબંધમાળા–ભાગ ૨ જો–લેખકઃ શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય સુરત–પૃષ્ઠ ૧૦૪૫, પાકુ પૂઠું, વૈદ્યબંધુઓને તેમજ સર્વ જનસમાજને અતિ ઉપયોગી આ મોટો ગ્રંથ વૈદ્યરાજે અતિ પરિશ્રમે તૈયાર કર્યો છે, એમાં વૈદ્યરાજ ઉપરાંત જૂદા જૂદા વૈદ્યોની અનુભવ સિદ્ધ ઔષધોનો સંગ્રહ છે. અનેક રોગોની ઔષધી છે, લોકો ભારે કીંમતની વિલાયતી અપવિત્ર દવાઓ પેટમાં નાંખે તેના કરતાં આવી પવિત્ર ઔષધીઓનો લાભ લે તો દેશમાંથી અપવિત્રતાનો નાશ થાય, દેશી વૈદક સતેજ થાય અને દેશનું કલ્યાણ થાય. વૈદ્યરાજે આ મ્હોટું પુસ્તક વૈદ્યબંધુઓને વિના મૂલ્યે (માત્ર પોષ્ટેજ ખર્ચ લઈને) ભેટ આપ્યું છે. તેમના એ વિદ્યાદાન–વિદ્યાપ્રેમ માટે અનેક ધન્યવાદ ઘટે છે. ગુજરાત કાઠિયાવાડના કેટલાક વૈદ્યરાજ પાસે પુષ્કળ લક્ષ્મી છે, તેમણે પોતાના પ્રાપ્ત દ્રવ્યનો આવો વૈદકીય–ગ્રંથો ભેટ આપવામાં સદુપયોગ કરવો જોઈએ. તોજ જીવન સાર્થક્ય ગણાશે.

૨૬–શ્રી સુબોધ ચંદ્રિકા–લેખક–પ્રકાશક પરિવ્રાટ્ સ્વામી બોધાનંદગિરિજી. ગ્લેઝ કાગળ બાળબોધ અક્ષરમાં છાપ્યું છે, પૃષ્ઠ ૪૪૬, પાકુ પૂઠું. મૂલ્ય રૂા. ૨–૮–૦ પરન્તુ અધિકારી જનોને થોડી પ્રત વિનામૂલ્યે ભેટ આપવાની વ્યવસ્થા થઇ છે. આ અધ્યાત્મ જ્ઞાનથી પૂર્ણ ઉત્તમ–ધર્મગ્રંથનું છપામણ ખર્ચ કેટલાક ભક્તજનોએ નિર્વાહ કર્યો છે તે માટે તેમને ધન્ય છે! ગુજરાતના શ્રીમંતો–ભક્તો ધર્મ ગ્રંથો છપાવવા તૈયાર થાય એમાંજ તેમનું કલ્યાણ છે.

૨૭–સોલંકીવંશની ગોધરાની શાખાનો ઇતિહાસ–લેખક—કવિશ્રી ભાઈશંકરજી. ગાજણા–દરબાર ઠાકોર શ્રી મહારાણા હિંમતસિંહજી રાયસિંહજી સાહેબની આજ્ઞાનુસાર અને આશ્રયથી લખાવેલો આ ઇતિહાસ સોલંકી રાજ્યવંશનો સારો પરિચય આપે છે. દેશના રાજારજવાડા પોતાની લક્ષ્મીનો આ પ્રમાણે વિદ્યોન્નતિના કાર્યમાં વ્યય કરે તો સાહિત્યની અભિવૃદ્ધિ થાય, લેખકો–કવિયોની કદર થાય. રાજ ભંડારોમાં એકત્ર થયેલી લક્ષ્મી ફરતી છે અને આવાં સત્કાર્યો કરવાથી પ્રજાનંદ ગેવા અભાવેથી જ કહેવાય, એ દેશીરાજ્યોએ ભૂલવું જોઈતું નથી. કવિશ્રી અને દરબારશ્રી બન્ને ધન્યવાદને પાત્ર છે.

૨૮ **ભારતભાનુ**—મોહનમાળા પુસ્તક ૩ જું-લેખક મોહનલાલ ગરબડભાઇ પંડયા. મુંબઇ ગ્લેઝ કાગળ, પૃષ્ઠ ૧૯૧, પાકું પૂઠું મૂલ્ય રૂા. ૧-૮-૦ ગદ્ય પદ્યાત્મક. લેખકે કન્યા કેળવણી, આ સુધારો, પ્રભુ પ્રેમ, હિંદની દુર્દશા, વિદ્યાનો મહિમા વગેરે ઉપયોગી વિષયો ઉપર સરલ ગદ્યપદ્યાત્મક ચર્ચા કરી છે. મૂલ્ય સસ્તુ રખાય તો ઠીક

૨૯ **ભારતનો ધાર્મિક ઇતિહાસ**—લેખક રા. શાહ દેવજી લલ્લુભાઇ. ગ્લેઝ કાગળ, પૃ૪, ૧૬૭, જાડું પૂઠું, મુલ્ય રૂા ૧-૦-૦ લાયબ્રેરીઓને ફક્ત ટપાલ ખર્ચ લઇ મોકલાય છે. આ પુસ્તક લેખકશ્રીના સ્વર્ગવાસી બંધુ શાહ માણેકલાલ લલ્લુભાઇના સ્મરણાર્થે પ્રકટ થયુ છે. તેમનો એ બંધુ પ્રેમ પ્રશંસા પાત્ર છે. ગુજરાતના અનેક સજ્જનો પોતાના વહાલાના સ્મરણ માટે આ પ્રમાણે એક એક ગ્રંથ પ્રકટ કરવા ઉદારતા દર્શાવે અને સાથે ઉત્તમ પુસ્તકો પસંદ કરે તો વાચક પ્રજા ઉપર ભારે ઉપકાર થાય. તે સાથે વિદ્યાદાનનુ મહાફળ પ્રાપ્ત થાય. ભારતનો ધાર્મિક ઇતિહાસ ધર્મના ઉંડા અભ્યાસીએ લખવો જોઇએ, પ્રત્યેક ધર્મ સંપ્રદાયનો ઉંડો અભ્યાસ થાય તોજ તેનાં ગૂઢ રહસ્યો સમજાય. ઉપલક દૃષ્ટિએ માત્ર ગ્રંથો વાચી કોઇ પણ ધર્મ સમ્પ્રદાય ઉપર અભિપ્રાય આપવો અને પક્ષપાત કરવો એ સાચા ધર્મ પ્રેમીને માટે ઇષ્ટ પ્રદ નથી! બધા સંપ્રદાય કરતા માત્ર દયાનંદજીના આર્ય સમાજ પંથનેજ 'શ્રેષ્ઠ' કહેવો એવું નામજ પક્ષપાત! આ ગ્રંથ વાચતા તેજ જણાઇ આવે છે. આ ગ્રંથ જૂદા જૂદા સંપ્રદાયોનો માત્ર ટુંક ઇતિહાસ છે. ધર્મનો ઇતિહાસ કહેવાયજ નહિ.

૩૦ **ભક્ત કવિશ્રીદયારામ ભાઇનું જીવન ચરિત્ર**—લેખક રા. રા. શંભુપ્રસાદ છગનલાલ રાવળ, ભરૂચ પ્રકાશક રા. નારાયણદાસ પરમાનંદદાસ શાહ ડભોઇવાળા મુંબઇ. ગ્લેઝ, કાગળ, પૃષ્ઠ ૩૨૫ પાકુ પુંઠું મૂલ્ય રૂા. ૨-૦-૦ વૈષ્ણવ શ્રેષ્ઠ કવિવર શ્રી દયારામ ભાઇના નામથી ગુજરાત અજાણ્યુ નથી. એ મહા પુરૂષનું જીવન લેખક ભારે પરિશ્રમે તૈયાર કરી કવિ પ્રેમ દર્શાવ્યો છે. ભાષા સરલ અને હૃદયગ્રાહી છે. પ્રકાશકને ધન્યવાદ છે. આવા ગ્રંથો બહુ પ્રમાણભૂત સત્યથી ભરેલા હોવા જોઇએ મૂલ્ય સસ્તુ જોઇએ. આવા ચરિત્ર ગ્રંથો વિશેષ રૂપે લખાય અને જન સમાજમા પ્રસરે તો વિશેષ ઉપકાર થાય.

૩૧ **ડૉ. મહાદેવ પ્રસાદનો અમેરિકાનો પ્રવાસ અને ડૉ. કુહનેનું રૂપ પરીક્ષા શાસ્ત્ર**—લેખક રા. ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ, પ્રકાશક રા રા. ભોગીલાલ ત્રિકમલાલ વકીલ અધિપતિ ધન્વન્તરિ માસિક પત્ર વિસનગર. ન્યુઝ કાગળ, પૃષ્ઠ ૧૫૨ સાદુ જાડુ પુંઠું મૂલ્ય રૂ. ૧-૦-૦ ભાઇ મહાદેવપ્રસાદ નેચરોપથી—નૈસર્ગિક ઉપચારોનું વિશેષ જ્ઞાન મેળવવા અમેરિકા ગયા છે તેમણે માર્ગમાં જેજે શહેરોમાં જે કાંઇ જોયુ તથા અમેરિકામા જે કાંઇ જાણ્યું તેમા જે કાંઇ સારાસાર જણાયો તેનું બહુ સુંદર વર્ણન છે. રૂપ પરીક્ષા શાસ્ત્રના ડા. કુહને રચિત શરીરની આકૃતિ ઉપરથી અને સ્વરૂપ ઉપરથી શરીરની અંતઃ સ્થિતિ જાણવાનુ જે શાસ્ત્ર તે આ પુસ્તકમા છે. પુસ્તક વાચવા જાણવા જેવું છે ભાષા બહુ સુંદર છે મૂલ્ય ઓછુ હોય તો ઘણા માણસો તેનો લાભ લઇ શકે છે.

૩૨—**હૃદયતરંગ**—કાવ્ય ગ્રંથ—લેખક-પ્રકાશક. રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ, લાખાપટેલની પોળ—અમદાવાદ ગ્લેઝ કાગળ, પાકુ પૂઠું, મૂલ્ય-૦-૧૪-૦ આ ન્હાનકડા પુસ્તકમા લેખકશ્રીએ જૂદીજૂદી ૪૩ કાવ્ય-સરિતાનો સમાવેશ કર્યો છે, સરિતાઓ મિષ્ટ મધુરં જળવાળી અને તૃષાતુરની તૃષા પરિપૂર્ણ કરે એવી મનહર છે; રા. રા. હીરાલાલ

ત્રિભોવનદાસ પારેખે આપેલો રા. ડાહ્યાભાઈની "કવિતાનો પરિચય" વાંચવા જેવો છે. ગુજરાતમાં આવી સારી ભાવપૂર્ણ-કવિતાઓ વિશેષ રૂપે વંચાવી જોઈએ.

૩૩–સાલ મુબારક–જ્ઞાતિ સમાજ અથવા સ્વરાજ–લેખક. રા. રેવાશંકર નગેશ્વર અધ્યાપક. ભરૂચ. પ્રકાશકઃ ભાટ મેવાડા હિતવર્ધક મંડળ–મુંબાઈ. પૃષ્ટ ૬૪, સાદું પૂંઠું, મૂલ્ય ૦–૬–૦ મંડળ તરફથી સસ્તે મૂલ્યે નિષ્પક્ષપાત શ્રેષ્ઠ ધર્મ પુસ્તક છપાવાં જોઇએ.

૩૪–મહાત્માની મધુરતા– (પ્રથમભાગ.) એક સામાજિક નવલકથા. લેખક. રણછોડભાઇ માધવભાઇ પટેલ–ઉપશિક્ષક ગુ. શાળા. બાકરોળ–તા. આણંદ–ચીકણા કાગળ, પૃષ્ઠ ૧૧૫, સાદુ પૂંઠું, મૂલ્ય ૦–૧૨–૦

૩૫–પ્રભાકર અને બીજાં દૃષ્યો–પ્રકાશક–સહાયક મંડળ–અમરેલી–કાઠીયાવાડ. પૃષ્ઠ ૪૪ મૂલ્ય ૦–૨–૦

૩૬–દુઃખીઓની સેવામાં પ્રેમ ધરાવનાર સર્વના સમાધાન સારૂં–અંગ્રેજી ઉપરથી ભાષાંતર કર્તા રા. રા. છગનલાલ હરિલાલ પંડયા. બી એ. પ્રકાશક, રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી. કપડવણજ મૂલ્ય ૦–૨–૦

૩૭ વિદ્યાર્થી વાંચનમાળા–પુસ્તક ૧ લું–ચાર જાતનાં માણસો–લેખક–એ એમ. ઠાકોર એ. વી. સ્કૂલ શુકલતીર્થ. પૃષ્ઠ ૧૪ મૂલ્ય ૦–૨–૦

૩૮ વિજય કૃષિ માળા–મણકો ૧ લો જમીન, મણકો ૨ જો. ખેડ અને તેના ઓજાર, મણકો ૩ જો, ખાતર અને તેની સંભાળ, મણકો ૪ થો, બીયાં અને તેની સાચવણ લેખક તથા પ્રકાશક, રા. વજેરામ મોતીચંદ રતનસી નાગોરી, ડીપ્લોમેહ્ડ એન્ડ ગોલ્ડ મેડલીસ્ટ ઇન એગ્રીકલચર–જામનગર–શ્રીયુત નાગોરીએ આ ચાર ન્હાનકડા પુસ્તકો લખી દેશની બહુ સારી સેવા બજાવી છે. ખેડૂત ભાઇઓએ અવસ્ય આ પુસ્તકો વાંચવાં જોઇએ. ખેડૂતોને મફત મળે છે. લેખકશ્રીનો "વિદ્યાદાન"–વિદ્યાપ્રેમ જોઇ આનંદ જ થાય છે. આવાં ઘણાં પુસ્તકો પ્રકટ થાય અને હજારો વિંઘા પડતર જમીનમાં વાવેતર કરવાનો લોકોમાં ઉત્સાહ પ્રકટાવવાનો પ્રયત્ન થાય તોજ દેશનું કલ્યાણ છે. પ્રત્યેક મણકાનું મૂલ્ય ૦–૪–૦

૩૯ મુમુક્ષુવિચારણા—લખનાર શ્રીમાન્ સાગર (રા. જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી) અધ્યાત્મજીવન ગાળતા મુમુક્ષુ જીવો માટે અતિ ઉત્તમ પુસ્તક. સર્વત્ર પ્રભુનુંજ નામ દૃષ્ટિએ પડે છે. એથીજ જીવનું કલ્યાણ. ન્હાનકડાં પુસ્તકમાં સાગરજીએ અમૃત ભર્યું છે. મુમુક્ષુઓને વિના મૂલ્યે મળે છે. પ્રકાશક શ્રીમાન પુરૂશોતમદાસ રણછોડદાસ કાપડનાં વેપારી મુ. કીમ (જી. સુરત) આવું ઉત્તમ વિદ્યાદાન દેવા માટે પ્રકાશક બંધુને અનેક ધન્યવાદ છે.

૪૦ અખાજીની પ્રણાલિકા–લેખક. પ્રકાશક શ્રીમાન સાગર, (રા. જ. દા. ત્રિપાઠી. મુ. ચિત્રાલ (તા. પાદરા.) પૃષ્ઠ ૬૪ મૂલ્ય અમૂલ્ય. વિનો મૂલ્યે. ભક્ત પ્રવર અખાજીનું નામ ગુજરાતમાં જાણીતું છે પરંતુ તેમનું વંશવૃક્ષ તથા તેમના ગુરૂઓ અને શિષ્યો કે જે સર્વ ત્યાગી વિરાગી અલખ ધુન જગાવનાર કેવળ તુરિયનેજ રટનાર મહાત્માઓના નિર્ગુણ ભજનોનાં ભંડારની માહિતી રા. સાગરે બહુ સુંદર રીતે આપી છે. પરમહંસ અખાજી અને અન્ય પરમહંસોની અમૂલ્યવાણી જન સમાજમાં સારી પેઠે પ્રસરે એવો યત્ન કરવા રા. "સાગર" અને તેમનું ભક્ત મંડળ પ્રયત્ન કરશે તો ઉપકાર થશે.

નવા માસિકો—ઋષિકુળ, બાલજીવન, આલોક, કર્મવીર, કુર્મિ પ્રકાશ, સ્વામી નારાયણ, મહાજ્યોતિ, દૈવી જીવન, શ્રી ઉદીચ્ય યુવક મંડળનો ચોથો પાંચમો રીપોર્ટ વગેરે ઉપકાર સહિત સ્વીકારીએ છીએ, કેટલાંક પુસ્તકોની પહોંચ તથા અભિપ્રાય હવે પછી.

વાંચો ! ધ્યાન પુર્વક વાંચો !! જેથી સર્વને શાન્તિ થાય !!!

## ॥ श्री रामकृष्ण आरोग्य शाळा ॥

( પ્રવર્તક-ડાક્ટર બળવન્તરાય ઝવેરીલાલ વૈદ્યભૂષણ-કીમ સ્ટેશન-(ઝલ્લે સુરત) બી. બી. સી આઈ.-રેલ્વે. )

આજકાલ વૈદ, હકીમ, અનેક ડાક્ટરોની જાહેર ખબરની નવાઇ નથી, પણ નિર્લોભ વૃત્તિથી, પ્રાચીન આર્ય વૈદક પદ્ધતિનો અને યુરોપ, અમેરિકામાં પ્રચલિત એલોપથી, હોમીઓપથી અને નેચરોપથીના વૈદક તત્વોનો પણ અભ્યાસ કરી ઘણાં ગંભીર અને ભયંકર દરદોની નિર્ભય અને શાસ્ત્રીય ઔષધોથી સારવાર કરનાર વૈદક સંસ્થાની મ્હોટી જરૂર છે. આ સંસ્થા એવાજ ઉદાર હેતુથી પ્રસિદ્ધીમાં આવે છે. વિશેષ માહિતી માટે પત્રવ્યવહાર કરી એકવાર અનુભવ લેવા વિનંતી છે. દરેક રોગ માટે પ્રમાણિક સલાહ આપવામાં આવશે. ગરીબોને ધર્માર્થ દવા આપવામાં આવશે.

અમારે ત્યાં ઘણા વખતથી અનુભવમાં આવેલા બહોળો પ્રચાર પામેલાં શાસ્ત્રસિદ્ધ ઔષધો.

## वृहत् सुवर्ण वसंत मालिनी ॥

સર્વ રોગે વસંતઃ ॥ સુવર્ણ વસંત માલિની સ્ત્રી, પુરૂષ અને બાળકોનાં ઘણાખરાં દરદોમાં બહુજ અસરકારક છે, પણ, ખાસ કરીને ક્ષય, ખાંસી, દમ-જીર્ણજ્વર-મગજની નબળાઇ-સ્ત્રીઓને પ્રદર- અટકાવની અનિયમીતતા- હીસ્ટીરીઆ- સગર્ભાવસ્થાની નબળાઇ- અને બાળકોને સુકતાન, જીર્ણજ્વર અને નબળાઇમાં બહુજ ફાયદાકારક છે. આ ઔષધમાં સોનાના વર્ક, સાચા મોતિ, કસ્તુરી, અંબર, અને ઉત્તમ પ્રકારના ઔષધી દ્રવ્યો પડે છે, અને શાસ્ત્રીય નિયમાનુસાર ઉત્તમ પ્રકારે બનાવવામાં આવે છે. કિંમત તોલા ૧ ની શીશીના રૂ. ૧૨-૦-૦ તોલા ‌oll ની શીશીના રૂ. ૭-૦-૦ તોલા ०। ની શીશીના રૂ. ૪-૦-૦ પોસ્ટેજ પેકિંગ ખર્ચ જુદું.

એક સંત મહાપુરૂષની પ્રસાદીરૂપે શાસ્ત્રીય પ્રયોગ.

## धातु संजीवनी गुटीका ॥

આ ઔષધમાં ચંદ્રોદય, મકરધ્વજ, સાચા મોતિ, સોનાના વર્ક, ચાંદીના વર્ક, કસ્તુરી, અંબર અને અન્ય ઉત્તમ પ્રકારના કિંમતી ઔષધી-દ્રવ્યો મેળવવામાં આવે છે, અને તે ખાસ કરીને વિર્યની નબળાઇ, ધાતુનાં દરદો, ક્ષય, જીર્ણજ્વર, ખાંસી, પ્રમેહ, સ્ત્રીઓના ધાતુનાં દરદો, પ્રદર, ગર્ભાશયના દરદો અને મગજની નબળાઇને માટે અત્યંત ફાયદાકારક છે. આ ઔષધીની બનાવટ ઘણી ખર્ચાળ અને મ્હેનતુ હોવાથી પણ એની કિંમત બહુજ વિચાર કરીને ફક્ત તોલા ૧ ના રૂ ૧૨-૦-૦ તોલા oll ના રૂ. ૭-૦-૦ તોલા ०। ના રૂ. ૪-૦-૦ રાખી છે. પોસ્ટેજ પેકિંગ ખર્ચ જુદું.

## हारितकी अवलेह ॥

नास्ति यस्यगृहे माता तस्य माता हरितकी ॥ હરડેના ઉત્તમ ગુણોથી કોણ અજાણ્યુ છે ? આ ચાટણ ઉત્તમ પ્રકારની મોટી હરડે સાથે દરેક રોગોને દૂર કરે તેવા ઔષધોનુ મિશ્રણ કરી તૈયાર કરવામાં આવ્યુ છે, અને તેથી ઝાડો સાફ નિયમીત રીતે આવે છે, પાચનક્રિયા સુધારી ભૂખ લગાડે છે, ખાંસી, દમ, ક્ષય, જીર્ણ તાવ મટાડે છે, લોહીનો બીગાડ

( પાછળ જૂઓ. )

ડી ચાંદાં-ગરમી મટાડે છે, સ્ત્રીઓનાં ગર્ભાશયને સુધારે છે, અને, બાળકોનાં દરેક દરદોમાં ...જ ફાયદો આપે છે. સ્વાદમાં રૂચીકર હોવાથી દરેક પ્રકૃતિના લોકો સહેલાઈથી વાપરી ...છે. કિંમત રતલ એકના ડબ્બાની રૂા. ૨-૦-૦ અરધા રતલના ડબ્બાની રૂા. ૧-૪-૦ ...જ પેકીંગ ખર્ચ જુદું.

આ ઔષધશાળામાં લોહ, અભ્રક, પ્રવાલ, સુવર્ણ-માક્ષિકાદિ ભસ્મો, ચંદ્રપ્રભાદિ ગુટીકાઓ, ચ્યવનપ્રાશ, હરિતકી, વાસાદિ, અવલેહો, દરેક પ્રકારનાં ચૂર્ણો, દ્રાક્ષાસવ, કુમાર્યાસવ વિગેરે વિગેરે શાસ્ત્રીય ઔષધો જથ્થાબંધ તેમજ છુટક ઉત્તમ પ્રકારે તૈયાર કરી બીજી ફાર્મસીઓ કરતાં વ્યાજબી ભાવે પુરાં પાડવામાં આવે છે. પાંચ રૂપીઆની દવા મંગાવનારને શ્રી રામકૃષ્ણ ભગવંતની રંગીન છબી ભેટ મળશે. વિશેષ માહિતી માટે લખો:—

શ્રી રામકૃષ્ણ આરોગ્ય શાળા—ઢીમ સ્ટેશન.

( બી. બી. સી. આઈ. રેલ્વે. )

---

## પ્રત્યેક ગ્રાહકે આ પુસ્તક ખરીદવું જોઇએ.

આ પુસ્તકનો તમામ નફો "શ્રી રામકૃષ્ણ શાંત મંદિર" માં ધર્માદા જશે!

તુરત મંગાવી લ્યો! છપાઈ પ્રકટ થયું છે!

એક અપૂર્વ આદર્શ-ભક્ત ચરિત્ર! પ્રત્યેક ગ્રહસ્થાશ્રમી માટે ધર્મ ગ્રન્થ!

શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના પ્રિય શિષ્ય અને વિવેકાનંદજીના ગુરૂબંધુ જનહિતૈષીવર

# મહાત્મા-રામચન્દ્ર.

એમનું ભક્તિરસથી ઓતપ્રોત ભરેલું અપૂર્વ સચિત્ર જીવનવૃત્તાન્ત.

મૂલ્ય-"ભારતજીવન" નાં ગ્રાહક માટે રૂ. ૧—૪—૦ બીજાને માટે રૂ. ૧-૮-૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ ૦-૬-૦. સુંદર છાપ, સારા કાગળ-પાકું પૂઠું. આફ્રિકાના ગ્રાહકોએ ૪ શીલીંગનો પોસ્ટલ ઓર્ડર મોકલવો. પત્ર વ્યવહાર:—

ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા-સમ્પાદક-ભારતજીવન—અમદાવાદ.

---




પ્રકાશક,
ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
૩ દાણાપીઠ નવોવાસ, વચલીપોળ.
અમદાવાદ.


પ્રત ૨૦૦૦.



આ માસિક પત્ર-અમદાવાદ પાંચકુવા-નવા દરવાજા-પા આઈડી ૧ પ્રીન્ટીંગ પ્રેસમાં. પંડિત વાડીલાલ ડાહ્યાભાઈએ છાપ્યું.

तिपादक

धर्मोपदेशक मासिक पत्रिका



# भारतजीवन.

ॐ तमसो मा ज्योतिर्गमय ॥ (उपनिषद्)

नवो थक १



आषाढ १९७७ जुलाई १९२१



पाश्चात्योनी धर्मश्रद्धा अने सभ्यता प्रत्ये कटाक्ष करता–

स्वामी विवेकानन्दजी।

मूल्य -२-०

वी पी खर्च जूदू

सम्पादक–प्रकाशक डाह्याभाई रामचंद्र म्हेता. अमदावाद

॥ श्री गुरवे नमः ॥



ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । मृत्योर्माऽमृत गमय। ॐ


નવું વર્ષ ૨. અસાડ-૧૯૭૭. નવો અંક ૧.

જુનું વર્ષ ૯. જુલાઈ-૧૯૨૧. જૂનો અંક ૭.


## ॥ श्री रामकृष्ण स्तोत्र ॥

श्री रामकृष्ण परात्पर परमेश्वर सनातन ।
शुद्ध बुद्ध अपापविद्ध सिद्ध ऋद्ध पुरातन ॥
युगावतार भूभारहर अक्षर वर परकारण ।
ए भव-ताप-तप्त जन गण दुःख निकर निवारण ॥
(त्वमेव) कामनाही धर्मवीर त्यागी योग-जीवन ।
तत्वज्ञान-नयन-युक्त मुक्तरहित-बंधन ॥
निरहंकार निर्विकार प्रेमाधार सज्जन ।
(त्वमेव) कृपासिन्धु-दीनबंधु वर्जित-काम-कांचन ॥
धर्म समन्वयकारी दुरितहारी तारण ।
धर्म विप्लव काले नाथ करिल जनम ग्रहण ॥
गुप्तभावे-लुप्त-धर्मोद्धार-कर्म परायण ।
(नव) भाव-भागीरथीर धारा धरणी करिछे शोधन ॥
(कत) दुःख सहिले मानव लागि शिखाईते तारे साधन ।
दीर्घ द्वादश वरप-व्यापि करिले कत आराधन ॥
"मा" "मा" ध्वनि आकुल कण्ठे करिले कत उच्चारण ।
मातृभाव प्रभाव-माराक्रान्त-मानसे कखन ॥
(क्वचित) दिये करतालि, हरि हरि बोले करिले मधुर कीर्तन ।
कखन क्रन्दन हास्य प्रकटन, कखन मोहन-नर्तन ॥

कखन-गभीर-भाव समाधि-जलधि-जले निमज्जन ।
(त्वमेव) साधना रंगे देखाले अंगे अष्ट सात्विक लक्षण ॥
(क्वचित) निर्विकल्प समाधि-योगे ब्रह्मभावे निमगन ।
(देह) निवात-निष्कम्प-दीप-सम रहित-स्पन्दन ॥
कखन× द्वैते, कभू अद्वैते, द्वैताद्वैते कखन ।
(यथा) सकल-मत-पथ-विहारी शिखाईल ईष्ट साधन ॥
आमि हे तोमार कृपाभिखारी लयेछि तोमार शरण ।
ओरे दीन दयार्द्र नाथ देई युगल चरण;
आमि तोमारि वाध्य, हे भवाराध्य, ना जानि भजन पूजन,
देयो निरमल भक्ति-बिन्दु, देयो दीनहीने दर्शन ॥

एक दास ।

---

## " रोगी कोण ? "

જેનો ક્રોધી તુચ્છ સ્વભાવ, જેનો હિંસા યુક્ત કુભાવ,
જેનો પરનિંદામાં ભાવ, જેનો રંગ બેરંગી ભાવ.
કપટી, લંપટી,* જવારી, ચાર,
એ ગુણથી જાણો બીમાર.
હ્રદય સ્નેહ વિણુ પ્રેમ વિહિન, માનવ ધર્મ વિના મતિ હીન,
જેનું મન ઇંદ્રિય આધીન, કામ વાસનામય નિશ દીન.
જેનો માત્ર સ્વાર્થમય ભાવ,
એ ગુણથી જાણો બીમાર,
જેના ભાવ નહીં ગમ્ભીર, જેનું રહેતું ચિત્ત અસ્થીર,
જે કદી નહીં કર્મમાં વીર, આળસથી ઘેરાતું ચિત્ત,
જેના છે અનુદાર વિચાર,
એ ગુણથી જાણો બીમાર.
જેની સુન્દરના રસભંગ, જેનું જાડું ( કે ) પતળું અંગ;
જેનો દુષિત છે મુખરંગ, જેનો મેલો ઝાંખો રંગ,
જેનો નહીં પ્રકૃતિ આધાર,
એ ગુણથી જાણો બીમાર

તા. ૧૨-૭-૧૯૨૧
શ્રી રામકૃષ્ણ આરોગ્યશાળા.
કીમ સ્ટેશન.

વૈદ્ય બળવંતરામ ઝવેરીલાલના
જય રામ જય કૃષ્ણ. ૐ ગુરૂ !

---

× આ સ્તોત્રમાં ઘણા શબ્દો સમન્વય નેવા હોવાથી તેમજ બંગ કાવ્યનો આસ્વાદ આપવાના હેતુથી મૂળ પ્રમાણેજ રાખ્યું છે. ( કખન એટલે કવચિત્ )

* જુગારી, વ્યભીચારી, કંજુસ.

# । एकज तम आधार.

એકજ તમ આધાર ! ગુરુજી ! એકજ તમ આધાર !
મોહ તિમિરમય ઘોર નિશામાં, ન જડે કંઇ પણ માર્ગ !
ભૂલું ભવ રણમાં માયાથી, આવી બચાવો નાથ ! ગુરુજી.
વિધ વિધ રૂપે આવી સતાવે, માયાનો વિસ્તાર,
ઘડી ઘડી મોહે મદાંધ બનાવે, શાન્તિની નવ આશ ! ગુરુજી.
અનંત જન્મ તણા સંસ્કારે, બદ્ધ કર્યો ભવ પાશ,
હામો આ ભવ બંધનથી ગુરુ ! સંભાળો દિન નાથ ! ગુરુજી.
ધન્ય ઘડીએ શુભ સંયોગે, મળ્યો આપ આધાર,
પાત્ર નથી પણ માની બેઠો, આપ તણો આધાર ! ગુરુજી.
શરણે લેજો નિજ બાળકને, દોષ ન જોશો નાથ.
સંભાળો ! ભવ ભૂલવણીમાં, એકજ એ અભિલાષ ! ગુરુજી.

કીમ સ્ટેશન.　　　　बळवंतराय ह्रा. वैद्य.

# सात वारनी सिद्धि सूचक भूमिकाओ.

( રઘુપતિ રામ રૂદેમા રેહજોરે )—એ રાગ.

હરિ ગુરૂ સંતને નિત સેવીરે, વાસનાઓ સકલ તજી દેવીઃ હરિ.
આદિત્યે ઉગ્યો સવિત ભાનુરે, પુનરાગમન હવે ન થવાનુ રે,
લક્ષ્ય બ્રહ્મ સ્વરૂપમાં રેહવાનું: હરિ.
સોમે શાન્તિ નિરંકુશ માણીરે, વૃત્તિ તુરીય સ્વરૂપે ઠેરાણીરે,
પહોચ્યે દેય કરી મન વાણીઃ હરિ.
ભોમે ભ્રમણા સહુ ગઈ છૂટીરે, ધ્યાતા ધ્યાન ને ધ્યેય ત્રિપુટીરે,
જ્ઞાન તત્વે ગયાં સહુ ત્રુટીઃ હરિ.
બુધે બ્રહ્મમયી થઇ દ્રષ્ટિરે, સૃષ્ટિ દૃષ્ટિએ વ્યષ્ટિ સમષ્ટિરે,
બ્રહ્મ દ્રષ્ટિ થતાં નહિ સૃષ્ટિઃ હરિ.
ગુરૂવારે ગુરૂગમ પામીરે, યમ નિયમ આસનમાં વિરામીરે;
પ્રાણાયામ આદિ સહુ પામીઃ હરિ.
શુક્રવારે સુષુમણામાં આણીરે, ચક્રભેદ કરીનેજ આણીરે;
બ્રહ્મ રન્ધ્રે શીતલતાને માણોઃ હરિ.
શનિવારે સુસફલ સમાધિરે, જ્ઞાતા જ્ઞાન ને જ્ઞેય ઉપાધિરે;
કરી દૂર સુરત એક સાધીઃ હરિ.
ગુરૂનાથ દ્રઢ દીલ આણોરે, પ્રભુ આપ તણો મ્હને જાણોરે,
कहान કલ્મષ સહુથી લુહાણોઃ હરિ.

कहानजी वहालजी ठक्कर ( जामनगरवाला. )

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# नवुं वर्ष ।

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्ण मुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्ण मेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरिः ॐ

ભાવાર્થઃ શાન્તિપાઠ આ જગતની દૃશ્ય અને અદૃશ્ય સર્વ વસ્તુઓ પૂર્ણ બ્રહ્મદ્વારા પરિપૂર્ણ અથવા વ્યાપ્ત થઇ રહી છે. તે પૂર્ણ—પ્રકૃતિ બ્રહ્મની પૂર્ણતા દ્વારા આ જગત્ પ્રકાશિત હોવા છતાં તેની પૂર્ણતા ઓછી થતી નથી.

* * * * *



ખિલ વિશ્વમાં જે પરબ્રહ્મ પરમાત્માની સત્તા વ્યાપી રહી છે તેની કૃપાથી "ભારત જીવને" એક વર્ષ સંસાર યાત્રા પૂર્ણ કરી દ્વિતીય વર્ષમાં પ્રવેશ કર્યો છે. એક વખતનું સ્વરાજ્ય પ્રેગી "ભારતજીવન" નવ વર્ષ પર્યંત સ્વધર્મને—સનાતન ધર્મને—ચ્હાતાં શીખી ધર્મ—સેવા બજાવવાની શુભ ધારણાથી, કલિયુગાવતાર **ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે,** ધર્મ સંબંધી જે પ્રાચીન તત્વો નવિન રૂપમાં બંગાલી પ્રજાને સમજાવ્યાં તે બનતે યત્ને ગુર્જર પ્રજાને સાદર કરવાની શુભ ધારણાથી, **વિશ્વવંદ્ય સ્વામી વિવેકાનંદજીએ** પોતાના ગુરૂદેવના આદેશ પ્રમાણે જે સનાતન—ધર્મ જ્ઞાનનો જુસ્સા ભરેલી ભાષામાં અને લાગણી ભરેલી પ્રાસાદિક વાણીમાં ભારતવર્ષ ઉપરાંત અમેરિકા, યુરોપ આદિ દેશોમાં પ્રચાર કર્યો અને ત્યાંની પ્રજાનાં અધિકારી નર—નારીઓને ધર્મદીક્ષા આપી તે જ્ઞાનનો પ્રચાર ગુર્જર પ્રદેશમાં કરવાની શુભ ઇચ્છાથી "ભારત જીવને" જન્મ ગ્રહણ કર્યો છે. જે જ્ઞાનની પ્રાપ્તિથી મનુષ્ય—જીવ સંસારમાં, ચોર્યાશી લક્ષ ફેરા ફરતાં બંધ પાડવા શક્તિમાન થાય, અર્થાત્ જન્મ મરણથી મુક્ત થવા પામે, જે જ્ઞાનોપદેશથી મનુષ્ય—જીવન સંસારની ક્ષણિક—વસ્તુઓ ઉપરથી મોહ—લોભ દૂર કરતાં શીખે અને જે જ્ઞાનામૃતથી મનુષ્ય—જીવ પોતાને દુઃખ—કષ્ટ અને જન્મ—મરણ ભોગવવા સરજાયલો નહિં માનતાં આત્માનું અમરત્વ સમજતાં શીખે અને તે જ આત્મજ્ઞાનથી જે જીવને આ દુઃખમય ભાસતું જગત્ સુખમય જણાય, એટલું જ નહિં પણ તે બ્રહ્મજ્ઞાનથી મનુષ્યો જીવન્મુક્ત દશા ભોગવતા થાય, એ ઉપરાંત મહર્ષિ પતંજલિકૃત જે યોગ વિદ્યાના જ્ઞાનથી માનવ—શરીર ચિર વ્યાધિગ્રસ્ત દશામાંથી મુક્ત થઇ પોતે પોતાની મેળે જ કેટલીક યૌગિક ક્રિયાઓ દ્વારા પોતાનું શરીર નિરોગી રાખતાં શીખે અને ચંચલ ચિત્તવૃત્તિ સ્થિર રાખી ઇશ્વર—ભજન કરી શકે અને સંસારમાં જ સ્વર્ગ સમાન સુખ ભોગવી એક દિવસ

આનંદપૂર્ણ **હરિ ૐ તત્સત્-સોઽહમ્-સોઽહમ્** નો વારંવાર ઉચ્ચાર કરી મેમાન્યાના પરિપૂર્ણ કરી જન્મ-મરણનો ફેરો ટાળે એવું જ્ઞાન આપવાનો ઉદ્દેશ રાખ્યો છે વાચક બન્ધુઓ જોઈ શક્યા છે કે ગત એક વર્ષમા અમે અમારો બનતો યત્ન કર્યો છે અને ઉપરોક્ત જ્ઞાન કેટલેક અંશે વિતરણ કર્યું છે ધર્મપ્રેમી ગુર્જર બન્ધુઓ એ જ્ઞાન ગ્રહણ કરી આચરણમા મૂકે એ જ અભિલાષા છે

જૂનું ગયુ, નવું આવ્યુ વાચક બન્ધુઓએ પણ મન, વાણી કર્મ અપવિત્ર કરનાર વિચારોને જૂના-જીર્ણ જાણી ત્યજી દેવા જોઈએ અને નવીન-ઉત્તમ-કલ્યાણકારક વિચારો ગ્રહણ-કરી-આલોક પરલોકમા કલ્યાણ મળાય એવા ધર્મ માર્ગે વિચરવુ જોઈએ દુખી દરિદ્રી જીવોને "દરિદ્ર નારાયણ" સમજી ગમતે પ્રકારે તેમની સેવા કરવી જોઈએ જગત્ એ પરમાત્માનુ વિરાટ્ સ્વરૂપ છે, જગત્ના જીવો એ ગમ હેશે છે, એમ સમજી તે સર્વેનુ ભજન કરવુ જોઈએ એટલે તેમાના જે વર્ગને જે વસ્તુની અપેક્ષા હોય તે પૂરી કરી તેમને અજ્ઞાનના ભયંકર દુઃખમાથી મુક્ત કરવા જોઈએ અને તેમને અન્ન, વસ્ત્ર, જળ, ઔષધ અને વિદ્યા આદિ વસ્તુઓના દાન કરી તેમના આત્માને શાન્તિ આપવી જોઈએ ભગવાન શ્રીરામકૃષ્ણે એ જ કહ્યુ છે કે જગત્ના અધર્મી લોકોને ધર્મનુ દાન કરો, તેમની અજ્ઞાન નિદ્રા ઉડાડી દો, તેમને ઈશ્વરની મહત્તા સમજાવી, ઈશ્વરી જ્ઞાન આપો ભાષણોદ્વારા, પુસ્તકોદ્વારા ધર્મજ્ઞાન આપો એક મનુષ્ય ધાર્મિક થશે તો તેથી બીજા અનેક મનુષ્યો ધર્મજ્ઞ થશે, તેઓ પાપ કરતા અટકશે અને બીજાને અટકાવશે તેઓ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવા યત્ન કરશે અને બીજા પામે તેમ કરાવશે એ સર્વેનુ મહદ્ પુણ્ય દાનવીરોને જ મળશે માટે જ દાન કરો, દાન કરો, દાન કરો !

વાચક બન્ધુઓ ! ભગવાન રામકૃષ્ણ પરમહંસદેવે જીવનપર્યંત ધર્મનુ દાન કર્યું છે, પોતાના શરીરે અનેક કષ્ટ સહન કર્યા છે તેમ છતા ધર્મનુ દાન કર્યું છે, જગતના સર્વ સુખભોગ તેમની સમક્ષ હાજર હતા, મ્હોટા મ્હોટા કરોડાધિપતિ શેઠીઆ પરમહંસદેવને સુખ ભોગમા ડુબાવી દેવા તૈયાર હતા, વળી સ્વામિ વિવેકાનન્દજીને પણ સુખ, વિલાસ, વિભવ દાસરૂપે હાજર હતા, મ્હોટા મ્હોટા રાજા મહારાજા અને શ્રીમંતો તેમના શિષ્યો બન્યા હતા, એ બન્નેએ ધાર્યું હોત તો વિલાસ-વિભવ ભોગવનાર કેટલાક આચાર્યોની પેઠે ખૂબ આનંદ ઉડાવી શક્યા હોત ! પરન્તુ જે મહાપુરુષોએ કેવળ ધર્મ જાગૃતિ માટે, સનાતન ધર્મની ગ્લાનિ થતી અટકાવવા માટે જ, ધર્મજ્ઞાન પ્રસરાવવા માટે જ, જન્મ ધારણ કર્યો હતો તેમના મનથી વિલાસ વિભવ કે દેહ સુખ તુચ્છ મનાયુ હતુ તેમની પાસે જે કંઈ હતુ તે સર્વસ્વ તેમણે જગતના ધર્મ પિપાસુ, જિજ્ઞાસુ મહાજનોમા દાન કરી દીધુ છે અને જગતના ઉત્તમ પુણ્યશાળી જીવોને એ જ શિખવ્યુ છે કે "ધર્મ દાન કરો, ધર્મ દાન કરો ધર્મ જાગૃતિ કરો, ધર્મ જાગૃતિ કરો એમા સાચુ આત્મ કલ્યાણ અને આત્મ સુખ છે" પ્રિય વાચક બન્ધુ ! ત્હારી પાસે જે કંઈ શક્તિ હોય, ત્હારી પાસે જે કંઈ સાધન હોય તેમાથી જે કાંઈ બને તેનુ ધર્મ-દાન કર. ધર્મ દાન કરવુ અને ધર્મ જાગૃતિ કરવી એ જ મોક્ષનુ સાધન છે જે ભગવાન રામકૃષ્ણે કહ્યુ છે જે પૂજ્ય સ્વામિજી વિવેકાનન્દે કહ્યુ છે, તે ઉપરાંત જે બીજા સાધુ સન્યાસીઓ કરી રહ્યા છે તે જ ધર્મ જ્ઞાન અજ્ઞાની જનોને અર્પણ કરવા તુ પણ અનેક યત્ન કર ! ખ્રીસ્તીઓ ધર્મ જ્ઞાન વિતરણ કરવા લાખો કરોડો રૂપિયાનો ખર્ચ વેઠી પાદરીઓને દેશ દેશ મોકલે છે ! લાખો કરોડો

ધર્મ ગ્રંથો ( બાઇબલો ) મફત કે બહુ જ સસ્તે વહેંચે છે! અને ધર્મ જ્ઞાનની લ્હાણી કરે છે! વાંચક બંધુ! શું ત્હારામાં થોડી ઘણી પણ શક્તિ છે? હોય તો ધર્મ-જ્ઞાનનું દાન કર. ધર્મ જ્ઞાનથી જ મનુષ્યની મુક્તિ છે, ધર્મ જ્ઞાનથી જ મનુષ્યનું આલોક પરલોકમાં કલ્યાણ છે!

વાંચક બંધુઓને પુનઃ પ્રાર્થના કરવામાં આવે છે કે, અત્યાર સુધીમાં જે કાંઇ અકલ્યાણકર માર્ગે વિચર્યા હો, જે કાંઇ અધર્મ કર્મ કર્યાં હોય તેને ભૂલી જાઓ, તેનો પશ્ચાતાપ કરો અને પુનઃ તેવાં કર્મો ન થાય તે માટે સાવચેત રહી ધર્મ સેવન કરો. આત્મજ્ઞાન મેળવો અને આત્મ સાક્ષાત્કાર કરો. વર્ણાશ્રમ ધર્મને ઉચિત એવું ષટ્ કર્મ કરતા રહો, મન, વાણી, કર્મ, એકદમ પવિત્ર કરી દો! પવિત્રતા ત્યાં જ ઈશ્વર. ત્યાં જ સર્વ સુખ! આ સવ બરાબર સમજી-આચરણમાં ઉતારો! કલ્યાણકારક વસ્તુ ઈશ્વર તમારી પાસે જ છે. તમને અવશ્ય અનંત આનંદ પ્રાપ્ત થશે. हरि ॐ तत्सत्।

## कृपा अब कीजैजी गुरु मेरा।

कृपा अब कीजै जी गुरु मेरा।<br>
मैं तो दास दयानिधि तेरा-गुरु अब.<br>
इंद्रिय पंच चोर चहुं दिसिते, लारे लगे लुटेरा।<br>
काम क्रोध मद मोह सबै मिल, आय अचानक घेरा। गुरु अब. १<br>
ओ संकट मेटनकूं समरथ, सतुगुरु संत बडेरा।<br>
तुम बिन और नाहिं कोई दीसे, हम सबही जग हेरा। गुरु अब. २<br>
गहरा नीर पुरानी नईया, भव सागरमें बेरा।<br>
प्रबल पवन चलत चहुं दिसतें, बड दुःख है एहि बेरा। गुरु अब. ३<br>
जन भायन कर जोर कहत है, मैं चरणोंका चेरा।<br>
ऐसी कृपा करो गुरु मोपैं, जन्म मरण मिटे फेरा। गुरु अब. ४

( महात्मा भायनदासजी )

---

સતબોધ

૭૪. ભગવાન પ્રાપ્ત કર્યાથી સર્વ પ્રાપ્ત થાય છે. "એક સાધે સબ સાધે." मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम्। यत् कृपा त्यमहं वंदे परमानन्दम् श्रीरामकृष्णम्। મા! બાહુમાં તુંજ શક્તિરૂપ છે. હૃદયમાં તુંજ ભક્તિરૂપે છે.

૭૫. લોકો બાળકને માટે પુષ્કળ અશ્રુપાત કરે છે પરંતુ ઇશ્વરને માટે કોઇ અશ્રુપાત કરતું નથી. મિરાંબાઈ કહે છે કેઃ "બિના પ્રેમસેં ના મિલે નન્દલાલા."

તુલસી જગમેં આયકે, જગ હાસે તુમ રોય,<br>
ઐસિ કરની કર ચલો, તુમ હાસે જગ રોય.

૭૬. મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યા પછી જીવનમાં જો ધર્મની ઉન્નતિ કરવાનો યત્ન કરવામાં ન આવે તો આ દુર્લભ માનવ જન્મની સાર્થકતા શી?

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

# । प्रासंगिक विचारणा ।

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिः व्यशेम देवहितं यदायुः ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

હે ! દેવ ! અમે અમારા કર્ણોવડે કલ્યાણકારક શબ્દો સાંભળીએ, અમારાં નેત્રો સ્હામે મંગળકારક વસ્તુઓ સિવાય બીજૂં કાંઇ દૃષ્ટિએ આવે નહીં, જેથી અમારી ઇન્દ્રિઓ અસ્ખલિત રહે અને અમે ઇશ્વરના ગુણ ગાતા ગાતા દેવતાઓ જેટલું દીર્ઘ આયુષ્ય ભોગવીએ.
ॐ शान्तिः शान्तिः शान्तिः ॐ

× × × × ×

આ નૂતન અંકના પ્રકટીકરણ સમયે જ " ભારતજીવન " નૂતન વર્ષાનુક્રમે 'નવજીવન' માં પ્રગતિ કરે છે ! ખરેખર ! સમગ્ર ભારત વર્ષ—અરે ! ભારત માતા પણ અત્યારે 'નવજીવન'માં પ્રગતિ કરે છે ! આ પ્રગતિના પ્રયાણ કાળમાં " ભારતજીવન " ના પ્રેમ સ્વરુપ વાંચક બન્ધુઓને પરમકૃપાળુ પરમાત્માના મંગળમય સ્મરણસહિત અભિનંદન પ્રેરવામાં આવે છે ! ॐ

× × × × ×

જે દિવ્ય હેતુની સિદ્ધિ માટે, જે પરમ કર્તવ્યના આદેશ ખાતર " ભારત જીવન " નું પુનરુત્થાન થાય છે તે ' આદર્શ ' શો છે ? પ્રજાની રગેરગમાં ધર્મપ્રેમ, ધર્મની જ્વલંત ભાવના અને દૈવિ ચૈતન્ય જાગ્રત કરવું. એ જ આદર્શ " ભારત જીવન " નો ' વિજય મંત્ર ' છે ! અરે ! સમગ્ર ભારતીય પ્રજાનો એ જ આદર્શ છે ! આવો ! ભારત માતાના આ વિજયવંત પ્રભાત કાળમાં, ગુજરાતના એક આદર્શ સંત મહાપુરુષના ' મંગળ પ્રભાત ' નો વિજય ધ્વનિ કરીએ:—

" મંગળ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ !
જય પ્રેમ ધર્મ ! ધર્મ પ્રેમ ! મન્ત્રણા ગજાવીએ,
મંગળ પ્રભાત ! વીતી રાત ! પ્રાણને જગાવીએ ! "*

× × × × ×

અહા ! ભારતીય શક્તિ ! ભારતમાતા ! " ધર્મ " એ જ આર્ય ભૂમિનું જીવન છે ! ધર્મ એ જ ભારત ભૂમિનો રાષ્ટ્રિય-મંત્ર છે ! ' ધર્મ ' એ જ આર્ય જનતાનું ભૂષણ છે ! ' ધર્મ ' એ જ ભારતીય શક્તિનું ચેતન તત્વ છે ! ' ધર્મ ' એ જ આર્ય પ્રજાના પ્રાણ છે ! અને ' ધર્મ ' એ જ ભારતીય પ્રજાને પરમકૃપાળુ પરમાત્માની દૈવિ બક્ષીસ છે ! ॐ ।

* દિવાને સાગર.

× × × × ×

ઓ ! પરમ મંગળદાયિની ભારત માતા ! અનંત યુગો વીત્યા ! અનેક જમાનાના વાયુ વાયા ! અનેક રાજ્ય સત્તાઓ આવી અને કાળના અગમ્ય પ્રવાહમાં ક્યાંએ અદૃશ્ય થઇ ગઇ ! છતાં ઓ ! અન્નપૂર્ણા, વિશ્વજનની ! તું તો જગતને શાન્તિનો, પ્રેમનો, દયાનો, ધર્મનો, વિશ્વપ્રેમનો **મહામંત્ર** પ્રેરતી જેવી ને તેવી જીવન્ત છે ! ઓ ! વિશ્વ વિધાતા **ભારતીય શક્તિ** ! અનેક જમાનાઓનાં પરિવર્તનો થઇ ગયાં છતાં ત્હારો '**ધર્મપ્રેમ**' જેવો ને તેવો કાયમ છે ! અનેક રાજ્ય વિપ્લવો થયા ! હજારો વર્ષથી અનેક રાજ્ય સત્તાએ ત્હારાપર સત્તા ચલાવી, ત્હારા દૈવિ જીવન પર પ્રહાર કરવા મિથ્યા પ્રયત્નો કર્યા તોપણ ત્હારી નસેનસમાં જે "**ધર્મભાવના**" ગતિ કરી રહી છે, તેનો વેગ જરા પણ કમી થયો નથી ! ત્હારો ભૂતકાળનો ઇતિહાસ જગતને બતાવી આપે છે કેઃ ત્હારા ધાર્મિક જીવનપર જ્યારે જ્યારે આક્રમણો થયા હતા, ત્યારે ત્યારે ત્હારા '**ધર્મપ્રેમ**'ની વિજયવન્ત ભાવનામાંથી એવી પ્રચંડ શક્તિ પ્રકટ થઈ હતી કે જે શક્તિના પ્રભાવે મ્હોટાં મ્હોટાં રાક્ષસી સૈન્યો કમ્પી ઉઠયાં હતાં ! મહારથીઓ, સેનાનીઓ દિગ્મુઢ થઇ ગયા હતા ! અને ત્હારી પવિત્રતા, પ્રભુપરાયણતા અને ધર્મપ્રેમ પર જેઓ હૂમલો કરતા હતા, તેઓ જ ત્હારા ચરણ શરણમાં, ત્હારી ચરણ ધૂલિકામાં લુંઠિત–લીન–થઇ ગયા છે ! **જય ભારતી ! જય !** ૐ

× × × × ×

અને સમગ્ર ભારતવાસીઓના હૃદય પ્રદેશમાં '**ધર્મ**'ની દિવ્ય ચેતના જગાવી રહેલ ઓ ! દિવ્ય ભારતીય શક્તિ ! ત્હારૂં ધર્મબળ અગાધ છે ! અનંત છે ! જાણે શક્તિનો મહાસાગર ! આ અનંત શક્તિના અનંત વેગથી ઉછળી રહેલા મહાસાગરનાં ભયંકર તોફાનો અને તરંગોનાં પ્રચંડ મોજાંઓ વચ્ચે ભારતીય પ્રજાનું જીવન ધર્મ વડેજ ટકી રહ્યું છે ! ખરેખર ! ભારતીય પ્રજાના શ્વાસે શ્વાસે "**ધર્મ**" વહન પામે છે ! ધર્મ એ જ એના '**પ્રાણ**' છે ! ભારતીય પ્રજાનું લક્ષ્ય, ધ્યેય, આદર્શ, જીવનનો આધાર ધર્મ ને ધર્મ જ છે ! પરમ પૂજ્ય સ્વામી શ્રી અભેદાનંદજી યોગ્ય જ કહે છે કેઃ—

"We love Religion, We eat Religion,
We drink Religion, and walk Religion!"

× × × × ×

ભારતીય પ્રજાના જીવનરૂપ, ભારતીય પ્રજાની રગે રગમાં દૈવિ શક્તિ જાગ્રત કરનાર એ ધાર્મિક ભાવના કેવી હશે ? અસત્યમાંથી સત્યમાં લઇ જનાર, મૃત્યુમાંથી નવજીવન જગાવનાર અને મનુષ્યને ખુદ પરમાત્મમય કરનાર એ દિવ્ય મહાશક્તિનો "ભારતજીવન"ના પ્રત્યેક વાચકોના હૃદયમાં સંચાર થાય, અરે ! પ્રત્યેક ભારતવાસીના હૃદયમાં સંચાર થાય એ જ "**ભારતજીવન**"નો દૈવિ ઉદ્દેશ્ય છે ! ૐ

× × × × ×

કુંભકર્ણની ઘોર નિદ્રામાં પડેલી **ભારતીય શક્તિને** જગાવવા આ જ કેટલાક કાળ થયાં ભિન્ન ભિન્ન શક્તિઓ જૂદે જૂદે પ્રકારે પ્રયત્ન કરી રહી હતી ! કોઇ સમાજને–જ્ઞાતિઓના સમૂહને–જગાવવા પ્રેરણા કરી રહ્યા હતા ! કોઇ એનાં જ્ઞાતિબંધારણો સુધારો અને તે સુધરી ગયે ભારતીય શક્તિ જાગ્રત થશે એવી આશાએ પ્રયત્ન કરી રહ્યા હતા ! કોઇ યુરોપીયન સુધારાથી ભારતીય શક્તિને નવું જીવન આપવા મથી રહ્યા હતા ! કોઇ

ઇંગ્લીશ કેળવણી આપીને જાગ્રત કરવા કટિબદ્ધ થયા હતા ! અને છેલ્લાં તેત્રીશ વર્ષથી કૉંગ્રેસે રાજ્યદ્વારી લડતદ્વારા ભારતીય શક્તિને જગાવવા પ્રાંતે પ્રાંતમાં અને નગરે નગરે જાગ્રતિના મહામંત્રની ગર્જનાઓ કરવા માંડી હતી, પણ એ બધા પ્રયત્નોનું ધારવા પ્રમાણે ફળ ન આવ્યું ! કેટલાક પુષ્કળ પ્રયત્ન કરી નિરાશ થવા માંડયા ત્યારે કેટલાક શૂરવીર પુત્રો તો એ દિવ્ય ભારતીય શકિતને જાગ્રત કરવા જીવનની સમગ્ર શક્તિઓના ભોગે પણ પ્રબળ પ્રયત્ન કરી રહ્યા છે ! ૐ

× × × × ×

પણ પરમાત્મ સત્તાને-વિશ્વ નિયામક મહાશક્તિને-ભારતવર્ષમાં જગાવવા યોગ્ય સમય ભાસ્યો ત્યારે-જ્યારે ભારતીય પ્રજામાં એ મહા શક્તિને જાગ્રત કરવાની ખરેખરી જરૂર જણાઇ ત્યારે પ્રજાકીય ભાવનાના અને ભારતીય શક્તિના કેન્દ્રરૂપ બંગ ભૂમિમાં એનું પ્રકટીકરણ થયું. આશ્ચર્યની વાત એ હતી કે જે દૈવિ પુરુષ એ મહાન્ શક્તિને જગાવવામાં નિમિત્તભૂત થયા, તેનો જન્મ અને તેના જીવનનું કાર્યક્ષેત્ર એક એવા નગરની પાસે હતું કે જે નગરનો શિક્ષિત વર્ગ પાશ્ચાત્ય ભાવનાઓથી ઉન્મત્ત બની ગયો હતો અને જે નગર ભારતવર્ષનાં બીજાં સ્થાનો કરતાં વિશેષપણે વિલાયતી બની ગયું હતું ! એ મહાપુરૂષ પાસે પુસ્તકીયા જ્ઞાન લેશ પણ ન હતું. મહાન્ બુદ્ધિસંપન્ન હોવા છતાં પોતાનું નામ પણ પુરૂં લખી શકતા નહોતા અને તેમ છતાં પણ યુનિવર્સીટીના સર્વોત્તમ તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન ગ્રેજ્યુએટો, બેરીસ્ટરો, પ્રોફેસરો, ડાક્ટરો જેમનાં વચનામૃતોને એક અવાજે સ્વીકારતા હતા, એ મહાપુરૂષની મહાન્ શક્તિ આગળ, વિશાળ હૃદય આગળ, આપણે બધા નાના બાળક જેવા છીએ. એ એક વિલક્ષણ શક્તિસંપન્ન મહાપુરૂષ હતા. તેમના દૈવિ ચારિત્ર્યના મહાન્ પ્રસંગોનું નિરૂપણ કરવાનો અત્રે અવકાશ નથી. આપણા ભરતખંડના અને જગતના સર્વ ધર્મ પ્રવર્તક મહાપુરૂષોના પૂર્ણ પ્રકાશ સ્વરૂપ, યુગાચાર્ય જગદુદ્ધારક **શ્રી રામકૃષ્ણ** પરમહંસના પવિત્ર નામનું **"ભારત જીવન"** ના વિવેકી વાચકોને પુનઃ સ્મરણ આપી એટલુ જ જણાવીશ કે-એમના ઉપદેશ, એમનાં દિવ્ય વચનામૃતો, એમનું દૈવિ ધર્મજીવન, ભારતીય પ્રજાની અનંત વર્ષોની કુંભકર્ણની ઘોર નિદ્રાને દૂર કરવા અત્યંત ઉપકારક છે. એ મહાપુરૂષની અંદર પરમાત્માની દિવ્ય જ્યોતિનો દૈવિ પ્રકાશ હતો એ નિશ્ચયપૂર્વક માનજો. બંગાળાના પ્રાયઃ દૂર અપ્રસિદ્ધ ગામડામાં અપ્રસિદ્ધ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ પામેલા આ દિવ્ય મહાપુરૂષે નહોતી આ જમાનાની યુનિવર્સીટીઓની મ્હોટી ડીગ્રીઓ મેળવી કે નહોતી આ જમાનાની રાજ્યદ્વારી હીલચાલોમાં ભાગ લીધો છતાં પણ આજે યુરોપ અને અમેરિકામાં હજારો શિક્ષિત સ્ત્રી પુરુષો તેને પરમેશ્વર તુલ્ય માની તેમના ચરણકમળનું વંદન કરે છે અને હજી પણ તેના ઉપાસકોની સંખ્યા પ્રતિદીન વધતી જ જાય છે. ઇશ્વરની ઇચ્છાનો ભેદ સમજવા કોણ સમર્થ છે! પણ સમય સમીપ છે ! નજદીકના ભવિષ્યમાં જગત્ જોઈ શકશે કે સમય જગતને અશાન્તિમાંથી શાન્તિના રમ્ય પ્રદેશમાં દોરી જવા, ભયંકર યુદ્ધોમાંથી ધર્મ અને પ્રભુ પ્રેમના પવિત્ર પ્રદેશમાં સ્થાપિત કરવા, જગતમાં શાંતિનો, અભયનો, પ્રેમનો વિજયધ્વજ ફરકાવવા માટે ભારતીય શક્તિ પુનઃ જાગ્રત થઇ ચૂકી છે, ભગવંત શ્રી રામકૃષ્ણ પરમહંસનું પ્રકટીકરણ એ ભારતીય શક્તિનું પ્રકટીકરણ છે, ભગવાન શ્રી રામકૃષ્ણનો સંદેશ એ ભારતીય શક્તિનો આદેશ છે-એ વિજયવન્ત મહામન્ત્ર છે. ૐ

* * * * *

શ્રી રામકૃષ્ણ ભગવંતની આ દિવ્ય પ્રસાદીરૂપ સ્વામીશ્રી વિવેકાનંદજી, સ્વામીશ્રી અભેદાનંદજી, સ્વામીશ્રી બ્રહ્માનંદજી, સ્વામીશ્રી સારદાનંદજી અને અન્ય અનેક દિવ્ય મહાપુરુષો-દ્વારા જગતમાં **ભારતીય શક્તિનો, "ભારતજીવન"** નો, વિજયધ્વજ ફરકાવી રહી છે અને તેમનો "ધર્મ સંદેશ" ભારતીય શક્તિને પુનઃ જાગ્રત કરી રહ્યો છે. ભારતીય પ્રજાના **ધર્મ પ્રેમને** પુનઃ નવજીવન પ્રેરી રહ્યો છે. દિવ્ય ભારતીય શક્તિને જાગ્રત કરવા માટે, ભારતમાતાને નવજીવન પ્રેરવા સ્વામીશ્રી વિવેકાનંદજીએ જે દૈવિ આદેશ આપ્યો છે, જે દિવ્ય મંત્રનો બોધ આજથી પંચીશ વર્ષ પૂર્વે તેઓ ભારતમાતાના નગરે નગરમાં હજારો નરનારી સમક્ષ મુક્ત કંઠે કરી ગયા હતા, જે દિવ્યભાવના સંદિન ભારતીય શક્તિની નવચેતનાનાં બીજ તેઓએ રોપ્યાં હતાં તે વૃક્ષ અત્યારે ભારતીય પ્રજામાં મહાન્ રાષ્ટ્રીય ચેતનારૂપે, અત્યારે વિશાળ કલ્પ વૃક્ષ રૂપે ખીલી રહેલું આપણે જોઈએ છીએ. હજી તો આ વિશાળ કલ્પ વૃક્ષની એકજ શાખા નવપલ્લવિત થઈ છે, પણ જ્યારે એની અનંત શાખા પ્રશાખાઓ વિસ્તાર પામશે ત્યારે ભયંકર યુદ્ધો, અન્યાય, અશાંતિ, અને જીવન કલહના સંતાપોથી દગ્ધ થયેલી સમગ્ર જગતની માનવ પ્રજાઓને શિતળ છાયા આપશે, એનાં સુમધુર કુસુમોના દિવ્ય પરિચયથી જગતના સંતાપ નષ્ટ થશે, નવજીવનની–ધર્મપ્રેમની દિવ્ય ભાવના પ્રચલિત થશે, અને એનાં સુમધુર દૈવિ ફળો આધિ, વ્યાધિ અને ઉપાધિથી રીબાતા માનવ સમુદાયની અનંત કાળની જીવન ક્ષુધા શાંત કરશે. ॥

* * * * *

પૂજ્યપાદ સ્વામી વિવેકાનંદજીએ ભારતીય પ્રજાના ઉજ્વળ ભવિષ્ય સંબંધે આજથી પચ્ચીશ વર્ષ પૂર્વેજ જણાવ્યું હતું કેઃ—

"હા, વચમાં વચમાં અનેકવાર અવનતિ અને નિર્બળતાના જમાના આવી ગયા છે, પણ હું તેમને ઝાઝા અગત્યના સમજતો નથી. આપણે બધા એ વાત સારી રીતે જાણીએ છીએ કે એવા જમાનાની પણ જરૂર હોય છે. એક મહાન્ વૃક્ષ સુંદર સુપક્વ ફળને ઉત્પન્ન કરે છે, તે ફળ જમીન પર ખરી પડે છે અને મરી જાય છે, પણ તે સડેલા ફળના બીજમાંથી નવિન અંકુર ફૂટીને બીજું વધારે મહાન્ વૃક્ષ પેદા થાય છે. આવાજ કારણને લીધે જે અવનતિના જમાનામાંથી આપણે પસાર થઈ ગયા તે આપણા હિત અને અભિવૃદ્ધિને માટે ખાસ જરૂરનો હતો. એ અવનતિમાંથી જ ભરતખંડનો ભવિષ્યનો ઉત્કર્ષ જન્મ પામશે. અત્યારે જ "ભારતજીવન કલ્પ વૃક્ષ" ના દૈવિ અંકુરો મારી નજરે પડે છે, તેનાં નવપલ્લવની પાંદડીઓ ઉગવા લાગી છે અને એ મહાન વિશાળ 'ઉર્ધ્વમલ" વૃક્ષનો ઉદ્ભવ થવા લાગ્યો છે. ૐ ॥

× × × × ×

ભારતી પ્રજાના દૈવિ જીવનને નવજીવન અર્પનાર એ મહાન્ કલ્પવૃક્ષ રૂપી ધર્મ-પ્રેરણાને પૂજ્ય સ્વામીશ્રી વિવેકાનંદજીએ એટલે સુધી પ્રચલિત કરી હતી કે તેઓએ પોતે જ એ સંબંધે જણાવ્યું છે કેઃ-' મ્હેં કોઈ પણ કામની પહેલેથી યોજના કદી ઘડી જ નહોતી. દરેક વાત જેમ જેમ આવી તેમ તેમ મેં હાથ ધરી હતી, ફક્ત એકજ

વિચાર મ્હારા મગજમાં ઘૂંચવાયા કરતો હતો, તે એ કે હિંદભૂમિની જનતાના ઉદ્ધાર માટેનું યંત્ર ઉભું કરવું અને એમાં આજ અંશે પ્રભુએ મને સફળતા આપી છે દુષ્કાળ, વ્યાધિ, અને દુઃખોની મધ્યમાં રહી "પદ્માઓ" ( શ્રી રામકૃષ્ણ ભગવતના આદેશને અનુસરી 'સેવા ધર્મ' સમજનાર હીન્દના અનેક રામકૃષ્ણ-બાળકો ) કેવું કામ કરી રહ્યા છે, તે જોઇને તમારાં હૃદયને ખરેખાત હર્ષજ થાય કૉલેરાથી પટકાયેલા પારીયા ( હેડ-અત્યજ ) ની પથારી પાસે બેસીને સારવાર કરતા, કે ભૂખે પીડાતા ચાંડાળોને ભોજન કરાવતા, નૂતન ભારતના નવયુવકોને જોઇ તમોને ખચિતજ હર્ષ થશે પ્રભુજી પોતે મ્હને તેમજ તેમને બધાયને સહાય મોકલી રહ્યા છે × × × × મ્હારા કાર્યયંત્રને દૃઢ રીતે કામ કરતું જોવું એટલી જ મ્હારી ઇચ્છા છે અને પછી સમગ્ર જગતના માનવ સમુદાયના કલ્યાણ માટે-બધાના કદાચ નહિ તોપણ ભારતીય પ્રજાના કલ્યાણ માટેનું યોગ્ય યંત્ર ( લીવર ) સ્થાપન કર્યું છે તે કોઇ શક્તિ-કોઈ બળ ચલાયમાન કરે તેમ નથી એવી ખાત્રી થયા પછી હું નિરાંતે સુઇશ હું સુખેથી મોડ તાણીશ હું ઇચ્છું છું કે, મ્હારો ફરી ફરીને જન્મ થાય, મારે હજારો દુઃખો સહેવા પડે, કે જેથી મારી જેમાં શ્રદ્ધા છે એવા એક માત્ર ઇશ્વરની જ હું પૂજા કરી શકું અનંત બ્રહ્માંડના સર્વ આત્માઓનો સરવાળો જે 'પરબ્રહ્મ' તેને જ પૂજી શકું તેમાં સકળ જાતિ અને સકળ વર્ણના દુષ્ટ, દુઃખી અને દરીદ્રીઓ તો મ્હારી પૂજાના ખાસ પાત્રો છે.'

× × × × ×

**જગદેવ હરિરેવ જગત્** આર્યોના સનાતન ધર્મની એ વિશાળ બ્રાહ્મી ભાવનાને નવજીવન આપનાર, ભારતીય પ્રજાની આદર્શ ધર્મ ચેતનાને પુનઃ જાગ્રત કરનાર અને સમગ્ર ભારતવર્ષ અને જગત્ માતના સંતાપિત જીવાત્મા બન્ધુઓને શાન્તિનો મહામંત્ર આપનાર, આ દિવ્ય મંત્રોનો આદેશ "**ભારતજીવન**" તેના પ્રેમ સ્વરૂપ વાચક બન્ધુઓ દ્વારા ગુજરાતની ધર્મપ્રેમી પ્રજા સમક્ષ રજુ કરે છે અને પરમપૂજ્ય સ્વામી વિવેકાનંદજીના ગગનભેદી દિવ્ય આદેશને પુનઃ પુનઃ સંભળાવે છે કે "અરે ! હિંદુસ્તાન ! પરદેશી પ્રજાઓનો તિરસ્કાર, તેમનું અનુકરણ કરવાની નીચ વૃત્તિ, પારકા ઉપર આધાર રાખવાની પામરતા, તારૂં દાસત્વ, તારી નિર્બળતા, અંદર અંદરનો દ્વેષ, મિથ્યાભિમાન અને દુષ્ટતા, આવી આવી સામગ્રીઓ લઇને શું સંસ્કૃતિના ઊંચામાં ઊંચા શિખર પર જવાની તું ઉમેદ રાખે છે ? જે સ્વાતંત્ર્ય માત્ર શૂરવીર અને નિડર પ્રજાઓ જ ભોગવી શકે તે તું શું ત્હારી શરમ ભરેલી ભીરૂતાવડે મેળવવાની આશા રાખે છે ? ઓ હિન્દુસ્તાન ! સીતા, સાવિત્રી અને દમયંતી એ ત્હારી સ્ત્રી જાતિનો આદર્શ છે તે તું ભૂલતો નહીં ત્હારો ઇષ્ટ દેવ યોગીઓનો યોગી અને ત્યાગી ઉમાપતિ શંકર છે તે તું ભૂલતો નહીં. ત્હારૂં લગ્ન, ત્હારી દોલત અને ત્હારી જીંદગી ઇન્દ્રીય વિલાસ માટે નથી, કે ત્હારા અંગત સુખને માટે નથી તે તું ભૂલતો નહીં જગદમ્બાની વેદીમાં હોમાવા માટે જ તું જન્મ્યો છે તે તું ભૂલતો નહીં ત્હારા દેશનું સામાજીક બંધારણ એ અનંત વિશ્વવ્યાપી માતૃત્વનો પડઘો જ છે, એ તું ભૂલતો નહીં અભણો, અજ્ઞાનીઓ, કંગાળ લોકો, મૂર્ખાઓ, મોચીઓ, ગામડીઆઓ અને ભંગીભાઇઓ પણ ત્હારા લોહીના સગા ભાઇઓ છે તે તું ભૂલતો નહીં હે ! ભારત પૂત્ર ! ભારત માતાના વીર પૂત્ર ! તું બહાદુર થા ! હિંમતવાન થા !

તું હિંદુ છે તે માટે મગરૂર થા અને મગરૂરીથી જગતને જાહેર કર કે: "હું હિંદુ છું, હિંદુસ્થાનમાં જન્મ્યો છું અને દરેક હિન્દુવાસી મ્હારો ભાઈ છે." તું કહેજે કે :—" અજ્ઞાન, અભણ અને કંગાલ હિન્દી–હિંદના, બ્રાહ્મણ અને ભંગી, એ સર્વ મ્હારા ભાઇઓ છે. ઓ ! હિન્દવાસી ! ત્હારી પોતાની કેડ ઉપર એક માત્ર લંગોટી જ રહેલી હોય તોપણ તું ગર્વથી મ્હોટે સાદે કહેજે કે :—" દરેક હિન્દી મ્હારો ભાઇ છે અને હિન્દનું જીવન એ જ મ્હારૂં જીવન છે. હિન્દના દેવો મ્હારા ઉપાસ્ય દેવો છે, હિન્દીસમાજ મ્હારૂં બાળપણનું પારણું, છે, જુવાનીની વિલાસભૂગી છે અને ઘડપણમાં કાશી જેવું શાન્તિ ધામ છે." ઓ ! મ્હારા ભાઇ! તું જગતને કહેજે કે; "હિન્દુસ્તાનની પવિત્ર ભૂમિ એ જ મ્હારી સ્વર્ગભૂમિ છે અને હિન્દુસ્તાનનું કલ્યાણ એ જ મ્હારૂં કલ્યાંણ છે." હે ! ગૌરિપતિ ! હે જગદંબા ! મ્હને ખરૂં પુરૂષત્વ આપજો ! હે ! સર્વ પ્રકારના બળ ઐશ્વર્યના ભંડાર ! મ્હારી નિર્બળતાનો, મ્હારી બીરૂતાનો નાશ કરજો અને મ્હને ખરો મર્દ બનાવજો ! આ મહામંત્રનો હે ભારતીય જન ! તું રાત દિવસ જપ કરજે ! ૐ ॥

\+ × × × ×

મહાત્મા ગાંધીજી જે દૈવિ ભાવનાને અત્યારે હિન્દમાં જગાવી રહ્યા છે, તે જ દિવ્ય ભાવનાને આંવી પ્રબળ ચૈતન્ય શક્તિની પ્રેરણા સહિત જેમણે ભારત ભૂમિમાં જગાવી છે, એ પૂજ્ય સ્વામી શ્રી વિવેકાનન્દજી, પૂજ્યપાદ સ્વામી શ્રી રામતિર્થજી, અને ભગવંત શ્રી રામકૃષ્ણ પરમહંસના જીવનમુક્તિના મહામંત્રને જગાવવાનો–અરે ! આપણી રગેરગમાં રેડતી કરવાનો અને આપણું જીવન ભારતીય શક્તિના નવચેતન રૂપે થઇ જાય એવું મહાન્ પરિવર્તન કરવાનો "**ભારતજીવન**"નો દૈવિ આદર્શ છે. એ આદર્શ સફળ કરવા હે ! વિશ્વંભરી ! હે ! જગદમ્બા વિશ્વજનની ! હે ! મહાશક્તિ સ્વરૂપિણી !'ભારતજીવન'ના પ્રેમ સ્વરૂપવાચક બંધુઓને અને સમગ્ર ગુર્જર પ્રદેશવાસી બન્ધુઓ પર પરમ કરૂણામય શ્રી રામકૃષ્ણ ભગવંતના દૈવિ આશીર્વાદથી દીર્ઘાયુષ્ય, સુદૃઢ આરોગ્ય અને વિશ્વની મહાન્ નવચેતનાનાં દૈવિ સ્ફુરણો જગાવો, જેથી નૂતન વર્ષમાં ગુજરાતની ધર્મપ્રાણ ભૂમિકામાં ગામેગામ અને ઘેરે ઘેર "**જય રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ !**" "**જય મહામાયા વિશ્વેશ્વરી**"નો જયજયકાર સંભળાય ! ગામેગામ અને પ્રત્યેક નગરોમાં "**શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ**"ની સ્થાપના થાય અને તે દ્વારા "**સંત સેવાશ્રમો, આરોગ્ય વર્ધક ઔષધાશ્રમો**" અને દરિદ્ર નારાયણોને અન્નદાન, વસ્ત્રદાન અને વિશ્રાન્તિ સ્થાન મળે તેની અનેક સંસ્થાઓ દ્વારા ભારતીય જ્યોતિ ઘેર ઘેર પ્રકટો ! પ્રત્યેક વાચકોના હૃદયમાં શ્રી રામકૃષ્ણ ભગવંતની દિવ્ય જ્યોતિ પ્રકટ થાવ ! અને 'ભારતજીવન'નો, **ભારતીય શક્તિનો દિગન્તમાં વિજય થાવ ! શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ૐ**

| શ્રી ગુરુ પૂર્ણીમા–આરોગ્યશાળા.<br>ફીમ સ્ટેશન.<br>બી. બી. એન્ડ સી આઇ-રેલ્વે. | વિશ્વમાં વ્યાપી રહેલ શ્રી રામકૃષ્ણ ભગવંતની દિવ્ય જ્યોતિનો દર્શનાતુર રંક બાળક<br>वैद्य बळवन्तरायना<br>ૐ પ્રભુજી ! ૐ ગુરદેવ ! |
|---|---|

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

नूतन वर्षारंभे गुरुपूर्णिमा निमित्त

# गुरुदेवनी अभ्यर्थना ।

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञान मूर्तिम्
द्वंद्वातीतम् गगन सदृशं तत्वमस्यादि लक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षी भूतम्
भावातीतं त्रिगुण रहितं सद्गुरुं तं नमामि ॥

ॐ ગુરુદેવ !

નમન ! નમન ! અનંતવાર સાષ્ટાંગ પ્રણિપાત સહ નમન !

ઓ ! પરમાત્માની પરમ જ્યોતિ સ્વરૂપ ! **ગુરુદેવ** ! આપને અનંત વાર નમન !

પ્રભો ! આપનું દિવ્ય સ્વરુપ, આપનું દિવ્ય સ્થાન, આપની દિવ્ય પરિસ્થિતિ સંબંધે અમે કાંઇપણ કળી શકતા નથી ! આપ કયે કયે સ્વરૂપે ક્યાં ક્યાં વિચરી રહ્યા હશો એ કાંઇ પણ અમે જાણતા નથી ! અમે તો કેવળ આપની **પરમ પ્રેમમય દિવ્ય મૂર્તિને પ્રેમપૂર્વક નમન કરીએ છીએ !** ॐ ।

ઉત્તરમાં કે દક્ષિણમાં, પૂર્વમાં કે પશ્ચિમમાં, આકાશમાં કે પાતાળમાં કે બ્રહ્માંડ માત્રમાં દિગન્ત વ્યાપી આપનીજ પરમ દિવ્યતા, આપની પરમ પ્રેમામૃતસ્ત્રાવિની ભાવનાથીજ જીવનો ઉદ્ધાર થાય છે ! ॐ ॥

આપ અરુપી છતાં અનંત રૂપે અનંત તત્ત્વોમાં પ્રકાશિત થઇ સકળ બ્રહ્માંડનો ઉદ્ધાર કરો છો ! નિર્ગુણરૂપે પરમ તત્વમય, પરમાત્મ જ્યોતિમાં લીન રહી, સગુણરૂપે સર્વ બ્રહ્માંડોમાં અવતાર ધારણ કરી જીવોનો ઉદ્ધાર કરો છો ! ॐ

આપ અનામી છતાં જગત્ આપને ગુરુ, પરમાત્મા, **परब्रह्म, परमज्योति ईश्वर,** God, જીહોવા, અલ્લાહ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, કબીર, મહમદ, જીસસ ક્રાઇસ્ટ, મોઝેઝ, જરથુસ્ત્ર, મહાવીર, ચૈતન્ય, રામકૃષ્ણ, રામતિર્થ, વિવેકાનંદ, વગેરે વગેરે અનંત નામોથી અનંત પ્રકારે આપનીજ ભક્તિ કરે છે ! ॐ ॥

કોઇનો ભક્તિથી, કોઇનો યોગથી, કોઇનો તપથી, કોઇનો વૈરાગ્યથી, કોઇનો જ્ઞાનથી, કોઇનો પ્રેમથી, કોઇનો કર્મમાર્ગથી, કોઇનો ત્યાગથી, અને કોઇનો સંસાર વ્યવહારની વચ્ચેજ આપ ઉદ્ધાર કરો છો, તો કોઇનો વૈરભાવે પણ ઉદ્ધારજ કરો છો ! અહો ! દિવ્ય ગુરુદેવ ! પ્રભો ! આપની દિવ્યતા ! આપની અગમ્ય કાર્ય પ્રણાલી અકથનીય છે !

પ્રભો ! આપ પરમ પ્રેમમય, પરમ દયાવન્ત, પરમ શાન્તિમય, પરમ સત્ય રૂપ અને પરમ જ્ઞાનરૂપ છો ! જગતમાં જ્યાં જ્યાં પ્રેમ, દયા, શાન્તિ, સત્ય અને જ્ઞાનનો દૈવિ પ્રસાદ સકળ જન સમુહનો ઉદ્ધાર કરવા પ્રવાહિત થાય છે, ત્યાં ત્યાં આપની દિવ્ય ચૈતન્ય શક્તિજ કાર્ય કરી રહી હોય છે ! ॐ

પ્રભો ! આપે કૃષ્ણ સ્વરુપે આજ સત્ય નિરૂપણ કર્યું છે કેઃ—

यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधुनाम् विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

પ્રભો ! અત્યારે જગત્‌માં અત્રેજ અશાન્તિ, અને ભયંકર અશાન્તિ પ્રવર્તિ રહી છે ! માનવ સમુદાય શાન્તિ માટે આતુર હૃદયે તલસી રહ્યો છે ! આસુરી સંપત્તિ પોતાનાં માયાવી અને મનોમુગ્ધકર અનંત સાધનો વડે અનેક જીવાત્માઓને વિનાશને માર્ગે, અધો-ગતિમાં દોરાઇ જવા લલચાઇ રહેલ છે ! ધર્મનો—શાન્તિનો—સર્વથા લોપ થઇ જાય તેવી ભીતિ આ પરમ પવિત્ર ભારત ભૂમિમાં પણ પ્રકટ થઇ છે, એવે વખતે આપ દયા કરો ! કૃપા કરો ! અમારા હૃદયમાં ધર્મનું બળ વધે.

અમારા હૃદયમાં આપનીજ ભક્તિ, આપનીજ દિવ્યતામાં અચળ શ્રદ્ધા જાગે, અને આપની અગાધ ચૈતન્ય લીલાને, આપની પરમ દિવ્યતાનો સાક્ષાત્કાર કરતા આપનાજ દિવ્ય પ્રદેશોમાં, આપનાજ પરમ પુનિત ચરણ સરોજમાં અમો ગતિ કરીએ, તેવી મતિ આપી અમને આપનાજ પવિત્ર પ્રદેશમાં દોરી જાવ ! ૐ ગુરુદેવ !

પ્રભો ! આપની અપરિમિત દિવ્યતાનું, આપની અવર્ણનીય રમ્યતાનું, આપની અગાધ કૃપા પ્રસાદીનું આ ક્ષુદ્ર બાળક કયા શબ્દોમાં નિરૂપણ કરી શકે એમ છે ? હું તો વિનિત ભાવે, આપનું પરમ મંગળમય સ્મરણ કરતો, આપની દિવ્ય પ્રેમ મૂર્તિનું અનિ-મેષ દૃષ્ટિથી દર્શન કરી તેમાંજ કૃતાર્થ થતો, એજ યાચું છું કે પ્રભો ! હું ભક્તિહિન, યોગ વિહીન, તપ, યમ, નિયમાદિ સાધન રહીત, ગમે તેવો પણ આપનો ચરણરજ પંકજ રંક બાળક છું, અને એટલુંજ ઇચ્છું છું કે જગતમાં માન, મોહ, અને વિષય પ્રપંચથી બચાવી આપનીજ નિષ્કામ ભક્તિ સિવાય, આપમાંજ અચળ ભક્તિ જાગે, અને

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે !
યાદી ભરી ત્યાં આપની. (સ્વ. કલાપિ.)

× × × × ×

એમ જ્યાં જ્યાં દૃષ્ટિ જાય ત્યાં ત્યાં આપની દિવ્ય મૂર્તિ મ્હારા હૃદયમાં ધર્મની, ભક્તિની, પ્રેમની, શ્રદ્ધાની જ્યોતિ જગાવે ! ૐ !

ઓ પરમ પ્રેમાસ્પદ ! પરમ દયાવન્ત ગુરુ દેવ ! હું સાધન હીન, ક્યાં સાધનોવડે આપનું પૂજન કરૂં ! ક્યાં પુષ્પોથી સેવા સજું !

ઓ ! જગદુદ્ધારક ગુરુદેવ ! હું તો આપના પવિત્ર નામનો પુકાર કરતો "જય રામકૃષ્ણ ! ગુરૂ રામકૃષ્ણ ! ગુરુ રામકૃષ્ણ ! જય રામકૃષ્ણ !" ની ધુન પુકારતો એજ લવું છું કેઃ—

निरंजनं नित्यमनंतरुपम् भक्तानुकंपा धृतविग्रहं वै ॥
ईशावतारं परमेश मीड्यम् तं रामकृष्णं शिरसा नमामि ।

" પૂજન કરીએ—પ્રેમાધાર !
ગુરુજી ! પૂજું પ્રેમાધાર !
હૃદયાશ્રુમય પુષ્પ કળિથી—
પૂજું...પ્રેમાધાર...........
પ્રેમ...પ્રવાહ પુનિત તવ શરણે
ચરણ કમળમાં નાથ !
પૂજન કરીએ......પ્રેમાધાર !
એ...પ્રેમામૃત...સાગર...માંહે
ડુબાવો......દીન........નાથ !
પ્રેમ તરંગો...પ્રેમ ધ્વનિથી
ઉછળે જ્યાં દિન......રાત !
પૂજન કરીએ પ્રેમાધાર !
પૂજનની સામગ્રીમાં......પ્રભુ
આપ પ્રકાશો......આજ !
પૂજન કરવા આપજ પ્રેરો !
બાળકને ગુરુ રાય !
પૂજન કરીયે ! પ્રેમાધાર !
પ્રેમ પ્રસાદી આપ શરણુની
પ્રેમામૃત મય નાથ !
અણુ અણુને પ્રેમળ જ્યોતિથી
દિવ્ય કરો દીન નાથ !
પૂજન કરીયે ! પ્રેમાધાર !
હૃદયે તવ મૂર્તિ પ્રકટીને;
ચેતન પ્રેરે નાથ !
જીવન આ તવ પ્રેમ પ્રમાદે !
પ્રેમ રૂપે વહી જાય !
પૂજન કરીયે ! પ્રેમાધાર ! "

ઓ ! ગુરૂદેવ !

શ્રી ગુરૂપૂર્ણિમા નિમિત્ત પ્રભુ પ્રાર્થના. } આપનો ચરણ શરણ સિસૃક્ષ
શ્રીરામકૃષ્ણ આરોગ્યશાળા–કીમ સ્ટેશન. } વૈદ્ય વળવન્તરાયના ૐ ગુરૂ ! જય ગુરૂ !

---

સત્ બોધ

૭૦. ચતુરાઇ ( ઢોંગ–પ્રપંચથી ) કોઇ કાર્ય સધાતું નથી. પ્રેમ સત્યાનુરાગ, અને મહાન્ વીર્યની સહાયનાથી સર્વ કાર્ય સાધ્ય થઇ શકે છે. ( વિશ્વવિજયી સ્વામી વિવેકાનંદ. )

૭૧. દુઃખનું અવમાન કરવા માટેજ મનુષ્યનો જન્મ થયો છે. પૂર્વનાં અનેક પુણ્યથી મનુષ્ય જન્મ પ્રાપ્ત ન થાય તો ( જન્મ–મરણના ) દુઃખનું અવમાન કરવાનું સામર્થ્ય રહે નહિ એવું સામર્થ્ય પ્રાપ્ત થવા છતાં પોતાની મહાન્ શક્તિનો ઉપયોગ ન કરે તે દુર્ભાગી સમજવો.

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥

## विवेकानन्द—जिवन—प्रसंग ॥



### सत्य प्रियता. (७)

સ્વામી વિવેકાનંદજીના જીવન પ્રસંગોમાંથી વાંચક ગૃહસ્થોને જેમ ઘણું જાણવાનું મળે તેમ છે તેજ પ્રમાણે ઉચ્ચ કર્મચારીઓને અને રાજા, રજવાડાઓને પણ ઘણો બોધ લેવા જેવું છે. સ્વામિજી સત્ય પ્રિય હતા. સત્ય કથન અને સત્ય શોધન એ તેમનું પ્રથમ વ્રત હતું. જેમ ઘણા રાજાઓ, દિવાનો, અમલદારો, શ્રીમંતો અને લક્ષપતિ વ્યાપારીઓને ખુશામદ તથા અસત્ય કથન પ્રિય થઇ પડે છે અને તેમાંજ તેઓ ઉછરે છે તેમાંજ તેઓ આનંદ પામે છે તેમ સ્વામિજી સત્યમાંજ ઉછર્યા હતા. માતાના ગર્ભમાંથી તેમને સત્યનીજ દીક્ષા મળી હતી અને તેઓ સત્ય કથનનેજ પ્રિય ગણતા હતા. આજે અમે વાંચકો સમક્ષ સ્વામિજીનાં સત્ય કથન સબંધી એક કથાનકનો ઉલ્લેખ કરીશું.

સ્વામિજી ગુજરાત—કાઠિયાવાડ વગેરે સ્થળે વિચરતા વિચરતા દક્ષિણ—પ્રદેશ તરફ ગયા હતા. સમુદ્ર કિનારે મારમેગોવા નામક ગામમાં થોડા દિવસ નિવાસ કર્યા પછી તેઓ બેંગલોર ગયા હતા. ત્યાં કેટલાક ભક્તોને આધ્યાત્મિક જ્ઞાનદાન કરતા હતા. ઇશ્વરના અસ્તિત્વ સંબંધી તેઓ એવી છટાથી સમજાવતા કે શ્રોતાજનોને તેમની સ્હામેથી ઉઠવાનું મનજ થતું નહિં. સ્વામિજીની આગમન વાર્તા તુર્તજ સર્વત્ર ફેલાઇ ગઇ. ઉચ્ચ કર્મચારીઓ તેમના જ્ઞાનનો લાભ લેવા લાગ્યા. એ વાત મહિસૂર રાજ્યના અમાત્ય સર કે શેષાદ્રિ આયરના સાંભળવામાં આવતાંજ તેઓ સ્વામિજીને મળવા ગયા. બુદ્ધિમાન, જ્ઞાની શેષાદ્રિ સ્વામિજી સાથે વાર્તાલાપ કરતાંજ આનંદ પામ્યા. અલ્પ ક્ષણના આલાપમાંજ તેઓ સમજી શક્યા કે એ યુવક સન્યાસીમાં એક એવી અદ્ભુત આકર્ષણ શક્તિ અને ઇશ્વરદત્ત ક્ષમતા છે કે જે સમય આવતાં ભારતવર્ષના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઇ રહેશે. કેટલાક દિવસ પછી શેષાદ્રિ સાહેબ તેમને મહિસૂર લઇ ગયા અને એક દિવસ મહિસૂરના મહારાજા સાથે સાક્ષાત્કાર કરાવ્યો. મહારાજા પણ સ્વામિજી સાથે વેદાન્ત ચર્ચા કરી અતિ આનંદ પામ્યા. રાજમહાલયમાં તેમનો નિવાસસ્થાન આપ્યું હતું. તેમની સેવા યથારીતિ થાય તેવો સર્વ બંદોબસ્ત કર્યો હતો. મહારાજા નિત્ય કેટલાક કલાક પર્યંત સ્વામિજી સાથે બેસી પ્રેમપૂર્વક ધર્મ ચર્ચા કરતા અને ધર્મ વાર્તા સાંભળી અતિ આનંદ પામતા. બન્ને વચ્ચે મૈત્રિભાવ બંધાયો. અને વખત રાજકાર્યમાં પણ સ્વામિજીની સલાહ લેવા માંડી. સ્વામિજીની વિદ્યા બુદ્ધિ શાસ્ત્ર જ્ઞાન, ધર્મ વિષયમાં સૂક્ષ્મ દ્રષ્ટિ, કથા વાર્તા અને વાક્યલાલિત્ય એ સર્વેએ મહારાજાનું હૃદય આકર્ષી લીધું. મહારાજાને આ સબંધે અતિ આનંદ થયો હતો. રાજસભામાં પણ સ્વામિજીને નિત્ય

આમંત્રણ થતું. ત્યાં રાજચર્ચા, શાસ્ત્રચર્ચા, અને ધર્મચર્ચા થતી. સ્વામિજી સર્વમાં ભાગ લેતા.

એક દિવસ મહારાજા રાજસભામાં બિરાજ્યા છે. સર્વ સભાસદો રાજાની આસપાસ વિંટળાઈને બેઠા છે. અનેક ચર્ચા ચાલી રહી છે. એટલામાં મહારાજાએ સ્વામિજીને પ્રશ્ન કર્યો કે: " સ્વામિજી મહારાજ, મ્હારા રાજ-સભાસદો સંબંધી આપનો શો અભિપ્રાય છે ? " સ્વામિજીએ તુર્તજ ઉત્તર દીધું કે: "મહારાજ ! આપ સ્વયં તો મહાન્ ઉદાર અને શ્રેષ્ઠ પુરૂષ છો, પરન્તુ દુર્ભાગ્યવશાત્ આપ સર્વદા સભાસદો, અમલદારો વગેરેથી વિંટળાયલા રહો છો, એટલે મહારાજા અને રાજના અમલદારો-રાજ સભાસદો-સર્વ એક રૂપ થઈ રહ્યું છે" આવો નિર્ભય ઉત્તર સાંભળી મહારાજા સ્તબ્ધ થઇ ગયા. સભામાં બેઠેલા સભાસદો પ્રથમ તો કૌતુક સમજ્યા પરન્તુ પછીથી તેઓ સ્વામિજી ઉપર ગુસ્સે ભરાયા, પણ થોડી વારમાંજ તેઓ સમજી શક્યા કે: ઉત્તમ સન્યાસીઓ હમેશાં નિર્ભય-ચિત્તના, સ્પષ્ટવક્તા હોય છે તેઓ કોઈની પણ શરમ રાખતા નથી. મહારાજાએ સ્વામિજીને બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા. સ્વામિજીએ તે સર્વના ચમત્કારિક, સ્પષ્ટ અને સત્ય ઉત્તર દીધા એટલુંજ નહિ પણ તે પ્રસંગે દિવાન સાહેબ પ્રત્યે પણ કંઇક કટાક્ષ કરવા ચૂક્યા નહિ ! સ્વામિજીએ વર્તમાન કલિયુગના રાજા અને કલિયુગના દિવાનોના દુરાચરણ, ખુશામદી સ્વભાવનું વિવેચન કરી રાજાના અને દિવાનના સત્ય ધર્મ સમજાવ્યા. બુદ્ધિમાન રાજા અને જ્ઞાની દિવાન હતા તેથી સ્વામિજીના ઉપદેશને મસ્તકે સ્થાપી મિથ્યા અહંકાર દૂર કરવા અને ધર્મ નીતિ ગ્રહણ કરવા તત્પર થયા. દરબાર ભંગ થયા પછી મહારાજાએ સ્વામિજીને એક એકાંત દિવાનખાનામાં લઇ જઇ અનેક ગુપ્ત વાર્તાલાપ કર્યો, અને કહ્યું : " સ્વામિજી ! આપના જેવા સત્યવક્તા, સ્પષ્ટ વક્તા માટે મ્હને ભય લાગે છે કે: વખતે કોઈ દુષ્ટ મનુષ્યો આપને વિષ દઇને આપના પ્રાણ લેશે. અનેક સાધુના જીવન એ પ્રમાણે નષ્ટ થયેલાં મ્હારા જાણવામાં છે. " એ સાંભળી સ્વામિજી ઉત્તેજિત સ્વરે બોલી ઉઠ્યા : " આપ શું કહોછો ? સાચો સન્યાસી પ્રાણના ભયથી સત્ય ભાષણ કરતાં અટકશે અથવા ભય પામશે ? વિચાર કરો કે: આપનોજ પુત્ર કદાચ મ્હને પૂછે કે: આપ કેવી પ્રકૃતિના મનુષ્ય છો ? તો શું હું એમ કહીશ કે આપ સર્વ ગુણસમ્પન્ન છો ? આપનામાં જે જે ગુણ હું જોઇ શક્યો નથી તે આપના ભયને લીધે હું તેમને કહીશ ખરો કે ? શું હું મિથ્યા કહીશ ? અસત્ય એજ મહા પાપ ! અસત્ય એજ નરક યાતના. અસત્ય એજ નરકાગાર ! મહારાજ ! ખુશામદ કરવી એ તો સ્વાર્થ અને બદમાશોનો વ્યાપાર છે. ખોટી હાજી હા કરવી એના જેવું મહા પાપ બીજું કયું છે ? સાચો રાજ હિતેચ્છુ કે સાચો ગૃહસ્થ-મિત્ર કદી પણ ધર્મ રહિત, અસત્ય ભાષણ કરે નહિ ! સાચું પૂછો તો એમાંજ રાજા અને પ્રજાનું કલ્યાણ છે. સત્ય વક્તાઓની ગેરહાજરીને લીધેજ રાજાઓ અને શ્રીમંતો બગડ્યા છે-હલકા સ્વભાવના થઇ ગયા છે અને સત્યવક્તા મનુષ્યો ઉપર ગુસ્સે થાય છે. જો કોઇ પણ રાજા કે શ્રીમંત પોતાનું હિત ચ્હાતો હોય તો તેણે પોતાની પાસે એક સત્યવક્તા મનુષ્ય રાખવો જોઇએ કે જે તેનો તેના દોષ સ્પષ્ટ રૂપે દર્શાવી આપે. સિપાઈઓ ગુન્હેગારો ઉપર દેખરેખ રાખે છે તેથી ગુન્હા ઓછા થાય છે, ગુન્હેગારો તેનાથી ભય પામે છે, તેજ પ્રમાણે રાજાઓ અને શ્રીમન્તોને ભય લાગે એવાં

સત્યપ્રિય મનુષ્યો પોતાની પાસે રાખવાં જોઇએ. ગમે તેમ પણ હું તો સન્યાસી! સત્ય કથન એજ સન્યાસીનો ધર્મ છે!"

સ્વામિજીના મુખમાંથી એ શબ્દો નીકળ્યા તે વખતે તેમનું મુખ લાલચોળ થઇ ઉઠયું હતું. નેત્રોમાંથી તેજસ્વી કિરણો નિકળી રહ્યાં હતા. તેમના સ્હામે જોવાની કોઇ હિમ્મત કરે એમ ન હતું. સ્વામિજીએ મહારાજાને ઉપરોકત પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો ખરો પરન્તુ તેમની ગેરહાજરીમાં તેમના શુભ ગુણોની હમેશાં પ્રશંસા કરતા. તેમની ઉદારતાને હમેશાં ધન્યવાદ દેતા. સ્વામિજીનો સ્વભાવ એવો હતો કેઃ કોઇના દુર્ગુણ ગાવા નહિ. તેના શુભ ગુણાનુવાદ ગાવામાંજ તેમને આનંદ થતો. જો કોઇનો દોષ કે દુર્બળતા તેમના જાણવામાં આવતા તો તે તેના સન્મુખજ કહી સંભળાવતા. પાછળ નિંદા કરતા નહિ! ધન્ય એ સત્ય પ્રિયતાને!

## नीचतामां उच्चता। उच्चतामां नीचता!

સ્વામિજી સન્યાસી થયા પછી સર્વત્ર પરિભ્રમણ કરવા નીકળ્યા તે સમયે તેમને અનેક પ્રકારના દુઃખોનો અનુભવ થયો હતો. દુઃખને સમયે પણ ઇશ્વર સ્મરણ, ધૈર્ય અને સહનશકિત ધારણ કરવાથી કેવાં ઉત્તમ પરિણામ આવે છે તે સંબંધી તેઓ પ્રસંગોપાત પોતાના ગુરૂ બંધુઓને બોધ આપતા. એક પ્રસંગે તેમણે કહ્યું હતું કેઃ "એક દિવસ પરગામ જવાની ઇચ્છાથી હું રેલ્વે સ્ટેશન ઉપર બેઠો હતો. કારણવશાત તે દિવસે બહાર ગામ જઇ શકાયું નહિ. તે સ્ટેશન ઉપરજ કેટલાક દિવસ નિવાસ કરવો પડયો. તે પ્રસંગે ગામમાંથી લોકોનાં ટોળેટોળાં મ્હારી પાસે આવી વાર્તાલાપ કરવા લાગ્યાં. લાગ લાગટ ત્રણ દિવસ પર્યંત રાતદિવસ લોકોની આવજા થઇ રહી. લોકો આવતા, વાર્તાલાપ કરી ચાલ્યા જતા, અને "અહા! કેવો ઉત્તમ સાધુ છે." એમ કહી ધન્યવાદ આપતા. પરન્તુ કોઇએ પૂછ્યું નહિ કેઃ તમે ભૂખ્યા છો કે આહાર કર્યો છે? મ્હેં પણ ત્રણ દિવસ કાંઇ ભોજન કર્યું નહિ. ત્રીજે દિવસે રાત્રે એક દીનહીન કંગાલ મનુષ્ય આવી મ્હને પૂછવા લાગ્યો: "મહારાજ! ત્રણ દિવસ થયાં રાતદિવસ લોકો સાથે આપ વાર્તાલાપ કરો છો ત્યારે આહાર નિદ્રા કયારે લ્યો છો! મ્હેં આપને જળપાન સુદ્ધાં કરતા દીઠા નથી! એ જોઇ મ્હને અતિશય દુખ થાય છે." આજે હું સમજ્યો કેઃ નારાયણ ભગવાન પોતેજ દીન-કંગાલનો વેશ ધારણ કરી મ્હારી સ્હામે દર્શન દઇ રહ્યા છે. મ્હેં બે હાથ જોડી પ્રણામ કરી કહ્યુંઃ પણ તમે મ્હને કાંઇ આહાર કરવાનું આપશો! પેલા મનુષ્યે અતિ કરૂણ મુખે, લાગણીપૂર્વક કહ્યુંઃ "મ્હને તો ઘણી ઇચ્છા થાય છે, મ્હારો તો ઘણોએ જીવ બળે છે પરન્તુ મ્હારી રસોઇ શી રીતે તમને ખપે? જો કહો તો લોટ અને દાલ લાવી આપું. આપ દાલ-રોટલી બનાવી લ્યો." તે સમયે હું સન્યાસીના ધર્મ પ્રમાણે અગ્નિનો સ્પર્શ કરતો ન હતો. બીજી તરફ પેટમાં ભયંકર અગ્નિજ્વાળા પ્રકટી રહી હતી. મ્હેં તુર્તજ તેને કહ્યુંઃ "તમારી બનાવેલી રોટલી મ્હને લાવી આપો. હું તેનો આહાર કરીશ. તે બિચારો ભય પામ્યો. તે ખેતડીના રાજાની પ્રજા હતો. જો રાજાને ખબર પડે કેઃ એક શૂદ્રે પોતાની બનાવેલી રોટલી સ્વામિજીને આપી છે તો તેના

આરજ વાગી જાય ! તેને સખત શિક્ષા થાય ! અરે ! કદાચ તેને રાજ્યમાંથી દેશનિકાલ પણ કરે ! દેશી રાજાઓને પૂછનાર કોણ છે ? તેજ પોતાના રાજ્યના ઇશ્વર રૂપ છે ! મ્હેં કહ્યું: " તમે ભય પામશો નહિ, રાજા તમને શિક્ષા કરશે નહિ. " મ્હારા એ કથન ઉપર તેને વિશ્વાસ ઉપજ્યો નહિ; તેમ છતાં બળવાન દયાને વશ થઇ, રાજાની શિક્ષાની વાટ જોતા તે શૂદ્રે મ્હને ભોજન લાવી આપ્યું. તે સમયે કદાચ દેવરાજ ઇન્દ્ર સુવર્ણ પાત્રમાં મ્હને અમૃત લાવી આપત તો પણ તેનાથી મ્હને જેટલી તૃપ્તિ ન થાત તેટલી પેલા મહાન દયાળુ મનુષ્યના ભોજનથી તૃપ્તિ થઇ. તેની દયા જોઈ મ્હારા નેત્રમાં જળ આવ્યાં ! મ્હેં વિચાર કર્યો કે: " આના જેવા સેંકડો ઉચ્ચ દયાળુ ચિત્તના મનુષ્યો પર્ણકુટીરમાં નિવાસ કરી રહ્યા છે તેમ છતાં તે અમારી દૃષ્ટિમાં તિરસ્કાર યોગ્ય, દીન કંગાલ ! " મ્હને ઉપરોક્ત શૂદ્રનું અન્ન ગ્રહણ કરતો જોઇ સ્ટેશનના કેટલાક ઉચ્ચ અમલદારો કહેવા લાગ્યા કે: " આપે આ નીચ મનુષ્યનો સ્પર્શ કરેલો આહાર ભોજન કર્યો તે શું સારૂં કર્યું કે ? " મ્હેં તત્ક્ષણાત્ ઉત્તર દીધું કે: " તમે આટલા બધાં મનુષ્યો ત્રણ દિવસથી મ્હારી પાસે આવો છો. ધર્મ વાર્તા શ્રવણ કરો છો, પરન્તુ મ્હેં શું ખાધું હશે તેનો તમે જરાપણ તપાસ કર્યો ખરો ? તમે તમને પોતાને સારા ગૃહસ્થ, ઉચ્ચ મનુષ્ય માનો છો, તમારી પોતાની બડાઈ કરો છો જ્યારે બીજાને નીચ અને અધમ ગણો છો ! પરન્તુ તમારામાં મનુષ્યત્વજ ક્યાં છે ? મનુષ્યત્વ કોને કહે ! સાધુ સન્યાસીના જ્ઞાનનો લાભ લેવો અને તેના ખાવાપિવાની કે વિશ્રામ સ્થાનની વ્યવસ્થા ન કરવી-અરે ! તેને માટે કાળજી પણ ન રાખવી એનુ નામ ગૃહસ્થાઇ કે ? શ્રીમંતો ગરીબોને ભુખ્યા તરસ્યા પડયા રહેવા દે ! શ્રીમંતો એટલે દીન-દુઃખીઓની સંભાળ ન લે ! શ્રીમંતો એટલે પોતે અનેક ઉત્તમ વસ્તુઓનો આહાર-ભોગ કરે અને નિરાધાર-નિરાશ્રિતની સ્થિતિનું ભાનજ ન રાખે ! પેલા શૂદ્ર મનુષ્યે જે મનુષ્યત્વ દર્શાવ્યું છે તેવું મ્હેં તમારામાં અને ભલ ભલા શ્રીમંતોમાં પણ દીઠું નથી ! એને શી રીતે તમે નીચ કહી શકો વારૂં ? " સાંભળનારા ગૃહસ્થો પર સારી અસર થઇ. તેમને કર્તવ્યનું જ્ઞાન થયું. તેમણે પસ્તાવો કર્યો. ભૂલ કબૂલ કરી. એક જણે તો કહ્યું કે "નીચતામાંજ ઉચ્ચતા અને ઉચ્ચતામાંજ નીચતા તે આનું નામ." ખેતડીના મહારાજા સાથે મૈત્ર સંબંધ થયા પછી મહાસ્વામિજીએ પેલા શૂદ્ર મનુષ્યની દયાળતાનું વિવેચન મહારાજાને કહી સંભળાવ્યું. મહારાજાએ તે મનુષ્યને બોલાવી મંગાવ્યો. તે બિચારો કમ્પતે શરીરે ભય પામતો રાજ મહાલયમાં આવ્યો. તે મનમાં વિચારવા લાગ્યો કે: " હવે કોણ જાણે કેવીએ ભયંકર શિક્ષા થશે ? " પરન્તુ સુજ્ઞ મહારાજા સાહેબે તેની દયાળુતા માટે અનેક પ્રશંસા કરી ધન્યવાદ આપ્યો અને તેને દ્રવ્યની એવી સહાયતા કરી કે જેથી તેજ દિવસથી તેની દરિદ્રતા દૂર થઇ ગઈ ! ધન્ય ખેતડી રાજ !

ડા. રા. મ્હેતા.

---

સત્બોધ કુંજ

૭૨. જે વિદ્યાની ચર્ચા કરતાં વારંવાર જન્મ મૃત્યુની આધિનતામાંથી મુક્તિ પ્રાપ્ત કરી શકાય તે વિદ્યાજ (બ્રહ્મ) વિદ્યા કહેવાય, વિદ્યા પ્રાપ્ત કર્યાથી બુદ્ધિની શુદ્ધિ થાય છે.

॥ श्रीगुरवे नमः ॥

# भगवती माताजी श्री शारदामणीदेवीनां दिव्य संस्मरणो ॥

(१)

श्रुती नामगम्यं सुवेदागमाद्यैर्महम्नौ न जानाति पारंत वेदम् ।
स्तुतिंकर्तुमिच्छामि ते त्वं भवानि क्षमस्वेदमंबे प्रमुग्धः किलाहम ॥
शरण्ये वरण्ये सुकारुण्य पूर्णे हिरण्यो दराद्ये रगम्येऽति पुण्ये ।
भवारण्य भीतंच मां पाहि भद्रे नमस्ते नमस्ते नमस्ते भवानि ॥

વેદ અને આગમાદિ સાધનોથી શ્રુતિઓને પણ અગમ્ય ત્હારા મહિમાના પારને આ વિશ્વમાં કોઇ જાણતું નથી. હે ! ભગવતી, માતાજી ! તે ત્હારી સ્તુતિ કરવાને હું છું છું ! તું ક્ષમા કરજે ! ખરે ! હું અત્યંત મુગ્ધ બન્યો છું ! ૐ ॥

હે શરણાગત વત્સલ ! હે ! પૂજ્ય અને અત્યંત કરૂણાપૂર્ણ ! હિરણ્ય ગર્ભથી પણ ગમ્ય અતિ પવિત્ર કલ્યાણી ! હે ! ભગવતી ! હે ભગવની માતાજી ! આ સંસાર રૂપી રણ્યથી ભયભીત થયેલો એવો જે હું તેમનું રક્ષણ કરજે ! ત્હને નમસ્કાર છે ! નમસ્કાર છે ! નમસ્કાર છે ! ૐ मा !

या देवी सर्व भूतेषु शक्तिरुपेण संस्थिताः ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ॥

" જે દેવી સર્વ ભૂતોમાં શક્તિ રૂપે વસી રહી, "
નમૂં તેને, નમૂં તેને, નમૂં તેને ફરી ફરી !

પરમ દયાવન્ત શ્રી રામકૃષ્ણ ભગવંતે જે મહાન્ આદર્શને સિદ્ધ કરવા આ ભૂમિપર અવતાર ધારણ કર્યો હતો. તે ભગવદ્ કાર્ય પરિપૂર્ણ કરવા અનેક દૈવી અંશાવતારો અને સિદ્ધ મહા પુરૂષોનું પણ તેમની સાથેજ આ દિવ્ય ભારત ભૂમિપર અવતરણ થયું હતું. **ભગવતી માતાજી શારદામણી દેવીનો દિવ્યાત્મા** એ દિવ્ય સિદ્ધ મંડળમાં અગ્ર સ્થાને આવે છે.

જેમ મહેશ્વર સાથે પાર્વતીજી, શ્રીવિષ્ણુ ભગવાન સાથે લક્ષ્મીજી, બ્રહ્મા સાથે સાવિત્રીજી રૂપ મહા માયા શક્તિઓ લીલા કાર્ય કરી રહે છે, જે દિવ્ય મહા માયા શક્તિએ રામાવતારમાં સીતાજીરૂપે, કૃષ્ણાવતારમાં શ્રીરાધિકાજી રૂપે, ભગવાનના અવતાર કાર્યમાં અગ્રભાગ લીધો હતો, **તેજ મહા માયા શક્તિના એક દિવ્ય અંશરૂપે ભગવતી માતાજી શ્રી શારદામણીદેવીએ શ્રીરામકૃષ્ણ ભગવંતના અવતાર કાર્યમાં દૈવી ભાગ લીધો છે.**

માતાજી શારદામણિદેવીના દિવ્ય જીવનનું અવલોકન કરતાં હૃદય સ્વાભાવિક રીતેજ પુકારી ઉઠે છે કે: જાણે, આ કળીયુગની સ્ત્રીઓ કે જેઓ પતિસેવા, કુટુંબ સેવા, સદાચાર અને પવિત્ર ધર્મભાવનાને ભૂલી જઇ માત્ર ધર્મનીતિનાં ખાલી મ્હોટાં ભાષણો કરવાવાળી પણ ધર્મનીતિને સ્વકર્તવ્યમાં સહજ પણ નહીં મૂકવાવાળી, જમાનાની માયાવી ફેશનોમાં ફસાઇ પવિત્ર આર્ય જીવનને સહજ પણ આચારમાં નહીં મૂકવાવાળી અત્યારના માયાવી જમાનાની વાક્પટુતા અને ટાપટીપમાં જીવન ગાળવાવાળી બ્હેનોને સ્વકર્તવ્ય વડે જ–પોતાના દૈવિ ચારિત્ર્ય વડે જ–અત્યારની ભારતીય આર્ય માતાઓને સીતા, દમયંતી અને તારામતી, મૈત્રેયી અને સરસ્વતી જેવી દૈવી આર્યમાતાઓના આદર્શને પુનઃ સ્થાપિત કરવા, તેમણે અવતાર ધારણ કર્યો ન હોય.

માતાજી શારદામણિદેવીનુ દિવ્ય ચારિત્ર્ય શાંત રીતે મનન કરનાર હરકોઇ સુહૃદય વાંચક બન્ધુ, કે ભગિની! જો શાંત ચિત્તે માતાજીના જીવન ચારિત્ર્યનું મનન કરશે તો આવાજ ઉદ્ગાર પ્રકટ કર્યા વગર રહેશે નહીં!

માતાજી શારદાદેવીનો જન્મ બંગભૂમિમાં જ્યાં શ્રી રામકૃષ્ણ ભગવંતે જન્મ ધારણ કર્યો હતો તે કામારપુકુર ગામથી થોડા ગાઉ દૂર **જયરામવાટી** નામક ગામમાં શ્રી રામચંદ્ર મુખોપાધ્યાય નામના એક ધર્મનિષ્ટ અને પવિત્ર બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો.

પોતાના ભાવી અવતાર કાર્યમાં અર્ધાંગિની તરિકે જે દિવ્ય આત્માનુ અવતરણ થયું હતું તે વાત શ્રીરામકૃષ્ણ ભગવાને જેમ અગાઉથી જાણી લીધી હતી અને તેથી જ જે સમયે તેઓ પ્રબળ વૈરાગ્ય અને ઉત્કૃષ્ટ સાધનામાં–રાત દિવસ **કાલીમાતાની** ઉપાસનામાં–**મા! મા!** કહી પ્રેમ ભક્તિમાં રંગાઇ ચોધાર આંસુએ માતૃ વિરહથી વ્યથિત થતા હતા, જે વખતે દેહ સુખનું કિંચિત્ પણ ભાન ન હતું તે વખતે તેમણે–ભગવતી માતાજીએ–જયરામવાટીમાં રામચંદ્ર મુખોપાધ્યાયને ત્યાં શારદામણિદેવી રૂપે જન્મ ધારણ કર્યો છે એ વાત પણ જાણી હતી, અને તેમની સાથે લગ્ન કરવા માટે સમ્મતિ આપી હતી. તેજ પ્રમાણે માતાજી શારદામણિદેવીએ પણ બાલ્યાવસ્થામાં જ ફક્ત બે ત્રણ વર્ષની વયે જ પોતાના ભાવી પતિદેવને ઓળખી લીધા હતા. પ્રસંગ એવો બન્યો હતો કે:–એકવાર શ્રી રામકૃષ્ણ ભગવંત એમના ભાણેજ હૃદયનાથના ઓરડામાં બેઠા હતા, એવામાં એક અતિથિ ખંજરી વગાડી ગાન કરતો ત્યાં આવી પહોંચ્યો. ગામના અનેક મનુષ્યો તે ગાન સાંભળવા એકત્ર થયા હતા. તે ટોળામાં એક વૃદ્ધ બ્રાહ્મણી પોતાની ત્રણ વર્ષની દોહિત્રીને કેડે બેસાડી ત્યાં ગાન સાંભળવા આવ્યાં હતાં. એક મનુષ્યે હાસ્યમાં એ ત્રણ વર્ષની બાલિકાને પૂછયું કે: "બ્હેન! તું આટલા બધા લોકોમાંથી કોની સાથે પરણશે? એ બાલિકા કાંઇ સામાન્ય બાલિકા નહોતી! ત્રણ વર્ષના બાળક રૂપે રહેલા એ સ્ત્રી શરીરમાં મહાશક્તિ અન્નપૂર્ણા સ્વરૂપ શારદામણિદેવીને દિવ્ય આત્મા ખાસ લીલા કરી રહ્યો હતો! ત્રણ વર્ષની દૈવિ બાળાએ શ્રી રામકૃષ્ણભગવંત તરફ આંગળી બતાવી કહ્યું કે: "હું તો આમની સાથે પરણીશ!" એ બનાવ બન્યા પછી એ વર્ષે શ્રી રામકૃષ્ણ ભગવંતનાં સગાં સંબંધીઓએ બાલિકાની જન્મપત્રિકા જોઇ વિવાહ સંબંધ નક્કી કર્યો હતો!

સમ સમયે માતાજીની વય લગભગ આઠ વર્ષની હતી અને શ્રી રામકૃષ્ણ ભગવંતની

ઉમ્મર લગભગ પચીશ વર્ષની હતી. પોતાના લગ્ન પ્રસંગમાં પણ ભગવાન શ્રી રામકૃષ્ણદેવે તો પોતાનાં ઈષ્ટ અને આરાધ્ય-સ્વરૂપ માતાજીનાં ભક્તિ સ્તવનોથી અને કિર્તનોથી સર્વ મંડળને અને સગાં સંબંધીઓને ભક્તિ રસથી તરબોળ કર્યા હતા એટલું જ નહીં, પણ પરોક્ષ રીતે આ લગ્ન કાર્ય સામાન્ય જીવોની પેઠે કેવળ વિષય ભોગ માટે નહીં, પણ કોઇ ઉચ્ચ હેતુ ખાતર–દિવ્ય આદર્શની સિદ્ધિને અર્થે–યોજાએલ છે એવો બોધ આપી રહ્યા હતા.

લગ્ન થયા પછી શ્રી રામકૃષ્ણ ભગવંતની સાધના બહુ ઉગ્ર અને ભક્તિ વિરહાવસ્થાની પરાકાષ્ટાએ પહોંચી હતી. એ સ્થિતિમાં લગભગ આઠ વર્ષ, લગ્ન સંબંધ તદ્દન ભૂલી જઇ કેવળ એકાંત સાધનામાં જ વ્યતીત કર્યાં હતાં.

તંત્રશાસ્ત્રમાં ષોડશી પૂજાનો વિધિ છે. ઉગ્ર સાધના પૂર્ણ કર્યા પછી શ્રી રામકૃષ્ણ દેવે ષોડશી પૂજા કરવાનો વિચાર રાખ્યો હતો. તેઓએ માતાજી શારદામણીદેવી દ્વારા એ કાર્ય પરિપૂર્ણ કર્યું. મથુર બાબુએ રેશમી સાડી, શંખ અને અલંકારાદિ દ્વારા પૂજન સામગ્રીની વ્યવસ્થા કરી આપી તેમને દેશ મોકલ્યા હતા પણ પરમહંસ ભગવાન પોતાના ગૃહે ન જતાં એકદમ સાસરે ગયા, અને ભગવતી માતાજીનું ષોડશોપચારથી પૂજન કાર્ય જોઇ તેમનાં સાસુજીએ બહુ વિરુદ્ધ કર્યો! ઘણી વ્યથા બતાવી! અરે! ક્રોધથી કંઇ કંઇ બોલ્યાં! પણ શ્રી રામકૃષ્ણ ભગવંતે તો શાંત ચિત્તે માતાજીનું વિધિસહ પૂજન કર્યું, અને લગ્ન પછી પ્રથમ મિલન પ્રસંગે જ ભગવતી શારદામણીદેવીનું ધર્મપત્ની તરિકે નહી પણ ષોડશોપચાર વિધિ સહ પૂજન કરી પોતાનાં માતાજી તરિકે સ્વીકાર કર્યો! આ સમયે માતાજીની વય સોળ વર્ષની હતી, છતાં પણ તેમની મનોભાવનામાં એ પૂજન વિધિથી કાંઈ પણ ફેરફાર થયો નહી! જાણે સ્વાભાવિક રીતે જ જેમ થવું જોઇતું હતું તેમ જ થતું હોયની, તેમ શાન્ત ચિત્તે તેઓ પૂજન વિધિને સ્વીકારી રહ્યાં હતાં! જેઓ પતિત પાવન ભગવતાવતાર શ્રી રામકૃષ્ણ ભગવંતના અવતાર કાર્યમાં અર્ધાંગિનિ દેવી તરિકે ભાગ લઇ જગતનું કલ્યાણ કરવાનાં હતાં તે શું કાંઇ સામાન્ય સ્ત્રી જેવાં હોય? ઈંદ્રિય પરાયણ પશુવૃત્તિ પોષનાર સામાન્ય સ્ત્રી જેવી તેમની ભાવનાઓ કદીપણ હોય? તેમને શરીર–ભોગની કદીપણ વાસના હોય ખરી! શાસ્ત્ર કહે છે કેઃ પ્રજોત્પત્તિ માટે લગ્ન પ્રયોજન છે! પણ ઓ! માતાજી! ભગવતી દેવી! હે! મહા શક્તિ સ્વરુપિણી! તમે તો વિશ્વના અનંત જીવાત્માઓની માતા છો એવું સ્વજીવન વડે બતાવી આપવા માટે જ તમે જગતમાં અવતાર ધારણ કર્યો હતો! શું તમારે આ સંસારના પામર જીવોની પેઠે પશુના જેવો વિષયભોગ કરી સ્થુળ શરીરધારી મનુષ્યોનાં માતા થવાનું હોય? ના! ના! તમે તો સ્વયં માતાજી જ છો! ભલે! આપના માતુશ્રી આપના અવતાર કાર્યની દૈવિ ઘટના ન સમજે અને ગમે તેવા ઉદ્‌ગાર કાઢે પણ તમે તો સાક્ષાત્ વિશ્વજનની છો! સાક્ષાત્ જગદમ્બા સ્વરુપિણી છો! તમે તો શાન્ત રીતે ષોડશી પૂજા વિધિસહ કરવા દીધી! ધન્ય! માતાજી ધન્ય!

આ ઘટના પછી કેટલાક વખતે જયરામવાટીમાં માતાજીની તબીઅત બગડવાથી એમના પિતાશ્રીએ ઉત્તમ પ્રકારે ઔષધોપચાર કરવા તેમને કલકત્તે લઇ જવાના વિચારથી માતાજીને ડોળીમાં બેસાડી આઠ દશ દિવસ પગ રસ્તાની મુસાફરી કર્યા બાદ તેઓ દક્ષિણેશ્વર આવી પહોંચ્યાં. ભક્ત પ્રવર મથુરનાથે માતાજીના ઔષધોપચાર માટે સુયોગ્ય

બંદોબસ્ત કર્યો એટલે માતાજીને દક્ષિણેશ્વરજ રહેવાનું થયું. એકાદ વર્ષ પર્યંત યોગ્ય ચિકિત્સા અને સુશ્રુષા કર્યા પછી માતાજીને આરોગ્ય પ્રાપ્તિ થઇ. આ વખતે માતાજીનું વય લગભગ સત્તરેક વર્ષનું હશે. શ્રી રામકૃષ્ણ ભગવંતની સાધના હવે પૂર્ણ થઇ હતી, તેથી દેવીની ચરણપૂજા કરી સર્વ સાધનાનું ઉદ્યાપન કરવાનો તેમણે વિચાર કર્યો હતો. જ્યેષ્ઠ માસની અમાવાસ્યાને દિવસે ભગવંતે હૃદયનાથથી ગુપ્ત રીતે એક અન્ય ભક્ત પાસે પૂજન સામગ્રી પોતાના ઓરડામાં વ્યવસ્થિત રીતે ગોઠવાવી અને માતાજીને પોતાના ઓરડામાં બોલાવી ઓરડાનો દ્વાર બંધ કરી માતાજીને ઉભા રાખી ભગવંત પોતે પૂજા કરવા બેઠા! તે ક્ષણે જાણે સાક્ષાત્ જગદમ્બા વિશ્વંભરનાથ સામે ઉભા રહી અપૂર્વ ભાવ મગ્ન સ્થિતિમાં લીન થઇ ગયા હોય એવી રીતે માતાજી બાહ્યજ્ઞાન શૂન્ય થઇ ગયા! રામકૃષ્ણ ભગવંતે પૂજન કાર્ય સંપૂર્ણ કર્યું ત્યાં સુધી તેઓ જડ પ્રતિમાવત્ સ્થિર-નિશ્ચલ-શાંત-ધ્યાનમાં વિલીન થઇ ગયા! ભગવંતે પૂજન વિધિ સમાપ્ત કરી માતાજીના ચરણ કમળમાં રુદ્રાક્ષની માળા સમર્પણ કરી. ધન્ય છે એ દૈવિ યુગલને! ધન્ય છે એ દૈવિ સમ્મેલનને!

પરમહંસદેવની સાધનાવસ્થા બહુ ઉગ્ર અને સામાન્ય મનુષ્યની કલ્પનામાં પણ ન આવે એવી મહાન હતી! આ સાધનાવસ્થામાં તેઓ કોઇવાર **મા! મા** કહી રડતા! કોઇવાર કાલીમાતાનું પૂજન કરતાં કરતાં પોતાનુંજ પૂજન કરી નાખતા! કોઇવાર આરતી ઉતારતાં ઉતારતાં આરતીમાંનું ઘી પુરૂં થઇ જાય, આરતી ઓલવાઇ જાય, ઘંટા, નગારાં, નોબત વગાડનાર થાકી જાય, તો પણ તેઓ તો આરતી ઉતાર્યાજ કરતા! કોઇવાર નગ્નાવસ્થામાં, કોઇવાર વિરહાવસ્થામાં, તો કોઇવાર આનંદમય સ્થિતિમાં રહેતા. જગતની દૃષ્ટિએ એ બધી ઘેલછા જણાય એ સ્વાભાવિક છે! માતાજી શારદામણિદેવી જ્યારે પૂર્ણ યુવાવસ્થામાં આવ્યા ત્યારે તેમની બ્હેનપણીઓમાં, શ્રી રામકૃષ્ણ ભગવંતની ગાંડાઇ સંબંધી અનેક ચર્ચા થવા લાગી. અનેક બ્હેનપણીઓએ તેમના પતિની આવી સ્થિતિ માટે ગંભીર શોકમુદ્રા કરી વ્યથા દર્શાવી, પણ માતાજીના હૃદયને એવી વાતોથી સહજ પણ ક્ષોભ થતો નહી. તેઓ તો એ વખતે પણ પૂર્ણ આનંદમાં, શાંતિમાં અને હૃદયના પૂર્ણ ભક્તિભાવપૂર્વક પોતાના પતિને ઇશ્વર તુલ્ય ચાહતા હતાં એટલુંજ નહી પણ આવી વખતે તો મ્હારે તેમની સેવામાંજ રહેવું જોઇએ એવો નિશ્ચય કરી પછી તેમણે દક્ષિણેશ્વર જવા તૈયારી કરી હતી અને જયરામવાટીથી ગંગાસ્નાન કરવા નીકળેલા પોતાનાં સગા-સંબંધીઓ અને અન્ય યાત્રાળુઓ સાથે પગે ચાલતા દક્ષિણેશ્વર જવા નીકળી પડયા! લગભગ પચાસ માઇલ માર્ગનો પ્રવાસ! કોમળ અને નાજુક સ્થિતિ છતાં પતિદેવની સેવામાં તત્પર માતાજીએ બધા યાત્રાળુઓ સાથે પ્રવાસ કરવા માંડયો! રસ્તામાં ચાલતાં, ઘોર અરણ્યમય ભયંકર રસ્તાઓના કંટકમય માર્ગમાં, ઝેરી જાનવરોના ભયમાં પણ પતિદેવનું-પોતાના ઇષ્ટ આરાધ્ય દેવનું-સ્મરણ ચિંતન કરતા કેટલાક દિવસ પ્રવાસ કર્યો અને સંજોગોના ત્રાસથી રોગગ્રસ્ત થયા ત્યાં પણ તેમની દૈવિ પતિભક્તિ અને ઇષ્ટ સ્તુતિના પ્રતાપે બચાવ થયો.

( અપૂર્ણ )

ફીસ સ્ટેશન. }   વલ્લભતરાય જ્ઞ. વૈદ્ય

॥ ॐ नमः भगवते रामकृष्णाय ॥

# ॥ श्री रामकृष्ण मिसने अमेरिकामां सनातन धर्म प्रचारनुं उपाडेलुं महत्कार्य ॥

(૨)

**સ્વા**મીશ્રી કહે છે તે પ્રમાણે "આ સમિતિ માત્ર એક સભા કે સંસ્થા હોય તે કરતાં અનેક જીવાત્માના હૃદયમાં પ્રભુનો પ્રકાશ પ્રકટ કરનાર, અનેક હૃદયમાં પ્રભુની દિવ્ય ચેતના જાગ્રત કરનાર કેન્દ્ર થઈ પડે એજ આપણો ઉદ્દેશ હોવો જોઇએ.

અંતમાં સ્વામીશ્રીએ જણાવ્યું કેઃ "બ્હેને જે રીપોર્ટ અત્રે રજુ કર્યો તે સાંભળતાં ચાલુ વર્ષ માટે મને ઘણી આશા અને શ્રદ્ધાં પ્રકટે છે. રીપોર્ટમાં જણાવ્યા પ્રમાણે **બાવીશ હજાર માઇલનો પ્રવાસ કરવાનું મ્હેં તો કલ્પ્યું પણ નહોતું પણ હજારો જીજ્ઞાસુ આત્માના આગ્રહ ભરેલાં નિમંત્રણોએ એ પ્રવાસ કરવા મ્હને આકર્ષ્યો હતો અને તે માટે તેમનો હું આભાર માનું છું.** આપણું કર્તવ્ય શું છે ? આપણે કોઇ નવીન પંથ સ્થાપવાનો નથી, કે નવો સંપ્રદાય શરૂ કરવાનો નથી. જો કે એને અમુક નામ આપવું પડયું છે પણ એ નામ અમુક પ્રકારના ભેદ કે પંથને રજુ નથી કરતું પણ એ તો સર્વમાન્ય તત્વને રજુ કરે છે. શરૂઆતમાં પ્રજાના આગેવાનો આપણાથી દૂર રહેતા હતા પણ જેમ જેમ તેઓ આપણને વધુ ઓળખતા થવા લાગ્યા છે, તેમ તેમ આપણી સાથે વધુ ને વધુ ગાઢ સંબંધમાં આવતા જાય છે. આપણે બાહ્ય મદદ માટે બહુ વાર રોકાયા છીએ પણ આપણા આંતરમાં રહેલા દૈવિ બળ તરફ દૃષ્ટિ કરીએ ત્યારે બાહ્ય મદદ તો ક્ષુલ્લક ભાસે છે. **આપણો મહાન્ આદર્શ "એકતા–અનંત તત્વ સાથે–સર્વ જીવાત્માઓમાં રહેલા ચૈતન્ય બ્રહ્મ સાથે એકતા–સાધવી એ છે."** એ આદર્શ પ્રાપ્ત થતાં સુધી ધીમેથી પણ શાન્ત રીતે આપણે આપણો પ્રયત્ન ચાલુ રાખીશું. આપણે કોઇને પણ તેમનાં દેવળોમાં જતાં રોકયા નથી કારણકે એવી રીતે કોઇના પણ આત્માની આંતરભાવનાને રોકવી એ. આપણા સિદ્ધાંત અને ધર્મના મૂળ તત્વથી વિરૂદ્ધ બાબત છે. આપણે કોઇ પણ જાતના પંથ, મત, કે સંપ્રદાયનું નામ આપ્યા સિવાય સનાતન સિદ્ધાંતો જ પ્રજા જીવનમાં પ્રચલિત કરવા ઇચ્છીએ છીએ. એ જીવનમાં આચરવાનો પ્રશ્ન છે, નહીં કે ચર્ચાઓ અને વ્યાખ્યાનો કે અમુક સિદ્ધાંતો કે સંપ્રદાય સ્થાપિત કરવાનો પ્રશ્ન હોય ! આપણે જીવનને પ્રકાશિત કરવા ઇચ્છીએ છીએ. આપણા શિક્ષણનો બીજો કોઇ પણ આર્થિક બદલો આપણે લેવા ઇચ્છા રાખતા નથી. એ પવિત્ર ભાવના કોઇ પણ પ્રકારના બદલાની આશા વગર જ પ્રેરી શકાય છે ! જગતને જે સનાતન સત્યોની અત્યારે અનિવાર્ય અગત્ય છે, તે સનાતન સત્યો આપણા જીવનમાં પ્રકટ કરી જગતને બન્ધુભાવે સમર્પવાં એ જ આપણું કર્તવ્ય છે. જગતમાં અત્યારે એટલી બધી મિથ્યા સ્પર્ધા અને અજ્ઞાનને લીધે મતભેદ વધતો જાય છે કે તે દૂર થવા જગતમાં મનુષ્ય બંધુઓ વચ્ચે **વિશ્વ પ્રેમ અને એકતાનાં** સિદ્ધાંતો પ્રચલિત કરવાની અનિવાર્ય અગત્ય છે.

# प्राणायाम विधि.

( ૬ )

અર્થ—જે (બ્રહ્મ) વાણી દ્વારા પ્રકટ થઇ શકે એમ નથી પરંતુ જે વાણીને પ્રકટ કરે છે, જે કદી પણ મનદ્વારા જાણી શકતો નથી પણ જેનાવડે મન વ્યાપ્ત થઇ રહ્યું છે, જે કદી પણ ચક્ષુદ્વારા જોઈ શકાતો નથી પરંતુ જે બ્રહ્મને યોગે જીવો ચક્ષુનો વ્યાપાર ચલાવી શકે છે, જે કદી પણ શ્રોતૃ દ્વારા શ્રવણ કરી શકાતો નથી પણ જેના દ્વારા શ્રોતૃ શ્રવણ કરવા શક્તિમાન છે, જેનો પ્રાણે કદી પણ સુવાસ લીધો નથી પરંતુ જે પ્રાણનો (પ્રાણરૂપી વાયુનો) સુવાસ લે છે, તેજ બ્રહ્મ એવું તું સમજજે. ઉપાધિ ભેદ વિશિષ્ટ અનાત્માને બ્રહ્મ સમજી જેઓ તેની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી.

ઉપર પ્રતિપાદન કર્યું તે પ્રમાણે જ એ ચરાચર કાંઇ પણ સ્વરૂપમાં હોય તો પણ તેમાં પ્રાણતત્વ વિદ્યમાન જ હોય છે તેમ છતાં પણ ચરાચર એ કાંઇ પ્રાણ તત્ત્વ નથી. તે વાયુમાં હોય છે છતાં વાયુ એ પ્રાણ નથી. આપણે જે અન્નનો આહાર કરીએ છીએ અને જે જળનું પાન કરીએ છીએ તે દ્વારા આપણને પોષણ અને પ્રાણ મળે છે તેમ છતાં અન્ન અને જળ એ બન્ને પ્રાણ નથી.

સૂર્યમાંથી કિરણ અને ઉષ્ણતા પ્રાપ્ત થાય છે તેમ છતાં કિરણ અને ઉષ્ણતા એ પ્રાણ નથી. એ પ્રાણ તત્ત્વ સર્વ પ્રકારની વસ્તુમાં વિદ્યમાન છે. પ્રત્યેક વસ્તુમાં પ્રાણ છે એમ કહી શકાય પરંતુ તે વસ્તુઓ " પ્રાણ " નથી. પ્રાણ તો વાયુમાં જ છે. પ્રાણીઓ અને વનસ્પતિઓ વાયુમાંથી પ્રાણ પ્રાપ્ત કરે છે, અને તેથી જ તે જીવે છે. પ્રાણ વિના માત્ર વાયુ પ્રાપ્ત કર્યાથી તેઓ જીવન ધારણ કરી શકે એમ નથી.* નિષ્પ્રાણ વાયુમાં જીવન ધારણ કરી રહેવું શક્ય નથી. પ્રાણી માત્રને વાયુમાંથી ઑક્સિજનની સાથેજ પ્રાણ પ્રાપ્ત થાય છે. પરન્તુ ઑક્સિજન એ પ્રાણ નથી. પ્રાણ એ વાયુમાં છે એટલુંજ નહિં પણ જ્યાં વાયુ નથી ત્યાં પણ પ્રાણ હોય છે. ઓક્સિજન એ પ્રાણીયો ઉપર અને નાઇટ્રોજન એ વનસ્પતિયો ઉપર વિલક્ષણ પ્રકારનું પરિણામ રચે છે. પરન્તુ પ્રાણ તો તેથી પણ આગળ વધીને પોતાનું કાર્ય કરે છે. વારૂ પણ હવે પ્રાણ, પ્રાણ કહીને જે વસ્તુનું નામ દેવામાં આવે છે તે છે શું? વાયુ, જળ, અન્ન અને સૂર્યતેજ, એ સર્વમાંથી એક પ્રકારનું તત્ત્વ આપણને પ્રાપ્ત થાય છે, તેના યોગથી શરીરના પરમાણુઓનું હલનચલન વૃદ્ધિ પામે છે, અને તેના યોગથી જે પરમાણુઓની ગતિ ટકી રહે છે તેનુંજ નામ પ્રાણ.

આપણે નિરંતર શ્વાસોશ્વાસદ્વારા શરીરમાં વાયુ લઇએ છીએ, અને જલપાન કરીએ છીએ તથા જલવડે સ્નાન કરીએ છીએ. તેની સાથેજ આપણને જોઇએ તેટલો પ્રાણ પ્રાપ્ત થાય છે. ખુલ્લી–વિશાળ હવામાં તે વિશેષરૂપે હોય છે, અને ઘેરાયલી અસ્વચ્છ હવા

* જળ એ જ્યાં સુધી કેવળ જળના સ્વરૂપમાં હોય છે ત્યાં સુધી તેમાં શુદ્ધ પ્રાણ હોય છે પરન્તુ તેજ જળ ખુબ ઉકાળી નિષ્પ્રાણ કરી બળવાન જનાવરો અને પ્રાણીઓને પાવાથી તે જનાવરે. અને પ્રાણીઓ અશક્ત અને નિરપ્રાણ થતાં જાય છે એવો અનુભવ છે.

કરતાં અલ્પ પ્રયાસે તે છુટો પડી આપણને ઉલ્લસિત અને તેજસ્વી બનાવી શકે છે. નાક અને મુખદ્વારા નિત્ય શ્વાસોશ્વાસ લેવાથી તે-પ્રાણ-અમુક પ્રમાણમાંજ આપણને મળી શકે છે. પરંતુ સ્વચ્છ ખુલ્લી હવામાં નિયમ પ્રમાણે શ્વાસોશ્વાસની ક્રિયા કર્યાથી તે ( પ્રાણતત્ત્વ) વિશેષ પ્રમાણમાં છુટું પાડી શકાતું હોવાથી મસ્તકમાં, ઉદરમાં (Brain) માં સંચય કરી શકાય છે. એ ક્રિયાથીજ યોગીજનો પ્રાણ સંચય કરી શકે છે અને આવશ્યક્તા પ્રમાણે શરીરમાં જે સ્થળે પ્રાણ તત્ત્વ ઓછું થાય છે ત્યાં તે પ્રાણનો ઉપયોગ કરે છે. તેથીજ શરીરનું સમતોલપણું સચવાઇ નિરોગી રહી શકાય છે. જેમ બૅટરીમાં વિજળી ભરી શકાય છે તેજ પ્રમાણે ઉદર અને મસ્તક (Brain) માં પ્રાણ-સંચય કરી શકાય છે. જેમ મસ્તકમાં જ્ઞાનતંતુઓ (Brain) છે તેજ પ્રમાણે હોજરીની નજીક જરા આગળ (Solar Plexus or abdominal brain, the great contral store-house ) સોલરપ્લેક્સસ-સૂર્યકમળ નામક જે સ્થાન છે, તે પ્રાણ તત્ત્વનો સંગ્રહ-સંચય કરવાનું મધ્ય સ્થાન છે. એ સ્થાન એટલે ડાયફ્રામ ( ઉદર-પટલ ) ની નીચે અને હોજરીથી થોડે દૂર-ઉદરની મધ્યમાં, જેને ડુંટી કહેવામાં આવે છે તે છે. એ સૂર્યકમળમાંથીજ સર્વ શરીરને બળ અને તેજ મળે છે, એટલુંજ નહિં પણ મસ્તકનો પ્રાણ- સંચય ભંડાર-ભેજું-( Brain ) સુદ્ધાં એજ (સૂર્યકમળ) પ્રાણ-ભંડાર ઉપર આધાર રાખે છે. જેમ ઓક્સિજન મિશ્ર-રક્ત સર્વ શરીરમાં વ્યાપી રહે છે તેજ પ્રમાણે પ્રાણ એ ( Nerve System ) રક્ત વાહિની નસોમાં થઇને સર્વ શરીરમાં વહન થઇ રહે છે, તેને યોગેજ શરીરને બળ તથા તેજ મળેછે. શરીર-ક્રિયા (ઇન્દ્રિય-ક્રિયા ) દ્વારા જોવામાં, બોલવામાં, ચાલવામાં, રક્તની સાથેજ તેનો ઉપયોગ થતો રહે છે. કોઇપણ પ્રેરણા પ્રથમ બુદ્ધિમાં થયા પછી સ્નાયુ ઉપર તેની અસર થાય છે, તેથી સ્નાયુ સતેજ થાયછે, સ્નાયુ સતેજ થતાંજ અને તેના દ્વારા તે પ્રેરણા અમલમાં આવતાં "પ્રાણ" નોજ ઉપયોગ થાય છે. મસ્તક ( Brain ) માંથી જે શક્તિ નિકળી સર્વ શરીરની શિરાઓ ( Nerve ) માં પહોંચી જાય છે તે પ્રાણ શક્તિજ છે. તેનું સ્વરૂપ અને ચંચળતા, વિજળીના પ્રવાહ જેવીજ હોય છે. એ રક્ત વાહક શિરાઓ Nerve દ્વારા પરિચાલિત પ્રાણ શક્તિ સિવાય છાતીનું ધડકવું, રક્તનું વહેવું, ફેફસાં મારફત શ્વાસોશ્વાસ ક્રિયા થવી, અને બુદ્ધિ સ્થિત વિચાર શક્તિને ગતિ મળવી એ સર્વ કઠિણ થઇ પડે એમ છે. એ પ્રાણશક્તિ સિવાય શરીરની કોઇપણ ક્રિયા થઇ શકે એમ નથી. આ પ્રમાણે શરીર ક્રિયાની સાથે જ ઉપયોગમાં આવનાર પ્રાણનો સંગ્રહ કરવા માટે તેનું મહત્ત્વ અને તે પ્રાપ્ત કરવાનું સાધન જે શ્વાસોશ્વાસ તેનું મહત્ત્વ વાંચકના લક્ષ્યમાં આવશે. ટુંકમાં એટલું જ કહેવાનું કે: શ્વાસ એજ પ્રાણીઓનું જીવન છે અને શ્વાસ એજ પ્રાણનું કાર્ય છે.

પ્રત્યેક પ્રાણી માત્રમાં જીવ નામક એક ઈશ્વરી અંશ-અગ્નિની ચિણગારી પ્રમાણે હોય છે એવું પૂર્વે કહેવામાં આવ્યું છે. ( ગીતાજી. અધ્યાય. ૧૫. શ્લોક ૭-૮ જૂઓ. ) જીવ એ પ્રાણને ધારણ કરે છે. જીવ. પ્રાણ સિવાય ટકવો શક્ય નથી, અર્થાત્ જીવને પ્રાણ સિવાય વ્યક્તત્વ નથી. જ્યાં જ્યાં જીવ છે ત્યાં ત્યાં પ્રાણ ( પ્રાણ-પ્રાણશક્તિ ) છે. वर्ष शतपर्यंत तव ( जीवाने ) च प्राणानां संगतिरस्तु प्राणानां तव च वियोगी मा भवतु । જ્યાં જીવ રૂપી રાજા હોય છે ત્યાં પ્રાણ રૂપી અમાત્ય હોવો જ જોઇએ.

કારણકે રાજાને પ્રધાનની આવશ્યકતા જ હોય છે. રાજાને પ્રધાન સિવાય ચાલે જ નહિ. જીવ સ્થૂલ દેહનો ત્યાગ કરે છે તેમ છતાં લિંગ દેહ ( સૂક્ષ્મ શરીર ) તેનાથી છુટતું નથી. રાજાની સાથે જ પ્રધાન કહેવામાં આવે તો તે શોભે પણ પ્રધાન સાથે રાજા કહેવામાં આવે તો તે શોભે નહિ. રાજા હોય તોજ પ્રધાનની શોભા છે અને તે રાજાના જેટલો જ શોભે છે. જીવ એ રાજા છે અને પ્રાણ એ તેનો પ્રધાન છે. રાજાના નામનો ઉચ્ચાર કરતાં જ પ્રધાનની કલ્પના થાય છે. પરંતુ પ્રધાન કહેતાં રાજા હોવો જ જોઇએ એવું ઠરતું નથી. પ્રધાન સાથે હોય કિંવા ન હોય એ માત્ર રાજાની ઇચ્છાની વાત છે. તેથીજ મુક્તિની કલ્પના થાય છે. કારણ કે જીવ અને પ્રાણની સંગતિ થઇ એટલે તે બદ્ધ થયો. પ્રાણ સાથે સંગતિ ન થતાં તે (જીવ) એકલો રહ્યો એટલે તે મુક્ત થયો એમ સમજવું. પ્રાણ-મુક્ત થયો કે અગ્નિની ચિણગારી પેઠે તે ચિણગારી સૂક્ષ્મ રીતે રહેછે. ડાંગરમાં જીવ છે અને પ્રાણ પણ છે, કારણ કે પૃથ્વીમાં નાંખતાં તે વર્ષા ઋતુમાં ઉગી નીકળે છે. પરંતુ ડાંગર ખાંડીને ચોખા થયા પછી તે ( ચોખા ) ઉગતા નથી. જીવ ચાલ્યો ગયેલ છે, પરંતુ સમષ્ટી જે પ્રાણ તે રહે છે. ચોખાનો ભાત કરી-તેનો આહાર કરી-તેમાંનો પ્રાણ જીવાત્માઓ ગ્રહણ કરી શકે છે.

પ્રત્યેક પ્રાણી માત્રમાં ઉપરોક્ત જે ચેતન શક્તિ-ઇશ્વર-શક્તિ ,vital energy છે તેજ પ્રાણ. પ્રાણની જે જે ચૈતન્યયુક્ત ક્રિયા તેજ તેનું કાર્ય છે. એજ પ્રાણ ( ડાયફ્રામને ) ગતિ આપી ફેફસાં હલાવે છે, અને ફેફસાંને ગતિ આપે છે. ફેફસાંની ગતિને લીધે જ વાયુ અંદર ખેંચી શકાય છે. ફેફસાંને હલન ચલન મળવાથી જ સ્નાયુનું હલન ચલન શરૂ થાય છે. સ્નાયુનું હલન ચલન થવાથી જ્ઞાન તંતુ દ્વારા તે સ્નાયુમાં પ્રવેશ કરે છે. સ્નાયુમાંથી ફેફસાંમાં પ્રવેશ કરે છે, અને વિવક્ષિત રીતે તેને હલાવી દે છે. એ સ્નાયુની શક્તિ તેજ પ્રાણ. એ શક્તિને અભ્યાસદ્વારા આપણે વશ કરવી એનું જ નામ પ્રાણાયામ. પ્રાણાયામનો અભ્યાસ એટલે પ્રાણવાયુની ગતિનું નિયમન. જે પ્રાણ શક્તિ સૂક્ષ્મ રીતે આપણા શરીરમાં છે, જે શક્તિના આઘાત વડે ફેફસાંમાં ગતિ ઉત્પન્ન થઇ શ્વાસોશ્વાસ, નિર્માણ થાય છે, તે શ્વાસોશ્વાસને નિયમિત કરવાનો અભ્યાસ તેનું જ નામ પ્રાણાયામ.

દુધનું દહીં થાય છે અને તે દહી વલોવવાથી તેનું રૂપાન્તર છાશ થાય છે. વલોવણ એજ રૂપાન્તરનું ( છાશ થવાનું ) કારણ છે. દહી વલોવવાની રવાઈ અને એ બાજુ જનારી બે દોરીઓ એ પણ એક દોરીના બે છેડા છે. તેજ પ્રમાણે શ્વાસ નલિકા એ રવાઇ છે. શ્વાસઉશ્વાસ એ રવાઇને બાંધેલી એક દોરીના બે છેડા છે. શ્વાસોશ્વાસ રૂપી વલોણાથી પ્રાણીઓની બાલ્યાવસ્થા, તારૂણ્ય અને વૃદ્ધાવસ્થા વગેરે રૂપાન્તર થાય છે. એ પછી અન્ય દેહાન્તર થવો એ પણ એજ વલોણાનું પરિણામ છે. એ વલોણાનું સત્વર પરિણામ લાવવાની ઇચ્છા ન હોય તો મનુષ્યે પ્રાણાયામ દ્વારા એ વલોણાનો અટકાવ કરવો જોઇએ. વલોણું જો રીતસર ચાલુ રાખવામાં આવે તો દેહનું રૂપાન્તર વહેલું કિંવા મોડુ લાવવું એ આપણા હાથનો ખેલ થઇ પડશે. અર્થાત્ પ્રાણાયામ ક્રિયા સાધ્ય કરવામાં આવશે તો આયુષ્યની વૃદ્ધિ થશે. શરીર નિરોગી, તેજસ્વી બનશે અને મન વાંચ્છના પૂર્ણ થશે, માટેજ યોગી જનોએ અનુભવ કરી પ્રાણાયામ વિધિનો ઉલ્લેખ કર્યો છે. (અપૂર્ણ.)

ડા. રા. મહેતા.




(६)

॥ कठोपनिषद् ॥

॥ तृतीयावल्ली ॥ (ચાલુ)

૧૨. એ પરમાત્મા સમસ્ત ભૂત (પ્રાણી) માત્રમાં વિરાજિત હોવા છતાં પણ અવિદ્યાવડે આચ્છાદિત હોવાથી પ્રકટ થઈ શકતો નથી અર્થાત્ સર્વ તેને જોઈ શકતાં નથી કિંતુ, સૂક્ષ્મદર્શિજનો તેમની એકાગ્રતાયુક્ત સૂક્ષ્મ બુદ્ધિદ્વારા (પરમાત્માને) જોઈ શકે છે.

૧૩. પ્રાજ્ઞ પુરૂષોએ વાક્ ઇન્દ્રિયને મનમાં, મનને જ્ઞાન પદ વાચ્ય બુદ્ધિમાં, બુદ્ધિને જીવાત્મામાં અને જીવાત્માને નિર્વિકાર પરમાત્મામાં નિયોજિત્ત કરવો જોઇએ.

૧૪. આ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્તિનો ઉપાય સંભળાવ્યા પછી યમે પુનઃ કહ્યું: "હે જીવાત્માઓ! મિથ્યા વિષય–વિચારનો ત્યાગ કરી આત્મતત્ત્વ પ્રાપ્તિ માટે તૈયાર થાઓ: મોહનિદ્રામાં પડી નહિં રહેતાં જાગ્રત થાઓ. શ્રેષ્ઠ આત્મ તત્ત્વજ્ઞ આચાર્યના ઉપદેશથી આત્માની પ્રાપ્તિ (આત્મ સાક્ષાત્કાર) ને માટે યત્ન કરો. પણ્ડિતો કહે છે કે: એ આત્મરૂપ માર્ગ તીક્ષ્ણ છુરીની ધાર જેવો દુર્ગમ અને ઉલ્લંઘન કરી શકાય નહિં એવો વિકટ છે.

૧૫. મોક્ષના અભિલાષી મનુષ્યો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વિહીન, સત્ય, અનાદિ, અનન્ત, મહત્તત્વથી પણ પૃથક્ વસ્તુ તેજ સત્યપુરૂષને ઓળખી લઇ સંસાર બંધનમાંથી મુક્ત થાય છે.

૧૬. જે મેધાવી મનુષ્ય યમ કથિત સનાતન નચિકેતાનું ઉપાખ્યાન કથન કરે છે અથવા શ્રવણ કરે છે તે બ્રહ્મલોકમાં પૂજાય છે.

૧૭. જે કોઇ મનુષ્ય પવિત્ર થઇને આ ઉત્કૃષ્ટ અને ગુપ્ત રાખવા જેવો ગ્રન્થ બ્રાહ્મણ–સભામાં કિંવા શ્રાદ્ધ સમયે શ્રવણ કરાવશે તેને અનન્ત ફળની પ્રાપ્તિ થશે.

॥ પ્રથમોધ્યાય, તૃતીયાવલ્લી, ગુર્જર અનુવાદ સમાપ્ત ॥

॥ कठोपनिषद् ॥

द्वितीयोऽध्याय । प्रथमावल्ली ।

૧. સ્વયંભૂ પરમેશ્વરે ઇન્દ્રિયોને બાહ્યદર્શી બનાવી જન્માવી છે તેથી જ જીવો બાહ્યવસ્તુનું દર્શન કરી શકે છે. અંતરાત્માને તેઓ જોઇ શકતાં જ નથી. કોઇક જ્ઞાની

પુરૂષો મોક્ષ પ્રાપ્તિની ઇચ્છાથી ઇન્દ્રિયોને બાહ્ય વિષયોમાંથી પાછી ફેરવી પરમાત્માનાં દર્શન કરી શકે છે.

૨. અલ્પ બુદ્ધિના મનુષ્યો બાળકની પેઠે બાહ્ય ભોગ તૃષ્ણાદિ વિષયનું અનુકરણ કરે છે, અને તેઓ જ ચિરસ્થાયી અવિદ્યા, કામાદિકૃત જન્મમરણ આદિ કલેશનો અનુભવ કરે છે. તે માટે જ વિવેકી મનુષ્યો મુક્તિનો વિષય સમજી લઇ અનિત્ય–વિષયાદિની પ્રાર્થનાનો ત્યાગ કરે છે.

૩. જેની સહાયતાથી મનુષ્યો રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને મૈથુન–જનિત સુખનો યથાર્થ રૂપે અનુભવ કરે છે તે જ આત્મા છે. આ સંસારમાં એવો કોઇ પણ પદાર્થ નથી કે જે તેનાથી ( આત્માથી ) અજાણ્યો હોય. કારણ કે તે સર્વજ્ઞ જ છે. એ જ આત્મ તત્ત્વ સંબંધી નચિકેતાનો પ્રશ્ન થયો છે.

૪. જેની સહાયતાથી જીવાત્માઓ સ્વપ્ન અને જાગ્રદાવસ્થામાં દૃષ્ય વસ્તુ જોઇ શકે છે, ધીર મનુષ્યો તે જ મહાન્ વિભૂ આત્માને " હું જ પરમાત્માનું સ્વરૂપ છું." એમ જાણી લઇ પુનઃ સંસાર–દુઃખનો અનુભવ કરતાં નથી.

૫. જે મનુષ્ય આ દેહમાં જ કર્મ ફળના ભોક્તા અને પ્રાણ આદિ ધારણના કર્તા આત્માને ભૂત અને ભવિષ્ય–વિષય પ્રેરક સમજે છે તે મનુષ્ય આત્માને ગુપ્ત રાખવાની ઇચ્છા કરતો નથી કારણ કે તે સર્વત્ર બ્રહ્મસત્તાનો અનુભવ કયાંથી જ, ભય રહિત બ્રહ્મભાવ પ્રાપ્ત કરી શકે છે. જીવ જ્યાં સુધી ભય પામી આત્માને અનિત્ય સમજે ત્યાં સુધી આત્માને ગુપ્ત રાખવાની ઇચ્છા કરે છે, પરન્તુ જ્યારે આત્મા કોણ છે અને તેની સત્તા કેવી છે તે એક વખત જાણી શકે છે ત્યારે પછી તેને કોની પાસે શું વસ્તુ ગુપ્ત રાખવાની હોય ! એ જ આત્મ તત્વ જાણવાની નચિકેતાની જિજ્ઞાસા હતી.

૬. જે હિરણ્યગર્ભે, જ્ઞાનમય બ્રહ્મમાથી પંચભૂતના પૂર્વે જન્મ ગ્રહણ કર્યો છે, જેણે સર્વ પ્રાણીઓની હૃદય–ગુહામાં પ્રવેશપૂર્વક અવસ્થાન કર્યું છે, અને શબ્દાદિ વિષયોની ઉપલબ્ધિ કરે છે, જે મોક્ષાભિલાષી છે તે પ્રથમ ઉત્પન્ન થયેલા હિરણ્યગર્ભનાં દર્શન કરે છે, તે જ એ આત્માનાં દર્શન કરી શકે છે. હે નચિકેતઃ ! ત્હારા જિજ્ઞાસિત એ જ પરમાત્મા છે.

૭. જગતની સર્વ વિષય–ભોગકારિણી, સર્વ–દેવતામયી જે અદિતિ પ્રાણ રૂપે ( હિરણ્યગર્ભ રૂપે ) સર્વ ભૂત સાથે મળી જઇને ઉત્પન્ન થઇ છે, જે સર્વ જીવની હૃદય –ગુહામા અવસ્થિત અદિતિને જોઈ શકે છે, તે જ નચિકેતાના જિજ્ઞાસિત સત્ય બ્રહ્મનાં દર્શન કરી શકે છે.

૮. ગર્ભવતી નારીઓ જેમ ગર્ભસ્થ બાળકને અન્નાદિ ભોજનદ્વારા પરિપુષ્ટ કરે છે તે જ પ્રમાણે યોગિજનો જે અગ્નિને હૃદયમાં અને યત્નમાં સ્થાપન કરી પરિપુષ્ટ અને અતિ ઉત્કૃષ્ટ ધ્યાન અને સ્તવ કરે છે તેને જ સત્ય બ્રહ્મ સમજવો.

૯. સૂર્યદેવ જેમાંથી ઉદય પામે છે, અને જેમાં અસ્ત પામે છે, સમસ્ત દેવતાઓ જેમાં અવસ્થિત છે અને કોઇ પણ જેનું ઉલંઘન કરી શકતા નથી, તેને જ નચિકેતાનો જિજ્ઞાસિત સત્ય બ્રહ્મ સમજવો.

૧૦. આ લોકમાં જે આત્મા છે તે જ (આત્મા) પરલોકમાં પણ છે અને પરલોકમા જે આત્મા છે તે જ (આત્મા) આ લોકમાં પણ છે. ઉભય આત્મામાં કંઇ પણ ભેદ નથી. કારણ કે તે (આત્મા) સર્વ સંસાર-ધર્મ વર્જિત અને નિત્ય-વિજ્ઞાન-સ્વભાવયુક્ત છે. તેથી કોઇ પણ સ્થળે તેનામાં ભેદ ભાવ હોઇ શકે નહિં. વળી તે પરલોકમાં જેમ મૂળ સ્વરૂપમાં હોય છે તે જ પ્રમાણે આ લોકમાં પણ અવસ્થાન કરે છે. જે જીવાત્માઓ, એ આત્માના જૂદે જૂદે રૂપે દર્શન કરે છે, તેમને વારંવાર જન્મ-મરણ ભોગવવા પડે છે.

૧૧. મનદ્વારા જ આત્મા પ્રાપ્ત કરી શકાય છે, એમાં કંઇ પણ ભેદ નથી. જે મનુષ્ય એ આત્માને પૃથક્‌રૂપે જૂવે છે તે નિશ્ચય વારંવાર જન્મ-મરણ ભોગવશે.

૧૨. સાધારણ રીતેજ જીવોનું હૃત્-પદ્મ એક અંગુષ્ઠ પ્રમાણ હોય છે. તેના મધ્યમા અંગુષ્ઠ માત્ર આત્મા નિવાસ કરી રહ્યો છે. તે (આત્મા) ભૂત અને ભવિષ્યનો નિયન્તા છે. તેને જાણ્યા પછી કોઈ આત્માને ગુપ્ત રાખવાની ઇચ્છા કરતું નથી. એ પુરૂષ તે જ મહા બ્રહ્મ સમજવો.

૧૩. તે અંગુષ્ઠ માત્ર પુરૂષ, ધુમાડા વગરની જ્યોતિ સમાન હોય છે. યોગિજનો હૃદયદેશમાં એ જ બ્રહ્મ પદાર્થનો સાક્ષાત્ અનુભવ કરે છે. તે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણે કાળના ઇશ્વર છે. એ જ પુરૂષ આજે વિદ્યમાન છે અને કાલે પણ વિદ્યમાન રહેશે. એને જ બ્રહ્મ સમજવો.

૧૪. વૃષ્ટિનું જળ દુર્ગમ ઉન્નત પર્વત-પ્રદેશમાં થઇને જેમ નિચાણના દેશોમાં જૂદે જૂદે માર્ગે વહન થાય છે અને વિનાશ પામે છે, તે જ પ્રમાણે જે વ્યક્તિ સર્વ આત્મ-ધર્મને પ્રત્યેક દેહમા ભિન્ન ભિન્ન રૂપે જૂવે છે તે મનુષ્યને જૂદાં જૂદાં શરીર પ્રાપ્ત થાય છે.

૧૫. હે ગૌતમ! નિર્મળ જળ જેમ નિર્મળ જળમાં મિશ્ર થતાં નિર્મળ જ રહે છે, તે જ પ્રમાણે જેને "એક બ્રહ્મ સિવાય સર્વ મિથ્યા છે." એવું જ્ઞાન જન્મે છે તેનો આત્મા જ બ્રહ્મ થાય છે.　　　(અપૂર્ણ.)

દ્વિતીય અધ્યાય, પ્રથમાવલ્લી સમાપ્ત.　　ડા. રા. મ્હેતા.

---

સત્બોધ

૬૧. ભગવાન સમદર્શી છે. સર્વ જીવો પ્રત્યે તેની સમાન દયા છે. તે દયામય છે.

૬૨. "Father for give them for, they know not what they have dine. *Christ.*

૬૩. ભગવાન કોઇના પણ દોષ જોતા નથી. જીવો તેને ભૂલી જઇ અપરાધી બને છે અને દુ:ખ પામે છે. ભગવાનનું સ્મરણ કરવાથી નિષ્પાપ થવાય છે-ભક્ત થઇ શકાય છે.

૬૪. સત્ય નિષ્ઠા એજ પરમ ધર્મ છે. સત્ય વ્રત ધારણ કર્યા સિવાય કોઇ મનુષ્ય એમ સમજે કે હું પરમ ધાર્મિક છું તો તે ત્યાગી હોય કે ગૃહસ્થ હોય, પણ તે મહાન્ ભ્રાન્ત છે એમાં બિન્દુ માત્ર સન્દેહ નથી. ઇશ્વર સત્ય સ્વરૂપ છે. सत्यं हि केवलम बलम। (ગી. ૧૬-૨-૩)



## दान महिमा।

(૩)

હિંદુસ્તાનના એકાદ ગામમાં અગ્નિ થતાં નિરાધાર થઈ પડેલાઓને મદદ કરવાનું સુઝવું નહિ પણ ટિટાનિક આગબોટ ડુબી તે વખતે તેમાં નિરાધાર થઇ પડેલાને સહાય કરવા અનેક હિંદીવાન–ઉદાર દાતાઓ બહાર પડયા હતા ! આજકાલની સખાવતો લાગવાગથી, કીર્તિના લોભથી થતી જોવામાં આવે છે તે સત્કૃત્ય થતું નથી ! વિદેશીયને દાન આપવું એ કર્તવ્ય છે ખરૂં પરંતુ પોતાના ગામ અને દેશનું હિત પ્રથમ કરવું જોઇએ પછી પરદેશીઓને આપવું એજ ધર્મ. જો કે કેટલાક ઉદાર શ્રીમંતો અનેક પ્રકારે ગુપચુપ સહાય (દાન) કરતાં પણ અમારા જાણવામાં છે અને તેને ધન્યવાદ ઘટે છે પણ હજી ઘણા પ્રકારે દાન કરી શકાય એમ છે. સર્વ પ્રકારનાં દાનનો ઉદ્દેસ્ય મનુષ્યોનું ભૂત હિત સાધન થાય એ જ છે.

**ધ્રુવ, આજશ્રિક, કામ્ય અને નૈમિત્તિક દાન**—હવે આપણે જોઇએ કે શાસ્ત્ર-દાનની કેવી વ્યવસ્થા કરવામાં આવી છે અને આધુનિક સમાજમાં તે સર્વ વ્યવસ્થા કે દરજ્જે શુભકારક છે.

મહર્ષિ દેવલે કહ્યું છે કેઃ—

> ध्रुवमाजश्रिकं काम्यं नैमित्तिकमितिक्रमात्।
> वैदिको दानमार्गोऽयं चतुर्धा वर्ण्यते बुधैः॥
> प्रपारामतडागादि सर्वकाम फलं ध्रुवम्।
> तदाजश्रिकमित्याहुर्दीयते यद् दिने दिने॥
> अपत्यविजयैश्वर्यं स्त्री बालार्थं यदिष्यते।
> इच्छा संस्थं तु तद्दानं काम्यमित्यभिधीयते॥
> कालापेक्षं क्रियापेक्षमर्थापेक्षमिति स्मृतम्।
> त्रिधा नैमित्तिकं प्रोक्तं स होमं होम वर्जितम्॥

(अपरार्क २८९ पृष्ठ पराशर भाष्य १–१८२ पृ.)

દાનના ચાર પ્રકાર છે. (૧) ધ્રુવ. (૨) આજશ્રિક. (૩) કામ્ય. (૪) નૈમિત્તિક. વિદ્વાનો કહે છે કેઃ દાનના એ ચાર વિભાગ વેદ સિદ્ધ છે. (૧) પ્રપા, આરામ, વાવ, કુવા, તમામ વગેરે ધ્રુવદાન, એ સર્વ કામપ્રદ કહેવાય છે. (૨) જે નિત્ય નિત્ય આપવામાં આવે તે આજશ્રિક દાન કહેવાય. (૩) અપત્ય, વિજય, ઐશ્વર્ય વગેરેની કામના કરીને જે દાન આપવામાં આવે તેને કામ્યદાન કહે છે. (૪) નૈમિત્તિક દાન ત્રણ પ્રકારનાં થઇ શકે છે. કોઇ કાલાપેક્ષ, કોઇ ક્રિયાપેક્ષ, અને કોઇ અર્થાપેક્ષ. એ પ્રત્યેક દાન કરતી વખતે હોમ કરી શકાય છે, ન કરવો હોય તો પણ ચાલે.

ધ્રુવદાન—એ ચાર પ્રકારના દાનમાં ધ્રુવદાન તરફ હિંદુસમાજની વિશેષ દૃષ્ટિ જ નથી પરન્તુ એ જ ( દાન ) શાસ્ત્રમાં સૌથી પ્રથમ લખ્યું છે.

જળદાન—પ્રત્યેક ગામમાં પીવાનાં જળ ખુટી ગયાં છે, તેમ છતાં ધનવાનો કુવા, તળાવ, વાવ, ખોદાવતા નથી. પૂર્વે કહેવામાં આવ્યું છે કે: જે વસ્તુ જેટલી ઉપકારક હોય છે તેના દાનથી તેટલું જ પુણ્ય પ્રાપ્ત થાય છે. મહર્ષિ દેવલે કહ્યું છે કે:—

यद् यत्र दुर्लभं द्रव्यं यस्मिन् कालेऽपि वा पुनः।
दानार्हौ देशकालौ तौ स्यातां श्रेष्ठौ न चान्यथा॥
( पराशर भाष्य १-१८१ पृष्ठ. )

" જે સ્થાનમાં, અને જે સમયે જે વસ્તુ દુર્લભ્ય હોય તે સ્થાને તે જ સમયે, તે જ દ્રવ્યનું દાન કરવું આવશ્યક છે. તેનું ફળ અતિ શ્રેષ્ઠ પ્રાપ્ત થાય છે. " ગુજરાતમાં ઘણે સ્થળે જળનું ભયંકર કષ્ટ છે. અનેક શ્રીમંતો હોવા છતાં એ કષ્ટ ટળતું નથી. તેઓ દયાવન્ત થઇ ગામે ગામ કૂવા-તળાવ ખોદાવવા તત્પર થશે તો બહુ પુણ્ય પ્રાપ્ત કરશે. લોકો જળપાન કરી દાતાને શુભાશિષ દેશે. મહાભારત ( ૧૩-૬૫-૩ )માં લખ્યું છે કે:—

पानीयं परमं दानं दानानां मनुरब्रवीत्।

" જળદાન એ સર્વશ્રેષ્ઠ દાન છે " એવું મહર્ષિ મનુજીએ કહ્યું છે. પ્રત્યેક ગામે ગામ જે તળાવો પુરાઇ જઇ મેલેરિયાના અખાડા થઇ પડયા છે તેને સુધારવાં જોઇએ. શાસ્ત્ર કહે છે કે:

वापीकूप तडागानि देवतायतनानिच।
पतितान्युद्धरेद् यस्तु स पूर्त्तफलमश्नुते ॥
( लि. संहिता ४ श्लोक. )

कूपारामतडागेषु देवतायतनेषु च।
पुनः संस्कार कर्त्ताच लभते मौलिकं फलम्॥
( विष्णुस्मृति ९१ अध्याय. )

" વાપી ( મ્હોટું તળાવ ), કૂપ, તડાગ, અને દેવમંદિરનો જીર્ણોદ્ધાર કરવાથી તે નવું બનાવ્યા જેટલું જ ફળ મળે છે. "

વિદ્યાદાન—આપણા દેશના શ્રીમંત અને સાધારણ પ્રજા જનો ઘોર અજ્ઞાનમાં ડૂબી રહ્યા છે. ભારતવર્ષનો ઇતિહાસ, ભૂગોળ, અને સામાન્ય અંકગણિત અથવા બીજ ગણિત, એ સુદ્ધાં તેઓ જાણતા નથી. દેશમાં ઉચ્ચ શિક્ષણ માત્ર (નામનું જ) વિસ્તાર પામે છે ખરૂં પરન્તુ સત્ય જોતાં જેટલા બી. એ. એમ. એ. અથવા તર્ક તીર્થ, સ્મૃતિ તીર્થ ઉત્પન્ન થાય છે તેટલી વિદ્યા વૃદ્ધિ પામતી નથી. વિદ્યાપ્રેમ ઉત્પન્ન થતો નથી! દેશમાં વિદ્યા વિસ્તાર પામવાની બેહદ આવશ્યકતા છે.                    ( અપૂર્ણ. )

दा. रा. मेहता.

---

સતબોધ

૬૫ " દુનિયામેં સબસે બડા વોહ, જો રાખે ઇમાન " મસલે-ઇમાન, તો જ મુસલમાન.

# विचार अने स्वभाव.

જે જે તણી પ્રીતિ ધરે, તે તે ખરેખર તું બને;
યદિ દેવ પર પ્રીતિ કરે, સાક્ષાત્ પરમાત્મા બને.
જો ધૂળ પર દ્રષ્ટિ કરે, શું ધૂળ વિણ બીજું બને ? स्वामी रामतीर्थ.

મનુષ્યને જે વસ્તુનું ધ્યાન લાગે છે—જે વસ્તુ પર પ્રીતિ ઉત્પન્ન થાય છે—તે વસ્તુ પર તેના મનની એકાગ્રતા થાય છે અને એવી એકાગ્રતા થવાથી તેનું મન અંતે દેહ પણ અંતે તે વસ્તુ સ્વરૂપ થઇ જાયછે. ભગવત્ ચિંતન તત્પર તુકારામ મહારાજે કહ્યું છે કે: "ગોવિંદનું ચિંતન અને માનસિક ધ્યાન કરવાથી મનુષ્યનો દેહ ગોવિંદ સ્વરૂપ થાય છે, તેમાં અને ગોવિંદમાં ભેદ ભાવ હોતો જ નથી." "જેને જેનું ધ્યાન લાગે છે તેમાં તેનું મન તદ્રૂપ થાય છે; માટે તમો સર્વ પ્રાપંચિક વિચારો છોડી શ્રી પાંડુરંગ પ્રભુનું ચિંતન કરો, અને એ પ્રભુ જ સમગ્ર વિશ્વમાં વ્યાપી રહ્યા છે એ ભાવના દ્રઢ કરો."

**મનુષ્યના મનમાં જે નાના પ્રકારના વિચારો જન્મે છે તે સર્વ મળીને જ સ્વભાવ થાય છે.** બીજ સિવાય જેમ વૃક્ષનું અસ્તિત્વ નથી તે પ્રમાણે બીજ રૂપ શુભ વિચારો વિના કર્મ રૂપી વૃક્ષ પણ સંભવતું નથી. આપણા સારા નઠારા કર્મ એ વિચાર—વૃક્ષના ફુલ છે, સુખ અને દુઃખ તે તેના ફળો છે. આપણને શુભાશુભ વિચારો પ્રમાણે મિષ્ટ વા કડુ ફળ પ્રાપ્ત થાય છે. જે મનુષ્યના અંતઃકરણમાં દુષ્ટ વિચાર ઉત્પન્ન થાય છે તેની પાછળ—જેમ ગાડીમાં જોડેલા બળદની પાછળ પૈડું રહે છે તેમ—દુઃખ લાગેલું જ હોય છે. બાહ્યતઃ જો કે તે સુખ સાગરમાં વિહાર કરતો હોય પરંતુ તેની અંતઃ સૃષ્ટિમાં દુઃખ રૂપ પૈડું ફરતું જ હોય છે. શુદ્ધ વિચારમાં મગ્ન રહેનાર પુરૂષને સુખાનુભવ થયા વિના રહેતો નથી. પ્રત્યક્ષ સૃષ્ટિમાં કાંઇ પણ કાર્ય કારણ સિવાય થતું નથી. **મનુષ્યનો સ્વભાવ વિચારરૂપ કારણથી જ બને છે. એવું અંતઃસૃષ્ટિમાંનું કાર્ય છે. સદ્ વિચાર અને સદાચારથી જ "નર" "નારાયણ" સ્વરૂપ બને છે.** દુષ્ટ વિચાર અને દુરાચાર પશુ કરતાં પણ નીચ સ્થિતિ પ્રાપ્ત કરાવે છે. સ્વર્ગ અને નરક એ બે અંતિમ સ્થાનો છે, અને એ બે વચ્ચે પણ અનંત સ્થાનો છે. મનુષ્ય પોતાના આચાર અને વિચાર અનુસાર કોઇ પણ સ્થાન પ્રાપ્ત કરે છે.

મનુષ્ય પોતાના વિચારનો પ્રવર્તક અને સ્વભાવનો જનક છે. સ્થિતિ, પરિસ્થિતિ **અને દૈવ એ તેને આધિન છે. એવો સર્વ દેશમાં અને સર્વ કાળમાં સત્પુરૂષોનો અનુભવ છે અને તેજ અનુભવ તેઓએ આપણને કહ્યો છે.**

---

* મરાઠી પરથી ફેરફાર ફેરફાર સાથે.

સામર્થ્ય, બુદ્ધિમતા, અને પ્રેમ એ ત્રણ દિવ્ય શક્તિ મનુષ્યના હાથમા છે પોતાના વિચારોનો તે સ્વામી છે આની તેની શ્રેષ્ઠ યોગ્યતા છે, એટલે તેને કોઇ પણ વાત અશક્ય નથી, કોઇ પણ સ્થળ અગમ્ય નથી પોતાની ઇચ્છામા આવે તે સ્થિતિ, પરિસ્થિતિ અને દૈવ સાધ્ય કરી લેવાનુ સાધન તેની અ ત સૃષ્ટિમા તૈયાર જ છે **વિચારનુ સામર્થ્ય વધારવા સતત પ્રયત્ન આત્મ-પરિક્ષણ અને અનુભવ એની આવશ્યકતા છે.**

ભૂગર્ભ પ્રદેશમા પરિશ્રમપૂર્વક ખોદવાથીજ સુવર્ણ કિંવા હિરા પ્રાપ્ત થાય છે. પોતાના જન્મનુ રહસ્ય જાણવાની ઇચ્છાવાળાએ આત્મ જ્ઞાન અને આત્મ સાક્ષાત્કાર માટે સતત પ્રયત્નો આદરવા જોઇએ મનુષ્ય પોતાના સ્વભાવનો પરિપોષક, આયુષ્યનો સચાલક, અને દૈવનો ઉત્પાદક રીતે છે, તે જાણવા માટે તેણે પોતાના વિચારોનુ સૂક્ષ્મ અવલોકન કરવુ એક વિચાર દુર કરી તે સ્થાને અન્ય વિચાર સ્થાપન કરવો અને એ પ્રમાણે કર્યા પછી પોતાના સ્વભાવ, આયુષ્ય અને પરિસ્થિતિ પર શુ પરિણામ આવે છે તે જોવુ આત્મ જ્ઞાનની પ્રાપ્તિ માટે જે મનપૂર્વક અવિરત પ્રયત્ન કરે છે તેને તે અવશ્ય પ્રાપ્ત થાય છે આત્મજ્ઞાનના પ્રવેશદ્વાર પર જોરથી આઘાત કરવાથી તે ખુલ્લુ થાય છે વિલક્ષણ ચિકિત્સા, **સતત અભ્યાસ અને અવિશ્રાંતિ પરિશ્રમ વિના જ્ઞાન મંદિરમા પ્રવેશ થવો અશક્ય છે.** ૐ

ઓરપાડ ( જી સુરત )　　　　　　　　**जोशी रामचन्द्र रविशंकर.**

॥ ॐ नमो भगवते रामकृष्णाय ॥



## धर्म भावना ॥

૧. આ વિશ્વમા જ્યા જોઇએ ત્યા શક્તિનુ સામ્રાજ્ય છે શક્તિથી રહિત દેવ એ કેવો દેવ છે? શક્તિથી રહિત એ કેવુ મનુષ્ય છે! શક્તિ વગરનુ બધુ તત્ર જ ન ચાલી શકે! પરન્તુ શક્તિ એ શુ છે! એ બહુ થોડા જ વિરલ પુરૂષો જાણે છે, અને ઘણા થોડાને એ સમજાયેલી અને પ્રાપ્ત થયેલી હોય છે શક્તિ એ સપૂર્ણ ફત્તેહ જ છે! શક્તિને કોઇ કાલી, કોઇ દુર્ગા, કોઇ પાર્વતી, કોઇ મહામાયા અથવા પ્રકૃતિ તારે વર્ણવે છે અને પૂજે છે

૨ આરાધના અથવા ઉપાસના એ ઉપાસ્ય દેવની સમીપ પહોચવાનો સરળ માર્ગ છે એ ઉપાસનાના ઘણા અગ છે, પરન્તુ મહત્વનો પ્રકાર એ એક ગુરુગમ્ય આની છે જે વિપુલ ઉદ્યમે અને નિપુન બળે રીને જ પ્રાપ્ત થાય છે કારણ કે ત્યા મનુષ્ય માગ ઘણે દરજ્જે સ્વત ત્ર વિચારવાને મુક્ત થઇ જાય છે, એ 'ઉન્મુન' માર્ગ છે ત્યા વિચરવાનુ કાર્ય ભીષ્મગત અને વૈરાગ્યની અપાર મૂર્તિ જ કરી શકે. વેદાન્ત

કહે છે તેમ આ માર્ગ પૂર્ણ :પુરુષાર્થ જેને સાધ્ય થયો છે, શક્તિનું પૂર્ણ સ્વરૂપ જ જે છે, તેને ગાંઠે છે. ત્યાં એક એક વિપર્યાય અને માનુષિક વૃત્તિઓ જે મનુષ્યને મહા બન્ધન રૂપ છે, જેને આપણે જગત્ અથવા મહામાયાંના વિસ્તાર તરિકે જાણીએ છીએ એ સર્વ વિદિર્ણ થઇ જાય છે. એ સર્વનું સ્થુળ–સૂક્ષ્મ પરમાણુઓ રૂપે થઇ અંતે રસ–રૂપ થઇ અનંતતામાં વિલીન થઈ જાય છે. એ એક એવો માર્ગ છે કે જે લખવા કરતાં–વાચ્ય રસમાં અનુભવવા કરતાં–ખાસ સાક્ષાત્કાર કરવા જેવો–અનુભવવા (Realies) જેવો છે.

૩. જ્યારે અનારોગ્યતાને સ્થાને સંપૂર્ણ આરોગ્યતા સિદ્ધ થાય છે, જ્યારે વિવિધ ભાવનાઓ સંપૂર્ણ શક્તિ સ્વરૂપ લઇ એકને જ ધારણ કરે છે, એટલે કે સંપૂર્ણ રીતે દ્વંદ્વ ભાવનો નાશ કરે છે, એક પરિપૂર્ણ સામર્થ્યવાળી શક્તિ જ રહે છે, ત્યારે સાધ્ય વસ્તુ પ્રતિ આપણું અવલંબન સિદ્ધ થાય છે. આ પ્રયોગ–આ અભ્યાસ–પૂર્ણ એકાન્તનો અને વિજ્ઞાની પુરુષને લગતો છે અને એવો પૂર્ણ અભ્યાસી વિજ્ઞાનમય પુરુષ કે જેણે વિચારમાં અને કર્તવ્યમાં શ્રેષ્ટત્વ મેળવ્યું છે, તે જ સમાજમાં દૃઢ રીતે ઉભો રહી શકે છે. તેજ પ્રજાના દોષો તરફ અંગુલિ નિદર્શન કરી શકે છે અને તે જ પોતાની પ્રબળ શક્તિ વડે સમાજને ઉન્નતિ ક્રમમાં સ્થાપે છે. મહાસાગરમાં ચારે તરફથી ઉછળતા પ્રચંડ મોજાના તરંગોમાં તેજ ચૈત્યન્ય ઝંપલાવી શકે કે જેનામાં એવા અનન્ત સાગરો સમાઇ ગયા હોય !

૪. **अनन्त देवेश जगन्निवास** ! હે ! અનન્ત ! હે દેવેશ ! હે જગન્નિવાસ ! **[त्व]मक्षरं सदसत्परंयत्** આપ સત અને અસત ઉભયથી પર અક્ષર છો ! આપ જ [પ્ર]કૃતિને ધારણ કરી શક્તિ સ્વરુપે બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરી રહ્યા છો ! [હે] ! પૂર્ણ પુરુષોત્તમ ! હે ! પ્રભો ! હે ! ભર્ત્તા ! અનન્ત વિશ્વોમાં સર્વત્ર વ્યાપી રહેલા વિશ્વંભર ! મ્હારા સર્વ ભાવો આપના દિવ્ય સ્વરુપને જોઇ મહદ્ ભક્તિ ઉત્પન્ન કરે ! આપને મ્હારા અનંત પ્રકારે સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર હો !

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શ્રી ગુરૂપૂર્ણીમા.
ઠે. રામકૃષ્ણ આરોગ્યશાળા
કીમ–સ્ટેશન.

चुनीलाल झवेरीलाल वैद्य
ના જય રામકૃષ્ણ ૐ ॥

---

**સતબોધ**

૬૬. મહાન્ સુમેરૂ પર્વત નીચે ઢાંકવામાં આવે તો પણ ઢંકાયલું રહેશે નહિ તે તો પર્વતને ઉથલાવી પ્રકટ થશે. કોઇને કાંઇ પણ વચન આપ્યું હોય તો જીવ જતાં સુધી તેનું પાલન કરવું એજ ધર્મ છે.

૬૭. " જે મનુષ્ય ભગવાનનાં દર્શન કરવા માટે, ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત કરવા [ભ]ક્તિ કરી નજીક આવશે તેના મનોરથ પૂર્ણ થશે. " ( ગીતા ૯–૩૪. ૧૮–૬૨–૬૬. )

૬૮. જેમ ગોપાંનાઓએ કાત્યાયનીની આરાધના કરી કૃષ્ણ પ્રાપ્ત કર્યા હતા તેજ પ્રમાણે ભગવાન રામકૃષ્ણ પરમહંસદેવનું ધ્યાન ધરો, તેમની સહાયતા લ્યો અને પછી જૂવો કેઃ તમારો ઇષ્ટદેવ તમને દર્શન દે છે કે નહિ ? જો તેમ નહિ થાય તો હું વારંવાર કહું છું કેઃ હું તમારા હાથના હજાર જોડા ખાઇશ. ( મહાત્મા રામચંદ્ર. )




(૨)

પચ્ચાસ વર્ષ ઉપર કેળવણીનો બોજો જે છઠ્ઠી ચોપડીના વિદ્યાર્થીને માથે હતો તેથી વધારે બોજો હાલમાં ત્રીજી ચોપડી ભણતા વિદ્યાર્થીઓના માથા ઉપર મૂકવામાં આવ્યો. પચ્ચાસ વર્ષ ઉપરની અને હાલની અંગ્રેજી સ્કુલોની અવસ્થા અને વ્યવસ્થાનું જ્ઞાન મને નહિ હોવાથી તેનો હિસાબ લખી શકયો નથી પણ અનુમાન કરતાં જણાય છે કે: ખરચમાં પાંચસો ગણો અને મહેનતમાં હજાર ગણો વધારો થવો જોઈએ, અને તેથીજ પચ્ચાસ વર્ષ ઉપરના અંગ્રેજી ભણેલાનાં શરીર તથા મગજ કરતાં હાલના અંગ્રેજી ભણેલાનાં મગજ ચીડીયાં, રોજની માથા દૂખવાની ફરિઆદવાળા, ચશ્મા વિના આંખે નહિ દેખાય એવાં, દરરોજ ડોકટરોની ખુશામત કરનારાં હોવા ઉપરાંત તેનું જીવન નકામું અને ટૂકું દેખાય છે.

પચ્ચાસ વર્ષ ઉપરના માસ્તરો (ગુરૂઓ) વિદ્યાર્થીઓને વિદ્યાનું દાન કરતા હતા, અને નિઃસ્વાર્થ બુદ્ધિથી પારકું કામ કરી આપતા હતા, તેથી તેઓના વિદ્યાર્થી પરોપકારી અને ઉદાર બનતા હતા, પણ હાલમાં માસ્તરો અને ભણેલાઓ પોતાની વિદ્યાને વેચે છે એટલે જેને તે વિદ્યાનો ઉપયોગ કરવો પડે તેને તેના પૈસા ઉપજાવવા તરફ વધારે લક્ષ રહે છે.

પચ્ચાસ વર્ષ ઉપર અમારી માતા, બેન અને પુત્રીઓ અને તેઓના સાસરામાં ગણાતી સાસુ, નણંદ અને વહુઓ મળસ્કે મરઘો બોલતાં ઉઠી ને જંગલ પાણી જઈ આવી, ઘંટીએ બેસી દળતી, અથવા ચોખા ખાંડતી પછી તે કામથી પરવારી કચરાપુંજા કાઢતી, પાણી ગળતી, અને વાસણ માંજતી તે પછી કુવેથી ખારૂં મીઠું પાણી ભરી લાવતી, પછી ગાય ભેંસ દોહતી. ગાય ભેંસ ચરવા જાય કે, તેનું છાણ વાસીદું કરતી પછી રસોઇ બનાવી ઘરના તમામ વસ્તારને જમાડી પોતે જમી બપોરનો એંઠવાડ કાઢી પરવારી, બપોર પછીના ગાળામાં વણવાનું, ચૂંટવાનું, ભરવાનું, ઝાટકવાનું, ચાળવાનું, લીંપવા થાપવાનું, કપડાંને થીગડાં મારવાનું અને રેંટીઆ ઉપર સુતર કાંતવાનું કામ કરી, સાંજે ઢોરનું દૂધ દોહવાનું, રાતનું ભોજન તૈયાર કરવાનું, આખા કુટુંબને વાળુ કરાવવાનું, તે પછી પોતે વાળુ કરી, એંઠવાડ વાસણ કરી, નવથી દશ વાગ્યામાં નિદ્રાને આધીન થતી હતી. તેવી રીતે શહેરની સ્ત્રીઓ પણ પાંચ વાગતાં ઉઠી ખાવા જેટલું દળતી, પછી દરવાજા બહારથી કુવાનું કે નદીનું પાણી ભરી લાવતી, મહોલ્લાઓના કુવામાંથી નહાવા ધોવા તથા વાપરવા જેટલું પાણી ભરતી, ઘરના કચરાપુંજા કાઢતી, વાસી વાસણો માંજતી અને રસોઇ રાંધીને સર્વને જમાડતી પોતે જમતી. તે પછી બપોરના ગાળામાં

વણવા ચૂંટવાનું, સાંધવાં શીવવાં, કે ભરવાનું કામ કરતી, સુતર કે રેશમ ઉકેલતી, સુતર કાંતતી અથવા થડતી ( વળ ચઢાવતી ), દાળો વીણતી વગેરે કામ કરી સાંજે દીવાબત્તી કરી રસોઇ બનાવી, સર્વને વાળું કરાવી, પોતે વાળુ કરી, ઇશ્વરભજન કરી, સુખે નિદ્રાવશ થતી હતી પણ હાલમાં ગામડાની સ્ત્રીઓ ૭ વાગે સુતી ઉઠે છે. ચાકર છાણવાસીદું કરે છે. ચાકરની સ્ત્રી પાણી ભરવાનું અને વાસણ માંજવાનું કામ કરે છે. ચાકર ઘરના કચરા વાળે છે. નવા જુનાં કપડાઓ દરજીઓ સાંધે તથા શીવે છે. ચોખા તૈયાર લવાય છે. લોટ સાંચે દળાય છે, કઠોળની દાળો વેચાતી આણાય છે. કપડાં ચાકર કે ધોબી હસ્તક ધોવાય છે. સ્ત્રીઓનું કામ તો માત્ર બે વાર રસોઇ કરવાનું ચારપાંચ વાર ચાહ બનાવવાનું રહ્યું છે. તેમાં પણ સીધું ચાકર કાઢી લાવે. ચાકર મસાલો વાટી આપે, એટલે વગર મહેનતે આરામમાં દિવસ ગુજારે છે. રાત્રિએ પાંચ દશ સ્ત્રીઓ ભેગી થઇ આખા ગામની કુથલી કરી, મોડી રાતે સુએ છે પણ નિરાંતે ઉંઘ આવતી નથી. જેથી કોઇને કોઇ રોગના ભોગ થઇ પડેલી જોવામાં આવે છે. તેવીજ રીતે શહેરની સ્ત્રીઓના ઘરમાં, નળનું પાણી પણ ચાકર ભરે છે. ચાકર ચાહ બનાવે છે, કેટલેક ઠેકાણે ભટચાકર રસોઇ બનાવે છે. સ્ત્રી પુરૂષો સાથે બેસી પગપર પગ ચઢાવી ભોજન આરોગે છે. પાનસોપારી ખાધા પછી જરા આરામ લઇ ત્રણ વાગે ચહા પિવાય છે. પછી જરા ફેન્સી પોશાક પહેરી, મંદિર કે સહીપણીની મુલાકાતે જવાય છે. સાંજે તૈયાર રસોઇ જમાય છે અને તે પછી શેતરંજ, સોગઠાં, પાનાં કે બીઝીક રમી અથવા ઉદ્દીપન રસ ભરેલી કે પ્યાર ભરેલી પરદેશી સંસારસુધારા અને સ્વતંત્રતાનો ભપકાબંધ ફાંકો વધારનારી નોવેલોની ચોપડી વાંચી, માતૃપ્રેમ, પતિપ્રેમ અને વાત્સલ્ય પ્રેમને તિલાંજલિ આપી, પાંસળા ઘસતી, અર્ધ જાગૃત સ્વપ્નાવસ્થામાં નિદ્રાવશ થાય છે. જેથી પોતે માનેલા સુખમાં જેમ જેમ આગળ વધતી જાય છે, તેમ તેમ રોગના પંજામાં સપડાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર સ્ત્રીઓ ઘરનું કામ કરવામાં મહતા સમજતી હતી. રાંધવા સીધવામાં ચતુરાઇ માનતી હતી. વડીલો અને પતિની સેવા સુશ્રુષા કરવામાં પોતાનો ધર્મ ગણતી હતી. ઉદ્યોગધંધો કરવામાં પોતાને ધન્ય માનતી હતી, અને સંતતિનું પાલન કરવામાં વાત્સલ્ય પ્રેમ પ્રગટાવતી હતી. તેને બદલે હાલમાં સ્ત્રીઓ ઘરનું કામ કરવામાં પોતાને હીણપત માને છે. રાંધવા શીંધવામાં મજુરણ સમજે છે. વડીલો તથા પતિની સેવા સુશ્રુષા કરવી તેને ગુલામગિરી સમજે છે. ઉદ્યોગ ધંધાને નીચપણું માને છે અને સંતતિનું લાલનપાલન કરવું તેને વેઠ માને છે.

પચ્ચાસ વર્ષ ઉપર ગામડાંની સ્ત્રીઓને ચાર કપડાં રૂા. ૧-૮-૦ ના, બે ચણીઆ રૂા. ૧-૮-૦ ના, ચાર છીટી રૂા. ૪-૮-૦ એટલે દર વર્ષે સાત રૂપીઆમાં કપડાંથી ચાલતું અને લગ્ન વગેરે શુભ પ્રસંગમાં પોતાના લગ્ન વખતે કસબી કોરની સાડી, છીટ કિનાકીવાળું ગજનું કાપડું અને મશરૂનો ચણીઓ પ્રમાણે રૂા. ૫૦-૦-૦ ના કપડાં હોય તેનાથી આખી જીંદગી ગુજરતી હતી. તેને બદલે હાલમાં ૭ ચોળી ફુલ કે ફેશનવાળી રૂા. ૧૨) ની, ૭ ગવન ઘરમાં પહેરવાનાં રૂા. ૩૦) ના, ચાર ચણીઆ રૂા. ૮)ના અને જતે આવતે ચંદ્રકળા, દંડીઆં, સુગાસાડી વગેરે દર વર્ષે રૂા. ૨૦) થી રૂા. ૨૫) નાં એટલે દર વર્ષે રૂા. ૮૫) નો ખર્ચ આવે છે. તેમ શહેરીની સ્ત્રીઓ પચ્ચાસ વર્ષ ઉપર ચાર કપડાં

અડધીઆં ગજીનાં રૂા. ૪) ના, ચાર છીટી રૂા. ૫) ની, ચાર ચણીઆ રૂા. ૩)ના, બે ગવન જવા આવવાના રૂા. ૩) ના અથવા બે કસુંબા રૂપેરી કે સુનેરી કોરવાળા રૂા. ૧૦) ના મળીને રૂા. ૨૫) માં ચલાવતી હતી. તેને બદલે હાલમાં દર વર્ષે ચાર જુદ્દા ચોળી રૂા. ૪૦) ની, બે ફેન્સી ચોળી રૂા. ૩૦)ની, ચાર ચણીઆ ઝુલવાળા રૂા. ૮) ના, આઠ મલમલના છાપેલા ગવન રૂા. ૪૦) ના, જવે આવવે વાયલના બે કપડાં રૂા. ૨૦) ના તથા લગ્ન પ્રસંગે સાડી, રૂ. ૨૫) ની મળી રૂ. ૧૬૩) ઉપરાંત ફેન્સી રૂમાલ, ગંજીફ્રાક, ચડ્ડી, ટુવાલ, સાબુ, સુગંધીદાર પોમેટમ, સેન્ટ, એસેન્સ, સુગંધી તેલોના દર વર્ષે રૂા. ૧૦૦) થાય તે જુદા !

પચ્ચાસ વર્ષ ઉપર ગામના પુરૂષોને દર વર્ષે નડીઆદી ખાદીના ધોતીઆ બે રૂા. ૨–૮–૦ ના, દોઢીના બદન બે રૂા. ૧–૮–૦ ના, ગડાના અંગરખાં બે રૂા ૨–૦–૦ ના, ખેસ નંગ ૨ રૂા. ૨–૦–૦ ના, ઘરમાં પહેરવાના પંચીઆ ચાર, રૂા. ૨)ના, પગમાં પહેરવાના જોડા રૂા. ૧) ના, એ પ્રમાણે રૂા. ૧૧ નો ખર્ચ ઉપરાંત રૂા. ૫) ની પાઘડી દશ વર્ષ ચાલે અને રૂા. ૧૫) ની પાઘડી પંદર વર્ષ ચાલતી હતી તેને બદલે હાલમા ગામમાં વણેલા કોરાં ધોતીઆં નંગ ૬ રૂા. ૧૮)ના, ગંજીફ્રાક નં. ૨ રૂા. ૪)નાં, ખમીસ નંગ ૨ રૂા. ૬)નાં, ગરમકોટ નંગ ૧ રૂા. ૧૮) નો, નાનકલાકનાં અંગરખાં નંગ ૪ રૂા. ૨૦)નાં, પિછોડી અથવા રેશમી કોરના ઉપરણાં નંગ ૨ રૂા. ૧૦)નાં અને માથે કાળી ટોપી રૂા. ૫)ની મળી કુલ્લે રૂા. ૭૩) ઉપરાંત પગના બુટ જોડ બે રૂા. ૫) નાં, ટુવાલ નંગ ૪ રૂા. ૨) ના અને ફેન્સી છતરી હાથમાં લાકડી, પગમાં મોજા, માથે ફેંટા, કેટલાકને બંડીઓ, વગેરેનો ખર્ચ જુદો થાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર શહેરના પુરૂષોને દર વર્ષે બે જોડા ધોતીઆં રૂા. ૪)નાં, ચાર બદન ગાયકવાડી કાપનાં કે પાસાની કેમનાં રૂા. ૪)નાં, ચાર પિછોડી રૂા. ૪)ની, ચાર અંગરખાં નાનકલાકના રૂ. ૪)નાં, પંચીઆં નગ ૪ રૂા. ૩) નાં, લાળી ચાંચનો મિરજાઇ જોડો રૂા. ૧ નો મળી કુલ્લે ખર્ચ રૂા. ૧૯–૪–૦ ઉપરાંત હજામનો રૂા. ૧) તથા ધોબીનો રૂા. ૧) ખર્ચ થતો હતો તેને બદલે હાલ ત્રણ જોડ ધોએલાં ધોતીઆં રૂા. ૩૦) ના, બે ગરમ ગંજીફ્રાક રૂા. ૧૦)નાં, બે ખમીસ રૂા. ૧૨) નાં, બે જાકીટ રૂા. ૬) નાં, એક કોટ રૂા. ૧૦)નો, એક ટોપી રૂા. ૧૦)ની, ત્રણ જોડ બુટ રૂ. ૧૫) ના મળી રૂા. ૯૩) ઉપરાંત કેટલાકને ચેકના બુટ, વારનીશના બુટ, હાથમાં લાકડી, નેકટાઇ, કોલર, સ્ટોકીંગ ગ્યાટરનો ખર્ચ જુદો થાય છે. માત્ર દરજીની સિલાઈના રૂા. ૨૦) હજામને બાલ કપાવવાના રૂા. ૧૦) અને ધોબીને લુગડાં ધોવાનો રૂા. ૨૫) ખર્ચ આવે છે. (અપૂર્ણ.)

સુરત. શા. तिलकचन्द तागचंद वैद्य.

---

સતબોધ

૬૯. સમસ્ત ત્યાગ કરજો પણ કેવલ સત્યનો ત્યાગ કરશો નહિ. સત્યનિષ્ઠા એજ કલિયુગની તપસ્યા છે. કલિયુગી જીવો અજાગત શક્તિહિન પ્રાણ છે. ભક્તિ અને સત્યનિષ્ઠા એજ કલિયુગની તપસ્યા છે. સત્યથી ડગવું નહિ ! ( ગીતા ૧૧–૫૩–૫૪–૫૫. )

૭૦. ચતુરાઇ (ઢોંગ-પ્રપંચથી ) કોઈ કાર્ય સધાતું નથી. પ્રેમ, સત્યાનુરાગ, અને મહાન્ વીર્યની સહાયતાથી સર્વ કાર્ય સાધ્ય થઇ શકે છે. ( વિશ્વવિજયી સ્વામી વિવેકાનંદ. )

શોક, સુખ, દુઃખ, ભય, ગ્લાનિ વગેરે સ્થિતિનો અનુભવ લઈએ છીએ એ આપણી જાગૃતાવસ્થાને પણ સુજ્ઞ પુરૂષો, ઋષિવરો, આત્માનુભવી મહાપુરૂષો એક મ્હોટી નિદ્રાજ માને છે ! અને એ મહાનિદ્રામા જ આ જગત્ રૂપી મહાસ્વપ્નનો આપણે અનુભવ લઈ રહ્યા છીએ. નિદ્રાવસ્થામા અનુભવાયેલા સ્વપ્નનુ જગત્ જાગ્રત થતાંજ લય પામે છે. એજ પ્રમાણે જીવાત્માને આત્માનુભવ-આત્મદર્શન અને પરમાત્મતત્વનો સાક્ષાત્કાર થતાંજ આ જગત્ રૂપી મહાસ્વપ્નનો ભેદ ખુલી જાય છે.

અત્યારે તો આપણે આ જગત્ રૂપી મહાસ્વપ્નનો અનુભવ લઈ રહ્યા છીએ અને એ મહાન્ સ્વપ્નાવસ્થાનો અનુભવ લેતા લેતાજ નિદ્રાવસ્થામાં જે સ્વપ્નાવસ્થા અનુભવીએ છીએ તેનો સંક્ષિપ્ત વિચાર કરવા આ લેખ યોજવામા આવેલ છે.

સ્વપ્નાવસ્થાનો અનુભવ આપણે દરેક આપણા જીવનમાં અનેકવાર લઈ ચૂક્યા છીએ, કોઈવાર સ્વપ્ન સૃષ્ટિમા આપણે રાજાધિરાજ થઈ ચૂક્યા હોઈએ છીએ અને કોઈવાર અન્ન વસ્ત્ર વગર રઝળતા ભીખારી પણ બની જઈએ છીએ ! કોઈવાર સર્પ, વ્યાઘ્ર, જળની રેલ, ભયંકર અગ્નિ અને શત્રુઓથી નાશ પામવાની સ્થિતિનો અનુભવ કરીએ છીએ ! કોઈવાર વિશાળ નદીઓ તરી જઈએ છીએ ! સમુદ્ર ઉલ્લંઘન કરીએ છીએ ! પર્વતોના શિખરો પર, ગિરિ ગુફાઓમા અને યોગીઓના વૃન્દમા વિહાર કરીએ છીએ ! કોઈવાર સુંદર ભવનોમા સ્ત્રીઓની મોહજાળમા સપડાએલા હોઈએ છીએ તો કોઈવાર ગગનમા વિહાર કરતા હોઈએ છીએ ! આવી રીતે સ્વપ્નાવસ્થા આપણને એક નવીજ દુનિયાનો અનુભવ કરાવે છે અને ત્યા કોઈવાર હસાવે છે ! કોઈવાર રડાવે છે ! કોઈવાર પ્રેમાનન્દમાં મસ્ત કરાવે છે તો કોઈવાર શાન્તિના સામ્રાજ્યમા સ્થાપિત કરે છે ! કોઈવાર આનન્દ, આનન્દ અને આનન્દનોજ બહાર ઉડાવે છે ! કોઈવાર જીતાડે છે ! કોઈવાર હરાવે છે ! કોઈવાર ચમકાવે છે ! કોઈવાર આનન્દનો, વિજયનો સંદેશ આપે છે તો કોઈવાર શોકના સામ્રાજ્યમા ડુબાડી દે એવી સ્થિતિનો અનુભવ કરાવે છે ! કોઈવાર ગત પામેલા સબંધીઓની મુલાકાત કરાવે છે તો કોઈવાર આ જીવનમાં નહિ જોયલા, નહી અનુભવેલા એવા પ્રદેશોમા સ્થાપિત કરે છે ! અને જાગ્રત થતાંજ ત્હારી બાદશાહત ખલાસ ! ક્યાંએ અદ્રશ્ય થઈ જાય છે ! અહા ! સ્વપ્નાવસ્થા ! અજાયબ સ્વપ્નાવસ્થા ! ત્હને પ્રકૃતિની માયાની રચના કહેવી કે જીવાત્માની કલ્પના સૃષ્ટિ કહેવી કે માનસિક રોગ કહેવો ? શુ કહેવુ ? અમે અનેકવાર ત્હારો અનુભવ કરી ચુક્યા છીએ છતા નિત્યના અનુભવમા આવતી, ઓ ! અગમ્ય સ્વપ્નાવસ્થા ત્હારો ભેદ, ત્હારી વાસ્તવિક સ્થિતિ શુ છે એ અમે હજીપણ સમજી શકતા નથી ! અમે ઘણી વાર કહીએ છીએ કે: " સ્વપ્નાં સદાય ખોટાં. " " લાખના સ્વપ્ના કરતાં ઠીંગડો રોકડો સારો. " " સ્વપ્નના શહેનશાહ થવા કરતા જાગ્રતિમા સામાન્ય સ્થિતિ પણ સારી. " વગેરે. આવી આવી અનેક વાતો, ઓ ! અગમ્ય સ્વપ્નાવસ્થા ! ત્હારા સંબંધે કહીએ છીએ ! છતા પણ ઘણીવાર એવું પણ અનુભવમાં આવ્યું છે કે સ્વપ્નાવસ્થામાં બનેલા કેટલાક બનાવો ચોક્કસ પ્રકારે અને આ જીવનમાં અનુભવ્યા છે ! કેટલીકવાર તું અમને નજદિકના ભવિષ્યમા બનવાના બનાવોની આગાહી આપે છે ! તો કેટલીકવાર અમારા જીવનમાં જે સ્થિતિ અનુભવવાનો અમને સંભવ ન જણાતો હોય એવી અસંભ-

વિત બાબતે સિદ્ધ થશે એવી મધુરી કલ્પનાઓ ખડી કરાવે છે ! ઓ ! અગમ્ય સ્વપ્નાવસ્થા ! ત્હારો હમેશનો સાક્ષાત્કાર અને સ્વાનુભવ થવા છતાં ત્હારો ભેદ અમે યથાર્થ રૂપમાં નથી સમજી શકયા છતાં પણ સ્વપ્નાવસ્થા સંબંધે અમારા પોતાના સ્વાનુભવમાં આવેલ પ્રસંગો પરથી તેમજ સ્વપ્નાવસ્થા સંબંધે અન્ય વિચારકોએ જે જે વિચારો દર્શાવ્યા છે તે વિચારકોની પ્રસાદીના આધારે **સ્વપ્નાવસ્થા** સંબંધે આપણે કાંઇક વધુ વિચાર કરી શકીએ, આ વિષયના વાચક બન્ધુઓ પણ એ વિષયમાં રસ લેતા થાય અને એ રીતે ઘણા બન્ધુઓના અનુભવવડે આપણે એ સંબંધે વિશેષ અભ્યાસ પાઠ પ્રાપ્ત કરી શકીએ એ આશાએ આ લેખ યોજવામાં આવેલ છે.

પાશ્ચાત્ય શારીર શાસ્ત્ર ( Anatomy ) ની માન્યતા પ્રમાણે સ્વપ્નાવસ્થા વારંવાર આવવાથી શરીરને શાન્ત નિદ્રા લેવાની તક મળતી નથી, અને તેથી શરીર અને તેની ઇંદ્રિયોને, મગજના જ્ઞાન તન્તુઓને. પાચન ક્રિયાને, શ્વાસ નલિકાને, અને હૃદય ક્રિયાને, દિવસે જાગ્રતિના વખતમાં પરિશ્રમ કરવાથી જીવન શક્તિનો વ્યય થયો હોય છે, તેનો બદલો રાત્રે શાન્ત નિદ્રા લેવાથી શરીરને મળી રહે છે, અને એ રીતે શાન્ત નિદ્રા પ્રાપ્ત કરી સવારે ઉઠતાંજ શરીર વધારે સ્વસ્થ, મગજ શાન્ત અને શરીરનાં દરેક તત્વો બીજા દિવસના કાર્ય માટે ઉત્સાહિત હોય છે. જેમને **સ્વપ્નાવસ્થા** વારંવાર આવે છે, તેમને નિદ્રામાં પણ શાન્તિ મળતી નથી, કારણ કે સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થતાંજ મનમાં વિવિધ પ્રકારની કલ્પનાઓ ખડી થાય છે, અને સ્વપ્નાવસ્થામાં ભય, શોક, ગ્લાની ઉત્સાહ, હર્ષ, વિરહ વગેરે સ્થિતિઓનો અનુભવ કરવામાં શરીરને અને મનને રાત્રે પણ નાહક શ્રમ વેઠવો પડે અને તેથી શાન્ત નિદ્રા પ્રાપ્ત થતાં શરીરમાં જે જીવન તત્વની વૃદ્ધિ થાત તે સ્વપ્નાવસ્થામાં પ્રાપ્ત થતી નથી એટલુંજ નહી પણ મન અને મગજના જ્ઞાનતન્તુઓનું કાર્ય તો રાત્રે પણ ચાલુજ રહેવાથી વારંવાર જેમને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે તેમને મગજનો દુઃખાવો, મગજની નબળાઈ, આંખોની નબળાઈ, અને ઉન્માદ, પાચન ક્રિયાની નબળાઇ વગેરે દર્દો પ્રકટ થવાનો સંભવ રહે છે; એમ પાશ્ચાત્ય શારીર અને ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રના* અનુભવીઓનું માનવું છે.

પ્રાચીન આર્ય વૈદ્યક શાસ્ત્રના પ્રણેતાઓ સ્વપ્નાવસ્થાના " શુભ સ્વપ્ન " અને " અશુભ સ્વપ્ન " એવા બે ભેદ પાડે છે, અને શુભ સ્વપ્નાવસ્થા અનુભવવાથી સુખ અને શાન્તિ પ્રાપ્ત થવાનું કહે છે, અશુભ સ્વપ્નાવસ્થાનો અનુભવ કરનારને દુઃખ અને અશાન્તિ થાય છે એમ જણાવે છે. એટલુંજ નહી પણ અમુક પ્રકારનાં સ્વપ્ન અનુભવવાથી અમુક પ્રકારનો રોગ ઉત્પન્ન થાય છે, વધે છે કે નાશ પામે છે, અમુક પ્રકારના સ્વપ્ન અનુભવવાથી અમુક પ્રકારની સ્થિતિનો અનુભવ જાગ્રતાવસ્થામાં કરવો પડે છે એવા નિર્ણયો દર્શાવવામાં આવેલ છે. આ લેખમાં પ્રાચીન આર્યવૈદ્યક સ્વપ્નાવસ્થાના બનાવો સંબંધે જે નિર્ણય દર્શાવે છે, તે, સંપૂર્ણ અર્થમાં રજુ કરવા જેટલો અવકાશ નથી, તો પણ એ વિષયના અભ્યાસીઓએ પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં દર્શાવવામાં આવેલ સ્વપ્નાવસ્થા સંબંધના નિર્ણયો જરૂર મનન કરવા જેવા છે. ( અપૂર્ણ. )

કીમ-સ્ટેશન. ———— વસંતલાલ ઝવેરીલાલ વૈદ્ય.

---

* Anatomy & phisiotogy.

## અનુભવ સિધ્ધ દવાઓ.

૧ વીંછીના ડંખ ઉપર ઘ્યાસતેલ ચોળવાથી ઝેર ઉતરી જશે. ( ચોળી ન શકાય તો ઘ્યાસતેલવાળું કપડું બાંધવું. )

૨ ગીકાના પાણીનાં ટીપાં કાનમાં પાડવાથી પણ વીંછીનું ઝેર ઉતરી જશે.

૩ લીલા નાળીએરનું પાણી સાકર નાખી પીવાથી ઉલટી થતી બંધ થાય છે.

૪ કોથમી ( ધાણાની લીલી ભાજી ) નો રસ ચાર તોલા સાકર નાખી પીવાથી ઉલટી બંધ થશે.

૫ ઇંગોરાનો ગર બોર જેવડો ખાવાથી સાપનું ઝેર નરમ પડશે.

૬ આંખની અંદર થતા ખીલ બાળકની માતાના સ્તનનું દુધ ત્રણ દિવસ નાખવાથી આંખો સારી થઇ જશે.

૭ ચોખા કળીચુનો સાત પટ લીંબુના છાંયડે સુકવી આપવા, પછી તેમાં ફટકડી અને હલદર સમભાગે નાખવા, પછી તે ત્રણે ગુદરના પાણીમાં પલાળી મોટા ચણા જેવડી ગોળીઓ કરવી. આ બે ગોળી ખાવાથી ચુંક આવતી મટી જાય છે.

૮ ઉમરડાનું દુધ પતાસા સાથે લેવાથી પ્રમેહનું દરદ મટે છે.

૯ મેંદીના પાનનો રસ સાકરને ઘી ભેગો ચાટવાથી પેશાબવાટે પડતું લોહી બંધ થાય છે.

૧૦ શેરડીના રસમાં અંજીર ચાર દિવસ પલાળી રાખવાં. દરરોજ પાંચ સાત ખાવાથી બરોળ અઠવાડીયામાં મટી જશે.

૧૧ ઉપરનાં તૈયાર અંજીર ૧૫ ખાવાથી રેચ લાગશે.

૧૨ લસણ અને મુળાનો રસ ડંખપર ઘસવાથી વીંછીનું ઝેર નરમ પડે છે.

૧૩ આકડાની કુંપળો કાનમાં ખોસી દેવાથી પણ વીંછીનું ઝેર નરમ પડે છે.

૧૪ ઇંગોરાનો અંદરનો ગોળો થોડોક ખાવાથી ચુંક મટે છે.

૧૫ ઇંગોરાનો ગોળો ઘસી ચોપડવાથી મોંપર થતા ખીલ મટી જાય છે અને ફરી થતા નથી.

આણંદ.　　　　अरविन्द.

---

હડકાયા કુતરાનું ઝેર મંત્ર પ્રયોગથી ઉતારવાની વિદ્યા એક પરોપકારી સદ્‌ગૃહસ્થ તરફથી પ્રસાદી રૂપે પ્રાપ્ત થઇ છે અને તેનો અનુભવ કેટલુંક વખતથી કરી જોયો છે. એ પ્રયોગથી દરદીને ઝેર ઉતર્યું કે નહી તેની પ્રત્યક્ષ ખાતરી કરી આપવામાં આવે છે. દરદી પાસેથી એક પાઇ પણ લેવામાં આવતી નથી. કસૌલી જઇ આવેલા દરદીઓને પણ ખાત્રી માટે આવવું હોય તો પણ હરકત નથી. જરૂર હોય તેણે હડકાયું કુતરૂં કરડ્યા પછી સાત દિવસ વીત્યા બાદ રવિ, મંગળ કે ગુરૂવારે નીચે જણાવેલે સ્થળે આવવું—મોતીરામ હરિશંકર ભટ્ટ. ઠે. બી. બી. સી. વેટરીનરી સરજન. જંબુસર—Dist-Bronch. ઠે. ભરૂચ.





તમે અને અમે–ત્હમે ધન ભણ્ડારના ઇશ્વર છો તો અમે પણ વિદ્યા–ભાણ્ડારના ઇશ્વર છીએ. તમે યુદ્ધ કરવામાં વીર છો તો અમે શાસ્ત્રાર્થ કરનાર અને વાદી–પ્રતિવાદીનો અભિમાનરૂપી જ્વર કાઢી નાંખવામાં સમર્થ છીએ. તમને ધન–લોલુપ, આશાગ્રસ્ત મનુષ્યો સેવે છે ત્યારે અમને પણ બુદ્ધિમાં રહેલી અજ્ઞાનતા દૂર કરવાની ઇચ્છાવાળા સજ્જનો શાસ્ત્ર શ્રવણ કરવાની કામનાથી પુજે છે. માટે હે રાજન્! તમને જ્યારે અમારા ઉપર શ્રદ્ધા નથી તો પછી અમે પણ એવા જ થઈ રહ્યા છીએ કે અમને પણ તમારી દરકાર નથી!

રાજદ્વાર અને હરિદ્વાર–" હમણાં વખત નથી, મહારાજા સાહેબ એકાંતમાં બેસી કંઇક વિચાર કરી રહ્યા છે, હમણાં નિદ્રા લે છે, દેવડી પરથી ઉઠી જાઓ, તમને અહિં બેઠેલા જોશે તો મહારાજ અમારા પર ક્રોધે ભરાશે. " આવાં આવાં કટુ વચન જે રાજા, રાજા કે શ્રીમંતના દ્વાર પર ઉભેલા સિપાઈઓના મુખમાંથી સાંભળવામાં આવે તેનું ન ત્યાગ કરી દઇ, હે ચિત્ત ! તું વિશ્વેશ્વરના શરણમાં જા. જેના દ્વારપર ત્હને રોકનાર કે છે જ નહિ, અને ત્યાં કઠોર વાક્ય પણ તું સાંભળશે નહિ. ઉલટું હે ચિત્ત! ત્હને સુખદાયક શાંતિ જ પ્રાપ્ત થશે.

" ચન્દ્રનાં કિરણો સારાં લાગતાં હતાં, ધણી લીલી ઘાસવાળી વનભૂમિ બહુ સુંદર લાગતી હતી, મિત્રોનો સમાગમ બહુ આનંદકારક લાગતો હતો, શૃંગાર રસવાળી કાવ્ય કથાઓ પ્રિય લાગતી હતી, કોપના આંસુઓ વડે ચંચળ અને મનોહારી પ્રાણ પ્યારીનું મુખ સુંદર લાગતું હતું પરન્તુ જ્યારથી સંસારની અનિત્યતા સમજાઇ ત્યારથી ઉપરોક્ત સર્વ વસ્તુઓ ચિત્તમાંથી દૂર થઈ ગઇ.

વિવેકાંજન–જ્યાં સુધી મ્હારામાં, કામદેવરૂપી તિમિર વ્યાધિથી ઉત્પન્ન થયલું અજ્ઞાન હતું, ત્યાં સુધી સમસ્ત જગત્ મ્હને સ્રીમય જણાતું હતું. હવે તો મ્હેં મ્હારા નેત્રમાં વિવેકરૂપી સુંદર અંજન લગાડ્યું છે. તેથી હવે મ્હારી દૃષ્ટિ સ્વચ્છ થઇ ગયાથી મ્હને સર્વત્ર સમાન જણાય છે. હવે મ્હને ત્રૈલોક્ય બ્રહ્મમય જણાય છે.

ઉપદેશ—શરીરધારીઓના ભોગ–વિલાસ વાદળમાં ચમકતી ચંચળ વિજળીના જેવા ચંચળ છે, આયુષ્ય એ વાયુથી છિન્ન ભિન્ન થઇ જનાર વાદળી જેવું નાશવાન છે, યૌવનનો ઉમંગ પણ કંઈ સ્થિર રહે એમ નથી, હે પંડિતો ! આ સર્વ વસ્તુ સ્થિતિનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરીને તમે ધૈર્યરૂપી સમાધિ–સિદ્ધિદ્વારા સુલભ થઇ પડનાર યોગ ક્રિયામાં ચિત્ત પરોવો કે જેથી તમને સત્–ચિત્ આનંદની પ્રાપ્તિ થાય. भर्तृहरि ॥

॥ श्रीगुरवे नमः ॥

એક સામાજિક નવલકથા.

# योगानन्दनो योगाश्रम
अथवा
# जीवन्मुक्तिनो महामन्त्र ॥

## પંચમ અધ્યાય-( ચાલુ. )




ત્યનતઃ " ગુરૂ મહારાજે કહ્યું છે તેમ કરીશ. ઉતાવળ ન કરો. પ્રથમ તમારા પિતાને એક સ્હેલી યૌગિક ક્રિયા બતાવવાની ગુરૂમહારાજે આજ્ઞા કરી છે તે પ્રમાણે થશે. હું ગોવર્દ્ધનદાસ કાકાને જુદી જુદી ક્રિયા બતાવીશ. તે તમે બધાં શાંત ચિત્તે જોજો અને સાંભળજો. તમારે તે કરવાનું નથી. તમારા અધિકાર પ્રમાણે તમને પણ મળશે. "

સત્યવ્રતે જરાવાર શાંત રહ્યા પછી કહ્યું: " ગોવર્દ્ધનદાસ કાકા ! ગુરૂમહારાજે તમારા જેવા વૃદ્ધ ઉપર અતિશય કૃપા કરી છે. તમારા અનેક પૂર્વ-પુણ્ય સંસ્કારને લીધે તમે યોગાનંદજી મહારાજના દર્શન કરવા પામ્યા છો. ધન્ય છે તમને ! તમે તમારી લક્ષ્મીનો કેવળ નિઃસ્વાર્થભાવે—પરોપકારાર્થ ઉપયોગ કરી તેમાંથી ચિત્ત ખસેડી નાંખ્યું છે એ પણ બહુ સારૂં કર્યું છે. મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં રહે, ધર્મ માર્ગે લક્ષ્મી ઉપાર્જન કરી સ્ત્રી પુત્રાદિકનું ઉદરપોષણ કરે અને પરમાત્માનું ભજન કરે તો તેનાથી રૂડું શું ? પરન્તુ કાકા ! શું કહું ? ધર્મની મ્હોટી મ્હોટી વાતો કરનારા આપણા દેશના શ્રીમંતો ! રાજાઓ ! મિલમાલિકો ! વ્યાપારીઓ અને પુષ્કળ પૈસા કમાઇ બેઠેલા પેન્શનરો માત્ર મોઢેથી બોલવામાં શૂરા છે. દેશનાં દુઃખી દરિદ્રી કંગાલોને શોધી શોધી ભૂખ્યાને ભોજન કોણ આપે છે ? તરસ્યાને પાણી કોણ પાય છે ? કટકા વસ્ત્ર વગર રખડતાને વસ્ત્રો કોણ આપે છે ? દુઃખીઓને દિલાસો કોણ આપે છે ? ભગવાન રામકૃષ્ણ પરમહંસ તો દુઃખી દરિદ્રીઓને " નારાયણ " જ માનતા અને તેમની સેવાનું મહાન પુણ્ય જણાવતા ! પરન્તુ તેમની સેવા કોણ કરે છે ? "

ગોવર્દ્ધનદાસ બે હાથ જોડી બોલ્યાઃ " ભાઇ સત્યવ્રત ! હું તો એ બધા ત્હારા પુણ્ય પ્રતાપ માનું છું કે જેથી અમને આવા મહા સમર્થ યોગી મહાત્માનાં દર્શન થયાં અને તેમની કૃપાદ્રષ્ટિને લીધે અમને સદ્‌બુદ્ધિ ઉપજી ! ભાઈ ! હું મ્હારા જીવતમાં મળેલા અનેક અનુભવો ઉપરથી જોઇ શકયો છું કે મનુષ્ય જેટલાં કાળાં ધોળાં અને પાપ પ્રપંચ કરે છે તેની અસર તેના શરીર, મન, વાણી અને કર્મ ઉપર થાય છે. નઠારાં વિચાર કરનારાઓના શરીરમાં અનેક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. આ લોકમાં અનેક પ્રકારનાં ભયંકર દુઃખ દર્દો ભોગવે છે અને પરલોકમાં પણ નીચ જન્મ પામી અનેક પ્રકારનાં દુઃખ ભોગવે છે ! મ્હારા અનેક મિત્રોને હું જોઉં છું કે જેના મનમાં રાતદિવસ પાપ પ્રપંચના વિચારો થયા કરે છે તેનાં મુખ ભયંકર થઇ ગયાં છે ! તેમને અનેક પ્રકારનાં

દુઃખો સહન કરવાં પડે છે ! પણ જેઓ સારાં કર્મ કરે છે, સારા વિચારો કરે છે અને ઉત્તમ પ્રકારનાં અનેક યજ્ઞયાગાદિ દેવ–અનુષ્ઠાન કરે છે તેમને અનેક પ્રકારે સુખ શાંતિ થઇ રહી છે ! ભાઇ ! કેટલાક પાપી મનુષ્યોને દેખીતું સુખ જણાય છે ખરૂં પરંતુ તેમનાં અંતઃકરણ ઉઘાડીને જોઇએ તો તેમને પણ અનેક પ્રકારનાં દુઃખજ છે ! કેટલાક મ્હારા મિત્રોએ લોકોની થાપણો ઓળવી છે, કેટલાકે અજ્ઞાન માણસોને ભૂલથાપ ખવાડી મ્હોટી મ્હોટી કંપનીઓ કાઢી પોતાનાં ઘર ભર્યાં છે, પરંતુ ભાઈ ! હું તો એ સર્વમાં પાપ, પાપ ને પાપજ જોઉં છું. તેજ કારણથી મ્હેં મ્હારી સર્વ લક્ષ્મી ત્હારા હાથમાં સોંપી દીધી છે ! ગુરૂદેવની ઇચ્છાનુસાર ઉપયોગ કરો ! તેમાં મ્હારૂં નામ સુદ્ધાં જોડશો નહિ ! એ સર્વ પાપના પૈસા દાન ધર્મ કરી દ્યો ! બસ, હવે હું પાપનો પશ્ચાતાપ કરી પુનઃ એવું કૃત્ય ન થાય એટલુંજ પ્રભુ પાસે માંગીશ."

સત્યવ્રતઃ "કાકા ! પાપનો પશ્ચાતાપ થાય; એક વખત પાપનું સ્વરૂપ સમજ્યા પછી મનુષ્યથી પુનઃ તે ન થાય તો પરમાત્મા તેની પ્રાર્થના સ્વીકારી તેને ઉચ્ચ પદે સ્થાપે છે. તમે પ્રભુ પાસે જેવું માંગશો તેવું મળશે એ સૂત્ર સત્ય સમજજો. ઇશ્વર તો અણુઅણુમાં વ્યાપક છે. ગાળો દેનારને બદલામાં પાછી ગાળો જ મળશે. મારનારને માર જ મળશે, પ્રપંચ કરનારની સ્હામે પ્રપંચ જ રચાશે, લોકોનાં ગળાં કાપનારનાં પોતાનાં જ ગળાં [illegible]શે, લોકોને ઠગનારાઓને પણ એક દિવસ ઠગાવું પડશે ! આ સર્વ તદ્દન સત્ય છે. [illegible] એ સાથે દાન, ધર્મ, પરોપકાર કરનારને તેનો તેવોજ બદલો મળશે, એમાં જરા પણ [illegible]ય નથી. કાકા ! આપણા લોકો થોડી બુદ્ધિ વાપરે અને વિચાર કરે તો પરમાત્માની [illegible]દદ દયાળુતાનું પ્રમાણ તુરત જ સમજવામાં આવે ! ખેડુતો ખેતરમાં અનાજનો એક [illegible] વાવે છે તેનો બદલો પરમાત્મા હજારો દાણા પાછા આપી વાળે છે ! કેરીનો એક [illegible]ટલો જમીનમાં વાવીએ છીએ તેનો બદલો પરમાત્મા હજારો કેરીઓ આપી વાળી દે [illegible]! એના રાજ્યમાં કેવી શ્રેષ્ઠ વ્યવસ્થા છે ! તમે એક વસ્તુનું દાન કરો, પરમાત્મા [illegible]ને હજાર ગણું પાછું આપે છે ! લોકો બુદ્ધિનો ઉપયોગ કરે અને જરાક વિચાર કરે [illegible] તેમને સમજાય કેઃ " જેવું આપવું તેવું લેવું, જેવું વાવવું તેવું લણવું, " સત્કર્મ [illegible]રો, બદલામાં સત્કર્મ મળશે. પાપ પ્રપંચ કરો, બદલામાં તેવું જ મળશે. પરમાત્માએ સૃષ્ટિની રચના કરી છે તેમાં તેણે બહુ જ સુંદર વ્યવસ્થા કરી છે. તેના રાજ્યમાં અદૃશ્ય ન્યાયાધીશો, કાગળ ખડીયો કે કલમ વગર, અદૃશ્ય રહી ક્ષણે ક્ષણે જજમેંટ લખ્યા જ કરે છે અને યદ્ યદ્ બદલો આપ્યા કરે છે ! હાકેમ દંડે તે ગામ જાણે પણ ઇશ્વર દંડે તે કોઇ ન જાણે. એ કહેવત તદ્દન સત્ય છે. જે મનુષ્યો નિઃસ્વાર્થભાવે પરોપકાર કરે છે તેને ઇશ્વર તેવો બદલો આપે છે. એમાં પણ સંદેહ નથી. ભારતવર્ષમાં થઇ ગયેલા અનેક દેશભક્તોએ નિઃસ્વાર્થ દેશ–સેવા કરી છે તેનાં નામ ઇતિહાસમાં–લોક હૃદયમાં–અમર થઇ રહ્યાં છે. જે લોકોએ પરોપકારને નામે ઠગાઇ કે પ્રપંચ ચલાવ્યા છે તેને અનેક તિરસ્કાર મળતા જાય છે ! કાકા ! જો આપણે ઇશ્વર, શાસ્ત્ર અને પુનર્જન્મ એ ત્રણને માનીએ તો એ ત્રણનું રહસ્ય બરાબર સમજવું જોઇએ અને એ ત્રણે સંબંધી આજ્ઞાઓનું યથાર્થરૂપે પાલન કરવું જોઇએ. ઋષિમુનિ પ્રણિત ગ્રન્થો એ જ ઇશ્વરના કાયદા છે. વર્ણાશ્રમાનુસાર ઋષિઓએ કર્મ–ધર્મના નિયમો બાંધ્યા છે. તે પ્રમાણે સર્વેએ વર્તવું

ओमित्येकाक्षरं ब्रह्म यदुक्तं ब्रह्मवादिभिः ।
शरीरं तस्य वक्ष्यामि स्थानं कालं लयं तथा ॥ ३ ॥
तत्र देवास्त्रयः प्रोक्ता लोका वेदास्त्रयोऽग्नयः ।
तिस्रो मात्रार्द्धमात्र च अक्षरस्य शिवस्य च ॥ ४ ॥

× × × ×

યોગાનન્દજીએ બે હાથ ઉંચા કરી કહ્યું: "વત્સ! ત્હારૂં કલ્યાણ થાઓ. તું બહુ ઉત્તમ પુરૂષ છે. બ્રહ્મવિદ્યાને પાત્ર છે. યોગવિદ્યાનો અધિકારી છે. પૂર્વજન્મે અનેક સુકૃત કર્મ કરી ત્હેં જન્મ ગ્રહણ કર્યો છે. તેથીજ આ જન્મે ત્હને આ સંતબુદ્ધિ સુઝી છે. ત્હારા મન્ત્રોચ્ચારથી હું વિશેષ પ્રસન્ન થયો છું."

સત્યવ્રતે બે હાથ સાથે મસ્તક નમાવી કહ્યું: "પ્રભો! એ સર્વ આપની દયા-કૃપાનું જ પરિણામ છે. આ અધમ, પાપી આપને શરણે છે."

યોગાનન્દજી: "આ સર્વને આજથી ત્રણ રાત્રિપર્યંત આ આશ્રમમાં નિવાસ કરવાનો છે. એમ થવાથી એમની ચિત્તવૃત્તિમાં અમુક પ્રકારનો ફેરફાર થશે. ત્રણ દિવસ એમને ફળાહાર કરાવવાથી દેહશુદ્ધિ પણ થશે. પછી એમને અધ્યાત્મજ્ઞાનમાં, ધર્મજ્ઞાનમાં આગળ વધારવાની વ્યવસ્થા થશે. કેમ કલ્યાણદાસ! અહિં રહેવાની ઇચ્છા છે કે?"

કલ્યાણદાસ બે હાથ જોડી બેઠો હતો તેણે કહ્યું: "ભગવન્! આ પાપી જીવે। પર કૃપા કરો છો એ કાંઇ જેવો તેવો ઉપકાર નથી. આપના ચરણમાં મન, વાણી ને કર્મ અમે સમર્પણ કર્યાં છે પછી અમારા મનથી અમે જરા પણ વિચાર કરવા ઇચ્છે નથી. આપ જેમ કહો તેમ વર્તવું એ જ અમારો ધર્મ છે. આપ અમારા ગુરૂદેવ છો. આપ અમારા ઇશ્વર છો. આપ જ અમારા પિતા છો, આપ જ અમારા માલિક છો. આપ અમને અજ્ઞાન અંધકારમાંથી જ્ઞાન-પ્રકાશમાં લઇ જનાર દેવાધિદેવ છો. આપ અમને વાસનાના ભયંકર બંધનમાંથી મુક્ત કરનાર ઇશ્વર છો. આપ અમારા જેવા પામરને ભવસાગરમાંથી તારનાર ભવઉદ્ધારક મહાન્ શક્તિ છો. અમારૂં સર્વસ્વ અમે આપના ચરણમાં સોંપ્યું છે. હવે પછી અમારે હા, ના, કહેવાનું રહેતું જ નથી. આપ જ અમને આજ્ઞા ફરમાવો તેમ અમારે કરવાનું છે. પિતાને સર્વસ્વ સોંપી દઇ નિશ્ચિંત થાય એનું જ નામ સુપુત્ર છે. ભગવન્! આપની ઇચ્છાનુસાર કરવા હું સદૈવ તૈયાર જ છું."

યોગાનન્દ: "ધન્ય છે વત્સ ત્હને! જે વ્યાધિગ્રસ્ત મનુષ્ય વૈદ્યના હાથમાં પોતાના પ્રાણ સોંપે છે તેનું જીવન સુરક્ષિત રહે છે. અનેક વૈદ્યોને ઘેર ભટકનાર રોગીનું જીવન ભયગ્રસ્ત હોય છે. ત્હારી આ શરીર પ્રત્યેની શુભનિષ્ઠાથી જે તું આલોક પરલોક

૩. બ્રહ્મજ્ઞોએ એકાક્ષર બ્રહ્મસ્વરૂપ ૐકાર સંબંધી જે વર્ણન કર્યું છે તે ૐકાર બ્રહ્મના અવયવ, સ્થાન, વર્ણ, માયારૂપ કાલ અને લય સંબંધી વર્ણન કરીશ.

૪. એ ૐકાર બ્રહ્મના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ દેવતા, પૃથિવી, અંતરીક્ષ અને સ્વર્ગ, એ ત્રણ ભુવન, ઋક્, યજુઃ અને સામ, એ ત્રણ વેદ, દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આવહનીય નામક ત્રણ અગ્નિ અક્ષર અર્થાત્ અકાર, ઉકાર એ બે સ્વરની ત્રણ માત્રા, અને શિવસ્વરૂપ મકારની અર્દ્ધ માત્રા ગણવામાં આવે છે.

કલ્યાણ સાધી શકશે. આજથી તમારે બધાને અત્રે નિવાસ કરવાનો છે. આ સામેની બીજી બે પર્ણકુટીર તમારે માટે છે. બ્રહ્મચારિજી અને સત્યવ્રત તમારી બરદાસ્ત કરશે. ઘરનો બંદોબસ્ત કરાવી દેજો."

કલ્યાણદાસ "હા પ્રભુ! તે સર્વ થઇ રહેશે. પ્રભુ તે સંભાળશે"

યોગાનન્દઃ "ઠીક, આજે હવે તમે સર્વે બાજુની પર્ણકુટીરમાં જઈ આનંદ કરો. બગીચામાં આમ તેમ ફરો. આજે ગુરુદેવ બહુ યાદ આવે છે માટે કાલ પ્રાતઃકાલ પર્યંત અહિંથી ઉઠવાનું નહિં થાય. તમે, સત્યવ્રત સર્વે ખુબ આનંદ કરો."

એમ કહી સર્વને આશીર્વાદ આપી યોગાનન્દજી આસન પર જ નેત્રો મીંચી સમાધિસ્થ થયા. શીતલપ્રસાદે નિત્યનિયમ પ્રમાણે પર્ણકુટીરના સર્વ દ્વાર બંધ કરી દીધાં.

સર્વે બગીચામાં વિચરણ કરવા લાગ્યાં. પ્રસંગોપાત અધ્યાત્મ સંગીતો થવા લાગ્યા.

રાત્રિને સમયે સર્વે ભજન કીર્તન કરી શય્યાને શરણ થયા.

## ષષ્ઠ અધ્યાય.

### શુદ્ધિ પ્રકાર.

ગુરુદેવની આજ્ઞાનુસાર સર્વે અન્ય પર્ણકુટીરમાં ગયાં. તેમાં એક બીજો ખંડ પણ હતો. ત્યાં બાજોઠ આરામ લેવા જરા આડાં પડયાં. ગોવર્દ્ધનદાસ, કલ્યાણદાસ અને જમના ત્રણે સત્યવ્રતની સ્હામે બેઠાં. ક્ષુધાતુર મનુષ્ય જેમ ઘરના ખૂણેખૂણામાં ફરી વળી આહાર શોધે છે તેમ જ્ઞાનપિપાસુ ગોવર્દ્ધનદાસ વગેરે ત્રણે મનુષ્યો અત્યારે જ્ઞાનક્ષુધાથી પિડાતાં હતાં. તેમને કેવળ જ્ઞાનની જ ઇચ્છા હતી. તેમના મનમાં નિશ્ચય થઇ ગયો હતો કેઃ બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા છે. માટે જ સંસારના વિષય-ભોગથી દૂર રહી કેવળ ઇશ્વર-દર્શન કરવાં અને વિવિધ પ્રકારની વાસનાજાળથી દૂર રહી જીવન્મુક્ત દશા મેળવી પુનઃ જન્મ મરણ ન થાય એવો યત્ન કરવો. આજે તેઓ એ જ યત્નનું એક પગથીયું ઓળંગવા તત્પર થયાં છે. આજે તેઓ જ્ઞાન-ભિક્ષા માગવા સત્યવ્રતની સ્હામે બેઠાં છે. સત્યવ્રત પણ તેમને જ્ઞાન દાન દેવા તત્પર થઇ રહ્યો છે.

સત્યવ્રતે કહ્યું "ગોવર્દ્ધનદાસ! ભાઇ કલ્યાણદાસ! જમના માતા! હું જે કાંઇ કહું તે એકચિત્તે સાંભળજો અને તે જ પ્રમાણે વર્તવાનું શરૂ કરજો. કેવળ જ્ઞાનની વાતો સાંભળી એક કાનેથી બીજે કાને કાઢી નાંખવાથી કશું ફળ નથી. એમાં તો વક્તા અને શ્રોતાનો વખત નકામો જાય છે એટલું જ. એ જ કારણથી હું કોઇના મ્હો આગળ જ્ઞાનની વાતો કરતો નથી. ધર્મનાં ભાષણો કરતો નથી. જેને એ વિષય પસંદ હોય તે ભલે કરે. તેમાં મ્હને વાંધો નથી. મ્હારા વિચારો પ્રમાણે તો જે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી આચરણમાં મૂકે તેને જ ઉપદેશ દેવો. કલ્યાણદાસ કાકા! મનુષ્ય અનેક પાપ-પ્રપંચ-કપટ કરી પુષ્કળ દ્રવ્ય ભેગું કરે તેથી લાભ શો? પેટનો ખાડો તો સવાશેર અન્નથી પૂરાઈ જાય છે અને પાંચ હાથના વસ્ત્રે શરીર ઢંકાઇ શકે છે. નિવાસ માટે એકાદ સાધારણ મકાન હોય તો

ओमित्येकाक्षरं ब्रह्म यदुक्तं ब्रह्मवादिभिः ।
शरीरं तस्य वक्ष्यामि स्थानं कालं लयं तथा ॥ ३ ॥
तत्र देवास्त्रयः प्रोक्ता लोका वेदास्त्रयोऽग्नयः ।
तिस्रो मात्रार्द्धमात्र च अक्षरस्य शिवस्य च ॥ ४ ॥

× × × ×

યોગાનન્દજીએ બે હાથ ઉંચા કરી કહ્યું: "વત્સ! ત્હારૂં કલ્યાણ થાઓ. તું બહુ ઉત્તમ પુરૂષ છે. બ્રહ્મવિદ્યાને પાત્ર છે. યોગવિદ્યાનો અધિકારી છે. પૂર્વજન્મે અનેક સુકૃત્ કર્મ કરી ત્હેં જન્મ ગ્રહણ કર્યો છે. તેથીજ આ જન્મે ત્હને આ સત્બુદ્ધિ સુઝી છે. ત્હારા મન્ત્રોચ્ચારથી હું વિશેષ પ્રસન્ન થયો છું."

સસત્રને બે હાથ સાથે મસ્તક નમાવી કહ્યું: "પ્રભો! એ સર્વ આપની દયા-કૃપાનું જ પરિણામ છે. આ અધમ, પાપી આપને શરણે છે."

યોગાનન્દજી: "આ સર્વને આજથી ત્રણ રાત્રિપર્યંત આ આશ્રમમાં નિવાસ કરવાનો છે. એમ થવાથી એમની ચિત્તવૃત્તિમાં અમુક પ્રકારનો ફેરફાર થશે. ત્રણે દિવસ એમને ફળાહાર કરાવવાથી દેહશુદ્ધિ પણ થશે. પછી એમને અધ્યાત્મજ્ઞાનમાં, ધર્મજ્ઞાનમાં આગળ વધારવાની વ્યવસ્થા થશે. કેમ કલ્યાણદાસ! અહિં રહેવાની ઇચ્છા છે કે?"

કલ્યાણદાસ બે હાથ જોડી બેઠો હતો તેણે કહ્યું: "ભગવંન્! આ પાપી જી[illegible] પર કૃપા કરો છો એ કાંઇ જેવો તેવો ઉપકાર નથી. આપના ચરણમાં મન, વાણી [illegible] કર્મ અમે સમર્પણ કર્યા છે પછી અમારા મનથી અમે જરા પણ વિચાર કરવા [illegible]ર્થ નથી. આપ જેમ કહો તેમ વર્તવું એ જ અમારો ધર્મ છે. આપ અમારા ગુરૂદેવ [illegible]. આપ અમારા ઈશ્વર છો. આપ જ અમારા પિતા છો, આપ જ અમારા માલિક [illegible]. આપ અમને અજ્ઞાન અંધકારમાંથી જ્ઞાન-પ્રકાશમાં લઇ જનાર દેવાધિદેવ છો. આપ [illegible]મને વાસનાના ભયંકર બંધનમાંથી મુક્ત કરનાર ઈશ્વર છો. આપ અમારા જેવા [illegible]મરને ભવસાગરમાંથી તારનાર ભવઉદ્ધારક મહાન્ શક્તિ છો. અમારૂં સર્વસ્વ અમે આપના ચરણમાં સોંપ્યું છે. હવે પછી અમારે હા, ના, કહેવાનું રહેતું જ નથી. આપ જ અમને આજ્ઞા ફરમાવો તેમ અમારે કરવાનું છે. પિતાને સર્વસ્વ સોંપી દઇ નિશ્ચિંત થાય એનું જ નામ સુપુત્ર છે. ભગવન્! આપની ઇચ્છાનુસારે કરવા હું સદૈવ તૈયાર જ છું."

યોગાનન્દ: "ધન્ય છે વત્સ ત્હને! જે વ્યાધિગ્રસ્ત મનુષ્ય વૈદ્યના હાથમાં પોતાન પ્રાણ સોંપે છે તેનું જીવન સુરક્ષિત રહે છે. અનેક વૈદ્યોને ઘેર ભટકનાર રોગીનું જીવન ભયગ્રસ્ત હોય છે. ત્હારી આ શરીર પ્રત્યેની શુભનિષ્ઠાથી જ તું આલોક પરલોક[illegible]

---

૩. બ્રહ્મગણોએ એકાક્ષર બ્રહ્મસ્વરૂપ ૐકાર સંબંધી જે વર્ણન કર્યું છે તે ૐકાર બ્રહ્મના અવયવ, સ્થાન, વર્ણ, માયારૂપ કાલ અને લય સંબંધી વર્ણન કરીશ.

૪. એ ૐકાર બ્રહ્મના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણ દેવતા, પૃથિવી, અંતરીક્ષ અને સ્વર્ગ, એ ત્રણ ભુવન, ઋક્, યજુઃ અને સામ, એ ત્રણ વેદ, દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આવહનીય નામક ત્રણ અગ્નિ અક્ષર અર્થાત્ અકાર, ઉકાર એ બે સ્વરની ત્રણ માત્રા, અને શિવસ્વરૂપ મકારની અર્દ્ધ માત્રા ગણવામાં આવે છે.

કલ્યાણ સાધી શકશે. આજથી તમારે બન્નેને અત્રે નિવાસ કરવાનો છે. આ સાથેની બીજી બે પર્ણકુટીર તમારે માટે છે. બ્રહ્મચારિજી અને સત્યવ્રત તમારી બરદાસ્ત કરશે. ઘરનો બંદોબસ્ત કરાવી દેજો."

કલ્યાણદાસ "હા પ્રભુ! તે સર્વ થઇ રહેશે. પ્રભુ તે સંભાળશે"

યોગાનન્દ: "ઠીક. આજે હવે તમે સર્વે બાજુની પર્ણકુટીરમાં જઈ આનંદ કરો. બગીચામાં આમ તેમ ફરો. આજે ગુરૂદેવ બહુ યાદ આવે છે માટે કાલ પ્રાતઃકાલ પર્યંત અહિંથી ઉઠવાનું નહિં થાય. તમે, સત્યવ્રત સર્વે ખુબ આનંદ કરો."

એમ કહી સર્વેને આશીર્વાદ આપી યોગાનન્દજી આસન પર જ નેત્રો મીંચી સમાધિસ્થ થયા. શીતલપ્રસાદે નિત્યનિયમ પ્રમાણે પર્ણકુટીરના સર્વ દ્વાર બંધ કરી દીધા.

સર્વે બગીચામાં વિચરણ કરવા લાગ્યાં. પ્રસંગોપાત અધ્યાત્મ વાતો થવા લાગી. રાત્રિને સમયે સર્વે ભજન કીર્તન કરી શય્યાને શરણ થયા.

## ષષ્ઠ અધ્યાય.

### શુદ્ધિ પ્રકાર.

ગુરૂદેવની આજ્ઞાનુસાર સર્વે અન્ય પર્ણકુટીરમાં ગયાં. તેમાં એક બીજો ખણ્ડ પણ હતો. ત્યાં બાળકો આરામ લેવા જરા આડાં પડયાં ગોવર્દ્ધનદાસ, કલ્યાણદાસ કાકી અને જયા ત્રણે સત્યવ્રતની સ્હામે બેઠાં. ક્ષુધાતુર મનુષ્ય જેમ ઘરના ખૂણેખૂણામાં ફરી વળી આહાર શોધે છે તેમ જ્ઞાનપિપાસુ ગોવર્દ્ધનદાસ વગેરે ત્રણે મનુષ્યો અત્યારે જ્ઞાનક્ષુધાથી પિડાતાં હતાં તેમને કેવળ જ્ઞાનની જ ઇચ્છા હતી તેમના મનમાં નિશ્ચય થઇ ગયો હતો કે: બ્રહ્મ સત્ય, જગત્ મિથ્યા છે. માટે જ સંસારના વિષય-ભોગથી દૂર રહી કેવળ ઇશ્વર-દર્શન કરવાં અને વિવિધ પ્રકારની વાસનાઓથી દૂર રહી જીવન્મુક્ત દશા ભોગવી પુનઃ જન્મ મરણ ન થાય એવો યત્ન કરવો. આજે તેઓ એ જ યત્નનું એક પગથીયું ઓળંગવા તત્પર થયાં છે. આજે તેઓ જ્ઞાન-ભિક્ષા માગવા સત્યવ્રતની સ્હામે બેઠા છે. સત્યવ્રત પણ તેમને જ્ઞાન દાન દેવા તત્પર થઇ રહ્યો છે.

સત્યવ્રતે કહ્યું: "ગોવર્દ્ધનદાસ! ભાઇ કલ્યાણદાસ! જયા માતા! હું જે કાંઇ કહું તે એકચિત્તે સાંભળજો અને તે જ પ્રમાણે વર્તવાનું શરૂ કરજો. કેવળ જ્ઞાનની વાતો સાંભળી એક કાનેથી બીજે કાને કાઢી નાખવાથી કશું ફળ નથી. એમાં તો વક્તા અને શ્રોતાનો વખત નકામો જાય છે એટલુ જ. એ જ કારણથી હું કોઇના મ્હો આગળ જ્ઞાનની વાતો કરતો નથી. ધર્મનાં ભાષણો કરતો નથી. જેને એ વિષય પસંદ હોય તે ભલે કરે. તેમાં મ્હને વાંધો નથી. મ્હારા વિચારો પ્રમાણે તો જે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી આચરણમાં મૂકે તેને જ ઉપદેશ દેવો. કલ્યાણદાસ કાકા! મનુષ્ય અનેક પાપ-પ્રપંચ-કપટ કરી પુષ્કળ દ્રવ્ય ભેગું કરે તેથી લાભ શો? પેટનો ખાડો તો સવાશેર અન્નથી પુરાઇ જાય છે અને પાંચ હાથના વસ્ત્રવડે શરીર ઢંકાઇ શકે છે, નિવાસ માટે એકાદ સાધારણ મકાન હોય તો

બસ છે, પરન્તુ લોભ, મોહ અને અહં-મમત્વને લીધે જ મનુષ્યો અનેક પ્રકારના દુષ્કર્મો કરે છે અને અનેક પ્રકારના દુઃખો ભોગવે છે. હવે તમે સર્વે અધિકારી જીવો શિવરૂપ થઇ જાઓ અને વારંવાર જન્મ મરણનું ભયંકર દુઃખ ન ભોગવો એ જ લાગણીથી પ્રેરાઇ તમને કાંઇક કહેવા તત્પર થયો છું અને ગુરૂદેવના ચરણ સમીપ તમને લાવી મૂક્યાં છે.

મનુષ્યને કલ્યાણની ઇચ્છા હોય, ઇશ્વરનાં દર્શનની ઇચ્છા હોય તો તેણે પ્રથમ મનમાં દૃઢ નિશ્ચયરૂપે માનવું જોઇએ કે: જગતનો રચનાર ઇશ્વર છે. તેણે જ આ જગત્ રચ્યું છે. તે પરબ્રહ્મ પરમેશ્વર એક અખંડ, નિરાકાર, નિરાકાશ, નિરંજન, નિરામય, સકલસ્થિતિ, કાલ, દેશ, વર્તમાન અબાધિત, આરપાર, શુદ્ધ, નિખિલ, નિર્મળ, અદૃષ્ય, આદિ, મધ્ય, અંત રહિત, નામ રૂપ રહિત, સ્વયજ્ઞાન દૃષ્ટા, સ્વતઃ અસ્તિત્વભાન રહિત, સ્વયં સાક્ષાત્કાર સ્વસિદ્ધસ્વરૂપ છે. એ સાથે માયા પણ અનાદિ છે. માયા કાંઇ બીજી વસ્તુ નથી. ઇશ્વરનીજ ઇચ્છાશકિત તે માયા. એ પરબ્રહ્મ સ્વરૂપના ગુણનું કારણ છે. એ માયા અથવા બ્રહ્મેશ્વર, સ્વરૂપ અહંકાર નિમિત્ત સર્વ અંડ પિંડ ચરાચર બ્રહ્માણ્ડ અને બહિરાણ્ડ ગોળની અંદર તથા બહારના સ્થાનમાં સાત પ્રકારે નિવાસ કરે છે,પ્રથમ જ્ઞાન સ્વરૂપ, દ્વિતીય કલામય, તૃતીય પ્રણવમય, ચતુર્થ નાદમય, પંચમ પ્રાણમય, ષષ્ઠમ વાસિમય, અને સપ્તમ શ્વાસમય–સ્વરૂપ, એમ સાત પ્રકારે નિવાસ કરી રહ્યો છે. એજ સાત બ્રહ્મેશ્વર સ્વરૂપ પ્રકાર એકમય કરી ચાર સ્વરૂપ પ્રકારમાં અખંડ વ્યાપી રહી પંચકૃત્ય વ્યવહાર કરી રહ્યો છે. પ્રથમ તે પરત્વ તન્માત્ર વ્યવહાર કરે છે, જેનાથી યથાર્થ એક નિરાકાર બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. બીજું કર્તૃત્વ દર્શન માત્ર રૂપાકાર વ્યવહાર કરે છે. જેથી યથાર્થ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ત્રીજું, સર્વ કૃત્યત્વદર્શન માત્ર રૂપાકાર વ્યવહાર કરે છે જેથી દેવતા અનુગ્રહ જ્ઞાન પ્રાપ્ત થાય છે. ચોથું, ભોકતૃત્વ નામ માત્ર મૂર્તિધર વ્યવહાર કરે છે જેથી મંત્રાકાર, મંત્ર શબ્દ પ્રકાર, સર્વ શક્તિ સિદ્ધિજ્ઞાન્ પ્રાપ્ત થાય છે. એવી માયાભ્રાંતિ ચાર પ્રકારે થાય છે. એ ચારે પ્રકારનો સાક્ષાત્ અનુભવ કરી લીધા પછી જ્યારે સ્વાનુભવ કૈવલ્ય થઇ જાય છે ત્યારે સુલભ રીતેજ સિદ્ધિ શક્તિનો અનુભવ પણ થઇ જાય છે. પ્રથમ મંત્રદ્વારા ઉચ્ચાટન, આકર્ષણ કરી લીધા પછી રૂપ ધ્યાનદ્વારા સર્વ દેવતા દર્શન, વરપ્રસાદ અને અનુગ્રહ પ્રાપ્ત કરી લઇ, કૈવલ્ય વશ્યદ્વારા, સર્વ શક્તિ સિદ્ધિ કૈવલ્ય કરીને અરૂપ તત્વજ્ઞાન યોગદ્વારા સર્વ શક્તિ સિદ્ધિ બંધન, સ્તંભન, સ્થાપન કરીને અંતે જ્ઞાનયોગદ્વારા સ્વયં અનુભવ કરવા યોગ્ય શકિત સિદ્ધિ કરી શકાય છે. તમારા અધિકાર પ્રમાણે તમને જ્ઞાનયોગ—રાજયોગ સમજાવવાની ધારણા છે. પ્રથમ તમે મનમાં એ પરબ્રહ્મ અને માયા સ્વરૂપની ધારણા કરો. આસપાસની જંજાળ અને આશાઓને દૂર કરી દો. મનને બીજા વિચારોમાંથી પાછું ખેંચી લઇ કેવળ ઇશ્વરના વિચારોમાં અને તેનો સાક્ષાત્કાર કરવાના વિચારોમાંજ જોડી દો, અને તે પ્રાપ્ત થાય એવોજ યત્ન કરો અને સર્વ પ્રકારનો પરિશ્રમ કરો. એજ પ્રથમ આત્મ શુદ્ધિ છે. એજ ચિત્ત શુદ્ધિ છે. અનેક વિયાગોમાં ચિત્તને દોડાવતા રહેશો, તો તમારૂં કાંઇ વળશે નહિ, માટેજ પુનઃ કહું છું કે: કેવળ ઇશ્વર પ્રાપ્તિ માટેજ યત્ન કરો. હવે હું બીજી શુદ્ધિયો કહું છું. તે ધ્યાન દઇને સાંભળો. એવી શુદ્ધિ જ

સાક્ષાત્કાર થશે. શરીરનાં અંગ-પ્રત્યંગની શુદ્ધિ કર્યા વિના આગળ જવાશે નહિ.

**મસ્તક શુદ્ધિ**—શરીરનો મુખ્ય ભાગ મસ્તક છે. એ મસ્તક પ્રપંચ અને વિષયવાસનામાં રહેવાથી અનંત દુઃખ, વ્યાધિ, ભય આદિનું કારણ થાય છે. એને ઉપરોક્ત સત્ય પરબ્રહ્મ પરમેશ્વરની પ્રાપ્તિને માટે ઉપયોગમાં લઇ, તેમાં એ જ વિચારો દૃઢ કરી, બહિરદૃષ્ટિ ખેંચી લઈ આંતરદૃષ્ટિ કરવી જોઇએ નેત્રોને બંધ કરી દૃષ્ટિ શક્તિ શરીરની અંદર વાળી દેવી જોઇએ. પરબ્રહ્મ પરમાત્માનું નિષ્કલંક અસ્તિત્વ મસ્તકના ઉપલા ભાગમાં સહસ્રદલ કમળમાં અથવા બ્રહ્મરન્ધ્રમાં છે. નેત્રની શક્તિ હમેશાં એ જ બ્રહ્મરન્ધ્રમાં રાખવી-જોઇએ. બાહ્ય લક્ષ્ય દૂર થઈ એ સ્થળે લક્ષ્ય રહેવું જોઇએ.

**દ્વિ નેત્રશુદ્ધિ**—શરીરનો બીજો મહત્વનો વિભાગ બે નેત્રો છે. એની બહિર્મુખ અજ્ઞાન-અંધકાર માયાદૃષ્ટિ કે જે મસ્તકના અવિવેકરૂપ આશયને આશ્રય આપે છે, તેને આંતર-આત્મ તરફ વાળી દેવી જોઇએ અને મનોજ્ઞાન પ્રકાશમાં રાખીને મનોલયજ્ઞાન, દૃષ્ટિપ્રકાર આત્મ બ્રહ્મેશ્વર જ્ઞાનદૃષ્ટિ કે જે બ્રહ્મરન્ધ્રમાં છે તેમાં લીન કરવી જોઇએ. એ અનુભવ થવા માટે સર્વદા ઇશ્વર અને ગુરૂની ભક્તિને વશ થઇ-આનંદમગ્ન થઇ નેત્ર પ્રેમજળથી ભરેલાં રાખવાં જોઇએ. તેથી જ નેત્રશુદ્ધિ થાય છે.

**દ્વિ નાસિકા રન્ધ્ર શ્વાસ શુદ્ધિ**-શરીરનો ત્રીજો મહત્વનો ભાગ નાસિકા છે. બહારના માયિક ચંચળ વિષયોની પ્રાપ્તિને માટે શ્રમ લઇને મનુષ્ય જે શ્વાસ અધોમુખ વ્યર્થ ગુમાવે છે તેને આંતર આત્મ-વિષયોમાં વાળી દેવાથી તે આંતર ઉર્ધ્વ પ્રદેશમાં પ્રવેશે છે. એ શ્વાસને ભ્રૂમધ્યદ્વારા બ્રહ્મરન્ધ્ર પર્યંત ચડાવી આત્મ-બ્રહ્મ-સ્વરૂપમાં લીન કરીને સ્વાત્મસુખ, બ્રહ્મજ્ઞાનાનંદસુખ, પરવશાનંદ સુખનો સર્વદા આસ્વાદ લેતા રહેવું જોઇએ. એ અનુભવ કૈવલ્ય થવા માટે શ્વાસલયબોધાનંદ, પરવશ મનોજ્ઞાન સહ બ્રહ્મજ્ઞાન ભાવના ધ્યાનમાં રાખવી જોઇએ. તેથી જ નાસિકાશુદ્ધિ થાય છે.

**દ્વિ કર્ણ શુદ્ધિ**—શરીરનો ચોથો મહત્વનો વિભાગ તે બે કાન છે. એ બન્ને કાન નિત્ય અસત્ય, બહિર, મૃદુ, મંજુલ, અનિત્ય પ્રીતિ શબ્દ-વિષયો સાંભળવામાં લુબ્ધ-થઇ ગયા છે. તેને ગુરૂદેવના શબ્દ-સંગમાં રાખી ચાર વેદ, સર્વ શાસ્ત્ર, શ્રુતિ, યુક્તિ અનુભવ, વિચારજ્ઞાન અને ભક્તિ સાંભળવાના ઉદ્યોગમાં રાખવા જોઇએ. પરનિંદા, પરસ્તુતિ, વિષયભોગાદિકની કુશીલ કથનીઓ વગેરે નિરર્થક શબ્દો સાંભળવાથી બન્ને કાનને રોકી દઇ, કેવળ ગુરૂ મુખદ્વારા ઇશ્વર કથન આદિ શ્રેયસ્કર શબ્દો સાંભળવામાં જ તેને પ્રેરવા જોઇએ. આપણે જે કાંઇ ગુરૂમુખે સાંભળીએ તે સર્વ શબ્દો મનોલય બોધાદિ પરવશ પ્રકારથી અંતર્મુખથી સુષુમ્ણા નાડીદ્વારથી બ્રહ્મરન્ધ્ર પર્યંત લઇ જઇ આત્મબ્રહ્મજ્ઞાન સ્વરૂપમાં લીન કરીને બ્રહ્માનંદ-શબ્દમાં નિમગ્ન રાખવું જોઇએ. એવો કૈવલ્ય-અનુભવ થવા માટે કર્ણેન્દ્રિયને શબ્દ, લયબોધાનંદ, પરવશ મનોલક્ષ્ય બ્રહ્મજ્ઞાન ભાવના ધ્યાનમાં રાખવી જોઇએ. એથી જ કાનની શુદ્ધિ થાય છે.

**જિહ્વા શુદ્ધિ**—શરીરનો પાંચમો મહત્વનો ભાગ જિહ્વા છે. એ જિહ્વાવડે આપણા નિષ્ફળ મનોરથ સાધવા માટે વ્યર્થ શબ્દોચ્ચાર કદી પણ ન કરવો જોઇએ. ઘણા માણસો પાપ પ્રપંચની વાતો અને પરનિંદા કરવામાં જ વાણીનો ક્ષય કરે છે. તેમ થવાથી આત્મશક્તિ ઘણી ઓછી થઇ જાય છે. જગતના મિથ્યા પદાર્થોની પ્રાપ્તિ માટે

એ વાક્ શક્તિનો ઉપયોગ કરવા કરતાં ગુરૂ સેવામાં તત્પર રહી, સર્વદા એ જિહ્વાવડે વેદ, શ્રુતિ, ઇત્યાદિનું અધ્યયન કરવું જોઇએ, અને સેવા મંત્ર, જપ, પ્રભૂ પ્રાર્થના, સ્તુતિ, ધ્યાન પૂજન, અર્ચન, સર્વ આત્માના રક્ષણાર્થે બોધ અથવા ઉપદેશ દેવાના કાર્યમાં તેનો ઉપયોગ કરવો જોઇએ. જિહ્વા એ અન્ન નાડીનો વિભાગ છે. એનું રસસુખ સ્વાસ નાડી દ્વારા જ્ઞાન નાડીમાં ઉતારીને નાસિકા મધ્યમાંથી ભ્રૂમધ્યદ્વારા મનોલય જ્ઞાન ભાવના પ્રકારથી અંતર-ઉર્ધ્વમાં પ્રવેશ કરાવીને બ્રહ્મરન્ધ્રના બ્રહ્મજ્ઞાનાનન્દ સ્વરૂપની અભિનવરૂચિ પ્રાપ્ત કરવી જોઇએ અને અમૃતપાન કરવું જોઇએ. એનો કૈવલ્ય-અનુભવ થવા માટે ષડ્ રસ સુખમાં પૂર્ણ વૈરાગ્ય ધારણ કરી તે સુખ બ્રહ્મજ્ઞાનાનન્દ રસમાં લય કરી દેવું જોઇએ. બ્રહ્મજ્ઞાનાનન્દ આગળ ષડ્રસ નિરર્થક સમજવા જોઇએ. એમ કરવાથી જિહ્વાશુદ્ધિ થાય છે.

**દ્વિ હસ્ત શુદ્ધિ**—શરીરનો છઠ્ઠો મહત્વનો વિભાગ તે દ્વિ હસ્ત (બે હાથ.) છે. એનો કોઇ પણ કામ્ય વિષય કર્મમાં ઉપયોગ કરવો ન જોઇએ. એ બન્ને હાથને નિરંતર ગુરૂ પૂજા સેવા, દેવ-પૂજા સેવા, માનસ પૂજા સેવા, સર્વ આત્માઓનું રક્ષણ અને સેવા તથા અખંડ બ્રહ્મજ્ઞાન ભાવ અને વિરાટ-વિશ્વ-ઇશ્વર, દેવનાભાવ, ધ્યાન ધર્મસેવા, અને સદા પૂર્ણ ભક્તિ કરવાના કાર્યમાં જોડવા જોઇએ. કોઇને મારવામાં, કોઇનું લૂંટવામાં, કોઇ સ્ત્રીનું સતીત્વ નષ્ટ કરવામાં કે કોઇ દુષ્ટ કાર્ય કરવામાં એ બન્ને હસ્તનો ઉપયોગ કદી પણ ન કરવો. ઉપરોક્ત અનુભવ કૈવલ્ય કરવા માટે શરીરદ્વારા શુભ કર્મ, સેવા ક્રિયા, પરોપકાર ક્રિયા, અને તદાત્મ્ય રક્ષક ક્રિયા પૂર્ણ નિષ્કામવૃત્તિથી સેવા કરવી જોઇએ, એમ થવાથી હસ્ત શુદ્ધિ થાય છે.

**દ્વિ પાદ શુદ્ધિ**—શરીરનો સાતમો મહત્વનો વિભાગ બે પગ છે. એને કોઈ પ્રકારના કર્મરૂપી વિષયવાસનાત્મક સ્થલમાં ગમન કરવાના ઉપયોગમાં લેવા ન જોઇએ. તેમ જ કોઈનું અનિષ્ટ કરવા માટે એ પગવડે ચાલવું ન જોઇએ. એનો ઉપયોગ તો ગુરૂ મંદીરમાં ગમન, મહાતીર્થ, યાત્રા ક્ષેત્ર, મહાન્ તપ આશ્રમ સ્થાનમાં ગમન માટે કરવો જોઇએ. જેથી સદ્ગુરૂની સંગતિ થાય, નિત્ય સંતબોધ મળે, વેદ, શાસ્ત્ર, યોગ અને વિચારજ્ઞાન અનુભવનો સાર જે પરબ્રહ્મ પરમેશ્વર તેની પ્રાપ્તિ થશે. એ અનુભવ કૈવલ્ય થવા માટે મહાક્ષેત્ર, મંદિર આદિ પવિત્ર સ્થાનોમાં ગમન કરી એકાંત ભક્તિ કરવી, તેથી બન્ને પગની શુદ્ધિ થાય છે.

ભાઇ કલ્યાણદાસ ! આ પ્રમાણે શરીરનાં અંગોની શુદ્ધિ થાય છે. એનો અભ્યાસ તુરત કરવો જોઇએ. હવે ચિત્ત અને આત્મ શુદ્ધિનો અન્ય પ્રકાર કહું છું અને ત્રયોદશ રાગદ્વેષાદિ ગુણશુદ્ધિ અથવા નિવૃત્તિ ભાવક્રમ કહેવામાં આવે છે. તે સાંભળો.

**રાગગુણ નિવૃત્તિ**-પરસ્ત્રી ગમનની ઇચ્છાને રાગગુણ કહે છે. એ ઇચ્છાથી રાવણનો નાશ થયો. માટે જગતની સર્વ સ્ત્રીઓ માતા, ભગિની અને પુત્રી સમાન જાણવી તેમજ પુરૂષોને પિતા, ભ્રાતૃ અને પુત્ર સમાન માનવા. એવી સમાન રસ ભક્તિનો અનુભવ કરવાથી રાગ ગુણની નિવૃત્તિ થાય છે. કેટલાક આચાર્યો અને ઉપદેશકો મોઢેથી એ પ્રમાણે બોલે છે. પરન્તુ વર્તનમાં રાગ-દ્વેષ હોવાથી તેમનું કલ્યાણ સધાતું નથી. (અપૂર્ણ).

ડા. રા. મહેતા.

॥ जय श्रीहरिः ॥

# બ્રાહ્મણોની ઉન્નતિમાંજ દેશની ઉન્નતિ છે.

## બ્રાહ્મણોને વિદ્યાદાન આપો, તેમને કેળવો અને ધર્મનિષ્ઠ બનાવો.

ખરા અંતઃકરણથી લાગણી રાખી બ્રાહ્મણ ધર્મને ઉત્તેજન આપો.

## દાન આપવા માટે સુપાત્ર સ્થાન આ એકજ છે.

# श्री गोपालकृष्ण सनातन ब्रह्मचर्याश्रम.

સિદ્ધપુર, (ઉત્તર ગુજરાત.)

( સરકારમાં રજીસ્ટર થયેલી અને વિશ્વાસપાત્ર સંસ્થા. )

આ આશ્રમમાં બ્રાહ્મણ બટુકોને રાખી, વેદ, શાસ્ત્ર, સન્ધ્યાદિ ષટ્ કર્મ, અને હોમાદિ સાથે લૌકિક અને પરમાર્થિક વિદ્યાઓનું અધ્યયન કરવામાં આવે છે. જો તમને તમારા દેશના બ્રાહ્મણોની સ્થિતિ સુધારવાની ઇચ્છા હોય, બ્રાહ્મણ ધર્મ ઉત્તેજીત કરવા તમે ચહાતા હો, તો શુભ પર્વોત્સવોને દિવસે આ સંસ્થાના બટુક બ્રાહ્મણોની સેવામાં દાન આપો.

બ્રાહ્મણોને વિનંતિ છે કે પોતાના બાળકોને આ પવિત્ર આશ્રમમા મોકલી સાચા બ્રાહ્મણ બનાવવા. આશ્રમમાં દાખલ થવા આવેલા બાળકોને કમિટીની સંમતિથી દાખલ કરશો.

**વ્યવસ્થાપકઃ**—મુબાઇના મોટા મંદિરવાળા ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી ગોકુલનાથજી મહારાજ ( સંસ્થાના ઉદ્ધારક છે તે ) તથા ગોડલ દિવાન સાહેબ રણછોડલાલ વૃંદાવનદાસ પટવારી તથા અમદાવાદના શ્રીમાન્ શેઠ મંગળદાસ ગિરધરદાસ વિગેરે સજ્જનોની દેખરેખ નીચે ચાલે છે.

દાનવીરોએ એકવાર ખાત્રી કરવી.  લખોઃ—

**મંત્રી શ્રી ગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ.**

મુ. સિદ્ધપુર, (ઉત્તર ગુજરાત.)